॥ ॐ ॥

॥ श्रीसद्गुरुर्विजयतेतमाम् ॥

॥ श्रीपदबोधिनीनामनी संस्कृतटीका तथा ब्रह्मनिष्ठ
महाराज श्रीनथुरामशर्मा-प्रणीत
श्रीरहस्यदीपिकाटीकासहित

# श्रीपातंजलयोगदर्शन ॥

---

યોગવિદ્યાનું જ્ઞાન સંપાદન કરવા ઇચ્છનારાઓના હિતાર્થે

પ્રકટ કરનાર


ગોવિંદજી દાહ્યાભાઈ લાખાણી.

પોરબંદર. કાઠિયાવાડ.


---

"तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मनोऽधिकः।
कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥"

"अयं तु परमो धर्मो यद्योगेनात्मदर्शनम् ॥"

"भवतापेन तप्तानां योगो हि परमौषधम् ॥"

---


ચોથી આવૃત્તિ. પ્રતિ ૧૧૦૦





શાકે ૧૮૪૮ સંવત્ ૧૯૮૨ ખ્રીસ્તાબ્દ ૧૯૨૬

પડત મૂલ્ય રૂ. ૨—૧૦—૦

મુખપૃષ્ઠપરના શ્લોકોનો ભાવાર્થઃ—

"તપસ્વીઓથી યોગી શ્રેષ્ઠ છે, જ્ઞાનીઓથી પણ યોગી શ્રેષ્ઠ માનેલો છે, ને કર્મ કરનારાઓથી પણ યોગી શ્રેષ્ઠ છે તેથી હે અર્જુન! તમે યોગી થાઓ."

શ્રીમદ્ભગવદ્ગીતા.

"યોગવડે આત્માનો સાક્ષાત્કાર કરવો આજ પરમ ધર્મ છે."

શ્રીયાજ્ઞવલ્ક્યમુનિ.

"સંસારરૂપ તાપવડે તપેલાને યોગજ પરમ ઔષધરૂપ છે."

અમદાવાદ—પીરમશા રોડ ઉપર ધી નિર્મળ પ્રીન્ટીંગ
પ્રેસમાં લલ્લુભાઇ ઇશ્વરભાઇ ત્રિવેદીએ છાપ્યુ.

॥ ૐ ॥

# ચોથી આવૃત્તિની પ્રસ્તાવના.

આ ગ્રંથની ત્રીજી આવૃત્તિમાં કેટલોક અગત્યનો સુધારો તથા વધારો કરી આ ચોથી આવૃત્તિ પ્રકટ કરવામાં આવી છે. કાગળના અને છપામણી આદિના ભાવો વધવાથી આ આવૃત્તિના પુસ્તકના મૂલ્યમાં ઉપયોગપૂરતો વધારો કરવામાં આવ્યો છે. સં. ૧૯૮૨

॥ ૐ ॥

# ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના.

બીજી આવૃત્તિના કરતાં આ આવૃત્તિમાં કાગળ ઉંચા વાપરવામાં આવ્યા છે, તથા પુંઠાં સારાં બંધાવવામાં આવ્યાં છે, છતાં મૂલ્યમાં વધારો નહિ કરતાં ઘટાડો કરવામાં આવ્યો છે.

॥ ૐ ॥

# દ્વિતીયાવૃત્તિની પ્રસ્તાવના.

પ્રાણિમાત્રને પ્રાયશઃ દુઃખ પ્રતિકૂલ પ્રતીત થાય છે તેથી તેઓ તેની નિવૃત્તિને ઇચ્છે છે, અને સુખ અનુકૂલ પ્રતીત થાય છે તેથી તેઓ તેની પ્રાપ્તિને ઇચ્છે છે. તેમાં પ્રાકૃતજનો સામાન્યરૂપથી દુઃખની નિવૃત્તિને અને વિષયજન્ય સુખની પ્રાપ્તિને ઇચ્છે છે, અને વિવેકિજનો દુઃખની આત્યંતિકનિવૃત્તિને અને નિરુપાધિક પરમસુખની પ્રાપ્તિને ઇચ્છે છે. તે વિવેકીઓ તાત્કાલિક દુઃખનિવૃત્તિને તથા દુઃખમિશ્રિત વિષયસુખની પ્રાપ્તિને પરમપુરુષાર્થ માનતા નથી. એવી રીતે દુઃખની આત્યંતિકનિવૃત્તિ અને દુઃખરહિત નિરતિશયસુખની નિત્યપ્રાપ્તિ પરમપુરુષાર્થ હોવાથી પુરુષને ઇચ્છવાયોગ્ય છે, અન્ય ઇચ્છવાયોગ્ય નથી, કેમકે એમ અંગીકાર કરવાથીજ " મને કદાપિ દુઃખ ન થાઓ, કિંતુ હું નિરંતર સુખી રહું" આ અનુભવ ઉપપન્ન થઇ શકે છે, અન્યથા થઇ શકતો

નથી. જોકે કોઇ દુઃખાભાવને સુખને માટે માનીને સુખની પ્રાપ્તિને પુરુષાર્થ, અને કોઇ સુખને દુઃખાભાવને માટે માનીને દુઃખની નિવૃત્તિને પુરુષાર્થ, અને કોઈ બંનેને પુરુષાર્થ માને છે તોપણ "**तदत्यन्तविमोक्षोऽपवर्गः ॥**" (તે દુઃખોની અત્યંતનિવૃત્તિ તે મુક્તિ છે,) એ મહર્ષિ ગૌતમના સૂત્રથી તથા "**अथ त्रिविधदुःखात्यन्तनिवृत्तिरत्यन्तपुरुषार्थः ॥**" (ત્રણ પ્રકારનાં દુઃખની અત્યંતનિવૃત્તિ પરમ પુરુષાર્થ છે,) એ શ્રીકપિલમુનિના સૂત્રથી અને લોકોની દુઃખભણીની અત્યંત અરુચિથી દુઃખોની અત્યંતનિવૃત્તિને પરમપુરુષાર્થરૂપ ગણવામાં વિરોધ નથી. એ પ્રમાણે દુઃખની નિવૃત્તિ પુરુષને અભીષ્ટ હોવાથી સંપાદન કરવાયોગ્ય છે એમ સિદ્ધ થયું. યદ્યપિ ભૂતકાલનું દુઃખ તો ભોગદ્વારાજ નિવૃત્ત થઇ ચૂક્યું છે, અને વર્તમાનકાલનું ભોગારૂઢ દુઃખ પણ દ્વિતીય ક્ષણમાં નષ્ટ થવાથી નિવૃત્તપ્રાયજ છે તેથી એ બંનેની નિવૃત્તિ સિદ્ધ કરી શકાય એવી નથી, તથાપિ ભાવિદુઃખની નિવૃત્તિ સિદ્ધ કરી શકાય એવી છે માટેજ પતંજલિભગવાને "**हेयं दुःखमनागतम् ॥**" (ભાવિદુઃખ ત્યજવાયોગ્ય છે,) એ સૂત્રથી ભવિષ્યત્ દુઃખને ત્યજવાયોગ્ય કહ્યું છે. આ ભાવિદુઃખની નિવૃત્તિ આગામિજન્મની નિવૃત્તિને અધીન છે, કેમકે આગામિદેહના સંબંધથી થનારા દુઃખનેજ ભાવિદુઃખ કહેવામાં આવે છે. તે આગામિજન્મની નિવૃત્તિ ધર્માધર્મની નિવૃત્તિને અધીન છે, કારણકે સાભિમાન ધર્માધર્મના અનુષ્ઠાનથીજ આગામી શુભાશુભજન્મની પ્રાપ્તિ થાય છે. તે ધર્માધર્મની નિવૃત્તિ રાગદ્વેષની નિવૃત્તિને અધીન છે, કેમકે અનુકૂલમાં રાગ ને પ્રતિકૂલમાં દ્વેષ હોવાથીજ અન્યના અનુગ્રહદ્વારા અને નિગ્રહદ્વારા અથવા શુભાશુભકર્મના અનુષ્ઠાનદ્વારા ધર્માધર્મની ઉત્પત્તિ થાય છે, સ્વાભાવિક ઉત્પત્તિ થતી નથી. એ રાગદ્વેષની નિવૃત્તિ

અવિદ્યાદિપદવડે કહેવાતા મિથ્યાજ્ઞાનની નિવૃત્તિને અધીન છે, કેમકે મિથ્યાજ્ઞાનજ રાગદ્વેષનું મૂલકારણ છે. એમ હોવાથીજ શ્રીપતંજલિ ભગવાને "**अविद्या क्षेत्रमुत्तरेषां प्रसुप्ततनुविच्छिन्नोदाराणाम्॥**" (પ્રસુપ્ત, તનુ, વિચ્છિન્ન ને ઉદાર અસ્મિતાદિ ક્લેશોનું મૂલકારણ અવિદ્યા છે,) એ સૂત્રવડે અવિદ્યાને રાગદ્વેષનું મૂલકારણ કહેલી છે. આવી રીતે સમગ્ર અનર્થના મૂલભૂત અવિદ્યાનામના મિથ્યાજ્ઞાનની નિવૃત્તિજ સર્વરીતે પ્રથમ પ્રયોજનવાળી હોવાથી કરવાયોગ્ય છે એમ સિદ્ધ થયું. તેથી મહર્ષિ ગૌતમે પણ "**दुःखजन्मप्रवृत्तिदोषमिथ्याज्ञानानामुत्तरोत्तरापाये तदनन्तरापायादपवर्गः॥**" (દુઃખ, જન્મ, પુણ્યપાપરૂપ પ્રવૃત્તિ, રાગદ્વેષરૂપ દોષ ને મિથ્યાજ્ઞાનમાં ઉત્તરઉત્તરની નિવૃત્તિમાં તેના કાર્યરૂપ પૂર્વપૂર્વની નિવૃત્તિથી પુરુષને મુક્તિ થાય છે,) એ સૂત્રથી મિથ્યાજ્ઞાનની નિવૃત્તિપૂર્વક ઉત્તરઉત્તરના રાગાદિની નિવૃત્તિદ્વારા દુઃખની આત્યંતિકનિવૃત્તિરૂપ અપવર્ગની પ્રાપ્તિ કથન કરી છે. યદ્યપિ અનિત્યમાં નિત્યપણાના, અપવિત્રમાં પવિત્રપણાના, દુઃખમાં સુખપણાના અને અનાત્મામાં આત્મપણાના જ્ઞાનના ભેદથી આ મિથ્યાજ્ઞાન અનેક પ્રકારનું છે, તથાપિ આત્માને યથાવત્ નહિ જાણીને જે ચિત્ત આદિ જડમાં આત્મપણાનું જ્ઞાન છે તેજ મિથ્યાજ્ઞાન પ્રથમ નિવૃત્ત કરવાયોગ્ય છે, કેમકે આ મિથ્યાજ્ઞાનના હોવાથીજં સમગ્ર મિથ્યાજ્ઞાન ઉપસ્થિત થાય છે, અને આ મિથ્યાજ્ઞાનના નાશથીજ સર્વ મિથ્યાજ્ઞાન તથા દુઃખ નાશ પામી જાય છે, તેથીજ શ્રીબૃહદારણ્યકઉપનિષદ્‌માં "**आत्मानं चेद्विजानीयादयमस्मीति पूरुषः। किमिच्छन्कस्य कामाय शरीरमनुसंज्वरेत्॥**" (પુરુષ જો આ આત્મા હું છું એમ અપરોક્ષરીતે જાણે તો શાને ઇચ્છતો છતો કોના ભોગમાટે શરીરની પછવાડે સંતાપ પામે?) એ શ્રુતિમાં વ્યતિરેક-

દ્વારા આત્માના અજ્ઞાનનેજ સમગ્ર અનર્થનું કારણ કહેલ છે. આત્માના અજ્ઞાનરૂપ આ મિથ્યાજ્ઞાનનો ઉચ્છેદ કરનાર આત્મજ્ઞાનરૂપ તત્ત્વજ્ઞાનજ છે, કારણકે તત્ત્વજ્ઞાનજ મિથ્યાજ્ઞાનનું વિરોધી છે. આ આત્મજ્ઞાન-નામનું તત્ત્વજ્ઞાનજ ઋતંભરાપ્રજ્ઞાપદનું વાચ્ય છે. એથી આત્મજ્ઞાનજ પુરુષને પ્રથમ સંપાદનીય સિદ્ધ થયું. આ આત્મજ્ઞાન જે સાધનોથી પ્રાપ્ત થાય છે તે સાધનો યદ્યપિ ભિન્ન ભિન્ન શાસ્ત્રમાં ભિન્ન ભિન્ન પ્રતિપાદન કરેલાં છે, તથાપિ શ્રુતિસંમત હોવાથી શ્રવણ, મનન ને નિદિધ્યાસનજ મુખ્યસાધન ગણવાં જોઇએ, અને તેમ હોવાથીજ "आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः॥" (અરે મૈત્રેયિ ! આત્માજ સાક્ષાત્કાર કરવાયોગ્ય, શ્રવણ કરવાયોગ્ય, મનન કરવાયોગ્ય ને નિદિધ્યાસન કરવાયોગ્ય છે,) આ શ્રુતિમાં એ ત્રણનેજ આત્મજ્ઞાનનાં સાધન કહેલાં છે, અન્યને સાધનરૂપે કહેલાં નથી. તેમાં વેદવાક્યોનો અદ્વિતીય બ્રહ્મના સંબંધમાં સમન્વય કરવા-માટે ઉપનિષદોના તાત્પર્યવિષયક અજ્ઞાનસંશયાદિ પ્રતિબંધકનાં નિવર્તક વેદાંતવાક્યોનો ઉપક્રમઉપસંહારની એકતા આદિ ષડ્લિંગદ્વારા નિર્ણય-જનક વિચાર તે શ્રવણ છે. અન્ય મતોની સાથે વિરોધપ્રયુક્ત પ્રમેયની અસંભાવનારૂપ પ્રતિબંધકના નિરાકરણમાટે જે શ્રુતિસ્મૃતિસહકૃત તર્કનું અનુસરણ કરી નિરંતર વેદાંતવાક્યોના અર્થનું ચિંતન તે મનન છે. મનનદ્વારા નિશ્ચય કરેલા પદાર્થના સંબંધની વિપરીતભાવનાની નિવૃત્તિ-માટે ચિત્તને એકાગ્ર કરી દેવાનું નામ નિદિધ્યાસન છે. આ ત્રણમાંથી આત્મજ્ઞાનરૂપ તત્ત્વજ્ઞાનનું અંતરંગસાધન નિદિધ્યાસન છે, અને તેની અપેક્ષાએ અન્ય બહિરંગસાધન છે, માટેજ " ततस्तु तं पश्यति निष्कलं ध्यायमानः ॥ " ( પછી તો ધ્યાન કરનારો તે પ્રાણાદિ કલારહિત પરબ્રહ્મને અનુભવે છે, ) આ શ્રુતિમાં ધ્યાન-

શીલનેજ આત્મજ્ઞાનની યોગ્યતાવાળો કહ્યો છે. નિદિધ્યાસન અને ધ્યાન આ બંને શબ્દ પર્યાય છે માટેજ પૂજ્યચરણ **શ્રીશંકરાચાર્યજીએ** શ્રુતિમાંના " **निदिध्यासितव्यः** " એ પદનો "**निश्चयेन ध्यातव्यः**" (નિશ્ચયવડે ધ્યાન કરવાયોગ્ય છે,) એ અર્થ કર્યો છે. આ ધ્યાનજ કાલક્રમથી પરિપાકદશાને પ્રાપ્ત થઇને સમાધિ, સંપ્રજ્ઞાતયોગ અને અસંપ્રજ્ઞાતયોગ કહેવાય છે.

વિષયભોગવાસના શ્રવણના અંગભૂત યમનિયમાદિથીજ નિવૃત્ત થઇ જાય છે. શાસ્ત્રમાં રહેલો સંશય શ્રવણથી દૂર થઇ જાય છે, પુરુષના સ્વરૂપમાં રહેલી અસંભાવના મનનથી નાશ પામી જાય છે, અને વિપરીતભાવનાની નિવૃત્તિમાટે નિદિધ્યાસનનું અનુષ્ઠાન કર્તવ્ય છે.* વિપરીતભાવના વિદ્યમાન હોય ત્યાંસુધી સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર થઇ

* ચિત્તમાં રહેલી મલિનવાસના જન્મમરણના કારણરૂપ છે તેથી નિદિધ્યાસનનું અનુષ્ઠાન કરવા ઇચ્છનારે વિપરીતભાવનાની પોષક તે વાસનાનો ત્યાગ કરવો જોઇએ, અને શુદ્ધવાસના મોક્ષના હેતુરૂપ છે તેમાટે તે સંપાદન કરવી જોઇએ. **શ્રીયોગવાસિષ્ઠમાં** પણ એમજ કહ્યું છે:—

" **वासना द्विविधा प्रोक्ता शुद्धातिमलिना तथा ।**
**शुद्धा जन्मक्षये हेतुर्मलिना जन्मकारणम् ॥ १ ॥**
**शुभाशुभाभ्यां मार्गाभ्यां वहन्ती वासनासरित् ।**
**पौरुषेण प्रयत्नेन योजनीया शुभे पथि ॥ २ ॥** "

**ભાવાર્થઃ**—વાસના બે પ્રકારની કહી છે, શુદ્ધ તથા અતિમલિન. શુદ્ધ જન્મના ક્ષયમાં હેતુ છે, અને મલિન જન્મનું કારણ છે. ૧ શુભ અને અશુભ માર્ગવડે વહેનારી વાસનારૂપ નદી છે, તેને પુરુષપ્રયત્નવડે શુભમાર્ગમાં જોડવી જોઇએ. ૨

શુભવાસનાની વૃદ્ધિ અને મલિનવાસનાની નિવૃત્તિ અભ્યાસથી થાય છે. કોઇ પણ કાર્યની સિદ્ધિ થવામાં અભ્યાસજ કારણરૂપ છે. **શ્રીયોગરસાયન**માં અભ્યાસનું માહાત્મ્ય નીચે પ્રમાણે કહ્યું છે:—

શકતો નથી તેથીજ " **अथ तद्दर्शनाभ्युपायो योगः ॥** " ( તે બ્રહ્મના દર્શનનો ઉપાય યોગ છે, ) " **श्रद्धाभक्तिध्यानयोगाद्वेहि॥** " ( શ્રદ્ધા, ભક્તિ ને ધ્યાનયોગથી આત્માને જાણ, ) " **अध्यात्मयोगाधिगमेन देवं मत्वा धीरो हर्षशोकौ जहाति॥** " (અધ્યાત્મયોગની પ્રાપ્તિવડે પરમાત્માને જાણીને ધીર પુરુષ હર્ષશોકને ત્યજે છે,) " **ततस्तु तं पश्यति निष्कलं ध्यायमानः ॥** " ( પછી ધ્યાન કરનારો તે કલારહિતને જુએ છે,) તથા " **कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षदावृत्तचक्षुरमृतत्वमिच्छन् ॥** " ( કોઇ ધીર પુરુષ અમૃતપણાની ઇચ્છાવાળો થયો છતો ચક્ષુરાદિ ઇંદ્રિયોની વૃત્તિઓનો નિરોધ કરીને પ્રત્યગાત્માનો સાક્ષાત્કાર કરે છે, ) ઇત્યાદિ શ્રુતિઓમાં નિદિધ્યાસનસંજ્ઞાવાળા યોગને આત્મસાક્ષાત્કારનું કારણ કહેલ છે. મનુભગવાને " **सूक्ष्मतां चान्ववेक्षेत योगेन परमात्मनः॥** " (યોગવડે પરમાત્માની સૂક્ષ્મતાનો સાક્ષાત્કાર કરે, ) એ વચનથી યોગને પરમાત્મામાં રહેલી સૂક્ષ્મતાના સાક્ષાત્કારનું કારણ કહેલ છે; શ્રીયાજ્ઞવલ્ક્યે "**इज्याचारदमाहिंसादानस्वाध्यायकर्मणाम्। अयं तु परमो धर्मो यद्योगेनात्मदर्शनम् ॥**" ( યજ્ઞ, આચાર, દમ, અહિંસા, દાન અને

---

" **सर्वेषां तु पदार्थानामभ्यासः कारणं परम् ।**
**अनभ्यासेन मर्त्यस्य प्राप्तो योगोऽपि नश्यति ॥ १ ॥**
**अभ्यासेन स्थिरं चित्तमभ्यासेनानिलच्युतिः ।**
**अभ्यासेन परानन्दो ह्यभ्यासेनात्मदर्शनम् ॥ २ ॥** "

**ભાવાર્થઃ**—સર્વે પદાર્થોનું પરમ કારણ અભ્યાસ છે. અભ્યાસવિના માણસનો પ્રાપ્ત યોગ પણ નાશ પામે છે. ૧ અભ્યાસવડે ચિત્ત સ્થિર થાય છે, અભ્યાસવડે પ્રાણનો નિરોધ થાય છે, અભ્યાસવડે પરમાનંદ સ્ફુરે છે, અને અભ્યાસવડે આત્મદર્શન થાય છે. ૨

સ્વાધ્યાય એ કર્મોમાંથી યોગવડે આત્માને જે સાક્ષાત્કાર કરવો તેજ પરમ ધર્મ છે, ) એ વચનથી યોગદ્વારા આત્મસાક્ષાત્કારને પરમ ધર્મ કહ્યો છે; બ્રહ્મસૂત્રકાર વ્યાસમુનિએ “ **अपि संराधने प्रत्यक्षानुमानाभ्याम् ॥** ” ( આરાધનરૂપ ધ્યાનકાલમાં યોગિજનો પરમાત્માનો સાક્ષાત્કાર કરે છે એમ શ્રુતિસ્મૃતિથી જણાય છે, ) એ સૂત્રવડે યોગને સગુણબ્રહ્મનો સાક્ષાત્કાર કરનાર પ્રતિપાદન કર્યો છે; ન્યાયદર્શનકાર મહર્ષિ ગૌતમે પણ “ **समाधिविशेषाभ्यासात् ॥** ” ( સમાધિવિશેષના અભ્યાસથી તત્ત્વજ્ઞાન ઉત્પન્ન થાય છે, ) આ સૂત્રથી યોગાભ્યાસનેજ તત્ત્વજ્ઞાનના ઉપાયરૂપે કથન કરેલ છે; અને શ્રીબૃહદારણ્યકઉપનિષદ્‌ના ચતુર્થાધ્યાયના મૈત્રેયીબ્રાહ્મણના વ્યાખ્યાનમાં ભાષ્યકાર શ્રીશંકરાચાર્યજીએ “ **यदैकत्वमेतान्युपगतानि तदा सम्यग्दर्शनं ब्रह्मैकत्वविषयं प्रसीदति नान्यथा श्रवणमात्रेण॥** ” ( જ્યારે આ શ્રવણાદિ ત્રણ એકપણાને પામે છે ત્યારે બ્રહ્મના એકત્વનું સમ્યગ્‌દર્શન શુદ્ધ થાય છે, શ્રવણમાત્રે તેમ થતું નથી, ) આ વાક્યથી કેવલ શ્રવણથી બ્રહ્મસાક્ષાત્કારના અભાવના કથનપૂર્વક નિદિધ્યાસનસહિતના શ્રવણને બ્રહ્મના સાક્ષાત્કારનું જનક કહેલું છે.

શ્રીઆદિત્યપુરાણમાં “ **योगात्संजायते ज्ञानं योगो मय्येकचित्तता ॥** ” ( યોગથી જ્ઞાન ઉત્પન્ન થાય છે, અને મારે વિષે એકચિત્તપણું તે યોગ છે,) એ વચનથી, શ્રીસ્કંદપુરાણમાં “ **आत्मज्ञानेन मुक्तिः स्यात्तच्च योगादृते न हि ॥** ” ( આત્મજ્ઞાનવડે મુક્તિ થાય છે, ને તે જ્ઞાન યોગવિના પ્રાપ્ત થતું નથી, ) આ વચનવડે, શ્રીકૂર્મપુરાણમાં “ **योगाग्निर्दहति क्षिप्रमशेषं पापपञ्जरम् । प्रसन्नं जायते ज्ञानं ज्ञानाग्निर्वाणमृच्छति ॥** ” ( યોગરૂપ અગ્નિ શીઘ્રજ સમગ્ર પાપપંજરને બાળી નાંખે છે તેથી પ્રતિબંધરહિત જ્ઞાન પ્રાપ્ત

થાય છે, અને જ્ઞાનથી નિર્વાણ પામે છે, ) એ શ્લોકથી, **શ્રીદક્ષ**-સ્મૃતિમાં " **स्वसंवेद्यं हि तद्ब्रह्म कुमारी स्त्रीसुखं यथा । अयोगी नैव जानाति जात्यन्धो हि यथा घटम् ॥** " (જેમ કુમારી પતિ-સંગમજન્ય સ્ત્રીસુખને જાણી શકતી નથી, અને જન્માંધ પુરુષ જેમ ઘડાને જાણી શકતો નથી તેમ યોગાભ્યાસથી રહિત પુરુષ આત્માને જાણી શકતો નથી ) એ વચનથી, અને **શ્રીયોગવાસિષ્ઠમાં** "**दुःसहा राम संसारविषवेगविषूचिका । योगगारुडमन्त्रेण पावनेनोपशाम्यति ॥** " ( હે રામ ! જન્મમરણરૂપ સંસારસંજ્ઞાવાળો જે વિષના વેગના જેવો વિષૂચિકા–કોલેરા–રોગ છે તે યોગરૂપ ગારુડમંત્રવડે સુખપૂર્વક નિવૃત્ત થઇ જાય છે, ) એ વાક્યથી યોગને આત્મજ્ઞાનનો જનક કહ્યો છે.

માત્ર શ્રવણને આત્મસાક્ષાત્કારનું કરણ નહિ માનતાં શ્રવણમનન-પછી થનારા નિદિધ્યાસનરૂપ યોગયુક્ત ચિત્તનેજ આત્મસાક્ષાત્કારનું કરણ માનવું ઉચિત છે. " **दृश्यते त्वग्र्यया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः ॥** " ( સૂક્ષ્મદર્શીઓએ સૂક્ષ્મ અને એકાગ્ર બુદ્ધિવડે આત્મા અનુભવાય છે.) ઇત્યાદિ શ્રુતિઓમાં પણ એકાગ્રચિત્તને આત્મ-સાક્ષાત્કારનું કરણ–અસાધારણ કારણ–કહ્યું છે; **શ્રીગીતાભાષ્યમાં** [1] પૂજ્યપાદ શંકરાચાર્યે પણ " **शास्त्राचार्योपदेशशमदमादिसंस्कृतं मन आत्मदर्शने करणम् ॥** " ( શાસ્ત્ર અને આચાર્યના ઉપદેશથી તથા શમદમાદિથી સંસ્કૃત થયેલું મન આત્મસાક્ષાત્કારમાં કરણ છે,) એ વચનથી યોગયુક્ત મનને આત્મજ્ઞાનનું કરણ કહેલ છે; **શ્રીબૃહદારણ્યકઉપનિષદ્‌માં**

---

૧ અધ્યાય બીજો, શ્લોક એકવીશમો.

પણ “ **समाहितो भूत्वाऽऽत्मन्येवात्मानं पश्यति ॥** ” (સમાહિત થઈને શુદ્ધચિત્તમાંજ આત્માને જુએ છે, ) એ શ્રુતિથી સમાહિત-ચિત્તવાળા યોગીનેજ આત્મજ્ઞાનનો અધિકારી કહ્યો છે; તથા શ્રીછાંદોગ્યોપનિષદ્‌માં પણ ભગવાન્ સનત્કુમારે શ્રીનારદપ્રતિ “ **सत्त्व-शुद्धौ ध्रुवा स्मृतिः स्मृतिलंभे सर्वग्रन्थीनां विप्रमोक्षः ॥** ” ( અંતઃકરણની શુદ્ધિ થયે અખંડસ્મૃતિની પ્રાપ્તિ ને તેવી સ્મૃતિની પ્રાપ્તિ થયે અવિવેકાદિ સર્વગ્રંથિઓની સારી રીતે નિવૃત્તિ થઈ જાય છે, ) એ વચનથી સમાધિજન્ય ઋતંભરાનામની અખંડસ્મૃતિનેજ મોક્ષનું કારણ કહેલી છે.

યદ્યપિ જેમને વિપરીતભાવનાનો ઉદય થતો નથી તેમને શ્રવણ-મનનથીજ પ્રતિબંધરહિત જ્ઞાનનો લાભ થવાથી યોગ નિયમથી આત્મ-જ્ઞાનનું કારણ નથી તેથીજ “ **द्वौ क्रमौ चित्तनाशस्य योगो ज्ञानं च राघव । योगो वृत्तिनिरोधो हि ज्ञानं सम्यगवेक्षणम् ॥** ” ( હે રાઘવ ! ચિત્તના નાશના બે ક્રમ છે, યોગ તથા જ્ઞાન; ચિત્ત-વૃત્તિનો નિરોધ તે યોગ, અને યથાર્થ દર્શન તે જ્ઞાન છે, ) એ વચનથી શ્રીવસિષ્ઠમુનિએ વિકલ્પ કહ્યો છે, અને શ્રીપંચદશીના ધ્યાનદીપમાં “**बहुव्याकुलचित्तानां विचारात्तत्त्वधीर्न हि । योगो मुख्यस्तत-स्तेषां धीदर्पस्तेन नश्यति ॥** ” ( બહુ વ્યાકુલ ચિત્તવાળાને વિચારથી તત્ત્વજ્ઞાન થતું નથી તેથી તેમને યોગ મુખ્ય છે, તેવડે તેમની બુદ્ધિના વિક્ષેપ દૂર થઇ જાય છે, ) ઇત્યાદિ વાક્યથી વિક્ષિપ્ત ચિત્તવાળાપ્રતિજ યોગાનુષ્ઠાન કહ્યું છે, સમગ્ર જિજ્ઞાસુપ્રતિ કહ્યું નથી, તથાપિ જે પુરુષો-ને પૂર્વજન્મમાં અભ્યાસ કરેલા યોગથી આ જન્મમાં પૂર્વે અભ્યાસ કરેલા યોગબલનો લાભ થયો છે તે યોગભ્રષ્ટોના સંબંધમાં યોગાભ્યાસ-

વિના જ્ઞાનની પ્રાપ્તિનું પ્રતિપાદન કરનારાં વચનોનું તાત્પર્ય હોવાથી પૂર્વોક્ત પ્રતિપાદનમાં દોષ આવતો નથી.

જે પુરુષોને પૂર્વજન્મમાં અભ્યાસ કરેલાં સાધનોથી તત્ત્વજ્ઞાનનો ઉદય થઇ જાય તેમને પણ પ્રારબ્ધકર્મપ્રયુક્ત દૃષ્ટદુઃખની નિવૃત્તિને માટે યોગ અવશ્ય આશ્રય કરવાયોગ્ય છે, કેમકે આત્મજ્ઞાન આગામી તથા સંચિત કર્મોનોજ અસ્પર્શ તથા નાશ કરવામાં સમર્થ છે, પ્રારબ્ધકર્મની નિવૃત્તિમાં સમર્થ નથી, તેથી બ્રહ્મસૂત્રકાર વ્યાસભગવાને પણ " **तदधिगम उत्तरपूर्वाघयोरश्लेषविनाशौ तद्व्यपदेशात् ॥** " ( બ્રહ્મનો સાક્ષાત્કાર થવાથી આગામિકર્મનો અસ્પર્શ અને સંચિતકર્મનો વિનાશ થાય છે, શ્રુતિમાં તેના કથનથી, ) એ સૂત્રથી પ્રારબ્ધકર્મથી ભિન્ન કર્મોની આત્મજ્ઞાનથી નિવૃત્તિ કહી છે. એવી રીતે પ્રારબ્ધકર્મથી ઉપજતા દૃષ્ટદુઃખની નિવૃત્તિમાટે તથા મનોનાશવાસનાક્ષયદ્વારા જીવન્મુક્તિને સંપાદન કરવામાટે સર્વોત્કૃષ્ટ યોગ મુમુક્ષુને ઉપાદેય છે આ સિદ્ધ થયું.[1]

જોકે શ્વેતાશ્વતર, કઠ ને મૈત્રાયણીય આદિ ઉપનિષદોમાં યોગ પ્રતિપાદિત છે તોપણ તે એકત્ર સાંગોપાંગ નિબદ્ધ નથી માટે પરમકૃપાલુ પતંજલિમુનિએ મુમુક્ષુઓના ઉદ્ધારમાટે તે યોગ સૂત્રોદ્વારા સાંગોપાંગ ચાર પાદોમાં વિભક્ત કરી દીધો છે. આ ગ્રંથનું નામ યોગાનુશાસન, યોગશાસ્ત્ર, યોગસૂત્રો, યોગદર્શન વા પાતંજલયોગદર્શન છે. આ યોગસૂત્રોને, તે અતિસંક્ષિપ્ત અને ગૂઢાર્થ હોવાથી પ્રૌઢજ્ઞાનરહિત જનોને એનાથી ઉપકાર નહિ જોઇને, વ્યાસભગવાને ભાષ્યદ્વારા ભૂષિત અને પરિવર્ધિત કરીને સ્પષ્ટ કર્યાં છે; અને એ ભાષ્યને પણ ગહનવિષયોથી યુક્ત જાણીને સર્વતંત્રસ્વતંત્ર વાચસ્પતિમિશ્રે તત્ત્વવૈશારદીનામની

૧ પ્રસ્તાવનાનો અહીંસુધીનો ઘણોખરો ભાગ સાધુ શ્રીબાલરામજીના લેખને આધારે લખવામાં આવ્યો છે.

વ્યાખ્યાથી અલંકૃત કરેલ છે. આ દર્શનપર બીજાં ભાષ્ય[૧]તથા ટીકાદિ[૨] પણ છે. વર્તમાનમાં જે યોગગ્રંથો[૩] ઉપલબ્ધ છે તેમાં આ ગ્રંથ સર્વોત્તમ છે એમ કહેવામાં અતિશયોક્તિ થતી નથી.

યોગશાસ્ત્રને **સાંખ્યપ્રવચન** પણ કહેવામાં આવે છે, કેમકે આ યોગશાસ્ત્ર સાંખ્યશાસ્ત્રનું પ્રકૃષ્ટથીજ વચન એટલે પ્રતિપાદન કરે છે, અર્થાત્ આ યોગશાસ્ત્રમાં પ્રાયશઃ સર્વ પ્રક્રિયા સાંખ્યનીજ છે, કેવલ ઈશ્વરનો સ્વીકાર અને યોગનું પ્રતિપાદન આમાં પ્રકૃષ્ટ એટલે

૧ **ભવદેવકૃત પાતંજલીય અભિનવભાષ્ય** તથા **રામાનુજકૃત યોગસૂત્રભાષ્ય** એ બે બીજાં ભાષ્યો છે.

૨ **વ્યાસભગવાન**ના યોગભાષ્યપર વિજ્ઞાનભિક્ષુનું **વાર્તિક** છે, ને **નાગેશ**ની વ્યાખ્યા છે. એ વિના આ દર્શનપર **ભોજદેવ**કૃત **રાજમાર્તંડ**, **નારાયણભિક્ષુ**કૃત **યોગસૂત્રગૂઢાર્થદ્યોતનિકા**, ઉદયશંકરકૃત **યોગવૃત્તિસંગ્રહ**, **આનંદના** શિષ્યકૃત **યોગસુધાકર**, ઉમાપતિત્રિપાઠિકૃત **પાતંજલવૃત્તિ**, **ક્ષેમાનંદદીક્ષિતકૃત નવયોગકલ્લોલ**, **ભાવાગણેશકૃત યોગાનુશાસનવૃત્તિ**, **જ્ઞાનાનંદકૃત યોગસૂત્રવૃત્તિ**, **રામાનંદતીર્થકૃત યોગમણિપ્રભા**, **અનંતશર્મકૃત યોગચંદ્રિકા**, **રાઘવાનંદયતિકૃત પાતંજલરહસ્ય**, **શ્રીધરાનંદયતિકૃત પાતંજલરહસ્ય**, **સદાશિવકૃત યોગસૂત્રવૃત્તિ**, **શંકરકૃત યોગસૂત્રવૃત્તિ**, **વૃંદાવનશુક્લકૃત યોગસૂત્રવૃત્તિ** ને **પદબોધિની** એ ટીકાઓ છે, તથા પંડિત **બાલરામ**કૃત ટિપ્પણ છે.

૩ **પાતંજલયોગદર્શન**થી ભિન્ન યોગગ્રંથો વર્તમાનકાલમાં આ પ્રમાણે મળી આવે છે:-**યાજ્ઞવલ્ક્યસંહિતા**, **અમનસ્કખંડ**, **સિદ્ધસિદ્ધાંતપદ્ધતિ**, **ગોરક્ષશતક**, **ખેચરીપટલ**, **ઘેરંડસંહિતા**, **પવનવિજય**, **હઠયોગપ્રદીપિકા**, **શિવસંહિતા**, **યોગસારસંગ્રહ**, **યોગતારાવલિ**, **યોગબીજ**, **રાજયોગ**, **ષટ્ચક્રનિરૂપણ**, **કપિલગીતા** ને **યોગવિચાર**. એ વિના **ઉપનિષદોમાં**, **સ્મૃતિઓમાં**, **પુરાણોમાં**, **ઉપપુરાણોમાં**, **યોગવાસિષ્ઠમાં**, **મહાભારતમાં** તથા **પંચદશી** અને **જીવન્મુક્તિવિવેક** આદિ ગ્રંથોમાં પણ યોગનું નિરૂપણ જોવામાં આવે છે.

અધિક છે આથી આનું નામ સેશ્વરસાંખ્ય પણ કહેવાય છે.

સૂત્રોસહિત ટિપ્પણવાળું તથા ટિપ્પણવિનાનું વ્યાસભાષ્ય તથા વ્યાસભાષ્યપરની વાચસ્પતિમિશ્રની ટીકા, સૂત્રોસહિત યોગવાર્તિક, ભોજવૃત્તિ, યોગમણિપ્રભા, યોગસુધાકર, નાગેશની વ્યાખ્યા ને યોગચંદ્રિકા એ ગ્રંથો દેવનાગરીલિપિમાં મુદ્રાંકિત થયા છે, બાકીનાં ભાષ્યો તથા ટીકાઓ દેવનાગરીલિપિમાં અદ્યાપિપર્યંત મુદ્રાંકિત થયેલાં જાણવામાં નથી.

આ ગ્રંથના ચાર પાદો છે, પ્રથમપાદમાં ઉત્તમાધિકારીમાટે બંને પ્રકારના સમાધિનું નિરૂપણ છે માટે તે પાદનું નામ સમાધિપાદ રાખેલું છે. તે પાદમાં ૫૧ સૂત્રો છે. બીજો પાદ મધ્યમ તથા કનિષ્ઠ અધિકારીમાટે છે. તેમાં તેવા અધિકારીઓને સંપાદન કરવાયોગ્ય જે ક્રિયાયોગ તથા અષ્ટાંગયોગરૂપ સાધનો છે તેમનું નિરૂપણ છે તેથી તેનું નામ સાધનપાદ પાડવામાં આવેલું છે. તે પાદમાં ૫૫ સૂત્રો છે. ત્રીજા પાદમાં મંદાધિકારીને યોગમાં શ્રદ્ધા ઉપજાવવા વિભૂતિઓનું નિરૂપણ કર્યું છે તેથી તેનું નામ વિભૂતિપાદ રાખ્યું છે. તેમાં પણ ૫૫ સૂત્રો છે. ચોથા પાદમાં યોગના મુખ્ય ફલ કૈવલ્યનું નિરૂપણ છે તેથી તે પાદનું નામ કૈવલ્યપાદ રાખવામાં આવ્યું છે. તે પાદમાં ૩૪ સૂત્રો છે. એમ ચાર પાદોમાં ૧૯૫ સૂત્રો છે. તે સૂત્રોમાં કયા કયા વિષયોનું નિરૂપણ છે તે અનુક્રમણિકામાં જોવાથી જણાશે.

આ ગ્રંથની પ્રથમાવૃત્તિમાં સંક્ષિપ્ત ટીકા હતી, તે ટીકાને સ્થાને આ આવૃત્તિમાં વિસ્તૃત ટીકા આપવામાં આવી છે, તથા કોઇ વિદ્વાને રચેલી પદબોધિનીનામની એક સરલ સંસ્કૃતટીકા જે બહુધા ભાષ્યાનુકૂલ છે તે પણ સંશોધન કરીને આપવામાં આવી છે તેથી આ આવૃત્તિ યોગવિદ્યાનું રહસ્ય જાણવા ઇચ્છનારને પ્રથમાવૃત્તિકરતાં વિશેષ ઉપયોગી થઇ પડશે. **इति शिवम्.**

ॐ

# પ્રથમાવૃત્તિની પ્રસ્તાવના.

યોગવિદ્યાના જે ગ્રંથો આજકાલ લોકમાં પ્રસિદ્ધ છે તે સર્વ ગ્રંથોમાં **પાતંજલયોગદર્શન** ગ્રંથ પ્રાચીન તથા વિશેષ સયુક્તિક અને સપ્રમાણ ગણાય છે. એમાં સમાવેલો વિષય અતિગહન, પરંતુ માનવજાતિને અત્યંત ઉપયોગી છે. દુઃખની અત્યંતનિવૃત્તિ, જેને વાસ્તે પ્રાણિમાત્ર નિરંતર ઉદ્યમી રહે છે તે, કેવા ઉપાયોવડે સિદ્ધ થાય છે તે આ ગ્રંથમાં વિસ્તારપૂર્વક સમજાવતાં, વચ્ચે વચ્ચે જે ઐશ્વર્યો સાધકને પ્રાપ્ત થાય છે તે પણ કાર્યકારણભાવ બતાવી સરહસ્ય વિસ્તારથી સમજાવ્યું છે. આર્યજન્મનો મુખ્ય ઉદ્દેશ જે કૈવલ્ય મેળવવાનો છે તે સિદ્ધ કરવાને આ ગ્રંથ વાસ્તવિક માર્ગદર્શક છે એમ જિજ્ઞાસુઓને અભ્યાસ કરવાથી નિઃસંદેહરીતે જણાઈ આવશે.

આ ગ્રંથનાં ચાર પ્રકરણ અથવા પાદ છે. પહેલા પ્રકરણને સમાધિપાદ કહે છે. તેમાં સમાધિના પ્રકાર, તેની પ્રાપ્તિના ઉપાયો તથા ચિત્તની અવસ્થાઓ વગેરેનું વર્ણન છે. બીજા પાદનું નામ સાધન-પાદ છે. તેમાં અવિદ્યારૂપ અશુદ્ધિનો નાશ કરી ચિત્તને સમાહિત-સ્થિતિમાં લાવનાર અષ્ટાંગયોગ વગેરેનું વર્ણન છે. ત્રીજા પ્રકરણનું નામ વિભૂતિપાદ છે. તેમાં વિવિધપ્રકારના સંયમદ્વારા જે ઐશ્વર્યનો લાભ યોગીને થાય છે તેનું વર્ણન છે. સૌથી છેલ્લા અથવા ચોથા પ્રકરણને કૈવલ્યપાદ કહે છે. એમાં કૈવલ્ય-નિર્વાણનું સ્વરૂપ વગેરે સમજાવવામાં આવેલ છે.

અનંત પુણ્યકર્મોના પ્રભાવથી પ્રાપ્ત થયેલો આ મનુષ્યદેહ માત્ર વિષયસેવનમાંજ વ્યર્થ ગાળી નાંખવો એ અનુચિત છે. વીર્યવાન્ અને બુદ્ધિમાન્ અધિકારિજનોએ પોતાની પ્રજ્ઞાને પ્રકાશિત કરવામાટે અવશ્ય પોતાની પ્રકૃતિસ્થિતિને અનુકૂલ આવે એવી રીતે યોગવિદ્યાનું અનુષ્ઠાન કરવામાં તત્પર રહેવું જોઇએ. જેઓ શ્રદ્ધાપૂર્વક પ્રયત્ન કરનારા છે તેમનો ઉત્તરોત્તર ઉત્કર્ષ કરવાને ક્લેશ, કર્મ, વિપાક અને આશયથી રહિત પુરુષવિશેષનું પ્રજ્ઞાસત્ત્વ સર્વત્ર તત્પર છે. દિવ્યચક્ષુ ખોલો, અને પરમસત્યને નિહાળી શાંતિ પામો.

સંવત્ ૧૯૪૭ જેઠવદિ ૩ ગુરુવાર.





# શ્રીપતંજલિમુનિનું ચરિત્ર.

"योगेन चित्तस्य पदेन वाचां मलं शरीरस्य च वैद्यकेन ।
योऽपाकरोत्तं प्रवरं मुनीनां पतञ्जलिं प्राञ्जलिरानतोऽस्मि ॥"

ભાવાર્થ:—જેમણે ચિત્તના મલ યોગસૂત્રરૂપ યોગશાસ્ત્રથી, વાણીના મલ પાણિનિમુનિનાં સૂત્રોપરના મહાભાષ્યરૂપ પદશાસ્ત્રથી અને શરીરના મલ ચરકનામના વૈદ્યકગ્રંથવડે દૂર કર્યા તે મુનિઓમાં ઉત્કૃષ્ટ ભગવાન્ પતંજલિને હું બે હાથ જોડીને નમેલો છું.

હિમાલયપર્વતની ઉત્તરમાં આવેલા ઇલાવૃત્તવર્ષમાં વર્તમાન બ્રહ્માના દ્વિતીયપરાર્ધના શ્વેતવારાહકલ્પના વૈવસ્વતમન્વંતરના અઠ્ઠાવીશમા દ્વાપરયુગના અંતમાં ભગવાન્ પતંજલિ જન્મ્યા હતા એમ પુરાણાદિપરથી જણાય છે. એમના પિતાનું નામ અંગી અને માતાનું નામ ગોણિકા કિંવા સતી હતું. એ ગોણિકા સુપુત્રની પ્રાપ્તિમાટે તપ કરતાં હતાં. તેમણે એક વેલા શ્રીસૂર્યને અર્ધ્યપ્રદાન કરવા અંજલિમાં પવિત્ર જલ ગ્રહણ કરી શ્રીસૂર્યની પોતાને પ્રાજ્ઞ પુત્ર આપવામાટે શુદ્ધભાવથી પ્રાર્થના કરી તે અંજલિ ઉંચો કરી જેવાં તે અર્ધ્ય અર્પણ કરવા જાય છે કે તેમાંથી એક નાનો બાલક નીચે પડ્યો. તે બાલકને ગોણિકાએ પોતાનો પુત્ર માન્યો, અને પોતાના અંજલિમાંથી તે

પડ્યો માટે ગોણિકાએ તેનું નામ પતંજલિ ( અંજલિમાંથી પડેલો ) પાડયું. પછી તે પોતાની માતાને " આપ જ્યારે મારું સ્મરણ કરશો ત્યારે હું શીઘ્ર આપની પાસે આવીશ " એમ કહી તપ કરવા ગયા. તેમની ઉગ્ર તપશ્ચર્યાથી પ્રસન્ન થયેલા ભગવાન્ મહેશ્વરે તેમને મહાભાષ્યાદિ રચવાનું સામર્થ્ય આપ્યું. પછી મહાભાષ્ય, યોગસૂત્રો અને ચરકનામનું વૈદ્યકશાસ્ત્ર રચી તેમનો શિષ્યપ્રશિષ્યદ્વારા ભરતખંડમાં પ્રચાર કર્યો. પછી ગોનર્દનામના[1] દેશમાં જઇ ત્યાં ચિરકાલ નિવાસ કરીને રહ્યા. એમનાં સ્ત્રીનું નામ લોલુપા હતું. ભગવાન્ પતંજલિ ગોનર્દદેશમાં દીર્ઘકાલપર્યંત રહ્યા તેથી તેમનું ગોનર્દીય એવું પણ નામ પડ્યું છે. મહાભાષ્યમાં પણ તેમણે જ્યાં જ્યાં પોતાનો અભિપ્રાય આપ્યો છે ત્યાં ત્યાં " **गोनर्दीयस्त्वाह ॥** " એમ પોતાનું ઓળખાણ આપ્યું છે. મહાભાષ્યમાં " **वार्तिकं, पैत्तिकं, श्लैष्मिकम् ॥** " " **दधित्रपुषं प्रत्यक्षो ज्वरः ॥** " ( દહીં ને કાકડી પ્રત્યક્ષ જ્વર છે, ) ને " **नड्वलोदकं पादरोगः ॥** " ( બરુનું જલ પગનો રોગ છે, ) એવા એવા લેખથી મહાભાષ્યકાર અને ચરકનામનો વૈદ્યકગ્રંથ કરનાર પતંજલિમુનિ એક છે એમ જણાય છે, અને યોગસૂત્રકાર તેથી ભિન્ન હોય એમ પ્રતીત થાય છે, કેમકે યોગશાસ્ત્રનો પરિચય મહાભાષ્યમાં કોઇ સ્થલે મળતો નથી, એમ શંકા થાય તો તેનું સમાધાન આ પ્રમાણે જાણવું:-પ્રસંગવિના યોગનો પરિચય દેવો અનુચિત ગણાય તેથી તેમણે તેનો પરિચય આપ્યો નથી; જો પરિચયનોજ આગ્રહ હોય તો જેમ મહાભાષ્યમાં વૈદ્યકનો પરિચય દેવાથી મહાભાષ્યકારથી વૈદ્યકના રચનાર અભિન્ન છે એમ સ્વીકાર્યું તેમ

---

[1] અયોધ્યાપ્રદેશમાં ગોંડાનામનું જે નગર છે તેની આસપાસના દેશને પૂર્વે ગોનર્દ કહેતા હતા એમ કેટલાક શોધકોનું ધારવું છે.

યોગશાસ્ત્રમાં ચતુર્થપાદના પ્રથમસૂત્રમાં ઔષધજન્યસિદ્ધિના નિરૂપણથી યોગગ્રંથ લખનારને પણ મહાભાષ્યકારથી અભિન્ન અંગીકાર કરવામાં વિરોધ રહેતો નથી. વળી એમ માનવામાં આરંભમાં દર્શાવેલી નમસ્કારની પ્રચલિત ઉક્તિ પણ સહાય થાય છે.

ભગવાન્ પતંજલિના પ્રાદુર્ભાવના સંબંધમાં નીચેની દંતકથા પણ પ્રચલિત છે:—

એક વાર ગોનર્દદેશમાં પાણિનિનામના મુનિ સંધ્યોપાસનના સમયમાં શ્રીસૂર્યને અર્ધ્યપ્રદાન કરતા હતા તેવામાં તેમના અંજલિમાંથી એક નાનું સર્પનું બચ્ચું નીચે પડ્યું, ને બાલકરૂપ થઇ ગયું. તેથી ભય અને આશ્ચર્યને લીધે પાણિનિમુનિથી તે બાલકપ્રતિ "**को भवान्**" –તું કોણ છે?—એમ બોલવાની જગાએ "**कोर्भवान्**" એમ બોલાઇ જવાયું. તે બાલકે મુનિના પ્રશ્નના ઉત્તરમાં "**सर्पोऽहम्**"–હું સર્પ છું–એમ કહેવાને સ્થાને "**सपोऽहम्**" એમ કહ્યું. મુનિએ તેને પૂછ્યું કે "**रेफः कुत्र गतः**"–સર્પશબ્દમાંનો રેફ કયાં ગયો?–તેના ઉત્તરમાં તે બાલકે કહ્યું કે "**त्वया हृतः**"–તે તો તમે લઇ લીધો, કેમકે તમે **को भवान्**ને સ્થાને **कोर्भवान्** બોલ્યા છો. મુનિ તે બાલકના તે ઉત્તરથી પ્રસન્ન થયા. તે બાલક અંજલિમાંથી પડ્યો માટે તેનું નામ પતંજલિ કહેવાયું, ને તેમણેજ પાણિનિમુનિના વ્યાકરણપર મહાભાષ્ય રચ્યું. ચરકનામનો વૈદ્યકગ્રંથ અને યોગસૂત્રો પણ તેમણેજ રચ્યાં છે.

ક્ષણિકવિજ્ઞાનવાદ બુદ્ધધર્મનો પ્રાદુર્ભાવ થયા પછી પ્રચલિત થયો છે, ને તે ક્ષણિકવિજ્ઞાનવાદનું યોગદર્શનમાં ખંડન કરેલું છે તેથી અનુમાન થાય છે કે પતંજલિમુનિ દ્વાપરયુગના અંતમાં નહિ, પણ બુદ્ધના નિર્વાણપછી થયા હશે એમ શંકા થાય તો તેનું સમાધાન આ પ્રમાણે જાણવું:—બુદ્ધના પ્રાદુર્ભાવની પૂર્વે પણ જનમંડળમાં

ક્ષણિકવિજ્ઞાનવાદ પ્રચલિત હશે, અને કાલે કરીને તે વિચારો બુદ્ધધર્મમાં પ્રવેશ પામ્યા હશે. તે પ્રથમના ક્ષણિકવિજ્ઞાનવાદની યુક્તિઓનું નિરાકરણ ભગવાન્ પતંજલિએ પોતાના યોગગ્રંથમાં થોડાં સૂત્રોવડે કરેલું હશે; કિંવા આ દર્શનમાં વર્તમાનકાલે જે ૧૯૫ સૂત્રો પ્રતીત થાય છે તે બધાં સૂત્રો ભગવાન્ પતંજલિપ્રણીત નહિ હોય, પણ તેમાંનાં ક્ષણિકવિજ્ઞાનવાદના ખંડનવિનાનાં અન્ય સૂત્રો તેમણે રચ્યાં હશે, અને તેનો પોતાના શિષ્યપ્રશિષ્યદ્વારા પ્રચાર કર્યો હશે, પશ્ચાત્ બુદ્ધધર્મનો પ્રાદુર્ભાવ થયા પછી કોઇ વિદ્વાને તે મતનું નિરાકરણ કરનારાં સૂત્રો તેમાં ઉમેર્યાં હશે. એ બેમાંની કોઇ પણ એક વાત સ્વીકારવાથી પૂર્વોક્ત શંકાનું નિરાકરણ થઇ જાય છે.

પતંજલિમુનિના સંબંધમાં ઉપર જે સ્વરૂપ નિરૂપણ કરવામાં આવ્યું તેથી વધારે વિગત વર્તમાનમાં મળી શકતી નથી.



॥ ૐ ॥

# ॥ श्रीपातंजलयोगदर्शन ॥

## વિષયદર્શક અનુક્રમણિકા.

### ૧ સમાધિપાદ.

## ૨ સાધનપાદ.

## ૩ વિભૂતિપાદ.

## ૪ કૈવલ્યપાદ.

ૐ

# શ્રીપાતંજલયોગદર્શનમાંના અતિઉપ-યોગી શબ્દોનું સૂચીપત્ર.

## અગત્યના દોષોનું શુદ્ધિપત્રક.

| પૃષ્ઠાંક. | પંક્ત્યંક. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩ | ૨૧ | નિરથક | નિરર્થક |
| ૪ | ૨૧ | અન્વયવ્યતિરેકવેડ | અન્વયવ્યતિરેકવડે |
| ૫ | ૧૨ | ब्रह्मणः | ब्रह्मणः |
| ,, | ૨૩ | વાપરેલા | વાપરેલો |
| ૬ | ૬ | અથવાળો | અર્થવાળો |
| ૭ | ૧૧ | यावद्धादिगतं | यावद्धृदिगतं |
| ૧૪ | ૬ | यदा | तदा |
| ૨૯ | ૨૦ | गृहीतानिन्द्रिय | गृहीतानिन्द्रियै |
| ૬૧ | ૧૦ | नञ | नञ् |
| ૧૨૦ | ૧૦ | ર્તમાન | વર્તમાન |
| ૧૨૧ | ૨૪ | મક્તપુરુષોને | મુક્તપુરુષોને |
| ૧૬૨ | ૧૯ | વિષમેના | વિષયોના |

| પૃષ્ઠાંક. | પંક્ત્યંક. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૭૪ | ૭ | શ્રૂતેલું | સૂતેલું |
| ૧૯૦ | ૭ | સક્ષ્મ | સૂક્ષ્મ |
| ૨૪૭ | ૨૧ | तन्वनुबम्धः | तन्वनुबन्धः |
| ૩૧૯ | ૧૫ | दृश्यत्वयोग्यता | दृश्यत्वयोग्यता |
| ૩૪૦ | ૧૮ | પ્રપ્તિકારણુ | પ્રાપ્તિકારણુ |
| ૩૬૩ | ૫ | મોક્ષશાસ્ત્રેનું | મોક્ષશાસ્ત્રોનું |
| ૩૬૫ | ૧૫ | ह्रिं | ह्रीं |
| ૩૮૭ | ૨ | યમાદ્રિ | યમાદિ |
| ૪૦૩ | ૨૩ | नमत्रेति | न्मात्रेति |
| ૪૪૧ | ૧૩ | विशेषणोत्तिष्ठ | विशेषणोत्तिष्ठ |
| ૪૬૪ | ૧૦ | પકારના | પ્રકારના |
| ૪૭૧ | ૧૦ | થ ય છે | થાય છે |
| ૪૭૭ | ૪ | આપવનો | આપવ નો |
| ૪૮૩ | ૧૬ | ખડો છે | ખંડો છે |
| ,, | ૨૨ | ખડો છે. | ખંડો છે. |
| ૫૩૨ | ૧૯ | પ્રવહ | પ્રવાહ |
| ૫૪૩ | ૭ | ભમિઓ | ભૂમિઓ |
| ૫૫૭ | ૧૫ | ઔષાધસિદ્ધ | ઔષધિસિદ્ધ |

પૂર્વના પૃષ્ઠાંક ૧૨ ના ટિપ્પણુમાં "કેટલાંક સૂત્રોમાંના વિવેચનમાં પણુ તેઓના લેખનો ઉપયોગ કરવામાં આવ્યો છે." એટલું વધારવું.



## ॥ मंगलाचरणम् ॥

# ॥ श्रीनाथनुतिनवकम् ॥

आगृह्याशु जनान्स्मराभिधकरी भोगैषणाशुंडतो,
घोरे संसृतिसागरे क्षिपति यो भीमो भृशं भ्रामयन् ।
तं जित्वाऽरतिताङ्कुशेन दृढतादुर्गेऽत्र योऽस्थापयत्,
तस्मै श्रीपरमात्मनाथगुरवे कैवल्यधाम्ने नमः ॥ १ ॥

विद्वत्तासुकृतज्ञताप्रणयिताकारुण्यधैर्यार्यता,-
मैत्र्याद्युत्तमवल्लरीश्च कुरुते यो भस्मसात्सत्वरम् ।
तं क्रोधाग्निमिहाशु यो निरुपमक्षान्त्यंबुनाऽप्लावयेत्,
तस्मै श्रीपरमात्मनाथगुरवे कैवल्यधाम्ने नमः ॥ २ ॥

दारापत्यधनादिलोभनिगडैर्बद्धा जनाः सर्वतः,
स्वात्मक्षेममनुत्तमं किमपि नो कर्तुं भवन्ति क्षमाः ।
येनौदार्यधियाऽसिनाऽत्र सहसा तद्बंधनं छेदितं,
तस्मै श्रीपरमात्मनाथगुरवे कैवल्यधाम्ने नमः ॥ ३ ॥

देहाद्यस्म्यहमस्ति मे च वनिताविचात्मजोर्व्यादिकं,
संजानन्वदतीति मोहमदिरापानप्रभावान्नरः ।
येनैषा सुविचारतो भ्रमकरी त्यक्ता सदा दूरत,-
स्तस्मै श्रीपरमात्मनाथगुरवे कैवल्यधाम्ने नमः ॥ ४ ॥
देवीं वस्तुविकाशिनीं सुविमलामन्तर्दृशं सर्वतो,
रुध्वाऽज्ञानतमो विमोहयति यत् संदर्शयच्छून्यताम् ।
तद्वेदान्तविवेकदीपकिरणैर्येनाशु निर्णाशितं,
तस्मै श्रीपरमात्मनाथगुरवे कैवल्यधाम्ने नमः ॥ ५ ॥
स्वस्मिन्नस्ति विकल्पितं जगदिदं सच्चित्सुखे यद्यपि,
भोक्तृत्वं तु बहिस्तथापि लभते मायामहानिद्रया ।
यः स्वात्मस्मृतिजाग्रति प्रतिदिनं जागर्ति संत्यज्य तां,
तस्मै श्रीपरमात्मनाथगुरवे कैवल्यधाम्ने नमः ॥ ६ ॥
नानायोनिषु संचरंत इषिताः क्लेशैश्च कर्मादिभि,-
स्तप्यन्तेऽविरतं तु यैस्तनुभृतो विण्मूत्रपूयादिषु ।
ते ब्रह्माद्वययोगतोऽत्र सकला उन्मूलिता मूलत,-
स्तस्मै श्रीपरमात्मनाथगुरवे कैवल्यधाम्ने नमः ॥ ७ ॥
रूपं वास्तविकं यथात्र परमं परमचिदानंदकं,
मायादोषविवर्जितं सुविशदं निर्वाणभूतं सकृत् ।
वद्धवाप्यपि यस्य मानवमुखीलाग्रं कौकिकं,

तस्मै श्रीपरमात्मनाथगुरवे कैवल्यधाम्ने नमः ॥ ८ ॥
ज्ञानोपासनकर्मणां प्रकटिता ग्रंथा अनेके शुभा,
गौर्जर्यां मृदुवाचि येन कृपया तत्तद्भृतां हेतवे ।
आप्तः सन्नपि सर्वथाऽऽचरति यस्त्वेतत्त्रयं सर्वदा,
तस्मै श्रीपरमात्मनाथगुरवे कैवल्यधाम्ने नमः ॥ ९ ॥
इत्येताद्गिरिजादिशंकरकृतं मायाविकारापहं,
श्रीमन्नाथगुणानुवादनवकं सत्प्रीतिसंपादकम् ।
ये गायन्ति गृणान्ति वा प्रतिदिनं शृण्वन्त्यलं भक्तित,-
स्सद्यस्तत्कृपयाऽऽप्नुवन्ति खलु ते धर्मापवर्गादिकम् ॥१०॥

---

અર્થ:—જે કામરૂપ ભયંકર હસ્તી પોતાની વિષયભોગવાસના-રૂપ સૂંઢથી જનસમૂહને સત્વર સપડાવીને બહુ ભ્રમણ કરાવતો છતો સંસારરૂપ ઘોર સાગરમાં ફેંકી દે છે તે કામરૂપ ભયંકર અને દુર્જિત હસ્તીને જેઓશ્રી વિમલવૈરાગ્યરૂપ તીક્ષ્ણ અંકુશથી જિતીને સુદૃઢતા-રૂપ કિલ્લામાં કેદ કરતા હવા તે શ્રીકૈવલ્યસ્વરૂપ સદ્ગુરુવર્ય શ્રીમન્નાથ-પરમાત્માને પ્રેમપૂર્વક સવિનય હું નમસ્કાર કરું છું. ૧

જે ક્રોધરૂપ પ્રચંડ અગ્નિ વિદ્વત્તા, કૃતજ્ઞતા, નમ્રતા, કારુણ્ય, ધૈર્ય, આર્જવ અને મૈત્રી આદિ સર્વોત્તમ સદ્ગુણોરૂપ ઉત્તમ વેલોને બાળીને સત્વર ભસ્મ કરે છે તે ક્રોધરૂપ દારુણ અગ્નિને જેઓશ્રી નિરુપમ ક્ષમારૂપ શીતલ જલથી શાન્ત કરતા હવા તે શ્રીકૈવલ્યસ્વરૂપ સદ્ગુરુવર્ય શ્રીમન્નાથપરમાત્માને પ્રેમ અને વિનયપૂર્વક હું નમસ્કાર કરું છું. ૨

સ્ત્રી, પુત્ર ને દ્રવ્ય આદિના લોભરૂપ જે દૃઢ પાશથી સર્વભણી-થી બંધાયેલા જનો પોતાના આત્માનું વાસ્તવિક કલ્યાણ કરવાને જરા પણ શક્તિમાન્ થતા નથી તે સુતવિત્તવનિતાદિના લોભરૂપ દૃઢ પાશને જેઓશ્રીએ ઉદારપણાવાળી બુદ્ધિરૂપ તીક્ષ્ણ તલવારથી ત્વરિત છેદી નાંખેલ છે તે શ્રીકૈવલ્યસ્વરૂપ ગુરુવર્ય શ્રીમન્નાથપરમાત્માને સપ્રેમ વિનયપૂર્વક હું નમસ્કાર કરું છું. ૩

મોહરૂપ મદિરાના પાનપ્રભાવથી મદાંધ થયેલો માણસ પોતા-ના વાસ્તવિક સ્વરૂપને વીસરી જઇ આ દેહ પ્રાણ મન ને બુદ્ધિ આદિ હું છું, તથા વનિતા પુત્ર વિત્ત પૃથિવી વગેરે મારાં છે એમ જાણતો છતો બકવાદ કરે છે તે સ્વાત્માના વાસ્તવિક સ્વરૂપમાં ભ્રાન્તિ ઉપજાવનારી મોહરૂપ મદિરા જેઓશ્રીએ સત્શાસ્ત્રના શ્રેષ્ઠ વિચાર-વડે સદા દૂરથીજ સમ્યક્ પ્રકારે ત્યજેલી છે તે શ્રીકૈવલ્યસ્વરૂપ ગુરુવર્ય શ્રીમન્નાથપરમાત્માને સવિનય પ્રેમપૂર્વક હું નમસ્કાર કરું છું. ૪

જે અજ્ઞાનરૂપ ગાઢ અંધારું દિવ્ય, વિમલ અને વસ્તુનું યથાર્થ ભાન કરાવનારી અંતર્દૃષ્ટિને સર્વભણીથી નિરોધ કરીને આત્માના સચ્ચિદાનંદસ્વરૂપમાં શૂન્યપણું દર્શાવતું છતું વ્યામોહને ઉત્પન્ન કરે છે તે અજ્ઞાનરૂપ ગાઢ તિમિરને જેઓશ્રીએ વેદાંતના ઉત્તમ વિવેકરૂપ દીપના પ્રકાશમય કિરણોવડે ત્વરાથી નષ્ટ કરેલ છે તે શ્રીકૈવલ્યસ્વરૂપ સદ્ગુરુવર્ય શ્રીમન્નાથપરમાત્માને પ્રેમપૂર્વક હું નમસ્કાર કરું છું. ૫

આ દૃશ્યમાન થતું સઘળું જગત્ જોકે વિવર્તરૂપે સચ્ચિદાનંદ આત્માની અંતઃ કલ્પાયેલું છે, તથાપિ માયારૂપ મહાનિદ્રાવડે બાહ્ય પ્રકટ થયેલું હોય એમ પ્રાપ્ત થાય છે, તે માયારૂપ મહાનિદ્રાનો ત્યાગ

કરી જેઓશ્રી પોતાના સતસ્વરૂપની સ્મૃતિરૂપ જાગ્રદ્દશામાં નિરંતર જાગે છે તે શ્રીકૈવલ્યસ્વરૂપ સદ્દગુરુવર્ય શ્રીમન્નાથપરમાત્માને પ્રેમપૂર્વક હું નમસ્કાર કરું છું. ૬

ક્લેશ,–અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ ને અભિનિવેશ,–કર્મ, વિપાક અને વાસનાથી પ્રેરાયેલા જીવો ભિન્ન ભિન્ન પ્રકારની યોનિઓમાં વિષ્ઠા, મૂત્ર ને પરુ આદિ અપવિત્ર પદાર્થોમાં નિરંતર વિચરતાથકા સંતાપ પામે છે તે સર્વ ક્લેશકર્માદિને જેઓશ્રીએ એક બ્રહ્મજ છે એવા જ્ઞાનરૂપ યોગવડે મૂલથીજ ઊખેડી નાંખેલ છે તે શ્રીકૈવલ્યસ્વરૂપ સદ્દગુરુવર્ય શ્રીમન્નાથપરમાત્માને હું પ્રેમપૂર્વક નમસ્કાર કરું છું. ૭

જેઓશ્રીનું પારમાર્થિક સ્વરૂપ જેમ માયાના દોષથી રહિત, શ્રેષ્ઠ, સત્ ચિત્ ને આનંદમય, નિર્મલ, પૂર્ણ અને નિર્વાણસ્વરૂપ છે તેમજ લીલાથી ગ્રહણ કરેલું લૌકિક માનુષસ્વરૂપ પણ સર્વ પ્રકારે માયાના દોષથી રહિત, શ્રેષ્ઠ, સચ્ચિદાનંદમય, નિર્મલ, પૂર્ણ અને નિર્વાણસ્વરૂપ છે તે શ્રીકૈવલ્યસ્વરૂપ સદ્દગુરુવર્ય શ્રીમન્નાથપરમાત્માને પ્રેમપૂર્વક હું નમસ્કાર કરું છું. ૮

શ્રીઉપનિષત્, શ્રીવેદાંતદર્શન, શ્રીગીતાજી, શ્રીયોગદર્શન, શ્રીયોગપ્રભાકર, શ્રીપરમપદબોધિની ને શ્રીસંધ્યાદિ ષટ્કર્મના ગ્રંથો આદિ જ્ઞાન, ઉપાસના અને સત્કર્મના અનેક શુભ ગ્રંથોને તે તે પ્રકારના અધિકારીઓ અનાયાસથી સમજી શકે તે વાસ્તે તેઓપર કરુણા લાવી જેઓશ્રીએ સરલ ગુર્જરીભાષામાં પ્રકટ કરેલ છે, અને જેઓશ્રી પોતે જ્ઞાન, ઉપાસના તથા સત્કર્મોથી પારંગત થયેલ છતાં પણ તે તે વિષયના અધિકારીના હિતાર્થે સ્વયમેવ સર્વદા સર્વ પ્રકારે એ ત્રણેનું આચરણ કરી બતાવે છે તે શ્રીકૈવલ્યસ્વરૂપ સદ્દગુરુવર્ય આચાર્યભગવાન્ શ્રીમન્નાથપરમાત્માને પ્રેમપૂર્વક હું નમસ્કાર કરું છું. ૯

એ પ્રમાણે ગિરિજાશંકરવિરચિત શ્રીમન્નાથભગવાનના પવિત્ર અદ્ગુણપણાના કિંચિત્ અનુવાદને કરનારું આ નવક છે તે માયાના વિકારનો નાશ કરનારું, તથા શ્રીઆચાર્યભગવાનની પ્રીતિને પ્રાપ્ત કરાવનારું છે. આ નવકને જે મનુષ્યો નિરંતર પૂર્ણ ભક્તિપૂર્વક પ્રાતઃ-સાયંકાલે ગાય છે, અથવા અન્યપાસેથી શ્રવણ કરી હૃદયમાં અનુ-ધારણ કરે છે તે મનુષ્યો નિશ્ચય શ્રીસદ્ગુરુભગવાનની પરમ કૃપાવડે ધર્મ, અર્થ, કામ અને નિઃશ્રેયસને સત્વર સંપાદન કરે છે. ૧૦

श्रीनाथपादपद्मदास
**गिरिजाशंकरशर्मा.**





॥ श्रीसद्गुरुर्विजयतेतमाम् ॥

# ॥ श्रीपातंजलयोगदर्शन ॥

## ॥ श्रीपदबोधिनी तथा श्रीरहस्यदीपिका टीकासहित ॥

## १ સમાધિપાદ.

મંગલાચરણ, ટીકાના આરંભની પ્રતિજ્ઞા ને ગ્રંથારંભનો હેતુ.

नमः श्रीप्रणवार्थाय प्रपंचोत्पत्तिहेतवे ।
अविद्यादिरहिताय चिद्घनाय शिवाय च ॥ १ ॥
सूत्रभाष्यकृतौ नत्वा नत्वा योगविदः पुनः ।
रहस्यदीपिकाख्येयं योगव्याख्योपक्रम्यते ॥ २ ॥

અર્થ:—જગતની ઉત્પત્તિના હેતુરૂપ, અવિદ્યાદિ ક્લેશ કર્મ વિપાક અને આશયથી રહિત, ચૈતન્યઘન અને કલ્યાણરૂપ શ્રીપ્રણવના

અર્થરૂપ **શ્રીદક્ષિણામૂર્તિને** નમસ્કાર. ૧ યોગસૂત્રકાર **શ્રીપતંજલિમુનિ**-ને તથા યોગભાષ્યકાર **શ્રીકૃષ્ણદ્વૈપાયનને** નમન કરીને, તેમજ યોગ-તત્ત્વરહસ્યના જ્ઞાતાઓને નમન કરીને **શ્રીરહસ્યદીપિકાનામની** આ યોગવ્યાખ્યાનો આરંભ કરાય છે. ૨

ન્યાયશાસ્ત્રમાં સોળ પદાર્થોનું પ્રતિપાદન કરેલું છે તે સોળ પદાર્થોના જ્ઞાનથી, તથા વૈશેષિકશાસ્ત્રમાં સાત પદાર્થો કહેલા છે તે સાત પદાર્થોના જ્ઞાનથી પુરુષની વિવેચનશક્તિ તીક્ષ્ણ થાય છે, અને આત્મા-નું જડરૂપે અસ્તિત્વ છે એવું ભાન થાય છે; સાંખ્યશાસ્ત્રમાં પ્રકૃતિ-પુરુષનો વિવેક દર્શાવેલો છે, તે પ્રકૃતિપુરુષના વિવેકને સંપાદન કરવાથી ચિતિશક્તિ–પુરુષ–અપરિણામિનિત્ય છે, પ્રકૃતિ પરિણામિનિત્ય છે, અને પ્રકૃતિના પરિણામરૂપ અન્ય પદાર્થો પરિણામી તથા અનિત્ય છે એમ જાણવામાં આવે છે; પૂર્વમીમાંસામાં વેદપ્રતિપાદિત કર્મો કેવી રીતે કરવાં તેનું નિરૂપણ કર્યું છે, તેમાં કહેલી રીતે વેદપ્રતિપાદિત વિહિતકર્મોનું શ્રદ્ધાપૂર્વક યથાવિધિ અનુષ્ઠાન કરવાથી જડચેતનરૂપ જીવને નિત્યસ્વર્ગની પ્રાપ્તિ થાય છે એમ સમજાય છે; અને વેદાંતદર્શનમાં બ્રહ્મતત્ત્વનું નિરૂપણ કર્યું છે, તેના શ્રવણાદિથી જીવનું પારમાર્થિક સ્વરૂપ બ્રહ્મજ છે એમ જ્ઞાત થાય છે. એ પાંચ દર્શનોમાંના કોઈ પણ દર્શનમાં આત્મસ્વરૂપ-નો કરામલકવત્ અનુભવ કરવામાં ઉપયોગી એવાં સાધનોનું નિયમ-પૂર્વક વિસ્તૃત વર્ણન નથી, એ ન્યૂનતા દૂર કરવા ઇચ્છતા ભગ-વાન્ પતંજલિ પરંપરાપ્રાપ્ત અને તત્ત્વસાક્ષાત્કારમાં અતીવ ઉપકારક જે ચિત્તનિરોધ તેના સ્વરૂપને, તેના જ્ઞાનમોક્ષના હેતુપણાને તથા તેનાં સાધનાદિના ઉપદેશને નિયમપૂર્વક સંક્ષેપમાં સંગ્રહ કરવા, અને હેયોપાદેયનું વિવેચન કરી ઉપાદેયમાં ચિત્તની સ્થિતિ કરવા ઇચ્છતા સાધકજનોને સુખપૂર્વક તેનો બોધ થવા આ યોગશાસ્ત્રનો આરંભ કરે

છે. તેનું પ્રથમ સૂત્ર× આ છેઃ—

## अथ योगानुशासनम् ॥ १ ॥

**पदबोधिनी टीकाः**—अथ आरम्भे । योगः समाधिः । युज् समाधौ धातुः । तस्य अनुशासनम् उपदिष्टस्य तस्य पुनरुपदेशः । हिरण्यगर्भादिभिरुपदिष्टं योगशास्त्रमारभ्यत इति सूत्रार्थः ॥ १ ॥

**સૂત્રાર્થઃ**—યોગાનુશાસનનો ( હિરણ્યગર્ભાદિએ ઉપદેશ કરેલા યોગશાસ્ત્રનો ) આરંભ કરાય છે. ૧

**વિવેચનઃ**—**અથ** એ શબ્દ જ્યારે સૂત્રના આરંભમાં હોય ત્યારે આરંભ, આનંતર્ય અને મંગલ એ ત્રણ અર્થમાંથી એક અર્થને તે જણાવે છે. આ સૂત્રમાંનો **અથ**શબ્દ આરંભના અર્થમાં છે. આરંભ, અધિકાર અને પ્રસ્તાવ એ શબ્દો એકજ અર્થના વાચક છે. અનંતરનો ભાવ તે આનંતર્ય. અત્ર **અથ**શબ્દ આનંતર્યનો વાચક છે એમ કોઇ કહે તો તેને પૂછવું જોઇએ કે શું અહિં કોઈ પણ પૂર્વકાર્યથી આનંતર્ય એમ ગ્રહણ કરવું ? અથવા “ **अथातो ब्रह्मजिज्ञासा ॥**”

---

× સૂત્રનું લક્ષણ નીચે પ્રમાણે કહેવાય છેઃ-

“ **अल्पाक्षरमसन्दिग्धं सारवद्विश्वतोमुखम् ।**
**अस्तोभमनवद्यं च सूत्रं सूत्रविदो विदुः ॥** ”

**ભાવાર્થ**ઃ—થોડા અક્ષરવાળું હોય, સંદેહરહિત હોય, સારવાળું હોય, સર્વભણી મુખવાળું હોય, (યથાયોગ્ય અન્વય થવાની યોગ્યતાવાળું હોય,) નિરર્થક શબ્દવિનાનું હોય, અને નિર્દોષ હોય તેને સૂત્રવેત્તાઓ સૂત્ર જાણે છે.

(વિવેકાદિ સાધનો સંપાદન કર્યા પછી કર્મનું ફલ અનિત્ય અને જ્ઞાનનું ફલ નિત્ય છે માટે બ્રહ્મજિજ્ઞાસા કર્તવ્ય છે,) એ સૂત્રમાં જેમ **अथ**-શબ્દવડે વિવેકાદિથી આનંતર્ય ( અનંતરપણું) એમ ગ્રહણ થાય છે તેમ અહિં શમદમાદિથી આનંતર્ય એમ ગ્રહણ કરવું? તેમાં " **न हि कश्चित् क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत्** ॥" ( કોઇ પણ પુરુષ કદીપણ કર્મ કર્યા વિના ક્ષણમાત્ર પણ રહી શકતો નથીજ,) એ ભગવદ્વચનથી તથા મનુષ્ય એક કર્મ કરીને અવશ્ય અન્ય કર્મને કરે છે એવા લોકોના અનુભવથી પ્રથમ વિકલ્પ સંભવી શકતો નથી, અર્થાત્ અનુપયુક્તપણાથી તથા શાસ્ત્રના કથનવિના પણ મનુષ્યને અન્ય કાર્યની પ્રાપ્તિ હોવાથી કોઇ કાર્ય કર્યા પછી આ યોગાનુશાસન આવે છે એમ કહેવું યુક્ત નથી. બીજો વિકલ્પ પણ સંભવતો નથી, કેમકે " **तस्मादेवंविच्छान्तो दान्त उपरतस्तितिक्षुः समाहितो भूत्वाऽऽत्मन्येवात्मानं पश्यति** ॥" (તેથી એ પ્રમાણે જાણનારો શમવાળો, દમવાળો, ઉપરતિવાળો, તિતિક્ષાવાળો અને સમાધાનવાળો થઇને અંતઃકરણમાંજ આત્માને જુએ છે,) એ શ્રુતિવાક્યથી યોગના અનુષ્ઠાનની શમાદિની પ્રાપ્તિપછી પ્રવૃત્તિ સંભવે છે, પણ યોગશાસ્ત્રનો આરંભ પણ શમદમાદિની પ્રાપ્તિ કર્યા પછીજ કરવો જોઇએ એવો કાંઇ નિયમ નથી. યોગશાસ્ત્રનો આરંભ કરવાની ઇચ્છા જોકે યોગશાસ્ત્રના આરંભની પૂર્વે સંભવે છે તોપણ જ્યાંસુધી યોગશાસ્ત્રનું પ્રામાણિકપણું પ્રમાણપૂર્વક પૂર્વે સિદ્ધ ન કર્યું હોય ત્યાંસુધી તેવી ઇચ્છાપછી આ ગ્રંથનો આરંભ માનવો એ યુક્ત નથી. અન્વયવ્યતિરેકવેડે જો યોગશાસ્ત્રનું પ્રામાણિકપણું સિદ્ધ થાય તોજ તેમાં જિજ્ઞાસુની પ્રવૃત્તિ સંભવે છે, અને જો અપ્રામાણિકપણું સિદ્ધ થાય તો તેમાં પ્રવૃત્તિ સંભવતી નથી માટે શિષ્યના પ્રશ્નપછી, વા તપશ્ચર્યા કર્યા પછી, કિંવા રસાયનાદિના સેવનપછી આ યોગાનુ-

શાસન છે એમ અર્થ કરવો પણ અપ્રાસંગિક છે. એ પ્રમાણે આ સૂત્રમાંનો **अथ**શબ્દ આનંતર્યના અર્થમાં સંભવી શકતો નથી.

" **मङ्गलाचरणं शिष्टाचारात्फलदर्शनाच्छ्रुतितश्च ॥** " (શિષ્ટાચારથી, ફલદર્શનથી અને શ્રુતિથી ગ્રંથના આરંભમાં નમસ્કારરૂપ, આશીર્વાદરૂપ કિંવા વસ્તુનિર્દેશરૂપ એ ત્રણમાંનું કોઇ એક મંગલાચરણ કર્તવ્ય છે, ) એ કપિલસ્મૃતિના વચનથી અનુમાન કરાતી શ્રુતિમાં ગ્રંથારંભમાં મંગલાચરણની કર્તવ્યતા હોવાથી આ સૂત્રમાંનો **अथ**શબ્દ મંગલના અર્થમાં છે એમ પણ કહી શકાય એમ નથી, કેમકે તે અર્થનો વાક્યાર્થમાં સમન્વય થઇ શકતો નથી. " યોગાનુશાસન મંગલરૂપ છે" એમ સમન્વય કરીએ તો તે વાત પ્રસિદ્ધ હોવાથી સૂત્રને અનુવાદપણાની પ્રાપ્તિ થાય છે. "**ॐकारश्चाथशब्दश्च द्वावेतौ ब्रह्मणः पुरा । कण्ठं भित्त्वा विनिर्यातौ तस्मान्माङ्गलिकावुभौ ।।**" (ૐકાર તથા **अथ** એ બંને શબ્દો પૂર્વે **શ્રીબ્ર**હ્માના કંઠદ્વારા બહાર આવ્યા છે માટે તે બંને મંગલરૂપ પ્રયોજનને સિદ્ધ કરનાર છે, ) એ સ્મૃતિવાક્યમાં **अथ**શબ્દને મંગલરૂપ પ્રયોજનની સિદ્ધિ કરનારો કહેલો છે તેથી વીણાના શબ્દના શ્રવણની પેઠે આરંભરૂપ અર્થવાળા **अथ**-શબ્દના શ્રવણમાત્રથી મંગલાચરણની સિદ્ધિ થઇ જાય છે તેથી શિષ્ટાચારાદિનું પાલન પણ થઈ ગયેલું છે માટે શાસ્ત્રપ્રણેતામાં નાસ્તિકતાનો ભ્રમ થવાનો અસંભવ હોવાથી આસ્તિકોને તે ગ્રંથ ઉપાદેયપણાવડે સ્વીકારવામાં વિરોધ રહેતો નથી. આરંભના અર્થમાં વાપરેલા **अथ**શબ્દનું અન્ય ફલ શી રીતે સંભવે ? એમ શંકા કરવી નહિ, કારણકે જેમ અન્ય કાર્યને માટે લઇ જવામાં આવતો જલથી ભરેલો ઘડો દર્શનમાત્રથી મંગલપ્રદ થાય છે તેમ આરંભના અર્થમાં વાપરેલા **अथ**-શબ્દ પણ મંગલાચરણનું કાર્ય સિદ્ધ કરે છે. એ રીતે સૂત્રમાંના **अथ**-

શબ્દનો મંગલ એવો અર્થ પણ થઇ શકતો નથી.

" **अथैष ज्योतिः ॥**" ( આ જ્યોતિનામના યજ્ઞનો પ્રારંભ થાય છે, ) ઇત્યાદિ વાક્યમાં તથા " **अथ शब्दानुशासनम् ॥**" (વ્યાકરણશાસ્ત્રનો આરંભ કરાય છે, ) એ સૂત્રમાં જેમ **अथ**શબ્દ આરંભના અર્થવાળો છે તેમ આ સૂત્રમાં પણ **अथ**શબ્દ યોગશાસ્ત્રના આરંભના અર્થવાળો છે. આનંતર્ય વા મંગલરૂપ અર્થવાળો નથી. **अनुशिष्यते व्युत्पाद्यते लक्षणभेदोपायोपेयसहितो योगोऽनेन** (સ્વરૂપ, ભેદ, સાધન અને ફલસહિત યોગ જેવડે પ્રતિપાદન કરાય છે ) એ વ્યુત્પત્તિવડે **अनुशासन**શબ્દ શાસ્ત્રનો વાચક છે એમ સિદ્ધ થાય છે તેથી યોગાનુશાસનનો યોગશાસ્ત્ર એવો અર્થ થયો. જોકે " **संयोगो योग इत्युक्तो जीवात्मपरमात्मनोः ॥**" (જીવાત્માનો અને પરમાત્માનો સંયોગ યોગ કહેવાય છે,) એ શ્રીયાજ્ઞવલ્કયના વચનથી, " **परेण ब्रह्मणा सार्धमेकत्वं यन्नृपात्मनः । स एव योगो विख्यातः किमन्यद् योगलक्षणम्॥**" (હે રાજન્! આત્માનું પરબ્રહ્મની સાથે જે એકપણું તેજ યોગ કહ્યો છે, યોગનું સ્વરૂપ બીજું શું હોય ?) એ મહાભારતના વચનથી, અને " **जलसैन्धवयोः साम्यं यथा भवति योगतः । तथाऽऽत्ममनसोरैक्यं समाधिरिह भण्यते॥**" (જેવી રીતે એકત્ર મળવાથી જલ અને સૈંધવનું સમપણું થાય છે તેવી રીતે આત્મા અને મનનું એકપણું અહિં સમાધિ કહેવાય છે,) એ સ્કંદપુરાણના વચનથી પ્રત્યગાત્મા અને પરમાત્માના એકપણારૂપ યોગ સાધ્યરૂપ છે, અને આત્મા અને મનના એકપણારૂપ સમાધિ સાધનરૂપ છે એમ સાધ્યસાધનભાવવડે યોગ અને સમાધિનો ભેદ પ્રતીત થાય છે તોપણ " **आयुर्वै घृतम् ॥**" (ઘીજ મનુષ્યનું આયુષ્ છે,) " **लाङ्गलं जीवनम् ॥**" (હળ ખેડુતનું જીવન છે,)

ઇત્યાદિની પેઠે ઉપકાર્ય અને ઉપકારક એ બંનેનો અભેદ કહેવાની ઇચ્છાએ યોગભાષ્યમાં યોગનો અર્થ સમાધિ કર્યો છે: વસ્તુતાએ તો **समाधीयत एकाग्रीक्रियते चित्तमनेन** (જેવડે ચિત્તને એકાગ્ર કરાય છે,) એ વ્યુત્પત્તિવડે સિદ્ધ થતો સમાધિશબ્દ યોગાંગનો વાચક છે, અને **समाधीयन्ते निरुद्ध्यन्ते चित्तवृत्तयो यस्मिन्नवस्थाविशेषे** ( જે અવસ્થાવિશેષમાં ચિત્તવૃત્તિઓ નિરોધને પામે છે,) એ વ્યુત્પત્તિવડે સિદ્ધ થતો સમાધિશબ્દ યોગનો વાચક છે માટેજ શ્રીસૂત્રકારે યોગથી આરંભ કરીને ધર્મમેઘસમાધિવડે ઉપસંહાર કરી કૈવલ્યરૂપ ફલ કહ્યું છે. "**अध्यात्मयोगाधिगमेन देवं मत्वा धीरो हर्षशोकौ जहाति॥**" (અધ્યાત્મયોગની પ્રાપ્તિવડે પરમાત્માને જાણીને ધીર પુરુષ હર્ષશોકને ત્યજે છે,) તથા "**तावदेव निरोद्धव्यं यावद्धृदिगतं क्षयम् ।एतज्ज्ञानं च ध्यानं च शेषो न्यायस्य विस्तरः॥**" (જ્યાંસુધી હૃદયમાં સ્થિર થઈ ક્ષય થાય ત્યાંસુધી મનનો નિરોધ કરવો જોઇએ, આ જ્ઞાન અને ધ્યાન છે, શેષ તો યુક્તિનો વિસ્તાર છે,) ઇત્યાદિ શ્રુતિઓવડે, "**अयं तु परमो धर्मो यद्योगेनात्मदर्शनम्॥**" (યોગવડે જે આત્મદર્શન છે આજ પરમ ધર્મ છે,) તથા "**मुक्तिर्योगात्तथा योगः सम्यग्ज्ञानान्महीयते ॥**" (મોક્ષ યોગથી થાય છે, અને યોગ યથાર્થજ્ઞાનથી વૃદ્ધિ પામે છે,) ઇત્યાદિ સ્મૃતિવાક્યોવડે, "**नास्ति योगसमं बलम् ॥**" (યોગના સમાન બલ નથી,) ઇત્યાદિ ઇતિહાસવાક્યોવડે, અને "**तत्र योगी निरालम्बे निरातङ्के निरामये । षडङ्गयोगविधिना परे ब्रह्मणि लीयते ॥**" ( યોગી ષડંગયોગના વિધિવડે નિરાલંબ, નિર્ભય અને નીરોગ તે પરબ્રહ્મમાં લય પામે છે,) ઇત્યાદિ પુરાણવાક્યોવડે યોગનું મોક્ષહેતુપણું પ્રસિદ્ધ છે. એવી રીતે યોગના પ્રામાણિકપણાનું ભાન થવાથી શિષ્યની સુખપૂર્વક યોગમાં પ્રવૃત્તિ સંભવી

શકે છે. "**हिरण्यगर्भो योगस्य वक्ता नान्यः पुरातनः॥**"(યોગના પુરાતન વક્તા હિરણ્યગર્ભ છે, અન્ય કોઈ નથી, ) એ યોગિયાજ્ઞવલ્કયના સ્મૃતિવાકયમાં ભગવાન્ હિરણ્યગર્ભને યોગના પુરાતન વક્તા કહ્યા છે ત્યારે પતંજલિભગવાન્‌ને યોગશાસ્ત્રના વક્તા કેમ કહી શકાય ? એમ શંકા થાય તો તેની નિવૃત્તિમાટે શ્રીસૂત્રકારે "**अनुशासनम्**" એ પદ સૂત્રમાં મૂક્યું છે. ભગવાન્ હિરણ્યગર્ભના વિસ્તારવાળા શાસ્ત્રને અનુસરીને આ સૂત્રરૂપ ગ્રંથ રચ્યો છે માટે આ ગ્રંથ યોગના શાસનરૂપ નથી, પણ અનુશાસનરૂપ છે એમ સૂચવી પોતાના યોગશાસ્ત્રના વક્તાપણાની તથા ગુરુમૂલકપણાથી શાસ્ત્રના પ્રમાણપણાની સિદ્ધિ દર્શાવી છે. પ્રતિપાદન કરવાયોગ્ય યોગ છે માટે વક્તાએ યોગના આરંભની પ્રતિજ્ઞા કરવી જોઇતી હતી, યોગશાસ્ત્રના આરંભની પ્રતિજ્ઞા નહોતી કરવી જોઇતી એમ કોઇને સંદેહ થાય તો તેનું સમાધાન એવું છે કે યોગ એ વક્તાના વ્યાપારનો વિષય નથી, કિંતુ તે આરંભ કરેલા શાસ્ત્રનો વિષય છે. વક્તા શાસ્ત્રનો આરંભ કરે છે, અને આરંભ કરેલા તે શાસ્ત્રરૂપ કરણવડે યોગનો આરંભ કરાય છે. કર્તાનો વ્યાપાર કરણગોચર હોય છે, કર્મગોચર હોતો નથી; જેવી રીતે વૃક્ષાદિનું છેદન કરનાર દેવદત્તનો વ્યાપાર–કુહાડીને ઉપરનીચે કરવારૂપ કર્મ–કરણરૂપ કુહાડીને વિષય કરનાર છે, પણ કર્મરૂપ વૃક્ષાદિને સાક્ષાત્ વિષય કરનાર નથી. એવી રીતે કર્તાના વ્યાપારને કહેવાની ઇચ્છાવડે યોગશાસ્ત્રનું આરંભપણું જાણવું, અને શાસ્ત્રવ્યાપારના વિષયપણાવડે યોગનો આરંભ જાણવો. યોગમાં **युज्** ધાતુ સમાધિના અર્થમાં છે, પણ તેમાં સંયોગના અર્થવાળી **युजिर्** ધાતુ નથી. તે ચિત્તનિરોધલક્ષણવાળો સમાધિ, મધુમતી મધુપ્રતીકા વિશોકા ને સંસ્કારશેષા જેમનું વર્ણન હવે પછી કરવામાં આવશે તે સર્વ અવસ્થામાં રહેનારો ચિત્તનો ધર્મ છે. ચિતિશક્તિ (પુરુષ) અપરિણામિનિત્ય હોવાથી જ્ઞાન

એ તેનો ધર્મ નથી, પણ ચિત્ત-બુદ્ધિ-નો ધર્મ છે. "**केवलो निर्गुणश्च ॥**" (કેવલ અને નિર્ગુણ છે,) એ શ્રુતિથી, તથા "**ज्ञानं नैवात्मनो धर्मो न गुणो वा कथञ्चन । ज्ञानस्वरूप एवात्मा नित्यः सर्वगतः शिवः ॥**" (જ્ઞાન એ કોઇ પ્રકારે પણ આત્માનો ધર્મ અથવા ગુણ નથીજ, આત્મા જ્ઞાનસ્વરૂપજ છે, તેમજ નિત્ય, સર્વવ્યાપક ને કલ્યાણરૂપ છે,) એ સ્મૃતિથી ચિતિશક્તિ જ્ઞાનધર્મવાળી નથી એમ સિદ્ધ થાય છે, તથા "**ह्रीर्धीर्भीरित्येतत्सर्वं मन एव ॥**" (લોકલજ્જા, જ્ઞાન અને ભય આ સર્વ મનજ છે,) એ શ્રુતિથી, અને "**अध्यवसायो बुद्धिर्धर्मो ज्ञानं विराग ऐश्वर्यम् ॥**" (નિશ્ચયરૂપ બુદ્ધિ છે, ધર્મ, જ્ઞાન, વિરાગ અને ઐશ્વર્ય એ તેના ધર્મો છે,) એ શ્રીઈશ્વરકૃષ્ણના કથનથી જ્ઞાન એ બુદ્ધિનો ધર્મ છે એમ સિદ્ધ થાય છે. ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત, એકાગ્ર અને નિરુદ્ધ એ પાંચ ચિત્તની ભૂમિઓ એટલે અવસ્થાઓ છે. રજોગુણવડે શબ્દાદિ વિષયોમાં નિરંતર ભ્રમણ કરનારું અત્યંત અસ્થિર ચિત્ત ક્ષિપ્ત કહેવાય છે, દૈત્યદાનવાદિનાં ચિત્તો તથા દ્રવ્યના મદથી વિભ્રાંત થયેલા વિષયિપુરુષોનાં ચિત્તો ક્ષિપ્ત છે. તમોદ્રવ્યની અત્યંતવૃદ્ધિથી કૃત્યાકૃત્યના વિચારવિના ક્રોધાદિવડે વિરુદ્ધ કૃત્યોમાં પ્રવૃત્ત થતું વા નિદ્રાવૃત્તિયુક્ત થયેલું ચિત્ત મૂઢ કહેવાય છે. રાક્ષસ તથા પિશાચાદિનાં ચિત્ત અને માદકદ્રવ્યથી ઉન્મત્ત થયેલા પામરજનોનાં ચિત્ત મૂઢ છે. ક્ષિપ્તથી કાંઇક અંશે શ્રેષ્ઠ એટલે સત્ત્વગુણના આવિર્ભાવથી કોઈ વેલા સ્થિરતા પામતું ચિત્ત વિક્ષિપ્ત કહેવાય છે. ચિત્તની ચંચલતાનું બહુપણું સ્વાભાવિક હોય છે, અથવા હવે પછી કહેવામાં આવશે તે વ્યાધિ આદિ યોગવિઘ્નોથી ઉપજેલું હોય છે. દેવોનું અને પ્રથમભૂમિકામાં આરૂઢ જિજ્ઞાસુઓનું ચિત્ત વિક્ષિપ્ત છે. બહિર્વૃત્તિના નિરોધવાળું ચિત્ત એકાગ્ર કહેવાય છે. સકલ-

વૃત્તિઓના નિરોધવાળું અને જેમાં માત્ર સંસ્કારજ શેષ રહેલા છે એવું ચિત્ત નિરુદ્ધ કહેવાય છે. ક્ષિપ્ત અને મૂઢ એ બે ચિત્તભૂમિમાં પરસ્પરની અપેક્ષાએ કાંઈક અંશે વૃત્તિનિરોધ છતાં પણ તેમાં પરંપરાવડે પણ કૈવલ્યના હેતુભાવનો અભાવ હોવાથી, તથા તે વૃત્તિનિરોધ યોગનો વિઘાતક હોવાથી, તે કિંચિત્ વૃત્તિનિરોધ યોગમાં ગણાતો નથી. વિક્ષિપ્ત ચિત્તભૂમિમાં કોઈ વેલા ઉપજતી પારમાર્થિક ધ્યેયવસ્તુના સંબંધની ચિત્તની સ્થિરતા પણ યોગમાં ગણાતી નથી, કેમકે તીવ્રવાયુથી વિક્ષેપ પામેલા દીપકની પેઠે શીઘ્રજ ચિત્તની તે સ્થિરતાનો વિક્ષેપના બહુપણાથી ભંગ થઈ જાય છે માટે જે એકાગ્રચિત્ત પરમાર્થરૂપ ધ્યેયવસ્તુને પ્રત્યક્ષ કરે છે, અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ એ પાંચ કલેશોને ક્ષીણ કરે છે, અવિવેકદ્વારા બંધ કરનારાં જે ધર્માધર્મરૂપ કર્મો છે તેમનું અદષ્ટ ઉત્પન્ન કરવાનું બલ નિર્મૂલ કરે છે.અને અસંપ્રજ્ઞાતયોગ જે ઉત્તમનિરોધને નામે ઓળખાય છે તેને અતિસમીપ કરે છે તે સંપ્રજ્ઞાતયોગ યોગ (જે નિરોધવિશેષમાં ધ્યેયનો સારી રીતે સાક્ષાત્કાર થાય છે તે સમાધિ) કહેવાય છે. તે સંપ્રજ્ઞાતયોગ ચાર પ્રકારનો છે, **વિતર્કાનુગત**, **વિચારાનુગત**, **આનંદાનુગત** અને **અસ્મિતાનુગત**. રજોગુણવાળી તથા તમોગુણવાળી પ્રમાણાદિ વૃત્તિઓ સાત્ત્વિકી વૃત્તિનું રૂપ ગ્રહણ કરીને સંપ્રજ્ઞાતયોગમાં નિરોધ પામેલી હોય છે, અને અસંપ્રજ્ઞાતયોગમાં તો સર્વે વૃત્તિઓનો નિરોધ હોય છે.

**અધિકારી**, **વિષય**, **સંબંધ** અને **પ્રયોજન** એ ચાર **અનુબંધ** કહેવાય છે. અનુબંધ જાણવાથી વિવેકી મનુષ્યની ગ્રંથમાં પ્રવૃત્તિ સંભવી શકે છે માટે ગ્રંથારંભમાં અનુબંધનું નિરૂપણ કરવાનો શિષ્ટાચાર છે. કૈવલ્યને વા સિદ્ધિઓને સંપાદન કરવામાટે યોગને જાણવા ઇચ્છતો પુરુષ આ ગ્રંથનો **અધિકારી** છે; સાધન અને ફલસહિત યોગ આ

ગ્રંથનો વિષય છે; કૈવલ્ય અને યોગનો સાધ્યસાધનભાવસંબંધ, યોગનો અને ગ્રંથનો પ્રતિપાદ્યપ્રતિપાદકભાવસંબંધ અને કૈવલ્યનો તથા અધિકારીનો પ્રાપ્યપ્રાપકભાવસંબંધ ઇત્યાદિ સંબંધ જાણવા; અને કૈવલ્ય એ પરમપ્રયોજન તથા સિદ્ધિઓ ને યોગનું જ્ઞાન એ અવાંતરપ્રયોજન છે.

પ્રધાનના સ્વતંત્રપણામાં તથા સત્યપણામાં તેમજ ચૈતન્યના ભેદનું પ્રતિપાદન કરવામાં યોગશાસ્ત્રનું તાત્પર્ય નથી, કિંતુ યોગનું સ્વરૂપ, તેનાં સાધનો, તેનું અવાંતરફલ વિભૂતિ અને તેનું પરમફલ કૈવલ્ય તેમને પ્રતિપાદન કરવામાં તેનું તાત્પર્ય છે. કોઇનું અવિષયમાં અપ્રમાણપણું છતાં પણ તેના વિષયમાં તેનું અપ્રમાણપણું ગણી શકાય નહિ, જેમકે નેત્ર પોતાના અવિષય રસાદિમાં અપ્રમાણ છે, છતાં પણ પોતાના વિષય રૂપમાં પ્રમાણ છે. બ્રહ્મસૂત્રના શારીરકભાષ્યપરના ભામતીનિબંધમાં **શ્રીવાચસ્પતિમિશ્રે** પણ "**नान्येन योगशास्त्रस्य हैरण्यगर्भपातञ्जलादेः सर्वथा प्रामाण्यं निराक्रियते ॥**" (“**एतेन योगः प्रत्युक्तः**”–સાંખ્યના નિરાકરણવડે યોગ પણ નિરાકરણ કરાયો–એ **શ્રી**વ્યાસસૂત્રવડે **શ્રી**હિરણ્યગર્ભ અને **શ્રી**પતંજલિ આદિના યોગશાસ્ત્રનું સર્વ પ્રકારે પ્રમાણપણું નિરાકરણ કરાતું નથી, અર્થાત્ યોગનો પ્રમાણતાવાળો ભાગ ઉપનિષદ્‌વડે સિદ્ધ હોવાથી પ્રમાણરૂપ છે,) ઇત્યાદિ વચનોથી એમજ કહ્યું છે.

સંજ્ઞા, પરિભાષા, વિધિ, નિયમ, અધિકાર ને અતિદેશ એમ ૭ પ્રકારનાં સૂત્રો છે. તેમાં આ પહેલું સૂત્ર અધિકારસૂત્ર છે. ૧

હવે યોગનું લક્ષણ કહેવામાટે ભગવાન્ સૂત્રકાર નીચેના બીજા સૂત્રનું અવતરણ કરે છેઃ—

## योगश्चित्तवृत्तिनिरोधः ॥ २ ॥

**पदबोधिनी टीकाः—विषययोगा॰ चित्तस्य या**

**परिणतिः सा वृत्तिः । तासां निरोधः स्वकारणे लयः योगः । चित्तस्य क्षिप्तं मूढं विक्षिप्तमेकाग्रं निरुद्धं चेति पञ्च भूमयः अवस्थाः सन्ति । तासु निरुद्धस्यैव योगशब्द-वाच्यता मुख्या । रजस्तमोवृत्तिनिरोधरूपत्वादेकाग्रताया अपि योगशब्दवाच्यता भवति ॥ २ ॥**

**સૂત્રાર્થઃ**—ચિત્તની વૃત્તિઓનો નિરોધ [ તે ] યોગ [ કહેવાય છે. ] ૨

**વિવેચનઃ**—લક્ષ્યમાં રહેલો અસાધારણધર્મ લક્ષણ કહેવાય છે. જે પદાર્થનું લક્ષણ કહેવાનું હોય તે પદાર્થ લક્ષ્ય કહેવાય છે. લક્ષ્યમાંના અસાધારણધર્મવડે તે લક્ષ્યપદાર્થ અન્ય અલક્ષ્યપદાર્થથી ભિન્નપણે નિશ્ચય કરાય છે. અવ્યાપ્તિ, અતિવ્યાપ્તિ અને અસંભવ એ ત્રણ દોષથી રહિત જે લક્ષણ હોય તે લક્ષણ યથાર્થ લક્ષણ કહેવાય છે. લક્ષણ જ્યારે લક્ષ્યના એકદેશમાં વર્તે ત્યારે અવ્યાપ્તિદોષ થાય છે, જેમ ગાયનું લક્ષણ કહેતાં "કાળા રંગનું સાસ્નાવાળું (ગોદડીજેવી જાડી ચામડીવાળું) સ્ત્રીજાતિ પશુવિશેષ તે ગાય" એમ કહેવામાં આવે તો તેમાં અવ્યાપ્તિદોષ આવે છે, કેમકે લક્ષ્ય જે સર્વ પ્રકારના રંગનો ગાયસમૂહ તે સર્વમાં તે વ્યાપક નથી, માત્ર કાળા રંગની ગાયોમાંજ તે વ્યાપક છે. લક્ષણ જ્યારે લક્ષ્યમાં વર્તીને લક્ષ્યની બહારના પદાર્થોમાં પણ વર્તે છે ત્યારે અતિવ્યાપ્તિ-દોષ થાય છે, જેમ ગાયનું લક્ષણ કહેતાં "ચાર પગવાળું પશુવિશેષ તે ગાય" એમ કહેવામાં આવે તો તેમાં અતિવ્યાપ્તિદોષ આવે છે, કેમકે એ લક્ષણમાં લક્ષ્યરૂપ ગાયના સમૂહની ઉપરાંત બળદ, ભેંસો, બકરાં, ઘેટાં અને ઊંટ ઇત્યાદિ સર્વ ચોપગાં પશુઓ આવી જાય છે. લક્ષણ

જ્યારે લક્ષ્યના કોઇ પણ ભાગમાં ન સંભવે ત્યારે અસંભવદોષ થાય છે, જેમ ગાયનું લક્ષણ કહેતાં "ડાબલાવાળું પશુવિશેષ તે ગાય" એમ કહેવામાં આવે તો તેમાં અસંભવદોષ આવે છે, કેમકે કોઇ પણ ગાયને ડાબલો હોતોજ નથી, પણ મધ્યમાં ફાટવાળી ખરીજ હોય છે. "સાસ્નાવાળું સ્રીજાતિ પશુવિશેષ તે ગાય" એમ જો ગાયનું લક્ષણ કહેવામાં આવે તો તે લક્ષણ યથાર્થ છે. સાસ્ના (ગોદડીના જેવી ડોકે લટકતી જાડી ચામડી) ગાય અને બળદવિના અન્ય પશુને હોતી નથી, સ્રીજાતિ કહેવાથી બળદથી ગાયનું ભિન્નપણું દર્શાવ્યું છે, અને પશુવિશેષ કહેવાથી પશુના સર્વ સામાન્યધર્મોનો સંગ્રહ થયો છે તેથી પૂર્વોક્ત લક્ષણ નિર્દોષ છે. ચિત્તની જે અવસ્થાવિશેષમાં રજોગુણથી તથા તમોગુણથી ઉપજેલી અને ક્લેશ, કર્મ અને આશયને વધારનારી ચિત્તની પ્રમાણાદિ વૃત્તિઓ નિરોધ પામે છે તે અવસ્થાવિશેષ યોગ કહેવાય છે. યોગનું એ લક્ષણ પૂર્વોક્ત ત્રણ દોષથી રહિત અને લક્ષ્યરૂપ સંપ્રજ્ઞાતયોગ અને અસંપ્રજ્ઞાતયોગ એ બંનેમાં વિદ્યમાન છે. જો ચિત્તની સર્વવૃત્તિઓના નિરોધને યોગ કહ્યો હોત તો તે લક્ષણમાં સંપ્રજ્ઞાતયોગનો સમાવેશ ન થવાથી અવ્યાપ્તિદોષની પ્રાપ્તિ થાત, પણ વૃત્તિનિરોધને યોગ કહેલો છે તેથી તેમાં સંપ્રજ્ઞાતયોગનો પણ સમાવેશ થઇ જવાથી અવ્યાપ્તિદોષની પ્રાપ્તિ થતી નથી. કેવલ વૃત્તિનિરોધને યોગ કહ્યો હોત તો ચિત્તની ક્ષિપ્ત, મૂઢ અને વિક્ષિપ્ત ભૂમિકાઓમાં પણ ચિત્તની સાત્ત્વિકી વૃત્તિનો પ્રાયશઃ નિરોધ હોવાથી તે લક્ષણમાં તે અવસ્થાઓનો પણ સમાવેશ થઇ જવાથી અતિવ્યાપ્તિદોષની પ્રાપ્તિ થાત, તે અતિવ્યાપ્તિદોષની નિવૃત્તિમાટે રજસ્તમોગુણથી ઉપજેલી અને ક્લેશ, કર્મ અને આશયને વધારનારી ચિત્તની પ્રમાણાદિ વૃત્તિઓના નિરોધને યોગ કહ્યો છે. ક્ષિપ્ત, મૂઢ અને વિક્ષિપ્ત

એ અવસ્થામાં સાત્ત્વિકી વૃત્તિનો ઓછોવધતો નિરોધ છે ખરો, પણ ક્લેશાદિને વધારનારી રાજસી તામસી વૃત્તિઓનો નિરોધ નથી તેથી તેમાં પૂર્વોક્ત લક્ષણની અતિવ્યાપ્તિ થતી નથી. વળી એ લક્ષણ લક્ષ્યમાં સર્વપ્રકારે સંભવવાળું હોવાથી તેમાં અસંભવદોષની પ્રાપ્તિ પણ નથી. યોગવાર્તિકકાર અતિવ્યાપ્તિદોષની નિવૃત્તિ કરવા-માટે " **तदा द्रष्टुः स्वरूपेऽवस्थानम् ॥** " ( અસંપ્રજ્ઞાતયોગકાલે દ્રષ્ટાની સ્વરૂપમાં સ્થિતિ થાય છે, ) એ ત્રીજા સૂત્રને પણ આ સૂત્રની સાથે ગણે છે, ને જણાવે છે કે ક્ષિપ્તાદિ અવસ્થાઓમાં દ્રષ્ટાની સ્વ-રૂપાવસ્થિતિના હેતુ ચિત્તનિરોધનો અભાવ છે તેથી આ લક્ષણમાં અતિવ્યાપ્તિદોષ આવતો નથી, પણ તે કહેવું સમીચીન જણાતું નથી, કેમકે યોગભાષ્યકારે આ સૂત્રની ઉત્થાનિકામાં "**इदं सूत्रं प्रववृते ॥**" (આ સૂત્ર પ્રવર્તે છે,) એ વાક્યમાંના **इदं** એ એકવચનવડે આ એક સૂત્રમાંજ યોગનું લક્ષણ કર્યું છે એમ દર્શાવ્યું છે. વળી ત્રીજા સૂત્રને આ સૂત્રસાથે ભેળવી યોગનું લક્ષણ કરવામાં આવે તો સંપ્રજ્ઞાતયોગમાં દ્રષ્ટાની સ્વરૂપસ્થિતિના સાક્ષાત્ હેતુપણાનો અભાવ હોવાથી અવ્યાપ્તિ-દોષનો પ્રસંગ પણ આવી પડે છે.

ચિત્તને અંતઃકરણ કિંવા બુદ્ધિ પણ કહેવામાં આવે છે. એ ચિત્ત સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ દ્રવ્યોનું બનેલું દ્રવ્યવિશેષ છે. ચિત્ત પૂર્વોક્ત ત્રણ દ્રવ્યનું બનેલું છતાં પણ તેમાં સત્ત્વદ્રવ્ય પ્રધાન હેતુ છે માટે તેને ચિત્તસત્ત્વ કિંવા બુદ્ધિસત્ત્વ પણ કહેવામાં આવે છે. ચિત્તનાં વિવિધ હેતુઓથી થતાં પરિણામો વૃત્તિઓ કહેવાય છે. જેમ સૂર્યાદિમાંથી કિરણો નીકળે છે તે સૂર્યાદિના પરિણામવિશેષરૂપજ છે તેમ ચિત્તમાંથી જે કિરણજેવાં પરિણામો ઉપજે છે, ને જે વૃત્તિનામથી ઓળખાય છે તે પણ ચિત્તના પરિણામવિશેષરૂપજ છે. વિશેષ સ્પષ્ટતાથી કહીએ તો ચિત્તરૂપ નદીમાં વિષયાનુભવથી ઉપજેલા સંસ્કારરૂપ વાયુથી અનેક

પ્રકારના તરંગો ઉત્પન્ન થઇને ક્યારેક નેત્રાદિ ઇંદ્રિયદ્વારા બહારના ઘટાદિ પદાર્થોથી સંબંધ પામીને તે તે વિષયોના સમાનાકારને ધારણ કરે છે, અને ક્યારેક બહિર્મુખ પરિણામનો ત્યાગ કરીને પોતાના કારણરૂપ ચિત્તની સમીપમાંજ તે કામ, ક્રોધ, રાગ, લોભ, મોહ ને મત્સરાદિરૂપથી સ્થિત થાય છે આ પરિણામવિશેષોનું નામ વૃત્તિ છે. ચિત્તના પરિણામરૂપ ક્લેશાદિજનક પ્રમાણાદિક વૃત્તિઓનો જે અવસ્થાવિશેષમાં નિરોધ—અંતર્મુખપણાવડે પ્રતિલોમપરિણામથી સ્વકારણરૂપ ચિત્તમાં લય—થઇ તે વૃત્તિઓના અભાવવાળી જે ચિત્તની અવસ્થા થાય તે યોગ એમ પણ યોગનું લક્ષણ કહી શકાય.

એકજ ચિત્તનો ક્ષિપ્તાદિ પાંચ ભૂમિઓસાથે કયા હેતુથી સંબંધ થાય છે? તથા એવી અવસ્થાને પામેલા ચિત્તની વૃત્તિઓ શામાટે નિરોધ કરવાયોગ્ય છે? એમ શંકા થાય તો તેનું સમાધાન આ પ્રમાણે છે:—ચિત્તમાં પ્રકાશ એટલે તત્ત્વજ્ઞાનરૂપ પ્રખ્યા, પ્રસાદ-નિર્મલતા, લઘુતા અને પ્રીતિ આદિ ધર્મો જોવામાં આવે છે. તેમજ લૌકિકવૈદિકકર્મરૂપા પ્રવૃત્તિ, પરિતાપ, ઇચ્છા, લોભ અને શોકાદિ ધર્મો; તથા પ્રકાશ અને પ્રવૃત્તિની રોધકરૂપા સ્થિતિ, ગૌરવ, પ્રમાદ, આવરણ અને દીનતા આદિ ધર્મો પણ જોવામાં આવે છે. તેમાં પ્રકાશાદિ ધર્મો સત્ત્વગુણના છે, પ્રવૃત્તિ આદિ ધર્મો રજોગુણના છે, અને સ્થિતિ આદિ ધર્મો તમોગુણના છે એમ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના ચૌદમા અધ્યાયના નીચેના શ્લોકોદ્વારા જણાય છે:—

“ सर्वद्वारेषु देहेऽस्मिन् प्रकाश उपजायते ।
ज्ञानं यदा तदा विद्याद्विवृद्धं सत्त्वमित्युत ॥ ११ ॥
लोभः प्रवृत्तिरारम्भः कर्मणामशमः स्पृहा ।
रजस्येतानि जायन्ते विवृद्धे भरतर्षभ ॥ १२ ॥

**अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च ।**
**तमस्येतानि जायन्ते विवृद्धे कुरुनन्दन ॥ १३ ॥"**

**અર્થ:**—આ દેહમાં સર્વ ઇંદ્રિયોમાં જ્યારે જ્ઞાનરૂપ પ્રકાશ ઉત્પન્ન થાય છે ત્યારે ચિત્તમાં **સત્ત્વગુણજ** વિશેષ વધેલો છે એમ જાણવું. ૧૧ હે **અર્જુન**! ચિત્તમાં રજોગુણની વિશેષ વૃદ્ધિ થયે લોભ, પ્રવૃત્તિ, કર્મોનો આરંભ, અશાંતિ અને ઇચ્છા ઉત્પન્ન થાય છે. ૧૨ હે કુરુનંદન! ચિત્તમાં તમોગુણની વિશેષ વૃદ્ધિ થયેજ અપ્રકાશ, અપ્રવૃત્તિ, પ્રમાદ તથા મોહ એ ઉપજે છે. ૧૩

સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ જો ગુણો હોય તો તેના પ્રખ્યા, પ્રવૃત્તિ અને સ્થિતિ એ ત્રણ, તે ત્રણ ગુણોને આશ્રયે રહેલા ધર્મો સંભવે નહિ, કેમકે ગુણ અને ધર્મ એ બંને પર્યાયરૂપ છે માટે ગુણને આશ્રયે ધર્મ રહે નહિ, પણ જે દ્રવ્ય હોય તેને આશ્રયેજ ગુણ અથવા ધર્મ રહે એવી શંકા કરવી નહિ, કેમકે અહિં સત્ત્વાદિને જે ગુણ એવું નામ આપવામાં આવ્યું છે તે તેઓ ધર્મ છે માટે આપવામાં આવ્યું છે એમ નથી, પરંતુ તેઓ તો દ્રવ્યરૂપ છે, છતાં પણ જેમ પશ્વાદિને બંધન કરનાર રજ્જુના અવયવરૂપ તંતુઓને ગુણ કહેવામાં આવે છે તેમ ચિત્તના અવયવરૂપ આ સત્ત્વાદિ દ્રવ્યો પણ અવિવેકી પુરુષરૂપ પશુને બંધન કરનાર હોવાથી તેમને ગુણ એ નામથી કહેવામાં આવે છે. એવી રીતે સત્ત્વાદિ ત્રણ ગુણો દ્રવ્યરૂપ હોવાથી તેમાં પ્રકાશ, પ્રવૃત્તિ અને સ્થિતિરૂપે સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ દ્રવ્યોના ધર્મો અનુક્રમે જોવામાં આવે છે તેથી ચિત્ત એક છતાં પણ એ ત્રણ દ્રવ્યોનું બનેલું છે એમ નિશ્ચય થાય છે. સર્વ ચિત્તોમાં એ દ્રવ્યો સમાનપણે રહેલાં નથી, કિંતુ અદૃષ્ટવશાત્ ન્યૂનાધિકભાવથી તે

રહેલાં છે તેથી ચિત્ત જોકે ત્રણ દ્રવ્યોનું બનેલું હોવાથી એક પ્રકારનું છે તોપણ તેના અવયવરૂપ પૂર્વોક્ત ત્રણ દ્રવ્યોના ન્યૂનાધિકભાવને લીધે કિંવા ગૌણપ્રાધાન્યને લીધે તે ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત, એકાગ્ર અને નિરુદ્ધ એ પાંચ પ્રકારની અવસ્થાવાળું કહેવાય છે. ચિત્ત જોકે પ્રધાનપણે સત્ત્વગુણનું કાર્ય હોવાથી પ્રકાશધર્મવાળું છે તોપણ જ્યારે તે પ્રધાનપણે રજોગુણતમોગુણથી યુક્ત થાય છે ત્યારે અણિમાદિ ઐશ્વર્ય તથા દિવ્યાદિવ્ય એવા શબ્દાદિ વિષયોનેજ સત્યરૂપ ગણીને પ્રિય માને છે, અને તેથી તે સમીપના તથા દેશકાલના અંતરાયવાળા વિષયોભણીજ રજોગુણથી પ્રેરાયેલું રહે છે. આવી રીતે રજોગુણની વિશેષ વૃદ્ધિથી વિષયમાંજ વૃત્તિઓવાળું જે ચિત્ત તે ક્ષિપ્ત કહેવાય છે. જ્યારે તમોગુણની વૃદ્ધિ થવાથી ચિત્ત કૃત્યાકૃત્યને નહિ જાણનાર થવાથી હિંસાદિરૂપ અધર્મ, વિપર્યયજ્ઞાનરૂપ તથા નિદ્રારૂપ અજ્ઞાન, વિષયાનુરાગરૂપ અવૈરાગ્ય અને સર્વત્ર ઇચ્છાના પ્રતિઘાતરૂપ અનૈશ્વર્યવાળું થઇ રહે છે ત્યારે તે ચિત્ત મૂઢ કહેવાય છે. સત્ત્વગુણના અધિકપણાથી જે ચિત્તનું તમોરૂપ આવરણ સારી રીતે ક્ષીણ થઇ ગયું છે, અને તે કારણથી જે સર્વ વિષયોમાં એટલે પંચમહાભૂતો એકાદશ ઇંદ્રિયો સ્થૂલશરીરો અને ઘટાદિરૂપ વિશેષો, પંચતન્માત્રા તથા અહંકારરૂપ અવિશેષો, મહત્તત્ત્વરૂપ લિંગ, પ્રધાનરૂપ અલિંગ અને પુરુષરૂપ ચેતનશક્તિ એ સર્વમાં વૃત્તિવાળું થયું છે એવું, તથા રજોગુણના લેશથી સંયુક્ત હોવાથી જે અહિંસાદિરૂપ ધર્મ, બુદ્ધિ તથા પુરુષના પૃથક્પણાના વિવેકરૂપ જ્ઞાન, ઇચ્છારહિતપણારૂપ વિરાગ અને ઇચ્છાના અનભિઘાતરૂપ ઐશ્વર્યવાળું હોય છે તે ચિત્ત વિક્ષિપ્ત કહેવાય છે. ચિત્ત રજોગુણરૂપ તથા તમોગુણરૂપ મલના તિરોધાનદ્વારા શુદ્ધસાત્ત્વિક થવાથી જ્યારે એકજ વિષયમાં લાંબા સમયસુધી વાયુવિનાના સ્થાનમાં રહેલા દીપકની પેઠે સ્થિર થઇ

રહે ત્યારે તે એકાગ્ર કહેવાય છે. વિક્ષેપના હેતુભૂત રજોગુણનું અને મૂઢતાના હેતુભૂત તમોગુણનું સારી રીતે તિરોધાન થવાથી ચિત્ત જ્યારે પોતાના સ્વાભાવિક પ્રકાશાદિ સત્ત્વગુણના ધર્મરૂપે સ્થિત થાય છે, અને તેથી જ્યારે ચિત્તસત્ત્વ તથા પુરુષ ( આત્મા ) જે પરસ્પર અત્યંત વિલક્ષણ છે તે બેના ભેદજ્ઞાનરૂપ વિવેકનો સાક્ષાત્કાર એજ જેની વૃત્તિ રહે છે એવું થાય છે—યોગિજનો જેને પ્રસંખ્યાન અથવા તત્ત્વજ્ઞાન કહે છે, અને વેદાંતની પરિભાષામાં જેને નિદિધ્યાસનનો પરિપાક કહે છે તે સવિકલ્પસમાધિયુકત થાય છે—ત્યારે તે ચિત્ત એકાગ્ર થયું કહેવાય છે. આ કાલે અન્યપદાર્થાકારવૃત્તિનું અત્યંત તિરોધાન થઇ માત્ર વિવેક-સાક્ષાત્કારરૂપા વૃત્તિજ પ્રવાહિત રહે છે, આને સંપ્રજ્ઞાત કિંવા સબીજ યોગ પણ કહે છે. પૂર્વધર્મનો નાશ થઇ અન્યધર્મનું ઉપજવું થાય તે પરિણામ કહેવાય છે. ચિતિશક્તિ (પુરુષ) અપરિણામિરૂપ પરમાર્થસત્ય, વિષયોમાં અસંગપણારૂપ નિર્લેપ, ચૈતન્યરૂપ એટલે બુદ્ધિ જેને શબ્દાદિ વિષયો દેખાડે છે એવી, સુખ દુઃખ ને મોહરૂપ અશુદ્ધિથી રહિત અને અપરિચ્છિન્ન છે. તે ચિતિશક્તિથી વિપરીત એટલે પરિણામી, વિષયોમાં સંગવાળી, જડ, સુખ દુઃખ ને મોહરૂપ અશુદ્ધિવાળી અને પરિચ્છિન્ન એવી વિવેકખ્યાતિ છે. સુખ અને મોહ પણ વિવેકી-ને દુઃખજ કરે છે માટે તે પણ ત્યજવાયોગ્ય છે. આ પ્રમાણે વિવેકખ્યાતિ ત્યજવાયોગ્ય અને ચિતિશક્તિ ગ્રહણ કરવાયોગ્ય સિદ્ધ થાય છે તેથી જ્ઞાનપ્રસાદરૂપ પરવૈરાગ્યવડે તે વિવેકખ્યાતિરૂપા અનાત્મવૃત્તિમાં પણ વિરાગ પામેલું ચિત્ત તે ખ્યાતિનો પણ નિરોધ કરે છે. બુદ્ધિસત્ત્વ-ની તે વિવેકખ્યાતિરૂપા વૃત્તિ અને અન્ય સર્વવૃત્તિઓ જ્યારે પોતામાં (બુદ્ધિ-સત્ત્વમાં) લીન થઈ જાય છે ત્યારે તે વૃત્તિમાત્રના અભાવયુક્ત થયેલું અને જેમાં માત્ર સંસ્કારજ શેષ રહેલા છે એવું ચિત્ત નિરુદ્ધ કહેવાય છે.

તે નિરુદ્ધાવસ્થાને **અસંપ્રજ્ઞાતયોગ** કિંવા **નિર્બીજસમાધિ** પણ કહે છે. જાતિ, આયુષ્ અને ભોગોના બીજરૂપ કલેશસહિતનો કર્માશય જેમાંથી નીકળી ગયો છે તે નિર્બીજ કહેવાય છે. વ્યુત્થાનના સમયમાં બુદ્ધિવૃત્તિમાં પોતાના પ્રતિબિંબને અર્પણ કરવાથી જાણે તે રૂપ થયો હોય એવો જણાતો અપરિણામી પુરુષ એ નિરોધકાલે બુદ્ધિવૃત્તિના અભાવે પ્રતિબિંબરહિત થયેલો હોવાથી સ્વસ્વરૂપમાં પ્રતિષ્ઠા પામેલો કહેવાય છે.

એ પ્રમાણે એક બુદ્ધિસત્ત્વની ગુણોના તારતમ્યથી પાંચ ભૂમિકા છે. એકાગ્રતારૂપ સંપ્રજ્ઞાતયોગથી તત્ત્વજ્ઞાન તથા જીવન્મુક્તિરૂપ ફલ થાય છે, અને નિરુદ્ધાવસ્થારૂપ અસંપ્રજ્ઞાતયોગથી ચિત્તના ઉત્તરોત્તર વિશેષ નિરોધરૂપ તથા પરિણામે વિદેહકૈવલ્યરૂપ ફલ થાય છે. એ ઉત્કૃષ્ટ ફલને માટેજ ચિત્તવૃત્તિનો નિરોધ કરવાની અપેક્ષા છે.

" **तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ॥** "( તે દુઃખસંયોગના વિયોગને યોગનામવાળો જાણવો, ) એ શ્રીમદ્ભગવદ્ગીતાના વચનમાં તથા"**सर्वार्थविषयप्राप्तिरात्मनो योग उच्यते॥**" (સર્વપદાર્થરૂપ વિષયની પ્રાપ્તિ તે આત્માનો યોગ કહેવાય છે, ) એ **શ્રીલિંગપુરાણના** વચનમાં અનુક્રમે સમગ્ર દુઃખના વિયોગને અને સર્વ પદાર્થોની પ્રાપ્તિને જે યોગ કહેલ છે તે સાધન તથા ફલને એક માનીને કહેલ છે, કેમકે યોગની પ્રાપ્તિથી સર્વ પ્રકારના દુઃખની નિવૃત્તિ તથા આપ્તકામપણાની પ્રાપ્તિ થાય છે. એમ હોવાથી આ સૂત્રમાં જે ચિત્તવૃત્તિના નિરોધને યોગ કહેલો છે તેની સાથે ઉપરનાં વચનોનો વિરોધ આવતો નથી. ૨

અસંપ્રજ્ઞાતાવસ્થામાં ચિત્તમાં વિવેકખ્યાતિ અને વિષયભોગ એ બંને વિષયોનો અભાવ હોવાથી શાંત ઘોર અને મૂઢ એ આકારે પરિણામ પામતી બુદ્ધિવૃત્તિના સંબંધથી જ્ઞાનસ્વભાવવડે સર્વદા અનુ-

ભવમાં આવતો પુરુષ તે કાલે કેવા સ્વભાવવાળો હોય છે ? અર્થાત્ શું વસ્તુતાએ તાર્કિકોના જેવો જડરૂપ આત્મા વ્યુત્થાનકાલમાં તે તે આકારરૂપ પરિણામને પામેલી બુદ્ધિના સન્નિધાનથી ચેતનતાવાળો પ્રતીત થાય છે, અને અસંપ્રજ્ઞાતાવસ્થામાં બુદ્ધિવૃત્તિના અભાવથી તે કાષ્ઠની પેઠે અપ્રકાશરૂપેજ સ્થિત રહે છે ? અથવા શું પ્રકાશરૂપ આત્મા–પુરુષ–માં વ્યુત્થાનકાલમાં બુદ્ધિવૃત્તિના સન્નિધાનવડે અવિવેકથી જ્ઞાતાપણાનો ગૌણ પ્રયોગ થાય છે, અને નિરોધકાલે વૃત્તિરૂપ દૃશ્યનો અભાવ હોવાથી જપાકુસુમના અભાવમાં જેમ સ્ફટિકની રાતા રંગના અભાવરૂપ સ્વસ્વરૂપમાં સ્થિતિ થાય છે તેમ વૃત્તિના પ્રતિબિંબથી રહિત ચિન્માત્ર સ્વસ્વરૂપમાં પુરુષની સ્થિતિ થાય છે ? એ શંકાની નિવૃત્તિ કરવા શ્રીસૂત્રકાર નીચેનું સૂત્ર રચે છેઃ—

## तदा द्रष्टुः स्वरूपेऽवस्थानम् ॥३॥

पदबोधिनी टीकाः—तदा तस्मिन् निरोधकाले द्रष्टुः चित्स्वभावस्य स्वरूपे चिन्मात्रतायां अवस्थानं भवतीति शेषः । पुरुषस्य चैतन्यमात्रं स्वभावो न तु वृत्तय इति कुसुमापगमे स्फटिकस्येव वृत्त्यपगमे तस्य स्वरूपप्राप्तिरिति दिक् ॥ ३ ॥

સૂત્રાર્થઃ—ત્યારે (અસંપ્રજ્ઞાતયોગકાલે) દ્રષ્ટાની (ચિતિશક્તિરૂપ પુરુષની ) સ્વરૂપમાં ( ચિન્માત્રરૂપમાં ) સ્થિતિ [ થાય છે. ] ૩

વિવેચનઃ—વ્યુત્થાનાવસ્થાથી ભિન્ન અસંપ્રજ્ઞાતાવસ્થામાં–નિરોધા-

વસ્થામાં–ચિન્માત્રસ્વભાવવાળા પુરુષની કૈવલ્યની પેઠે પોતાના સ્વભાવ-સિદ્ધ નિર્વિશેષ ચિન્માત્રરૂપમાં સ્થિતિ થાય છે. જેમ સ્વભાવથી સ્વચ્છ અને ધોળા સ્ફટિકમાં જપાકુસુમની સમીપતાથી રતાશ પ્રતીત થાય છે, અને તે જપાકુસુમરૂપ ઉપાધિની નિવૃત્તિથી તે ઉપાધિના ધર્મરૂપ રતાશની નિવૃત્તિ થઇ તે સ્ફટિક પોતાના સ્વચ્છ સ્વભાવમાં સ્થિત થાય છે તેમ સ્વભાવથી ચૈતન્ય અને અસંગ પુરુષમાં ચિત્તરૂપ ઉપાધિના સંનિધાનથી ચિત્તના શાંત, ઘોર અને મૂઢ એ ધર્મો પ્રતીત થાય છે, અને તે ચિત્તરૂપ ઉપાધિની નિવૃત્તિ થવાથી તે ઉપાધિન ધર્મરૂપ શાંતાદિ ભાવોની નિવૃત્તિ થઇ તે પુરુષ પોતાના સ્વાભાવિક નિર્વિશેષ ચૈતન્ય-સ્વરૂપમાં સ્થિત થાય છે. ચૈતન્ય એ પુરુષનું નિરુપાધિકરૂપ છે, પણ બુદ્ધિવૃત્તિઓનું જ્ઞાનાકારરૂપ તે તેનું નિરુપાધિકરૂપ નથી. જો વ્યુત્થાના-વસ્થામાં ચિતિશક્તિ સ્વરૂપમાં પ્રતિષ્ઠિત ન હોય ને નિરોધાવસ્થામાં પ્રતિષ્ઠિત થતી હોય તો તે પરિણામવાળી સિદ્ધ થાય છે, અને જો વ્યુત્થાનાવસ્થામાં પણ તે સ્વરૂપમાં સ્થિતિવાળી હોય તો વ્યુત્થાન અને નિરોધ એ બંનેનું સમાનપણું થાય છે એવી શંકા કરવી નહિ, કેમકે અપરિણામિનિત્ય એવી ચિતિશક્તિ કદીપણ સ્વરૂપથી નાશ પામતી નથી તેથી જેવી તે નિરોધકાલે છે તેવીજ તે વ્યુત્થાનકાલમાં પણ છે, પરંતુ ભ્રાંતિથી તે અન્યરૂપે પ્રતીત થાય છે. જેમ છીપનું રૂપારૂપે જ્ઞાન થાય ત્યારે પણ છીપના સ્વરૂપનો નાશ થતો નથી. વસ્તુતાએ તે કાલે છીપની પ્રતીતિ છતાં પણ ભ્રાંત પુરુષ ભ્રાંતિવડે માત્ર રૂપાપણું માને છે તેમ અત્ર પણ જાણવું.

ચૈતન્યસ્વભાવવાળો પુરુષ સર્વદા મુક્તજ છે, તોપણ ચિત્તરૂપ ઉપાધિના કલ્પિત તાદાત્મ્યસંબંધવડે તે બદ્ધાવસ્થાને પામેલાજેવો જણાય છે, અને તે ચિત્તરૂપ ઉપાધિની નિવૃત્તિ થવાવડે તે સંબંધનો

અભાવ થવાથી પુરુષ મુક્તાવસ્થાને પામ્યો એમ કહેવાય છે. એ પ્રમાણે વાસ્તવિકરીતે ચિત્તમાં રહેલા બંધમોક્ષ પુરુષમાં ભ્રમવડે આરોપિત થાય છે. વસ્તુતાએ પુરુષમાં ત્રણે કાલમાં બંધ નથી, તે તો સર્વદા બંધરહિત ચિતિશક્તિરૂપજ છે. પુરુષના સ્વરૂપનો નાશ થવાથી મોક્ષ થાય છે, અથવા પૂર્વે અસિદ્ધ એવો મોક્ષ નવો ઉપજે છે એમ નથી, પણ મોક્ષ તો શાશ્વતજ છે, માત્ર ભ્રાંતિકાલમાં તેની પ્રતીતિ થતી નથી. ૩

વ્યુત્થાનકાલે બુદ્ધિવડે ગ્રહણ કરાયેલા વિષયનું તે બુદ્ધિ પ્રતિબિંબરૂપે પુરુષમાં સ્થાપન કરે છે તેથી તે કાલે ચિતિશક્તિરૂપ પુરુષનું ઔપાધિક સ્વરૂપ વૃત્તિના સ્વરૂપજેવું પ્રતીત થાય છે એમ દર્શાવે છેઃ—

## वृत्तिसारूप्यमितरत्र ॥ ४ ॥

**पदबोधिनी टीकाः—इतरत्र अन्यस्यामवस्थायाम् । वृत्तयः वक्ष्यमाणलक्षणाः । ताभिः सारूप्यं समानाकारत्वं तत्तादात्म्यभ्रमो भवतीति वाक्यशेषः । अत एव न तदाऽपि तस्य स्वरूपक्षतिरस्ति लौहित्यभ्रमकाले स्फटिकस्येवेति द्रष्टव्यम् ॥ ४ ॥**

**સૂત્રાર્થઃ**—અન્યત્ર (વ્યુત્થાનાવસ્થામાં) [ પુરુષનું ] વૃત્તિથી એકરૂપપણું [ પ્રતીત થાય છે. ] ૪

**વિવેચનઃ**—અસંપ્રજ્ઞાતથી ભિન્ન એવી સંપ્રજ્ઞાત તથા અન્ય જાગ્રદાદિ અવસ્થાઓ વ્યુત્થાન કહેવાય છે. એ વ્યુત્થાનદશામાં સત્ત્વગુણવડે ઉપજેલી શાંત, રજોગુણવડે ઉપજેલી ઘોર (પરિતાપ આપનારી) અને તમોગુણવડે ઉપજેલી મૂઢ વૃત્તિઓથી પુરુષનું અભિન્નપણું પ્રતીત

થાય છે. જપાપુષ્પ અને સ્ફટિકની પેઠે બુદ્ધિ અને પુરુષના સંનિધાનથી તેમના અભેદગ્રહણમાં બુદ્ધિવૃત્તિનો પુરુષમાં સમારોપ કરીને મનુષ્ય "હું શાંત છું," "હું દુ:ખી છું," "હું મૂઢ છું" એમ માને છે. જેમ મલિન દર્પણતલમાં પ્રતિબિંબિત મુખને મલિન કલ્પીને "હું મલિન છું" એમ અજ્ઞ મનુષ્ય શોક કરે છે તેમ ત્રિગુણાત્મક બુદ્ધિવૃત્તિમાં પ્રતિબિંબિત પુરુષસ્વરૂપને ત્રિગુણાત્મક કલ્પીને "હું શાંત છું," "હું દુ:ખી છું," "હું મૂઢ છું" એમ ભ્રાંત જીવો હર્ષશોકાદિ કરે છે. સૂર્યચંદ્રાદિ પ્રકાશવાળા પદાર્થોના પરિણામરૂપ કિરણોજેવી ચિત્તરૂપ દ્રવ્યની પરિણામરૂપ વૃત્તિઓ છે. એ વૃત્તિઓ ગુણરૂપ નથી, પણ દ્રવ્યરૂપ છે. દીપક જેમ ઘન દ્રવ્ય છે, અને તેના પરિણામરૂપ કિરણો જેમ વિરલ દ્રવ્ય છે તેમ ચિત્ત એ ઘન દ્રવ્ય છે, અને તેના પરિણામરૂપ વૃત્તિઓ એ વિરલ દ્રવ્ય છે. વૃત્તિઓ દ્રવ્યરૂપ હોવાથીજ સુખ દુ:ખ અને મોહરૂપ ગુણના, તથા ઇંદ્રિયગોલકપર્યંત કિંવા પદાર્થપર્યંત જવારૂપ ક્રિયાના આશ્રયરૂપ તેઓ થઇ શકે છે. ત્વચા જિહ્વા અને ઘ્રાણ એ ઇંદ્રિયોના વિષયોનો અનુભવ તે ઇંદ્રિયના ગોલકપર્યંત જઇને તે ચિત્તવૃત્તિ કરે છે, તેના જ્ઞાનમાટે વૃત્તિ ગોલકની બહાર જતી નથી; અને ચક્ષુ તથા શ્રોત્રઇંદ્રિયના વિષયનો અનુભવ તે ચિત્તવૃત્તિ તે ઇંદ્રિયદ્વારા બહાર નીકળીને તે વિષયના આશ્રયભૂત પદાર્થપર્યંત જઇને કરે છે. જો રૂપધર્મવાળા દ્રવ્યનો સાક્ષાત્કાર નેત્રગોલકઆગળજ થતો હોય તો "આ ઘટ છે" એવું પ્રત્યક્ષ તે ઘટઆગળજ નહિ થવું જોઇએ, પણ નેત્રગોલકઆગળજ થવું જોઇએ; તેમજ જો શબ્દધર્મનો સાક્ષાત્કાર શ્રોત્રગોલકઆગળજ થતો હોય તો "આ નગારાનો શબ્દ નગારાઆગળ છે" એમ ભાન નહિ થતાં શ્રોત્રગોલકઆગળજ તે શબ્દ છે એમ ભાન થવું જોઇએ, પણ તેમ તો બેમાંના એકે સ્થલે

બનતું નથી તેથી પૂર્વોક્ત કથન યુક્તજ છે. સૂર્યાદિ પ્રકાશક પદાર્થનાં કિરણો વસ્તુપર પડે છે. તે વસ્તુપર પડેલાં કિરણોનું સીધી વા ત્રાંસી રેખામાં ચક્ષુરિંદ્રિયના ગોલકરૂપ નેત્રકનીનિકાના ( કીકીના ) મધ્યભાગપર પરાવર્તન થાય છે તેથી નેત્રેંદ્રિય ક્ષોભ પામે છે. પદાર્થ જો પ્રકાશધર્મવાળો હોય તો તેનાં કિરણોવડે પણ નેત્રેન્દ્રિય ક્ષોભ પામે છે. વાસનાવડે અંતઃકરણ ક્ષોભ પામવાથી તે પણ નેત્રેન્દ્રિયના ક્ષોભનો હેતુ થાય છે. પૂર્વોક્ત બે પ્રકારમાંના કોઇ પણ એક પ્રકારવડે નેત્રેન્દ્રિયમાં ક્ષોભ થવાથી અંતઃકરણના સામાન્યસ્વરૂપમાં ક્ષોભ થઇ પછી તેના વિશેષસ્વરૂપમાં ક્ષોભ થાય છે, અને તેવી રીતે ક્ષોભ થવાથી તેનું વૃત્તિરૂપ પરિણામ થઇ નેત્રેન્દ્રિયદ્વારા તે પદાર્થપર્યંત જાય છે. વૃત્તિ તે પદાર્થના આવરણનો ભંગ કરે છે, અને તેમાં રહેલું પુરુષનું પ્રતિબિંબ તેનું જ્ઞાન ઉપજાવે છે. જ્યાં યોગ્ય પ્રકાશના સાહાય્યના અભાવે યથાર્થરીતે આવરણભંગ ન થાય ત્યાં તે પદાર્થનું યથાર્થ જ્ઞાન થતું નથી, પણ ભ્રાંતિજ્ઞાન થાય છે. જ્યાં વાસનાવડે અંતઃકરણમાં ક્ષોભ થઈ તે વૃત્તિરૂપ પરિણામને પામી નેત્રેન્દ્રિયપર્યંત આવ્યું હોય તથા વૃત્તિરૂપે બહાર પણ તે પદાર્થને જોવામાટે ભમતું હોય ત્યાં તો ઇચ્છિત પદાર્થનાં કિરણો નેત્રપર પડતાંજ તે વૃત્તિ તે પદાર્થભણી જાય છે, ને પૂર્વોક્તરીતે ત્યાં પણ જ્ઞાન ઉપજે છે. જેમ તળાવાદિના જલમાં પાષાણાદિ પડવાથી તેમાં તરંગ ઉપજે છે તેમ પ્રાણીઓના શબ્દોવડે, વાદ્યના ધ્વનિઓવડે, વા પદાર્થોના ઘર્ષણાદિને લીધે ઉત્પન્ન થતા નાદોવડે તેની આસપાસના વાતાવરણમાં તરંગ ઉપજે છે. પ્રથમ ઉપજેલો તરંગ પોતાના જેવો અન્ય તરંગ ઉપજાવે છે, તે વળી પોતાના જેવો અન્ય તરંગ ઉપજાવે છે, એમ ક્રમાત્ તરંગો ઉપજતા જાય છે, ને જ્યાંસુધી તેમાં કાનના પડદાપર

અથડાઇ શ્રવણેંદ્રિયમાં ક્ષોભ કરવાનું પ્રત્યક્ષ બલ રહે ત્યાંસુધીની મર્યાદામાં રહેલાં પ્રાણીઓની શ્રવણેંદ્રિયને તે ક્ષોભ પમાડે છે. ક્ષોભ પામેલી શ્રવણેંદ્રિયવડે તે સ્થલમાંનું સામાન્ય અંતઃકરણ ક્ષોભ પામે છે, ને તેવડે અંતઃકરણના વિશેષસ્વરૂપમાં ક્ષોભ થઇ તે વૃત્તિરૂપ પરિણામને પામે છે, ને વૃત્તિરૂપ પરિણામને પામેલું તે અંતઃકરણ શ્રવણેંદ્રિયદ્વારા તે પદાર્થપર્યંત જાય છે. ત્યાં પણ વૃત્તિ આવરણભંગ કરે છે, અને વૃત્તિમાં પડેલું પુરુષનું પ્રતિબિંબ તે શાનો ધ્વનિ છે તેનું તથા તેના તારત્વમંદત્વાદિનું જ્ઞાન ઉપજાવે છે. દૂરપણું તથા અન્ય ધ્વનિઓનું અસ્તિત્વ એ આદિ જો પ્રતિબંધક હોય તો આવરણનો યથાર્થરીતે ભંગ ન થવાથી તે શબ્દસંબંધી યથાર્થ જ્ઞાન થઈ શકતું નથી. મનુષ્યને ચંદન જોઇને તેના સુગંધયુક્તપણાનું, આંબલીનો કાતરો જોઇને તેના ખાટાપણાનું અને કાચને જોઇને તેના સુંવાળાપણાનું શીઘ્રજ પ્રત્યક્ષજ્ઞાન થાય છે માટે ઘ્રાણ, જિહ્વા અને ત્વચાદ્વારા પણ અંતઃકરણની વૃત્તિ તે વિષયદેશપર્યંત જઇને તે વિષયનો સાક્ષાત્કાર કરે છે એમ માનવામાં શો વિરોધ છે? એમ કોઇ શંકા કરે તો તેનું સમાધાન એ છે કે ચંદન, આંબલીનો કાતરો અને કાચ એ ત્રણ વસ્તુઓનું—તેના રૂપરંગનું—જ્ઞાન તો ચિત્તવૃત્તિ તે પદાર્થાકાર થયેલી હોવાથી પ્રત્યક્ષરૂપ છે, પણ સુગંધયુક્તપણું, ખાટાપણું અને સુંવાળાપણું એ ત્રણ ધર્મો તે કાલે પ્રત્યક્ષજ્ઞાનના વિષય નથી, પરંતુ તે તે પદાર્થોમાં તેવા ધર્મો પૂર્વે અનુભવમાં આવેલા હોવાથી તે ધર્મો આ પદાર્થોમાં પણ હશે એવી તે વિષયોની માત્ર અનુમિતિ થવાથી તે અનુમાનના વિષયરૂપ છે તેથી તે વિષયોનું તે કાલે પ્રત્યક્ષજ્ઞાન નથી, ને એમ હોવાથી તે ઇંદ્રિયો તે વિષયપર્યંત જઇને તે વિષયોનો સાક્ષાત્કાર કરે છે એમ કહેવું ભ્રાંતિમાત્ર છે. એ પ્રમાણે બહારના વિષયજ્ઞાનમાં

વૃત્તિમાં ક્રિયા થતી જોવામાં આવે છે તેથી, તથા સુખ દુઃખ અને મોહ એ સત્ત્વ રજસ્ અને તમસ્ દ્રવ્યના ધર્મો તે વૃત્તિમાં જોવામાં આવે છે તેથી, તે વૃત્તિ દ્રવ્યરૂપ છે એમ સિદ્ધ થાય છે. વૃત્તિઓને દ્રવ્યરૂપ નહિ માનતાં જો બલાત્કારે ગુણ(ધર્મ)રૂપ માનવામાં આવે તો ગુણમાં ક્રિયાનો અભાવ હોવાથી લૌકિક તથા અલૌકિક પ્રત્યક્ષજ્ઞાનનો અભાવ થશે. તે બંનેના અભાવથી અનુમાનવડે ઉપજતી અનુમિતિ-પ્રમાનો અભાવ થશે. તે બંનેને અભાવે તે બંનેવડે ઉપજતા શબ્દ-પ્રમાણનો અભાવ થવાથી શાબ્દીપ્રમાનો અભાવ થશે; અને એવી રીતે ત્રણે જ્ઞાનનો અભાવ થવાથી વિશ્વસ્થિતિનો નિર્વાહ અસંભવિત થવારૂપ દોષ આવશે માટે વૃત્તિઓને દ્રવ્યરૂપ માનવી એજ યોગ્ય છે. પરમકારુણિક કપિલભગવાનના "**भागगुणाभ्यां तत्त्वान्तरं वृत्तिः सम्बन्धार्थं सर्पति ॥**" ( વૃત્તિ એ ચિત્તના અવયવરૂપ વા ધર્મરૂપ નથી, પણ તેનાથી ભિન્ન તત્ત્વ છે, કેમકે તે જ્ઞાનના વિષયપર્યંત ગમન કરવારૂપ ક્રિયા કરે છે, ) એ સૂત્રથી પણ પૂર્વોક્ત નિર્ણયની સત્યતા પ્રતીત થાય છે. "**ह्रीर्धीर्भीरित्येतत्सर्वं मन एव ॥**" ( અકાર્યમાં લોકલજ્જા, જ્ઞાન ને ભય એ સર્વ મનજ છે, ) એ શ્રુતિ પણ મનની વૃત્તિઓને મનોરૂપ કહી તેના દ્રવ્યપણાનો બોધ કરે છે. કોઇ કોઇ વચનોમાં જ્ઞાનાદિને બુદ્ધિના વા અંતઃકરણના ધર્મરૂપે કહેલાં જોવામાં આવે છે ત્યાં પણ બુદ્ધિનો અને તેના પરિણામરૂપ વૃત્તિઓનો અભેદ માની જે બુદ્ધિના ધર્મો તેજ બુદ્ધિ-વૃત્તિના પણ ધર્મો છે એમ કહેવાને ઇચ્છિત છે, પણ જ્ઞાનાદિ વૃત્તિઓ બુદ્ધિના ધર્મ છે એમ કહેવાને ઇચ્છિત નથી એમ જણાય છે. વૃત્તિઓરૂપ દ્રવ્ય ચિત્તદ્રવ્યનું પરિણામ છે, પણ પુરુષનું પરિણામ નથી, કેમકે પુરુષનું પરિણામ માનતાં પુરુષને પરિણામીપણાની પ્રાપ્તિ થવાથી જે શ્રુતિઓ તથા સ્મૃતિઓ પુરુષનું વિકારના

અભાવરૂપ અપરિણામીપણું કહે છે તેની સાથે વિરોધ આવે છે. વળી જ્યાં એક ચિત્તનું પરિણામીપણું માનવાથી કાર્યસિદ્ધિ થાય છે ત્યાં ચિત્ત અને પુરુષ એ બંનેનું પરિણામીપણું માનવું એ ગૌરવદોષ પણ છે. વળી પુરુષ વ્યાપક હોવાથી શરીરમાં રહેલા ચિત્તનો નિરોધ કરવામાં આવે તોપણ શરીરવિનાના અન્ય સ્થાનમાં રહેલા પુરુષમાંથી સુખદુઃખાકાર વૃત્તિઓરૂપ પરિણામ થવાનાં, ને એમ જ્યારે વૃત્તિઓ-રૂપ પરિણામ થયા કરે ત્યારે મોક્ષપ્રાપ્તિનો અવસરજ ન આવવાથી મોક્ષાભાવરૂપ દોષની પ્રાપ્તિ આવી પડે છે. કદાપિ પૂર્વપક્ષીભણીથી એ દોષને દૂર કરવા એમ કહેવામાં આવે કે વૃત્તિઓ તો પુરુષનીજ છે, પણ એ વૃત્તિઓ ચિત્તરૂપ નિમિત્ત હોય ત્યારેજ ઉપજે છે, અને જ્યારે એ ચિત્ત યોગદ્વારા નાશ પામે છે ત્યારે તે ચિત્તરૂપ નિમિત્તના અ-ભાવથી પુરુષમાંથી વૃત્તિઓરૂપ પરિણામો ઉપજતાં નથી, તો એ કથનમાં પણ ગૌરવદોષ આવે છે, કેમકે એ પક્ષમાં પુરુષ, ચિત્ત અને પુરુષ તથા ચિત્તનો સંયોગ એ ત્રણને વૃત્તિના હેતુઓ માનવા પડે છે, અને અમારા પક્ષમાં તો માત્ર એક ચિત્તનેજ વૃત્તિના હેતુરૂપે સ્વીકારવું પડે છે, એટલે અમારા પક્ષમાં લાઘવ છે. એવી રીતે જ્યાં એક હેતુને માનવાથી કાર્યસિદ્ધિ થઈ શકતી હોય ત્યાં ત્રણને હેતુ માનવા-માં ગૌરવદોષની પ્રાપ્તિ સ્પષ્ટજ છે. "હું સુખી," "હું દુઃખી," "હું કર્તા" એમ સર્વ મનુષ્યોને અનુભવ થાય છે તેથી એમ અનુમાન થાય છે કે વૃત્તિ એ પુરુષનું પરિણામ છે; "હું" એ શબ્દથી પુરુષનું ગ્રહણ કરાય છે, ને પૂર્વોક્ત અનુભવથી સુખદુઃખાદિ તેનાં પરિણામો છે એમ સિદ્ધ થાય છે માટે વૃત્તિને ચિત્તનું પરિણામ માનવું એ યોગ્ય નથી, પણ પુરુષનું પરિણામ માનવું એ યોગ્ય છે એવા પૂર્વપક્ષને પણ અત્ર અવકાશ નથી, કેમકે "હું સ્થૂલ છું," "હું કૃશ છું" એ

કથન જેમ આત્મામાં એવા ભાવોનો અત્યંત અભાવ હોવાથી ભ્રાંતિરૂપ છે તેમ "હું સુખી છું" ઇત્યાદિ કથન પણ આત્મામાં તેવા ભાવરૂપ પરિણામનો અભાવ હોવાથી ભ્રાંતિરૂપ છે. અપરિણામી એવા પુરુષને વિષે પરિણામ પામવાનો અત્યંત અભાવ છે. અજ્ઞાત અને અબાધિત અર્થને જણાવનારી પ્રમાણશિરોમણિરૂપ "**साक्षी चेता केवलो निर्गुणश्च ॥**" (સાક્ષી, ચેતનરૂપ,–પ્રકાશક,–કેવલ અને નિર્ગુણ એવો આત્મા છે, ) ઇત્યાદિ શ્રુતિઓ આત્માના સાક્ષિરૂપને કહે છે, અને "**कामः सङ्कल्पो विचिकित्सा श्रद्धाऽश्रद्धा धृतिरधृतिर्ह्रीर्धीर्भीरित्येतत्सर्वं मन एव ॥**" ( ઇચ્છા, સંકલ્પ, સંશય, શ્રદ્ધા, અશ્રદ્ધા, ધીરજ, અધીરજ, લોકલજ્જા, જ્ઞાન અને ભય એ સર્વ મન–મનનાં પરિણામ–જ છે, ) ઇત્યાદિ શ્રુતિઓ વૃત્તિઓ ચિત્તનાંજ પરિણામ છે એમ કહે છે,તથા "**प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः। अहङ्कारविमूढात्मा कर्ताहमिति मन्यते॥**" (પ્રકૃતિના અંતઃકરણાદિ ગુણોવડે સર્વ પ્રકારે સર્વ કર્મો કરાય છે, છતાં અહંકારથી અવિવેકયુક્ત અંતઃકરણવાળો હું કર્તા છું એમ માને છે, ) એ સ્મૃતિ આત્માના અકર્તાપણાને કહે છે તેથી વૃત્તિઓ પુરુષનાં પરિણામો છે એમ કહેવું કેવલ હઠમાત્રજ છે.

ચિત્ત પ્રધાનપણે સત્ત્વગુણનું કાર્ય હોવાથી સ્વભાવથી નિર્મલ છે. તે ચિત્તમાં ચૈતન્યરૂપ પુરુષનું પ્રતિબિંબ પડે છે, એ પ્રતિબિંબથી ચિત્ત પોતે જડ છતાં પણ ચેતનના જેવું પ્રતીત થાય છે તેથી અલ્પ વિવેકવાળા જનોને તે ચિત્ત(બુદ્ધિ)જ પુરુષ છે એમ ભ્રાંતિ થાય છે. એ ભ્રાંતિવડે શાંત, ઘોર અને મૂઢ એ બુદ્ધિની વૃત્તિઓ પુરુષની વૃત્તિઓ હોય એમ પ્રતીત થાય છે. પુરુષ સ્વભાવથી શુદ્ધ એટલે અન્ય વૃત્તિઓ તથા વિવેકખ્યાતિવિનાનો ચૈતન્યરૂપ છતાં પણ

અવિદ્યાથી જાણે તે સર્વસહિત એટલે ખ્યાતિ(વૃત્તિજ્ઞાન)રૂપ હોય એમ જણાય છે એજ પુરુષનું વૃત્તિસારૂપ્ય છે. શ્રીપંચશિખાચાર્યે પણ "**एकमेव दर्शनं ख्यातिरेव दर्शनम् ॥**" (વ્યુત્થાનકાલે બંનેનું એકજ દર્શનજ્ઞાન–છે, ઉત્પત્તિનાશરૂપ ધર્મવાળી બુદ્ધિવૃત્તિજ દર્શન–શબ્દાદિનું જ્ઞાન વા પ્રકૃતિપુરુષનું જ્ઞાન–છે,) એ સૂત્રથી નિરીશ્વરસાંખ્યમાં એજ વાર્તા કહી છે. નિરોધરૂપ અસંપ્રજ્ઞાતયોગકાલે ચિત્તની સર્વ વૃત્તિઓનો નિરોધ થાય છે, અને પ્રારબ્ધકર્મનો ક્ષય થયે ચિત્તનો પણ નાશ થાય છે તેથી તે કાલે ચિત્તવૃત્તિરૂપ ઉપાધિના અભાવથી પુરુષ પોતાના સ્વસ્થસ્વભાવવાળો થયો એમ કહેવાય છે. જેમ જપાપુષ્પરૂપ ઉપાધિના સંનિધાનથી નિર્મલ સ્ફટિક અસ્વસ્થ (રાતા રંગવાળો) થયો હોય એમ અવિવેકિજનોને પ્રતીત થાય છે, અને એ ઉપાધિ દૂર થવાથી તે સ્વસ્થ (સ્વચ્છ) થયો એમ કહેવાય છે તેમ વ્યુત્થાન-કાલમાં ચિત્તવૃત્તિરૂપ ઉપાધિના સંનિધાનથી સ્વભાવશુદ્ધ પુરુષ અસ્વસ્થ (ચિત્તવૃત્તિઓના આકારરૂપ) થયાના જેવો વિવેકહીન જનોને પ્રતીત થાય છે, અને નિરોધકાલે તે ઉપાધિના અભાવથી તે પુરુષ સ્વસ્થ (ચિતિશક્તિરૂપ પોતાના સ્વભાવમાં સ્થિત) થયો એમ કહેવાય છે.

ઇંદ્રિયદ્વારા જે વિષયો અંતઃકરણે ગ્રહણ કર્યા હોય તે વિષયોનું પ્રતિબિંબરૂપે તે અંતઃકરણ પુરુષમાં સ્થાપન કરે છે. શ્રીવિષ્ણુપુરાણ-ના નીચેના શ્લોકમાં પણ એમજ કહ્યું છે:—

> "**गृहीतानिन्द्रियैरर्थानात्मने यः प्रयच्छति ।**
> **अन्तःकरणरूपाय तस्मै विश्वात्मने नमः ॥**"

**અર્થ:**—ઇંદ્રિયોવડે ગ્રહણ કરેલા વિષયોને જે આત્માને પ્રતિ-બિંબરૂપે આપે છે તે અંતઃકરણરૂપ વિશ્વાત્માને નમસ્કાર.

ચૈતન્ય લોકપ્રત્યક્ષનો વિષય નથી, પરંતુ આગમ અને અનુમાનનો વિષય છે. પુરુષના અસંબંધથી અને અનુપકાર્યપણાથી તેમાં ચિત્તજનિત ઉપકારનો સંભવ નથી, પુરુષને સંયોગનો તથા ઉપકારનો વિષય માનીએ તો પુરુષને પરિણામીપણાની પ્રાપ્તિ થાય છે એવી શંકા કરવી નહિ, કેમકે ચિત્ત અયસ્કાંતમણિની પેઠે સંનિધિમાત્રથી ભોગ્યપણાવડે ઉપકારી થાય છે, જેમ અયસ્કાંતમણિ એટલે ચમકપાણ પોતાની સંનિધિમાત્રથી શરીરમાં પ્રવેશ પામેલી લોહશલાકાને બહાર ખેંચી કાઢવારૂપ ઉપકાર કરીને ભોગના સાધનપણાથી પ્રાણિરૂપ સ્વામીને સ્વ એટલે ઉપકારક થાય છે તેમ ચિત્ત પણ પોતાના સંનિધાનમાત્રથી લોહના જેવા વિષયસમૂહને ભોગ્યપણાવડે અર્પવારૂપ ઉપકાર કરીને ભોગસાધનપણાથી પુરુષને ઉપકારક થાય છે. તે ચિત્તનો અને પુરુષનો **સ્વસ્વામિભાવસંબંધ** કહેવાય છે. અસંયોગસ્વભાવવાળા પુરુષથી ચિત્તનું સંનિધાન દેશથી વા કાલથી નથી, પણ યોગ્યતાથી છે. પુરુષની ચેતનપણાથી ભોક્તૃશક્તિ છે, અને ચિત્તની જડપણાથી ભોગ્યશક્તિ છે. શબ્દાદિ આકારને પામેલી વૃત્તિ ભોગ કહેવાય છે. તે વૃત્તિ જોકે ચિત્તનું પરિણામ છે તોપણ ચિત્તના અને ચૈતન્યના અભેદના આરોપરૂપ વૃત્તિસારૂપ્યથી તે પુરુષનું પરિણામ છે એમ કહ્યું છે. એવી રીતે ચિત્તના અસંયોગમાં પણ પુરુષને તેનાથી ઉપજતા ઉપકારનું ભાગીપણું અને અપરિણામીપણું છે એમ સિદ્ધ થયું. ભોગનો હેતુ સ્વસ્વામિભાવસંબંધ છે, તે સ્વસ્વામિભાવસંબંધ અવિદ્યાથી ઉપજેલો છે, ને અવિદ્યાનો તથા વાસનાનો પ્રવાહ બીજાંકુરની પેઠે અનાદિ છે. ૪

**વૃત્તિને જાણ્યા વિના વૃત્તિનો નિરોધ થઈ શકે નહિ, અને એ વૃત્તિઓ અસંખ્ય હોવાથી પુરુષના સહસ્ર આયુષથી પણ તેની સંપૂર્ણરીતે ગણના થઇ શકે એમ નથી ત્યારે તેનો નિરોધ કેવી રીતે**

કરી શકાય? એમ આશંકા કરીને તેઓની મર્યાદિત સંખ્યાના સ્વરૂપને પ્રતિપાદન કરવા ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રનું અવતરણ કરે છેઃ—

## वृत्तयः पञ्चतय्यः क्लिष्टाक्लिष्टाः ॥ ५ ॥

**पदबोधिनी टीकाः—वृत्तयः विषयसम्बन्धात् चित्तस्य परिणामविशेषाः । ताश्च क्लिष्टादिभेदेन द्विधा प्रमाणादिभेदेन च पञ्चतय्यः पञ्चावयवाः पञ्चभिरङ्गैरुपेता विभक्ता वा इत्यर्थः। तत्र अविद्यादिक्लेशफलाः क्लिष्टाः। अक्लिष्टास्तु तद्विपरीताः। ते चाग्रे स्फुटीभविष्यन्ति ॥ ५ ॥**

**સૂત્રાર્થઃ**—વૃત્તિઓ પાંચ અવયવવાળી [ છે, અને તે ] કિલષ્ટ તથા અકિલષ્ટરૂપ [ છે. ] ૫

વિવેચનઃ—બીજા સૂત્રમાં યોગનું લક્ષણ કહ્યું. જેમાંથી ત્રણ ગુણના પરિણામરૂપ વિવિધ વૃત્તિઓ ઉપજે છે, તથા જેના સંનિધાનથી પુરુષની અને પોતાની અભેદભ્રાંતિ થઇ પુરુષ સુખદુઃખાદિ વૃત્તિવાળો ભાસે છે, ને જેના સંનિધાનના અભાવમાં પુરુષ સ્વસ્વરૂપમાં સ્થિત રહે છે તે ચિત્ત છે એવું ચિત્તનું લક્ષણ ત્રીજા અને ચોથા સૂત્રવડે અર્થથી કહ્યું છે. એ પ્રમાણે "**योगश्चित्तवृत्तिनिरोधः ॥**" એ સૂત્રમાંનાં યોગ તથા ચિત્ત એ બે પદોનું વ્યાખ્યાન પૂર્વે કર્યું. હવે એ સૂત્રમાંના વૃત્તિપદનું વ્યાખ્યાન આ સૂત્રમાં વૃત્તિના અવયવોની સંખ્યા તથા અવાંતરવિશેષો કહેવાવડે કરે છે. વૃત્તિઓ ચિત્તના પરિણામરૂપ છે. એ વૃત્તિઓના અસ્તિત્વવડે ચિત્તનું જીવન છે. વૃત્તિરૂપ એક અવયવીના પ્રમાણાદિ પાંચ અવયવો હોવાથી વૃત્તિ પાંચ અવયવવાળી કહેવાય છે.

ચૈત્રમૈત્રાદિ બહુ મનુષ્યોના ચિત્તના ભેદથી વૃત્તિનું બહુપણું સ્વીકારી વૃત્તિને સ્થાને વૃત્તિઓ એમ કહ્યું છે. સર્વે મનુષ્યોની વૃત્તિ પાંચ અવયવવાળી છે, અધિક અવયવવાળી નથી. નિરોધ કરવાયોગ્ય વૃત્તિઓ અસંખ્ય છતાં પણ તે સર્વ વૃત્તિઓનો પૂર્વોક્ત પાંચ અવયવોમાં સમાવેશ થઇ જાય છે તેથી એ પાંચ અવયવોનો નિરોધ કરવાથી અન્ય સર્વ વૃત્તિઓનો નિરોધ થઇ જાય છે. એવી રીતે વૃત્તિના અવયવો મર્યાદિત હોવાથી સાધક સુખપૂર્વક તેનો નિરોધ કરી શકે છે. નિરોધના અનુષ્ઠાનમાં ઉપયોગી એવા તે વૃત્તિઓના અવાંતર-વિશેષ ક્લિષ્ટ અને અક્લિષ્ટ એવા છે. અસ્મિતાદિ ક્લેશોની પ્રવૃત્તિના કારણરૂપ જે વૃત્તિઓ છે તે ક્લિષ્ટ કહેવાય છે, કિંવા રાજસી અને તામસી વૃત્તિઓ જેઓ કેવલ દુઃખોત્પાદકપણાવડે ક્લેશને માટેજ પ્રવૃત્ત થાય છે તે ક્લિષ્ટ કહેવાય છે. ક્લેશોના ઉપાર્જનમાટેજ આ ક્લિષ્ટવૃત્તિઓની પ્રવૃત્તિ છે તેથીજ તેઓ ધર્માધર્મના વાસનાસમૂહોની પ્રસવભૂમિઓ છે. પુરુષ પ્રમાણાદિવડે કર્તવ્ય તથા અકર્તવ્ય વિષયનો નિશ્ચય કરીને અનુકૂલપણાના જ્ઞાનવડે તેમાં પ્રીતિવાળો થઇ ધર્મનો સંગ્રહ કરે છે, અને પ્રતિકૂલપણાના જ્ઞાનવડે દ્વેષવાળો થઇને અધર્મનો સંગ્રહ કરે છે. એ કારણથી રાજસીતામસી પ્રમાણાદિ વૃત્તિઓ ક્લિષ્ટ કહેવાય છે. પુરુષને વિષયાભિમુખવૃત્તિથી વિષયોમાં અત્યંત અનુરાગ ઉપજે છે. એ અનુરાગથી વ્યાકુલતાને પામેલો તે પુરુષ તે વૃત્તિને અનુકૂલ વિષયવડે સંતોષવા યત્ન કરતાં રાગદ્વેષવાળાં કર્મોથી ધર્માધર્મના અસંખ્ય સંસ્કારોનો સંગ્રહ કરે છે, ને એ સંસ્કારો-વડે જન્મમરણાદિવાળા દુઃખરૂપ સંસારને પામે છે. એ પ્રમાણે સંસ્કારથી વૃત્તિઓ, વૃત્તિઓથી કર્મો અને કર્મોવડે કર્માશય રચાય છે, ને પુનઃ તેમાંથી વૃત્તિઓ ઉપજે છે. એવી રીતે નિરોધસમાધિની પ્રાપ્તિપર્યંત પૂર્વોક્ત દુઃખપ્રવાહ સતત ચાલ્યા કરે છે. વિવેક-

ખ્યાતિ જેનો અંત છે એવી ગુણોના કાર્યારંભની વિરોધી વિવેકખ્યાતિ-ની ઉત્પાદક પ્રમાણાદિ વૃત્તિઓ અક્લિષ્ટ કહેવાય છે. રજસ્તમસ્થી રહિત થયેલા બુદ્ધિસત્ત્વની પ્રશાંતવાહી સ્થિતિ જેમાં બુદ્ધિ અને પુરુષનો વિવેક જણાય છે તે વિવેકખ્યાતિ કહેવાય છે. એ બુદ્ધિવૃત્તિ અ-વિદ્યાદિ ક્લેશ, શુભાશુભ કર્મ, સંસ્કાર અને સુખદુઃખને નિર્મૂલ કરી પુરુષના કલ્પિત ભવભ્રમણનો અંત આણે છે. એ પ્રમાણે બંને પ્રકાર-ની વૃત્તિઓ ત્રિગુણાત્મક છતાં પણ જે વિષયાકારવૃત્તિઓ કેવલ દુઃખોત્પાદક છે તે ક્લિષ્ટ કહેવાય છે, અને જે વૃત્તિઓ દુઃખોત્પાદક નથી, પણ તેનાથી ભિન્ન ને દુઃખની નિવૃત્તિના કારણભૂત છે તે અક્લિષ્ટ કહેવાય છે.

દુઃખને ઉત્પન્ન કરનારી ક્લિષ્ટવૃત્તિજ માત્ર નિરોધ કરવાયોગ્ય છે એમ નહિ, પણ અક્લિષ્ટવૃત્તિ પણ નિરોધ કરવાયોગ્ય છે, કેમકે વિવેકખ્યાતિ અને તેના હેતુભૂત અભ્યાસવૈરાગ્યાદિ અન્ય વૃત્તિઓ અક્લિષ્ટ છતાં પણ વૃત્તિરૂપ હોવાથી પુરુષને બંધન કરનાર છે, અર્થાત્ અસંપ્રજ્ઞાતયોગ જે પુરુષના વિદેહકૈવલ્યમાં ઉપયોગી છે તેની પ્રાપ્તિમાં એ વૃત્તિ વિરોધી છે માટે તે પણ નિરોધ કરવાને યોગ્ય છે. એવી રીતે બંને પ્રકારની વૃત્તિનો નિરોધ કર્તવ્ય છે. તેમાં પ્રથમ ક્લિષ્ટવૃત્તિનો નિરોધ અક્લિષ્ટવૃત્તિથી કરવો, અને તે અક્લિષ્ટવૃત્તિનો નિરોધ હવે પછી કહેવામાં આવતા પરવૈરાગ્યવડે કરવો.

**શંકા:**—રાગરહિત પુરુષના જન્મના અદર્શનથી અને રાગવાળા પુરુષના જન્મના દર્શનથી સર્વ પ્રાણીઓ ક્લિષ્ટવૃત્તિઓવાળાંજ છે. વળી ક્લિષ્ટવૃત્તિઓના પ્રવાહમાં અક્લિષ્ટવૃત્તિઓનું રહેવું અસંભવિત છે. કદાપિ અક્લિષ્ટવૃત્તિઓનું અસ્તિત્વ સ્વીકારવામાં આવે તોપણ તેમની વિરોધી ક્લિષ્ટવૃત્તિઓના મધ્યે સ્થિતિ હોવાથી ક્લિષ્ટવૃત્તિઓનો

નિરોધ કરવારૂપ તેમનું કાર્યકારીપણું સંભવતું નથી તેથી ક્લિષ્ટવૃત્તિઓનો અક્લિષ્ટવૃત્તિઓવડે નિરોધ કરવો, ને તે અક્લિષ્ટવૃત્તિઓનો પરવૈરાગ્યવડે નિરોધ કરવો એમ કહેવું એ મનોરથમાત્ર છે.

**સમાધાનઃ**—પ્રમાણરૂપ શ્રુતિસ્મૃતિમાં જીવન્મુક્તિનું તથા જીવન્મુક્તિનો અનુભવ કરનાર જીવન્મુક્તોનું નિરૂપણ હોવાથી અક્લિષ્ટવૃત્તિવાળા જીવન્મુક્તનું અસ્તિત્વ સિદ્ધ થાય છે તેથી સર્વ પ્રાણીઓ ક્લિષ્ટવૃત્તિવાળાં છે એમ કહેવું એ યોગ્ય નથી. ભિલ્લલોકોના ગામમાં સેંકડો ભિલ્લોથી ઘેરાઇને વસતાં છતાં પણ જેમ બ્રાહ્મણ ભિલ્લ થતો નથી તેમ ક્લિષ્ટવૃત્તિઓના પ્રવાહમાં પડેલી છતાં પણ અક્લિષ્ટવૃત્તિ ક્લિષ્ટવૃત્તિ થતી નથી. તે અક્લિષ્ટવૃત્તિવડે અક્લિષ્ટસંસ્કારો પડે છે, જે સંસ્કારો ક્લિષ્ટસંસ્કારોનો પોતાના પ્રબલપણાથી અભિભવ કરતા રહે છે, ને તે પ્રબલ અક્લિષ્ટસંસ્કારોવડે તેવી વૃત્તિઓ ઉપજે છે. એવી રીતે આ વૃત્તિ તથા સંસ્કારનું ચક્ર નિરોધસમાધિપર્યંત રહે છે. પછી નિરોધાવસ્થાને પામેલું ચિત્ત સંસ્કાર જેમાં શેષ રહ્યા છે એવું થઇને આત્મસ્વરૂપે સ્થિત થાય છે, અથવા નાશ પામે છે. વળી “ **द्विविधश्चित्तनाशोऽस्ति सरूपोऽरूप एव च । जीवन्मुक्तौ सरूपः स्यादरूपो देहमुक्तिगः ॥** ” ( સરૂપ અને અરૂપ એમ બે પ્રકારનો ચિત્તનાશ છે, જીવન્મુક્તિમાં ચિત્તનો સરૂપનાશ થાય છે, અને વિદેહમુક્તિ પામેલાના ચિત્તનો અરૂપનાશ થાય છે, ) એ શ્રીયોગવાસિષ્ઠના વચનથી ચિત્તનો તે નાશ પણ સરૂપ તથા અરૂપ એમ બે પ્રકારનો જણાય છે. એવી રીતે ક્લિષ્ટવૃત્તિઓનો અક્લિષ્ટવૃત્તિઓવડે ને તે અક્લિષ્ટવૃત્તિઓનો પરવૈરાગ્યવડે નિરોધ થવો સંભવે છે માટે પૂર્વોક્ત પૂર્વપક્ષ સંભવરહિત છે.

કોઇ કોઇ પ્રતિમાં **क्लिष्टाक्लिष्टाः**ને સ્થાને **क्लिष्टा अक्लिष्टाः**

એવો પાઠ પણ જોવામાં આવે છે. બંને પ્રકારના પાઠનો અર્થ એકજ છે.

**पञ्चतय्यः** એ શબ્દનો અર્થ કોઇ ટીકાકારો પાંચ પ્રકારની એવો કરે છે, અને તે અર્થ પણ લક્ષણાવડે સંભવી શકે છે. ૫

હવે એ પાંચ અવયવોનાં નામો કહે છે:—

## प्रमाणविपर्ययविकल्पनिद्रास्मृतयः ॥ ६ ॥

**पदबोधिनी टीका:—प्रमाणादीनां लक्षणं तु सूत्रेणैवोक्तम् ॥६॥**

**સૂત્રાર્થઃ**—પ્રમાણો, વિપર્યય, વિકલ્પ, નિદ્રા અને સ્મૃતિ [ એ પાંચ વૃત્તિના અવયવો છે. ] ૬

**વિવેચન**:—પ્રમાણો, વિપર્યય, વિકલ્પ, નિદ્રા અને સ્મૃતિ એ પાંચ વૃત્તિઓના અવયવો છે. એ પાંચેનાં લક્ષણો સૂત્રકારશ્રી હવે પછી સૂત્રોથી કહેશે. એકજ અંતઃકરણ જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાને પામે છે. એ ત્રણ અવસ્થામાં રહેલી વૃત્તિઓના પૂર્વોક્ત પાંચ અવયવો છે. પ્રમાણો એ વ્યાવહારિક યથાર્થજ્ઞાનનો હેતુ હોવાથી મુખ્ય અવયવરૂપે પ્રથમ દર્શાવ્યાં છે. વિપર્યય એ પ્રમાણોથી બાધ પામનાર મિથ્યાજ્ઞાનરૂપ હોવાથી તેનું કથન પ્રમાણપછી કર્યું છે. વિકલ્પ એ વિપર્યયનોજ એક પ્રકાર હોવાથી વિપર્યયપછી તેનું નિરૂપણ કર્યું છે. એ ત્રણ વૃત્તિના અભાવના કારણરૂપ તમોદ્રવ્યને વિષય કરનારી નિદ્રા છે માટે નિદ્રાનું કથન એ ત્રણ અવયવોપછી કર્યું છે. સ્મૃતિ અનુભવેલા વિષયની થાય છે માટે તેનું નિરૂપણ સર્વના અંતે કર્યું છે. જાગ્રત્ તથા સ્વપ્નમાં પ્રમાણ, વિપર્યય, વિકલ્પ અને સ્મૃતિ એ અવયવો બહુધા હોય છે, અને સુષુપ્તિમાં નિદ્રાવૃત્તિ હોય છે. ઇંદ્રિયોવડે જ્યારે બહુધા બહારના પદાર્થોનું તથા ક્વચિત્ અંતરના

વિષયોનું અને સંસ્કારોના ઉદ્ભવથી અંતઃકરણવડે પૂર્વે અનુભવેલા પદાર્થોનું અભિમાનીને જ્ઞાન થાય છે ત્યારે તે જાગ્રદવસ્થા કહેવાય છે. એ કાલે અભિમાનીની વિશેષપણે નેત્રગોલકમાં સ્થિતિ હોય છે. કંઠમાં હિતાનામની નાડીમાં જ્યારે અભિમાનીની વિશેષપણે સ્થિતિ હોય છે, અને વાસનારૂપ પદાર્થોને અંતઃકરણની વૃત્તિવડે જ્યારે અભિમાની અનુભવે છે ત્યારે તે સ્વપ્નાવસ્થા કહેવાય છે. હૃદયમાં પુરીતત્-નામની નાડીની અંતર જ્યારે અભિમાનીની વિશેષપણે સ્થિતિ હોય છે, અને જાગ્રત્સ્વપ્નના અભાવના હેતુરૂપ તમોદ્રવ્યનેજ જ્યારે અંતઃ-કરણની વૃત્તિ વિષય કરે છે ત્યારે તે અવસ્થા સુષુપ્તિ કહેવાય છે. ૬

હવે એ પાંચે અવયવોનાં લક્ષણો ક્રમપૂર્વક કહેવાનાં છે, તેમાં પ્રથમ નીચેના સૂત્રવડે પ્રમાણોનું નિરૂપણ કરે છેઃ—

## प्रत्यक्षानुमानागमाः प्रमाणानि ॥७॥

पदबोधिनी टीकाः—प्रमाणशब्दोऽजहल्लिङ्गः तेन प्रमाणानीति प्रयोगः। प्रमाकरणं प्रमाणमिति तत्सामान्यलक्षणम्। प्रमा च अबाधितार्थावगाही बोधः। चित्तस्य अर्थाकारायां वृत्तौ चिदात्मनो यः प्रतिबिम्बः स चास्मिन् शास्त्रे पौरुषेयो बोधः फलमिति चोच्यते। तत्र इन्द्रियसम्बन्धद्वारा चित्तस्य विषयसम्बन्धे सति या तत्र विशेषनिर्धारणा वृत्तिरुपजायते सा प्रत्यक्षम्। हेतुदर्शनात् हेतुमती या साध्यतावच्छेदकसामान्यनिर्धारणा वृत्तिर्जायते सा

**अनुमानम् । आप्तेन दृष्टोऽनुमितो वाऽर्थो येन शब्देनोपदिश्यते तस्माच्च शब्दात् श्रोतुर्या तदर्थविषया वृत्तिरुदेति सा आगम इति संक्षेपः ॥ ७ ॥**

**સૂત્રાર્થઃ**—પ્રત્યક્ષ, અનુમાન અને આગમ [એ] પ્રમાણ[વૃત્તિઓ છે.] ૭

**વિવેચનઃ**—પ્રમાણવૃત્તિના ત્રણ પ્રકાર છે, પ્રત્યક્ષ, અનુમાન અને આગમ. પ્રમાનું કરણ તે **પ્રમાણ** કહેવાય છે, અર્થાત્ પ્રમાની ઉત્પત્તિમાં વ્યાપારવાળો જે અસાધારણ હેતુ હોય છે તે પ્રમાણ કહેવાય છે. કારણથી ઉપજીને કાર્યને ઉપજાવે તે **વ્યાપાર** કહેવાય છે. જેમ અણુ (પરમાણુ) દ્વ્યણુકનું કારણ છે, અને બે અણુઓનો સંયોગ પણ દ્વ્યણુકનું કારણ છે, ત્યાં અણુની કારણતામાં સંયોગ વ્યાપાર છે, કેમકે પરમાણુનો સંયોગ પરમાણુથી ઉપજે છે, અને પરમાણુના કાર્ય દ્વ્યણુકને ઉપજાવે છે માટે સંયોગરૂપ વ્યાપારવાળું કારણ અણુ છે. “ **अनधिगततत्त्वबोधः पौरुषेयो व्यवहारहेतुः प्रमा** ॥ ” (અજ્ઞાત અને અબાધિત એવા વિષયનું જ્ઞાન જે પુરુષનિષ્ઠ વ્યવહારનો હેતુ છે તે પ્રમા ) એ વચનવડે **શ્રીવાચસ્પતિમિશ્રે શ્રીતત્ત્વવૈશારદીવ્યાખ્યામાં** પ્રમાનું લક્ષણ એવું કર્યું છે કે જે વિષયનું જ્ઞાન પૂર્વે ન થયું હોય, અને જેનો બીજા પ્રબલ પ્રમાણવડે બાધ ન થાય એવું જે પુરુષનિષ્ઠ જ્ઞાન તે પ્રમા છે. સ્મૃતિજ્ઞાનનો બીજા પ્રબલ પ્રમાણવડે બાધ થતો નથી, છતાં એ વિષયનું જ્ઞાન પૂર્વે થયેલું હોય છે તેથી એ લક્ષણની સ્મૃતિમાં અતિવ્યાપ્તિ થતી નથી, અને વિપર્યય તથા વિકલ્પના વિષયોનું જ્ઞાન જોકે પૂર્વે થયેલું નથી, છતાં તેમનો ઉત્તરકાલે પ્રબલ પ્રમાણવડે બાધ થાય છે માટે

તેમાં પણ એ લક્ષણની અતિવ્યાપ્તિ નથી. તેની નિદ્રામાં અતિવ્યાપ્તિ નથી એ તો પ્રકટજ છે, કેમકે ત્યાં બાહ્ય કે આંતર વિષયનું જ્ઞાનજ નથી. જોકે આ સૂત્ર વિભાગપર છે તોપણ **प्रमीयतेऽनेन** (જેવડે પ્રમા ઉપજે છે) એ વ્યુત્પત્તિવડે તે પ્રમાણસામાન્યનો પણ તંત્રયુક્તિવડે લક્ષ કરાવે છે તેથી આ સૂત્રમાં પ્રમાણના અકથનરૂપ ન્યૂનતા નથી. વિભાગનું વચન ન્યૂનાધિકની સંખ્યાની નિવૃત્તિમાટે છે. "**प्रमाता येनार्थं प्रमिनोति तत्प्रमाणम् ॥**" (પ્રમાતા જેવડે અર્થને જાણે છે તે પ્રમાણ) એ વચનવડે **શ્રીવાત્સ્યાયને** પણ પ્રમાણનું એને મળતુંજ સ્વરૂપ કહ્યું છે. તે પ્રમાણવૃત્તિઓમાંથી સકલ પ્રમાણના મૂલપણાથી પ્રથમ પ્રત્યક્ષપ્રમાણનું નિરૂપણ કરીએ છીએઃ—

**પ્રત્યક્ષપ્રમાણ અને પ્રત્યક્ષપ્રમાઃ**—શ્રીયોગભાષ્યમાં "**इन्द्रियप्रणालिकया चित्तस्य बाह्यवस्तूपरागात्तद्विषया सामान्यविशेषात्मनोऽर्थस्य विशेषावधारणप्रधाना वृत्तिः प्रत्यक्षं प्रमाणम्॥**" (ઇંદ્રિયરૂપ માર્ગદ્વારા ચિત્તનો બહારની વસ્તુથી ઉપરાગ થવાથી તે વિષયને આકારે થયેલી, ધર્મધર્મિરૂપ પદાર્થના વિશેષનો નિર્ણય કરવામાં મુખ્યરૂપા વૃત્તિ તે પ્રત્યક્ષપ્રમાણ છે,) એ વચનથી પ્રત્યક્ષપ્રમાણનું સ્વરૂપ એવું દર્શાવ્યું છે કે ચિત્તની જે સાભાસવૃત્તિ ચિત્તના સંચરણના માર્ગરૂપ નેત્રાદિ ઇંદ્રિયદ્વારા બહાર નીકળીને બહારના ઘટાદિ પદાર્થપર્યંત જઈ તે પદાર્થને આકારે પરિણામ પામે છે, અને તે પદાર્થનો વિશેષરૂપે નિર્ણય કરે છે તે વૃત્તિ **પ્રત્યક્ષપ્રમાણ** છે એ વચનવડે ચિત્તવૃત્તિનુંજ પ્રમાણપણું મુખ્ય છે, ચક્ષુરાદિનું તો સાધનપણું છે તેથી તેમાં પ્રમાણપણાનો વ્યવહાર ગૌણ છે એમ જાણવું. જ્યાં શંખનું પીળાપણું પ્રતીત થાય છે ત્યાં તે પીળાપણાની પ્રતીતિ નેત્રમાંના કમળાને લીધે થાય છે એમ અન્વયવ્યતિરેકથી નિશ્ચય થવાથી અયોગીને ચિત્તનો ઇંદ્રિયસહિતપણાવડેજ પદાર્થાકાર

પરિણામ છે, કેવલ ચિત્તનો પદાર્થાકાર પરિણામ નથી માટેજ નેત્રાદિમાં પણ કરણપણાનો વ્યવહાર થાય છે. ચિત્તની પદાર્થાકારવૃત્તિમાં ચિદાત્માનું જે પ્રતિબિંબ છે તે આ શાસ્ત્રમાં પુરુષનિષ્ઠ બોધ છે, તે ફલ એમ પણ કહેવાય છે. ચિતિશક્તિરૂપ પુરુષ તથા ચિત્તના અભેદ-ગ્રહણથી તે બોધ પુરુષનિષ્ઠ છે એમ ઉપચારવડે કહેવાય છે, પણ વસ્તુતાએ તો તે બોધ બુદ્ધિવૃત્તિનિષ્ઠ છે, જેમ ચંદ્રમાની ક્રિયા-વિના પણ સંક્રમણ થયેલા ચંદ્રના પતિબિંબવાળું નિર્મલ જલ પોતે ચલાયમાન થતું છતું અચલ ચંદ્રમાને પણ ચલની પેઠે દેખાડે છે તે પ્રમાણે ચિતિશક્તિરૂપ પુરુષના વ્યાપારવિના પણ સંક્રમણ પામેલી ચિતિશક્તિના પ્રતિબિંબવાળી બુદ્ધિ સંગ નહિ પામેલી ચિતિશક્તિને પણ પોતાને વિષે રહેલી જ્ઞાનાદિ ક્રિયાયુક્ત દેખાડતી છતી પ્રમાતૃ-ભાવને પમાડે છે; પરમાર્થથી તો પુરુષનું પ્રમાતાપણું નથી, અથવા બોધરૂપ ફલ પણ તેમાં રહેલું નથી. શ્રીઆદિત્યપુરાણમાં પણ "**नित्यः सर्वगतो ह्यात्मा बुद्धिसंनिधिसत्तया। यथा यथा भवेद्बुद्धि-रात्मा तद्वदिहेष्यते ॥**" (નિત્ય અને સર્વવ્યાપક એવો પ્રસિદ્ધ આત્મા બુદ્ધિની સંનિધિરૂપ સત્તાવડે જેવે જેવે રૂપે તે બુદ્ધિ થાય છે તેવે તેવે રૂપે અહિં પ્રતીત થાય છે,) એ વચનથી એમજ કહ્યું છે. જેમ ખેરને કાપવામાં પ્રવૃત્ત થયેલો કુહાડો પલાશને ( ખાખરાને ) કાપતો નથી તેમ પુરુષનિષ્ઠ બોધ ચિત્તગત વૃત્તિનું ફલ નથી એમ શંકા કરવી નહિ, કેમકે પુરુષનિષ્ઠ બોધ તો ઉપજતો નથી, પણ બુદ્ધિરૂપ દર્પણમાં પ્રતિબિંબિત ચૈતન્યજ પદાર્થાકારવાળી બુદ્ધિવૃત્તિવડે તે આકારને પામ્યું છતું ફલ એવા નામથી કહેવાય છે. જેથી બુદ્ધિમાં પ્રતિબિંબિત ફલરૂપ ચૈતન્ય બુદ્ધિરૂપ છે, અને પ્રમાણભૂત બુદ્ધિવૃત્તિ પણ બુદ્ધિરૂપ છે તેથી–ચિતિ અને બુદ્ધિના અભેદગ્રહણથી–પુરુષનિષ્ઠ

બોધનો ફલભાવ પ્રમાણભૂત બુદ્ધિનો છે એ યુક્ત છે. એ પ્રમાણે પ્રમાનામનું ફલ બુદ્ધિમાંજ ઉપજે છે, પુરુષના અસંગપણાથી તે પુરુષમાં ઉપજતું નથી. જડના પ્રતિબિંબમાં અર્થક્રિયાકારીપણાનો અભાવ છતાં પણ ચેતનના પ્રતિબિંબમાં અર્થક્રિયાકારીપણાનો સંભવ હોવાથી પ્રતિબિંબનું અર્થક્રિયાકારીપણું નથી એવી શંકાને અવકાશ નથી. ચિત્તવૃત્તિનું પ્રમાના કરણપણાવડે પ્રમાણપણું હોય અને પુરુષનિષ્ઠ બોધનું પ્રમાપણું હોય તો બીજા દર્શનકારોએ પ્રમાના કરણપણાવડે જે નેત્રાદિનું પ્રમાણપણું કહ્યું છે તે કયે સ્થલે ઉપયુક્ત છે એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહીએ છીએ કે "**द्वयोरेकतरस्य वाऽप्यसंनिकृष्टार्थपरिच्छित्तिः प्रमा** ॥" ( અજ્ઞાત અને અબાધિત અર્થનું જ્ઞાન તે પ્રમા, તે પ્રમા પુરુષ અને બુદ્ધિ એ બંનેનો, વા બેમાંના એકનો ધર્મ છે,) એ **સાંખ્યસૂત્ર**થી પુરુષનિષ્ઠ બોધ અને બુદ્ધિનિષ્ઠ બોધ એ બંને પ્રમા કહેવાય છે. બુદ્ધિનિષ્ઠ પ્રમાની અપેક્ષાએ ચક્ષુરાદિના કરણપણાનો વ્યવહાર છે, અને પુરુષનિષ્ઠ બોધની અપેક્ષાએ બુદ્ધિવૃત્તિના કરણ-પણાનો વ્યવહાર છે. "આ ઘડો છે" ઇત્યાદિ આકારવાળી બુદ્ધિનિષ્ઠ પ્રમાપ્રતિ નેત્રાદિનું કરણપણું છે, અને "હું ઘડાને જાણું છું" એવા આકારવાળી પુરુષનિષ્ઠ પ્રમાપ્રતિ બુદ્ધિવૃત્તિનું કરણપણું છે. અત્ર આ રહસ્ય છેઃ—**સાંખ્યસિદ્ધાંતમાં કેટલાક** પદાર્થ પ્રમાણરૂપ છે, જેમ ચક્ષુરાદિ; કેટલાક પ્રમા અને પ્રમાણ ઉભયરૂપ છે, જેમ બુદ્ધિવૃત્તિ; કોઇ પ્રમાતાજ છે, જેમ બુદ્ધિમાં પ્રતિબિંબિત ચૈતન્ય; અને કોઇ સાક્ષી છે, જેમ બુદ્ધિવૃત્તિઉપહિત ચૈતન્ય.

મનોરૂપ આંતરઇંદ્રિયદ્વારા કિંવા નેત્રાદિરૂપ બાહ્યઇંદ્રિયદ્વારા વિષયનો સંબંધ થયે સતે તેના વિશેષનો નિર્ણય કરનારી જે વૃત્તિ

ઉપજે છે તે વૃત્તિ પ્રત્યક્ષ છે એ ભાષ્યમાં આપેલા લૌકિકપ્રત્યક્ષના લક્ષણનું સંક્ષેપમાં સ્વરૂપ છે. સુખ, દુઃખ તથા આત્માના પ્રત્યક્ષમાં નેત્રાદિ બાહ્ય ઇંદ્રિયોના સાહાય્યની અપેક્ષા નથી, માત્ર મનોરૂપ આંતર ઇંદ્રિયના સાહાય્યનીજ અપેક્ષા છે, અને બહારના ઘટપટાદિ પદાર્થોના પ્રત્યક્ષમાં મનસહિત નેત્રાદિ બાહ્ય ઇંદ્રિયોના સાહાય્યની અપેક્ષા છે. સ્મૃતિમાં ઉદ્ભવ પામેલા સંસ્કારને આકારે મન થાય છે. તે કાલે પૂર્વે અનુભવેલો તે પદાર્થ સમીપમાં સંમુખ વિદ્યમાન હોતો નથી, ને આમાં તો પ્રત્યક્ષનો વિષય જે પદાર્થ તે સમીપમાં સંમુખ વિદ્યમાન હોય છે તેથી તેમાં એ લક્ષણની અતિવ્યાપ્તિ થતી નથી. ભ્રાંતિના પદાર્થ તો પ્રાતિભાસિક હોય છે, અને આ પ્રત્યક્ષના વિષય ઘટાદિ પદાર્થો તો વ્યાવહારિક સત્ય હોય છે, અને જ્યાં પુરુષાકારવૃત્તિ થાય છે ત્યાં તે પારમાર્થિક સત્ય હોય છે તેથી તેમાં પણ એ લક્ષણની અતિવ્યાપ્તિ થતી નથી. આમાં અર્થના સામાન્યનું પ્રત્યક્ષ છતાં પણ તે વિશેષપ્રતિ ગૌણરૂપે છે, એટલે આ વૃત્તિ અર્થના વિશેષરૂપને જણાવે છે, અને અનુમાન તથા આગમ તો અર્થના સામાન્યરૂપને જણાવે છે તેથી તેમાં પણ આ લક્ષણની અતિવ્યાપ્તિ થતી નથી.

પૂર્વોક્ત પ્રત્યક્ષના બે પ્રકાર છે, આંતરપ્રત્યક્ષ તથા બાહ્યપ્રત્યક્ષ. જે પ્રત્યક્ષમાં સુખાદિ આંતરવિષય પ્રમેય હોય છે તે આંતરપ્રત્યક્ષ કહેવાય છે, અને જે પ્રત્યક્ષમાં ઘટાદિ બાહ્યવિષય પ્રમેય હોય છે તે બાહ્યપ્રત્યક્ષ કહેવાય છે. પાંચ જ્ઞાનેંદ્રિયોના ભેદથી તે બાહ્યપ્રત્યક્ષ પાંચ પ્રકારનું છે, નેત્રજન્ય પ્રત્યક્ષ, શ્રોત્રજન્ય પ્રત્યક્ષ, ઘ્રાણજન્ય પ્રત્યક્ષ, જિહ્વાજન્ય પ્રત્યક્ષ અને ત્વચાજન્ય પ્રત્યક્ષ. નેત્રજન્ય પ્રત્યક્ષ અને શ્રોત્રજન્ય પ્રત્યક્ષમાં ચિત્તવૃત્તિ વિષયદેશપર્યંત જાય છે, અને બીજા ત્રણમાં ચિત્તવૃત્તિ માત્ર તે ઇંદ્રિયોના ગોલકપર્યંતજ જાય છે, એ વિષયનું વિશેષ

નિરૂપણ પૂર્વે થઈ ગયું છે.

પ્રમાતાથી વર્તમાનસંબંધવાળા યોગ્ય વિષયનું યોગ્ય પ્રમાણથી ઉપજેલું યથાર્થ જ્ઞાન પ્રત્યક્ષજ્ઞાન કિંવા પ્રત્યક્ષપ્રમા કહેવાય છે. તે પ્રત્યક્ષપ્રમા બે પ્રકારની છે, એક અભિજ્ઞાપ્રત્યક્ષ અને બીજી પ્રત્યભિજ્ઞાપ્રત્યક્ષ છે. કેવલ ઇંદ્રિયાદિના સંબંધથી ઉપજેલું જ્ઞાન અભિજ્ઞાપ્રત્યક્ષ છે, અને પ્રત્યક્ષસામગ્રીસહિત સંસ્કારથી ઉપજેલું જ્ઞાન પ્રત્યભિજ્ઞાપ્રત્યક્ષ છે. તે પ્રત્યેક પ્રમા પણ આંતરપ્રત્યક્ષપ્રમા અને બાહ્યપ્રત્યક્ષપ્રમાના ભેદથી બે પ્રકારની છે. આંતરપ્રત્યક્ષપ્રમા પણ બે પ્રકારની છે, એક આત્માને વિષય કરનારી છે, અને બીજી સુખાદિ જડપદાર્થને વિષય કરનારી છે. આત્માને વિષય કરનારી પ્રમા પણ બે પ્રકારની છે, એક શુદ્ધ આત્માને વિષય કરનારી છે, અને બીજી વિશિષ્ટ આત્માને વિષય કરનારી છે. "હું અજ્ઞાની છું," "હું કર્તા છું," "હું સુખી છું," "હું દુઃખી છું" ઇત્યાદિ વિશિષ્ટ આત્માને વિષય કરનારી પ્રત્યક્ષપ્રમાના અનેક ભેદ છે. યદ્યપિ અબાધિત અર્થને વિષય કરનારા જ્ઞાનને પ્રમા કહે છે, અને "હું ભોક્તા છું" ઇત્યાદિ જ્ઞાનનો "હું અભોક્તા છું" ઇત્યાદિ જ્ઞાનથી બાધ થાય છે માટે તેને પ્રમા કહેવી સંભવે નહિ, તથાપિ સંસારદશામાં અબાધિત અર્થને વિષય કરે તે પણ પ્રમા કહેવાય છે. સંસારદશામાં પૂર્વોક્ત જ્ઞાનોનો બાધ થાય નહિ માટે તે પણ પ્રમા છે.

જોકે શબ્દજન્યજ્ઞાન અને કોઇ ગ્રંથકારના મતમાં અભાવનું જ્ઞાન એ બંને પ્રત્યક્ષજ્ઞાનરૂપ છે માટે પ્રત્યક્ષપ્રમાના સાત ભેદ કહેવા જોઇએ, તોપણ અભાવના જ્ઞાનમાં પ્રત્યક્ષતા ને પરોક્ષતાનો વિવાદ છે, અને ઘટની પેઠે પ્રત્યક્ષવસ્તુમાં વિવાદ સંભવે નહિ માટે અભાવનું જ્ઞાન પરોક્ષજ સંભવે છે; અને વ્યવહિત વિષયનું શબ્દજન્ય જ્ઞાન પણ

પરોક્ષજ સંભવે છે. અવ્યવહિત વિષયનું જ્યારે તે "છે" એવી રીતે કહેવામાં આવે ત્યારે પરોક્ષજ્ઞાન થાય છે, અને "આ છે" અથવા "તું છે" એમ કહેવામાં આવે ત્યારે પ્રત્યક્ષજ્ઞાન થાય છે. તેમાં શબ્દજન્ય પ્રત્યક્ષજ્ઞાન એ પ્રત્યક્ષપ્રમા છે માટે પ્રત્યક્ષપ્રમાના ૭ ભેદ છે, સાત નહિ; પરંતુ શબ્દજન્ય પ્રત્યક્ષપ્રમાનું કરણ ઇંદ્રિય નથી, કિંતુ શબ્દ છે માટે પ્રત્યક્ષપ્રમાણના ૭ ભેદ નથી. એવી રીતે પાંચ ઇંદ્રિયોથી ઉપજતી બાહ્યપ્રત્યક્ષપ્રમા પાંચ પ્રકારની છે. તેમાં શ્રોત્રઇંદ્રિયથી શબ્દગુણનું અને શબ્દમાં શબ્દત્વજાતિ છે તેનું તથા શબ્દત્વના વ્યાપ્ય કત્વાદિકોનું અને તારત્વમંદત્વનું જ્ઞાન થાય છે.

ધ્વનિરૂપ અને વર્ણરૂપ ભેદથી શબ્દ બે પ્રકારનો છે. નગારા આદિક દેશમાં થનારો શબ્દ ધ્વનિરૂપ છે, અને કંઠાદિક આઠ સ્થાનમાં વાયુના આઘાતથી થનારો શબ્દ વર્ણરૂપ છે. ધ્વનિરૂપ શબ્દમાં તારપણા તથા મંદપણારૂપ ધર્મ છે, અને વર્ણરૂપ શબ્દમાં કત્વાદિરૂપ ધર્મ છે.

શ્રોત્રજન્ય પ્રમાનું શ્રોત્રઇંદ્રિય કરણ છે. શ્રોત્રઇંદ્રિયનો પોતાના વિષયથી સંબંધ છે તે કાર્યરૂપ શ્રોત્રપ્રમાને ઉપજાવે છે માટે વ્યાપાર છે, અને શ્રોત્રપ્રમા એ ફલ છે.

ત્વચાઇંદ્રિયથી સ્પર્શનું, સ્પર્શના આશ્રયનું તથા સ્પર્શની આશ્રિત સ્પર્શત્વજાતિનું અને તેના વ્યાપ્ય કઠિનત્વાદિકનું જ્ઞાન થાય છે. શીત, ઉષ્ણ, અનુષ્ણશીત અને કઠિન એ ભેદથી સ્પર્શ ચાર પ્રકારનો છે.

ઉદ્‌ભૂત રૂપ તથા ઉદ્‌ભૂત સ્પર્શવાળાં પૃથ્વી, જલ અને તેજ આ ત્રણ દ્રવ્યનું ત્વાચપ્રત્યક્ષ થાય છે, અને અનુદ્‌ભૂત (પ્રત્યક્ષને અયોગ્ય) રૂપ-વાળાં તથા અનુદ્‌ભૂત સ્પર્શવાળાં પૃથિવી આદિનું ત્વાચપ્રત્યક્ષ થાય નહિ, તથા વાયુના ગુણ સ્પર્શનું તો ત્વાચપ્રત્યક્ષ થાય છે, પરંતુ વાયુનું થાય નહિ, કેમકે જે દ્રવ્યમાં ઉદ્‌ભૂત ( પ્રત્યક્ષને યોગ્ય ) રૂપ હોય તે દ્રવ્યનું

તથા તેની યોગ્ય જાતિનું અને તેનાં આશ્રિત રૂપસંખ્યાદિ યોગ્ય ગુણનું ચાક્ષુષપ્રત્યક્ષ થાય છે, અન્યનું થતું નથી; તથા જે દ્રવ્યમાં ઉદ્‌ભૂત રૂપ અને ઉદ્‌ભૂત સ્પર્શ હોય તે દ્રવ્યનું, તેની જાતિનું અને તેના આશ્રિત પ્રત્યક્ષયોગ્ય ગુણોનું ત્વાચપ્રત્યક્ષ થાય છે, બીજાનું નહિ. જેમ ઘ્રાણ રસના અને નેત્ર એ ઇંદ્રિયોમાં રૂપ અને સ્પર્શ બંને છે, પરંતુ ઉદ્‌ભૂત નથી માટે તેમનું ત્વાચપ્રત્યક્ષ અને ચાક્ષુષપ્રત્યક્ષ થાય નહિ. વળી ઝરોખામાં જે પરમ સૂક્ષ્મ રજ પ્રતીત થાય છે તે ત્ર્યણુકરૂપ પૃથ્વી છે, તેમાં ઉદ્‌ભૂતરૂપ છે માટે ત્ર્યણુકનું ચાક્ષુષપ્રત્યક્ષ તો થાય છે, પણ ઉદ્‌ભૂત સ્પર્શના અભાવથી તેનું ત્વાચપ્રત્યક્ષ થાય નહિ. ત્ર્યણુકમાં સ્પર્શ છે, પણ તે ઉદ્‌ભૂત નથી. વાયુમાં ઉદ્‌ભૂત સ્પર્શ તો છે, પણ ઉદ્‌ભૂત રૂપ નથી માટે વાયુનું ત્વાચપ્રત્યક્ષ તથા ચાક્ષુષપ્રત્યક્ષ થાય નહિ. એ સર્વઉપરથી એમ સિદ્ધ થાય છે કે દ્રવ્યના ચાક્ષુષ-પ્રત્યક્ષમાં ઉદ્‌ભૂત રૂપ હેતુ છે, અને દ્રવ્યના ત્વાચપ્રત્યક્ષમાં ઉદ્‌ભૂત રૂપ અને સ્પર્શ એ બંને હેતુ છે.

ત્વચાથી ઉપજેલા જ્ઞાનનું કરણ ત્વચાઇંદ્રિય છે, ત્વચાનો પોતાના વિષયથી સંબંધ એ વ્યાપાર છે, અને ત્વાચપ્રમા એ ફલ છે.

નેત્રથી ઉદ્‌ભૂત રૂપવાળાં પૃથ્વી, જલ અને તેજ એ દ્રવ્યોનું, ને તેના આશ્રિત યોગ્ય જાતિ, રૂપ, સંખ્યા, પરિમાણ, પૃથક્‌પણું, સંયોગ, વિભાગ, પરપણું, અપરપણું અને દ્રવત્વ એ યોગ્ય ગુણોનું પ્રત્યક્ષ થાય છે. શુક્લ, નીલ, પીત, રક્ત, હરિત, કપિશ અને ચિત્ર એ ભેદથી રૂપ સાત પ્રકારનું છે.

નેત્રજન્ય જ્ઞાનનું કરણ નેત્ર છે, નેત્રનો પોતાના વિષયથી સંબંધ એ વ્યાપાર છે, અને ચાક્ષુષપ્રમા એ ફલ છે.

રસનાથી રસનું અને તેને આશ્રયે રહેલા રસત્વનું જ્ઞાન થાય

છે. મધુર, ખાટો, ખારો, કડવો, કષેલો અને તીખો એવા ભેદથી રસ ૭ પ્રકારનો છે.

રસનજન્ય જ્ઞાનનું કરણ રસનેંદ્રિય છે, રસનાનો પોતાના વિષયથી સંબંધ એ વ્યાપાર છે, અને રાસનપ્રમા એ ફલ છે.

ઘ્રાણથી ગંધગુણનું અને તેને આશ્રયે રહેલી ગંધત્વજાતિ તથા તેના વ્યાપ્ય સુગંધત્વદુર્ગંધત્વનું જ્ઞાન થાય છે. સુગંધ અને દુર્ગંધ એવા ભેદથી ગંધ બે પ્રકારનો છે.

ઘ્રાણજન્ય યથાર્થ જ્ઞાનનું કરણ ઘ્રાણેંદ્રિય છે, અને ઘ્રાણેંદ્રિયનો પોતાના વિષયથી સંયોગ એ વ્યાપાર છે, તથા ઘ્રાણજન્ય પ્રમા એ ફલ છે.

સામાન્યરૂપે પરોક્ષ જાણેલા પદાર્થની સમાધિવડે વિદ્યમાન થનારી, વિકલ્પરહિતા, વિશેષવ્યક્તિવિષયક જે વૃત્તિ તે **પરપ્રત્યક્ષપ્રમાણ** યોગીનું જાણવું.

એવી રીતે પ્રત્યક્ષપ્રમાણ તથા પ્રત્યક્ષપ્રમાનું સંક્ષેપથી નિરૂપણ કર્યું. હવે પ્રત્યક્ષપૂર્વક અનુમાન હોવાથી તે અનુમાનપ્રમાણનું તથા અનુમિતિપ્રમાનું નિરૂપણ કરવામાં આવે છે:—

**અનુમાનપ્રમાણ અને અનુમિતિપ્રમા:**—શ્રીયોગભાષ્યમાં **"अनुमेयस्य तुल्यजातीयेष्वनुवृत्तो भिन्नजातीयेभ्यो व्यावृत्तः सम्बन्धो यस्तद्विषया सामान्यावधारणप्रधाना वृत्तिरनुमानम्॥"** (જિજ્ઞાસિત ધર્મથી વિશિષ્ટ ધર્મીના સમાનજાતિવાળા પદાર્થોમાં રહેલો અને ભિન્નજાતિવાળા પદાર્થોથી પૃથક્ કરનાર જે હેતુ તે હેતુના વિષયના સામાન્યમાત્રનો પ્રધાનપણે પ્રકાશ કરનારી જે વૃત્તિ તે **અનુમાન**,) એ વચનથી જે અનુમાનનું લક્ષણ કહ્યું છે તેમાંના **"सामान्यावधारणप्रधाना"** એ પદથી અનુમાનપ્રમાણને પ્રત્યક્ષપ્રમાણથી ભિન્ન કરીને બતાવ્યું છે, કેમકે અનુમાનપ્રમાણ પદાર્થના

સામાન્યમાત્રને દર્શાવે છે, અને પ્રત્યક્ષપ્રમાણ મુખ્યત્વે પદાર્થના વિશેષને દર્શાવે છે. “**तुल्यजातीयेष्वनुवृत्तः**” એ પદો હેતુને સપક્ષમાં× રહેનાર કહે છે તેથી હેતુની, વિરુદ્ધ અને સત્પ્રતિપક્ષ એ બે હેત્વાભાસોથી એ પદોવડે ભિન્નતા કહી છે; “**भिन्नजातीयेभ्यो व्यावृत्तः**” એ પદોવડે હેતુને વિપક્ષથી* ભિન્ન કહેલો હોવાથી હેતુની સવ્યભિચાર એટલે અનૈકાંતિકહેત્વાભાસથી વ્યાવૃત્તિ કરી છે; અને “**सम्बन्धः**” એ પદવડે હેતુની પક્ષધર્મતા (પક્ષમાં હોવું) દર્શાવવાથી તે હેતુની અસિદ્ધ તથા બાધિતહેત્વાભાસથી પૃથક્તા જણાવી છે. એ પ્રમાણે માત્ર હેતુજેવા જણાતા સવ્યભિચાર[1], વિરુદ્ધ[2], સત્પ્રતિપક્ષ[3], અસિદ્ધ[4]

× જેમાં સાધ્યનો સદ્ભાવ નિશ્ચિત હોય તે સપક્ષ.

* જેમાં સાધ્યનો અભાવ નિશ્ચિત હોય તે વિપક્ષ.

૧ સવ્યભિચારને અનૈકાંતિક પણ કહે છે. તેના ત્રણ પ્રકાર છે, સાધારણ, અસાધારણ અને અનુપસંહારી. સાધ્યના અભાવવાળામાં વિદ્યમાન હોય એવો હેતુ સાધારણ અનૈકાંતિક કહેવાય છે; જેમ “પર્વત અગ્નિવાળો છે, પ્રમેયપણાથી.” અહિં પ્રમેયને હેતુ કહેલ છે, તે હેતુ તો અગ્નિના અભાવવાળા હ્રદમાં પણ વિદ્યમાન છે. સર્વ સપક્ષ અને વિપક્ષથી વ્યાવૃત્ત પક્ષમાત્રમાં રહેનાર હેતુ અસાધારણ અનૈકાંતિક છે; જેમ “શબ્દ નિત્ય છે, શબ્દપણાથી.” અત્ર શબ્દપણું સર્વ નિત્ય તથા અનિત્યથી વ્યાવૃત્ત શબ્દમાંજ રહેનાર છે, આકાશાદિ નિત્યપદાર્થરૂપ સપક્ષમાં ને દ્વયણુકાદિ અનિત્ય પદાર્થરૂપ વિપક્ષમાં તે શબ્દપણું નથી. અન્વયવ્યતિરેકદૃષ્ટાંતથી રહિત તે અનુપસંહારી; જેમ “સર્વ અનિત્ય છે, પ્રમેયપણાથી.” અત્ર સર્વના પક્ષપણાથી સપક્ષવિપક્ષને અભાવે કોઇ દૃષ્ટાંત નથી.

૨ સાધ્યના અભાવથી વ્યાપ્ત જે હેતુ તે વિરુદ્ધ; જેમ “શબ્દ નિત્ય છે, કાર્યપણાથી.” અહિં કાર્યપણું નિત્યપણાના અભાવથી અનિત્યપણાવડે વ્યાપ્ત છે, કેમકે જે કાર્ય હોય છે તે અનિત્ય હોય છે, જેમ ઘટ.

૩ સાધ્યના અભાવનો સાધક એવો જેનો અન્ય હેતુ વિદ્યમાન હોય તે સત્પ્રતિપક્ષ. જેમ “શબ્દ નિત્ય છે, શ્રાવણપણાથી, શબ્દપણાની પેઠે.” આનાથી વિપરીત “શબ્દ અનિત્ય છે, કાર્યપણાથી, ઘટની પેઠે” આ હેતુ વિદ્યમાન છે. સત્પ્રતિપક્ષ=સત્–જેમાં વિદ્યમાન છે તે, ને પ્રતિપક્ષ–સાધ્યનો અભાવ સિદ્ધ કરનાર હેતુ.

૪ અસિદ્ધહેત્વાભાસના ત્રણ પ્રકાર છે, આશ્રયાસિદ્ધ, સ્વરૂપાસિદ્ધ

અને બાધિત[૫]એ પાંચ અસદ્હેતુરૂપ હેત્વાભાસોથી હેતુની પૃથક્તા દર્શાવી માત્ર એ સદ્હેતુવડે ઉપજતા અનુમાનથી સાધ્યનો સામાન્યબોધ થાય છે એમ જણાવ્યું છે. અન્વયવ્યતિરેકી કિંવા પ્રસિદ્ધ અનુમાનના એ હેતુ અથવા લિંગમાં પક્ષધર્મતા, સપક્ષમાં હોવું, વિપક્ષથી વ્યાવૃત્તિ, અબાધિતવિષયપણું અને અસત્પ્રતિપક્ષપણું એ પાંચ ધર્મો હોવા જોઇએ. જેમાં સાધ્યની સિદ્ધિ કરવાની હોય એટલે જેમાં સાધ્ય સંદિગ્ધ હોય તે પક્ષ કહેવાય છે. એ પક્ષમાં લિંગનું રહેવાપણું તે પક્ષધર્મતા કહેવાય છે. પર્વતમાં અગ્નિની સિદ્ધિ કરવાની હોય તો તે પર્વત પક્ષ કહેવાય છે. એ પર્વતમાં અગ્નિરૂપ સાધ્યની સિદ્ધિમાટે ધૂમરૂપ લિંગ હોવાની આવશ્યકતા છે. જેમાં સાધ્ય છે એવો નિશ્ચય થયો હોય તેના સજાતીય પદાર્થોમાં લિંગનું રહેવાપણું તે સપક્ષમાં હોવું કહેવાય છે; જેમ પર્વતરૂપ પક્ષમાં ધૂમરૂપ લિંગથી અગ્નિરૂપ સાધ્યની સિદ્ધિ કરવી હોય ત્યારે જે સ્થલ-

---

અને વ્યાપ્યત્વાસિદ્ધ. આશ્રયાસિદ્ધમાં હેતુનો આશ્રય હોતો નથી; જેમ "ગગનકમલ સુગંધવાળું છે, કમલપણાથી, સરોવરના કમલની પેઠે." અહિં ગગનકમલરૂપ આશ્રય નથી તેથી કમલપણું આ હેતુ આશ્રયની દૃષ્ટિએ અસિદ્ધ છે. સ્વરૂપાસિદ્ધમાં હેતુના સ્વરૂપનો અભાવ હોય છે; જેમ "શબ્દ ગુણ છે, ચાક્ષુષપણાથી, રૂપની પેઠે." અહિં શબ્દના શ્રાવણપણાથી શબ્દમાં ચાક્ષુષપણું નથી. આ અનુમાનમાં ચાક્ષુષપણારૂપ હેતુ સ્વરૂપથીજ અસિદ્ધ છે. સોપાધિક હેતુ વ્યાપ્યત્વાસિદ્ધ કહેવાય છે; જેમ "પર્વત ધૂમાડાવાળો છે, અગ્નિવાળાપણાથી." અહિં અગ્નિમાં વ્યાપકતા હોવાથી વ્યાપ્યતા અસિદ્ધ છે. તેમાં વ્યાપ્યતા કરવા "ભીનાં લાકડાંયુક્ત" એ પદો વધારી ઉપાધિસહિત હેતુ કહેવો પડે માટે તે હેતુ નહિ રહેતાં હેત્વાભાસ થઇ જાય છે.

૫ જે હેતુનો સાધ્યાભાવ પ્રમાણાંતરવડે નિશ્ચિત થાય છે તે બાધિત કહેવાય છે; જેમ "અગ્નિ અનુષ્ણ છે, દ્રવ્યપણાથી." અહિં અનુષ્ણપણું સાધ્ય છે, તેના અભાવરૂપ ઉષ્ણપણું સ્પર્શથી પ્રત્યક્ષપ્રમાણવડે ગ્રહણ કરાય છે તેથી "દ્રવ્યપણાથી" એ હેતુ બાધિત છે.

માં અગ્નિ હોય એવા રસોડા આદિમાં ધૂમાડારૂપ લિંગની સ્થિતિ હોવી જોઇએ. જેમાં સાધ્યના અભાવનો નિશ્ચય કરાયો હોય તેમાં હેતુનું ન રહેવાપણું તે વિપક્ષથી વ્યાવૃત્તિ કહેવાય છે; જેમ અગ્નિના અભાવવાળા જલાશયોમાં ધૂમરૂપ લિંગનો અભાવ હોય છે. જે પક્ષમાં જે લિંગથી જે સાધ્યની સિદ્ધિ કરવાની હોય તે પક્ષમાં તે સાધ્યનો પ્રત્યક્ષ અથવા આગમવડે બાધ ન થવો તે અબાધિતવિષયપણું કહેવાય છે; જેમ ધૂમવાળા પર્વતમાં અગ્નિ નથી એમ પ્રત્યક્ષપ્રમાણથી અથવા આગમપ્રમાણથી સિદ્ધ થઈ શકતું નથી. જ્યારે એક લિંગથી એક સાધ્યની સિદ્ધિ કરવાનો આરંભ કર્યો હોય ત્યારે તે પક્ષમાં તે કાલે તે સાધ્યનો અભાવ સિદ્ધ કરનાર અન્ય વિરોધિલિંગનો અભાવ હોવો તે અસત્પ્રતિપક્ષપણું કહેવાય છે; જેમ પર્વતમાં અગ્નિનો નિશ્ચય કરવાનો હોય તો તેમાં ધૂમાડાથી ભિન્ન હેતુ ન જોઇએ.

અનુમિતિપ્રમાના કરણને અનુમાનપ્રમાણ કહેવામાં આવે છે. લિંગના જ્ઞાનથી ઉપજતું જ્ઞાન અનુમિતિ કહેવાય છે. જ્યાં પર્વતમાં ધૂમાડાનું પ્રત્યક્ષજ્ઞાન થઇને અગ્નિનું જ્ઞાન થાય છે ત્યાં ધૂમાડાનું પ્રત્યક્ષજ્ઞાન લિંગજ્ઞાન કહેવાય છે, તેથી અગ્નિનું જ્ઞાન ઉપજે છે માટે પર્વતમાં અગ્નિનું જ્ઞાન અનુમિતિ છે. જેના જ્ઞાનથી સાધ્યનું જ્ઞાન થાય તે લિંગ કહેવાય છે. અનુમિતિજ્ઞાનનો વિષય સાધ્ય કહેવાય છે. અહિં અનુમિતિજ્ઞાનનો વિષય અગ્નિ છે માટે તે સાધ્ય છે. ધૂમાડાના જ્ઞાનથી અગ્નિરૂપ સાધ્યનું જ્ઞાન થાય છે માટે ધૂમાડો એ લિંગ છે. વ્યાપ્યના (ન્યૂન દેશમાં રહેનારના) જ્ઞાનથી વ્યાપકનું ( વિશેષ દેશમાં રહેનારનું ) જ્ઞાન થાય છે માટે વ્યાપ્યને લિંગ કહેવામાં આવે છે, અને વ્યાપકને સાધ્ય કહેવામાં આવે છે. વ્યાપ્તિવાળાને વ્યાપ્ય કહે છે. વ્યાપ્તિના નિરૂપકને વ્યાપક કહે છે. અવિનાભાવરૂપ સંબંધને વ્યાપ્તિ કહે છે.

જેમ ધૂમાડામાં અગ્નિનો અવિનાભાવરૂપ સંબંધ છે તેજ ધૂમાડામાં અગ્નિની વ્યાપ્તિ છે માટે ધૂમાડો અગ્નિનો વ્યાપ્ય છે. તે વ્યાપ્તિરૂપ સંબંધનો નિરૂપક અગ્નિ છે માટે ધૂમાડાનો વ્યાપક અગ્નિ છે. જે વિના જે હોય નહિ તેનો તેમાં અવિનાભાવરૂપ સંબંધ કહીએ છીએ. અગ્નિવિના ધૂમાડો હોય નહિ માટે અગ્નિનો અવિનાભાવરૂપ સંબંધ ધૂમાડામાં છે, અગ્નિમાં ધૂમાડાનો અવિનાભાવ નથી; કેમકે તપેલા લોઢામાં ધૂમાડાવિના અગ્નિ છે માટે ધૂંમાડાનો વ્યાપ્ય અગ્નિ નથી, અગ્નિનો વ્યાપ્ય ધૂમાડો છે માટે જ્યાં અગ્નિની અનુમિતિ થાય ત્યાં પ્રથમ રસોડા આદિમાં વારંવાર ધૂમાડા અને અગ્નિનો સહચાર જોઇને મૂલઉચ્છેદરહિત ઉંચી ધૂમરેખામાં અગ્નિની વ્યાપ્તિનો નિશ્ચય થાય છે. પર્વતાદિકમાં હેતુ પ્રત્યક્ષ થયા પછી સંસ્કારનો ઉદ્દ્ભવ થઇને વ્યાપ્તિની સ્મૃતિ થાય છે. ત્યારપછી " અગ્નિવાળો પર્વત છે" એવું અનુમિતિજ્ઞાન થાય છે. વ્યાપ્તિનો અનુભવ એ કરણ છે, વ્યાપ્તિની સ્મૃતિ એ વ્યાપાર છે, અને પક્ષમાં સાધ્યના જ્ઞાનરૂપ અનુમિતિ એ ફલ છે. એવી રીતે વાક્યપ્રયોગવિના વ્યાપ્તિજ્ઞાનાદિકથી જે અનુમિતિ થાય તે સ્વાર્થાનુમિતિ કહેવાય છે, ને તેનું કરણ વ્યાપ્તિજ્ઞાનાદિક સ્વાર્થાનુમાન કહીએ છીએ. જ્યાં બેનો વિવાદ હોય ત્યાં અગ્નિના નિશ્ચયવાળો પુરુષ પોતાના પ્રતિવાદીની શંકાની નિવૃત્તિમાટે વાક્યપ્રયોગ કરે છે તેને પરાર્થાનુમાન કહે છે. તે વાક્ય મુખ્યત્વે ત્રણ અવયવનું થાય છે, પ્રતિજ્ઞા, હેતુ અને ઉદાહરણ. " પર્વત અગ્નિવાળો છે, ધૂમાડાવાળો હોવાથી, જે જે ધૂમાડાવાળું હોય તે તે અગ્નિવાળું હોય છે, જેમ રસોડું. " આ મહાવાક્યમાં ત્રણ અવાંતરવાક્ય છે, તેનાં ક્રમથી પ્રતિજ્ઞાદિક નામ છે. સાધ્યવિશિષ્ટ પક્ષનો બોધ કરનાર વાક્ય પ્રતિજ્ઞાવાક્ય કહેવાય છે, એવું " પર્વત અગ્નિવાળો છે " આ વાક્ય છે. અગ્નિવિશિષ્ટ પર્વત છે એવું જ્ઞાન આ વાક્યથી થાય છે. ત્યાં અગ્નિ સાધ્ય છે, ને પર્વત પક્ષ છે.

પ્રતિજ્ઞાવાક્યની પછી જે લિંગનું બોધક વચન તે હેતુવાક્ય કહીએ છીએ, એવું વાક્ય "ધૂમાડાવાળો હોવાથી" આ છે. હેતુ તથા સાધ્યના સહચારનું બોધક જે દૃષ્ટાંતપ્રતિપાદક વચન તે ઉદાહરણવાક્ય કહીએ છીએ. વાદિપ્રતિવાદીનો જ્યાં વિવાદ ન હોય, કિંતુ બંનેનો નિર્ણય કરેલો અર્થ જ્યાં હોય તે દૃષ્ટાંત કહીએ છીએ. એવી રીતે ત્રણ અવયવના સમુદાયરૂપ જે મહાવાક્ય તે પરાર્થાનુમાન કહેવાય છે; ને તેનાથી જે અનુમિતિ થાય તે પરાર્થાનુમિતિ કહેવાય છે.

પૂર્વોક્ત અનુમાનના ત્રણ પ્રકાર છે, શેષવત્, પૂર્વવત્ અને સામાન્યતોદૃષ્ટ. જે અનુમાનમાં વ્યતિરેક પ્રધાન હોવાથી જે નિષેધ કરનાર છે, અથવા જ્યાં સાધ્યના અભાવમાં હેતુના અભાવના સહચારનું દર્શન હોવાથી હેતુમાં સાધ્યની વ્યાપ્તિનું જ્ઞાન થાય છે તે શેષવત્-અનુમાન કહેવાય છે; જેમ પૃથિવીતત્ત્વ જલાદિ તત્ત્વોથી ભિન્ન છે, કેમકે એ ગંધવાળું છે. એમાં પૃથિવીતત્ત્વ એ પક્ષ છે, જલાદિ તત્ત્વથી ભિન્નતા એ સાધ્ય છે, અને ગંધવાળાપણું એ હેતુ છે. અહિં જે જે સ્થાને ગંધગુણ છે તે તે સ્થાને જલાદિ તત્ત્વથી ભિન્નતા છે એવી રીતની અન્વયવ્યાપ્તિ થઇ શકતી નથી, કેમકે પૃથિવીતત્ત્વ પક્ષરૂપે લીધેલું હોવાથી તથા ગંધગુણ પૃથિવીતત્ત્વથી ભિન્ન કોઇ સ્થાને નહિ રહેલો હોવાથી તે વ્યાપ્તિના ઉદાહરણમાટે કોઈ દૃષ્ટાંત મળી શકતું નથી તેથી આ સ્થાને જ્યાં જ્યાં સાધ્ય નથી ત્યાં ત્યાં હેતુ નથી એવો વ્યતિરેકજ મળી શકે છે, અર્થાત્ જ્યાં જ્યાં જલ, તેજ, વાયુ ને આકાશ એ તત્ત્વથી ભેદ નથી ત્યાં ત્યાં ગંધ નથી, જેમકે જલતત્ત્વ, તેજસ્તત્ત્વ, વાયુતત્ત્વ અને આકાશતત્ત્વ એવી રીતની વ્યતિરેકવ્યાપ્તિજ થઇ શકે છે તેથી એ વ્યતિરેકવ્યાપ્તિના જ્ઞાનરૂપ અનુમાનમાં વ્યતિરેકમાત્ર છે. જે ધર્મ સાધ્ય હોય તે સાધ્યધર્મરૂપ સામાન્ય-

ના આશ્રયરૂપ વ્યક્તિ જ્યાં પ્રત્યક્ષ હોય ત્યાં જે અનુમાન થાય છે તે પૂર્વવત્અનુમાન કહેવાય છે; જેમ જ્યાં જ્યાં ધૂમાડો છે ત્યાં ત્યાં અગ્નિ છે, જેમકે રસોડું ઇત્યાદિ. એ સ્થાનમાં અગ્નિપણારૂપ ધર્મ સાધ્ય છે; તે સાધ્યધર્મરૂપ સામાન્યની વ્યક્તિ–અગ્નિ–રસોડા આદિમાં દૃષ્ટ છે, જેથી આ અનુમાનમાં આવી રીતનું સાધ્ય છે તેથી આ અનુમાન પૂર્વવત્ કહેવાય છે. જે સાધ્યધર્મરૂપ સામાન્યની વ્યક્તિ વિશેષરૂપે જ્ઞાત નથી, પણ સામાન્યરૂપેજ જ્ઞાત છે તે સાધ્યધર્મને વિષય કરનારું અનુમાનપ્રમાણ સામાન્યતોદૃષ્ટ કહેવાય છે; જેમ રૂપાદિ આકારે અંતઃકરણનો પરિણામ થાય છે ત્યાં એ પરિણામ થવામાં કોઇ કરણ હોવું જોઇએ, કેમકે એ પરિણામ ક્રિયારૂપ છે; જેમ છેદનાદિ ક્રિયાઓમાં પ્રત્યક્ષ થઈ શકે એવાં કુઠારાદિ કરણ હોય છે તેમ આ અનુમિતિમાં પણ જ્યાં જ્યાં ક્રિયા હોય છે ત્યાં ત્યાં કોઇ પણ કરણ તેના સાધનરૂપે હોવું જોઇએ એમ નિશ્ચય થવાથી ત્યાં નેત્રાદિના અસ્તિત્વનું અનુમાન થાય છે. અત્ર કરણત્વ એ ધર્મ સાધ્ય છે. જોકે એ કરણપણારૂપ ધર્મવાળી વ્યક્તિ–કુઠારરૂપ કરણ–છેદનક્રિયાના સ્થાનમાં સામાન્ય–કરણત્વ–રૂપે દૃષ્ટ છે તોપણ જે રીતનું કરણત્વ ( રૂપાદિના જ્ઞાનનું કરણત્વ ) અત્ર સાધ્ય છે તે રીતના કરણત્વવાળી વ્યક્તિઓ નેત્રાદિ ઇંદ્રિયો છે તે કોઇ પણ પ્રસંગે દૃષ્ટ નથી તેથી આ અનુમાન સામાન્યતોદૃષ્ટ છે. અથવા એ ત્રણ પ્રકારનાં અનુમાનોનાં અન્ય રીતિનાં સુલભ સ્વરૂપ તથા ઉદાહરણ આ પ્રમાણે જાણવાં:–કાર્યને જોઇને કારણનું અનુમાન કરવામાં આવે તે શેષવત્ કહેવાય છે; જેમ કોઇ નદીમાં પૂર આવેલું જોઇને તે નદીના મૂલભણીના કોઈ પ્રદેશમાં વૃષ્ટિ થયાનું અનુમાન થાય છે. કારણ જોઇને કાર્યનું અનુમાન કરવામાં આવે તે પૂર્વવત્અનુમાન કહેવાય છે; જેમ આકાશમાં કાળાં વાદળાંઓ

તથા પવનની સ્થિર અવસ્થા જોઇને વૃષ્ટિ થવાનું અનુમાન થાય છે. પ્રત્યક્ષની પેઠે અપ્રત્યક્ષમાં પણ કોઇ પ્રકારનું સાધર્મ્ય જોઇને તે અપ્રત્યક્ષમાં પણ તે પ્રકારે હોવાનું જે અનુમાન કરવામાં આવે છે તે સામાન્યતોદૃષ્ટઅનુમાન કહેવાય છે; જેમ પુરુષનું એક સ્થાનથી અન્ય સ્થાનમાં જવું ગતિવિના સંભવી શકતું નથી તેમ ચંદ્રનું પણ એક સ્થાનમાંથી અન્ય સ્થાનમાં જવું ગતિવિના સંભવી શકતું નથી માટે ચંદ્ર પણ ગતિમાન્ છે એમ અનુમાન થાય છે. એ ત્રણ પ્રકારનાં અનુમાનોથી માત્ર સામાન્યનુંજ જ્ઞાન થાય છે, વિશેષનું જ્ઞાન થતું નથી; અર્થાત્ હેતુવડે સાધ્યનું અસ્તિત્વ માત્ર જણાય છે, પણ તે સાધ્યનુ વિશેષરૂપે જ્ઞાન થતું નથી.

એ પ્રમાણે અનુમાનપ્રમાણનું નિરૂપણ કર્યું. હવે અનુમાનપ્રમાણમૂલક શબ્દપ્રમાણ ( આગમપ્રમાણ ) હોવાથી ક્રમવડે પ્રાપ્ત તેનું નિરૂપણ કરવામાં આવે છેઃ—

**શબ્દપ્રમાણ અને શાબ્દીપ્રમાઃ**—શબ્દપ્રમાણને આગમપ્રમાણ પણ કહેવામાં આવે છે. આ આગમપ્રમાણનું લક્ષણ શ્રીયોગભાષ્યમાં આ પ્રમાણે આપવામાં આવ્યું છેઃ—"**आप्तेन दृष्टोऽनुमितो वाऽर्थः परत्र स्वबोधसंक्रान्तये शब्देनोपदिश्यते, शब्दात्तदर्थविषया वृत्तिः श्रोतुरागमः ॥**"—તત્ત્વદર્શન, કારુણ્ય અને બુદ્ધિની તીક્ષ્ણતા જેને પ્રાપ્ત છે એવા આપ્તપુરુષે પ્રત્યક્ષપ્રમાણથી કિંવા અનુમાનપ્રમાણથી જાણેલા અર્થનું પોતાના જેવું જ્ઞાન શ્રોતાના ચિત્તમાં ઉત્પન્ન કરવા તેનો જે શબ્દવડે હિતની પ્રાપ્તિના તથા અહિતના પરિહારના ઉપાયરૂપે ઉપદેશ કરાય છે તે શબ્દથી તે અર્થને વિષય કરનારી જે શ્રોતાની વૃત્તિ થાય છે તે આગમપ્રમાણ કહેવાય છે. સાંભળેલાનું મૂલ પ્રત્યક્ષ કરેલો અથવા અનુમાન કરેલો અર્થ છે, અન્ય અર્થ નથી, તેથી દૃષ્ટ

અને અનુમિતમાં શ્રુતનો પણ સમાવેશ થઇ જાય છે માટે તેનું પૃથક્ કથન કર્યું નથી. જે આગમનો વક્તા આપ્ત નથી, અર્થાત્ જેમ " જે દશ દાડિમો છે તે છ પૂડા થશે " એમ પોતાની બુદ્ધિમાં જે આવે તે કહી દેનારો છે તે વક્તાનું કથન પ્રમાણવૃત્તિ ઉપજાવવામાં અસમર્થ છે તેથી તે આગમરૂપ નથી. વેદ અને વેદમૂલક સર્વશાસ્ત્રો યથાર્થવક્તારૂપ આપ્તપુરુષદ્વારા આવિર્ભાવ પામેલાં હોવાથી આગમપ્રમાણરૂપ છે, ને જે તેથી વિરુદ્ધ કથનો છે તે આગમપ્રમાણરૂપ ન હોવાથી અશ્રદ્ધેય છે.

શબ્દપ્રમાણથી ઉપજતી પ્રમાને શાબ્દીપ્રમા કહેવામાં આવે છે. તે શાબ્દીપ્રમા બે પ્રકારની છે, એક વ્યાવહારિક છે, અને બીજી પારમાર્થિક છે. વ્યાવહારિક શાબ્દીપ્રમા પણ બે પ્રકારની છે. એક લૌકિકવાક્યજન્ય છે, અને બીજી વૈદિકવાક્યજન્ય છે. " **नीलो घटः ॥** " ( નીલરંગવાળો ઘડો ) ઇત્યાદિ લૌકિકવાક્ય છે, ને " **वज्रहस्तः पुरन्दरः ॥** " ( જેના હાથમાં વજ્ર છે એવો ઇંદ્ર ) ઇત્યાદિ વૈદિકવાક્ય છે. વૈદિકવાક્ય પણ બે પ્રકારનાં છે, એક વ્યાવહારિક અર્થનાં બોધક છે, અને બીજાં પરમાર્થતત્ત્વનાં બોધક છે. ચિતિશક્તિરૂપ પુરુષથી ભિન્ન બધા વ્યાવહારિક અર્થ કહીએ છીએ. પરમાર્થતત્ત્વ ચિતિશક્તિ છે. પરમાર્થતત્ત્વનાં બોધક વાક્યોથી પારમાર્થિક શાબ્દીપ્રમા ઉપજે છે.

જે અર્થમાં જે પદની વૃત્તિ હોય તે અર્થની તે પદથી પ્રતીતિ થાય છે. પદનો પોતાના અર્થથી સંબંધ તે વૃત્તિ કહેવાય છે. શક્તિ અને લક્ષણા એવા ભેદથી તે વૃત્તિ બે પ્રકારની છે. પદમાં રહેલા પદાર્થના બોધના હેતુરૂપ સામર્થ્યને શક્તિ કહે છે. જે અર્થમાં પદની શક્તિ હોય તે અર્થ પદનો શક્યાર્થ કહેવાય છે, જેમ ઘટ અને પટ-

પદમાં કલશ અને વસ્ત્રરૂપ અર્થના બોધનું સામર્થ્ય છે તે શક્તિ છે, માટે ઘટપદનો અને પટપદનો કલશ અને વસ્ત્ર શક્યાર્થ છે, તે શક્યાર્થને વાચ્યાર્થ પણ કહે છે. તે શક્તિ યોગા, રૂઢિ અને યોગરૂઢિઉભયરૂપા ભેદથી ત્રણ પ્રકારની છે. અવયવશક્તિને યોગા કહે છે, જેમ પાચક-પદ છે, ત્યાં પાચ્અવયવનો અર્થ પાક છે, અને અકઅવયવનો અર્થ કર્તા છે; એવી રીતે પાચકપદના અવયવોમાં જે અર્થના બોધના હેતુરૂપ સામર્થ્ય છે તે પાચકપદમાં અવયવશક્તિ છે. અવયવશક્તિથી જે શબ્દ પોતાના અર્થને જણાવે તે યૌગિકશબ્દ કહેવાય છે; જેમ પાચકાદિક શબ્દ છે. પરિભાષાશક્તિને રૂઢિ કહે છે. શાસ્ત્રનો અસાધારણ સંકેત પરિભાષા કહેવાય છે; જેમ કાવ્યગ્રંથોમાં બાણ, રસ અને મુનિશબ્દના પાંચ, છ અને સાત એવા અર્થ છે. પરિભાષાથી શબ્દમાં બોધના હેતુરૂપ જે સામર્થ્ય છે તે રૂઢિશક્તિ કહેવાય છે, અને રૂઢિશક્તિથી જે શબ્દ પોતાના અર્થને જણાવે છે તે રૌઢિકશબ્દ કહેવાય છે; જેમ ઘટ, (કલશ,) ડિત્થ ( લાકડાનો હાથી ) અને કપિત્થ ( કોઠું ) ઇત્યાદિ શબ્દો છે. અવયવ તથા પરિભાષા બંનેના અર્થના બોધના હેતુરૂપ સામર્થ્યને યોગરૂઢિઉભયરૂપા શક્તિ કહે છે, જેમ પંકજ-શબ્દના પંકઅવયવનો કાદવ અર્થ છે, અને જઅવયવનો ઉપજેલું અર્થ છે. એ રીતે કાદવથી ઉપજેલું કમલ એવો પંકજશબ્દનો અર્થ છે, કેમકે પંકજશબ્દમાં અવયવશક્તિ છે, અને કેટલાંક જંતુ પણ પંકથી ઉપજે છે, પણ તેને પંકજ કહેતા નથી, કિંતુ કમલપુષ્પનેજ પંકજ કહેવામાં આવે છે માટે પંકજશબ્દમાં પરિભાષાશક્તિ પણ છે. એવી રીતે પકજશબ્દમાં બંને સામર્થ્ય હોવાથી યોગરૂઢિઉભયરૂપા શક્તિ છે. શક્યના સંબંધને લક્ષણા કહે છે. તે લક્ષણા કેવલલક્ષણા અને લક્ષિતલક્ષણા એવા ભેદથી બે પ્રકારની છે. શક્યના સાક્ષાત્-

સંબંધને કેવલલક્ષણા કહે છે, અને શક્યના પરંપરાસંબંધને લક્ષિત-લક્ષણા કહે છે. "**द्विरेफो रौति**" ઇત્યાદિ લક્ષિતલક્ષણાનાં ઉદાહરણ છે, તેનો "બે રેફ ધ્વનિ કરે છે" આ અર્થ પદોની શક્તિથી પ્રતીત થાય છે. અહિં દ્વિરેફપદનો શક્યાર્થ બે રેફ છે, તેમનો અવયવવિના સંબંધ ભ્રમરપદમાં છે. તે ભ્રમરપદનો શક્તિરૂપ સંબંધ પોતાના વાચ્ય મધુપમાં છે માટે શક્યનો સંબંધી જે ભ્રમરશબ્દ તેનો સંબંધ હોવાથી શક્યનો પરંપરાસંબંધ છે માટે ત્યાં લક્ષિતલક્ષણા છે. તે કેવલલક્ષણા અને લક્ષિતલક્ષણા જહત્લક્ષણા, અજહત્લક્ષણા અને ભાગત્યાગલક્ષણાભેદથી ત્રણ પ્રકારની છે. જ્યાં વાચ્યાર્થનો સંપૂર્ણ ત્યાગ થઇને વાચ્યાર્થના સંબંધીની પ્રતીતિ થાય છે ત્યાં જહત્લક્ષણા કહેવાય છે; જેમ "ગંગાપર કાશી છે" આ સ્થાનમાં ગંગાપદની તીરમાં જહત્લક્ષણા છે, કેમકે ગંગાપદનો વાચ્યાર્થ દેવનદીનો પ્રવાહ છે, તે પ્રવાહપર કાશીની સ્થિતિનો અસંભવ છે માટે બધા વાચ્યાર્થનો ત્યાગ કરીને સંયોગસંબંધવાળા તીરમાં ગંગાપદની જહત્લક્ષણા થાય છે. વાચ્યાર્થસહિત વાચ્યના સંબંધીનું જે પદથી જ્ઞાન થાય તે પદમાં અજહત્લક્ષણા કહેવાય છે; જેમ ચઢેલી કીડીઓ ઊતારવામાટે દહિંને તડકામાં રાખી ત્યાં કોઇ દાસને બેસારી તેના સ્વામીએ તેને કહ્યું કે "કાગડાઓથી દહિંનું રક્ષણ કરવું," આ વાક્યમાં કાગડાશબ્દનો વાચ્ય જે વાયસપક્ષી છે તેનાથી માત્ર દહિંની રક્ષામાં વક્તાનું તાત્પર્ય નથી, પણ દહિંનાં ભક્ષક હોવાથી કાગડાનાં સજાતીય જે શ્વાન-બિલાડાદિક તેમનાથી પણ દહિંની રક્ષા કરવી એવું વક્તાનું તાત્પર્ય છે તેથી કાકપદનો વાચ્ય જે વાયસપક્ષી તેનો બિડાલાદિકોની સાથે જે સજાતીયસંબંધ છે તે લક્ષણા, અને વાચ્યનો ત્યાગ નહિ, અધિકનું ગ્રહણ, તેથી અજહત્લક્ષણા. પદોના વાચ્યાર્થમાં એકભાગનો

ત્યાગ થાય, અને એકભાગનું ગ્રહણ થાય ત્યાં ભાગત્યાગલક્ષણા કિંવા જહદજહત્‌લક્ષણા કહેવાય છે; જેમ પ્રથમ જોયેલા પદાર્થને અન્યદેશમાં જોઇને કોઇએ કહ્યું કે "તે આ છે," ત્યાં ભાગત્યાગલક્ષણા છે, કેમકે અતીતકાલમાં અને અન્યદેશમાં સ્થિત વસ્તુને "તે" કહે છે માટે અતીતકાલસહિત અને અન્યદેશસહિત વસ્તુ "તે" પદનો વાચ્યાર્થ છે; અને વર્તમાનકાલે સમીપદેશમાં સ્થિત વસ્તુને "આ" કહે છે માટે વર્તમાનકાલસહિત અને સમીપદેશસહિત વસ્તુ "આ" પદનો વાચ્યાર્થ છે; અને અતીતકાલસહિત તથા અન્યદેશસહિત જે વસ્તુ તેજ વર્તમાનકાલસહિત અને સમીપદેશસહિત છે આ સમુદાયનો વાચ્યાર્થ છે તે સંભવે નહિ, કેમકે અતીતકાલનો અને વર્તમાનકાલનો વિરોધ છે, તથા અન્યદેશનો અને સમીપદેશનો વિરોધ છે માટે બંને પદોમાં દેશકાલ જે વાચ્યભાગ તેને ત્યજીને વસ્તુમાત્રમાં બંને પદોની ભાગત્યાગ-લક્ષણા છે. એ ઉદાહરણમાં પરોક્ષતાઅપરોક્ષતાભાગનો વસ્તુની સાથે આશ્રયતાસંબંધ છે, અને વસ્તુભાગનો પોતાના સ્વરૂપથી તાદાત્મ્ય-સંબંધ છે. આ બધા વાચ્યભાગનો વસ્તુની સાથે આશ્રયતાતાદાત્મ્ય-સંબંધ તે લક્ષણા, અને પરસ્પરવિરોધી પરોક્ષતા અને અપરોક્ષતારૂપ વાચ્યભાગનો ત્યાગ, અને અવિરોધી કેવલવસ્તુરૂપ વાચ્યભાગનું ગ્રહણ છે માટે આ ભાગત્યાગલક્ષણા છે. તે પ્રત્યેક લક્ષણા પણ પ્રયોજનવતી લક્ષણા અને નિરૂઢલક્ષણા એવા ભેદથી બે પ્રકારની છે. જ્યાં શક્તિવાળા પદનો ત્યાગ કરીને લાક્ષણિક શબ્દપ્રયોગમાં પ્રયોજન એટલે ફલ હોય છે તે પ્રયોજનવતી લક્ષણા કહેવાય છે; જેમ "તીર-પર ગામ છે" એમ કહે તો તીરમાં શીતપણાની તથા પાવનપણાની પ્રતીતિ થાય નહિ, ને ગંગાપદથી જો તીરનું બોધન કરે તો ગંગાના ધર્મ શીતતાપાવનતા તીરમાં પ્રતીત થાય છે માટે ગંગાપદની તીરમાં પ્રયોજન-

વતી લક્ષણા છે. પદની જે અર્થમાં શક્તિવૃત્તિ હોય, અને શક્યની પેઠે જે અર્થની પ્રતીતિ જે પદથી સર્વને પ્રસિદ્ધ હોય તે અર્થમાં તે પદની પ્રયોજનશૂન્યલક્ષણા નિરૂઢલક્ષણા કહેવાય છે; જેમ " નીલો ઘડો " ઇત્યાદિ વાક્યને સાંભળતાંજ સર્વ પુરુષોને ગુણીની પ્રતીતિ અતિસિદ્ધ છે માટે નીલાદિક પદોની ગુણીમાં પ્રયોજનશૂન્યલક્ષણા હોવાથી નિરૂઢલક્ષણા છે. નિરૂઢલક્ષણા શક્તિના જેવી હોય છે. કોઇ વિલક્ષણ અનાદિ તાત્પર્ય હોય ત્યાં નિરૂઢલક્ષણા થાય છે. એવી રીતે શક્તિવૃત્તિના તથા લક્ષણાવૃત્તિના ભેદ કહ્યા.

પૂર્વોક્તરીતે પ્રથમ તો પદની શકિતના અથવા લક્ષણાના જ્ઞાનસહિત વાક્યનો શ્રવણસાક્ષાત્કાર થઇને પૂર્વે અનુભવેલા પદાર્થની સ્મૃતિ થાય છે. ત્યારપછી પદાર્થોના સંબંધનું જ્ઞાન અથવા સંબંધસહિત પદાર્થોના જ્ઞાન-રૂપ વાક્યાર્થનો બોધ થાય છે તેને શાબ્દબોધ પણ કહે છે. તેથી તે શબ્દની શકિતવૃત્તિનું અથવા લક્ષણાવૃત્તિનું જ્ઞાન શાબ્દબોધનો હેતુ છે. તે શાબ્દબોધનાં આકાંક્ષાનું જ્ઞાન, યોગ્યતાનું જ્ઞાન, તાત્પર્યનું જ્ઞાન અને આસત્તિ એ ચાર સહકારી છે. આકાંક્ષા એ ઇચ્છાનું નામ છે, તે જોકે અંતઃકરણમાં થાય છે તથાપિ પદના અર્થનું જ્યાંસુધી પદાર્થાંતરથી અન્વયજ્ઞાન થાય નહિ ત્યાંસુધી પોતાના અર્થના અન્વયમાટે પદાંતરની ઇચ્છાસદશ પ્રતીતિ થાય છે. અન્વયનું જ્ઞાન થયા પછી તે પ્રતીતિ થાય નહિ તે આકાંક્ષા કહીએ છીએ; જેમ "**अयमेति पुत्रो राज्ञः पुरुषोऽपसार्यताम् ॥** " એમાં 'આ રાજાનો પુત્ર આવે છે" એવો રાજપદાર્થનો પુત્રપદાર્થથી અન્વયબોધ થયા પછી પુરુષપદાર્થમાં અન્વયના બોધના હેતુરૂપ આકાંક્ષા રાજપદાર્થમાં નથી માટે "રાજાના પુરુષને દૂર કરો " એવું જ્ઞાન થાય નહિ, કિંતુ " પુરુષને દૂર કરો " એવું જ્ઞાન થાય છે. જો આકાંક્ષાજ્ઞાન શાબ્દબોધનો હેતુ ન હોય તો

"રાજાનો પુત્ર આવે છે, રાજાના પુરુષને દૂર કરો " એવું જ્ઞાન થવું જોઇએ માટે આકાંક્ષાજ્ઞાન શાબ્દબોધનો હેતુ છે.

એક પદાર્થના અન્યપદાર્થથી સંબંધને યોગ્યતા કહે છે. જ્યાં યોગ્યતા ન હોય ત્યાં શાબ્દબોધ થાય નહિ; જેમ " અગ્નિવડે વૃક્ષને સિંચે છે" આ વાક્યમાં અગ્નિમાં રહેલા કરણતારૂપ તૃતીયાપદાર્થનો સિંચનપદાર્થમાં નિરૂપકતા સંબંધરૂપ યોગ્યતા નથી માટે શાબ્દબોધ થાય નહિ. જો શાબ્દબોધમાં યોગ્યતા હેતુ ન હોય તો " અગ્નિવડે વૃક્ષને સિંચે છે " આ વાક્યથી શાબ્દબોધ થવો જોઇએ, પણ થતો નથી માટે યોગ્યતાજ્ઞાન શાબ્દબોધનો હેતુ છે.

વક્તાની ઇચ્છાને તાત્પર્ય કહે છે. જે અર્થમાં તાત્પર્યજ્ઞાન થાય નહિ તેનો શાબ્દબોધ થાય નહિ; જેમ "સૈંધવ લાવ " આ વાક્યથી ભોજનસમયમાં અશ્વવિષે વક્તાની ઇચ્છારૂપ તાત્પર્ય સંભવે નહિ માટે અશ્વનો શાબ્દબોધ થાય નહિ; તેમ ગમનકાલમાં લવણનો–મીઠાનો–શાબ્દબોધ થાય નહિ. જો તાત્પર્યજ્ઞાન શાબ્દબોધનો હેતુ ન હોય તો "સૈંધવ લાવ " આ વાક્યથી ભોજનના સમયમાં અશ્વનો બોધ અને ગમનના સમયમાં લવણનો બોધ થવો જોઇએ માટે શાબ્દબોધમાં તાત્પર્યજ્ઞાન હેતુ છે.

યોગ્યપદોના શક્તિવૃત્તિરૂપ અથવા લક્ષણાવૃત્તિરૂપ સંબંધથી વ્યવધાનરહિત પદાર્થોની સ્મૃતિ આસત્તિ કહેવાય છે. આવા પ્રકારની આસત્તિ સ્વરૂપથી શાબ્દબોધની હેતુ છે, તેનું જ્ઞાન હેતુ નથી. આવી રીતે આકાંક્ષાજ્ઞાન, યોગ્યતાજ્ઞાન, તાત્પર્યજ્ઞાન અને આસત્તિ શાબ્દ-બોધના હેતુ છે. આ ચારેને શાબ્દસામગ્રી કહે છે.

એવી રીતે અહિં શક્તિસહિત અથવા લક્ષણાસહિત શબ્દનું જ્ઞાન પ્રમાનું કરણ હોવાથી પ્રમાણ છે; અને તેથી પદાર્થોની સ્મૃતિ ઉપજીને

શાબ્દીપ્રમાને ઉપજાવે છે તેથી વ્યાપાર છે, અને શાબ્દીપ્રમા ફલ છે.

આ આગમપ્રમાણુથી પણ વિષયના સામાન્યનું જ્ઞાન થાય છે, વિશેષનું જ્ઞાન થતું નથી.

પૂર્વોક્ત ત્રણ પ્રમાણનું સ્વરૂપ સંક્ષેપમાં આ પ્રમાણે છેઃ-પ્રત્યક્ષ એ શબ્દ પ્રતિ તથા અક્ષ એ બે પદનો બનેલો છે. પ્રતિ એ ઉપ- સર્ગનો અર્થ આ સ્થાને પ્રતીતિ અને અક્ષ એ પદનો અર્થ ઇંદ્રિય થાય છે. ઇંદ્રિયોદ્વારા જે પ્રતીતિ એટલે નિશ્ચય થવો તે પ્રત્યક્ષ કહે- વાય છે. એમાં ઇંદ્રિયોના નિર્દોષપણાનીજ મુખ્ય અપેક્ષા છે. અનુ- માન એ શબ્દ અનુ તથા માન એ બે પદનો બનેલો છે. અનુ એ ઉપસર્ગ છે, અને તેનો અર્થ અત્ર અનુભવાનુસાર એવો થાય છે, તથા માન એ પદનો અર્થ નિશ્ચય એવો થાય છે, પૂર્વના અનુભવાનુસાર કોઈ અપ્રત્યક્ષવિષયનો નિશ્ચય કરવો તે અનુમાન છે એવો તેનો સંક્ષેપમાં અર્થ થાય છે. આ અનુમાનપ્રમાણુને સૂત્રકારે મધ્યમાં મૂક્યું છે તેનું કારણ એ કે મધ્યમણિન્યાયે તે પ્રત્યક્ષ તેમજ આગમ એ બંને પ્રમાણોના બોધમાં ઉપયોગી છે. આગમ એ શબ્દ આ અને ગમ એ બે પદોનો બનેલો છે, તેમાં આ એ ઉપસર્ગનો અર્થ અત્ર આપ્તપુરુષોથી એવો થાય છે, અને ગમ એ પદનો અર્થ આવેલું અથવા પ્રાપ્ત થયેલું એવો થાય છે, એ પ્રમાણે યથાર્થ વક્તારૂપ આપ્તપુરુષથી પ્રાપ્ત થયેલું જ્ઞાન તે આગમ કહેવાય છે. આ શાસ્ત્રમાં એ ત્રણુજ પ્રમાણોનો સ્વીકાર કર્યો છે, અન્ય શાસ્ત્રોમાં જે ઉપમાન, અર્થાપત્તિ, અનુપલબ્ધિ, સંભવ, ઐતિહ્ય ને ચેષ્ટા એ વધારાનાં પ્રમાણો ગણાવેલાં છે તેમનો આ ત્રણુમાં સમાવેશ થઇ જાય છે તેથી અહિં નવ પ્રમાણો કહ્યાં નથી.

અનુમાન અતીંદ્રિય વસ્તુઓને પણ વિષય કરી શકે છે માટે તે

પ્રત્યક્ષથી બલવાન્ છે, અને આગમ તો સંદેહરહિત તત્ત્વબોધ કરી શકે છે માટે તે સર્વોત્તમ પ્રમાણુ છે. પરપ્રત્યક્ષપ્રમાણુ તો અદષ્ટ અને અમતનો પણુ સાક્ષાત્કાર કરાવે છે માટે તે સર્વશ્રેષ્ઠ હોય એમાં આશ્ચર્ય નથી.

ચાર્વાક એક પ્રત્યક્ષપ્રમાણુનેજ માને છે. સુગત અને શ્રીકણાદ પ્રત્યક્ષ તથા અનુમાન એ બે પ્રમાણુને માને છે. કપિલદેવ, ભગવાન્ મનુ અને પતંજલિભગવાન્ પ્રત્યક્ષ, અનુમાન અને આગમ એ ત્રણુ પ્રમાણુ-ને માને છે. શ્રીગૌતમ પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને આગમ એ ચાર પ્રમાણુને માને છે. પૂર્વમીમાંસાનો એકદેશી પ્રત્યક્ષ, અનુમાન, ઉપ-માન, આગમ અને અર્થાપત્તિ એ પાંચ પ્રમાણુને સ્વીકારે છે. કુમારિલ-ભટ્ટ અને વેદાન્તાચાર્યો પ્રત્યક્ષ, અનુમાન, આગમ, ઉપમાન, અર્થાપત્તિ અને અનુપલબ્ધિ એ છ પ્રમાણોને અંગીકાર કરે છે. પૌરાણિકો પ્રત્યક્ષ, અનુમાન, આગમ, ઉપમાન, અર્થાપત્તિ, અનુપલબ્ધિ, સંભવ અને ઐતિહ્ય એ આઠ પ્રમાણો માને છે, અને તાંત્રિકો તદુપરાંત ચેષ્ટાનામનું નવમું પ્રમાણુ અંગીકાર કરે છે. ૭

એવી રીતે ત્રણુ પ્રકારની પ્રમાણુવૃત્તિનું નિરૂપણુ કરી હવે ક્રમથી પ્રાપ્ત વિપર્યયના સ્વરૂપનું નિરૂપણુ કરે છેઃ—

## विपर्ययो मिथ्याज्ञानमतद्रूपप्रतिष्ठम् ॥८॥

**पदबोधिनी टीकाः**—यस्य यत्पारमार्थिकं रूपं तस्मिन् न प्रतितिष्ठतीत्यतद्रूपप्रतिष्ठम् । अतथाभूतेऽर्थे तथा तत्योत्पद्यमानं मिथ्याज्ञानम् विपर्ययः भ्रम इति यावत् । अस्यैव भेदाः पञ्चक्लेशा इत्यग्रे स्फुटीभविष्यति ॥८॥

**સૂત્રાર્થઃ**—[ પોતાના ] વાસ્તવિકરૂપમાં સ્થિત નહિ રહેનારું મિથ્યાજ્ઞાન વિપર્યય [ કહેવાય છે. ] ૮

**વિવેચનઃ**—પ્રમાણરૂપ જ્ઞાનવડે જે પદાર્થનું જે રીતનું વિશેષવાળું રૂપ જણાય છે તે રૂપમાં જે જ્ઞાન સ્થિત હોતું નથી, કિંતુ ઉત્તરકાલના જ્ઞાનવડે જે બાધ પામે છે તે એક કોટિને અથવા બે કોટિને વિષય કરનારું જ્ઞાન તેના વાસ્તવિકરૂપમાં સ્થિત નહિ હોવાથી અતદ્રૂપપ્રતિષ્ઠ કહેવાય છે. બે કોટિને વિષય કરનારું જ્ઞાન જે સંશય એ નામથી કહેવાય છે તેનો પણ ભ્રાંતિજ્ઞાનની પેઠે ઉત્તરકાલે યથાર્થજ્ઞાનરૂપ પ્રમાણથી બાધ થાય છે માટે તેનો પણ આ વિપર્યયવૃત્તિમાં અંતર્ભાવ કર્યો છે. "अतद्रूपप्रतिष्ठम्" એ પદમાંનો "**नञ्**" (અ) પ્રત્યયનો નિષેધ કરે છે; જેમ "**अश्राद्धभोजी**" એ પદનો "જે શ્રાદ્ધ જમતો નથી તે" એવો અર્થ થાય છે તેમ "**अतद्रूपप्रतिष्ठम्**" નો "જે વાસ્તવિકરૂપમાં સ્થિત હોતું નથી તે" એવો અર્થ થાય છે. રજ્જુનું સર્પરૂપે થતું ભ્રાંતિજ્ઞાન કિંવા "આ સર્પ હશે કે રજ્જુ હશે?" એવું સંશયજ્ઞાન એ બંને અતદ્રૂપપ્રતિષ્ઠ છે, કેમકે તે બંને જ્ઞાન વાસ્તવિક સ્વરૂપ જે રજ્જુ તેમાં સ્થિત નથી તેમજ ઉત્તરકાલે રજ્જુનું જ્ઞાન થવાથી બાધ પામે છે.

લોકપ્રસિદ્ધ અયથાર્થજ્ઞાનને મિથ્યાજ્ઞાન કહે છે. દોરડીમાં સર્પનું, છીપમાં રૂપાનું તથા ઠુંઠામાં પુરુષનું જે જ્ઞાન થાય છે તે મિથ્યાજ્ઞાન છે.

"**विपर्ययः**" એ પદ લક્ષ્યનું કથન કરે છે, અને "**मिथ्याज्ञानमतद्रूपप्रतिष्ठम्**" એ પદો વિપર્યયના લક્ષણને કહે છે. વિપર્યયના એ લક્ષણમાં અવ્યાપ્ત્યાદિ દોષો નહિ હોવાથી એ લક્ષણ નિર્દોષ છે. તે લક્ષણ ભ્રાંતિ અને સંશયરૂપ લક્ષ્યમાં સર્વત્ર રહે છે; જેમકે રજ્જુમાં જે સર્પનું જ્ઞાન છે તે રજ્જુના જ્ઞાનરૂપ પ્રત્યક્ષપ્રમાણદ્વારા બાધ પામનારું હોવાથી પોતાના

યથાર્થરૂપમાં સ્થિતિવિનાનું છે તેથી ભ્રાંતિરૂપ છે; અને "આ રજ્જુ છે કે સર્પ છે?" એવું જ્ઞાન પણ "આ રજ્જુ છે" એવી રીતની પ્રમાણવૃત્તિથી બાધ પામનારું હોવાથી પોતાના યથાર્થસ્વરૂપમાં સ્થિતિવિનાનું છે તેથી સંશયરૂપ છે. એવી રીતે અતદ્રૂપપ્રતિષ્ઠમાં ભ્રાંતિજ્ઞાન અને સંશયજ્ઞાનનો સમાવેશ થઇ જવાથી આ લક્ષણમાં અવ્યાપ્તિદોષ આવતો નથી. વિકલ્પવૃત્તિ જેનું નિરૂપણ હવે પછી કરવામાં આવશે તે પણ પોતાના વાસ્તવિકસ્વરૂપમાં સ્થિર નહિ રહેનારી હોવાથી તેનો આમાં અંતર્ભાવ થવાથી અર્થાત્ તે અલક્ષ્યમાં લક્ષણના જવાથી આ લક્ષણમાં અતિવ્યાપ્તિદોષ આવે છે એમ શંકા કરવી નહિ, કેમકે એ અતિવ્યાપ્તિદોષની નિવૃત્તિમાટે સૂત્રમાં "**मिथ्याज्ञानम्**" એ પદ મૂક્યું છે. એ પદવડે સર્વલોકપ્રસિદ્ધ અનુભવસિદ્ધ બાધ કહ્યો છે, તે બાધ વિપર્યયમાં છે, પણ વિકલ્પનો તો બાધ થયા છતાં પણ તે વિકલ્પવડે ઉત્તરકાલે તેવો વ્યવહાર ચાલુ રહેવાથી વિકલ્પમાં સર્વપ્રસિદ્ધ બાધ નથી, માત્ર વિચાર કરનારા પ્રશસ્ત વિદ્વાનોનેજ તેમાં બાધનું જ્ઞાન થાય છે. તેમજ અસંભવદોષની પણ આ લક્ષણમાં પ્રાપ્તિ નથી, કેમકે એ લક્ષણ લક્ષ્યના સંપૂર્ણદેશમાં રહેનારું છે. સૂત્રમાંના "**अतद्रूपप्रतिष्ठम्**" એ પદવડે વિપર્યયની પ્રમાણથી ભિન્નતા દર્શાવી છે; પ્રમાણવૃત્તિ પોતાના વાસ્તવિકરૂપમાં સ્થિત રહેનારી છે, અને આ વૃત્તિ તેથી વિરુદ્ધસ્વભાવવાળી છે. સૂત્રમાંના "**मिथ्याज्ञान**" એ પદવડે વિકલ્પવૃત્તિથી આ વૃત્તિની પૃથક્તા બતાવી છે, અને તે બંને પદોવડે નિદ્રા તથા સ્મૃતિથી આ વૃત્તિની વ્યાવૃત્તિ કરી છે. નિદ્રા અને સ્મૃતિનું હવે પછી નિરૂપણ થશે; તેનાથી પણ આ વૃત્તિ પૃથક્સ્વભાવવાળી હોવાથી ભિન્ન છે એ સ્પષ્ટજ છે. એમ પ્રમાણ, વિકલ્પ, નિદ્રા અને સ્મૃતિ એ ચારે વૃત્તિથી

આ વિપર્યયવૃત્તિ ભિન્ન છે, ને તેના લક્ષણને ઉપરનાં પદો યથાર્થ-રીતે કહે છે માટે તે લક્ષણ સર્વથા નિર્દોષ છે.

**શંકાઃ**—પછીથી ઉપજેલા વિરોધી જ્ઞાનવડે પૂર્વે ઉપજેલું જ્ઞાન બાધ પામવાયોગ્ય નથી, પણ પ્રથમ ઉપજેલા પૂર્વજ્ઞાનવડેજ પછીનું નહિ ઉપજેલું જ્ઞાન બાધ પામવાયોગ્ય છે એમ પ્રથમરૂપ શ્રુતિનું પછી ઉપજનારી સ્મૃતિથી અબાધપણું કહેનારાં શાસ્ત્રકથનથી તથા પ્રત્યક્ષપ્રમાણ જે પ્રથમ ઉપજે છે તેનું પછીથી ઉપજનારા અનુમાનપ્રમાણથી અબાધપણું દેખાડનારાં લૌકિક દષ્ટાંતથી જણાય છે માટે પ્રથમ ઉપજેલા વિપર્યયનો પછીથી ઉપજેલા પ્રમાણવડે બાધ થઇ શકે નહિ.

**સમાધાનઃ**—પરરૂપ સ્મૃતિની ઉત્પત્તિમાં પૂર્વરૂપ શ્રુતિની અપેક્ષા છે, કેમકે સ્મૃતિઓનું સાક્ષાત્ પ્રામાણ્ય નથી, કિંતુ શ્રુતિ-કલ્પનાદ્વારાજ છે તેથી સ્મૃતિનું શ્રુતિસાપેક્ષપણું છે. “**स्वातन्त्र्येण प्रमाणत्वं स्मृतेस्तावन्न सम्मतम्**” ( સ્મૃતિનું સ્વતંત્રપણાવડે પ્રમાણપણું અંગીકાર નથી, ) એ શાસ્ત્ર વચન પણ એમજ કહે છે. તે સ્થલમાંજ પૂર્વ અને પરનો વિરોધ હોય તો પૂર્વવડે પરનો બાધ થાય છે; અથવા પ્રત્યક્ષ અને અનુમાનના સ્થલમાં પરરૂપ અનુમાન-ની ઉત્પત્તિમાં પૂર્વરૂપ પ્રત્યક્ષની અપેક્ષા છે ત્યાંજ પૂર્વવડે પરનો બાધ છે, જેમ અગ્નિના શીતપણાના અનુમાનનો ઉષ્ણપણાને ગ્રહણ કરનારા પ્રત્યક્ષપ્રમાણવડે બાધ થાય છે; પણ જ્યાં નિરપેક્ષજ બે જ્ઞાન ઉપજે છે ત્યાં પૂર્વવડે પરનો બાધ થતો નથી, પણ પરવડે પૂર્વનો બાધ થાય છે. ભ્રાંતિના સ્થલમાં અન્યોન્યનિરપેક્ષ બે ચંદ્રનું તથા એક ચંદ્રનું જ્ઞાન અને રૂપાનું તથા તેના અભાવનું જ્ઞાન પોત-પોતાના કારણથી એટલે દૃષ્ટિદોષાદિથી તથા વસ્તુના યથાર્થજ્ઞાનથી ઉપજે છે તેથી પૂર્વજ્ઞાનના બાધરૂપજ ઉત્તરજ્ઞાનનો ઉદય છે, પણ ઉત્તરજ્ઞાનના

બાધરૂપ પૂર્વનો ઉદય નથી. " पूर्वात्परबलीयस्त्वं तत्र नाम प्रतीयताम् । अन्योऽन्यनिरपेक्षाणां यत्र जन्म धियां भवेत् ॥" (જ્યાં પરસ્પરમાં નિરપેક્ષ જ્ઞાનોની ઉત્પત્તિ થાય છે ત્યાં પૂર્વથી પરનું બલવાનપણું ભલે પ્રતીત થાઓ, ) એ વચનથી શ્રીકુમારિલભટ્ટે પણ એમજ કહ્યું છે. મંદ અંધકાર, દૂરપણું તથા દષ્ટિદોષ એ આદિ કારણોથી ઉપજતું વિપર્યયજ્ઞાન નિર્બલ હોવાથી વસ્તુના વિશેષ અંશોના ભાનરૂપ પ્રમાણની પ્રબલતાથી બાધ પામે એ યોગ્યજ છે.

આ વિપર્યયવૃત્તિજ અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ ને અભિનિવેશ એ નામથી કહેવાતા પાંચ ક્લેશરૂપ પાંચ પર્વવાળી અવિદ્યા છે. એને ક્રમથી તમસ્, મોહ, મહામોહ, તામિસ્ર અને અંધતામિસ્ર પણ કહેવામાં આવે છે; જેમ નીચેની સ્મૃતિમાં તેને તેવી રીતે કહેવામાં આવેલ છેઃ—

" तमो मोहो महामोहस्तामिस्रो ह्यन्धसञ्ज्ञकः ।
अविद्या पञ्चपर्वैषा प्रादुर्भूता महात्मनः ॥ "

અર્થઃ—તમસ્, મોહ, મહામોહ, તામિસ્ર અને અંધતામિસ્ર એ નામવાળી આ પાંચ પર્વવાળી અવિદ્યા વ્યાપકરૂપ પુરુષને વિષે પ્રાદુર્ભૂત થઇ છે.

અવ્યક્ત, મહત્તત્ત્વ, અહંકાર અને પાંચ તન્માત્રા (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ ) એ આઠ અનાત્મવસ્તુમાં જે આત્મબુદ્ધિ તે આઠ પ્રકારની અવિદ્યા કિંવા તમસ્ કહેવાય છે. દેહાદિ જડવસ્તુમાં જે આત્મબુદ્ધિ થાય છે તેનો પણ આમાંજ અંતર્ભાવ જાણવો. અણિમા, ( શરીરને પરમાણુસમાન સૂક્ષ્મ કરી દેવાનું સામર્થ્ય, ) મહિમા, ( શરીરને પર્વતાદિના જેવું મહાન કરી દેવાનું સામર્થ્ય, ) લઘિમા,

(શરીરને અત્યંત હલકું કરી દેવાનું સામર્થ્ય,) પ્રાપ્તિ, (દૂર રહેલા પદાર્થોને સંનિહિતના જેવા કરવાનું સામર્થ્ય,) પ્રાકામ્ય, (ભૂતોના સ્વાભાવિક-ધર્મોથી ઇચ્છાનો અભિઘાત ન થાય એવું સામર્થ્ય,) વશિત્વ, (ભૂત-ભૌતિક પદાર્થોને ઇચ્છાનુસાર સ્થાપન કરવાનું સામર્થ્ય,) ઇશિત્વ (મૂલ-પ્રકૃતિના જયથી ઇચ્છાનુસાર ભૂતભૌતિક પદાર્થોને ઉત્પન્ન કરવાનું, સ્થિત કરવાનું તથા લય કરવાનું સામર્થ્ય ) અને યત્રકામાવસાયિત્વ (સત્યસંકલ્પપણું–પદાર્થની શક્તિઓને સ્વસંકલ્પાનુસાર સ્થાપન કરવાનું બલ) એ આઠ પ્રકારનું ઐશ્વર્ય જે કૈવલ્યનું વિરોધી હોવાથી વસ્તુતાએ અશ્રેયોરૂપ છે તેમાં શ્રેયોરૂપા બુદ્ધિ થવી તે આઠ પ્રકારનો મોહ કિંવા અસ્મિતા કહેવાય છે. યોગવડે પૂર્વોક્ત અષ્ટવિધ ઐશ્વર્યને પામી સિદ્ધ થઇ આ લોકના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ એ પાંચ વિષયોને તથા સ્વર્ગના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ એ પાંચ વિષયોને હું ભોગવીશ એવા પ્રકારની બુદ્ધિ તે દશ પ્રકારનો મહામોહ કિંવા રાગ કહેવાય છે. એવાજ અભિપ્રાયથી પ્રવૃત્ત થયેલાને કોઇ પ્રતિબંધ પ્રાપ્ત થવાથી તેના ચિત્તમાં અણિમાદિ અષ્ટ ઐશ્વર્યની ઉત્પત્તિ થતી નથી, અને તે ઐશ્વર્યના અભાવથી ઐશ્વર્યના આવિર્ભાવથીજ ઉપજનારા જે આ લોકના તથા સ્વર્ગલોકના શબ્દાદિ દશ પ્રકારના વિષયો તેની અસિદ્ધિ થાય છે. એવી રીતે તે અઢારની અસિદ્ધિથી પ્રતિબંધ કરનાર વિષયપર જે ક્રોધ થાય છે તે અઢાર પ્રકારનો તામિસ્રનામનો દ્વેષ કહેવાય છે. અણિમાદિ આઠ પ્રકારનું ઐશ્વર્ય પ્રાપ્ત થયે સતે અને આ લોકના શબ્દાદિ પાંચ વિષયો તથા સ્વર્ગના શબ્દાદિ પાંચ વિષયો એ દશ વિષયોની પ્રાપ્તિ થયે સતે એ સર્વે (અઢારે) કલ્પાંતે નાશ પામશે એવો જે ત્રાસ તે અઢાર પ્રકારનો અભિનિવેશ અંધતામિસ્ર કહેવાય છે. એ અવાંતરવિભાગો સાંખ્યાચાર્ય શ્રીઇશ્વરકૃષ્ણે નીચેના શ્લોકવડે કહ્યા છેઃ–

**" भेदस्तमसोऽष्टविधो मोहस्य च दशविधो महामोहः ।**
**तामिस्रोऽष्टादशधा तथा भवत्यन्धतामिस्रः ॥ "**

**ભાવાર્થ:**—તમસૂના આઠ પ્રકારના ભેદ છે, મોહના પણ આઠ પ્રકારના ભેદ છે, મહામોહ દશ પ્રકારનો છે, તામિસ્ર અઢાર પ્રકારનો છે, તથા અંધતામિસ્ર પણ અઢાર પ્રકારનો છે.

એવી રીતે બાસઠ અવાંતરભેદવાળી તથા મુખ્ય પાંચ ભેદવાળી જે અવિદ્યા છે તે વિપર્યયરૂપ હોવાથી જીવોને ભવભ્રમણ કરાવનારી છે માટે તે સર્વથા ત્યાજ્ય છે.

જેમ અંકુરનું બીજપણું નહિ છતાં પણ તેમાં બીજનું અનુગતપણું હોવાથી તેનું બીજપર્વપણું તથા બીજપણું છે તેમ રાગાદિનું મિથ્યાજ્ઞાનપણું નહિ છતાં પણ તેમાં અવિદ્યાનું અનુગતપણું હોવાથી અવિદ્યાપર્વપણું તથા મિથ્યાજ્ઞાનપણું છે.

"**विपर्ययादिष्यते बंधः ॥**" એ સાંખ્યકારિકાના વચનપ્રમાણે વિપર્યયથી બંધનો સ્વીકાર છે, પણ શુક્તિરજતાદિ વિપર્યયોનું સંસારહેતુપણું નથી માટે તેમની મુખ્યવિપર્યયરૂપે અત્ર ગણના નથી, તેમજ અન્ય મોહોની અત્રના મોહમાં મુખ્યપણે ગણના કરવી યોગ્ય નથી. ૮

એ પ્રમાણે વિપર્યયવૃત્તિનું નિરૂપણ કરી હવે ક્રમથી પ્રાપ્ત ત્રીજા અવયવરૂપ વિકલ્પવૃત્તિના સ્વરૂપનું નિરૂપણ કરે છે:—

## शब्दज्ञानानुपाती वस्तुशून्यो विकल्पः ॥ ९ ॥

**पदबोधिनी टीका:**—शब्दजन्यं ज्ञानं शब्दज्ञानं तत् । अनुपातितुं शीलं यस्य स तथोक्तः । वस्तुशून्यः निर्विषयः । तादृशो

**योऽध्यवसायः स विकल्पः । नरशृङ्गादिश्रवणसमनन्तरमवश्यमेव भवति निर्विषया वृत्तिः । तस्या यो विषयो नरशृङ्गादिः स नास्तीति तस्या निर्विषयत्वम् । यस्या विपर्ययवत् बाधो नास्तीति पूर्वोक्तात् विपर्ययाद्भेदः ॥ ९ ॥**

**સૂત્રાર્થ:—શબ્દવડે ઉપજેલા જ્ઞાનપછી અવશ્ય ઉત્પન્ન** થનારી નિર્વિષયા [ વૃત્તિ તે ] વિકલ્પ [ છે. ] ૯

**વિવેચન:**—આ વિકલ્પવૃત્તિ શબ્દવડે ઉત્પન્ન થનાર છતાં પણ તેનો આગમપ્રમાણમાં અંતર્ભાવ થતો નથી, કેમકે આગમપ્રમાણવૃત્તિ કોઈ પણ વસ્તુ વા વસ્તુધર્મને વિષય કરનારી છે, પણ આ વૃત્તિ તો કોઈ પણ વસ્તુ વા વસ્તુધર્મને વિષય કરનારી નથી, પણ નિર્વિષયા છે. એમ હોય તો તેનો વિપર્યયમાં અંતર્ભાવ કરવો એમ પણ કહી શકાય તેમ નથી, કેમકે નિર્વિષયપણામાં ( વિષય કરવાયોગ્ય વસ્તુના અભાવપણામાં ) પણ શબ્દવડે ઉત્પન્ન થતા જ્ઞાનના માહાત્મ્યને લીધે એ સંબંધના શબ્દપ્રયોગાદિનો વ્યવહાર જોવામાં આવે છે, અને વિપર્યયમાં તો બાધ થયા પછી તે સર્વની નિવૃત્તિ થાય છે.

આ વિકલ્પવૃત્તિ ક્વચિત્ અભેદમાં ભેદનો આરોપ કરે છે, અને ક્વચિત્ ભેદમાં અભેદનો આરોપ કરે છે. "રાહુનું માથું" અને "પુરુષનું ચૈતન્ય" એ આદિ પદો અભેદમાં ભેદનો આરોપ કરનારાં ઉદાહરણો છે. રાહુ અને માથું એ ભિન્ન નથી, પણ રાહુ માથારૂપજ છે, અને પુરુષ અને ચૈતન્ય પણ ભિન્ન નથી, કિંતુ પુરુષ ચૈતન્યરૂપજ છે, તેથી તેમાં વિશેષણવિશેષ્યભાવ નથીજ, છતાં "વિષ્ણુશર્માની ગાય"

એ પદોની પેઠે તેમાં યથાર્થ વિશેષણવિશેષ્યભાવની પ્રતીતિ થાય છે. "લોહનો ગોળો બાળે છે" એ આદિ વાક્યો ભેદમાં અભેદનો આરોપ કરનારાં છે. બાળવાનું કાર્ય લોહના ગોળામાં રહેલો અગ્નિ કરે છે, લોહનો ગોળો કરતો નથી, છતાં "લોહનો ગોળો બાળે છે" એવો ભેદમાં અભેદનો પ્રયોગ પ્રસિદ્ધપણે થાય છે.

વળી "પુરુષ નિષ્ક્રિય છે" એ વાક્યમાં પુરુષમાં ક્રિયાના અભાવની વિશેષ્યતા પ્રતીત થાય છે, પણ સાંખ્યસિદ્ધાંતમાં અભાવ[1] એ કોઈ વસ્તુધર્મ નથી, કે જેવડે પુરુષ વિશેષ્યપણાને પામે; છતાં વિવેકી પુરુષો પણ એવી રીતનો શબ્દવ્યવહાર કરે છે તેથી એ મિથ્યાજ્ઞાન વિકલ્પરૂપ છે. એવીજ રીતે "પુરુષ અનુત્પત્તિરૂપ ધર્મવાળો છે" એ વાક્યમાં વસ્તુતાએ માત્ર ઉત્પત્તિધર્મનો અભાવ પ્રતીત થાય છે, પણ અભાવ એવો કોઇ વસ્તુરૂપ ધર્મ પુરુષની સાથે વિશેષણતાને પામનાર પ્રતીત થતો નથી, છતાં પણ જ્ઞાતપુરુષો બાધજ્ઞાનપછી પણ એવો પ્રયોગ કરે છે તેથી તે મિથ્યાજ્ઞાન પણ વિકલ્પવૃત્તિરૂપ છે. "બાણ સ્થિત છે," "બાણ સ્થિત રહેશે," "બાણ સ્થિત રહ્યું," એ લૌકિકવાક્યોમાં પણ વસ્તુતાએ માત્ર ગતિની નિવૃત્તિમાં વર્તમાનપણાદિવિશિષ્ટ "સ્થા-સ્થિત

---

૧ જેમ નૈયાયિકાદિ "આ ભૂતલમાં ઘટનો અભાવ છે" એમાં ભૂતલને આધાર અને અભાવને પદાર્થાંતર માનીને ઘટાભાવને આધેય માને છે તેમ સાંખ્યમતવાળા તથા યોગમતવાળા સ્વીકારતા નથી, કિંતુ ભૂતલનું જે એકલાપણું તેજ ઘટાભાવ છે, ને અધિકરણરૂપ ભૂતલથી તે ભિન્ન નથી એમ માને છે. "આ વનમાં આંબાનાં વૃક્ષો છે" એમાં જેમ વન અને વૃક્ષો એક છતાં પણ આધારાધેયભાવ પ્રતીત થાય છે તેમ ભૂતલ અને ઘટાભાવ એક છતાં પણ ભૂતલમાં ઘટાભાવ છે એવો વ્યવહાર થાય છે. એવી રીતે સાંખ્યમતમાં તથા યોગમતમાં અભાવ એ વસ્તુધર્મ નથી.

રહેવું-" ધાતુનો અર્થ પ્રતીત થાય છે, કેમકે બાણમાં ગતિનિવૃત્તિને અનુકૂલ યત્ન જે ચેતનધર્મ તેનો અભાવ છે, છતાં તેમાં કર્તારૂપપણું નેભાવરૂપપણું કલ્પ્યું, તથા તેમાં પણ "રાંધે છે" ઇત્યાદિની પેઠે પૂર્વાપરીભૂત કર્મક્ષણનો સમૂહ ને વર્તમાનપણાદિના ત્રણ પ્રત્યયના અર્થો કલ્પ્યા છે. એમ કલ્પનાની પરંપરા વિનેકીને પણ થાય છે માટે તે પણ વિકલ્પવૃત્તિ છે. એવીજ રીતે "આકાશપુષ્પ" "શશશૃંગ" "વંધ્યાપુત્ર" "નરવિષાણ" અને "કાચબાનાં રૂંવાડાં" ઇત્યાદિ શબ્દોના શ્રવણથી પણ જે વૃત્તિઓ ઉપજે છે તે વિકલ્પવૃત્તિઓ છે, કેમકે તેમાં પણ વસ્તુનું શૂન્યપણું જણાયા છતાં પણ તેવો શબ્દવ્યવહાર બંધ પડતો નથી. સર્વજનોને જેમાં બાધજ્ઞાનનો ઉદય થાય તે વિપર્યયજ્ઞાન અને નિપુણશાસ્ત્રવેત્તાઓને વિચારદ્વારા જેમાં બાધજ્ઞાન ઉપજે તે વિકલ્પજ્ઞાન કહેવાય છે. એવી રીતે વિપર્યય અને વિકલ્પ એ બંને ભિન્ન છે. પ્રમાણ અને વિપર્યયથી વિકલ્પવૃત્તિ ભિન્ન નથી એમ ઘણા વાદીઓની સમજ છે તેમને પ્રતિબોધ કરવામાટે વિશેષ ઉદાહરણો આપવામાં આવ્યાં છે. ૯

એ પ્રમાણે વિકલ્પવૃત્તિનું સ્વરૂપ કહી હવે ક્રમથી પ્રાપ્ત નિદ્રાવૃત્તિનું સ્વરૂપ કહે છે:—

**अभावप्रत्ययालम्बना वृत्तिर्निद्रा ॥ १० ॥**

**પદબોધિની ટીકા:**—कार्यंप्रति अयते गच्छतीति प्रत्ययः कारणम् । अभावे जाग्रत्स्वप्नवृत्तीनां प्रविलये कारणं तमः । तदेव आलम्बनं विषयो यस्याः सा यथोक्ता वृत्तिः निद्रेत्युच्यते ॥ १० ॥

ભાવાર્થ:—[જાગ્રત તથા સ્વપ્નની વૃત્તિઓના] પ્રવિ-

**લયમાં કારણ [ જે તમસ્ છે તે તમસ્ જ જેનો ] વિષય [ છે તે ] વૃત્તિ નિદ્રા [ કહેવાય છે. ] ૧૦**

**વિવેચનઃ**—જાગ્રત્‌ની તથા સ્વપ્નની વૃત્તિઓનો અત્યંત લય તે અભાવ કહેવાય છે. પ્રત્યયનો અર્થ કારણ થાય છે. આલંબનનો અર્થ વિષય થાય છે. જાગ્રત્‌ની અને સ્વપ્નની વૃત્તિઓના અભાવનું કારણ ચિત્તસત્ત્વને આચ્છાદન કરનારું ચિત્તમાં વૃદ્ધિ પામેલું તમોદ્રવ્ય છે. તમોદ્રવ્યને વિષય કરનારી વૃત્તિ નિદ્રા કહેવાય છે. ચિત્તના પ્રકાશક-પરિણામવિશેષને વૃત્તિ કહે છે. પૂર્વનાં છથી નવસુધીનાં સૂત્રોમાં તથા હવે પછી આવનારા અગીઆરમા સૂત્રમાં **વૃત્તિ**પદની અનુવૃત્તિ ગ્રહણ કરેલી છે, અને આ સૂત્રમાં તે પ્રમાણે અનુવૃત્તિ નહિ ગ્રહણ કરતાં પુનઃ જે **વૃત્તિ**પદ મૂક્યું છે તે પ્રયોજનને લીધે છે. પ્રમાણ, વિપર્યય, વિકલ્પ અને સ્મૃતિના વૃત્તિપણામાં વાદીઓનો વિવાદ નથી, પણ નિદ્રાના વૃત્તિપણામાં વાદીઓનો વિવાદ છે. કેટલાક વાદીઓ જ્ઞાનના અભાવને નિદ્રા માને છે, તેમના મતનો નિરાસ કરી નિદ્રાનું વૃત્તિ-પણું વિધાન કરવા સૂત્રમાં **વૃત્તિ**પદ મૂક્યું છે માટે તે પદ માત્ર અનુવાદ કરનાર નથી, પણ વિધાન કરનાર છે.

ચિત્તસત્ત્વમાં સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણો છે, તેમાં સત્ત્વગુણ પ્રકાશાદિધર્મવાળો છે, અને રજોગુણ ચાંચલ્યાદિધર્મવાળો છે માટે તે બંને ગુણો ચિત્તને આચ્છાદન કરતા નથી. જ્યારે સત્ત્વ તથા રજસ્‌નો પરાભવ કરીને સમસ્ત કરણને આવરણ કરનારો તમોગુણ આવિર્ભાવ પામે છે ત્યારે ચિત્તના વિષયાકારપરિણામના અભાવથી ઉદ્‌ભૂત તમોમય ચિત્તને અંતઃકરણની સૂક્ષ્માવસ્થારૂપ અવિદ્યાની વૃત્તિવડે [illegible] પુરુષ "सुषुप्तस्थान एकीभूतः" એ શ્રુતિમાં કહ્યા

પ્રમાણે સુષુપ્તિઅવસ્થારૂપ સ્થાનવાળો અને જાગ્રતના તથા સ્વપ્નના જ્ઞાનના અભાવે અંતરમાં એક તમોરૂપે થયેલો કહેવાય છે. નિરોધ અને કૈવલ્યની પેઠે વૃત્તિનો અભાવ એ નિદ્રા છે એમ સ્વીકાર કરવામાં શો દોષ છે?. એમ કોઇ પૂર્વપક્ષ કરે તો તેનું સમાધાન આ પ્રમાણે છે:—નિદ્રા એ જ્ઞાનના અભાવરૂપ નથી, પણ જ્ઞાનવિશેષરૂપ છે, કેમકે જો તેમ ન હોય તો સુષુપ્તિમાંથી જાગેલાને "હું સુખપૂર્વક સૂતો હતો, અને કાંઇ ભાન ન હતું," એવું જે સ્મરણ થાય છે તે ન થવું જોઇએ. જાગ્રતમાં જે સુખનું તથા અજ્ઞાનનું જ્ઞાન થાય છે તે જ્ઞાન સ્મૃતિરૂપ છે. સ્મૃતિ અનુભવેલા વિષયની થાય છે તેથી સુષુપ્તિમાં સુખનો અને અજ્ઞાનનો અનુભવ થતો હતો એમ સ્વીકારવું જોઇએ. એમ હોવાથી નિરોધ અને કૈવલ્યમાં જેમ વૃત્તિનો અભાવ સ્વીકારવામાં આવે છે તેમ સુષુપ્તિમાં વૃત્તિનો અભાવ સ્વીકારવો ઉચિત નથી. સુષુપ્તિમાં જ્ઞાનનો અભાવ માનનાર વાદી જે અનુમાનવડે સુષુપ્તિમાં જ્ઞાનના અભાવને સિદ્ધ કરવા ઇચ્છે છે તે અનુમાનમાં અન્યોન્યાશ્રયદોષ આવે છે તેથી તે યથાર્થ અનુમાન નથી, પણ અનુમાનાભાસ છે. જ્ઞાનસામગ્રીના અભાવથી સુષુપ્તિમાં જ્ઞાનના અભાવનું અનુમાન કરવું, અને જ્ઞાનના અભાવથી જ્ઞાનસામગ્રીના અભાવનું અનુમાન કરવું એમ બંનેને પોતપોતાની સિદ્ધિમાં પરસ્પરની અપેક્ષા રાખવી પડે છે માટે સુષુપ્તિમાં જ્ઞાનનો અભાવ સિદ્ધ કરવા માટે યોજવામાં આવતું અનુમાન પ્રસિદ્ધપણે અન્યોન્યાશ્રયદોષવાળું છે.

યોગસિદ્ધાંતમાં નિદ્રાના ચિત્તવૃત્તિપણાના સ્વીકારથી ચિત્તવૃત્તિજ સુષુપ્તિઅવસ્થાના સુખ અને અજ્ઞાનને વિષય કરે છે, અને ઔપનિષત્-સિદ્ધાંતમાં ચિત્તની કારણરૂપે સ્થિતિ તે સુષુપ્તિ છે એમ સ્વીકાર હોવાથી સુષુપ્તિમાં ચિત્તના સ્થૂલરૂપના અભાવમાં પણ તેની વાસનાથી વાસિત

અજ્ઞાનોપહિત ચૈતન્યના સદ્દભાવથી સુષુપ્તિકાલનાં અજ્ઞાનાદિ સાક્ષિભાસ્ય છે. ઇંદ્રિયઅનુમાનાદિ પ્રમાણવિના અવિદ્યાની વૃત્તિવડે સાક્ષી જેને પ્રકાશે તે સાક્ષિભાસ્ય કહેવાય છે. વિજ્ઞાનભિક્ષુએ પોતાના યોગવાર્તિકમાં નિદ્રા એ ચિત્તનીજ વૃત્તિ છે, પણ અવિદ્યાની વૃત્તિ નથી એમ દર્શાવ્યું છે તે "**सुषुप्तिकाले सकले विलीने तमोऽभिभूतः सुखरूपमेति ॥**"–સુષુપ્તિકાલમાં સકલ વિલીન થયે સતે તમસથી અભિભવ પામેલો આનંદરૂપને પામે છે–ઇત્યાદિ શ્રુતિઓ તથા "**ज्ञानानामुपसंहारे बुद्धेः कारणतास्थितिः । वटबीजे वटस्येव सुषुप्तिरभिधीयते ॥**"–જેમ વડની વડના બીજમાં સ્થિતિ થાય છે તેમ જ્ઞાનોના ઉપસંહારમાં બુદ્ધિની કારણપણામાં સ્થિતિ થાય છે તે સુષુપ્તિ કહેવાય છે–ઇત્યાદિ સ્મૃતિઓથી વિરુદ્ધ હોવાથી સમીચીન નથી. વળી "**गृहीतं श्रोत्रं गृहीतं मनः ॥**"–જેણે શ્રોત્રને ગ્રહણ કરેલું હતું, તથા જેણે મનને ગ્રહણ કરેલું હતું એવો તે સુષુપ્તિમાં હતો–એ શ્રુતિમાં ઇંદ્રિયોનો તથા અંતઃકરણનો લય સુષુપ્તિમાં સાંભળ્યો છે, અને શ્રીગોડપાદાચાર્યે પણ "**लीयते हि सुषुप्तौ तत् ॥**"–તે ચિત્ત સુષુપ્તિમાં લય પામે છે–એ વચનવડે સુષુપ્તિમાં ચિત્તનો લય કહ્યો છે તેથી જાગ્રતના તથા સ્વપ્નના ચિત્તનું સુષુપ્તિમાં તે રૂપે અસ્તિત્વ સંભવતું નથી, પણ તેની બીજરૂપે સ્થિતિ સંભવે છે. ચિત્તની વિશેષવિકાસાવસ્થાને જાગ્રત, કિંચિત્ વિકાસાવસ્થાને સ્વપ્ન અને બીજરૂપ અવસ્થાને સુષુપ્તિ ગણવામાં આવે છે માટે ભગવાન્ સૂત્રકારે આ સૂત્રમાં નિદ્રાને ચિત્તની વૃત્તિ કહી છે. ચિત્તની બીજરૂપ અવસ્થા અને અવિદ્યા એ બંને પર્યાય હોવાથી યોગદર્શનનું અને વેદાંતદર્શનનું કહેવું એક થઇ જાય છે, તેનો પરસ્પરમાં વિરોધ રહેતો નથી.

અહિં ચિત્તવડે ચિત્તનું ગ્રહણ માનવામાં આવે તો કર્મકર્તૃવિરોધ આવે, પણ વૃત્તિવડે ચિત્તનું ગ્રહણ માનવાથી તે દોષ આવતો નથી.

સુષુપ્તિમાં નિદ્રાનામની વૃત્તિ ન સ્વીકારીએ તો જાગેલાને જે તે કાલના અનુભવની સ્મૃતિ થાય છે તે ન થવી જોઇએ. સુષુપ્તિમાં જ્યારે તમોગુણ પ્રધાન અને સત્ત્વગુણ ગૌણ હોય ત્યારે તે સાત્ત્વિકિસુષુપ્તિકાલે થયેલા અનુભવનું પુરુષ જાગ્રત્ થયા પછી " હું સુખપૂર્વક સૂતો હતો, મારું મન પ્રસન્ન હતું, તેથી મારી વૃત્તિને શાંતિનો અનુભવ થતો હતો," એવી રીતે સ્મરણ કરે છે. જો તે કાલે તમોગુણ પ્રધાન અને રજોગુણ ગૌણ હોય તો તે રાજસિસુષુપ્તિમાંથી જાગ્યા પછી પુરુષને સ્મરણ થાય છે કે " હું દુઃખથી સૂતો હતો, મારું મન ભમતું હતું, સ્થિર ન હતું, " અને જો તે કાલે તમોગુણ અત્યંત વૃદ્ધિ પામેલો હોય તથા સત્ત્વગુણ અને રજોગુણ અત્યંત ગૌણભાવને પામેલા હોય તો તે કાલની તામસિસુષુપ્તિમાં થયેલા અનુભવનું પુરુષ " હું અત્યંત મૂઢ થઇને સૂતો હતો, મારાં અંગો ભારે જણાતાં હતાં, શોકજેવું જણાતું હતું, ચિત્ત આલસ્યમય અને બીજાએ બાંધી લીધું હોય તેવું સ્તબ્ધીભાવયુક્ત જણાતું હતું, " એમ સ્મરણ કરે છે. હવે જો સુષુપ્તિમાં જાગ્રત્ની તથા સ્વપ્નની વૃત્તિના જ્ઞાનના વિલયના હેતુરૂપ તમસ્નો અનુભવ વૃત્તિને ન થતો હોય તો સંસ્કારના અભાવથી સુષુપ્તિમાંથી જાગેલા સર્વ મનુષ્યોને તે કાલના અનુભવની સ્મૃતિ થાય છે તે ન થવી જોઈએ, પણ સ્મૃતિ તો પૂર્વોક્તરીતે થાય છે માટે નિદ્રા એ જ્ઞાનાભાવરૂપ નથી, પણ વૃત્તિવિશેષરૂપ છે. વળી સુષુપ્તિના અભિમાની પ્રાજ્ઞને શ્રુતિમાં " **आनन्दभुक्** "–આનંદનો ભોક્તા–કહ્યો છે, તે આનંદનો ભોગ વૃત્તિવિના થઇ શકે નહિ માટે તે શ્રોતપ્રમાણથી પણ નિદ્રાને વૃત્તિવિશેષજ માનવી ઉચિત છે, જ્ઞાનના અભાવરૂપ માનવી ઉચિત નથી.

પ્રમાણાદિ વૃત્તિઓ સમાધિની વિરોધી છે માટે તેઓ ભલે નિરોધ કરવાયોગ્ય હોય, પણ આ નિદ્રાવૃત્તિ તો એકાગ્રતાસમાન હોવાથી

સમાધિની વિરોધી નથી માટે તેનો નિરોધ કરવાનું પ્રયોજન નથી એમ શંકા કરવી યોગ્ય નથી, કેમકે તે એકાગ્રતાતુલ્ય છતાં પણ તામસપણાવડે સવિકલ્પનિર્વિકલ્પસમાધિની પ્રબળ વિરોધી છે માટે તેનો પણ યોગાભ્યાસીએ અવશ્ય નિરોધ કરવો જોઇએ. ૧૦

એ પ્રમાણે નિદ્રાવૃત્તિનું સ્વરૂપ કહી હવે ક્રમથી પ્રાપ્ત સ્મૃતિનામની વૃત્તિના સ્વરૂપનું નિરૂપણ કરે છેઃ—

## अनुभूतविषयासंप्रमोषः स्मृतिः ॥ ११ ॥

**पदबोधिनी टीकाः**—अनुभूतः प्रमाणवृत्त्यारूढः यः विषयः वस्तु तस्य यः असंप्रमोषः अस्तेयः संस्कारद्वारेण बुद्ध्यनुपारोहः सः स्मृतिरित्युच्यते ॥ ११ ॥

**સૂત્રાર્થઃ**—[ પ્રમાણાદિવડે ] અનુભવેલા વિષયથી અધિકનું અગ્રહણ [ તે ] સ્મૃતિ [ કહેવાય છે. ] ૧૧

**વિવેચનઃ**—જ્યારે કોઇ વસ્તુ જોવામાં અથવા સાંભળવામાં આવે છે ત્યારે ચિત્તમાં તદાકાર સંસ્કાર પડે છે. પુનઃ જ્યારે ઉદ્બોધકસામગ્રી ઉપસ્થિત થાય છે ત્યારે ચિત્તમાં રહેલો તે સંસ્કાર પ્રફુલ્લિત થાય છે, ને તે કાલે જ્ઞાત થયેલા પદાર્થના આકારથી ચિત્તને ઉપરાગ પમાડી ચિત્તનું તદાકાર પરિણામ કરે છે. પ્રમાણાદિ વૃત્તિઓવડે અનુભવમાં આવેલા વિષયથી અધિકનું અગ્રહણ, અર્થાત્ તેટલાનું વા તેથી ન્યૂનવિષયનું ગ્રહણ, તે વિષયના સંસ્કારનો ઉદ્ભવ થવાથી જે વૃત્તિવડે થાય છે તે વૃત્તિ સ્મૃતિ કહેવાય છે. જોકે ચિત્તમાં અનેકપ્રકારના સંસ્કાર વિદ્યમાન હોય છે તોપણ જેની ઉદ્બોધકસામગ્રી વિશેષ બલવતી હોય છે તેજ સંસ્કાર સ્મૃતિને ઉપજાવી

શકે છે, અન્ય સંસ્કાર સ્મૃતિને ઉપજાવી શકતો નથી. ચિત્તની એકાગ્રતા, અભ્યાસ, સહચારજ્ઞાન, રાગ, દ્વેષ ને સજાતીય પ્રાણિ-પદાર્થનું દર્શન ઇત્યાદિ ઉદ્બોધકસામગ્રી[1] ગણાય છે. તેમાંથી કોઇ એક ઉદ્બોધકસામગ્રીનો યોગ થવાથી સંસ્કારનું સ્મરણરૂપ પરિણામ થવાનો સંભવ રહે છે. સંસ્કારમાત્રથી ઉપજેલા સ્મૃતિજ્ઞાનનો સંસ્કારના કારણરૂપ અનુભવવડે પૂર્વે જણાયેલો વિષય પોતાનો છે, તેનાથી અધિક વિષયનો પરિગ્રહ તે સંપ્રમોષ કહેવાય છે. સંપ્રમોષનો અર્થ ચોરી થાય છે. **संप्रमोष**માં **मुष्**ધાતુ ચોરવાના અર્થમાં છે. અસંપ્રમોષનો અર્થ ચોરી નહિ કરવી એટલે પોતાનું હોય તેનાથી અધિકનું ગ્રહણ ન કરવું એવો થાય છે. પ્રમાણાદિ વૃત્તિઓ નહિ જાણેલા વિષયને વિશેષથી વા પ્રકારથી જણાવે છે, પણ સ્મૃતિ તો પૂર્વાનુ-ભવની મર્યાદાનું ઉલ્લંઘન કરતી નથી, અર્થાત્ તેટલાજ વિષયને વા તેથી ન્યૂનવિષયને વિષય કરે છે, પણ તેથી અધિકને વિષય કરતી નથી, તે આ અન્યવૃત્તિઓથી સ્મૃતિવૃત્તિનો ભેદ છે.

એ સ્મૃતિ અનુદ્ભૂતસંસ્કારથી તથા પ્રત્યભિજ્ઞાથી ભિન્ન છે. ઉદ્ભૂતસંસ્કારનું કાર્ય સ્મૃતિ છે, પણ અનુદ્ભૂતસંસ્કારને સ્મૃતિસાથે કોઈ પણ પ્રકારનો સાક્ષાત્ સંબંધ નથી ત્યારે તેમનો અભેદ તો ક્યાંથીજ હોય ? પ્રત્યભિજ્ઞામાં પૂર્વે જોયેલા ઘટાદિનું પુનઃ દર્શન થતાં "તે ઘટાદિ આ છે" એવું જ્ઞાન થાય છે, અને સ્મૃતિમાં તો બહાર ઘટાદિનું દર્શન થયા વિનાજ ઉદ્બોધકસામગ્રીવડે ઘટના સંસ્કાર જાગ્રત્

---

૧ ધ્યેયવિષયના સ્મરણમાં ચિત્તની એકાગ્રતા ઉદ્બોધકસામગ્રી છે, માતપિતાદિના સ્મરણમાં રાગ, શત્રુની સ્મૃતિમાં દ્વેષ, પઠન કરેલાના સ્મરણમાં અભ્યાસ ને જે સારથિ તથા રથને સાથે જોયેલા હોય તેમાંથી એકલા સારથિના દર્શનથી રથના સ્મરણમાં સહચારજ્ઞાન એ ઉદ્બોધકસામગ્રી છે.

થવાથી માત્ર "તે ઘટ" એવું જ્ઞાન થાય છે. એવી રીતે એ બંને સ્મૃતિથી પૃથક્ હોવાથી તેમનો સ્મૃતિથી અભેદ કિંવા સ્મૃતિમાં અંતર્ભાવ થઇ શકતો નથી.

પ્રશ્ન:—જ્ઞાનકાલે ચિત્ત શું જ્ઞાનનું સ્મરણ કરે છે ? વા વિષયનું સ્મરણ કરે છે ? વા તે બંનેનું સ્મરણ કરે છે ?

ઉત્તર:—જોકે જ્ઞાનના અનુભવના અભાવથી ઘટાદિ ગ્રાહ્યથી ઉપરાગ પામેલુંજ વૃત્તિજ્ઞાન છે એમ જણાય છે તોપણ "હું ઘડાને જાણું છું" એવા અનુવ્યવસાયમાં-જ્ઞાનાનુભવમાં-બંનેનું ભાન થવાથી અનુભવ, ઘટાદિ ગ્રાહ્ય તથા જ્ઞાનરૂપ ગ્રહણ એ બંને આકારનો પ્રકાશક છે એમ સિદ્ધ થાય છે. એમ હોવાથી તે અનુભવ ગ્રાહ્યગ્રહણ ઉભય પ્રકારના સંસ્કારને ઉપજાવે છે. તે બંને પ્રકારના સંસ્કાર ઉદ્બોધકસામગ્રીવડે ફલાભિમુખપણાને પામ્યા છતા પોતાના સમાનાકારવાળી ગ્રાહ્ય અને ગ્રહણ વિષયની સ્મૃતિને ઉપજાવે છે. અનુભવાનુસાર સંસ્કાર પડવા, અને સંસ્કારાનુસાર સ્મૃતિ થવી એ સ્વાભાવિક હોવાથીજ અનુભવ, સંસ્કાર અને સ્મૃતિના સમાનાકારવડે તેમનો કારણકાર્યભાવ કલ્પાય છે. એવી રીતે ચિત્ત, જ્ઞાન અને વિષય એ બંનેનું સ્મરણ કરે છે એમ સિદ્ધ થાય છે.

કારણના વિચારવડે અનુભવ અને સ્મૃતિનું સારૂપ્ય છે, અર્થાત્ તે બંનેમાં વિષય અને જ્ઞાન બંનેનું અસ્તિત્વ છે, તો પછી તેમનો પરસ્પરમાં કાંઇ ભેદ રહેતો નથી એમ કોઇને શંકા થાય તો તેનું સમાધાન આ પ્રમાણે છે:—જોકે અનુભવમાં તથા સ્મૃતિમાં ઘટાદિરૂપ ગ્રાહ્ય અને વૃત્તિજ્ઞાનરૂપ ગ્રહણ એ બંને પ્રતીત થાય છે તોપણ અનુભવમાં પૂર્વે નહિ જણાયેલા વિષયનું વૃત્તિજ્ઞાન એ મુખ્ય છે, અને સ્મૃતિમાં

પૂર્વે જાણેલા ઘટાદિ ગ્રાહ્યના ઉદ્‌ભૂતસંસ્કારનું વૃત્ત્યંતરવડે જ્ઞાન એ મુખ્ય છે. એવી રીતે એકમાં પદાર્થસાથે વૃત્તિનો સંબંધ છે, અને બીજામાં પદાર્થના ઉદ્‌ભૂતસંસ્કારસાથે વૃત્ત્યંતરનો સંબંધ છે, અથવા "હું ઘડાને જાણું છું" એ અનુભવમાં જ્ઞાન એ વિશેષ્ય છે, અને ઘટ એ વિશેષણ છે, તથા "તે ઘડો" એ સ્મૃતિમાં ઘડો એ વિશેષ્ય અને જ્ઞાન એ વિશેષણ છે. એમ અનુભવ અને સ્મૃતિનો ભેદ છે. એ ભેદ અનુભવ-સિદ્ધ હોવાથી શંકાને અવકાશ નથી. એ સ્મૃતિના બે પ્રકાર છે, જેના વિષયો કલ્પિત છે એવી, અને જેના વિષયો અકલ્પિત છે એવી. સ્વપ્ન-માં કલ્પિતવિષયોની સ્મૃતિ છે, અને જાગ્રત્‌માં અકલ્પિત વિષયોની સ્મૃતિ છે. જોકે સ્વપ્ન મનનું વિપર્યયજ્ઞાનવિશેષ છે, સ્મૃતિ નથી, કેમકે સ્મૃતિ માનવાથી સ્વપ્નમાં "આ હાથી આગળ ઊભો છે" એવું જ્ઞાન થાય છે તે સંભવી શકશે નહિ, કારણકે એવું જ્ઞાન પ્રત્યક્ષના સ્થાનમાંજ સંભવી શકે છે, સ્મૃતિના સ્થાનમાં સંભવી શકતું નથી, સ્મૃતિના સ્થાનમાં તો "તે હાથી" એવી રીતે જ્ઞાન થવું જોઇએ, કેમકે એજ સ્મૃતિનો આકાર છે. વળી સ્વપ્નમાંથી જાગ્યા પછી પુરુષને "મેં અમુક પદાર્થને જોયો હતો" એવું સ્મરણ થાય છે તે પણ ઉપપન્ન થઇ શકશે નહિ, કેમકે સ્મૃતિવાદીના મતમાં "મેં અમુક પદાર્થનું સ્મરણ કર્યું હતું" એવી રીતના સ્મરણનો સંભવ થઇ શકે છે, બીજી રીતના સ્મરણનો સંભવ થઇ શકતો નથી એમ હોવાથી સ્વપ્નને સ્મૃતિ નહિ માનીને સ્વપ્નમાં નવીજ પ્રાતિભાસિક (મિથ્યા) પદાર્થોની મનોમયી રચના અને તેમનું મિથ્યા પ્રત્યક્ષજ્ઞાન થાય છે આમ માનવું યોગ્ય છે. એ હેતુથીજ "**न तत्र रथा न रथयोगा न पन्थानो भवन्त्यथ रथान् रथयोगान् पथः सृजते**" (તે સ્વપ્નાવસ્થામાં રથો નથી, અશ્વો નથી, રથને ચાલવાનો માર્ગ નથી, પરંતુ નૂતન રથો, અશ્વો,

તથા માર્ગને જીવ રચે છે,) એ શ્રુતિમાં પણ સ્વપ્નમાં નવી પ્રાતિભાસિક સૃષ્ટિની ઉત્પત્તિનું નિરૂપણ કર્યું છે તોપણ વિષયનું અસંનિહિતપણું, પ્રમાણથી અજન્યજ્ઞાનપણું અને સંસ્કારજન્યપણું એવી રીતે સ્વપ્નનું સ્મૃતિને મળતાપણું છે, તે મળતાપણાવડે પ્રાતિભાસિક વસ્તુ તથા જ્ઞાનવાળા સ્વપ્નને સ્મૃતિના આભાસરૂપે ગણવામાં આવે છે તેથી સ્વપ્નની સ્મૃતિને યથાર્થ વિપર્યયમાં ગણવી યોગ્ય નથી. "**स्मृतिरेषा यत्स्वप्नदर्शनम् ॥**" [ **अ० २ पा० २ सूत्र २९** ]—જે સ્વપ્નદર્શન છે તે આ સ્મૃતિ છે,—એ **શ્રીશારીરકભાષ્યનું** વચન પણ એજ આશયને સૂચવે છે. પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા અને સ્મૃતિના અનુભવથી સર્વ સ્મૃતિઓ થાય છે. એ સર્વ વૃત્તિઓ સુખ, દુઃખ અને મોહરૂપ છે. સુખ, દુઃખ ને મોહ એ ક્લેશોમાં ગણવાયોગ્ય છે. સુખ અને સુખનાં સાધનોમાં પ્રીતિ એ રાગનામનો ક્લેશ કહેવાય છે. દુઃખ અને દુખનાં સાધનોપર ક્રોધ તે દ્વેષ કહેવાય છે, અને મોહ એ અવિદ્યાનામનો ક્લેશ કહેવાય છે. વિષયજન્ય સુખ પણ વિષમિશ્રિત અન્નની પેઠે દુઃખદ હોવાથી દુઃખરૂપજ છે. એ સર્વવૃત્તિઓ યોગની વિરોધી હોવાથી યોગાભ્યાસીને નિરોધ કરવાયોગ્ય છે. તેમના નિરોધમાં યોગીને સંપ્રજ્ઞાતસમાધિની વા અસંપ્રજ્ઞાતસમાધિની પ્રાપ્તિ થાય છે. ૧૧

એ પ્રમાણે વૃત્તિઓનાં સ્વરૂપો કહી હવે તેમના નિરોધનાં ઉપાયો દર્શાવે છે:—

## अभ्यासवैराग्याभ्यां तन्निरोधः ॥ १२ ॥

**पदबोधिनी टीकाः—अभ्यासवैराग्याभ्यां वक्ष्यमाणलक्षणाभ्यामेव तासां वृत्तीनां निरोधः अनुत्थानं सेत्स्यतीति वाक्यशेषः ॥ १२ ॥**

**સૂત્રાર્થઃ—અભ્યાસ અને વૈરાગ્યવડે તેનો ( તે પાંચ અવયવવાળી વૃત્તિઓનો ) નિરોધ [ થાય છે. ] ૧૨**

**વિવેચનઃ**—અભ્યાસ તથા વૈરાગ્ય જેમનાં સ્વરૂપો સૂત્રકાર હવે પછી કહેશે તે બંનેવડે ત્રણ ગુણમાંથી ઉપજનારી પ્રમાણાદિ પાંચ અવયવવાળી વૃત્તિઓનો **નિરોધ** એટલે અંતર્મુખપણાવડે સ્વકારણ ચિત્તમાં શક્તિરૂપે અવસ્થાન થાય છે. વિષયદોષદર્શનથી ઉપજેલા વૈરાગ્ય-વડે ચિત્તમાં વિષયવિમુખતા ઉપજે છે, અને વિવેકદર્શનના અભ્યાસ-વડે ચિત્તમાં સુખજનક દૃઢસ્થૈર્ય ઉપજે છે.

નિરોધની ઉત્પત્તિમાં અભ્યાસ અને વૈરાગ્યનો અવાંતરભેદવડે સમુચ્ચય છે, પણ વિકલ્પ નથી. જેમ તીવ્રવેગવાળી નદીના સમુદ્રાભિ-મુખ પ્રવાહને સેતુબંધનવડે રોકીને તેમાંથી સારણ–નહેર–વડે ઉત્તમક્ષેત્રા-ભિમુખ તિર્યક્ પ્રવાહ ચલાવવામાં આવે છે તેમ વૈરાગ્યવડે ચિત્તનદીનો સંસારસમુદ્રભણી જનારો વૃત્તિપ્રવાહ રોકાય છે, અને સમાધિના અભ્યાસ-વડે તે નદીનો કૈવલ્યસાગરભણી જઇ તેમાં લીન થનારો પ્રશાંત-વાહિતાવૃત્તિની સતતતારૂપ પ્રવાહ ચલાવવામાં આવે છે. એવી રીતે દ્વાર–ઉપયોગ–ના ભેદથી અભ્યાસવૈરાગ્યનો સમુચ્ચયજ છે, પણ એક દ્વારવડે ડાંગર અને જવની પેઠે તેમનો વિકલ્પ નથી, તેથીજ ભગવાને "**अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते ॥**" ( હે અર્જુન! એ ચિત્તનો અભ્યાસવડે અને વૈરાગ્યવડે અવશ્ય નિરોધ કરાય છે,) એ વચનમાં સમુચ્ચયનો બોધક **ચ**કાર મૂક્યો છે, અને **શ્રીસાંખ્યદર્શન**માં પણ "**वैराग्यादभ्यासाच्च ॥**" ( વૈરાગ્યથી અને અભ્યાસથી વૃત્તિઓ-નો નિરોધ થાય છે, ) એ સૂત્રમાં **શ્રીકપિલજી**એ તે બંનેના સમુચ્ચય-ને દર્શાવનારો **ચ**કાર મૂક્યો છે. જેમ વાસનાક્ષય, મનોનાશ અને

તત્ત્વજ્ઞાન એ ત્રણેનો અભ્યાસ સાથે કરવાથીજ તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ થાય છે તેમ અભ્યાસ તથા વૈરાગ્ય એ બંનેનું સાથેજ અનુષ્ઠાન કરવાથી ચિત્તવૃત્તિઓનો નિરોધ થાય છે, અન્યથા થતો નથી. જેમ માર્જનની ત્રણ ઋચાઓમાંથી એક ઋચાનો પાઠ આજે કરવામાં આવે, બીજીનો પાઠ કાલે કરવામાં આવે, અને ત્રીજીનો પાઠ પરમદિવસ કરવામાં આવે તો તેથી શાસ્ત્રીય માર્જનની સિદ્ધિ થતી નથી, અને રોટલી આજ ખાવામાં આવે, દાળ કાલ ખાવામાં આવે ભાત પરમદિવસ ખાવામાં આવે, અને શાક પેલે દિવસ ખાવામાં આવે તો તેથી લૌકિકભોજનની સિદ્ધિ થતી નથી તેમ પ્રથમ કેટલોક કાલ અભ્યાસનું અનુષ્ઠાન કરવામાં આવે, અને તે પછી કેટલોક કાલ વૈરાગ્યનું અનુષ્ઠાન કરવામાં આવે તો તેથી ચિત્તવૃત્તિઓનો નિરોધ સિદ્ધ થતો નથી, પણ તે બંનેનું સાથે અનુષ્ઠાન કરવામાં આવે તોજ ચિત્તવૃત્તિઓનો નિરોધ થાય છે. તેમાં જન્મજન્માન્તરના સંસ્કારોથી વિષયોભણી જનારી વૃત્તિઓના પ્રવાહને વૈરાગ્યવડે રોકવામાં આવે છે, અને વિષયભણી નહિ જનારી વૃત્તિઓને અભ્યાસરૂપ ઉપાયવડે પુરુષતત્ત્વપ્રતિ લઇ જવામાં આવે છે. એ પ્રમાણે ચિત્તવૃત્તિઓના નિરોધમાં તથા તેમની પોતપોતાની સિદ્ધિમાં પણ પરસ્પરના ઉપકારકપણાથી તે બંનેનું સાથેજ અનુષ્ઠાન કરવું જોઇએ. વૈરાગ્યના સદ્ભાવથી વિક્ષેપના અભાવે અભ્યાસમાં સુલભતા થાય છે, અને અભ્યાસના અનુષ્ઠાનથી લયાદિના અભાવવડે વૈરાગ્યની સ્થિરતા થાય છે, એ વાર્તા યોગાભ્યાસીઓને અનુભવસિદ્ધ છે.

યોગભાષ્યાદિમાં પણ કહ્યું છે કે ચિત્તરૂપ નદી બંનેભણી

વહેનારી છે કલ્યાણરૂપ કૈવલ્યસાગરભણી જેમ તે વહન કરે છે તેમ પાપરૂપ સંસારસાગરભણી પણ તે વહન કરે છે. તેમાં પ્રાયશઃ સર્વ જીવોની ચિત્તરૂપ નદી, પરમેશ્વરે ઇંદ્રિયોનો પ્રવાહ બહિર્મુખ કરેલો હોવાથી વિષયોના આકર્ષણવડે, વિષયરૂપ સંસારસાગરભણી વહન કરતી પ્રતીત થાય છે, અને કોઇ પુણ્યવાન્ પુરુષ અભ્યાસવૈરાગ્યરૂપ યત્નવડે તે ચિત્તરૂપ નદીનો પ્રવાહ કૈવલ્યરૂપ સાગરભણી કરી શકે છે. ચિત્તનદીના વિરુદ્ધ પ્રવાહની પેઠે સંસાર પણ અધિકારિભેદે વિરુદ્ધ ફલ આપનારો કહ્યો છેઃ—

“ प्रत्यग्दृशां विमोक्षाय निबन्धाय पराग्दृशाम् ।
अपामार्गलतेवायं विरुद्धफलदो भवः ॥ ”

**અર્થ:**—અઘેડાની લતાની પેઠે આ સંસાર વિરુદ્ધ ફલ આપનારો છે. અંતર્દૃષ્ટિવાળાને તે મોક્ષનો હેતુ થાય છે, અને બહિર્દૃષ્ટિવાળાને તે બંધનનો હેતુ થાય છે.

નદીના મૂલમાંથી જેમ જલનો પ્રવાહ વહે છે તેમ ચિત્તમાંથી સર્વદા વૃત્તિઓનો પ્રવાહ વહ્યા કરે છે માટે ચિત્તને નદીની ઉપમા આપી છે. આત્મા અને અનાત્માના વિવેકરૂપ સુમાર્ગમાં વહેનારી અને કૈવલ્યસાગરમાં લીન થનારી કલ્યાણવહા ચિત્તનદી છે, અને આત્મા તથા અનાત્માના અવિવેકરૂપ કુમાર્ગમાં વહેનારી અને વિષયભોગસમુદ્રમાં પડનારી પાપવહા ચિત્તનદી છે. તેમાં પ્રથમ વૈરાગ્યવડે વિષયમાર્ગમાં જનારા વૃત્તિપ્રવાહનું નિવારણ કરાય છે, અને પશ્ચાત્ વિવેકદર્શનના અભ્યાસવડે વિવેકમાર્ગમાં જનારા વૃત્તિપ્રવાહને બલવાન્ કરાય છે, જેથી તે કૈવલ્યસાગરમાં વિલીન થાય છે. એવી રીતે અવાંતરવ્યાપારના ભેદવડે ચિત્તવૃત્તિનો નિરોધ ઉભયને અધીન છે. ૧૨

તેમાં પ્રથમ સ્વરૂપ અને પ્રયોજનવડે અભ્યાસના લક્ષણને કહે છેઃ-

**तत्र स्थितौ यत्नोऽभ्यासः ॥ १३ ॥**

**पद्बोधिनी टीकाः—रजस्तमोवृत्तिशून्यस्य चित्तस्य एकाग्रतापरिणामः स्वरूपनिष्ठः परिणामो वा स्थितिः । तस्यां यत्नः अत्यन्तोत्साहः पुनः पुनस्तथात्वेन चेतसि निवेशनं वा अभ्यास इति शब्द्यते ॥ १३ ॥**

**સૂત્રાર્થઃ**—તેમાં (સ્વરૂપાવસ્થિત દ્રષ્ટામાં) [ ચિત્તની ] પ્રશાંતવાહિતાને માટે [જે] યત્ન [તે] અભ્યાસ [કહેવાય છે.]

વિવેચનઃ—**तत्र** એટલે સ્વસ્વરૂપમાં અવસ્થિત એવા દ્રષ્ટારૂપ પુરુષમાં રાજસતામસવૃત્તિઓથી રહિત ચિત્તની પ્રશાંતવાહિતા—એકાગ્ર-અવસ્થા—તે સ્થિતિ કહેવાય છે. તે સ્થિતિની પ્રાપ્તિમાટે જે પ્રયત્ન તે અભ્યાસ કહેવાય છે. **स्थितौ**માં જે સપ્તમી છે તે સપ્તમી "**चर्मणि द्वीपिनं हन्ति दन्तयोर्हन्ति कुञ्जरम् । केशेषु चमरीं हन्ति सीम्नि पुष्कलको हतः ॥**" ( ચામડામાટે દીપડાને હણે છે, દાંતોને માટે હાથીને હણે છે, કેશોમાટે ચમરીને હણે છે, અને વૃષણકોશની સમીપ રહેલી કસ્તૂરીમાટે કસ્તૂરીમૃગને હણે છે, ) એ વચનમાંના **चर्मणि** આદિ શબ્દોની પેઠે અર્થાંશમાં નિમિત્તાર્થા સપ્તમી હોવાથી **स्थितौ**નો અર્થ ચતુર્થીના જેવો એટલે સ્થિતિને માટે એવો થાય છે. જેમના મતમાં **स्थितौ**માં વૈષયિકાધારમાં સપ્તમી છે તેમના મતમાં સ્થિતિરૂપ વિષયમાં જે પ્રયત્ન તે અભ્યાસ એમ સૂત્રાર્થ થાય છે. " સ્વભાવચાંચલ્યથી બહાર જવાના સ્વભાવવાળા ચિત્તનો પણ હું અવશ્ય નિરોધ કરીશ ",

એવો જે અત્યંત માનસ ઉત્સાહ તે પ્રયત્ન કહેવાય છે. તે એકાગ્રવૃત્તિની ધારારૂપ સ્થિતિમાટે તેનાં બહિરંગઅંતરંગ સાધનોરૂપ યમનિયમાદિની જે પુનઃ પુનઃ આવૃત્તિ તે અભ્યાસ જાણવો, અર્થાત્ ચિત્તમાંની રાજસતામસ વૃત્તિઓના હેતુભુત સંસ્કારોની નિવૃત્તિદ્વારા સ્વસ્વરૂપમાં સ્થિત દ્રષ્ટામાં થનારી ચિત્તની એકાગ્રવૃત્તિના પ્રવાહરૂપ પ્રશાંતવાહિતા સંપાદન કરવા અગાધ શ્રદ્ધા તથા સુદૃઢ ઉત્સાહપૂર્વક સમાધિનાં અંતરંગબહિરંગ સાધનોનું એ સ્થિતિની પ્રાપ્તિપર્યંત પુનઃ પુનઃ અનુષ્ઠાન કર્યા કરવું એ અભ્યાસ છે.

વૃત્ત્યંતરના અભાવથી પૂર્વોક્ત સ્થિતિ હર્ષશોકાદિ તરંગરહિત એટલે પુરુષમાં એકાગ્રવૃત્તિની ધારારૂપ છે. એ સ્થિતિ જેણે સંપાદન કરી છે તે શાંત કહેવાય છે. શાંતનું સ્વરૂપ તંત્રોમાં નીચે પ્રમાણે કહ્યું છેઃ—

"श्रुत्वा स्पृष्ट्वा च दृष्ट्वा च भुक्त्वा घ्रात्वा शुभाशुभम् ।
न हृष्यति न ग्लायति स शान्त इति कथ्यते ॥"

અર્થઃ—જે શુભાશુભ સાંભળીને, સ્પર્શ કરીને, જોઇને, ખાઇને અને સુંઘીને હર્ષ પામતો નથી, તથા શોક કરતો નથી તે શાંત છે એમ કહેવાય છે.

આ સૂત્રમાં સમાધિનું પુનઃ પુનઃ અનુષ્ઠાન કરવાને અભ્યાસ કહ્યો નથી, પણ સમાધિનાં સાધનોનું પુનઃ પુનઃ અનુષ્ઠાન કરવાને અભ્યાસ કહ્યો છે. એ અભ્યાસથી વ્યુત્થાનસંસ્કારોનો તિરોભાવ થઇ નિરોધસંસ્કારો બલવાન્ થાય છે. ૧૩

નિરોધસંસ્કારના અનાદિ શત્રુરૂપ વ્યુત્થાનસંસ્કારવડે પ્રતિબદ્ધ થયેલો તે અભ્યાસ પૂર્વોક્ત સ્થિતિને સંપાદન કરવા કેમ સમર્થ થાય? એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

**स तु दीर्घकालनैरन्तर्यसत्कारासेवितो दृढभूमिः ॥ १४ ॥**

**पदबोधिनी टीकाः—स तु अभ्यासस्तु दीर्घकालं नैरन्तर्येण तपोब्रह्मचर्यविद्याश्रद्धादिरूपेण च सत्कारेण आदरातिशयेन वा आसेवितः सम्यक् अनुष्ठीयमानः सन् दृढभूमिः स्थिरः भवतीति शेषः ॥ १४ ॥**

**સૂત્રાર્થઃ**—તે (અભ્યાસ) તો બહુકાલપર્યંત નિરંતરપણે આદરપૂર્વક સર્વપ્રકારે સેવન કર્યો [છતો] સ્થિર [થાય છે.]

**વિવેચન:**—સૂત્રમાંનો તુશબ્દ પૂર્વોક્ત શંકાની નિવૃત્તિ કરે છે, અર્થાત્ પૂર્વોક્ત શંકા સંભવતી નથી એમ સૂચવે છે. થોડો કાલ સેવવાથી, બહુકાલના સેવનમાં પણ મધ્યે મધ્યે વિરામ પામીને સેવવાથી, અને નિરંતરપણામાં પણ અતિશય આદરના અભાવથી લય, વિક્ષેપ, કષાય અને રસાસ્વાદરૂપ યોગના અંતરાયોનો પરિહાર ન થવાથી વ્યુત્થાનસંસ્કારના પ્રબલપણાવડે તે અદૃઢ અભ્યાસ સમાધિરૂપ ફલવાળો થતો નથી તેથી તે અભ્યાસનું બહુકાલપર્યંત વ્યવધાનરહિતપણે આદરપૂર્વક સારી રીતે સેવન કરવાનું કહ્યું છે. એમ કરવાથી તે અભ્યાસ સુદૃઢ એટલે વ્યુત્થાનસંસ્કારોથી અભિભવ ન પામે એવો બલવત્તર થાય છે. આહારને નિયમમાં રાખવારૂપ તપ, ઉપસ્થેંદ્રિયના નિગ્રહરૂપ બ્રહ્મચર્ય, શ્રીપરમાત્માની તથા શ્રીસદ્‌ગુરુની ઉપાસનારૂપ વિદ્યા, અને યોગ તથા યોગનાં સાધનોના યથાર્થપણામાં સુદૃઢ વિશ્વાસરૂપ શ્રદ્ધા એ ચારે સહિત અભ્યાસ કરવો તે આદરપૂર્વક અભ્યાસ કરવો કહેવાય છે. અભ્યાસકાલે વિઘ્ન કર-

નારા લય, વિક્ષેપ, કષાય અને રસાસ્વાદને નિવૃત્ત કરનારા શાસ્ત્રીય ઉપાયોનું સેવન કરવામાં પ્રમાદ ન કરવો તે પણ આદર કહેવાય છે, અને અભ્યાસના માહાત્મ્યજ્ઞાનપૂર્વક તેમાં અત્યંત અનુરાગ રાખવો તે પણ આદર કહેવાય છે. ચિત્તવૃત્તિની સુષુપ્તિજેવી સ્થિતિ તે લય કહેવાય છે, અન્યવિષયાકારે વૃત્તિનું થવું તે વિક્ષેપ કહેવાય છે, તીવ્રરાગદ્વેષના સંસ્કારો જે વૃત્તિને સ્તબ્ધીભાવ પમાડે છે તે કષાય કહેવાય છે, અને સંપ્રજ્ઞાતયોગમાં અતિ આનંદ માની વૃત્તિ અસંપ્રજ્ઞાતયોગમાં પ્રવેશવા ન ઇચ્છે તે રસાસ્વાદ કહેવાય છે.

વ્યુત્થાનસંસ્કારો દીર્ઘકાલના છે માટે તેનો અભિભવ કરવા અભ્યાસ પણ દીર્ઘકાલ કરવો જોઇએ. માસપક્ષના અભ્યાસથી સામાન્ય અધિકારીઓવડે વ્યુત્થાનસંસ્કારોનો અભિભવ કરી શકાતો નથી. દીર્ઘકાલપર્યંત અભ્યાસ કરવાથી ચિત્તની એકાગ્રતા ઉપજાવનારા સંસ્કારો જ્યારે બલવાન્ થાય છે ત્યારેજ તે ચિત્તને બહિર્મુખ કરનારા વ્યુત્થાનસંસ્કારોનો પરાભવ કરી શકે છે, અન્યથા પરાભવ કરી શકતા નથી માટેજ સૂત્રકારશ્રીએ દીર્ઘકાલપર્યંત અભ્યાસ કરવાનું કહ્યું છે. વ્યુત્થાનસંસ્કારો અનંતકાલના છે માટે તેનો અભિભવ કરવા સાધકે અભ્યાસ પણ અનંતકાલ કરવો જોઇએ એમ પૂર્વોક્ત કથનનું તાત્પર્ય નથી, પણ જે જે સાધકના વ્યુત્થાનસંસ્કારો જેટલા જેટલા કાલના અભ્યાસથી અભિભવ પામવાયોગ્ય હોય તે તે સાધકે તેટલા તેટલા કાલપર્યંત અભ્યાસ કરવો જોઇએ એમ તાત્પર્ય છે. ઉત્તમ અધિકારીને અલ્પકાલમાં અભ્યાસની ફલસિદ્ધિ પ્રતીત થાય છે, મધ્યમ અધિકારીને કિંચિત્ વિલંબે ફલસિદ્ધિની પ્રતીતિ થાય છે, અને કનિષ્ઠ અધિકારીને બહુ વિલંબે કિંવા જન્માંતરે પણ ફલસિદ્ધિની પ્રતીતિ થાય છે માટે અમુક સમયસુધીજ અભ્યાસ કરવો જોઇએ એમ કહી શકાતું નથી,

પણ ફલસિદ્ધિનો વાસ્તવિક અનુભવ થતાસુધી પ્રત્યેક સાધકને અભ્યાસ કરવાની અપેક્ષા છે એમ કહી શકાય છે. વ્યુત્થાનના સંસ્કારો મિથ્યા-વસ્તુરૂપ અજ્ઞાન અને તેના કાર્યની સાથે સંબંધ રાખનારા છે, અને એકાગ્રતાના સંસ્કારો સત્યવસ્તુરૂપ પુરુષની સાથે સંબંધ રાખનારા છે, એટલે અનંતકાલના વ્યુત્થાનસંસ્કારોનો અભિભવ પ્રમાણમાં તેનાથી ઘણા થોડા કાલના એકાગ્રતાના સંસ્કારોથી ભમ્રી શકે છે. બલવત્તર વિરોધી વસ્તુ પોતાવડે નિવૃત્ત થવાયે. એ નિર્બલ પ્રતિપક્ષીની શીઘ્ર નિવૃત્તિ કરી શકે છે એ વાર્તા આપણને કોઇ ગુહામાં દીર્ઘકાલથી રહેલા અંધકારને સ્વલ્પકાલમાં નિવૃત્ત કરતા પ્રકાશના દૃષ્ટાંતથી સારી રીતે સમજાય છે. બહુ કાલપર્યંત અભ્યાસ કરે પણ જો મધ્યે મધ્યે વિષયા-નુરાગ કિંવા પ્રમાદ આલસ્યાદિવડે અભ્યાસનો પરિત્યાગ કરી તે અભ્યાસનું નિરંતરપણું ન રાખે તો તે અભ્યાસવડે અભિભવ પામેલા વ્યુત્થાનસંસ્કારો મધ્યમાં વ્યુત્થાનનું સેવન થવાથી પાછા બલવાન્ થઇ જાય છે, અને એકાગ્રતાના સંસ્કારોને નિર્બલ કરી નાંખે છે તેથી પૂર્વે કરેલો અભ્યાસ નિષ્ફલ થઈ જાય છે માટેજ બહુ કાલની સાથે નિરંતરપણાની આવશ્યકતા સૂત્રમાં દેખાડી છે. માત્ર બહુ કાલથી અને નિરંતરપણાથી પણ તે અભ્યાસની યથાર્થ સિદ્ધિ થતી નથી. તેમની સાથે પૂર્ણસત્કારની પણ અપેક્ષા છે માટેજ ભગવાન્ સૂત્રકારે આદર-પૂર્વક અભ્યાસનું સેવન કરવા સૂચવ્યું છે. "**तपसा ब्रह्मचर्येण श्रद्धया विद्ययाऽऽत्मानमन्विष्य ॥**" (તપવડે, બ્રહ્મચર્યવડે, શ્રદ્ધા-વડે ને ઉપાસનાવડે આત્માને શોધીને ) એ શ્રુતિ પણ અભ્યાસમાં સત્કારની અપેક્ષા જણાવે છે. આદરવિના કરવામાં આવતો અભ્યાસ કાલે-કરીને બંધ થઇ જાય છે, અને જેટલો અભ્યાસ થયો હોય તેટલો અભ્યાસ પણ પ્રમાણમાં યથાયોગ્ય ફલ ઉપજાવી શકતો નથી માટે

સાધકે અભ્યાસમાં અનાદર સેવવો ઉચિત નથી, કિંતુ વિવેકી સાધકે "**स निश्चयेन योक्तव्यो योगोऽनिर्विण्णचेतसा ॥**" (સાધકે તે યોગ ગ્લાનિરહિત મનવડે નિશ્ચયપૂર્વક અભ્યાસ કરવાયોગ્ય છે ) એ ભગવદ્વચનાનુસાર પ્રસન્ન મનથી પૂર્ણ સત્કારયુક્ત નિશ્ચયવાળા થઇ ટિટ્ટિભની*પેઠે તેની પૂર્ણ સિદ્ધિમાટે યત્ન કર્તવ્ય છે. ૧૪

એ પ્રમાણે ઉપરનાં બે સૂત્રોથી અભ્યાસનું સ્વરૂપ કહ્યું. હવે ક્રમથી પ્રાપ્ત વૈરાગ્યનું સ્વરૂપ કહેવાનું છે. વૈરાગ્યના બે પ્રકાર છે, અપર અને પર. અપરવૈરાગ્ય સંપ્રજ્ઞાતયોગની પ્રાપ્તિમાં ઉપકારક છે, અને પરવૈરાગ્ય અસંપ્રજ્ઞાતયોગની પ્રાપ્તિમાં ઉપકારક છે. અપરવૈરાગ્યની વશીકાર એવી સંજ્ઞા પણ છે. તે વશીકારનામના વૈરાગ્યનું સ્વરૂપ ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રવડે કહે છેઃ—

**दृष्टानुश्रविकविषयवितृष्णस्य वशीकार-संज्ञा वैराग्यम् ॥ १५ ॥**

**पदबोधिनी टीकाः**—**दृष्टः इहैवोपलभ्यमानः स्रक्चन्दनवनितादिः । अनुश्रवो वेदस्तद्बोधितः स्वर्गादिरानुश्रविकः । तयोर्द्वयोरपि विषययोर्नश्वरत्वदुःखानुस्युतत्वादिदोषदर्शनात् वितृष्णस्य निःस्पृहस्य या वशीकारसंज्ञा ममैवैते वश्या नाहमेषां वश्य इति ज्ञानं सा वैराग्यमित्युच्यते ॥ १५ ॥**

* એ દૃષ્ટાંત શ્રીયોગકૌસ્તુભમાં વિસ્તારથી વર્ણવ્યું છે. જેમને જિજ્ઞાસા થાય તેમણે ત્યાં જોવું.

**સૂત્રાર્થ:—લૌકિકવૈદિક વિષયોમાં રાગશૂન્ય [ચિત્ત]ની [જે] વશીકારસંજ્ઞા [ વિતૃષ્ણા તે અપર ] વૈરાગ્ય [ કહેવાય છે. ] ૧૫**

**વિવેચન:**—સ્ત્રી, પુત્ર, ધન, કીર્તિ અને સત્તારૂપ જે ચેતન અચેતન દૃષ્ટ વિષયો છે તે લૌકિકપ્રમાણથી જાણવામાં આવનારા હોવાથી લૌકિકવિષયો કહેવાય છે. શ્રીગુરુમુખથી શ્રવણ કરવામાં આવતો વેદ અનુશ્રવ કહેવાય છે. તે અનુશ્રવ–વેદ–વડે જાણવામાં આવતા સ્વર્ગ, વૈદેહ્ય અને પ્રકૃતિલયત્વ તે આનુશ્રવિકવિષયો કહેવાય છે. ભૂતો કિંવા ઇંદ્રિયોમાંથી કોઇ એકને આત્મા માની તેનીજ ઉપાસનાવડે જે દેહપાતપછી તેમાં લીન થઈ સ્થૂલદેહરહિત થયેલા હોય તે વિદેહ કહેવાય છે. તે વિદેહનો જે ભાવ તે વૈદેહ્ય વા વિદેહપણું કહેવાય છે. જેઓ તન્માત્રા, અહંકાર, મહત્તત્ત્વ વા અવ્યક્તમાંથી કોઈ એકને આત્મા સમજી તેની ઉપાસના કરનારા હોય છે તેઓ દેહપાતપછી સાધિકારપ્રકૃતિમાં લીન થાય છે, તેઓને યોગશાસ્ત્રમાં પ્રકૃતિલીન વા પ્રકૃતિલય કહે છે. પ્રકૃતિલયના ભાવને પ્રકૃતિલયત્વ કહેવામાં આવે છે. લૌકિક તથા વૈદિક વિષયો અશુદ્ધ, ક્ષણે ક્ષણે પરિણામ પામી વિનાશ પામવાના સ્વભાવવાળા, સાતિશયતાયુક્ત અને દુઃખમિશ્રિત હોવાથી વિવેકીને તે ઇચ્છવાયોગ્ય નથી. લૌકિકવિષયોમાં સ્ત્રી એ મુખ્ય વિષય છે. સ્ત્રીશરીરના જે અવયવોનું તથા તેમની સાથેની જે ક્રીડાઓનું વિષયિજનો રમણીયપણાની બુદ્ધિથી જાણે અજાણે નિરંતર ધ્યાન કર્યા કરે છે તે અવયવો અને તે ક્રીડાઓનું શાંતચિત્તથી વિચાર કરનારા વિવેકીને અત્યંત અસારપણું પ્રતીત થયા વિના રહેતું નથી. સ્ત્રીપુરુષ બંનેનાં શરીરો પરસ્પર રાગ રાખનાર બંનેને પરમ બંધનનાં હેતુભૂત થાય છે. શબ્દસ્પર્શાદિ-

માંનો એક એક વિષય પણ જ્યારે પોતાના બંધન કરવાના સ્વભાવથી પોતાનામાં રાગ રાખનાર જીવને બંધન કરે છે ત્યારે સ્ત્રીમાં તો એ પાંચે વિષયો છે તેથી તે પુરુષને પરમબંધન કેમ ન કરે ? સ્ત્રીસંબંધનો રાગ-જ મોક્ષમાર્ગમાં પરમશત્રુનું કામ કરે છે માટેજ મોક્ષશાસ્ત્રોમાં એ રાગ-ને દોષદર્શનના સાક્ષાત્કારવડે નિર્મૂલ કરવાનો ઉપદેશ કરેલો હોય છે. પુરુ-ષનું ચિત્ત સ્ત્રીપ્રતિ અને સ્ત્રીનું ચિત્ત પુરુષપ્રતિ જન્મજન્માંતરના રાગ-ના સંસ્કારોવડે અનાયાસે આકર્ષાય છે. એ આકર્ષણ જો સુદૃઢ વૈરાગ્યથી નિવૃત્ત કરવામાં ન આવે તો બંનેને સાધનમાંથી ભ્રષ્ટ કરી વિપરીતમાર્ગે લઇ જાય છે. સ્ત્રીપુરુષોનાં સ્થૂલશરીરોપરની ત્વચા દૂર કરતાં એમાં જે લોહી, નાડીઓ, માંસ, સ્નાયુ, અસ્થિ, મેદ, મજ્જા, વિષ્ઠા અને મૂત્રાદિ અ-પવિત્ર અને જોતાં ચીતરી ચઢે એવા પદાર્થો રહેલા છે તેમાંનો કયો પદાર્થ વિવેકીને ઇચ્છવાયોગ્ય છે ? કોઇ નહિ. એ શરીરો અત્યંત દુર્ગંધ-મય હોવાથી નાસિકાને ત્રાસ આપનારાં ને તેની રચનાનો જેણે પૂરો વિચાર કર્યો હોય તેને જોવાં ન ગમે એવાં હોવાથી નેત્રને ત્રાસ આપ-નારાં છે, તથા અપક્વ હૃદયમાં કેટલાક દોષો પ્રકટપણે અને કેટલાક દોષો અપ્રકટપણે એમ સર્વ દોષો રહેલા હોવાથી તે શરીરમાં રહેલા ચિત્તના સ્વરૂપનો વિચાર કરતાં પણ મનને ગ્લાનિ ઉપજે છે. એમ છતાં પણ મહામોહથી અંધ થયેલા મનુષ્યોને જેમ શ્વાનશૂકરાદિને વિષ્ઠાજેવા અરમ્ય પદાર્થોના ભક્ષણમાં પણ ગ્લાનિ પ્રતીત થતી નથી તેમ શરીરના કુત્સિત અવયવોના ભોગોમાં લેશ પણ ગ્લાનિ પ્રતીત નથી. પુત્રનો રાગ પણ માબાપને દુઃખનીજ પ્રાપ્તિ કરનારો છે. પુત્ર ઉત્પન્ન થયા-પહેલાં અપ્રાપ્તિથી પુત્રનાં માબાપ થવાને ઇચ્છતાં પુત્રાનુરાગી સ્ત્રીપુરુષને દુઃખ આપે છે, ગર્ભમાં આવીને પણ નાનાપ્રકારની ચિંતા કરાવે છે, પ્રસવકાલે ચિંતા કરાવે છે, જન્મીને રોગયુક્ત થાય ત્યારે દુઃખ આપે

છે, બાલ્યાવસ્થામાં વા યુવાવસ્થામાં મૂર્ખપણાથી વા દુરાચરણથી દુઃખ આપે છે, અને મરે તો માબાપને અપાર દુઃખનો આપનાર થાય છે. એવી રીતે પુત્ર પોતાના પર રાગ રાખનાર માબાપને સર્વથા દુઃખદાતાજ છે. દ્રવ્ય, ગૃહ, ભૂમિ, અન્ન અને વસ્ત્રાદિ પદાર્થો ધન કહેવાય છે. ધન પણ પોતાનામાં મમતા રાખનારને દુઃખનો હેતુજ થાય છે ધન સંપાદન કરવામાં કષ્ટ છે, સાચવવામાં કષ્ટ છે, અને તેનો કોઇ પણ રીતે વિયોગ થાય તોપણ કષ્ટ છે. એમ ધનમાં પણ વિવેકદષ્ટિએ સર્વથા કષ્ટ છે. કીર્તિની તૃષ્ણા રાખવી એ લોકવાસના છે. સર્વલોકભણીથી કીર્તિની અભિલાષા રાખવી તે જનસ્વભાવની રચના જોતાં પાર પડે એવી નથી માટે તે લોકવાસના દુર્વાસનારૂપ હોવાથી કીર્તિમાં રાગ રાખનારને સર્વથા દુઃખાનુભવ કરાવનારીજ છે સત્તા પણ સંપાદન કરવામાં રહેલા દુઃખથી, વિરોધી મનુષ્યોના ભયથી, અશાશ્વતપણાથી તથા પ્રાયશઃ અયોગ્ય કાર્યોભણી લઇ જવાના સ્વભાવવાળી હોવાથી વિવેકીને દુઃખરૂપજ પ્રતીત થાય છે. સ્વર્ગ, વૈદેહ્ય અને પ્રકૃતિલયત્વ પણ કૈવલ્યની અપેક્ષાએ દુઃખરૂપજ છે. સ્વર્ગમાં પોતાનાથી શ્રેષ્ઠ અન્યના ઉત્કર્ષની અસહનશીલતારૂપ ઈર્ષ્યા, સમાનોની સાથે સ્પર્ધા, પોતાનાથી કનિષ્ઠ હોય તેઓને જોઇને ગર્વ, અને પુણ્ય ક્ષીણ થયે મર્ત્યલોકમાં પડવાનું ભય એ દોષો રહેલા છે. વિદેહ અને પ્રકૃતિલયનું પણ પુનરાગમન હોવાથી વૈદેહ્ય અને પ્રકૃતિલયત્વ પણ દુઃખાભાવરૂપ નથી તેથી તેઓની પ્રાપ્તિ વાસ્તવિક સુખરૂપ નથી. એ પ્રમાણે લૌકિક તથા વૈદિક વિષયો આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક એ ત્રણ તાપથી રહિત નથી, પણ એ ત્રણ પ્રકારના તાપથી ઓછાવધતા દૂષિતજ છે એ લૌકિકવૈદિક વિષયોની અપ્રાપ્તિમાં જે રાગરહિતપણું તે વૈરાગ્ય નથી, તેમજ રોગાદિનિમિત્તથી વા સામાન્યદોષદર્શનથી વિષયો-

માં અરુચિ જણાય તો તે પણ વૈરાગ્ય નથી, કિંતુ દિવ્યાદિવ્ય વિષયના સંયોગમાં પણ દોષના દૃઢ સાક્ષાત્કારથી ચિત્તની ક્ષોભરહિત એટલે રાગ-દ્વેષશૂન્ય સ્થિતિ રહે તે વશીકારસંજ્ઞારૂપ અપરવૈરાગ્ય છે.

શ્રીસદ્‌ગુરુ, ઇષ્ટદેવની પ્રતિમા અને તત્ત્વવેત્તાઓ આદિનાં સ્થૂલ-સ્વરૂપો જોકે લૌકિકપ્રમાણથી સ્થૂલરીતે જાણી શકાય એવાં છે, તોપણ તેમનાં વાસ્તવિકસ્વરૂપો લૌકિકપ્રમાણથી અગમ્ય છે તેથી, તથા તેઓમાં રાખવામાં આવતી પ્રીતિ બંધનનો હેતુ થતી નથી પણ કૈવલ્યનો હેતુ થાય છે તેથી, તેઓની ગણના લૌકિક વિષયોમાં થઇ શકતી નથી. શ્રીસદ્‌ગુરુનું, શ્રીઇષ્ટદેવનું, તત્ત્વવેત્તાઓનું અને સાધકનું પોતાનું વાસ્તવિક સ્વરૂપ જોકે વેદાદિથી જાણવામાં આવે છે, તોપણ તેમાં રાખેલી પ્રીતિ બંધનના હેતુરૂપ વા દુઃખરૂપ થતી નથી, કિંતુ કૈવલ્યના હેતુરૂપ વા દુઃખાભાવના હેતુરૂપ થાય છે માટે તેમની ગણના વૈદિક વિષયોમાં થઈ શકતી નથી. જે લૌકિકવૈદિક વિષયો બંધનના હેતુરૂપ અને કૈવલ્યના વિરોધી છે તેઓમાંજ સાધકે વિતૃષ્ણ થવું જોઇએ, કૈવલ્યના સાધક વિષયોમાં નિઃસ્પૃહ થવાની આવશ્યકતા નથી.

યતમાનસંજ્ઞા, વ્યતિરેકસંજ્ઞા, એકેંદ્રિયસંજ્ઞા અને વશીકારસંજ્ઞા એમ અપરવૈરાગ્યની ચાર સંજ્ઞાઓ છે. ચિત્તમાં રહેલા રાગાદિ દોષોવડે ઇંદ્રિયો ફૂંકેલા અશ્વની પેઠે વિષયોપ્રતિ પ્રવર્તે છે. રાગદ્વેષના સ્વરૂપના જ્ઞાન-પૂર્વક તે ઇંદ્રિયોને તે તે વિષયોમાં રાગદ્વેષપૂર્વક ન પ્રવૃત્ત થવા દેવાની ઇચ્છાથી ચિત્તના તે મલોનો દાહ કરવામાટે મૈત્રી, કરુણા, મુદિતા ને ઉપેક્ષાની ભાવનાના આરંભરૂપ જે યત્ન તે યતમાનસંજ્ઞા વૈરાગ્ય છે, અથવા આ જગત્‌માં સાર શું છે, તથા અસાર શું છે તે હું ગુરુ-શાસ્ત્રથી જાણીશ એવો વિચાર કરી તદનુકૂલ ઉદ્યોગ આરંભવો તે યતમાનવૈરાગ્ય છે. ચિત્તના રાગદ્વેષાદિ મલોનો દાહ કરનારા ઉપાયનો

આરંભ કર્યા પછી ચિત્તના કેટલા મલો દગ્ધ થયા, અને કેટલા મલો દગ્ધ થવા અવશેષ છે, એ પ્રમાણે દગ્ધ થયેલાનો તથા દગ્ધ થવા અવશેષ રહેલાનો વ્યતિરેકવડે નિશ્ચય કરવો તે વ્યતિરેકસંજ્ઞા વૈરાગ્ય કહેવાય છે. ઇંદ્રિયોને પ્રવૃત્તિ કરાવવાના અસમર્થપણારૂપ દગ્ધભાવને પામેલા ચિત્તના મલોનું જે ઔત્સુક્યમાત્રવડે મનમાં રહેવું તે એકેંદ્રિયસંજ્ઞા વૈરાગ્ય છે, અથવા લૌકિક અને વૈદિક પ્રવૃત્તિના દુઃખરૂપપણાના જ્ઞાનવડે ઇંદ્રિયોની પ્રવૃત્તિ નહિ ઉપજાવનારી વિષયતૃષ્ણાનું ઔત્સુક્યમાત્રવડે મનમાં અવસ્થાન તે એકેંદ્રિયસંજ્ઞા વૈરાગ્ય છે. ઔત્સુક્યમાત્રની પણ નિવૃત્તિ એટલે દિવ્યાદિવ્યવિષયોના સાન્નિધ્યમાં પણ તે બંનેમાં રહેલા વિનાશ, પરિતાપ, સાતિશયત્વ અને અસૂયા આદિ દોષોનું વારંવાર ચિંતન કરવાથી તેમનો સાક્ષાત્કાર થયે વિષયતૃષ્ણારહિત થયેલા સાધકયોગીની જે ઉપેક્ષાબુદ્ધિ તે પૂર્વોક્ત ત્રણ પ્રકારના વૈરાગ્યથી શ્રેષ્ઠ વશીકારસંજ્ઞા વૈરાગ્ય છે. આને વિષયવૈતૃષ્ણ્ય વા અપરવૈરાગ્ય પણ કહેવામાં આવે છે. તે વૈરાગ્યની પ્રાપ્તિ થયે એ લૌકિકવૈદિક વિષયો મારે અધીન છે, પણ હું તેમને અધીન નથી એમ સાધકને સમજાય છે માટેજ તેને વશીકાર એવું નામ આપવામાં આવ્યું છે. યતમાન, વ્યતિરેક અને એકેંદ્રિયસંજ્ઞાની સિદ્ધિ થયા વિના સાધકને વશીકારસંજ્ઞાની પ્રાપ્તિ થતી નથી માટે વશીકારસંજ્ઞાના કથનથી પ્રથમના ત્રણનું પણ ગ્રહણ થઇ જાય છે તેથી સૂત્રમાં તેમને પૃથક્ કહ્યા નથી.

સાધકને વિષયસાન્નિધ્યકાલે પ્રથમ દોષદર્શનવડે વિતૃષ્ણપણું ઉપજવા માંડે છે. "विरक्तिर्दोषदर्शनात्॥" (દોષદર્શનથી વૈરાગ્ય થાય છે) એ સ્મૃતિ પણ એમજ કહે છે. એ વિતૃષ્ણપણું યતમાનસંજ્ઞા, વ્યતિરેકસંજ્ઞા અને એકેંદ્રિયસંજ્ઞારૂપ ત્રણ પ્રકારનું છે. એ ત્રણ પ્રકારના વિતૃષ્ણ-

ગ્રજ્ઞાના અભ્યાસથી વિષયોના સંયોગકાલમાં પણ સાધકને અપ્રતિબદ્ધ દોષદર્શન રહે છે માટેજ " વૈરાગ્યાદ્દોષદર્શનમ્ ॥" ( વૈરાગ્યથી દોષદર્શન થાય છે ) એ સ્મૃતિમાં વશીકારસંજ્ઞા વૈરાગ્યથી દૃઢદોષદર્શનનો સાક્ષાત્કાર રહેવાનું કહ્યું છે. દોષોના સાક્ષાત્કારરૂપ બલના અભાવથી સૌભરિ આદિ જેઓ પૂર્વે વિરક્ત હતા તેઓને પણ વિષયના સન્નિકર્ષથી દોષદર્શન પ્રતિબંધ પામી પુનઃ રાગ ઉત્પન્ન થયો હતો. ૧૫

એ પ્રમાણે સંપ્રજ્ઞાતયોગને ઉપકાર કરનારા અપરવૈરાગ્યનું પ્રતિપાદન કરીને હવે અસંપ્રજ્ઞાતયોગના હેતુભૂત પરવૈરાગ્યનું પ્રતિપાદન નીચેના સૂત્રથી કરે છેઃ—

## तत्परं पुरुषख्यातेर्गुणवैतृष्ण्यम् ॥ १६ ॥

**पदबोधिनी टीकाः**—तत् वैराग्यं पुरुषख्यातेः पुरुषस्य ख्यातिर्ज्ञानं तस्मात् पुरुषदर्शनाभ्यासात् धर्ममेघाख्यात् ध्यानात् भवति । तस्यैव फलीभूतं गुणवैतृष्ण्यं प्रकृतिविषयकं वैराग्यम् । परं निरोधसमाधेरत्यन्तानुकूलत्वादुत्कृष्टम् ॥ १६ ॥

**સૂત્રાર્થઃ**—પુરુષના સાક્ષાત્કારથી પ્રકૃતિમાં ( વિવેકખ્યાતિમાં) [પણ જે] તૃષ્ણારહિતપણું તે પર [વૈરાગ્ય છે.] ૧૬

**વિવેચનઃ**—સંપ્રજ્ઞાતસમાધિની દૃઢતાવડે ત્રણ ગુણરૂપ પ્રધાનથી તથા બુદ્ધિથી ભિન્ન પુરુષની જે ખ્યાતિ એટલે સાક્ષાત્કાર થાય છે તે પુરુષખ્યાતિ કહેવાય છે. તે ખ્યાતિથી ગુણવૈતૃષ્ણ્ય એટલે સંપ્રજ્ઞાતસમાધિના ફલભૂત અને અસંપ્રજ્ઞાતસમાધિના અંતરંગસાધનરૂપ જે પ્રકૃતિસહિત બુદ્ધિસત્ત્વથી પુરુષના ભિન્નપણાનું જ્ઞાન છે તેમાં પણ

તૃષ્ણારહિતપણું તે જ્ઞાનપ્રસાદમાત્ર એજ વૈરાગ્ય છે. મુમુક્ષુ પ્રથમ પ્રકૃતિસહિત બુદ્ધિસત્ત્વ અને પુરુષના ભિન્નપણાનાં જ્ઞાનમાટે લૌકિક-વૈદિક વિષયોના દોષદર્શનવડે તે વિષયોમાં વૈરાગ્ય પામી સંપ્રજ્ઞાતસમાધિમાં સ્થિત થાય છે; અને તે પછી અપરવૈરાગ્ય, શાસ્ત્ર,અનુમાન અને આચાર્યના ઉપદેશથી તેને પુરુષતત્ત્વનો સાક્ષાત્કાર થાય છે. તે પુરુષસાક્ષાત્કારના અભ્યાસવડે જેની બુદ્ધિનો ભોગમોક્ષરૂપ પુરુષાર્થ સમાપ્ત થયો છે એવો તે મુમુક્ષુ ગુણરૂપ એવા પ્રકૃતિસહિત બુદ્ધિથી પુરુષના ભિન્નપણાના જ્ઞાનમાં પણ વિરક્ત થઇને અસંપ્રજ્ઞાતસમાધિમાં સ્થિત થાય છે. એવી રીતે બે પ્રકારની નિષ્ઠાવડે બે વૈરાગ્ય છે, એક અપરવૈરાગ્ય સંપ્રજ્ઞાતફલવાળો છે. તેમાં માત્ર વિષયોમાં દોષદર્શન થાય છે, પણ વિવેકખ્યાતિમાં દોષદર્શન થતું નથી, કેમકે હજી અવિદ્યાની નિવૃત્તિરૂપ પ્રયોજન સિદ્ધ થયું નથી; અને બીજો પરવૈરાગ્ય અસંપ્રજ્ઞાતફલવાળો છે, તે કાલે અવિદ્યાની નિવૃત્તિ થઇ જવાથી વિવેકખ્યાતિ પણ ગુણરૂપ જણાવાથી તેમાં પણ ઉપેક્ષા થાય છે. સત્ત્વગુણની વૃદ્ધિવડે જેમાં તમોગુણ અત્યંત અભિભવ પામી ગયો છે, અને રજોગુણનો લેશમાત્ર રહ્યો છે એવા ચિત્તમાં અપરવૈરાગ્ય ઉદય પામે છે. તે વૈરાગ્ય તો તૌષ્ટિકોમાં* પણ હોય છે. તે

* નવ પ્રકારની તુષ્ટિઓવાળામાં. અંભ, સલિલ, ઓઘ, વૃષ્ટિ, પાર, સુપાર, પારપાર, અનુત્તમાંભ અને ઉત્તમાંભ એ નવ તુષ્ટિઓનાં નામો છે. તેમાં પ્રથમની ચાર તુષ્ટિઓને આધ્યાત્મિકી તુષ્ટિઓ અને છેલ્લી પાંચને બાહ્ય તુષ્ટિઓ કહેવામાં આવે છે. અનાત્મામાં આત્મબુદ્ધિ રાખી તદનુકૂલ પ્રવૃત્તિવડે સંતોષ માનવો તે આધ્યાત્મિકી તુષ્ટિઓ, અને વિષયત્યાગથી ઉપજેલો સંતોષ તે બાહ્ય તુષ્ટિઓ જાણવી. એ નવ તુષ્ટિઓનું વિશેષ વર્ણન શ્રીસાંખ્યપ્રવચનમાં " **आध्यात्मिकादिभेदान्नवधा तुष्टिः ॥** " [ અ૦ ૩ સૂ૦ ૪૨ ] એ સૂત્રપરની રહસ્યપ્રદીપિકાટીકામાં કરેલું છે માટે જેમને વિશેષ જાણવાની ઇચ્છા થાય તેમણે ત્યાં જોવું.

વૈરાગ્યવડેજ તેઓ પ્રકૃતિમાં લીન થાય છે. "**वैराग्यात्प्रकृतिलयः॥**" (અપરવૈરાગ્યથી પ્રકૃતિમાં લય થાય છે) એ શાસ્ત્રવચન પણ એમજ કહે છે. પરવૈરાગ્યમાં તો રજોગુણનો લેશ પણ રહેતો નથી માટે તે વૈરાગ્ય જ્ઞાનપ્રસાદમાત્ર છે. ચિત્તસત્ત્વ જોકે નિર્મલસ્વભાવવાળું છે તોપણ રજોગુણ તથા તમોગુણના સંપર્કથી મલિનપણાને અનુભવે છે. વૈરાગ્ય અને અભ્યાસરૂપ નિર્મલ જલની ધારાઓવડે જ્યારે ચિત્તના સર્વ રજસ્તમોમલ ધોવાઇ જાય છે ત્યારે તે અતિનિર્મલ જ્ઞાનપ્રસાદમાત્ર જેમાં પરિશેષ છે એવું થાય છે. તે પરવૈરાગ્યનું ઉપાદેયપણું સમજાવવામાટે તેના ગુણો દેખાડવામાં આવે છે. તે પરવૈરાગ્યનો ઉદય થયે સતે ધર્મમેઘસમાધિને પ્રાપ્ત થયેલો યોગી "પ્રાપ્ત કરવાયોગ્ય કૈવલ્ય મેં પ્રાપ્ત કર્યું છે" એમ માને છે. જેનાં ક્લેશરૂપ મૂલો છિન્ન થઈ ગયાં છે એવા સંસ્કારમાત્રના હોવાથી પુરુષને જીવતાં છતાં પણ મુક્તિ થઇ શકે છે. "**जीवन्नेव विद्वान् मुक्तो भवति ॥**" (વિદ્વાન્ જીવતો છતોજ મુક્ત થાય છે) એ શાસ્ત્રવચન પણ એ અર્થનેજ પ્રતિપાદન કરે છે. "ક્ષીણ કરવાયોગ્ય વાસનાઓસહિત અવિદ્યાદિ ક્લેશો મારા ચિત્તમાંથી ક્ષીણ થઇ ગયા છે તેથી મને એ કૈવલ્યની પ્રાપ્તિ થઇ છે" એમ પણ તે યોગી માને છે. ધર્માધર્મસમૂહના અનુષ્ઠાનથી શુભાશુભ-વાસના અને તેથી ધર્માધર્મ એમ તેમનો અવિચ્છિન્ન પ્રવાહ ચાલ્યા કરે છે. તે ધર્માધર્મસમૂહના અવિચ્છિન્નપ્રવાહથી પ્રાણી જન્મીને મરે છે, અને મરીને પુનઃ જન્મે છે. આ જન્મમરણનો પ્રવાહ ઘટીયંત્રની પેઠે વિચ્છેદવિના ધર્માધર્મસમૂહનો સદ્ભાવ હોય ત્યાંસુધી ચાલ્યા કરે છે. "મારો તે ધર્માધર્મસમૂહ નિવૃત્ત થઈ ગયો છે" એમ પણ તે યોગીને પ્રતીત થાય છે. "**क्षीयन्ते चास्य कर्माणि ॥**" (આ જ્ઞાનીનાં ધર્માધર્મરૂપ કર્મો ક્ષય પામે છે,) તથા "**उभे उ हैवैष एते**

તરતિ ॥" ( આ જ્ઞાની એ પાપપુણ્યરૂપ ઉભય કર્મને તરે છે ) એ શ્રુતિ એ જ્ઞાનવડે ધર્માધર્મની નિવૃત્તિને સ્પષ્ટપણે કહે છે. અપરવૈરાગ્ય તથા સંપ્રજ્ઞાતયોગથી નાશ નહિ પામેલાં પ્રારબ્ધકર્મો આ પરવૈરાગ્યદ્વારા ઉપજતા અસંપ્રજ્ઞાતયોગવડે નિવૃત્ત થઇ જાય છે તેથી આ વૈરાગ્યનું પરવૈરાગ્ય એ નામ યોગ્યજ છે. પ્રકૃતિપુરુષના વિવેકજ્ઞાનની જે પરાકાષ્ઠા તેજ પરવૈરાગ્ય હોવાથી તે પરવૈરાગ્ય ધર્મમેઘસમાધિનોજ ભેદ છે, અન્ય નથી. એ પરવૈરાગ્યની પ્રાપ્તિથી પુરુષને અવશ્યમેવ કૈવલ્યની પ્રાપ્તિ થાય છે. ૧૬

એ પ્રમાણે અભ્યાસવૈરાગ્યનાં સ્વરૂપોનું પ્રતિપાદન કરીને હવે તે અભ્યાસ તથા અપરવૈરાગ્યવડે જે સંપ્રજ્ઞાતયોગની પ્રાપ્તિ થાય છે તે સંપ્રજ્ઞાતયોગના જે ચાર ભેદ છે તે ભેદોનું નિરૂપણ કરવા નીચેનું સૂત્ર પ્રવૃત્ત થાય છેઃ—

**वितर्कविचारानन्दास्मितारूपानुगमात् संप्रज्ञातः ॥ १७ ॥**

पदबोधिनी टीकाः—सम्यक् संशयविपर्ययरहितत्वेन प्रज्ञायते भाव्यस्य स्वरूपं यत्र सः संप्रज्ञातः समाधिः । स च वितर्कादिचतुष्टयानुगतत्वाच्चतुर्विधः । तत्र स्थूले साक्षात्कारवती प्रज्ञा वितर्कः । सूक्ष्मसाक्षात्कारवती प्रज्ञा विचारः । इन्द्रियसाक्षात्कारवती प्रज्ञा आनन्दः । अस्मितासाक्षात्कारवती अस्मिता । अस्मिता आत्मना सहैकीभूता बुद्धिः ॥१७॥

**સૂત્રાર્થઃ**—વિતર્ક, વિચાર, આનંદ અને અસ્મિતાનાં સ્વરૂપોવડે યુક્ત હોવાથી સંપ્રજ્ઞાતયોગ [ચાર પ્રકારનો છે.] ૧૭

**વિવેચનઃ**—સંપ્રજ્ઞાતયોગની પ્રાપ્તિ થયા પછી અસંપ્રજ્ઞાતયોગની પ્રાપ્તિ થવાનો સંભવ છે માટે પ્રથમ સંપ્રજ્ઞાતયોગનું પ્રકારોસહિત વર્ણન કરવામાં આવે છે. જે ભાવનાવિશેષમાં સંશયવિપર્યયરહિતપણાવડે ધ્યેયનું જ્ઞાન થાય છે તે ભાવનાવિશેષ સંપ્રજ્ઞાતયોગ કહેવાય છે. તે સંપ્રજ્ઞાતયોગ વિતર્ક, વિચાર, આનંદ અને અસ્મિતાનાં સ્વરૂપોવડે યુક્ત હોવાથી સવિતર્ક, સવિચાર, સાનંદ અને સાસ્મિત એમ ચાર પ્રકારનો છે. સ્થૂલવિષયોને વિતર્ક, સૂક્ષ્મવિષયોને વિચાર, ઇંદ્રિયોને આનંદ અને બુદ્ધિસહિત પુરુષને અસ્મિતા કહેવામાં આવે છે. પ્રથમના બે વિષયો બહારના છે, અને છેલ્લા બે વિષયો અંતરના છે.

જેમ ધનુર્વિદ્યાના અભ્યાસનો પ્રથમ આરંભ કરનાર મનુષ્ય પહેલાં સ્થૂલ પદાર્થને લક્ષ્યરૂપે લઇને તેનો વેધ કરે છે, પછી તેનાથી સૂક્ષ્મ પદાર્થને લક્ષ્યરૂપે લઇ તેનો, ત્યારપછી સૂક્ષ્મતર પદાર્થને લક્ષ્યરૂપે લઇ તેનો, ને તત્પશ્ચાત્ સૂક્ષ્મતમ પદાર્થને લક્ષ્યરૂપે લઇ તેનો વેધ કરે છે તેમ યોગાભ્યાસનો પ્રથમ આરંભ કરનાર યોગી પણ પંચભૂતોમાંથી બનાવેલી **શ્રીસદાશિવ**ની કિંવા **શ્રીવિષ્ણુ**ની પ્રતિમા જે સ્થૂલવિષય છે તેને ધ્યેયરૂપે લઇને વિષયાંતરના ત્યાગપૂર્વક સાવધાનપણે ચિત્તમાં તેની પુનઃ પુનઃ ભાવના કરવાનો આરંભ કરે છે. એવી રીતે શ્રદ્ધાસાવધાનતાપૂર્વક નિરંતર દીર્ઘકાલપર્યંત તે ભાવનાનો અભ્યાસ કરવાથી તે અભ્યાસના પરિપાકકાલે યોગીને તે સ્થૂલ વિષયના અશેષવિશેષનો સાક્ષાત્કાર થાય છે. સ્થૂલવિષયના સ્વરૂપના અશેષવિશેષોના સાક્ષાત્કારવાળી તે પ્રજ્ઞા સવિતર્કસંપ્રજ્ઞાતયોગ કહેવાય છે. તે યોગના સવિતર્કા સમાપત્તિ અને નિર્વિતર્કા સમાપત્તિ એવા બે ભેદ છે, જેનું

વર્ણન આગળ આવશે. સ્થૂલ વિષયનો યથાર્થ સાક્ષાત્કાર થયા પછી તે યોગી સૂક્ષ્મ વિષયને ધ્યેયરૂપે લઇ તેમાં ભાવના કરવાનો આરંભ કરે છે, એમ ઉત્તરોત્તર ગ્રહણ કરનારપર્યંત ભાવના કરે છે. સ્મૃતિમાં પણ એવાજ ક્રમથી ભાવના કરવાનું કહ્યું છે:—

"योगारम्भे मूर्तहरिममूर्तमथ चिन्तयेत् ।
स्थूले विनिर्जितं चित्तं ततः सूक्ष्मे शनैर्नयेत् ॥"

અર્થ:—યોગના આરંભમાં સાધક પ્રથમ સાકાર પરમાત્માનું ધ્યાન કરે, અને પશ્ચાત્ નિરાકાર પરમાત્માનું ધ્યાન કરે. સ્થૂલમાં સારી રીતે સ્થિર થયેલા ચિત્તને સાધક તે પછી શનૈઃ શનૈઃ સૂક્ષ્મમાં લઈ જાય.

યોગનો પ્રથમ આરંભ કરનાર યોગી પૂર્વોક્તરીતે પ્રથમ પંચભૌતિક કોઈ પણ યોગ્ય વિષયને ધ્યેયરૂપે લઈ તેની ભાવનાપરાયણ થાય છે. અન્ય વૃત્તિઓનો પરિહાર કરી તે ધ્યેયાનુસાર ચિત્તવૃત્તિઓનો પ્રવાહ કર્યા કરવાથી તે સ્થૂલ ધ્યેયના પ્રત્યક્ષ, અનુમાન અને આગમથી નહિ જાણવામાં આવે એવા અશેષવિશેષનો યોગીને સાક્ષાત્કાર થાય છે. એ સવિતર્કસંપ્રજ્ઞાતયોગ સિદ્ધ થયા પછી તેજ સ્થૂલ વિષયમાં કારણરૂપે રહેલા તથા ઉત્તરોત્તર સૂક્ષ્મ એવા પંચતન્માત્રા, અહંકાર, મહત્તત્ત્વ ને પ્રકૃતિપર્યંતના પદાર્થોને તે યોગી ધ્યેયરૂપે લે છે. સ્થૂલ વિષયની ભાવનાનો અભ્યાસ સિદ્ધ થયા વિના સૂક્ષ્મ વિષયની ભાવના થઇ શકે નહિ માટે પ્રથમ સ્થૂલ વિષયની ભાવનાનો અભ્યાસ કરવાનું કહ્યું છે. એ સૂક્ષ્મવિષયની ભાવના કરવાથી તે ભાવનાનો પરિપાક થયે તે સૂક્ષ્મવિષયના અશેષવિશેષનો યોગીને સંપૂર્ણ સાક્ષાત્કાર થાય છે. આ યોગને સવિચાર-

સંપ્રજ્ઞાતયોગ કહેવામાં આવે છે. તે યોગના સવિચારા સમાપત્તિ અને નિર્વિચારા સમાપત્તિ એવા બે ભેદ છે, જેનું વર્ણન આગળ કરવામાં આવશે તે બંને બાહ્યવિષયો છે, ને તેને ગ્રાહ્યવિષયો પણ કહેવામાં આવે છે; તથા તેમાં થનારા સમાધિને ગ્રાહ્યવિષયની સમાપત્તિ પણ કહે છે. ગ્રાહ્યવિષયની ભાવના સિદ્ધ થયા પછી ક્રમથી ગ્રહણવિષયની ભાવનામાં અધિકાર આવે છે. ઇંદ્રિયો વિષયોને ગ્રહણ કરનારી હોવાથી તે ઇંદ્રિયોને ગ્રહણ કહેવામાં આવે છે. જ્ઞાનસ્વભાવવાળા સત્ત્વપ્રધાન અહંકારથી ઇંદ્રિયો ઉપજી છે. તે સત્ત્વગુણ સુખરૂપ છે માટે તે ઇંદ્રિયો પણ સુખ એટલે આનંદરૂપ કહેવાય છે. સવિચારસંપ્રજ્ઞાતયોગ સિદ્ધ થયા પછી યોગી ઇંદ્રિયોને ધ્યેયરૂપ લઇ તેની ભાવના કરે છે. પુનઃ પુનઃ તે ભાવનાનો યથાયોગ્ય અભ્યાસ કરતાં જ્યારે તે અભ્યાસનો પરિપાક થાય છે ત્યારે ઇંદ્રિયોના ગોલકથી ભિન્ન ઇંદ્રિયોના સ્વરૂપના અશેષવિશેષનો તે યોગીને સાક્ષાત્કાર થાય છે. આ યોગને સાનંદસંપ્રજ્ઞાતયોગ કહેવામાં આવે છે. તેનું અન્ય નામ ગ્રહણસમાપત્તિ પણ છે. ગ્રહણસમાપત્તિની પછી ક્રમથી ગ્રહીતૃસમાપત્તિ આવે છે. ઇંદ્રિયો સાત્ત્વિકઅહંકાર જેને બુદ્ધિ અથવા અસ્મિતા પણ કહેવામાં આવે છે તે અસ્મિતામાંથી ઉપજી છે તેથી અસ્મિતા એ ઇંદ્રિયોનું સૂક્ષ્મરૂપ છે, અને ઇંદ્રિયો એ અસ્મિતાનું સ્થૂલરૂપ છે. તે અસ્મિતા ગ્રહણ કરનાર આત્માના તથા બુદ્ધિના એકપણાના જ્ઞાનરૂપ છે, ને તેમાં ગ્રહણ કરનારનો અંતર્ભાવ છે તેથી તે ગ્રહીતૃવિષયનો સંપ્રજ્ઞાતયોગ—ગ્રહીતૃસમાપત્તિ—સાસ્મિતસંપ્રજ્ઞાતયોગ કહેવામાં આવે છે. એ ચાર પ્રકારના યોગમાં અન્ય અર્વાંતરવિશેષ આ પ્રમાણે છેઃ—કાર્યમાં કારણ અનુપ્રવેશ પામીને રહે છે, પણ કારણમાં કાર્ય અનુપ્રવેશ પામીને રહેતું નથી તેથી સવિતર્કસંપ્રજ્ઞાતમાં સ્થૂલ, સૂક્ષ્મ, ઇંદ્રિયો ને અસ્મિતા એમ ચાર વિષયોનું અનુગતપણું છે; સ-

વિચારસંપ્રજ્ઞાતયોગમાં સૂક્ષ્મ, ઇંદ્રિયો અને અસ્મિતા એમ ત્રણ વિષયોનું અનુગતપણું છે; સાનંદસંપ્રજ્ઞાતયોગમાં ઇંદ્રિયો અને અસ્મિતા એ બે વિષય-નું અનુગતપણું છે; અને સાસ્મિતસંપ્રજ્ઞાતયોગમાં માત્ર અસ્મિતારૂપ એકજ વિષયનું અનુગતપણું છે. એવી રીતે સંપ્રજ્ઞાતની પૂર્વ પૂર્વ અવસ્થાના ત્યાગથી તેની ઉત્તર ઉત્તર અવસ્થાની પ્રાપ્તિ યોગીને થાય છે. એ ચારે આલંબનવાળા સમાધિઓ છે, અર્થાત્ કોઇ પણ ધ્યેયવિષયનું અવલંબન કરીને તે યોગો પ્રવૃત્ત થનારા છે. ગ્રહણરૂપ કરણનેજ આત્મા માની તેમાં વૃત્તિનિરોધ કરનારા દેહપાતપછી કરણમાં લીન થાય છે, જેને વિદેહ એવું નામ આપવામાં આવે છે. અસ્મિતારૂપ બુદ્ધિનેજ આત્મા માની તેમાં વૃત્તિનિરોધ કરનારા દેહનું પતન થયા પછી બુદ્ધિસત્ત્વના કારણ પ્રકૃતિમાં લય પામે છે માટે તે પ્રકૃતિલય કહેવાય છે. જેઓ બુદ્ધિ તથા પુરુષના એકપણાના ભાવને અસ્મિતા જાણે છે તેમને સાસ્મિતસંપ્રજ્ઞાત-યોગનો પરિપાક થયે બુદ્ધિ અને પુરુષના ભેદનું જ્ઞાન જેને વિવેકખ્યાતિ કહે છે તેની પ્રાપ્તિ થાય છે. ૧૭

એ પ્રમાણે સંપ્રજ્ઞાતયોગના ચાર ભેદોને કહીને હવે ઉપાયસહિત અસંપ્રજ્ઞાતયોગના સ્વરૂપનું ભગવાન્ સૂત્રકાર નિરૂપણ કરે છે:—

**विरामप्रत्ययाभ्यासपूर्वः संस्कारशेषोऽन्यः ॥ १८ ॥**

**पदबोधिनी टीकाः—विरामः वितर्कादिचिन्तात्यागः सर्ववृत्तीनामभाव इति यावत् । तस्य प्रत्ययः कारणं परं वैराग्यम् । तस्य अभ्यासः पौनःपुन्येनानुष्ठानं पूर्वं यस्य स**

तथोक्तः । संस्कारशेषः निर्वृत्तिकत्वात् सत्तामात्रप्रतिष्ठ निरवलम्ब इति यावत् । अन्यः संप्रज्ञाताद्भिन्नः असंप्रज्ञात इत्यर्थः । परवैराग्याभ्यासात् पूर्वपूर्वसंस्कारनाशक्रमेण सर्ववृत्त्यभावरूपो निरवलम्बनामधेयोऽसंप्रज्ञातः समाधिर्भवतीत्यर्थः ॥ १८ ॥

**સૂત્રાર્થ**:—વૃત્તિઓના અભાવના કારણ[ પરવૈરાગ્ય ]નું પુનઃ પુનઃ અનુષ્ઠાન [ તે જેનું ] કારણ [ છે એવો ] સર્વથા વૃત્તિરહિત [ યોગ તે ] અન્ય–અસંપ્રજ્ઞાતયોગ–[ છે. ] ૧૮

**વિવેચન**:—વિવેકખ્યાતિરૂપ અવશેષવૃત્તિ પણ જડ તથા પુરુષથી વિલક્ષણ છે માટે તે પણ નિવૃત્ત થાઓ એવી ભાવનાને અથવા વિતર્કાદિચિંતાના ત્યાગને કિંવા વૃત્તિઓના અભાવને વિરામ કહે છે. તે વિરામનો પ્રત્યય એટલે કારણ પરવૈરાગ્ય છે. તે પરવૈરાગ્યનો અભ્યાસ એટલે પુનઃ પુનઃ અનુષ્ઠાન તેજ પૂર્વ એટલે કારણ છે જેનું તે વિરામપ્રત્યયાભ્યાસપૂર્વ કિંવા પરવૈરાગ્યજન્ય કહેવાય છે. પરવૈરાગ્યથી ઉપજેલો સંસ્કારશેષ એટલે સર્વથા વૃત્તિરહિત યોગ તે અન્ય એટલે પૂર્વોક્ત સબીજસંપ્રજ્ઞાતથી વિલક્ષણ નિર્બીજ અસંપ્રજ્ઞાત છે. "**मनसो वृत्तिशून्यस्य ब्रह्माकारतया स्थितिः । असंप्रज्ञातनामासौ समाधिरभिधीयते ॥**" ( વૃત્તિશૂન્ય મનની જે બ્રહ્માકારપણે સ્થિતિ છે તે આ અસંપ્રજ્ઞાતનામનો સમાધિ કહેવાય છે, ) એ વચનથી અન્યત્ર પણ અસંપ્રજ્ઞાતયોગનું સ્વરૂપ પૂર્વોક્ત રીતેજ કહ્યું છે.

"**विरामप्रत्ययाभ्यासपूर्वः**" એ પૂર્વપદવડે અસંપ્રજ્ઞાતયોગનો ઉપાય જણાવ્યો છે, અને "**संस्कारशेषः**" તથા "**अन्यः**"

એ બે ઉત્તરપદોવડે અસંપ્રજ્ઞાતયોગના સ્વરૂપનું કથન કર્યું છે. અપર-વૈરાગ્ય તથા પુરુષપર્યંતના કોઇ પણ ધ્યેયરૂપ આલંબનમાં એકાગ્રતાનો અભ્યાસ એ બંને અસંપ્રજ્ઞાતયોગના સાક્ષાત્ સાધનરૂપ નથી, કેમકે અપરવૈરાગ્ય વિવેકખ્યાતિરૂપ વૃત્તિમાં અલંબુદ્ધિવાળો નથી. અને સં-પ્રજ્ઞાતયોગ ધ્યેયરૂપ આલંબનવિનાનો નથી. કાર્યના જેવું કારણ હોવું જોઇએ, તેનાથી ભિન્નરૂપવાળું ન હોવું જોઇએ. નિરાલંબનસમાધિરૂપ કાર્યથી અપરવૈરાગ્ય તથા ધ્યેયરૂપ આલંબનવાળો યોગ સરૂપ નથી, પણ વિરૂપ છે માટે જ્ઞાનપ્રસાદમાત્ર નિરાલંબનથીજ અસંપ્રજ્ઞાતયોગની ઉત્પત્તિ થવી એ યુક્ત છે. જેમાંથી રજસ્તમોમલ અત્યંત ગલિત થઇ ગયા છે એવા સત્ત્વગુણથી ઉપજેલો અને સમગ્રવિષયોમાં દોષદર્શનવાળો તથા સમસ્તવિષયના પરિત્યાગથી સ્વરૂપમાં પ્રતિષ્ઠાવાળો થયેલો નિરાલંબ ધર્મમેઘસમાધિ, સંસ્કારમાત્ર જેમાં શેષ રહ્યા છે, પણ જેમાં વૃત્તિરૂપ કાર્ય રહ્યું નથી એવા નિરાલંબનસમાધિનું કારણ થાય છે. એ નિરાલંબન-સમાધિને નિર્બીજસમાધિ પણ કહે છે. આશ્રયરૂપ બીજની અથવા ક્લેશ-કર્મવાસનારૂપ બીજની નિવૃત્તિ થઇ જવાથી તે સમાધિને નિર્બીજસમાધિ કહેવામાં આવે છે. આ સમાધિમાં કાંઇ પણ વેદ્ય ન હોવાથી આને અસંપ્ર-જ્ઞાતયોગ પણ કહે છે. સંપ્રજ્ઞાતયોગના પરિપાકથી વિવેકખ્યાતિ ઉપજે છે, વિવેકખ્યાતિના પુનઃ પુનઃ અનુષ્ઠાનથી વૃત્તિઓના અભાવનું કારણ પરવૈરાગ્ય તથા ધર્મમેઘસમાધિ જેને નિર્વસ્તુક એટલે જેમાં ધ્યેયરૂપ કોઇ પણ વિષય નથી એમ કહેવામાં આવે છે તે ઉપજે છે, ને તે પર-વૈરાગ્યના તથા ધર્મમેઘસમાધિના અભ્યાસથી અસંપ્રજ્ઞાતયોગ ઉપજે છે.

ચિત્તનાં પરિણામો ચાર પ્રકારનાં છે, વ્યુત્થાન, સમાધિપ્રારંભ, એકાગ્રતા અને નિરોધ. તેમાં વ્યુત્થાનજનિત સંસ્કારો સમાધિપ્રારંભ-જનિત સંસ્કારોવડે હણાય છે, સમાધિપ્રારંભથી ઉપજેલા સંસ્કારો એકાગ્ર-

તાથી ઉપજેલા સંસ્કારોવડે હણાય છે, એકાગ્રતાથી ઉપજેલા સંસ્કારો નિરોધસંસ્કારોવડે હણાય છે, અને નિરોધસંસ્કારો પોતાની મેળે નિવૃત્ત થઇ જાય છે. જેમ સુવર્ણને શોધવામાટે તેમાં નાંખેલું સીસું સુવર્ણમલને નિવૃત્ત કરી પોતે દગ્ધ થઇ જાય છે તેમ નિરોધજન્ય સંસ્કારો એકાગ્રતાથી ઉપજેલા સંસ્કારોને નિવૃત્ત કરી પોતે પણ નિવૃત્ત થઇ જાય છે. નિરોધનો છેલ્લો સંસ્કાર જ્યારે નિવૃત્ત થાય છે ત્યારે ચિત્ત પોતાના કારણમાં આત્યંતિકલયને પામે છે, અને પુરુષ સ્વસ્વરૂપમાં પ્રતિષ્ઠ થાય છે. જ્યાંસુધી વ્યુત્થાનાદિ સંસ્કાર વિદ્યમાન હોય છે ત્યાંસુધી પુરુષને અસંપ્રજ્ઞાતયોગને અંતે તે સંસ્કારોની જાગ્રતિ થવાથી વ્યુત્થાનઅવસ્થા પ્રાપ્ત થાય છે, અને બાધ પામેલા જગતની પુનઃ પ્રતીતિ પણ થાય છે. ૧૮

તે અસંપ્રજ્ઞાતયોગના અવાંતરભેદ બે છે, ભવપ્રત્યય અને ઉપાયપ્રત્યય. ભવ એટલે અનાત્મામાં આત્મબુદ્ધિરૂપા અવિદ્યા એજ પ્રત્યય એટલે જે યોગનું કારણ છે તે ભવપ્રત્યય, અને ઉપાય એટલે શ્રદ્ધાદિ સાધનો તેજ પ્રત્યય એટલે જે યોગનાં કારણો છે તે ઉપાયપ્રત્યય. તૌષ્ટિકવૈરાગ્યસંપન્ન પુરુષોને, વિકારરૂપ ભૂતેંદ્રિયો અથવા પ્રકૃતિરૂપ અવ્યક્ત, મહત્, અહંકાર અને પંચતન્માત્રા જેઓ અનાત્મા છે તેઓમાં આત્મબુદ્ધિ થાય છે તે અવિદ્યાજ છે. તે અવિદ્યાવડે જે સંસ્કારશેષરૂપ અસંપ્રજ્ઞાતસમાધિ ઉપજે છે તે ભવપ્રત્યય કહેવાય છે. ભવપ્રત્યયવાળાને દીર્ઘકાલે પુનર્જન્મની પ્રાપ્તિ થાય છે માટે મુમુક્ષુને તે યોગાભાસ ત્યજવાયોગ્ય છે, અને ઉપાયપ્રત્યયવાળાને કૈવલ્યની પ્રાપ્તિ થાય છે માટે મુમુક્ષુને તે વાસ્તવિક યોગજ સંપાદન કરવાયોગ્ય છે. જ્યારે ભવપ્રત્યયની સાથે મુમુક્ષુને સંબંધ નથી ત્યારે તેની સાથે કોનો સંબંધ છે તે ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રવડે જણાવે છે:—

# भवप्रत्ययो विदेहप्रकृतिलयानाम् ॥ १९ ॥

पदबोधिनी टीकाः-भूतेन्द्रियाणामन्यतमस्मिन् विकारे अनात्मनि आत्मभावनया देहपातानन्तरं भूतेषु इन्द्रियेषु वा लीना विदेहाः। अव्यक्तमहदहङ्कारपञ्चतन्मात्रेषु प्रकृतिषु आत्मत्वभावनया लीनाः प्रकृतिलयाः। तेषां चित्तसंस्कारमात्रशेषमित्यसंप्रज्ञातः। स च भवप्रत्ययः। भवन्ति जायन्ते अस्यां जन्तव इति भवः अविद्या अनात्मन्यात्मबुद्धिरूपा। स एव प्रत्ययः कारणं यस्य स तथोक्तः। अविद्याहेतुकोऽयं योगो मुमुक्षुभिर्हेय इति तात्पर्यम् ॥ १९ ॥

**સૂત્રાર્થઃ**—વિદેહોનો અને પ્રકૃતિલયોનો અવિદ્યા જેનું કારણ છે એવો [ અસંપ્રજ્ઞાતયોગ છે. ] ૧૯

**વિવેચનઃ**—વિદેહ અને પ્રકૃતિલય પુરુષોનો ભવપ્રત્યય અસંપ્રજ્ઞાતયોગસાથે સંબંધ છે. આકાશાદિ પાંચ ભૂતો અને શ્રોત્રાદિ અગીઆર ઇંદ્રિયોરૂપ વિકારમાંથી કોઈ એકને આત્મા માની તેની ઉપાસના કરવાથી તેની વાસનાવડે જેનું ચિત્ત વાસિત થયું છે તે દેહપાત થયા પછી જે વિકારની પોતે ઉપાસના કરી હોય તે વિકારમાં સંસ્કારમાત્ર જેમાં શેષ રહ્યા છે એવા ચિત્તયુક્ત પાટ્કૌશિક શરીરરહિત* થઈ લય પામે છે તે **વિદેહ** કહેવાય છે. તેઓ પોતાના સંસ્કારમાત્રયુક્ત

* છ કોશથી અનેલા શરીરથી રહિત. રુધિર, માંસ, મેદ, અસ્થિ,

ચિત્તવડે કૈવલ્યપદના જેવી (દુઃખાનુભવરહિત) સ્થિતિને પામે છે. એ સ્થિતિમાં ચિત્તવૃત્તિરહિતપણું એ કૈવલ્યસાથે સરૂપપણું છે, અને ભોગ-મોક્ષરૂપ અધિકારયુક્ત સંસ્કારનું શેષપણું તે કૈવલ્યથી વિરૂપપણું છે માટે તે સ્થિતિને કૈવલ્યપદના જેવી કહી છે. તેઓ પોતાના સંસ્કારનો જ્યારે વિપાક થાય છે ત્યારે પુનઃ તદનુકૂલ સંસારમાં પ્રવેશ કરે છે. પંચતન્માત્રા, અહંકાર, મહત્તત્ત્વ અને અવ્યક્તરૂપ પ્રકૃતિમાંથી કોઇ એકને આત્મા માની તેની ઉપાસના કરવાથી તેની વાસનાયુક્ત ચિત્તવાળા દેહપાત-પછી પોતે પૂર્વોક્ત પ્રકૃતિમાંની જે પ્રકૃતિની ઉપાસના કરી હોય તેમાં જેણે પોતાનું કર્તવ્ય સમાપ્ત કર્યું નથી એવા સંસ્કારયુક્ત ચિત્તવાળા હોઇ લય પામે છે તે પ્રકૃતિલય કહેવાય છે. તેઓ તે કાલે કૈવલ્યપદ-ના જેવી સ્થિતિને પામે છે. પૂર્વે કહેલા કિંચિત્ સાદૃશ્ય તથા કિંચિત્ વિસાદૃશ્યને લીધે આ સ્થિતિને પણ કૈવલ્યપદના જેવી સ્થિતિ કહી છે. તેમના સંસ્કારનો જ્યારે વિપાક થાય છે ત્યારે તેઓ પણ પોતાના તે સંસ્કારાનુસાર સંસારમાં પ્રવેશ કરે છે. જેમ વર્ષાઋતુની સમાપ્તિપછી

---

મજ્જા અને શુક્ર એ છ કોશ કહેવાય છે. નીચેના સ્મૃતિવચનમાં પણ એજ છ કોશ કહ્યા છેઃ—

"रसाद्वै शोणितं जातं शोणितान्मांससंभवः ।
मांसात्तु मेदसो जन्म मेदसोऽस्थिसमुद्भवः ॥
अस्थ्नो मज्जा समभवन्मज्जातः शुक्रसंभवः ।
शुक्राद्गर्भः समभवत्ततः पिण्डसमुद्भवः ॥"

**અર્થઃ**—રસથી લોહી ઉપજ્યું છે, લોહીથી માંસની ઉત્પત્તિ છે, માંસથી મેદનો જન્મ છે, મેદથી અસ્થિનો ઉદ્ભવ છે, અસ્થિથી મજ્જા ઉપજી છે, મજ્જાથી શુક્રની ઉત્પત્તિ છે, શુક્રથી ગર્ભની ઉત્પત્તિ છે, અને ગર્ભથી શરીરની ઉત્પત્તિ છે.

લગભગ મૃત્તિકાભાવને પામેલું દેડકાનું શરીર પુનઃ મેઘની જલધારાના સિંચનથી દેડકાના શરીરભાવને પામે છે તેમ વિદેહ અને પ્રકૃતિલય પોતે જેમાં લય પામ્યા હોય તેમાંથી અવધિને પામીને શરીરની પ્રાપ્તિને અનુભવે છે. પ્રાણીઓની ઉત્પત્તિનો હેતુ અવિદ્યા છે માટે તે અવિદ્યા ભવ કહેવાય છે. પ્રત્યયનો અર્થ કારણ થાય છે. એ રીતે ભવપ્રત્યયનો અર્થ અવિદ્યા જેનું કારણ છે એવો થાય છે. પૂર્વોક્ત વિદેહ અને પ્રકૃતિલય પુરુષોનો અવિદ્યાવડે ઉપજેલા સંસ્કારશેષરૂપ અસંપ્રજ્ઞાતયોગસાથે સંબંધ છે એમ આ સૂત્રનો જે અર્થ કર્યો છે તે શ્રીવાચસ્પતિમિશ્રવિરચિત તત્ત્વવૈશારદીટીકા તથા શ્રીરામાનંદસ્વામિપ્રણીત યોગમણિપ્રભાટીકાપ્રમાણે છે. વિદેહ અને પ્રકૃતિલય પુરુષોની પુનરુત્પત્તિ થાય છે, અને નિર્ગુણપુરુષને જાણનાર અવિદ્યારહિત પુરુષની પુનરુત્પત્તિ થતી નથી. શ્રીવાયુપુરાણમાં પણ નીચેના શ્લોકોથી એમજ કહ્યું છે:—

“दश मन्वन्तराणीह तिष्ठन्तीन्द्रियचिन्तकाः ।
भौतिकास्तु शतं पूर्णं सहस्रं त्वाभिमानकाः ॥
बौद्धा दशसहस्राणि तिष्ठन्ति विगतज्वराः ।
पूर्णं शतसहस्रं तु तिष्ठन्त्यव्यक्तचिन्तकाः ॥
पुरुषं निर्गुणं प्राप्य कालसङ्ख्या न विद्यते ॥”

**અર્થ:**—ઇંદ્રિયોની ઉપાસના કરનારા તે ઇંદ્રિયોમાં દશ મન્વંતરપર્યંત લય પામીને રહે છે, સૂક્ષ્મભૂતોની ઉપાસના કરનારા તે ભૂતોમાં પૂરા સો મન્વંતરપર્યંત લય પામીને રહે છે, અહંકારનું ચિંતન કરનારા તેમાં સહસ્ર મન્વંતરપર્યંત લીન થઇને રહે છે, મહત્તત્ત્વનું ઉપાસન કરનારા તેમાં દશ સહસ્ર મન્વંતરપર્યંત લીનાવસ્થામાં રહે છે, અને મૂલપ્રકૃતિરૂપ

અવ્યક્તનું ધ્યાન કરનારા પૂર્ણ લક્ષ મન્વંતરપર્યંત તે પ્રકૃતિમાં લયાવસ્થામાં રહે છે. તેઓ તે કાલે દુઃખોથી રહિત હોય છે. નિર્ગુણપુરુષને પામીને પુરુષના મુક્તિકાલની સંખ્યાજ નથી.

વિદેહ અને પ્રકૃતિલય પુરુષોને વિવેકખ્યાતિ પ્રાપ્ત થઈ નથી તેથી તેઓનું સાધિકાર ચિત્ત લીન થયા છતાં પણ સૂઈ ઊઠેલા પ્રાણીના ચિત્તની પેઠે પુનઃ વ્યુત્થાનાવસ્થાને પામી સંસારમાં પડે છે, અને વિવેક-ખ્યાતિને પામેલા પુરુષનું ચિત્ત કૃતાર્થ થયું છે માટે દેહપાતપછી તે પોતાના કારણમાં અત્યંત લીન થઈ જાય છે તેથી મુમુક્ષુએ સંસ્કારશેષ-વાળો ભવપ્રત્યય અસંપ્રજ્ઞાતયોગ જે પુનરાવૃત્તિનો હેતુ છે તે સંપાદન કરવામાટે યત્ન કરવો એ યોગ્ય નથી, પણ હવે પછી કહેવામાં આવ-નારો ઉપાયપ્રત્યય અસંપ્રજ્ઞાતયોગ જે કૈવલ્યનો હેતુ છે તે સંપાદન કરવામાટે પ્રયત્ન કરવો એજ યોગ્ય છે.

કારણરૂપ પ્રકૃતિમાં લીન થવાથી કૃતાર્થતા થતી નથી એ અર્થ શ્રીસાંખ્યદર્શનમાં (સાંખ્યપ્રવચનમાં) પણ **"न कारणलयात् कृतकृत्यता मग्नवदुत्थानात् ॥"** ( જેમ જલમાં મગ્ન થયેલાનું પાછું ઉત્થાન થાય છે તેમ પ્રકૃતિમાં લીન થયેલાનું પણ સંસ્કારોનો વિપાક થયે પાછું વ્યુત્થાન થાય છે માટે સર્વપ્રપંચના કારણરૂપ પ્રકૃતિમાં લીન થવાથી પણ કૃતાર્થપણું-કૈવલ્યભાવની પ્રાપ્તિ-નથી, ) એ સૂત્રથી દર્શાવ્યો છે.

ભોજદેવકૃત રાજમાર્તંડવૃત્તિમાં "વિદેહ અને પ્રકૃતિલય પુરુષોને પરમાત્માનું દર્શન નથી માટે સંસાર જેનું કારણ છે એવો અસંપ્રજ્ઞાત-યોગ થાય છે" એમ આ સૂત્રનો ભાવ દર્શાવ્યો છે.

વિજ્ઞાનભિક્ષુએ યોગવાર્તિકમાં ભવપ્રત્યયનો અર્થ જન્મ જેનું કારણ છે એવો કર્યો છે, અને હિરણ્યગર્ભાદિ દેવો, જેમને તે જન્મના પ્રભાવથી અસંપ્રજ્ઞાતયોગની પ્રાપ્તિ હોવાથી નિત્યપ્રલયમાં તથા ક્વચિત્

સર્ગકાલમાં પણ નિરોધાવસ્થાને સેવે છે તેઓ વિદેહ છે; તથા બ્રહ્માંડની બહાર રહેલા પ્રકૃતિના આવરણમાં જેઓ લીન થાય છે તેઓ પ્રકૃતિલય છે એમ દર્શાવ્યું છે. તેમને મતે " વિદેહ અને પ્રકૃતિલય પુરુષોને જન્મ જેનું કારણ છે એવો અસંપ્રજ્ઞાતયોગ હોય છે " એવો સૂત્રાર્થ છે. યોગવાર્તિકમાંનું આ સૂત્રપરનું વ્યાખ્યાન ભાષ્યાદિના આશયથી વિરુદ્ધ હોય એમ જણાય છે. ૧૯

એ પ્રમાણે કૈવલ્યને ઇચ્છનાર યોગીએ ત્યજવાયોગ્ય જે ભવપ્રત્યયનામનો અસંપ્રજ્ઞાતયોગ તેનું નિરૂપણ કર્યું. હવે તેવા યોગીએ સંપાદન કરવાયોગ્ય ઉપાયપ્રત્યયનામના બીજા અસંપ્રજ્ઞાતયોગનું સાધનના ક્રમસહિત ભગવાન્ સૂત્રકાર નિરૂપણ કરે છેઃ—

## श्रद्धावीर्यस्मृतिसमाधिप्रज्ञापूर्वक इतरेषाम् ॥ २० ॥

पदबोधिनी टीकाः—विदेहप्रकृतिलयव्यतिरिक्तानां तु योगिनां श्रद्धादिपूर्वकाः श्रद्धादयः पूर्वे उपाया यस्य स तथाविधोऽसम्प्रज्ञातो योगो भवतीति वाक्यशेषः । तत्र श्रद्धा योगविषये चित्तस्य प्रसन्नता । वीर्यं उत्साहः । स्मृतिः अनुभूतासम्प्रमोषश्चित्तस्य अव्याकुलत्वं वा । समाधिरेकाग्रता । प्रज्ञा ज्ञातव्यप्रविवेकरूपा । तत्र श्रद्धावतो वीर्यं जायते योगविषये उत्साहवान् भवतीति यावत् । सोत्साहस्य तु स्मृतिरुपजायते । स्मरणसामर्थ्याच्च चेतस्समाधीयते ।

समाहित एव भाव्यं विजानाति । तदभ्यासाच्च वैराग्यात् असम्प्रज्ञातयोगो भवति ॥ २० ॥

**સૂત્રાર્થ:**—બીજાઓને ( વિદેહથી અને પ્રકૃતિલયથી ભિન્ન મુમુક્ષુયોગીઓને ) શ્રદ્ધા, [ ધારણાનામનો ] પ્રયત્ન, ધ્યાન, સમાધિ અને વિવેકખ્યાતિ એ કારણવાળો [ અસંપ્રજ્ઞાતયોગ થાય છે. ] ૨૦

**વિવેચન:**—વિદેહ અને પ્રકૃતિલય પુરુષોથી ભિન્ન એવા જે અન્ય મુમુક્ષુયોગીએ છે તેમને શ્રદ્ધા, ધારણાનામનો પ્રયત્ન, ધ્યાન, સમાધિ અને વિવેકખ્યાતિનો સુદૃઢ અભ્યાસ એ જેનાં કારણ છે એવો અસંપ્રજ્ઞાતયોગ થાય છે. એ શ્રદ્ધાદિ ઉપાયો જેનું કારણ છે તે ઉપાયપ્રત્યય અસંપ્રજ્ઞાતયોગ કહેવાય છે. ઇંદ્રિયાદિની ઉપાસના કરનારાઓમાં પણ શ્રદ્ધા હોવી ઘટે છે, પણ તે શ્રદ્ધા ભ્રાંતિરૂપ મૂલવાળી હોવાથી વાસ્તવિક શ્રદ્ધા નથી. આગમ, અનુમાન અને આચાર્યના ઉપદેશથી પરોક્ષરીતે જણાયેલા પુરુષનો સાક્ષાત્કાર કરવાની જે અત્યંત ઇચ્છા તે શ્રદ્ધા કહેવાય છે. તે શ્રદ્ધા સમર્થ માતાની પેઠે અનેક પ્રતિબંધોનો તિરસ્કાર કરીને તે અનર્થોથી યોગીનું રક્ષણ કરે છે તેથી તેના યોગનો ભંગ થતો નથી. પુરુષતત્ત્વનો સાક્ષાત્કાર યોગથી થાય છે. તે યોગનું જ્યારે મુમુક્ષુને યથાર્થ માહાત્મ્ય સમજાય ત્યારેજ તેને તે સંપાદન કરવાની અભિરુચિ ઉપજે છે માટે સાધકે શાસ્ત્રવચનાદિથી તે યોગનું યથાર્થ માહાત્મ્ય જાણવું જોઇએ. શ્રીભગવદ્ગીતામાં યોગીનું નીચે પ્રમાણે માહાત્મ્ય કહી યોગની ઉત્કૃષ્ટતા નિરૂપણ કરી છે:—

“ तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः ।

कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥"
"वेदेषु यज्ञेषु तपस्सु चैव दानेषु यत्पुण्यफलं प्रदिष्टम् ।
अत्येति तत्सर्वमिदं विदित्वा योगी परं स्थानमुपैति चाद्यम्॥"

**વિવેચનઃ**—કૃચ્છ્રચાંદ્રાયણાદિ તપ જે ઉત્તમલોકની પ્રાપ્તિ કરનારાં છે તેનું અનુષ્ઠાન કરનારા તપસ્વીઓથી ચિત્તનિરોધરૂપ યોગનું અનુષ્ઠાન કરનાર યોગી શ્રેષ્ઠ છે, કેમકે તે તપોવડે સ્વર્ગને પામેલાની પુણ્યનો ક્ષય થયે આ લોકમાં પુનરાવૃત્તિ થાય છે, પણ યોગી તો ચિત્તનિરોધરૂપ અપારપુણ્યવડે પુનરાવૃત્તિરહિત સ્વસ્વરૂપને પ્રાપ્ત થાય છે. પરોક્ષજ્ઞાનવાળા જ્ઞાનીથી કિંવા અપરોક્ષજ્ઞાનવાળા જ્ઞાનીથી પણ યોગી અધિક માનેલો છે, કેમકે પરોક્ષજ્ઞાનવાળો ત્રણ પ્રકારનાં કર્મોથી અત્યંત મોકળો થયો નથી, અને અપરોક્ષજ્ઞાનવાળાનાં સંચિતકર્મ દગ્ધ થયાં છે, તથા ક્રિયમાણકર્મનો તેને અસ્પર્શ છે, પરંતુ તેનામાં પ્રારબ્ધકર્મનું ઉલ્લંઘન કરવાનું બલ ન હોવાથી વિદેહકૈવલ્યની પ્રાપ્તિ તેને વિલંબે થાય છે, કિંતુ યોગી તો પ્રારબ્ધકર્મનું પણ અતિક્રમણ કરી શીઘ્રજ કૈવલ્યની પ્રાપ્તિ કરી શકે છે. સ્વર્ગાદિની પ્રાપ્તિ કરનારાં અગ્નિહોત્રાદિ કર્મો કરનારા કર્મઠોથી પણ યોગી શ્રેષ્ઠ છે, કેમકે તે કર્મોવડે પ્રાપ્ત થયેલા સ્વર્ગમાંના ભોગોમાં અશુદ્ધિ, ક્ષય અને અતિશય એ દોષો રહેલા છે, તથા પુણ્યનો ક્ષય થયે ત્યાંથી તે દેવભાવને પામેલા કર્મઠોનું પતન થાય છે, પણ યોગીઓ તો ત્રણ પ્રકારનાં દુઃખોથી અત્યંતરહિત એવા સ્વસ્વરૂપને પામે છે. એવી રીતે પૂર્વોક્ત સર્વથી યોગી શ્રેષ્ઠ છે માટે હે અર્જુન! તું યોગી થા.

ઋગાદિ વેદોમાં, જ્યોતિષ્ટોમાદિ યજ્ઞોમાં, કૃચ્છ્રાદિ તપોમાં અને સુવર્ણાદિના દાનોમાં જે પુણ્ય તથા ફલ શાસ્ત્રમાં કહ્યું છે તે સર્વનું યોગી આને જાણીને ઉલ્લંઘન કરે છે, અને આદ્ય તથા ઉત્કૃષ્ટ સ્થાનને પામે છે.

વીર્યનો અર્થ ધારણાનામનો પ્રયત્ન થાય છે. શ્રદ્ધાવાન્ સાધક-યોગીમાં ઇચ્છેલા વિષયની પ્રાપ્તિ માટે તે વિષયમાં ચિત્તને પુનઃ પુનઃ સ્થાપન કરવારૂપ ધારણાનામનો પ્રયત્ન ઉપજે છે. ધારણાના ગ્રહણવડે યમ, નિયમ, આસન, પ્રાણાયામ ને પ્રત્યાહારરૂપ અવાંતરપ્રયત્નનું પણ ગ્રહણ થાય છે. સ્મૃતિનો અર્થ ધ્યાન એટલે ધ્યેયાકારવૃત્તિનો પ્રવાહ થાય છે. ધારણાનામનો પ્રયત્ન કરનાર મુમુક્ષુયોગીને ધ્યાનાવસ્થાની પ્રાપ્તિ થાય છે. ધ્યાનના અભ્યાસવાળાનું ચિત્ત સર્વપ્રકારની વ્યાકુલતાથી રહિત થઇ સમાધિને પામે છે. પૂર્વોક્ત સર્વ યોગાંગોમાં સારી રીતે કુશલ થયેલા યોગીને સંપ્રજ્ઞાતયોગની પરાકાષ્ઠારૂપા વિવેકખ્યાતિ ઉપજે છે. જે વિવેકખ્યાતિની પ્રાપ્તિવડે તે યોગી પ્રકૃતિ તથા પુરુષના સ્વરૂપને યથાવત્ જાણે છે. તે વિવેકખ્યાતિના અભ્યાસથી તથા પરવૈરાગ્યથી તે યોગીને અસંપ્રજ્ઞાતસમાધિની પ્રાપ્તિ થાય છે. તે સમાધિજ કૈવલ્યનો હેતુ છે. બુદ્ધિસત્ત્વ તથા પુરુષના ભિન્નપણાનું જ્ઞાન જેની પૂર્વે છે એવો આ અસંપ્રજ્ઞાતયોગજ સકલ કાર્ય કરવાવડે જેનો અધિકાર સમાપ્ત થયો છે એવા ચિત્તને તેના કારણમાં અત્યંત લીન કરે છે. વિદેહ અને પ્રકૃતિલયનો ભવપ્રત્યય અસંપ્રજ્ઞાતયોગ તેમ કરી શકતો નથી. ૨૦

પૂર્વોક્ત શ્રદ્ધાદિ ઉપાયોના તથા વૈરાગ્યના તારતમ્યથી કોઇ સાધકને ચિરતરકાલે સિદ્ધિ થાય છે, કોઈ સાધકને ચિરકાલે સિદ્ધિ થાય છે, અને કોઇને અતિશીઘ્ર સિદ્ધિ થાય છે. એ ઉપાયો અભ્યાસીને તેમના પૂર્વજન્મોના સંસ્કારોથી કોઇને મૃદુ, કોઇને મધ્ય અને કોઇને અધિમાત્ર એમ ત્રણ પ્રકારના થાય છે તેથી યોગીઓ પણ **મૃદૂપાય**-અલ્પ ઉપાયવાળા, **મધ્યોપાય**—મધ્યમ ઉપાયવાળા અને **અધિમાત્રોપાય**—તીવ્ર ઉપાયવાળા એમ ત્રણ પ્રકારના છે. પૂર્વોક્ત ત્રણ પ્રકારના યોગીઓ પણ પૂર્વજન્મની વાસનાપ્રમાણે સંવેગ-વૈરાગ્ય—ની ન્યૂનાધિક-

તાથી ત્રણ ત્રણ પ્રકારના હોવાથી નવ પ્રકારના યોગીઓ થાય છે, તે આ પ્રમાણેઃ—૧ અલ્પ ઉપાયવાળા તથા અલ્પ વૈરાગ્યવાળા. ૨ અલ્પ ઉપાયવાળા તથા મધ્યમ વૈરાગ્યવાળા. ૩ અલ્પ ઉપાયવાળા તથા તીવ્ર વૈરાગ્યવાળા. ૪ મધ્યમ ઉપાયવાળા તથા અલ્પ વૈરાગ્યવાળા. ૫ મધ્યમ ઉપાયવાળા તથા મધ્યમ વૈરાગ્યવાળા. ૬ મધ્યમ ઉપાયવાળા તથા તીવ્ર વૈરાગ્યવાળા. ૭ તીવ્ર—અધિકપ્રમાણુયુક્ત—ઉપાયવાળા તથા અલ્પ વૈરાગ્યવાળા. ૮ અધિકપ્રમાણુયુક્ત ઉપાયવાળા તથા મધ્યમ વૈરાગ્યવાળા. ૯ અધિકપ્રમાણુયુક્ત ઉપાયવાળા તથા તીવ્ર વૈરાગ્યવાળા. એ નવ પ્રકારના યોગીઓમાંથી અતિશીઘ્ર સમાધિલાભ કયા યોગીને થાય છે તે **શ્રીસૂત્રકાર** નીચેના સૂત્રથી દર્શાવે છેઃ—

## तीव्रसंवेगानामासन्नः ॥ २१ ॥

**पदबोधिनी टीकाः—संवेगः क्रियाहेतुर्दृढतरः संस्कारः । स तीव्रो येषां तेषां समाधिरासन्नः शीघ्रमेव निष्पद्यत इत्यर्थः ॥ २१ ॥**

**સૂત્રાર્થઃ**—[ અધિકપ્રમાણુયુક્ત ઉપાયવાળા તથા ] તીવ્ર વૈરાગ્યવાળા[ યોગીઓ ]ને [સમાધિલાભ] સમીપ [છે] ૨૧

**વિવેચનઃ**—શ્રદ્ધાદિ ઉપાયોનું પ્રમાણુ જેઓના ચિત્તમાં અતિશય છે, તથા જેઓના ચિત્તમાં તીવ્રવૈરાગ્ય છે તેવા યોગીઓને સમાધિલાભ એટલે સંપ્રજ્ઞાતયોગની તથા અસંપ્રજ્ઞાતયોગની પ્રાપ્તિ અને તેનું ફલ કૈવલ્ય આસન્ન—સમીપ—છે, અર્થાત્ તેવા યોગીઓને તેમની પ્રાપ્તિ શીઘ્ર થાય છે. “ **विनिष्पन्नसमाधिस्तु मुक्तिं तत्रैव जन्मनि॥** ” (જેણે સમાધિને સારી રીતે સિદ્ધ કર્યો છે એવો યોગી તેજ જન્મ-

માં મુક્તિને પામે છે, ) એ **શ્રીવિષ્ણુપુરાણના** વચનમાં પણ એજ અર્થ પ્રતિપાદન કર્યો છે.

**"અધિમાત્રોપાયાનામ્"** એ યોગભાષ્યનું પદ સૂત્રમાં લઇ યોગવાર્તિકકારે **"अधिमात्रोपायानां तीव्रसंवेगानामासन्नः ॥"** એમ આ સૂત્ર ગોઠવ્યું છે, અને કોઇએ પૂર્વોક્ત પદ ન લેતાં આ સૂત્રપરના ભાષ્યમાંનું **" समाधिलाभः "** એ પદ લઇ ' **तीव्रसंवेगानामासन्नः समाधिलाभः** " એવો સૂત્રપાઠ સ્વીકાર્યો છે; તે બંને પાઠ **શ્રીવાચસ્પતિમિશ્રે** આપેલા પાઠથી ભિન્ન ને યોગભાષ્યમાંનાં પદોનું મિશ્રણ કરી બનાવેલા હોવાથી **"तीव्रसंवेगानामासन्नः॥"** એ સૂત્રપાઠજ વિશેષ યોગ્ય છે એમ જણાય છે.

યોગવાર્તિકકારે સંવેગનો અર્થ ઉપાયના અનુષ્ઠાનમાં શીઘ્રપણું એવો લીધો છે, પણ અધિમાત્રોપાયપદવડેજ ઉપાયના અનુષ્ઠાનનું શીઘ્રપણું સમજી શકાય એમ છે માટે **શ્રીવાચસ્પતિમિશ્રે** સંવેગનો અર્થ જે વૈરાગ્ય કર્યો છે તેજ યોગ્ય છે. ૨૧

એ પ્રમાણે ઉપરના સૂત્રથી સમાધિલાભાદિ ક્યા યોગીને સમીપ છે તે દેખાડ્યું. હવે તે સમાધિલાભ તથા તેના ફલની સમીપતામાં તીવ્રસંવેગના ભેદથી જે વિશેષ છે તે દેખાડે છે:—

## मृदुमध्याधिमात्रत्वात्ततोऽपि विशेषः ॥ २२ ॥

**पदबोधिनी टीकाः—ततः तत्र अपि विशेषः अस्तीति शेषः । तत्रापि मृदुतीव्रमध्यतीव्राधिमात्रतीव्रत्वादिभिर्भेदो द्रष्टव्यः ॥ २२ ॥**

**સૂત્રાર્થ:—**[ પૂર્વસૂત્રમાં કહેલા તીવ્રસંવેગમાંના તીવ્ર-

**ત્વનું પણ ] મૃદુ, મધ્ય અને અધિમાત્રપણાથી [ ત્રિવિધપણું હોવાથી ] તેથી ( આસન્નથી ) પણ વિશેષ ( આસન્નતર અને આસન્નતમરૂપ તારતમ્ય ) [ છે. ] ૨૨**

**વિવેચનઃ**—પૂર્વસૂત્રમાં જે તીવ્રસંવેગશબ્દ છે તે શબ્દમાંના તીવ્રપણાનું મૃદુતીવ્રપણું, મધ્યતીવ્રપણું અને અધિમાત્રતીવ્રપણું એમ ત્રિવિધપણું હોવાથી આસન્નથી ભિન્ન એવા આસન્નતર અને આસન્નતમ એ બે બીજા ભેદ થાય છે, અર્થાત્ નવમા યોગીને સંવેગના તીવ્રપણાના તારતમ્યથી સમાધિલાભ આસન્ન, આસન્નતર કે આસન્નતમ થાય છે. ઉપાયના અધિકપણાવાળા તથા મૃદુતીવ્રવૈરાગ્યવાળા યોગીને સમાધિલાભ તથા તેનું ફલ કૈવલ્ય આસન્ન–સમીપ–થાય છે, ઉપાયના અધિકપણાવાળા તથા મધ્યમતીવ્રવૈરાગ્યવાળાને સમાધિલાભ તથા તેનું ફલ કૈવલ્ય આસન્નતર–અતિસમીપ થાય છે, અને ઉપાયના અધિકપણાવાળા તથા અધિમાત્રતીવ્રવૈરાગ્યવાળા યોગીને સમાધિલાભ તથા તેનું ફલ કૈવલ્ય આસન્નતમ–અત્યંતસમીપ–થાય છે. એવી રીતે અધિકપ્રમાણયુક્ત ઉપાયવાળા તથા અત્યંતતીવ્રવૈરાગ્યવાળાનેજ સમાધિની તથા તેના ફલ કૈવલ્યની અત્યંતશીઘ્રતાથી પ્રાપ્તિ થાય છે માટે જેઓ સમાધિલાભ બહુજ શીઘ્રતાથી કરવા ઇચ્છતા હોય તેમણે શ્રદ્ધાદિ ઉપાયોને અધિક પ્રમાણમાં સંપાદન કરવા જોઇએ, તેમજ અત્યંત તીવ્રવૈરાગ્ય પણ સંપાદન કરવો જોઇએ. ૨૨

**અધિકપ્રમાણયુક્ત ઉપાયવિના તથા અત્યંતતીવ્રવૈરાગ્યવિના આસન્નતમ સમાધિલાભ થાય એવો અન્ય કોઇ ઉપાય છે કે નહિ એમ શંકા થાય તો તેનું સમાધાન શ્રીસૂત્રકાર નીચેના સૂત્રથી કરે છેઃ—**

# ईश्वरप्रणिधानाद्वा ॥ २३ ॥

पदबोधिनी टीकाः—ईश्वरः वक्ष्यमाणलक्षणः तत्र प्रणिधानं भक्तिविशेषः विशिष्टमुपासनमिति यावत् । तस्मादप्यासन्नतमः समाधिरिति शेषः । वाशब्दो भक्त्युपायस्य सुगमत्वख्यापनार्थः ॥ २३ ॥

સૂત્રાર્થ:—ઈશ્વરની ભક્તિવિશેષથી પણ [ આસન્નતમ સમાધિલાભ થાય છે ] ૨૩

વિવેચન:—શ્રીઈશ્વરનું સ્વરૂપ ચોવીશમા સૂત્રમાં સૂત્રકારશ્રી કહેશે. તે ઈશ્વરના પ્રણિધાનથી પણ પુરુષને સમાધિનો તથા તેના ફલ કૈવલ્યનો લાભ અતિશીઘ્ર થાય છે. પ્રણિધાનરૂપ ભક્તિવિશેષનું સ્વરૂપ આ પાદના અઠ્ઠાવીશમા સૂત્રમાં કહેવામાં આવશે. તે ભક્તિવિશેષવડે જે યોગસાધકે પોતાનું મન, વાણી ને શરીર પ્રેમપૂર્વક શ્રીઈશ્વરની ભક્તિપરાયણ કર્યાં હોય તે યોગસાધકની અભિમુખ થઇ શ્રીઈશ્વર "આને સમાધિલાભ તથા તેના ફલ કૈવલ્યની પ્રાપ્તિ અતિશીઘ્ર થાઓ" એમ સંકલ્પમાત્રવડે તેનો અનુગ્રહ કરે છે તેથી તે યોગસાધકને સમાધિલાભ ને તેનું ફલ કૈવલ્ય આસન્નતમ થાય છે. અનન્યચિંતન કરનારનો યોગક્ષેમને શ્રીઈશ્વર વહન કરે છે એ અર્થ શ્રીભગવદ્‌ગીતામાં પણ નીચેના શ્લોકવડે કહ્યો છે:—

"अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥"

ભાવાર્થ:—મારું અનન્યચિંતન કરતા છતા જે મનુષ્યો મને

સારી રીતે ઉપાસે છે તે નિરંતર અભિયુક્ત પુરુષના અપ્રાપ્ત સાધનની પ્રાપ્તિરૂપ યોગનું અને પ્રાપ્ત સાધનના રક્ષણરૂપ ક્ષેમનું હું વહન કરું છું.

આ સૂત્રમાં કહેલું ઈશ્વરપ્રણિધાન આગળ બીજા પાદના પહેલા સૂત્રમાં જે સર્વ ક્રિયાઓ શ્રીઈશ્વરને અર્પણ કરવી વા તેમના ફલનો ત્યાગ કરવો એ રૂપ ઈશ્વરપ્રણિધાન કહેવામાં આવશે તેનાથી ભિન્ન છે. આ પાદ ઉત્તમ અધિકારીમાટે છે તેથી અત્ર અસંપ્રજ્ઞાતસમાધિના કારણભૂત ભક્તિવિશેષ એવો ઈશ્વરપ્રણિધાનનો અર્થ છે, અને બીજો પાદ મધ્યમ અધિકારીમાટે છે તેથી ત્યાં ઈશ્વરપ્રણિધાનનો ઉપર કહેલો અન્ય અર્થ સંભવે છે.

વિવેકખ્યાતિપર્યંત જે યોગના ઉપાયો કહ્યા તે જીવવિષયક યોગમાં તથા ઈશ્વરવિષયક યોગમાં સામાન્ય છે, તેમાં જીવાત્મવિષયક યોગમાં તેસંબંધી વિવેકખ્યાતિપર્યંતના ઉપાયો અતિશયપ્રમાણયુક્ત હોય ને વૈરાગ્ય પણ તીવ્રતમ સંપાદન થયો હોય તોજ તેસંબંધી અસંપ્રજ્ઞાત-યોગ આસન્નતમ થાય છે, પણ ઈશ્વરવિષયક યોગમાં વિવેકખ્યાતિ-પર્યંતના ઉપાયોનું અધિમાત્રપણું ન હોય તેમજ તીવ્રતમવૈરાગ્ય પણ સંપાદન થયો ન હોય તોપણ ઈશ્વરની તે ભક્તિવિશેષથી તે-સંબંધી અસંપ્રજ્ઞાતયોગ આસન્નતમ થાય છે. એમ હોવાથી મુખ્યકલ્પના અને અનુકલ્પના ભેદવડે જીવાત્માની વિવેકખ્યાતિ અને પરમાત્માની વિવેકખ્યાતિ એ બંનેનું યોગનું તથા મોક્ષનું હેતુપણું જાણવું બંને વિવેકખ્યાતિ દેહાદિના અભિમાનની નિવૃત્તિ કરનારી છે તેથી બંનેવડે પરવૈરાગ્યની પ્રાપ્તિદ્વારા મોક્ષ થાય છે. પણ અભ્યાસના અને વૈરાગ્યના તીવ્રપણાવિના પણ ઈશ્વરની વિવેકખ્યાતિ યોગને તથા તેના ફલ મોક્ષને આસન્નતમ કરે છે તેથી તેનું શ્રેષ્ઠપણું છે. તે માટેજ શ્રુતિ-સ્મૃતિમાં પણ પ્રાયશઃ બ્રહ્મજ્ઞાનજ મોક્ષના હેતુપણાવડે ઉપદેશ કરાય છે.

"**तमेव विदित्वाऽतिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय॥**" ( તે પરમાત્માનેજ જાણીને પુરુષ મોક્ષને પામે છે, પરમાત્માના જ્ઞાનવિના મોક્ષમાટે અન્ય સાધન નથી, ) તથા "**तमेवैकं जानथ आत्मानमन्या वाचो विमुञ्चथामृतस्यैष सेतुः ॥**" ( તે એક પરમાત્માનેજ જાણુ, અને અન્ય વાણી ત્યજી દે, આ પરમાત્મા અમૃતનો સેતુ છે, ) ઇત્યાદિ શ્રુતિઓ તેમજ નીચેની સ્મૃતિઓ બ્રહ્મજ્ઞાન એ મોક્ષનો હેતુ છે એમ ઉપદેશ કરે છે:—

"**स ईश्वरो व्यष्टिसमष्टिरूपो व्यक्तस्वरूपाप्रकटस्वरूपः ।**
**सर्वेश्वरः सर्वविशेषवेत्ता समस्तशक्तिः परमेश्वराख्यः ॥१॥**
**प्रज्ञायते येन उदस्तदोषं शुद्धं परं निर्मलमेकरूपम् ।**
**संदृश्यते वाऽप्यवगम्यते वा तज्ज्ञानमज्ञानमतोऽन्यदुक्तम् ॥२॥**"

**ભાવાર્થ:**—તે ઇશ્વર વ્યષ્ટિ તથા સમષ્ટિરૂપ છે, પ્રકટસ્વરૂપ તથા અપ્રકટસ્વરૂપ છે, સર્વના ઇશ્વર છે, સર્વ વસ્તુને વિશેષરૂપે જાણનારા છે, સમગ્રશક્તિવાળા છે, અને પરમેશ્વરરૂપ છે. તે દોષરહિત, શુદ્ધ, પર, નિર્મલ અને એકરૂપ ઇશ્વરને જેવડે જાણવામાં આવે છે, વા જોવામાં આવે છે, અથવા અનુભવવામાં આવે છે તે જ્ઞાન છે, અને તેનાથી ભિન્નને શાસ્ત્રમાં અજ્ઞાન કહ્યું છે.

જીવનું વિવેકજ્ઞાન, યોગને તથા તેના ફલને આસન્નતમ કરવામાટે, ઉપાયોના અભ્યાસની તથા વૈરાગ્યના અતિતીવ્રપણાની અપેક્ષા રાખે છે, પણ ઇશ્વરનું વિવેકજ્ઞાન તેવી અપેક્ષા રાખતું નથી તેમાં શી યુક્તિ છે એમ શંકા થાય તો તેનું સમાધાન આ પ્રમાણે છે:—પ્રેમભક્તિરૂપ પ્રણિધાનથી અભિમુખ થયેલા ઇશ્વર તે ભક્તિ કરનારને

પોતાના સિદ્ધસંકલ્પવડે " આ ભક્તને સમાધિ તથા તેનું ફલ મોક્ષ આસન્નતમ થાઓ " આવી ઇચ્છા કરી, રોગ તથા અશક્તિ આદિવડે અભ્યાસ તથા વૈરાગ્યના મંદપણામાં પણ અનુગ્રહ કરે છે તેથી તે ભક્તયોગીને સમાધિ તથા મોક્ષ આસન્નતમ થાય છે. ઇશ્વરપ્રણિધાનથી યોગવિઘ્નોનો અભાવ, સ્વરૂપનું જ્ઞાન ને સંપ્રજ્ઞાતસમાધિનો લાભ, તેથી અસંપ્રજ્ઞાતસમાધિની પ્રાપ્તિ અને તેથી કૈવલ્યની પ્રાપ્તિ થાય છે એમ તેમનો ક્રમ જાણવો. ૨૩

તમારા યોગસિદ્ધાંતમાં પ્રધાન તથા તેનાં કાર્યોને જડરૂપ માન્યાં છે, અને પુરુષોને ચેતનરૂપ માન્યા છે તેથી તમારા મતમાં જડ અને ચેતન એવાં બે તત્ત્વોનોજ સ્વીકાર છે, ત્રીજા તત્ત્વનો સ્વીકાર નથી તો પૂર્વોક્તરીતે અભિમુખ થનાર તથા અનુગ્રહ કરનાર આ ઇશ્વરતત્ત્વનો તમે એ બેમાંથી કયા તત્ત્વમાં અંતર્ભાવ કરો છો ? જો ચેતનમાં તેમનો અંતર્ભાવ કરતા હો તો ચેતન ઉદાસીન તથા અસંસારી છે તેથી તેમાં અભિમુખ થવાનો તથા અનુગ્રહ કરવાનો સ્વભાવજ નથી, અને તેમનો જો જડમાં અંતર્ભાવ કરતા હો તો જડ અસ્મિતાવિનાનું છે તેથી તેમાં પણ અભિમુખ થવાનો તથા અનુગ્રહ કરવાનો અસંભવ છે. નિત્યઇચ્છાદિમાન્ સ્વતઃસિદ્ધ ઇશ્વર વૈશેષિકાદિની પેઠે તમે સ્વીકારતા નથી. ઉપાધિવડે ઇશ્વરનું ઇશ્વરપણું છે એમ જો કહો તો ઉપાધિના અભાવથી તે પુરુષરૂપેજ રહેશે તેથી પણ પુરુષથી ભિન્ન ઇશ્વરની સિદ્ધિ થશે નહિ. એ પ્રમાણે પૂર્વપક્ષ થતાં તે પૂર્વપક્ષનું નિરાકરણ કરી પ્રણિધાન કરવાયોગ્ય ઇશ્વરનું સ્વરૂપ દર્શાવવા ભગવાન્ સૂત્રકાર નીચેનું સૂત્ર રચે છેઃ—

**क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरुषविशेष ईश्वरः ॥ २४ ॥**

पदबोधिनी टीकाः—क्लेशा वक्ष्यमाणलक्षणा अविद्यादयः पञ्च । कर्म धर्माधर्मौ । विपाकः कर्मफलानि । आशयाः फलानुकूलाः संस्काराश्चित्तस्थाः । एतैरपरामृष्टः कालत्रयेऽप्यसम्बन्धः । पुरुषविशेषः स्वतंत्र आत्मा । ईश्वरः सर्वनियामकः निरतिशयज्ञानक्रियाशक्तिमानिति यावत् । अत्र कालत्रयासम्बन्धवाचिना विशेषपदेन मुक्तजीवेभ्यो व्यावृत्तिः कृता । तेषां तु पूर्वकाले बन्धत्रयसम्बन्ध आसीदित्यनुसन्धातव्यम् ॥ २४ ॥

સૂત્રાર્થઃ—ક્લેશ, કર્મ, વિપાક અને આશયવડે અસંસ્પૃષ્ટ પુરુષવિશેષ [ તે ] ઈશ્વર. ૨૪

વિવેચનઃ—સાંસારિક પુરુષને વિવિધ દુઃખના પ્રહારવડે જે પીડા કરે છે તે ક્લેશ કહેવાય છે. તે ક્લેશો પાંચ છે, અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ ને અભિનિવેશ. તે ક્લેશોનાં સ્વરૂપ સાધનપાદના પાંચમા, છઠ્ઠા, સાતમા, આઠમા ને નવમા સૂત્રથી ભગવાન્ સૂત્રકાર પોતેજ કહેશે. ધર્માધર્મનું કર્મજપણું હોવાથી ધર્માધર્મ ઉપચારથી કર્મ કહેવાય છે. ધર્માધર્મનાં ફલ જે જાતિ, આયુષ્ ને ભોગ તે વિપાક કહેવાય છે. વિપાકપર્યન્ત જે વાસના તે આશય કહેવાય છે. તે વાસના ફલના પરિપાકપર્યંત ચિત્તમાં અપ્રકટરૂપે રહે છે માટે તેને

આશય કહેવામાં આવે છે. કોઇ માણસ ભાવિજન્મમાં હાથી થાય તો તેને તે જન્મમાં હાથીના શરીરને ઉચિત એવી વૃક્ષનાં પર્ણાદિ ખાવાની જે ઇચ્છા થાય છે તે ઇચ્છા કેઇ પણ પૂર્વજન્મમાં સંપાદન કરેલા તેવાજ સંસ્કાર ચિત્તમાં અપ્રકટ હોય છે તે પ્રકટ થાય છે તેથી-જ થાય છે. જો તે સંસ્કારો પ્રકટ ન થાય તો તેના જીવનનો નિર્વાહજ ન થઇ શકે માટે વિપાકપ્રમાણે વાસના થાય છે એ અર્થ યથાર્થ છે. યદ્યપિ તે ક્લેશાદિ વસ્તુતાએ ચિત્તમાં વર્તમાન છે, તથાપિ તે ઉપચારથી સાંસારિક પુરુષમાં કથન કરાય છે, જેમ જયપરાજય વસ્તુતાએ યોદ્ધાઓમાં વર્તમાન છે તોપણ તે તેઓના સ્વામી ાં ઉપચારથી કથન કરાય છે તેમ ક્લેશાદિ વસ્તુતાએ ચિત્તમાં ર્તમાન છતાં પણ સાંસારિક પુરુષમાં તે ઉપચારથી કથન કરાય છે આ ક્લેશ, કર્મ, વિપાક ને આશયથી જે ત્રણે કાલમાં સંસ્પૃષ્ટ નથી, અર્થાત્ ત્રણે કાલમાં જે તેના સંસર્ગથી રહિત છે તે પુરુષવિશેષ ઇશ્વર કહેવાય છે.

શંકાઃ—જડ અને ચેતન એ બે તત્ત્વોજ આ વિશ્વમાં છે. હવે પુરુષવિશેષ એવા ઇશ્વરનો જો પુરુષમાં અંતર્ભાવ થઇ શકે એમ હોય તો પછી તેને પુરુષથી ભિન્ન માનવામાં ગૌરવ છે. નિરતિશયજ્ઞાનશક્તિવાળાપણું તથા નિરતિશયક્રિયાશક્તિવાળાપણું એજ ઇશ્વરપણું છે. જ્ઞાન અને ક્રિયા એ બંને બુદ્ધિનાં પરિણામો હોવાથી અલ્પજ્ઞાનક્રિયાશક્તિવાળાપણું અને મહત્જ્ઞાનક્રિયાશક્તિવાળાપણું એ બંને બુદ્ધિનાં પરિણામો ચિન્માત્રપુરુષમાં વાસ્તવિક ભેદ કરવા સમર્થ થતાં નથી. જેમાં બુદ્ધિનાં પરિણામોનો ગંધ પણ નથી એવો પુરુષ છે તો તેનાથી ભિન્ન નિરતિશયજ્ઞાનાદિવાળો પુરુષવિશેષ કેવી રીતે હોઇ શકે? નજ હોઇ શકે. કપિલભગવાને પણ "**ईश्वरासिद्धेः** ॥" (ઇશ્વરની અસિદ્ધિ હોવાથી,) "**मुक्तात्मनः**

**प्रशंसोपासा सिद्धस्य वा ॥** " ( ઇશ્વરનું કથન મુક્તપુરુષની પ્રશંસા-રૂપ અથવા સિદ્ધની ઉપાસનારૂપ છે, ) તથા "**प्रमाणाभावान्न तत्सिद्धिः ॥** " ( પ્રમાણના અભાવથી તે ઇશ્વરની સિદ્ધિ નથી, ) ઇત્યાદિ સૂત્રોથી તે માટેજ ઇશ્વરનો અભાવ દર્શાવ્યો છે. ઇશ્વરનું અસ્તિત્વ કહેનારાં શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ અને પુરાણનાં વચનોની ઉપપત્તિ સિદ્ધપુરુષોનું અસ્તિત્વ માનવાથી થઇ શકે છે માટે પુરુષથી ભિન્ન અન્ય કોઇ પુરુષવિશેષ સંભવી શકતો નથી. જીવોનાં કર્મફલની યથાયોગ્ય વ્યવસ્થા કરવા ઇશ્વરના અસ્તિત્વનો સ્વીકાર કરવાની અપેક્ષા છે એમ પણ કહી શકાય એમ નથી, કેમકે કેવલ કર્મથી જીવોનાં કર્મફલની યથાયોગ્ય વ્યવસ્થા થઇ શકે છે. એક કર્મથી તેનો નિર્વાહ થઇ શકે છે, છતાં તેમાટે કર્મ અને ઇશ્વર એ બેનો સ્વીકાર કરવો તેમાં ગૌરવ છે કર્મવિના એકલા ઇશ્વરજ સ્વેચ્છાપૂર્વક જગત્-ની સર્વ વ્યવસ્થા કરે છે એમ તમારાથી કહી શકાય એમ નથી, કેમકે તેમ માનવાથી ઇશ્વરમાં વિષમતા તથા ક્રૂરતા એ બે દોષો આવશે. કર્મફલ-પ્રદાતાપણું કર્માધીન હોવાથી ઇશ્વરને કર્મની અવશ્ય અપેક્ષા રહે છે, પણ કર્મને પોતાનું ફલ આપવામાં ઇશ્વરની અપેક્ષા રહેતી નથી. એવી રીતે કર્મવડે વિશ્વની વ્યવસ્થાનો નિર્વાહ સંભવી શકવાથી પુરુષથી ભિન્ન ઇશ્વર સ્વીકારવાની આવશ્યકતા નથી.

**સમાધાનઃ**—જડચેતનથી ભિન્ન અન્ય કોઇ તત્ત્વ નથી ઇશ્વરનો પુરુષમાં અંતર્ભાવ છે, જ્ઞાનક્રિયાદિ બુદ્ધિના ધર્મો છે, અને ઇશ્વરપણું તથા અનીશ્વરપણું પુરુષમાં નથી, એ સર્વ વાતોનો અમને સ્વીકાર છે, પરંતુ આ પુરુષવિશેષમાં ત્રણે કાલમાં ક્લેશાદિનો લેશ પણ નથી તેથી આ પુરુષોત્તમ અન્ય પુરુષોથી વિલક્ષણ છે એમ અમારું કહેવું છે. મુક્તપુરુષોને કૈવલ્યની પ્રાપ્તિ થયા પહેલાં ક્લેશકર્માદિરૂપ બંધ હતો,

પ્રકૃતિલયોને ને વિદેહોને પૂર્વે બંધ હતો, અને ભવિષ્યમાં બંધ થવાનો છે, તથા દેવમનુષ્યોને ભૂતકાલમાં બંધ હતો, વર્તમાનમાં બંધ છે, અને જેમને વર્તમાનજન્મમાં વિવેકખ્યાતિની પ્રાપ્તિ નહિ થાય તેમને ભવિષ્યમાં પણ બંધનો સદ્ભાવ રહેશે. પ્રકૃતિલયોના બંધને પ્રાકૃતબંધ કહે છે. પાંચ ભૂતો અને ઇંદ્રિયોરૂપ વિકારમાંના કોઇ વિકારમાં લય પામેલા વિદેહોને વૈકારિકબંધ છે. દેવમનુષ્યાદિ જેઓ દિવ્યાદિવ્ય ભોગો ભોગવે છે તેમને દક્ષિણાબંધ છે. શ્રીઇશ્વરમાં તો એ ત્રણે બંધનો ત્રણે કાલમાં સંસર્ગજ નથી તેથી પુરુષો વસ્તુતાએ ચિન્માત્ર છતાં, ત્રણે કાલમાં બંધના આત્યંતિકરહિતપણાથી, પુરુષવિશેષ શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ તથા પુરાણમાં સ્વીકારવામાં આવેલ છે. શ્રીઇશ્વરને અનાદિસિદ્ધ તથા સર્વથા રજસ્તમોમલરહિત શુદ્ધસત્ત્વાત્મક ચિત્ત છે. તેમાં નિરતિશય જ્ઞાન અને ને ક્રિયારૂપ સામર્થ્ય છે. તે ચિત્તનું કૃપાસાગર ભગવાન્ સંસારસમુદ્રમાં-થી પ્રાણીઓનો ઉદ્ધાર કરવાની ઇચ્છાથી ગ્રહણ કરે છે, અને લૌકિક તથા વૈદિક સંપ્રદાયને પ્રવર્તાવે છે, તથા સંસારરૂપ દાવાનલમાં તપતા દીન-જનોપર અનુગ્રહ કરે છે. એ નિર્મલ ચિત્તની સાથે શ્રીઇશ્વરને અન્ય જીવો-ની પેઠે અવિદ્યારૂપ નિમિત્તવાળો સ્વસ્વામિભાવસંબંધ નથી, પણ સંસારસાગરમાં પડેલા પુરુષોને જ્ઞાન તથા ધર્મના ઉપદેશવડે ઉદ્ધાર કરવાની ઇચ્છાથી શ્રીઇશ્વરે એ ચિત્તનું ગ્રહણ કર્યું છે તેથી તેમને તેના ગ્રહણથી બંધન થતું નથી. જેમ નાટકમંડલમાંનો કોઇ નટ રામનો વેશ ધારણ કરી તે તે ચેષ્ટાઓને દેખાડતો છતો પણ ભ્રાંતિને પ્રાપ્ત થતો નથી તેમ ચિત્તરૂપ અવિદ્યાને અવિદ્યારૂપ જાણી તેને પોતાની ઇચ્છાથી ગ્રહણ કરનારા ઇશ્વર પણ ભ્રાંતિને પામતા નથી. જીવોનો ઉદ્ધાર કરવાની ઇચ્છા થયા પછી ચિત્તનું ગ્રહણ, અને ચિત્તના ગ્રહણપછી ઉદ્ધાર કરવાની ઇચ્છા એમ હોવાથી ઇશ્વર જીવોનો ઉદ્ધાર કરવાની ઇચ્છાથી શુદ્ધસત્ત્વવાળા

ચિત્તને ગ્રહણ કરે છે એ કથનમાં અન્યોન્યાશ્રયદોષ આવે છે એમ શંકા કરવી નહિ, કેમકે સૃષ્ટિનું પ્રથમપણું હોય તો તે શંકા સંભવી શકે, પણ સૃષ્ટિ અનાદિ છે તેથી તે શંકા નિરર્થક છે. એક સર્ગનો સંહાર કરતી વેલા " આ પ્રલયના અવધિએ એટલે અન્ય સર્ગ થતી વેલા મારે અમુક પૂર્ણશુદ્ધ ચિત્ત સંસારમાં પીડાતા પ્રાણીઓનો જ્ઞાન તથા ધર્મના ઉપદેશવડે ઉદ્ધાર કરવામાટે ગ્રહણ કરવું છે " એવો સંકલ્પ કરી ભગવાન્ જગત્‌નો સંહાર કરે છે. તે કાલે ઇશ્વરનું ચિત્તસત્ત્વ સંકલ્પની વાસનાવાળું થઇ પ્રધાનના સમભાવને પામ્યું છતું પણ મહાપ્રલયનો અવધિ જ્યારે પરિપૂર્ણ થાય છે ત્યારે જેમ રાત્રિએ કોઇ પુરુષ " મારે કાલે પ્રાતઃકાલે ઊઠવું છે " એવો સંકલ્પ કરીને સૂતો હોય તો તે સંકલ્પના સંસ્કારથી તે પુરુષ પ્રાતઃકાલેજ ઊઠે છે તેમ પૂર્વસર્ગના અંતમાં કરેલા સંકલ્પના સંસ્કારથી તે ચિત્ત મહાપ્રલયની અવધિમાં ને નવા સર્ગના આરંભમાં શ્રીઇશ્વરને પ્રાપ્ત થાય છે. તેવડે શ્રીઇશ્વર જગત્‌ની ઉત્પત્તિ તથા બ્રહ્માદિને જ્ઞાનાદિનો ઉપદેશ કરે છે. પછી મહાપ્રલય આવે ઇશ્વરના તે ચિત્તનો પૂર્વોક્તરીતે પ્રકૃતિથી સમભાવ થાય છે, ને પુનઃ સૃષ્ટિના આદિકાલમાં પાછો તે ચિત્તનો ઇશ્વરથી યોગ થાય છે. એમ બીજાંકુરની પેઠે તે ક્રિયા અનાદિકાલથી ચાલે છે તેથી તેમાં અન્યોન્યાશ્રય-દોષની પ્રાપ્તિ થતી નથી. શ્રીઇશ્વરનું ચિત્ત મહાપ્રલયમાં પણ પ્રકૃતિના સમભાવને પ્રાપ્ત થતું નથી એમ કહેવું યોગ્ય નથી, કેમકે જો તે ચિત્ત કદીપણ પ્રધાનના સામ્યને ન પામે તો તે ચિત્ત પ્રધાનનું કાર્ય ન ગણાય, તેમજ તે ચિત્ત જડ હોવાથી ચિતિશક્તિરૂપ પણ ન ગણાય, અને તેમ થવાથી તે ચિત્ત પ્રકૃતિપુરુષથી ભિન્ન છે એવા અપ્રામાણિક અર્થની પ્રાપ્તિ થાય, જે અયુક્ત છે, કેમકે યોગસિદ્ધાંતમાં પ્રકૃતિપુરુષથી ભિન્ન અન્યતત્ત્વનો અભાવ છે. એવી રીતે ઉત્કૃષ્ટ ચિત્ત-

સત્ત્વના ગ્રહણથી શ્રીઈશ્વરનો જે નિત્ય ઉત્કર્ષ છે તેમાં શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ અને પુરાણરૂપ શાસ્ત્ર પ્રમાણ છે. એ શાસ્ત્રનું પ્રમાણપણું શ્રીઈશ્વરનો ઉપાધિ જે ઉત્કૃષ્ટચિત્ત તેના પ્રત્યક્ષરૂપ વાક્યાર્થના જ્ઞાન-જન્યપણાથી છે. શાસ્ત્રનું પ્રમાણપણું સિદ્ધ થયે ઉત્કૃષ્ટ ચિત્તસત્ત્વની સિદ્ધિ, ને તે ઉત્કૃષ્ટ ચિત્તસત્ત્વની સિદ્ધિ થયે તેના જન્યપણાવડે શાસ્ત્રના પ્રમાણપણાની સિદ્ધિ સ્વીકારશો તો અન્યોન્યાશ્રયદોષ પ્રાપ્ત થશે એમ શંકા કરવી નહિ, કેમકે "**मन्त्रायुर्वेदप्रामाण्यवच्च तत्प्रामाण्यमाप्तप्रमाणत्वात् ॥**" (આપ્તનું પ્રમાણપણું હોવાથી મંત્ર અને આયુર્વેદના પ્રમાણપણાની પેઠે વેદનું પ્રમાણપણું છે, ) એ ન્યાયસૂત્રાનુસાર મંત્ર અને આયુર્વેદના પ્રામાણ્યથી ઈશ્વરના ઉત્કૃષ્ટ ચિત્તની સિદ્ધિની પહેલાંજ શાસ્ત્રના પ્રમાણપણાની સિદ્ધિ હોવાથી અત્ર ઉત્કૃષ્ટ ચિત્તનું તો શાસ્ત્રના પ્રમાણપણામાં માત્ર નિર્વાહકપણું કહ્યું છે. પરમેશ્વરના ચિત્તસત્ત્વમાં વિષયપણાવડે અને સમવાયવડે વર્તમાન જે શાસ્ત્ર અને ઉત્કર્ષ છે તેમનો નિમિત્તનૈમિત્તિકભાવસંબંધ અનાદિ છે. શાસ્ત્ર નૈમિત્તિક છે, અને કારણપણાથી ચિત્તસત્ત્વનો ઉત્કર્ષ નિમિત્ત છે. મંત્ર અને આયુર્વેદના પ્રણેતા હોવાથી શ્રીઈશ્વર જે ચિત્તમાંથી રજસ્તમોરૂપ મલાવરણ અત્યંત ગલિત થઇ ગયું છે એવા સર્વથા પ્રકાશવાન્ ચિત્તવાળા છે એમ સિદ્ધ થાય છે. એવી રીતે અભ્યુદય અને નિઃશ્રેયસનો ઉપદેશ કરનાર વેદરાશિ પણ ઈશ્વરપ્રણીત છે માટે તે પણ બુદ્ધિસત્ત્વના પ્રકર્ષથીજ ઉત્પન્ન થવાયોગ્ય છે. સત્ત્વનો ઉત્કર્ષ હોવાથી તે ચિત્તમાં રજસ્તમસૂથી ઉપજતાં જે ભ્રાંતિ ને વંચનેચ્છા તેનો સંભવ નથી. એવી રીતે શાસ્ત્ર પ્રકૃષ્ટસત્ત્વનિમિત્તવાળું છે. શ્રીઈશ્વરના તથા તેમના તેવા પ્રકારના ચિત્તના સદ્ભાવમાં "**एष सर्वेश्वरः॥**" ( આ સર્વના ઈશ્વર છે, ) "**स्वाभाविकी ज्ञानबलक्रिया च ॥**" (ઈશ્વરની જ્ઞાનશક્તિ, ઇચ્છાશક્તિ

અને ક્રિયાશક્તિ સ્વાભાવિકી છે,) તથા "**सोऽकामयत् ॥**" (તે ઈશ્વર સંકલ્પ કરતા હવા,) ઇત્યાદિ શ્રુતિઓ પ્રમાણુ છે. અનુમાનથી તથા યોગીઓના અલૌકિક અનુભવથી પણ એજ અર્થની સિદ્ધિ થાય છે. કર્મ જડ હોવાથી તે પોતાના ફલની યથાયોગ્ય વ્યવસ્થા કરી શકે નહિ, તેના નિયંતા અવશ્ય કોઇ ચેતનરૂપ હોવા જોઇએ, તેથી કર્મફલપ્રદાતા ઈશ્વરની સિદ્ધિ થાય છે. જ્યાં જેટલી સામગ્રીની અપેક્ષા હોય, ને તે સામગ્રીમાંથી કોઇની ન્યૂનતાએ યથાર્થ કાર્યસિદ્ધિ ન થતી હોય, ત્યાં તેટલી સામગ્રી સ્વીકારવામાં ગૌરવ નથી. અહિં કર્મ અને ઈશ્વર એ એનો સ્વીકાર કર્યા વિના કર્મફલની યથાયોગ્ય વ્યવસ્થા થઇ શકતી નથી માટે તે બંનેનું અસ્તિત્વ સ્વીકારવું આવશ્યક છે. સ્પૃહાવિના પ્રવૃત્તિ થતી નથી, અને આપ્તકામ ઈશ્વરમાં સ્પૃહાનો સંભવ નથી, તો તેઓ આ જગતને ઉત્પન્ન કરવાનો પ્રયત્ન શામાટે કરે ? નજ કરે, એમ પણ શંકા કરવી નહિ, કેમકે જીવોને પ્રપંચજાલમાંથી મુક્ત કરવાની તથા મોક્ષમાર્ગમાં લગાડવાની કરુણાથી તેઓ તે પ્રવૃત્તિ અનાદિકાલથી સ્વીકારે છે. એવી રીતે સર્વદા મુક્ત અને સર્વદા ઈશ્વર એવા પુરુષ-વિશેષનું અસ્તિત્વ સ્વીકારવામાં કોઇ પણ પ્રકારનો વિરોધ નથી.

શ્રીયાજ્ઞવલ્ક્યભગવાને પણ શ્રીઈશ્વરનું તેવુંજ સ્વરૂપ વર્ણવ્યું છેઃ-

"**क्लेशकर्मविपाकाद्यैर्वासनाभिस्तथैव च ।**
**अपरामृष्टमेवाह पुरुषं हीश्वरं श्रुतिः ॥१॥**"

**ભાવાર્થઃ**—ક્લેશ, કર્મ, વિપાક તથા વાસનાઓના સંસર્ગથી જે ત્રણે કાલમાં રહિત છે તે પુરુષજ ઈશ્વર છે એમ શ્રુતિ કહે છે.

**શંકાઃ**—પુરુષ કમલપત્રના જેવો નિર્લેપ છે, તેને તાપનો સંભવ નથી તેથી ક્લેશાદિરહિત ઈશ્વરને પુરુષોપર અનુગ્રહ કરનારરૂપે સ્વીકારવાની અગત્ય નથી.

**સમાધાનઃ**—રજોગુણ તાપક છે, અને સત્ત્વગુણ તપ્ય છે. તે સત્ત્વગુણ બુદ્ધિરૂપે પરિણામ પામે છે. તમોગુણને લીધે પોતાને પોતાની બુદ્ધિથી અભિન્ન માનનારો પુરુષ સત્ત્વગુણ તપતાં "હું તપું છું" એમ માને છે. આ પ્રમાણે ભ્રાંતિવડે પોતાને તપતો માનતો પુરુષ સત્કારપૂર્વક, નિરંતરપણે, દીર્ઘકાલપર્યંત યમનિયમાદિ અષ્ટાંગયોગનું અનુષ્ઠાન કિંવા ઈશ્વરપ્રણિધાન કરે તો તેને સત્ત્વની અને પુરુષની ભિન્નતા સ્પષ્ટરૂપે પ્રતીત થાય છે, તેના અવિદ્યાદિ પાંચ ક્લેશો નિર્મૂલ થઇ જાય છે, તથા ધર્માધર્મના કર્માશયનો પણ અત્યંત ઉચ્છેદ થઇ જાય છે. એવી રીતે અવિવેકવડે પુરુષને તાપનો સંભવ હોવાથી શ્રીઈશ્વરને અનુગ્રહ કરનાર-રૂપે સ્વીકારવામાં વિરોધ નથી.

તે ઈશ્વરનું ઐશ્વર્ય સામ્યથી તથા અતિશયથી અત્યંતરહિત છે. સમાનઐશ્વર્યવાળા ઘણા ઈશ્વર હોય તો પ્રત્યેકના ભિન્ન ભિન્ન સંકલ્પથી જગતની વ્યવસ્થા યથાયોગ્ય ચાલી શકશે નહિ. ઉત્પત્તિકાલમાં, સ્થિતિ-કાલમાં અને પ્રલયકાલમાં તેમના પરસ્પરથી વિરુદ્ધ એવા ભિન્ન ભિન્ન સંકલ્પ થાય તો તેથી જગત્વ્યવસ્થા યથાયોગ્ય કેમ ચાલી શકે? સર્વનો એકજ સંકલ્પ થાય છે એમ સ્વીકારવાથી ગૌરવદોષ આવે છે. એક ઈશ્વરના સ્વીકારથી નિર્વાહ થતાં છતાં ઘણા ઈશ્વર સ્વીકારવામાં પ્રસિદ્ધ-રીતે ગૌરવ થાય છે. અન્ય ઐશ્વર્યવડે બીજા ઈશ્વર આ ઈશ્વરથી શ્રેષ્ઠતર છે એમ પણ કહેવાય એમ નથી, કેમકે જે ઐશ્વર્યની પરાકાષ્ઠા છે તેજ ઐશ્વર્યવાળા તે ઈશ્વર છે. તેથી જેનું સમપણાથી અને અતિશયથી અત્યંત રહિત એવું ઐશ્વર્ય છે તે ઈશ્વર છે, અને તે પુરુષવિશેષ છે. ૨૪

એ પ્રમાણે ઈશ્વરની ક્રિયાશક્તિમાં ને જ્ઞાનશક્તિમાં શાસ્ત્રપ્રમાણને કહીને હવે ભગવાન્ સૂત્રકાર જ્ઞાનશક્તિમાં અનુમાનપ્રમાણને દર્શાવે છેઃ—

**तत्र निरतिशयं सर्वज्ञबीजम् ॥ २५ ॥**

**पदबोधिनी टीकाः—सर्वज्ञत्वस्य यत् बीजं ज्ञापकं निरतिशयं ज्ञानं तत् तत्र तस्मिन् भगवति अस्तीत्यनुमीयते । यत्र निरतिशयं ज्ञानं तत्र सर्वज्ञत्वमिति निरतिशयज्ञानवत्त्वेन सर्वज्ञत्वसिद्धेस्तेनैव रूपेण तस्यानुमानमिति दिक् । निरतिशयत्वं काष्ठाप्राप्तित्वम् ॥ २५ ॥**

**સૂત્રાર્થઃ**—સર્વજ્ઞપણાનું બીજ તેમાં ( ઈશ્વરમાં ) નિરતિશય [ છે. ] ૨૫

**વિવેચનઃ**—બુદ્ધિસત્ત્વને આવરણ કરનાર તમોગુણની નિવૃત્તિના તારતમ્યવડે જે આ ભૂત, ભવિષ્ય અને વર્તમાન પદાર્થોમાંના પ્રત્યેક પદાર્થનું તથા સમુચ્ચયવડે વર્તમાન અતીંદ્રિય પદાર્થોનું ગ્રહણ છે તેનું વિશેષણ અલ્પ તથા બહુ છે. તે અલ્પપણા તથા બહુપણારૂપ સાતિશયજાતીય જ્ઞાન સર્વજ્ઞપણાનું બીજ એટલે જ્ઞાપક હેતુ છે. કોઈ મનુષ્ય ભૂત, ભવિષ્ય અને વર્તમાનના પદાર્થોને અલ્પપ્રમાણમાં જાણે છે, કોઈ મનુષ્ય બહુપ્રમાણમાં જાણે છે, અને કોઈ મનુષ્ય તો તેમને બહુતરપ્રમાણમાં જાણે છે. અતીંદ્રિય પદાર્થોના જ્ઞાનમાં પણ ઉપાસનાના તારતમ્યપ્રમાણે તારતમ્ય હોય છે. એવી રીતે ગ્રાહ્યની અપેક્ષાએ ગ્રહણનું અલ્પપણું તથા બહુપણું કરેલું છે. એ પ્રમાણ વધતું છતું જેમાં પરાકાષ્ઠા પામે છે તે સર્વજ્ઞ છે. જે જે સાતિશય હોય છે તે તે પ્રાયશઃ નિરતિશય હોય છે. જેમ લવંગ અને સોપારીમાં સાતિશયમહત્પણું છે, અને વ્યાપકરૂપ આત્મામાં નિરતિશયમહત્પણું છે. તે પરિમાણની પેઠે સાતિશય-

પણાથી જ્ઞાનની પણ કાષ્ઠાપ્રાપ્તિ છે. જેમાં જ્ઞાનની કાષ્ઠાપ્રાપ્તિ છે તે સર્વજ્ઞ છે, અને તે પુરુષવિશેષ છે. ગુરુત્વાદિમાં સાતિશયપણું છતાં પણ કાષ્ઠાપ્રાપ્તિરૂપ સાધ્યના અભાવથી તેમાં પૂર્વોક્ત નિયમનો વ્યભિચાર નથી. બુદ્ધ, અર્હત અને મહર્ષિ કપિલ આદિ ઘણા શાસ્ત્રપ્રણેતાઓ છે તેઓ આ અનુમાનથી શામાટે સર્વજ્ઞ ન ગણાય? એમ શંકા થાય તો તેનું સમાધાન આ પ્રમાણે છે:—બુદ્ધાદિપ્રણીત આગમાભાસો આગમ નથી, કેમકે તે ગ્રંથોમાં સર્વપ્રમાણુથી બાધિત આત્માના ક્ષણિકવાદનું, શૂન્યવાદનું, જીવના અનિયતસ્વરૂપનું અને ઇશ્વરાભાવાદિનું નિરૂપણ છે તેથી શુદ્ધચિત્તવાળા મુમુક્ષુને પરમતત્ત્વના બોધમાં તે સાક્ષાત્ ઉપકારક નથી. જેવડે અભ્યુદય અને નિઃશ્રેયસનાં સાધનો બુદ્ધિમાં આરોહણ કરે છે તે આગમ કહેવાય છે. આગમનું એ લક્ષણ શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ અને પુરાણમાં વિશેષ સંભવિત હોવાથી તે આગમમાં ગણાય છે. જેમાં નિરતિશય જ્ઞાન છે તે સર્વજ્ઞ છે આ સામાન્ય અનુમાન પુરુષવિશેષનું જે સંજ્ઞાદિરૂપ (નામાદિરૂપ) વિશેષજ્ઞાન છે તેને જણાવવામાં સમર્થ નથી. તે સર્વજ્ઞના સંજ્ઞાદિ વિશેષનું જ્ઞાન તો આગમથી સંપાદન કરવાયોગ્ય છે. આગમમાં તે પુરુષવિશેષનાં મહેશ્વર, શિવ, શંકર, બ્રહ્મ, અંતર્યામી, પરમાત્મા ને ઇશ્વર આદિ નામો કહ્યાં છે. "**मायिनं तु महेश्वरम् ॥**" (પ્રકૃતિના નિયામકને તો મહેશ્વર જાણવા,) એ શ્રુતિમાં તે પુરુષવિશેષને મહેશ્વર એવી સંજ્ઞા આપી છે, અને નીચેના લિંગપુરાણના વચનમાં તેમને શિવ એવી સંજ્ઞા આપી છે:—

**"लोके सातिशयित्वेन ज्ञानैश्वर्ये विलोकिते ।**
**शिवे नातिशयित्वेन स्थिते आहुर्मनीषिणः ॥१॥"**

ભાવાર્થ:— લોકમાં જ્ઞાન અને ઐશ્વર્ય સાતિશયિપણાવડે જોવામાં

આવે છે, પણ શ્રીશિવમાં તે નિરતિશયીપણાવડે સ્થિત છે એમ બુદ્ધિમાનો કહે છે.

સંજ્ઞાદિમાંના આદિપદથી ષડંગતા, દશ અવ્યયતા, પૂર્ણાનંદતા, પરમકારુણિકતા ને જગદાધારકારણતા ઇત્યાદિ જાણવાં. ષડંગતા તથા દશ અવ્યયતા શ્રીવાયુપુરાણમાં આ પ્રમાણે દર્શાવી છેઃ—

**"सर्वज्ञता तृप्तिरनादिबोधः स्वतंत्रता नित्यमलुप्तशक्तिः ।**
**अनंतशक्तिश्च विभोर्विधिज्ञाः षडाहुरङ्गानि महेश्वरस्य ॥"**
**"ज्ञानं वैराग्यमैश्वर्यं तपः सत्यं क्षमा धृतिः ।**
**स्रष्टृत्वमात्मसम्बोधो ह्यधिष्ठातृत्वमेव च ॥**
**अव्ययानि दशैतानि नित्यं तिष्ठन्ति शङ्करे ॥"**

**ભાવાર્થઃ**—સર્વજ્ઞતા, નિરંકુશતૃપ્તિ, અનાદિજ્ઞાન, સ્વતંત્રતા, સર્વદા અલુપ્તશક્તિ અને અનંતશક્તિ એ છ અંગો વ્યાપક મહેશ્વરનાં છે એમ વેદજ્ઞો કહે છે.

જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય, તપ, સત્ય, ક્ષમા, ધૃતિ, સ્રષ્ટાપણું, આત્માનું દૃઢ જ્ઞાન અને નિયંતાપણું આ દશ અવ્યયો—અવિનાશી ભાવો-શંકરમાં સર્વદા રહે છે.

**શંકાઃ**—ઈશ્વરની જે આ જગતને ઉત્પન્ન કરવાની પ્રવૃત્તિ છે તે શું પોતાના પ્રયોજનને માટે છે? કિંવા કારુણ્યને લીધે અન્યના પ્રયોજનમાટે છે? અથવા ઉન્મત્તની પેઠે સ્વપરના પ્રયોજનથી રહિત છે? તેમાં પ્રથમ વિકલ્પ સંભવી શકતો નથી, કેમકે તે વિકલ્પ સ્વીકારવામાં આવે તો ઇશ્વરનું જે પરિતૃપ્તપણું સાંભળવામાં આવે છે તે બાધ પામે. વૈરાગ્યના અતિશયવાળા નિત્યતૃપ્ત ભગવાનને સ્વાર્થમાં

તૃષ્ણા સંભવે નહિ એ અર્થ યુક્તિથી પણ સિદ્ધ છે. બીજો વિકલ્પ પણ ઘટતો નથી, કેમકે જો તેઓ કારુણ્યથી સંસારને ઉપજાવવાની પ્રવૃત્તિ કરતા હોત તો તેઓ આ જગતને કેવલ સુખમયજ રચત, પણ જેમાં જરા, મરણ, વ્યાધિ અને નરકાદિરૂપ દુઃખો રહ્યાં છે એવું દુઃખબહુલ વિશ્વ રચત નહિ. ત્રીજો વિકલ્પ પણ સંભવરહિતજ છે, કેમકે જગતની ઉત્પત્તિ કરવામાં ઉન્મત્તના પેઠે ઈશ્વરની મતિવિભ્રમથી પ્રવૃત્તિ છે એમ કહેવામાં કોઇ યુક્તિ નથી. આ વિશ્વની રચના જોતાં તેમાં જે નાનાપ્રકારની વ્યવસ્થા જોવામાં આવે છે તે વ્યવસ્થા સંપૂર્ણ બુદ્ધિમાન્‌વિના થઇ શકે એવી નથી, અને ઉન્મત્તમાં તો બુદ્ધિસત્ત્વના ઉત્કર્ષરૂપ સર્વજ્ઞપણાનો કેવલ અસંભવ છે તેથી તે આ વિશ્વ કેમ રચી શકે ? નજ રચી શકે. તે ઉપરથી સિદ્ધ થાય છે કે આ જગત્ કોઇ બુદ્ધિમાન્‌નું રચેલું છે. બુદ્ધિમાન્‌ની પ્રવૃત્તિ પોતાના તથા પરના હિતને માટે તથા અહિતની પ્રાપ્તિના પરિહારમાટે હોય છે, પ્રયોજનરહિત હોતી નથી. એવી રીતે પ્રયોજનવિના બુદ્ધિમાન્‌ની પ્રવૃત્તિ સંભવતી નથી તેથી ઈશ્વરમાં ક્રિયાશક્તિ હોય તોપણ તે જગત્‌ની ઉત્પત્તિ ન કરે.

**સમાધાન:**—શ્રીઈશ્વર પોતાના પ્રયોજનમાટે જગત્‌ને ઉત્પન્ન કરવાની પ્રવૃત્તિ કરતા નથી, પણ પ્રાણીઓના અનુગ્રહમાટેજ તે પ્રવૃત્તિ તેઓ સ્વીકારે છે. શબ્દાદિના ઉપભોગરૂપ કાર્ય કરવાથી તથા વિવેકખ્યાતિરૂપ કાર્ય કરવાથી ચિત્ત પોતાના ભોગમોક્ષરૂપ અધિકારથી રહિત થાય છે તેથી પુરુષ કેવલી થાય છે માટે તે પ્રયોજનસારુ પરમકારુણિક ઈશ્વર જગત્‌ની ઉત્પત્તિ કરી વિવેકખ્યાતિના ઉપાયને કથન કરે છે. એમ હોવાથી પુણ્યપાપનું ફલ આપનાર ઈશ્વર ચિત્તના અકૃતાર્થપણાથી જંતુઓને સુખદુઃખનો અનુભવ કરાવતા છતા પણ

અહ્કારુણિક નથી. જન્મમરણાદિ દુઃખોથી નિરંતર પીડાતા જીવોને શ્રીઈશ્વર જ્ઞાનધર્મનો ઉપદેશ કરી વિવેકખ્યાતિના પરિપાકવડે કૈવલ્યને પમાડી તેમનો સંસારસમુદ્રથી ઉદ્ધાર કરે છે. જ્ઞાનધર્મનો ઉપદેશ કરુણા-વાળાથી થાય છે એ વાત કપિલમતવાળાઓ પણ સ્વીકારે છે. નીચેના પંચશિખાચાર્યના વચનમાં એ અર્થ સ્પષ્ટપણે પ્રતીત થાય છેઃ—

" आदिविद्वान्निर्माणचित्तमधिष्ठाय कारुण्याद्भगवान् परमर्षिरासुरये जिज्ञासमानाय तंत्रं प्रोवाच ॥ "

**ભાવાર્થઃ**—સર્ગના આદિમાં આવિર્ભાવ પામેલા વિષ્ણુ યોગ-બલવડે પોતાના નિર્માણ કરેલા ચિત્તપ્રતિ પોતાના અંશવડે પ્રવેશ કરી કપિલનામના પરમઋષિ થયા. તે કપિલભગવાન્ કારુણ્યથી જિજ્ઞાસાવાળા આસુરિપ્રતિ મોક્ષશાસ્ત્રને કહેતા હવા.

એવા ઈશ્વરની ભક્તિથી ભક્ત સર્વદુઃખોથી રહિત થાય છે એમ નીચેના શ્રીમહાભારતના શ્લોકમાં દર્શાવ્યું છેઃ—

" अनादिनिधनं विष्णुं सर्वलोकमहेश्वरम् ।
लोकाध्यक्षं स्तुवन्नित्यं सर्वदुःखातिगो भवेत् ॥ "

**ભાવાર્થઃ**—આદિઅંતથી રહિત, સર્વવ્યાપક, સર્વલોકના મહેશ્વર ને સર્વલોકના નિયંતા એવા જે ઈશ્વર તેમનું નિત્ય સ્તવન કરવાથી ભક્ત સર્વ દુઃખોથી અત્યંત મોકળો થાય છે.

જોકે ઈશ્વરનું સર્વજ્ઞપણું મુખ્યત્વે આગમવડે જાણવામાં આવે છે તોપણ આ સૂત્રમાં જિજ્ઞાસુના હિતાર્થે આગમાનુસારી સામાન્ય-તોદૃષ્ટાનુમાનથી પણ તેની સિદ્ધિ કરી દેખાડી છે. ૨૫

હવે બ્રહ્માદિકથી શ્રીઈશ્વરમાં જે અધિકતા છે તે દર્શાવે છેઃ—

## पूर्वेषामपि गुरुः कालेनानवच्छेदात् ॥२६॥

**पदबोधिनी टीका:**—सः भगवान् पूर्वेषां आद्यानां स्रष्टृणां ब्रह्मादीनां अपि गुरुः उपदेष्टा यतः स कालेन नावच्छिद्यते अनादित्वात् । ब्रह्मादीनां त्वादिमत्त्वादस्ति कालेनावच्छेदः ॥ २६ ॥

**સૂત્રાર્થ:**—[ઈશ્વરનો] કાલવડે પરિચ્છેદ નહિ હોવાથી [ તે ઈશ્વર ] પ્રથમનાઓના ( બ્રહ્માદિકના ) પણ ઉપદેષ્ટા [ છે. ] ૨૬

**વિવેચન:**—આ સૂત્રના પાતનિકારૂપ યોગભાષ્યમાં જે " **स एषः** " એ પદો છે તે યોગવાર્તિકકારે, યોગમણિપ્રભાકારે તથા યોગચંદ્રિકાકારે આ સૂત્રના આદિમાં લીધાં છે, ભોજદેવે તથા પદબોધિનીના કર્તાએ એ બે પદમાંનું **सः** એ એક પદ આ સૂત્રના આદિમાં લીધું છે, અને **શ્રીવાચસ્પતિમિશ્રે** તો જે સૂત્ર છે તેનેજ સૂત્રરૂપે ગ્રહણ કર્યું છે. શ્રીઈશ્વર અનાદિઅનંત હોવાથી તેમનો કાલવડે પરિચ્છેદ નથી. જેમનો આદિઅંત હોય તેમનોજ કાલવડે પરિચ્છેદ હોય છે. પૂર્વે થઇ ગયેલા અનંત સર્ગોમાં થયેલા બ્રહ્મા વિષ્ણુ ને રુદ્રના, વર્તમાનસર્ગના બ્રહ્મા વિષ્ણુ ને રુદ્રના, તથા હવે પછીના અનંતસર્ગોમાં થનારા બ્રહ્મા વિષ્ણુ અને રુદ્રના તે ઈશ્વર ઉત્પન્નકર્તા, અંતર્યામી તથા ઉપદેષ્ટા છે. બ્રહ્માનો એક દિવસ મનુષ્યનાં ૪૩૨૦૦૦૦૦૦૦ વર્ષોનો થાય છે, ને તેટલાજ સમયની તેમની રાત્રિ થાય છે. એવાં ત્રીસ અહોરાત્રનો તેમનો માસ, તેવા બાર માસનું તેમનું વર્ષ, અને

એવાં સો વર્ષોનું તેમનું આયુષ્ હોય છે. તેમનાં પચાશ વર્ષને પરાર્ધ એવી સંજ્ઞા હોવાથી તેમનું બે પરાર્ધનું આયુષ્ પણ શાસ્ત્રમાં કહ્યું છે. બ્રહ્મા વિષ્ણુ અને રુદ્ર પોતપોતાનું આયુષ્ સમાપ્ત થયે વિદેહકૈવલ્યને પામે છે. પુનઃ નવા સર્ગમાં જે બ્રહ્મા વિષ્ણુ અને રુદ્ર ઉપજે છે તેઓ વેદાદિના જ્ઞાનથી રહિત હોવાથી શ્રીમહેશ્વર તેમને વેદાદિનો ઉપદેશ કરે છે. " **यो ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति तस्मै ॥** " (જે પ્રથમ બ્રહ્માને ઉત્પન્ન કરે છે, તથા જે તેમને વેદોનો ઉપદેશ કરે છે,) એ શ્રુતિ પણ એજ અર્થને પ્રતિપાદન કરે છે. એવી રીતે શ્રીમહેશ્વર અવિનાશી તથા સર્વજ્ઞ હોવાથી જગત્‌માં લોકસ્રષ્ટા તથા સર્વવિદ્યાના ઉપદેષ્ટારૂપે મનાતા બ્રહ્માદિના ઉપદેષ્ટા, ઉત્પન્નકર્તા ને અંતર્યામી છે. એ મહેશ્વરભગવાન્ બ્રહ્મા, વિષ્ણુ ને રુદ્રથી ભિન્ન તથા શ્રેષ્ઠ છે એ અર્થ " **ब्रह्मविष्णुशिवादीनां यः परः स महेश्वरः ॥** " ( બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્રથી જે પર છે તે મહેશ્વર છે,) ઇત્યાદિ શાસ્ત્રવચનોથી સિદ્ધ છે. ૨૬

એ પ્રમાણે શ્રીઈશ્વરના સ્વરૂપનું વિસ્તારથી નિરૂપણ કરી હવે તે ઈશ્વરના પ્રણિધાનના સ્વરૂપનું નિરૂપણ કરવું છે તેમાં પ્રથમ તે ઈશ્વરના વાચકને કહે છેઃ—

## तस्य वाचकः प्रणवः ॥ २७ ॥

**पदबोधिनी टीकाः—तस्य वाचकः अभिधायकः प्रणवः ॐकारः । ईश्वरोङ्कारयोर्यो वाच्यवाचकभावलक्षणः सम्बन्धः स नित्यः सङ्केतेन व्यज्यते न तु केनचित् क्रियत इति तात्पर्यम् ॥ २७ ॥**

**સૂત્રાર્થઃ**—તેનો ( તે ઈશ્વરનો ) વાચક ૐકાર [છે.]૨૭

**વિવેચનઃ**—તે ઈશ્વરરૂપ વાચ્યનો અભિધાશક્તિવડે ( શક્તિવૃત્તિવડે ) બોધક શબ્દ પ્રણવ એટલે ૐકાર છે, અર્થાત્ મનુષ્યની દેવદત્તાદિ સંજ્ઞાની પેઠે ૐકાર એ ઈશ્વરનું નામ છે. જેવડે ઈશ્વરની ઉત્તમ પ્રકારે સ્તુતિ કરાય છે તે પ્રણવ કહેવાય છે. ભોજદેવે પણ " **प्रकर्षेण नूयते स्तुयते अनेन इति प्रणवः ॥** " એમ વ્યુત્પત્તિ કરી પ્રણવનો એજ અર્થ કહ્યો છે.* ૐકાર એ ઈશ્વરનું સર્વોત્તમ નામ હોવાથી તેવડે તેમનું સ્મરણ કરવાથી તેઓ શીઘ્ર પ્રસન્ન થાય છે. યોગિયાજ્ઞવલ્ક્યે પણ નીચેના શ્લોકથી એમજ કહ્યું છે:—

" **अदृष्टविग्रहो देवो भावग्राह्यो मनोमयः ।**
**तस्योंकारः स्मृतो नाम तेनाहूतः प्रसीदति ॥** "

**ભાવાર્થઃ**—અદૃષ્ટશરીરવાળા પરમાત્મા ભક્તિમાત્રથી ગ્રાહ્ય ને મનના જેવી કારણરૂપ ઉપાધિવાળા છે. તેનું ૐકાર એવું નામ કહ્યું છે. તે નામવડે સ્મરણ કરવાથી તેઓ પ્રસન્ન થાય છે.

શ્રીલિંગપુરાણમાં પણ ઈશ્વરનાં અન્ય નામોથી ૐકારરૂપ નામનું શ્રેષ્ઠપણું દર્શાવ્યું છે:—

" **प्रणवो वाचकस्तस्य शिवस्य परमात्मनः ।**
**शिवरुद्रादिशब्दानां प्रणवो हि परः स्मृतः ॥** "

**ભાવાર્થઃ**—તે પરમકલ્યાણરૂપ પરમાત્માનો વાચક ૐકાર છે. તે ૐકારરૂપ નામ પરમાત્માનાં જે શિવ તથા રુદ્રાદિ નામો છે તે સર્વ નામોમાં શ્રેષ્ઠ છે એમ શાસ્ત્રોમાં કહ્યું છે.

---

* પ્રણવના અર્થના વિશેષ સ્પષ્ટીકરણમાટે ઉપાસનાવિચાર જુઓ.

લક્ષ્મીબીજ **શ્રીં**થી, માયા(ભૂતિ)બીજ **ह्रीं**થી, કામબીજ **क्लीं**થી, વાગ્બીજ **ऐं**થી, અને શક્તિબીજ **सः**થી, જગત્કારણ પરમાત્માના રહસ્યનામરૂપ ૐકાર જેને પરમાત્મબીજ પણ કહેવામાં આવે છે તે શ્રેષ્ઠ છે માટેજ "**सर्वेषां मङ्गलानां च बीजं प्रणव एव हि ॥**" (સર્વ મંગલોનું કારણ પ્રસિદ્ધ ૐકારજ છે,) તથા "**ॐकारः प्रणवो ब्रह्म सर्वमंत्रेषु नायकः ॥**" (બ્રહ્મનો વાચક જે પ્રણવ એટલે ૐકાર તે સર્વમંત્રોમાં નાયક છે,) ઇત્યાદિ શાસ્ત્રવચનો તેની મહત્તા વર્ણવે છે. એ ૐકાર ઇચ્છિત વસ્તુને તથા મોક્ષને આપનાર છે માટેજ યોગીઓ તેનું ધ્યાન કરે છેઃ—

" ॐकारं बिन्दुसंयुक्तं नित्यं ध्यायन्ति योगिनः ।
कामदं मोक्षदं चैव ॐकाराय नमो नमः ॥ "

**ભાવાર્થઃ**—યોગીઓ બિંદુસંયુક્ત ૐકારનું નિત્ય ધ્યાન કરે છે. જે ૐકાર ઇચ્છિત વસ્તુને તથા મોક્ષને આપનાર છે તે ૐકારને પુનઃ પુનઃ નમસ્કાર.

વિશ્વમાં **ઋગ્વેદ, યજુર્વેદ** અને **સામવેદ** એ સારરૂપ છે. તે વેદોમાં **भूः, भुवः** અને **स्वः** એ ત્રણ વ્યાહૃતિ સારરૂપ છે. વ્યાહૃતિમાં **अ, उ** ને **म** એ ત્રણ માત્રાવાળો ૐકાર સારરૂપ છે, કેમકે તે ઇશ્વરનું નામ છે. છાંદોગ્યોપનિષદમાં, **પ્રશ્નોપનિષદમાં** અને **માંડૂક્યોપનિષદમાં** તે પ્રણવની મહત્તા સ્પષ્ટપણે વર્ણવી છે. **શ્રીકઠોપનિષદમાં** પણ તેનું માહાત્મ્ય નીચે પ્રમાણે વર્ણવ્યું છેઃ—

"**सर्वे वेदा यत्पदमामनन्ति तपांसि सर्वाणि च यद्वदन्ति ।
यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत्ते पदं सङ्ग्रहेण ब्रवीम्योमित्येतत् ॥**"

**ભાવાર્થ:**—સર્વ વેદો જે પદને પ્રતિપાદન કરે છે, અને સર્વ તપો જેને કહે છે, જેને ઇચ્છનારા બ્રહ્મચર્યને આચરે છે તે પદ હે નચિકેતઃ ! હું તને સંક્ષેપથી કહું છું, તે ૐ છે.

શક્તિવૃત્તિવડે અર્થને પ્રતિપાદન કરનાર શબ્દ વાચક કહેવાય છે, અને તે વાચકશબ્દવડે જે પ્રતિપાદન થવાયોગ્ય હોય તે વાચ્ય કહેવાય છે. પ્રતિપાદ્ય વસ્તુ અને પ્રતિપાદક શબ્દમધ્યે વાચ્યવાચકભાવસંબંધ છે. એ સંબંધનું જેને જ્ઞાન ન હોય તેને વાચકશબ્દનું શ્રવણ થયા છતાં પણ વાચ્ય અર્થનું સ્મરણ થઇને શાબ્દબોધ થતો નથી. જ્યાં શબ્દનો ને અર્થનો તે સ્વાભાવિકસંબંધ છે ત્યાં તે સંબંધ " અમુક શબ્દથી અમુક અર્થ જણાઓ " એવા સંકેતવડે પ્રકટ થાય છે તેથી જ્યાં તે સંબંધ નથી ત્યાં સેંકડો સંકેતવડે પણ તે અર્થ પ્રકટ થઇ શકતો નથી. જ્યાં પ્રદીપવડે પ્રકાશ્ય ઘટ નથી ત્યાં સહસ્રપ્રદીપવડે પણ તે પ્રકટ થવાને શક્ય નથી. હાથીમાં જેનો સંકેત કર્યો છે એવો ગજશબ્દ હાથીમાં હાથીનો પ્રતિપાદક જોયો છે તેથી સંકેતપ્રમાણે વાચકપણું છે.

**શંકા:**—શબ્દ તથા તેના અર્થમધ્યેનો પૂર્વોક્ત વાચ્યવાચકભાવસંબંધ શું સંકેતથી નવો એટલે આગંતુક ઉત્પન્ન કરાય છે ? અથવા પૂર્વે સિદ્ધ છે તેજ પ્રકાશિત કરાય છે, એટલે કે તે નિત્ય છે ? તેમાં પ્રથમ પક્ષ સંભવતો નથી, કેમકે પ્રત્યેક સર્ગમાં સ્વતંત્ર ઇશ્વરના ભિન્ન ભિન્ન સંકેતવડે તે સંબંધ નવો ઉત્પન્ન થાય છે એમ સ્વીકારીએ તો વેદમાંના શબ્દોનો પોતાના અર્થોની સાથે નિયતસંબંધ રહેશે નહિ, કિંતુ વારંવાર ફરી જશે, તેથી ૐકાર એ નિત્ય ઇશ્વરનું નામ છે એમ સિદ્ધ નહિ થાય. બીજો પક્ષ પણ સંભવતો નથી, કેમકે અમુક પિતાએ પોતાના પુત્રનું નામ સૂર્યદેવ પાડ્યું તો તે નિષ્ફલ

થશે, કારણકે સૂર્યાદિ શબ્દની પુત્રાદિમાં પૂર્વસિદ્ધ શક્તિ જો ન હોય તો પિતા આદિના કરેલા સંકેતથી તે પ્રકટપણાને પામશે નહિ. જેમાં પ્રકાશ થવાયોગ્ય શક્તિ પૂર્વસિદ્ધ ન હોય તેમાં પ્રકાશક વ્યર્થ છે, અને જ્યાં તે શક્તિ હોય ત્યાં સંકેતવાક્યવિના પણ ગાય આદિ શબ્દપ્રમાણે લોકવ્યવહારમાત્રથી તે શક્તિનું ગ્રહણ થઇ શકે છે માટે ૐકાર એ ઇશ્વરનું નામ છે એમ જણાવવા આ સૂત્ર રચવું નિષ્ફલ છે.

**સમાધાન:**—સર્વ શબ્દો સર્વ પ્રકારના અર્થો જણાવવામાં સમર્થ છે તેથી તે શબ્દોનો સર્વ પ્રકારના અર્થોસાથે સ્વાભાવિકસંબંધ છે. શ્રીઇશ્વરનો સંકલ્પ તો તે સંબંધનો પ્રકાશક તથા નિયામક છે. ઈશ્વરનો સંકેત અને અસંકેત તે વાચક અને અવાચકના વિભાગરૂપ છે. તે વિભાગ વેદાર્થની વ્યવસ્થામાટે અનાદિ ઇશ્વરસંકેતથી સદશવ્યવહારની પરંપરાવડે નિત્ય નિયમિત છે, છતાં તે કૂટસ્થનિત્ય નથી. શ્રીઇશ્વરના સંકેતવડે પૂર્વસિદ્ધ શક્તિ પ્રકટપણાને પામે છે. જેમ પુત્રોત્પત્તિના સમય-માં પિતાપુત્રભાવનો સંબંધ ઉત્પન્ન થયો છે, છતાં તે સંબંધને નહિ જાણનાર મનુષ્યને " આ મારો પુત્ર છે " એવા પિતાના વાક્યથી પૂર્વસિદ્ધ સંબંધ પ્રકટ કરાય છે તેમ ગાય આદિ શબ્દો મહાપ્રલયમાં પોતાની શક્તિસહિત પ્રધાનના સમભાવને પ્રાપ્ત થઇ સર્ગના આરંભ-કાલમાં પોતાની શક્તિસહિત પ્રાદુર્ભાવ પામે છે ત્યારે પૂર્વથી રહેલી તે તે શબ્દની તે તે અર્થમાં જે શક્તિ છે તેનેજ શ્રીઇશ્વર સંકેતવડે જણાવે છે, કેમકે જીવોના પૂર્વકલ્પના સંસ્કાર લુપ્તપ્રાય થવાથી તેઓને તેમનું વિસ્મરણ થયું હોય છે. " આનું નામ દેવદત્ત છે " એવો પિતા આદિએ પુત્રાદિમાં કરેલો સંકેત તે શબ્દની સર્વ અર્થમાં રહેલી શક્તિનો નિયામક છે. વૈદિકશબ્દના અને તેમના અર્થ ।।

સંકેતના સંબંધનો વ્યવહાર અનાદિસમયથી વ્યવસ્થાપૂર્વક ચાલતો આવેલો હોવાથી તે સંબંધ નિત્ય છે તેથી ૐકાર એ નિત્ય ઈશ્વરનું નામ છે એમ સિદ્ધ થવાથી સૂત્રની રચના નિષ્ફલ છે એ શંકા તુચ્છ છે.

અથવા આ સૂત્રનું નીચે પ્રમાણે વ્યાખ્યાન જાણવું:—

પ્રતિમામાં વિષ્ણુબુદ્ધિની પેઠે ૐકારમાં ઈશ્વરબુદ્ધિ રાખી જે તેની ઉપાસના કરી હોય તો તેથી ઈશ્વરનો અનુગ્રહ અને સાક્ષાત્કાર થાય છે માટે પ્રતીકપણાવડે તે ૐકાર ઈશ્વરનો વાચક છે. '**एतदालम्बनं श्रेष्ठमेतदालम्बनं परम् ॥**" ( ૐકારરૂપ આ આલંબન શ્રેષ્ઠ છે. પ્રણવરૂપ આ આલંબન ઉત્કૃષ્ટ છે, ) ઇત્યાદિ શ્રુતિઓ પણ એજ અર્થને પ્રતિપાદન કરે છે ૨૭

એવી રીતે ઈશ્વરનો વાચક ૐકાર છે એમ જણાવી હવે શ્રીઈશ્વરના પ્રણિધાનના સ્વરૂપનું નિરૂપણ કરે છે:—

## तज्जपस्तदर्थभावनम् ॥ २८ ॥

**पदबोधिनी टीका:–तस्य प्रणवस्य जपः यथावदुच्चारणं तदर्थस्य च भावनं पुनः पुनश्चेतसि विनिवेशनं तस्य ईश्वरस्य उपासनं भवतीति शेषः । तच्च एकाग्रतायाः सुगमोपाय इत्यर्थः ॥ २८ ॥**

**સૂત્રાર્થ:**—તેનું (પ્રણવનું) યથાવત્ ઉચ્ચારણ [અને] તેના અર્થનું ( **પ્રણવવડે પ્રતિપાદ્ય ઈશ્વરનું** ) ધ્યાન [ તે ઈશ્વરપ્રણિધાન છે. ] ૨૮

**વિવેચન:**—તે ૐકારનું શ્રીસદ્ગુરુએ ઉપદેશ કર્યા પ્રમાણે

યથાવત્ ઉચ્ચારણ કરવું, તથા તે પ્રણવવડે પ્રતિપાદ્ય ઈશ્વરનું ધ્યાન કરવું તે ઈશ્વરપ્રણિધાન કહેવાય છે.

શ્રીસદ્દગુરુના ઉપદેશાનુસાર પ્રણવનું મધ્યમસ્વરથી યથાર્થ ઉચ્ચારણ કર્યા કરવાથી તથા તે પ્રણવના વાચ્યરૂપ શ્રીઈશ્વરમાં પુનઃ પુનઃ ચિત્તને સ્થાપન કરવાથી ચિત્ત એકાગ્ર થાય છે, ને તેથી પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે. શ્રીવિષ્ણુપુરાણમાં શ્રીપરાશરે પણ એમજ કહ્યું છેઃ—

**" स्वाध्यायाद् योगमासीत योगात्स्वाध्यायमामनेत् ।**
**स्वाध्याययोगसम्पत्त्या परमात्मा प्रकाशते ॥ "**

**વિવેચનઃ**— પ્રણવનો જપ કર્યા પછી સમાધિનો અભ્યાસ કરે, અને સમાધિપછી પ્રણવજપનો અભ્યાસ કરે. એવી રીતે પ્રણવજપ અને સમાધિની યથાર્થ પ્રાપ્તિ થયે પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે, અને પશ્ચાત્ શ્રીઈશ્વર અસંપ્રજ્ઞાતયોગ તથા તેના ફલરૂપ કૈવલ્યના પ્રદાનવડે તેનો અનુગ્રહ કરે છે. સમાધિ અને જપનો એકકાલે સંભવ નથી એ આશયવડે સમાધિના આદિ અને અંતમાં જપ કહ્યો છે એમ જાણવું. જોકે " **ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन् मामनुस्मरन् । यः प्रयाति त्यजन् देहं स याति परमां गतिम् ॥** " ( બ્રહ્મરૂપ ૐ એવા એકાક્ષરનું ઉચ્ચારણ કરતો છતો તથા મારું અનુચિંતન કરતો છતો જે શરીરનો ત્યાગ કરીને જાય છે તે પરમગતિને પામે છે, ) એ શ્લોકવડે ભગવાને પ્રણવજપપૂર્વક ઈશ્વરના અનુચિંતનરૂપ ઈશ્વરપ્રણિધાનનું સાક્ષાતજ મોક્ષહેતુપણું કહ્યું છે તોપણ પૂર્વશ્લોકમાંના " **आस्थितो योगधारणाम् ॥** " ( યોગધારણામાં સારી રીતે રહેલો, ) એ વાક્યનું આકર્ષણ કરીને "ૐ એવી રીતે જપનો તથા તેવડે

વાચ્ય મારું અનુચિંતન કરતો યોગધારણામાં સારી રીતે સ્થિર રહેલો તે પરમગતિને પામે છે" એમ વ્યાખ્યાન કરવું યોગ્ય છે; અન્યથા "**ईश्वरप्रणिधानाद्वा ॥**" એ સૂત્રવડે ઈશ્વરપ્રણિધાનનું સમાધિલાભદ્વારા કૈવલ્યનું હેતુપણું કહેનારા ભગવાન્ સૂત્રકાર બાધ પામે.

શ્રીસદ્‌ગુરુના ઉપદેશવિના પ્રાયશઃ મંત્રનું યથાવત્ ઉચ્ચારણ થઇ શકતું નથી તેમજ તેમના સાત્ત્વિક સંકલ્પબલવિના તે મંત્રના અધિષ્ઠાતા દેવ જપ કરનારપર અનુગ્રહ પણ કરતા નથી માટેજ શ્રીસદ્‌ગુરુપાસેથી દીક્ષા લઇ કોઇ પણ મંત્રનો જપ કર્તવ્ય છે એમ શાસ્ત્રો બોધ કરે છે. શ્રીપુરશ્ચરણદીપિકામાં પણ એમજ કહ્યું છેઃ—

" **अदीक्षिता ये कुर्वन्ति जपपूजादिकाः क्रियाः ।**
**निष्फलं तत्प्रिये तेषां शिलायामुप्तबीजवत् ॥** "

**ભાવાર્થઃ**—હે પ્રિયે ! શ્રીસદ્‌ગુરુપાસેથી દીક્ષા લીધા વિના જે મનુષ્યો જપ તથા પૂજાદિક ક્રિયા કરે છે તેઓનું તે સર્વ કર્મ પાષાણમાં વાવેલા બીજના જેવું નિષ્ફલ છે.

પ્રણવમંત્રના જપથી તથા તે મંત્રથી વાચ્ય મહેશ્વરની ભાવનાથી સાધકને શીઘ્ર સમાધિલાભ થાય છે એ અર્થ શ્રીલિંગપુરાણમાં પણ નીચેના શ્લોકથી નિરૂપણ કર્યો છેઃ—

" **शंभोः प्रणववाच्यस्य भावनात्तज्जपादपि ।**
**आशु सिद्धिः परा प्राप्या भवत्येव न संशयः ॥** "

**ભાવાર્થઃ**—પ્રણવવડે વાચ્ય શ્રીમહેશ્વરની ભાવનાથી તથા તેના જપથી પણ સાધકને શીઘ્ર સમાધિની સિદ્ધિ થાય છે એમાં સંશય નથી.

સત્પુરુષદ્વારા અને સત્શાસ્ત્રદ્વારા અનંતશુભગુણયુક્ત શ્રીમહેશ્વરનું અલૌકિક માહાત્મ્ય જાણવામાં આવવાથી સાધક શ્રીસદ્ગુરુએ ઉપદેશ કરેલા તેમના રહસ્યનામનો પ્રેમપૂર્વક યથાવિધિ જપ કરે છે, તથા તે મંત્રના વાચ્યરૂપ શુદ્ધ સાત્ત્વિકચિત્તવાળા શ્રીમહેશ્વરમાં પોતાના ચિત્તને પુનઃ પુનઃ પ્રેમપૂર્વક સ્થાપન કરે છે તેથી તેના ચિત્તમાંના રજસ્તમો-મલ નિવૃત્ત થઇ જાય છે, અને શ્રીમહેશ્વરના અનુગ્રહથી તેને શીઘ્ર સમાધિલાભ તથા કૈવલ્યની પ્રાપ્તિ થાય છે. ૨૮

એ ઇશ્વરપ્રણિધાનથી સાધકને જે અન્યલાભ થાય છે તે કહે છેઃ—

**ततः प्रत्यक्चेतनाधिगमोऽप्यन्तरायाभावश्च ॥ २९ ॥**

**पदबोधिनी टीकाः—**ततः तज्जपतदर्थभावनाभ्यां योगिनः प्रत्यक्चेतनाधिगमः । प्रतीपं अञ्चतीति प्रत्यक् बुद्धेरप्यान्तरः आत्मा इत्यर्थः । स चासौ चेतनः दृक्शक्तिस्तस्याधिगमः [illegible] । अन्तरायाः वक्ष्यमाणास्तेषामभावश्च भवतीति वाक्यशेषः ॥ २९ ॥

**સૂત્રાર્થઃ—**તેથી (પ્રણવના જપથી તથા તેના અર્થની ભાવનાથી ) પુરુષતત્ત્વનો સાક્ષાત્કાર અને અંતરાયોનો અભાવ પણ [ થાય છે. ] ૨૯

**વિવેચનઃ—**ૐકારના યથાવત્ ઉચ્ચારણથી તથા ૐકારના વાચ્ય શ્રીઈશ્વરમાં ચિત્તને પુનઃ પુનઃ સ્થાપન કરવાથી પ્રત્યક્ચેતનનો

સાક્ષાત્કાર થાય છે, તથા રોગાદિ યોગવિઘ્નોનો અભાવ પણ થાય છે. **प्रतीपम्=विपरीतम् अञ्चति=विजानाति इति प्रत्यक्** એ વ્યુત્પત્તિ-પ્રમાણે **प्रत्यक्**નો અર્થ વિપરીત જાણનાર એટલે અવિદ્યાવાળો એવો થાય છે. **प्रत्यक्चेतन** એ શબ્દવડે જીવાત્માનું નિત્યસર્વોત્કર્ષસંપન્ન વિદ્યાવાળા ઈશ્વરથી ભિન્નપણું દર્શાવ્યું છે. ઈશ્વરપ્રણિધાન કરનાર યોગીને પ્રત્યક્ચેતનના સામાન્ય એટલે વ્યાવહારિકસ્વરૂપનું તથા વિશેષ એટલે પારમાર્થિકસ્વરૂપનું જ્ઞાન થાય છે. ઈશ્વરના પ્રણિધાનથી સાધક-યોગીને શીઘ્ર સમાધિલાભ થાય છે એટલુંજ નહિ, કિંતુ તેની સાથે યોગમાં પ્રતિબંધ કરનારા વ્યાધિ આદિ અંતરાયોવિના સ્વસ્વરૂપનું જ્ઞાન પણ થાય છે. અવિદ્યાવડે આરોપિત થયેલા ધર્મોનો ત્યાગ કરતાં જે કૂટસ્થરૂપ આત્માનું સ્વરૂપ છે તે જીવનું વિશેષ એટલે પારમાર્થિક સ્વરૂપ છે. ઈશ્વરપ્રણિધાનનો વિષય ઈશ્વર છે તેથી તે પ્રણિધાનથી ઈશ્વરનું જ્ઞાન સંભવે છે, પણ તે પ્રણિધાનથી પ્રત્યક્ચેતનનો સાક્ષાત્કાર સંભવતો નથી, કેમકે તેમ માનતાં અતિપ્રસંગ થાય છે એમ શંકા થાય તો તેનું સમાધાન આ પ્રમાણે જાણવું:—ઈશ્વરની પેઠે પ્રત્યક્-ચેતન પણ વસ્તુતાએ પુરુષ કૂટસ્થનિત્યપણાવડે હાનિવૃદ્ધિથી રહિત, અવિદ્યાદિ ક્લેશોથી રહિત, ધર્માધર્મથી રહિત અને જાતિ આયુષ્ તથા ભોગથી રહિત છે. એમ બંનેનું પુરુષત્વાદિરૂપ સાદૃશ્ય હોવાથી જેમ એકશાસ્ત્રનો અભ્યાસ તેના જેવા અર્થવાળા અન્યશાસ્ત્રના અભ્યાસમાં ઉપયોગી થાય છે તેમ ઈશ્વરનું જ્ઞાન બુદ્ધિ આદિના સાક્ષી પુરુષના જ્ઞાનમાં ઉપયોગી થાય છે. જો એ બંને અત્યંતવિધર્મી હોય તો જેમ કામિનીના પ્રણિધાનથી તેનાથી અત્યંતવિધર્મી સનકાદિનો સાક્ષાત્કાર સંભવે નહિ તેમ ઈશ્વરના પ્રણિધાનથી પણ જીવના સ્વરૂપ-નો સાક્ષાત્કાર સંભવે નહિ, પણ બંનેનું સાદૃશ્ય હોવાથીજ ઈશ્વરના

પ્રણિધાનથી પ્રત્યક્ચેતનના સ્વરૂપનો પણ સાક્ષાત્કાર થાય છે. શ્રીનારદીયપુરાણુમાં પણ એમજ દર્શાવ્યું છેઃ—

" मायामवर्तके विष्णौ दृढा भक्तिः कृता नृणाम् ।
सुखेन प्रकृतेर्भिन्नं स्वं दर्शयति दीपवत् ॥ "

**ભાવાર્થઃ**—માયાના પ્રવર્તક શ્રીઈશ્વરમાં જે મનુષ્યોએ દૃઢ ભક્તિ કરી હોય તેમને તે શ્રીઈશ્વર દીપકની પેઠે પ્રકૃતિથી ભિન્ન તેમના સ્વરૂપનો અનાયાસે અનુભવ કરાવે છે.

**શંકાઃ**—જ્યારે ઈશ્વરતત્ત્વનું પ્રણિધાન કરવાથી ઈશ્વરતત્ત્વનો તથા પુરુષનો એટલે પ્રત્યક્ચેતનનો સાક્ષાત્કાર થાય છે ત્યારે પુરુષનું પ્રણિધાન કરવાથી પણ પુરુષનો તથા ઈશ્વરતત્ત્વનો સાક્ષાત્કાર સાધકને થવો જોઈએ, અને જો તેમ થાય તો પછી આ સૂત્ર નિરર્થક ઠરે છે.

**સમાધાનઃ**—પુરુષમાં પ્રણિધાન કરવાથી માત્ર પુરુષતત્ત્વનોજ સાક્ષાત્કાર થાય, પણ ઈશ્વરતત્ત્વનો યથાર્થ સાક્ષાત્કાર સુખપૂર્વક થાય નહિ. પુરુષવિશેષરૂપ ઈશ્વરનું માહાત્મ્ય જાણવાથી તેમનું પ્રણિધાન ઉત્સાહપૂર્વક થઈ શકે છે, ઈશ્વરના અનુગ્રહથી વિઘ્નો પ્રતિબંધ કરી શકતાં નથી, ને પુરુષવિશેષના જ્ઞાનની સાથે પુરુષતત્ત્વનું યથાર્થ જ્ઞાન પણ સાદૃશ્યને લીધે શીઘ્ર થાય છે, પણ માહાત્મ્યના શ્રવણના અભાવથી પુરુષનું પ્રણિધાન સુખપૂર્વક થઈ શકતું નથી, પ્રતિબંધ કરનારાં વિઘ્નો ચિત્તને વિક્ષેપયુક્ત કરે છે, અને પુરુષતત્ત્વનું જ્ઞાન પણ સુલભતાથી થતું નથી તો પુરુષવિશેષનું જ્ઞાન સુલભતાથી શી રીતે થાય? નજ થાય માટે આ સૂત્ર પુરુષતત્ત્વના સાક્ષાત્કારના સુગમ ઉપાયને દર્શાવનારું હોવાથી સાર્થક છે, નિરર્થક નથી.

" **तत्प्रतिषेधार्थमेकतत्त्वाभ्यासः** ॥ " ( તે યોગવિઘ્નોના

નિવૃત્તિમાટે એકતત્ત્વનો એટલે ઈશ્વરતત્ત્વનો અભ્યાસ કરવો, ) એ બત્રીશમા સૂત્રવડે યોગના અંતરાયોની નિવૃત્તિ કરવાનાં ઉપાયનો ઉપસંહાર ભગવાન્ સૂત્રકાર કરશે, અત્ર તેના ઉપક્રમરૂપે ઈશ્વરના પ્રણિધાનથી યોગવિઘ્નોનો અભાવ થાય છે એમ સૂચવ્યું છે. અન્ય અભિમત સાત્ત્વિક વિષયમાં એકાગ્રતા થવાથી પણ યોગવિઘ્નોનો અભાવ થવો સંભવે છે, પણ તે દીર્ઘકાલ પ્રયત્ન કરવાથી સંભવે છે, અને ઈશ્વરપ્રણિધાનથી તો તે અંતરાયોનો અભાવ શીઘ્ર અને અલ્પ યત્નથી થઇ જાય છે. ઈશ્વરનું પ્રણિધાન કરનારો પરિણામે સર્વના આત્મરૂપે થાય છે, એટલે દેવાદિ પણ તેના ઈશ્વરપ્રણિધાનરૂપ યોગમાં વિઘ્ન કરવાને સમર્થ થતા નથી એટલામાટેજ શ્રીનારદીયપુરાણમાં પરમાત્માનો આશ્રય કરવાનો મુમુક્ષુને ઉપદેશ કરવામાં આવ્યો છેઃ—

“ तस्मान्मुमुक्षोः सुसुखो मार्गः श्रीविष्णुसंश्रयः ।
चित्तेन चिन्तयाऽनेन वञ्च्यते ध्रुवमन्यथा ॥ ”

ભાવાર્થઃ—તેથી મુમુક્ષુને અતિસુખરૂપ ઉપાય તો એજ છે કે તેણે શ્રીઈશ્વરનો સમ્યક્પ્રકારે આશ્રય ગ્રહણ કરવો, અન્યથા નિશ્ચય ચિંતાથી તે આ ચિત્તવડે ઠગાય છે.

એવી રીતે ઈશ્વરના પ્રણિધાનથી મુમુક્ષુયોગીને સુખપૂર્વક સમાધિલાભ તથા તેના ફલ કૈવલ્યની પ્રાપ્તિ થાય છે માટે મુમુક્ષુયોગીએ અવશ્ય ઈશ્વરનો આશ્રય ગ્રહણ કરવો જોઇએ. ૨૯

ચિત્તને વિક્ષેપ કરનારા અંતરાયોનો અભાવ શ્રીઈશ્વરના પ્રણિધાનથી થાય છે એમ પૂર્વસૂત્રમાં કહ્યું. હવે ભગવાન્ સૂત્રકાર તે અંતરાયોનાં નામો જણાવે છેઃ—

**व्याधिस्त्यानसंशयप्रमादालस्याविरति-भ्रान्तिदर्शनालब्धभूमिकत्वानवस्थितत्वानि चित्तविक्षेपास्तेऽन्तरायाः ॥ ३० ॥**

पदबोधिनी टीकाः—व्याधिः प्रसिद्धः । स्त्यानं अकर्मण्यता चित्तस्य । संशयः योगः साध्यो न वेति ज्ञानम् । प्रमादः अनुत्थानशीलता साधनेषु औदासीन्यम् । आलस्यं कायचित्तयोर्गुरुत्वं योगप्रवृत्त्यभावकारणम् । अविरतिः चित्तस्य विषयतृष्णा । भ्रान्तिदर्शनं विपरीतबुद्धिः योगासाधनेषु तत्साधनबुद्धिस्तथा साधनेऽप्यसाधनत्वबुद्धिरित्यर्थः। अलब्धभूमिकत्वं कुतश्चित् निमित्तात् समाधिभूमेर्वक्ष्यमाणस्य अलाभः। अनवस्थितत्वं तत्र तत्र चित्तस्य अस्थिरत्वम् ॥३०॥

**સૂત્રાર્થઃ**—વ્યાધિ, સ્ત્યાન, સંશય, પ્રમાદ, આલસ્ય, અવિરતિ, ભ્રાંતિદર્શન, અલબ્ધભૂમિકત્વ અને અનવસ્થિતત્વ [ એ જે ] ચિત્તના વિક્ષેપો [ છે ] તેઓ અંતરાયો [ કહેવાય છે. ] ૩૦

વિવેચનઃ—શરીરને ધારણ કરવાના સામર્થ્યથી ધાતુનામને પામેલા વાત પિત્ત ને કફની ન્યૂનાધિકતા, ખાધેલા તથા પીધેલા આહારના પરિણામવિશેષરૂપ જે રસ તેની ન્યૂનાધિકતા, અને મનસહિત અગીઆર ઇંદ્રિયોના બલનું ન્યૂનાધિકપણું તે વ્યાધિ કિંવા

રોગ કહેવાય છે, વ્યાધિ થવાથી ચિત્તવૃત્તિ તેમાં તથા તેને નિવૃત્ત કરવાના ઉપાયોમાં લાગી રહે છે તેથી તે યોગમાં પ્રવૃત્ત થઈ શકતી નથી માટે વ્યાધિને યોગના વિઘ્નરૂપે ગણેલો છે. યોગ સંપાદન કરવાની ઇચ્છા છતાં દેશકાલાદિના વિરુદ્ધપણાની કલ્પના કરી યોગનાં સાધનોમાં પ્રવૃત્ત થવાની જે ચિત્તની અસમર્થતા અથવા તમોગુણના વધારાથી ચિત્તની જે મૂઢતા તે **સ્ત્યાન** કહેવાય છે. દેશકાલાદિની કલ્પેલી વિરુદ્ધતા દૂર કરવાના સામર્થ્યરહિત ચિત્તની એવી અયોગ્યતા પણ યોગમાં પ્રવૃત્ત થવા દેતી નથી માટે તે પણ યોગના વિઘ્નરૂપ છે. "આ એમજ હશે વા અન્યરીતે હશે?" એવું-વિરોધી એવી બંને કોટિને વિષય કરનારું-વિજ્ઞાન **સંશય** કહેવાય છે. "યોગ સિદ્ધ થતો હશે કે નહિ સિદ્ધ થતો હોય?" "ગુરુ અને શાસ્ત્ર યોગનો અને યોગસાધનોનો જે મહિમા વર્ણવે છે તે સત્ય હશે કે અન્યથા હશે?" "યોગનું ફલ કૈવલ્યજ હશે કે અન્ય કાંઈ હશે?" "ઇશ્વરપ્રણિધાનથી સમાધિલાભ તથા કૈવલ્યપ્રાપ્તિ અનાયાસે સિદ્ધ થતાં હશે કે નહિ થતાં હોય?" અને "યોગનું ફલ કૈવલ્ય સત્ય હશે કે માત્ર કલ્પનારૂપજ હશે?" એવાં એવાં વિરોધી એવી બંને કોટિને વિષય કરનારાં જ્ઞાનો સંશયરૂપ જાણવાં. એ સંશય મનુષ્યની કદાપિ પણ યોગમાં નિષ્કંપ પ્રવૃત્તિ થવા દેતો નથી તેથી તે યોગનો પ્રબલ વિરોધી છે. અતદ્રૂપપ્રતિષ્ઠપણાવડે એટલે પોતાના વાસ્તવિકરૂપમાં સ્થિર નહિ રહેવાપણાવડે સંશય અને ભ્રાંતિદર્શનનો અભેદ છતાં પણ ઉભયકોટિના સ્પર્શ અને અસ્પર્શરૂપ અવાંતરભેદ કહેવાની ઇચ્છાવડે અત્ર તેમનું ભેદવડે કથન છે. સમાધિનાં સાધનોમાં પ્રયત્ન નહિ કરવો અર્થાત્ તેમાં ઉદાસીનપણું રાખવું તે **પ્રમાદ** કહેવાય છે. કફાદિવડે શરીરના ભારેપણાથી પછી કરીશ એવા વિચારવડે યોગસાધનોમાં પ્રવૃત્તિ ન થઈ શકે તે **આલસ્ય** કહેવાય છે. પ્રમાદ અને આલસ્ય એ બંને યમાદિ યોગસાધનોમાં સાધકની પ્રવૃત્તિ થવા

દેતાં નથી તેથી તે બંને યોગનાં વિઘ્ન ગણાય છે. વિષયના સમીપપણા-થી વિષયોમાં રહેલા દોષોનું અત્યંત વિસ્મરણ થઇ તે વિષયો ભોગવવા-ની ચિત્તમાં જે તૃષ્ણા નામ તીવ્ર ઇચ્છા ઉપજે તે અવિરતિ વા અવૈરાગ્ય કહેવાય છે. વિષયતૃષ્ણા યોગની પ્રબલ વિરોધી છે. તે વિષય-તૃષ્ણા વૃત્તિને અંતર્મુખ થવા દેતી નથી, ને કદાચ અતિયત્નથી વૃત્તિ અંતર્મુખ થાય તો પુનઃ અલ્પસમયમાંજ તે વિષયોના સ્ફુરણવડે ચિત્તને ક્ષોભ પમાડી બહિર્મુખ કરી દે છે. વિષયોમાં અને વિષયિ-જનોમાં રાગ રાખવાથી મનુષ્યને બંધન થાય છે, અને તેમાં વિરાગ રાખવાથી કૈવલ્યની પ્રાપ્તિ થાય છે માટેજ વિષયતૃષ્ણાને યોગના વિઘ્ન-રૂપે વર્ણવી છે. નીચેનું સ્મૃતિવચન પણ એમજ કહે છેઃ—

**" निःसङ्गता मुक्तिपदं यतीनां, सङ्गादशेषाः प्रभवन्ति दोषाः।**
**आरूढयोगोऽपि निपात्यतेऽधः, सङ्गेन योगी किमुताल्पसिद्धिः"**

**ભાવાર્થ:**—યતિઓને સંગરહિતપણું એ મુક્તિના સ્થાનરૂપ છે. સંગથી સમગ્ર દોષો પ્રાદુર્ભાવ પામે છે. યોગારૂઢ પણ સંગવડે નીચી ગતિને પામે છે તો અલ્પસિદ્ધિવાળો અપક્વ યોગી સંગવડે નીચી ગતિને પામે એમાં શું આશ્ચર્ય ?

શ્રીસદ્ગુરુએ તથા યોગશાસ્ત્રોએ ઉપદેશ કરેલાં યોગનાં સાધનો-માં અસાધનપણાની બુદ્ધિ અને યોગનાં અસાધનોમાં સાધનપણાની બુદ્ધિ ભ્રાંતિદર્શન કિંવા વિપર્યયજ્ઞાન કહેવાય છે. એ ભ્રાંતિદર્શન પણ વિપરીતજ્ઞાનથી તથા વિપરીતપ્રવૃત્તિથી સાધકની યોગમાં પ્રવૃત્તિ થવા દેતું નથી તેથી તે યોગવિઘ્નમાં ગણાય છે. મધુમતી આદિ સમાધિની ભૂમિઓ જેનું વર્ણન આગળ કરવામાં આવશે તેમાંની કોઇ પણ ભૂમિ-

નો અભ્યાસ કરતાં છતાં પણ કોઇ નિમિત્તથી અલાભ તે **અલબ્ધભૂમિકત્વ** કહેવાય છે. આ અલબ્ધભૂમિકત્વ પણ સાધકના ચિત્તને અસંતોષવડે બહિર્મુખ રાખનાર હોવાથી યોગના વિઘ્નરૂપ છે. મધુમતી આદિ યોગની ભૂમિકામાંની કોઇ ભૂમિકાની પ્રાપ્તિ થયા છતાં વિસ્મયવડે વા કર્તવ્યના વિસ્મરણવડે કે અજ્ઞાનવડે તેમાં ચિત્તની સુસ્થિરતા ન કરવી તે **અનવસ્થિતત્વ** કહેવાય છે. કોઇ પણ યોગભૂમિની પ્રાપ્તિ થઇ એટલે તેટલાથીજ જો તેની સારી રીતે સ્થિરતા થઇ છે એમ કોઇ પણ નિમિત્તથી માનવામાં આવે, ને તેની સુસ્થિરતા કરવામાટે પ્રયત્ન કરવામાં ન આવે, તો તે સાધક ઉત્તરભૂમિકાની પ્રાપ્તિ ન કરી શકે એટલુંજ નહિ પણ તે ભૂમિકાથી પણ તે ભ્રષ્ટ થાય છે માટે પ્રાપ્ત થયેલી યોગભૂમિમાં સાધકયોગીએ પોતાના ચિત્તને સુસ્થિર કરવા પ્રયત્ન કરવો જોઇએ. એવો પ્રયત્ન કરવામાં ન આવે, ને તેથી ચિત્તની તે ભૂમિમાં અસ્થિરતા રહે તે પણ યોગમાં પ્રતિબંધ કરનાર ગણાય છે. ચિત્તને વિક્ષેપ કરનારાં આ નવ યોગમલો કિંવા યોગના વિરોધી અથવા યોગવિઘ્નો કહેવાય છે. સંશય અને ભ્રાંતિદર્શન વૃત્તિપણાવડે વૃત્તિનિરોધરૂપ યોગનાં વિરોધી છે, અને વ્યાધિ આદિ જે વૃત્તિઓ નથી તે વૃત્તિના સાહચર્યથી યોગનાં વિરોધી છે. ૩૦

કેવલ આ નવજ યોગના અંતરાય નથી, કિંતુ ચિત્તને વિક્ષેપ કરનારા તે અંતરાયોની સાથે દુઃખાદિ અન્ય અંતરાયો પણ ઉપજે છે એમ કહે છેઃ—

**दुःखदौर्मनस्याङ्गमेजयत्वश्वासप्रश्वासा विक्षेपसहभुवः ॥ ३१ ॥**

**पदबोधिनी टीकाः**—दुःखं प्रसिद्धम् । दौर्मनस्यं इच्छा-

विघातात् मनसः क्षोभः । अङ्गमेजयत्वं अङ्गानां प्रचलनम् । प्राणो यद्बाह्यवायुमाचामति स श्वासः । यत्कोष्ठ्यं वायुं रेचयति स प्रश्वासः। अत्र अनिच्छत इत्युक्तं पूरकरेचकयोर्निरासार्थम् । एते विक्षेपैः सह भवन्तीति विक्षेपसहभुवः । विक्षिप्तचित्तस्यैवैते भवन्तीत्यर्थः ॥ ३१ ॥

**સૂત્રાર્થઃ**—દુઃખ, દૌર્મનસ્ય, અંગમેજયત્વ અને શ્વાસપ્રશ્વાસ [એ] વિક્ષેપની સાથે થનારા [ અંતરાયો છે. ] ૩૧

**વિવેચનઃ**—જેવડે પરાભવ પામીને પ્રાણીઓ તેની નિવૃત્તિ કરવામાટે પ્રયત્ન કરે છે, અર્થાત્ જેનો અનુભવ થતાં પોતાના મનને તે પ્રતિકૂલ લાગવાથી તેને દૂર કરવામાટે પ્રાણીઓ પ્રયત્ન કરે છે તે દુઃખ કહેવાય છે. તે દુઃખ નિમિત્તભેદે કરીને ત્રણ પ્રકારનું છે, આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક. આત્માની સાથે સંબંધ રાખનારાં સ્થૂલ-સૂક્ષ્મશરીરના વિકારરૂપ નિમિત્તથી જે દુઃખ થાય તે આધ્યાત્મિક-દુઃખ કહેવાય છે. વાત, પિત્ત તથા કફની વિષમતારૂપ જે જ્વરાદિ વ્યાધિ છે તેનાથી જે પીડા થાય તે સ્થૂલશરીરના વિકારરૂપ નિમિત્તથી થયેલું દુઃખ, અને કામક્રોધાદિથી તથા ક્ષુધાતૃષાથી જે પીડા થાય તે સૂક્ષ્મ-શરીરના વિકારરૂપ નિમિત્તથી થયેલું દુઃખ કહેવાય છે. સ્વશરીરથી ભિન્ન અને દૃશ્ય એવાં ચોર, વ્યાઘ્ર, સિંહ અને સર્પાદિ અન્ય ભૂતોથી જે પીડા થાય તે આધિભૌતિકદુઃખ કહેવાય છે. સ્વશરીરથી ભિન્ન હોય અને લૌકિકરીતે જેનું યથાર્થ સ્વરૂપ સમજાતું ન હોય એવાં ગ્રહ, ભૂત ને પ્રેતાદિથી જે પીડા થાય તે આધિદૈવિકદુઃખ કહેવાય છે. એ દુઃખો પ્રાણિમાત્રને પ્રતિકૂલ જણાય છે તેથી તેમને તેમનો અનુભવ

થતાં તેઓ તેમને દૂર કરવાનો યત્ન કરે છે. એ દુઃખો સદા મનનેજ થાય છે, ને તે પ્રતિકૂલ અનુભવ કરાવવારૂપ એકજ લક્ષણવાળાં છે, છતાં તેનાં નિમિત્તકારણોના ભેદથી શાસ્ત્રમાં તેના પૂર્વોક્ત ત્રણ પ્રકાર કહ્યા છે. તે નિમિત્તકારણો ચિત્તમાં રજોગુણની વૃદ્ધિ કરે છે, ને તેથી પ્રાણીના ચિત્તને દુઃખાનુભવ થાય છે. ઇચ્છાનો અભિઘાત નામ ભંગ કે અનાદર થવાથી અર્થાત્ ઇચ્છેલી વસ્તુના અલાભથી પ્રાણીના ચિત્તમાં રજોગુણની વૃદ્ધિ થવાથી જે ક્ષોભ કિંવા ચંચલપણું ઉપજે છે તે દૌર્મનસ્ય કહેવાય છે. પ્રાણવહામાં રજોદ્રવ્યની વૃદ્ધિ થવાથી અંગોમાં જે કંપ થાય, અર્થાત્ શરીરના અવયવો કંપવા લાગે તે અંગમેજયત્વ કહેવાય છે. સાધકની ઇચ્છાવિના વા પ્રયત્નવિના પ્રાણ પોતાની મેળેજ બહારના વાયુને અત્યંતવેગથી શરીરમાં પ્રવેશ કરાવી દે તે શ્વાસ, અને ઉદરમાંના વાયુને સાધકની ઇચ્છાવિના વા પ્રયત્નવિના પ્રાણ પોતાની મેળેજ અત્યંતવેગથી શરીરથી બહાર કાઢે તે પ્રશ્વાસ કહેવાય છે. એ દુઃખ, દૌર્મનસ્ય, અંગમેજયત્વ અને શ્વાસપ્રશ્વાસ વિક્ષેપયુક્ત ચિત્તવાળાનેજ થાય છે, સમાહિતચિત્તવાળાને થતાં નથી.

દુઃખ અને દૌર્મનસ્ય એકાગ્રતાનાં વિરોધી છે, અંગમેજયત્વ આસનનું વિરોધી છે, શ્વાસ એ રેચકનો અને પ્રશ્વાસ એ પૂરકનો વિરોધી છે, તથા તે બંને કુંભકના વિરોધી છે. એવી રીતે વ્યાધિ આદિ વિક્ષેપની સાથે ઉપજનારા એ ચારે યોગના અંતરાયોનું નિરૂપણ કર્યું. ૩૧

પૂર્વોક્ત વિક્ષેપો સમાધિના પ્રતિપક્ષી છે. તેમનો નિરોધ પૂર્વોક્ત અભ્યાસથી તથા વૈરાગ્યથી થાય છે. ઈશ્વરના પ્રણિધાનરૂપ અભ્યાસથી યોગવિઘ્નોની નિવૃત્તિ થાય છે એમ પૂર્વે કહ્યું. તેમાં વૈરાગ્યને પણ સહકારી જાણવો. હવે તે અભ્યાસનો ઉપસંહાર કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું સૂત્ર રચે છેઃ—

## तत्प्रतिषेधार्थमेकतत्त्वाभ्यासः ॥ ३२ ॥

**पदबोधिनी टीका:**–तेषां विक्षेपाणां निषेधार्थं एकस्मिन् कस्मिंचिदाभिमते तत्त्वे अभ्यासः पुनः पुनश्चित्तनिवेशनं कर्तव्यः । तद्बलात् जातायामेकाग्रतायां विक्षेपाः प्रशममुपयान्तीत्यर्थः ॥ ३२ ॥

**સૂત્રાર્થ:**—તેની ( વિક્ષેપોની તથા તેમની સાથે થનારાં દુઃખાદિની ) નિવૃત્તિ કરવામાટે એકતત્ત્વનો અભ્યાસ [ કરવો જોઈએ. ] ૩૨

**વિવેચન:**— વ્યાધિ આદિ નવ વિક્ષેપોની તથા તે વિક્ષેપોની સાથે થનારાં દુઃખાદિ ચારની નિવૃત્તિમાટે સાધકે એકતત્ત્વમાં ચિત્તને પુનઃ પુનઃ સ્થાપન કરવું જોઈએ. અહિં એકશબ્દ મુખ્યના અર્થમાં હોવાથી એકતત્ત્વનો અર્થ મુખ્યતત્ત્વ એટલે ઈશ્વર એવો થાય છે. જેનો આરંભ કર્યો હોય તેનો ઉપસંહાર કરાય છે એવી શાસ્ત્રવેત્તાઓની સરણિ છે. અહિં ઈશ્વરપ્રણિધાનનો ઉપક્રમ કર્યો હતો માટે તેનોજ ઉપસંહાર કરવો જોઈએ તેથી એકતત્ત્વના અભ્યાસવડે અત્ર ઈશ્વરપ્રણિધાનજ ગ્રહણ કરવાયોગ્ય છે. ઉપક્રમઉપસંહારની એકરૂપતાનો વિચાર નહિ કરી વિજ્ઞાનભિક્ષુએ પોતાના યોગવાર્તિકમાં "એકતત્ત્વ એટલે સ્થૂલાદિ કોઈ પણ તત્ત્વ, પણ ઈશ્વર નહિ, કેમકે બાધક નહિ સતે સામાન્યશબ્દનો વિશેષ અર્થ કરવો ઉચિત નથી. વળી એ અર્થ પૂર્વસૂત્રથી પ્રાપ્ત હોવાથી પુનરુક્તિદોષ પણ થાય છે, તથા 'સર્વ ચિત્ત એકાગ્ર છે, કોઈ ચિત્ત વિક્ષિપ્ત નથીજ' એ આગામિભાષ્યની પણ

અસંગતિ થાય છે" એમ જે કહ્યું છે તેનું બાધકાદિનો સદ્ભાવ હોવાથી નિરાકરણ થાય છે. ભગવાન્ સૂત્રકારે "**ततः प्रत्यक्चेतनाधिगमोऽप्यन्तरायाभावश्च॥**" એ સૂત્રવડે ઈશ્વરપ્રણિધાનથી અંતરાયોનો અભાવ કહીને તે અંતરાયો કયા? એવી આકાંક્ષામાં "**व्याधिस्त्यान**" ઇત્યાદિ બે સૂત્રવડે અંતરાયોને કહીને "**तत्प्रतिषेधार्थमेकतत्त्वाभ्यासः॥**" એમ સૂત્રરચના કરી છે તેથી ઉપક્રમ કરેલા ઈશ્વરપ્રણિધાનનોજ આ ઉપસંહાર છે એમ સ્પષ્ટ જણાય છે. જો સૂત્રકારશ્રીને કોઈ પણ સ્થૂલાદિતત્ત્વ કહેવું હોત તો "**एकतत्त्वाभ्यासः**" એમ સૂત્રરચના નહિ કરતાં "**एकतत्त्वाभ्यासो वा**" એમ વિકલ્પરૂપે સૂત્રરચના કરત. વળી "**यथाभिमतध्यानाद्वा॥**" એ આગામિસૂત્રવડે કોઈ પણ અભિમત તત્ત્વનું પ્રણિધાન કહેવાનું છે માટે અહિં તેનું ગ્રહણ કરવું અપ્રામાણિક છે એમ પણ જણાય છે; ને ભાષ્યની પણ અસંગતિ થતી નથી.

ઈશ્વરના પ્રણિધાનથી મનોજય થાય છે, ને તેથી અવિરતિરૂપ વાસનાદિ વિક્ષેપોનું શમન થાય છે, એ અર્થ શ્રીયોગવાસિષ્ઠમાં પણ નીચેના શ્લોકથી કહ્યો છે:—

"**तावन्निशीथवेताला वल्गन्ति हृदि वासनाः।**
**एकतत्त्वदृढाभ्यासाद्यावन्न विजितं मनः॥**"

**ભાવાર્થ:**—જ્યાંસુધી એકતત્ત્વના દૃઢ અભ્યાસથી મનનો સારી રીતે જય કર્યો નથી ત્યાંસુધીજ મધ્યરાત્રિએ નૃત્ય કરનારા વેતાલોના જેવી વાસનાઓ હૃદયમાં નૃત્ય કરે છે.

ઈશ્વરપ્રણિધાનથી ચિત્તમાં સત્ત્વગુણની વૃદ્ધિ થાય છે, ને તે સત્ત્વગુણની વૃદ્ધિથી ચિત્તમાંના રજોગુણ તથા તમોગુણ અભિભવ પામે છે તેથી રજોગુણથી તથા તમોગુણથી ઉત્પન્ન થતાં સર્વ યોગવિઘ્નોની નિવૃત્તિ થઈ જાય છે.

જેઓ ચિત્તને ક્ષણવિનાશી માને છે તેમને મતે વિક્ષેપો તથા વિક્ષેપોના અભાવરૂપ એકાગ્રતા સંભવતાં નથી. તેમના મતમાં ચિત્ત ક્ષણિક હોવાથી તે પોતાના સ્થિતિક્ષણમાં કોઇ પણ પદાર્થને આકારે થયેલું હોય છે માટે એકાગ્ર છે તેથી તેમને મતે સમાધિનો ઉપદેશ નિરર્થક ઠરે છે. યોગમતમાં તો ચિત્ત કૈવલ્યપર્યંત એકજ રહે છે, માત્ર તેનાં પરિણામો ક્ષણે ક્ષણે થયા કરે છે. યોગ્ય ધ્યેયવિષયનો ત્યાગ કરી ચિત્તનું જે ભિન્નવિષયાકારે થવું તે વિક્ષેપ કહેવાય છે, ને તેનું ધ્યેયને આકારે થયા કરવું તે એકાગ્રતા કહેવાય છે. એમ હોવાથી યોગસિદ્ધાંતમાં તો સમાધિનો ઉપદેશ સાર્થક ઠરે છે

અનુભવ, સંસ્કાર અને સ્મૃતિના એક અધિકરણપણાના નિયમથી જે ચિત્તને અનુભવ થયો હોય તે ચિત્તમાંજ તેના સંસ્કાર પડે છે, ને તે સંસ્કારનો ઉદ્દ્ભવ થવાથી સ્મૃતિ પણ તે ચિત્તનેજ થાય છે. ચિત્તને ક્ષણવિનાશી માનવામાં એ પ્રસિદ્ધ નિયમનો વિરોધ આવે છે માટે ચિત્તને સ્થાયી માનવું એજ યોગ્ય છે. વળી મનુષ્યોને " જે વસ્તુ મેં જોઇ હતી તેનો હું સ્પર્શ કરું છું," " જે વસ્તુનો મેં સ્પર્શ કર્યો હતો તેને હું જોઉં છું," " જે હું બાલ્યાવસ્થામાં હતો તેજ હું યુવાવસ્થામાં વા વૃદ્ધાવસ્થામાં છું," એવી એવી પ્રત્યભિજ્ઞા થવાથી પણ ચિત્ત એકજ, અનેક અર્થને વિષય કરનારું તથા મોક્ષપર્યંત સ્થાયી છે એમ સિદ્ધ થાય છે. ૩૨

એ ચિત્ત જો અસૂયાદિ દોષોથી યુક્ત હોય તો તેવા ચિત્તવાળા સાધકથી યોગનું અનુષ્ઠાન કરી શકાતું નથી માટે તે દોષો દૂર કરવાના ઉપાયોને ભગવાન્ સૂત્રકાર કહે છેઃ—

**मैत्रीकरुणामुदितोपेक्षाणां सुखदुःख-पुण्यापुण्यविषयाणां भावनातश्चित्तप्रसादन-म् ॥ ३३ ॥**

पदबोधिनी टीकाः—सुखितेषु साध्वेषां सुखित्वमिति मैत्रीं, दुःखितेषु कथन्नु नामैषां दुःखविमुक्तिरिति करुणां, पुण्यवत्सु पुण्यानुमोदनेन मुदितां हर्षं, अपुण्यवत्सु च उपेक्षां माध्यस्थ्यवृत्तिं औदासीन्यं वा भावयेत् । एवं भावनया चित्तस्य प्रसादनं मलापनयनं भवति । ततश्च समाधिराविर्भवतीति तात्पर्यम् ॥ ३३ ॥

**સૂત્રાર્થઃ**—[ સાધકે ] સુખીમાં મૈત્રીની,* દુઃખીમાં કરુણાની, પુણ્યવાન્‌માં હર્ષની* અને પાપીમાં ઉપેક્ષાની ભાવનાથી ચિત્તના દોષોની નિવૃત્તિ [ કરવી. ] ૩૩

**વિવેચનઃ**—સાધકે સુખી પ્રાણીઓમાં મિત્રપણાની ભાવના કરીને, દુઃખી પ્રાણીઓમાં દયાની ભાવના કરીને, પુણ્યવાન્ પ્રાણીઓમાં

---

* શ્રીમનુસ્મૃતિપર ભાષ્ય કરનાર મેધાતિથિભટ્ટ મનુસ્મૃતિના છઠ્ઠા અધ્યાયના ૭૨ મા શ્લોકપરના ભાષ્યમાં મૈત્રી અને મુદિતાનો નીચે પ્રમાણે અર્થ કરે છે તે પણ વિચારવાયોગ્ય છેઃ—

મૈત્રીનો અર્થ દ્વેષાભાવ થાય છે, સુહૃત્સ્નેહ એવો થતો નથી, કેમકે તેનું બંધાત્મકપણું છે; તેમજ મુદિતાનો અર્થ શોકનિવૃત્તિ થાય છે, પણ હર્ષ એવો થતો નથી, કેમકે તેનું રાગહેતુપણું છે.

હર્ષની ભાવના કરીને, અને પાપી પ્રાણીઓમાં અનુમોદનદ્વેષરહિત મધ્યસ્થપણાની ભાવના કરીને પોતાના ચિત્તના ઈર્ષ્યાદિ દોષોની નિવૃત્તિ કરવી જોઇએ. સુખી પ્રાણીઓમાં મૈત્રીની ભાવના કરવાથી સાધકના ચિત્તમાંનો ઈર્ષ્યાદોષ તથા રાગરૂપ મલિનતા દૂર થાય છે. અન્યનો ઉત્કર્ષ સહન નહિ કરવારૂપ ઈર્ષ્યાથી સુખી પ્રાણીઓને જોઇને ઈર્ષ્યાવાળા મનુષ્યને દાહ થાય છે, તે દાહની નિવૃત્તિ સુખી પ્રાણીમાં મૈત્રીની ભાવના કરવાથી ઈર્ષ્યાની નિવૃત્તિદ્વારા થાય છે. " ચિત્તને અનુકૂલ પ્રતીત થનાર સર્વ સુખ તથા તેનાં સાધનો મને પ્રાપ્ત થાઓ " આવી રજોગુણથી ઉપજેલી બુદ્ધિવૃત્તિવિશેષ રાગ કહેવાય છે તે રાગ દૃષ્ટ તથા અદૃષ્ટ સુખની સામગ્રીના અભાવથી સર્વ સુખની અપ્રાપ્તિવડે રાગી મનુષ્યના ચિત્તને નિરંતર વિક્ષેપ પમાડીને મલિન કરે છે. હવે સાધક જ્યારે સુખી પ્રાણીઓમાં મૈત્રીની ભાવના કરે છે, એટલે કે આ સર્વે સુખી છે તે મારા મિત્ર હોવાથી હુંરૂપજ છે માટે તેમને જે સુખ પ્રાપ્ત થયું છે તે મનેજ થયું છે એમ ભાવના કરે છે ત્યારે તે સાધકના ચિત્તમાંથી રાગદોષની નિવૃત્તિ થાય છે. જેમ પોતાને રાજ્ય ન મળ્યું હોય પણ જેમાં પોતાને હુંપણાની બુદ્ધિ છે એવા પોતાના પુત્રને રાજ્યની પ્રાપ્તિ થઇ હોય તો તે રાજ્ય પોતાનેજ પ્રાપ્ત થયાના જેવું પિતાને લાગે છે તેથી તેને તેમાં રાગ થતો નથી તેમ અત્ર પણ સુખી જનોમાં મિત્રપણાની ભાવના કરવાથી પોતાને તેવા સુખની અપ્રાપ્તિ છતાં પણ અન્યજનોને જે સુખની પ્રાપ્તિ થઇ તે પોતાનેજ પ્રાપ્તિ થઇ એમ સમજાય છે તેથી તેના ચિત્તમાંનો રાગ નિવૃત્ત થવાથી વર્ષાનો અભાવ થવાથી જેમ જલ નિર્મલ થાય છે તેમ તેનું ચિત્ત નિર્મલ થાય છે એવી રીતે જ્યારે મૈત્રીની ભાવનાવડે પરકીય સુખને સ્વકીય સુખ માનવામાં આવે છે ત્યારે બીજાના અભ્યુદયને અસહન કરવાના

અભાવથી ઇર્ષ્યા તથા રાગ નિવૃત્ત થાય છે. " વૃત્તિને પ્રતિકૂલપણાનો અનુભવ કરાવનારું દુઃખ મને સર્વદા ન થાઓ " એવી તમોગુણ-યુક્ત રાજસી બુદ્ધિવૃત્તિવિશેષ દ્વેષ કહેવાય છે. શત્રુ, સર્પ અને વ્યાઘ્રાદિ જે દુઃખના હેતુઓ છે તેઓ વિદ્યમાન હોય ત્યાંસુધી દુઃખની નિવૃત્તિ કરવી શક્ય નથી, અને દુઃખના સર્વે હેતુઓનો નાશ મનુષ્યથી કરી શકાય એમ નથી તેથી તે દ્વેષ પ્રાકૃત મનુષ્યના હૃદયને સર્વદા બાળ્યા કરે છે. જ્યારે આ સાધક પોતાની પેઠે બીજા સર્વેને પણ પ્રતિકૂલરૂપ દુઃખ ન થાઓ એવી રીતે દુઃખી પ્રાણીઓમાં દયાની ભાવના કરે છે ત્યારે શત્રુ આદિમાંથી તેના દ્વેષની નિવૃત્તિ થવાથી તેનું ચિત્ત નિર્મલ થાય છે. આવી ભાવના સ્મૃતિમાં પણ દર્શાવી છેઃ—

" प्राणा यथाऽऽत्मनोऽभीष्टा भूतानामपि ते तथा ।
आत्मौपम्येन सर्वत्र दयां कुर्वन्ति साधवः ॥ "

" सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद्दुःखमाप्नुयात् ॥ "

**ભાવાર્થઃ**—જેમ આપણને આપણા પ્રાણો અત્યંત પ્રિય છે તેમ અન્ય પ્રાણીઓને પણ પોતાના પ્રાણો તેવાજ પ્રિય છે એમ પોતાના ઉપમાપણાવડે સત્પુરુષો સર્વપર દયા કરે છે. આ વિશ્વમાં સર્વે પ્રાણી સુખી હો, સર્વે પ્રાણી નીરોગ હો, સર્વે પ્રાણી મંગલને જુઓ, કોઇ દુઃખ ન પામો.

દયાની ભાવનાવડે જેમ દ્વેષની નિવૃત્તિ થાય છે તેમ અન્યને અપકાર કરવાની ઇચ્છાની, તથા અન્યનો તિરસ્કાર કરવાની ઇચ્છાની પણ સાધકના ચિત્તમાંથી નિવૃત્તિ થઇ જાય છે.

પુણ્યશીલ જનોમાં હર્ષની ભાવના કરવાથી બીજાના ગુણોમાં દોષોનું આરોપણ કરવાના સ્વભાવરૂપ અસૂયા જે ચિત્તની મલિનતા ગણાય છે તે દૂર થાય છે, અને અપુણ્યશીલોમાં એટલે પાપી જનોમાં ઉપેક્ષાની–મધ્યસ્થપણાની–ઉદાસીનપણાની–અનુમોદન વા દ્વેષના અભાવની–ભાવના કરવાથી સાધકના ચિત્તનો ક્રોધદોષ દૂર થઇ જાય છે. પ્રાકૃત મનુષ્યોને પ્રાયશઃ સુખી પ્રાણીઓમાં ઈર્ષ્યા, દુઃખી પ્રાણીઓને જોઇને તેમના પર અપકાર કરવાની ઇચ્છા, પુણ્યવાન્ જનોના ગુણોમાં દોષારોપણ કરવાની વૃત્તિ, અને પાપી જનોપર ક્રોધ થાય છે. તે દોષોની નિવૃત્તિ સાધકે આ મૈત્રી આદિ ભાવનાવડે કરવી જોઇએ. એવી રીતે મૈત્રી, કરુણા, મુદિતા ને ઉપેક્ષાની ભાવના જો યથાયોગ્યરીતે કરવામાં આવે તો તેથી તે ભાવના કરનારના ચિત્તના રાજસતામસધર્મો દૂર થઇને તેના ચિત્તમાં સાત્ત્વિક શુક્લધર્મ આવિર્ભાવ પામે છે, અર્થાત્ તે સાધક સત્ત્વના ઉત્કર્ષવાળો થાય છે. વૃત્તિનિરોધપક્ષમાં તેના ( સત્ત્વોત્કર્ષના ) નિર્મલસ્વભાવપણાથી ચિત્ત નિર્મળ થાય છે, અને નિર્મલ થયેલું તે ચિત્ત આગળ કહેવામાં આવનારા ઉપાયોવડે એકાગ્ર થઇને સ્થિરપણાને પામે છે. રાગ અને દ્વેષ એજ પ્રધાનપણે ચિત્તને વિક્ષેપ કરનારા છે, તેમની નિવૃત્તિ થતાં ચિત્ત નિર્મલ થઇને એકાગ્ર થાય છે, અને એકાગ્ર થયેલું તે પછી આત્મસ્વરૂપમાં સ્થિરભાવને પામે છે. શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં પણ એમજ કહ્યું છે:—

“ रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥
प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ।
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥ ”

**ભાવાર્થઃ**—જેણે મનને વશ કરેલું છે એવો પુરુષ તો રાગ-દ્વેષથી રહિત તથા પોતાના મનને અધીન એવી ઇંદ્રિયોવડે વિષયોને ગ્રહણ કરતો છતો ચિત્તની નિર્મલતાને પામે છે. ચિત્તની નિર્મલતાથી આનાં સર્વ દુઃખોનો નાશ થાય છે, કારણકે નિર્મલ ચિત્તવાળાની બુદ્ધિ શીઘ્રજ સ્થિર થાય છે.

મૈત્ર્યાદિ ભાવનાના અભાવમાં આગળ ક્હેવામાં આવનારા ઉપાયો ચિત્તની એકાગ્રતા કરવા સમર્થ થતા નથી.

આ મૈત્ર્યાદિ ભાવના માનરહિતપણું, દંભરહિતપણું, અહિંસા, ક્ષમા, સરલતા, આચાર્યની સેવા, પવિત્રતા, સ્થિરતા, ઇંદ્રિયાદિનો સારી રીતે નિગ્રહ, ઇંદ્રિયોના વિષયોમાં વૈરાગ્ય, અહંકારરહિતપણું, જન્મ મૃત્યુ જરા ને વ્યાધિનાં દુઃખો અને દોષો એમને વારંવાર જોવાં, પુત્ર સ્ત્રી ને ગૃહાદિમાં આસક્તિથી રહિતપણું, પુત્રાદિમાં તન્મયભાવનો અભાવ, ઇષ્ટ તથા અનિષ્ટની પ્રાપ્તિમાં સર્વદા સમચિત્તપણું, પરમાત્મામાં અનન્યયોગવડે અવ્યભિચારિણી ભક્તિ, નિરુપાધિક અને પવિત્ર એવા એકાંતસ્થલનું સેવન, વિષયિજનોની સભામાં અપ્રીતિ, અધ્યાત્મજ્ઞાનમાં અત્યંતનિષ્ઠા અને આત્મસાક્ષાત્કારના મોક્ષરૂપ ફલને પુનઃ પુનઃ વિચાર કરીને જોવું એ જ્ઞાનનાં વીશ સાધનોની ઉપલક્ષક છે. ૩૩

તે મૈત્ર્યાદિ ભાવનાથી નિર્મલ થયેલા ચિત્તને સ્થિર કરવાના જે ઉપાયો છે તેમાંના પહેલા ઉપાયને ભગવાન્ સૂત્રકાર કહે છેઃ—

## प्रच्छर्दनविधारणाभ्यां वा प्राणस्य ॥ ३४ ॥

**पदबोधिनी टीकाः**—प्रच्छर्दनं नाम नासापुटाभ्यां कोष्ठ्यस्य वायोः शास्त्रोक्तरीत्या बहिर्निःसारणम् । विधारणं

नाम प्राणस्य शास्त्रोक्तविधानेन गतिविच्छेदकरणम् । ताभ्यां चित्तमेकस्मिन् लक्ष्ये स्थितिं लभत इति योज्यम् । वा शब्दोऽत्र वक्ष्यमाणोपायान्तरापेक्षया विकल्पार्थः । रेचकपूरककुम्भक-भेदेन त्रिविधः प्राणायामः । स चित्तस्यैकाग्रतां निबध्नाति । अत्रायमभिसन्धिः सर्वासामिन्द्रियवृत्तीनां प्राणवृत्तिपूर्वकत्वात् मनःप्राणयोश्च स्वव्यापारे तुल्ययोगक्षेमत्वात् निरुद्धः प्राणः समस्तेन्द्रियवृत्तिनिरोधद्वारेण चित्तस्यैकाग्रतां करोति ॥ ३४ ॥

સૂત્રાર્થઃ—અથવા પ્રાણના રેચકકુંભકવડે [ ચિત્ત સ્થિર થાય છે. ] ૩૪

વિવેચન:—અત્ર પ્રચ્છર્દનનો અર્થ રેચક અને વિધારણનો અર્થ બાહ્યકુંભક થાય છે. સ્વસ્થપણે બેસી, ધડ, ડોક ને મસ્તક સીધાં રાખી, હૃદય નાભિ વા મૂલાધારથી પ્રાણવાયુને ઊપાડી, તેને નાસિકાનાં બંને છિદ્રોદ્વારા શનૈઃ શનૈઃ બહાર કાઢવારૂપ રેચક કરવાથી તથા બહાર કાઢેલા તે પ્રાણવાયુને બહાર અનુક્રમે બાર, ચોવીશ કિંવા છત્રીશ આંગળપર્યંતના કોઇ પણ સ્થાનમાં સ્થાપન કરવારૂપ બાહ્યકુંભકથી સાધકનું ચિત્ત એકલક્ષ્યમાં સ્થિર થાય છે. આ પાદ ઉત્તમ અધિકારીમાટે છે તેથી અત્ર આવા પ્રાણાયામનું વિધાનજ યોગ્ય છે. યોગભાષ્યમાં "**नासिकापुटाभ्याम्**" એવું પદ હોવાથી નાસિકાનાં બંને છિદ્રોથી પ્રાણવાયુને બહાર કાઢવાનું સ્પષ્ટ વિધાન છતાં એ ભાષ્યવચનનો "બેમાંના એક છિદ્રવડે" એવો અર્થ કરી અનુલોમવિલોમપ્રાણા-

યામનું વિધાન ગ્રહણ કરવું યોગ્ય નથી. બાહ્ય, આભ્યંતર અને કેવલ એવા ત્રણ પ્રકારના કુંભકમાંથી અત્ર બાહ્યકુંભક કરવાનું વિધાન છે. બાહ્યકુંભકના અંતમાં પ્રાણવાયુનું આંતર આકર્ષણ કરવું પડે તે આભ્યંતરકુંભકમાટે નથી, પણ પુનઃ રેચક તથા બાહ્યકુંભક કરવામાટે છે તેથી અત્ર તેની પૃથક્ ગણના કરી નથી. આ સૂત્રમાં કનિષ્ઠ અધિકારીને યમાદિ સાધન સિદ્ધ કર્યા પછી કરવાયોગ્ય એવા પ્રથમ સૂર્યનાડીથી રેચક, પછી ચંદ્રનાડીથી પૂરક અને પશ્ચાત્ કુંભકરૂપ તાંત્રોક્ત પ્રાણાયામનું વિધાન નથી તેમજ પ્રથમ ચંદ્રનાડીથી પૂરક, પછી કુંભક અને પશ્ચાત્ રેચકરૂપ વૈદિક પ્રાણાયામનું પણ વિધાન નથી, કિંતુ યમાદિની અપેક્ષાવિના ઉત્તમ અધિકારીએ કરવાના પૂર્વે કહેલા પ્રાણાયામનું વિધાન છે. "**प्राणायामस्त्रिज्ञेयो रेचकपूरककुंभकाः॥**" ( રેચક, પૂરક ને કુંભક એ પ્રાણાયામ જાણવો, ) એ સ્મૃતિમાં ત્રણેના એકરૂપને પ્રાણાયામ નામ આપ્યું છે તેથી એ વચનનો પૂર્વોક્ત વિધાનની સાથે વિરોધ છે એવી શંકાને અવકાશ નથી, કારણકે એમાં પણ રેચક, બાહ્યકુંભક ને પૂરકનો સદ્‌ભાવ છે, તથા પૂરકના અંતમાં થતા સ્વાભાવિક આંતરકુંભકનું પણ અસ્તિત્વ છે.

સૂત્રમાંનો **वा** શબ્દ આગળ કહેવામાં આવનારા ચિત્તની સ્થિરતાના અન્ય ઉપાયોસાથે વિકલ્પ જણાવવામાટે છે, પૂર્વોક્ત મૈત્ર્યાદિભાવનાસાથે વિકલ્પ જણાવવામાટે નથી કારણકે મૈત્ર્યાદિ ભાવનાની સહકારિતા તો સર્વ ઉપાયોમાં અપેક્ષિત હોવાથી તેમનો તે ઉપાયોસાથે સમુચ્ચયજ કહેવાને ઇચ્છિત છે. "**वा** શબ્દ **अपि** ( પણ ) ના અર્થમાં છે, એટલે આવડે પણ ચિત્તની નિર્મલતા કરે" એમ યોગવાર્તિકકાર વ્યાખ્યાન કરે છે, પણ તે યોગ્ય જણાતું નથી, કારણકે રેચકકુંભકને અત્ર ચિત્તની નિર્મલતાના હેતુરૂપે કહ્યા નથી, કેમકે

"**ताभ्यां वा मनसः स्थितिं सम्पादयेत् ॥**" ( અથવા તે બંને-વડે મનની સ્થિતિને સંપાદન કરે, ) એવા આ સૂત્રપરના ભાષ્યવચન-વડે રેચકકુંભકનું સ્થિતિસંપાદકપણું કહ્યું છે, પણ તે નિર્મલતાનાં સાધન છે એમ કહ્યું નથી. "**प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते॥**" ( કારણકે નિર્મલ ચિત્તવાળાની બુદ્ધિ શીઘ્ર સ્થિર થાય છે, ) એ ભગવદ્વચનથી, અને "**प्रसन्नमेकाग्रं स्थितिपदं लभते ॥**" ( નિર્મલ થયેલું ચિત્ત એકાગ્ર થઇને સ્થિરપણાને પામે છે, ) એ પૂર્વ-સૂત્રમાંના ભાષ્યવચનથી ચિત્તની નિર્મલતાવિના ચિત્તની સ્થિરતા થવી અશક્ય છે એમ સ્પષ્ટ જણાય છે. મૈત્ર્યાદિ ભાવનાવડે ચિત્તની નિર્મલ-તા થયે રેચકાદિ ચિત્તની સ્થિરતાના ઉપાયો વિકલ્પરૂપે સૂત્રકારે કહ્યા છે, પણ ચિત્તની નિર્મલતાના ઉપાયો વિકલ્પરૂપે કહ્યા નથી, કેમકે સાધ્યસાધનના વિકલ્પનો અસંભવ છે તેથી ચિત્તની નિર્મલતાના સાધનરૂપ મૈત્ર્યાદિ ભાવનાનો તો સર્વત્ર સમુચ્ચયજ છે.

જોકે ચિત્ત અને પ્રાણ એ બંને ભિન્ન હોવાથી પ્રાણનો નિરોધ થવાથી ચિત્તની સ્થિરતા થવાનો અસંભવ જણાય છે તોપણ, '**द्वे बीजे चित्तवृक्षस्य प्राणस्पन्दनवासने । एकस्मिंश्च तयोः क्षीणे क्षिप्रं द्वे अपि नश्यतः ॥**" (ચિત્તરૂપ વૃક્ષનાં બે બીજ છે, એક પ્રાણની નિરંતર ક્રિયા, અને બીજું વાસના, એ બેમાંથી એકના નાશથી બીજાનો શીઘ્ર નાશ થઇ જાય છે, ) એ શ્રીવસિષ્ઠવાક્યથી ચિત્તના બીજભૂત પ્રાણની ગતિના નિરોધથી વાસનાની નિવૃત્તિદ્વારા ચિત્તની સ્થિરતા સંભવી શકે છે.

એવી રીતે પ્રાણવાયુનો જય થવાથી ચિત્તનો જય થાય છે. વળી પ્રાણાયામ ચિત્તવિક્ષેપના હેતુભૂત સર્વપાપનો નાશ કરે છે તેથી પણ પાપની નિવૃત્તિદ્વારા નિર્દોષ થયેલું ચિત્ત સ્થિર થાય છે. "**यथा**

**पर्वतधातूनां दह्यन्ते धमनान्मलाः। तथेन्द्रियकृता दोषा दह्यन्ते प्राणनिग्रहात्॥** " ( પર્વતની ધાતુના મલો જેમ ધમવાથી બળી જાય છે તેમ ઇંદ્રિયોએ કરેલા દોષો પ્રાણના નિગ્રહથી બળી જાય છે, ) એ શ્રુતિ, તથા " **प्राणायामैर्दहेद्दोषान्॥** " ( પ્રાણાયામોવડે દોષોને બાળે, ) એ સ્મૃતિ, પ્રાણાયામવડે પાપની નિવૃત્તિ થાય છે એમાં પ્રમાણરૂપ છે. ૩૪

ચિત્તની સ્થિરતા કરવાના અન્ય ઉપાયને કહે છેઃ—

## विषयवती वा प्रवृत्तिरुत्पन्ना मनसः स्थितिनिबन्धिनी ॥ ३५ ॥

**पदबोधिनी टीकाः-विषया गन्धादयः। ते फलत्वेन विद्यन्ते यस्यां सा तथोक्ता। प्रवृत्तिः प्रकृष्टा वृत्तिः साक्षात्काररूपा प्रज्ञा इत्यर्थः। सा उत्पन्ना सती मनसः स्थितिनिबन्धिनी चित्तस्य स्थैर्ये हेतुर्भवति। नासाग्रादौ चित्तं धारयतो दिव्यगन्धादिसाक्षात्कारो भवति। ततश्च योगफले विश्वासः समुत्पद्यते, तस्माच्च चित्तमनाकुलं धीयत इति भावः॥ ३५॥**

**સૂત્રાર્થઃ**—અથવા [ ગંધાદિ ] વિષયવાળી સાક્ષાત્કારરૂપા પ્રજ્ઞા ચિત્તના સ્થિરપણામાં હેતુ [ થાય છે. ] ૩૫

**વિવેચનઃ**—ગંધાદિ પાંચ વિષયોના બે ભેદ છે, લૌકિક અને દિવ્ય. પૃથિવી, જલ, તેજ, વાયુ અને આકાશ એ પાંચ સ્થૂલભૂતોમાં

દૃશ્યમાન જે ગંધ, રસ, રૂપ, સ્પર્શ ને શબ્દ છે તે પાંચ લૌકિક વિષય કહેવાય છે, કેમકે તેઓથી મનુષ્યોને સુખ, દુઃખ ને મોહરૂપ ભોગ થાય છે. પાંચ તન્માત્રાઓનાં કાર્ય સૂક્ષ્મભૂતોમાં વિદ્યમાન જે ગંધાદિ પાંચ સૂક્ષ્મવિષયો છે તે દિવ્ય વિષય કહેવાય છે, કારણકે તે દેવતાઓના ભોગમાં ઉપયોગી થાય છે, તથા તેઓમાં દુઃખ અને મોહની પ્રકટતા હોતી નથી, માત્ર સુખનીજ પ્રકટતા હોય છે.

જોકે આ સર્વ પ્રવૃત્તિઓ કૈવલ્યમાં ઉપયોગી ન હોવાથી આ શાસ્ત્રમાં તેમનું નિરૂપણ કરવું ઉપયોગી નથી એમ પ્રતીત થાય છે તોપણ જેમ અનાત્મપદાર્થની ધારણા કરવાથી અનાત્મવસ્તુનો સાક્ષાત્કાર થાય છે તેમ આત્માની ધારણા કરવાથી આત્માનો સાક્ષાત્કાર થવાનો પણ અસંભવ નથી એમ વિશ્વાસ ઉપજાવવામાટે આ પ્રવૃત્તિઓનું નિરૂપણ કર્યું છે તેથી તેમનું નિરૂપણ નિરુપયોગી નથી.

નાસિકાના અગ્રભાગમાં જે સ્થલે ગંધનું જ્ઞાન થાય છે તે સ્થલે ધારણા, ધ્યાન ને સમાધિરૂપ સંયમ કરનારને તે સંયમની સિદ્ધિવડે અલ્પકાલમાં જે દિવ્ય ગંધનો સાક્ષાત્કાર થાય છે તેને આ શાસ્ત્રની પરિભાષામાં ગંધપ્રવૃત્તિ કહે છે. પ્ર એટલે ઉત્કૃષ્ટ અથવા સાક્ષાત્કાર, અને વૃત્તિ એટલે પ્રજ્ઞા અથવા જ્ઞાન. એવી રીતે પ્રવૃત્તિનો અર્થ ઉત્કૃષ્ટ પ્રજ્ઞા અથવા સાક્ષાત્કારરૂપ જ્ઞાન થાય છે. જિહ્વાના અગ્રભાગમાં જ્યાં રસનું જ્ઞાન થાય છે ત્યાં સંયમ કરવાથી તે સંયમનો જય કરનાર સાધકયોગીને અલ્પસમયમાં જે દિવ્ય રસનો સાક્ષાત્કાર થાય છે તે રસપ્રવૃત્તિ કહેવાય છે. તાલુસ્થાનમાં જ્યાં રૂપનું જ્ઞાન થવાનું સામર્થ્ય છે ત્યાં સંયમ કરવાથી સાધકયોગીને થોડા સમયમાં જે દિવ્ય રૂપનું જ્ઞાન થાય છે તે રૂપપ્રવૃત્તિ કહેવાય છે. જિહ્વાના મધ્યભાગમાં જ્યાં સ્પર્શનું જ્ઞાન થવાનું સામર્થ્ય છે ત્યાં સંયમ કરવાથી સાધકયોગીને જે દિવ્ય

સ્પર્શનું પ્રત્યક્ષ જ્ઞાન થાય છે તે સ્પર્શપ્રવૃત્તિ કહેવાય છે. જિહ્વાના મૂલભાગમાં જ્યાં શબ્દનું જ્ઞાન થવાની શક્તિ છે ત્યાં સંયમ કરવાથી તે સંયમ કરનારને તે સંયમનો જય થયે જે દિવ્યશબ્દનું પ્રત્યક્ષ જ્ઞાન થાય છે તે શબ્દપ્રવૃત્તિ કહેવાય છે. નેત્ર, હાથનાં આંગળાંઓના અગ્રભાગ અને શ્રોત્ર એ અનુક્રમે રૂપ, સ્પર્શ અને શબ્દનું જ્ઞાન થવાનાં સ્થાન છે એમ પ્રત્યક્ષપ્રમાણથી જણાય છે, અને અત્ર કહેલાં જે તાલુ આદિ રૂપાદિના જ્ઞાનનાં સ્થાન છે તે શાસ્ત્રાદિ પ્રમાણથી ગમ્ય હોવાથી તેમના તેવા સામર્થ્યમાં શંકા આણવાનું કારણ નથી. આ ગંધાદિ પ્રવૃત્તિઓ અલ્પકાલ યત્ન કરવાથી ઉત્પન્ન થાય છે, અને ઉત્પન્ન થઈને શીઘ્રજ ચિત્તને ઈશ્વિરતત્ત્વમાં વા વિવેકખ્યાતિમાં સ્થિર કરે છે, અન્ય શાસ્ત્રીય વિષયોના સંશયોને નિવૃત્ત કરે છે, તથા વિષયવૈરાગ્યદ્વારા સમાધિપ્રજ્ઞામાં પણ હેતુભૂત થાય છે. અહિં જે રૂપવિષયવતી ઉત્કૃષ્ટ પ્રજ્ઞાનું કથન કર્યું છે તેવડે શાસ્ત્રાંતરમાં નિરૂપણ કરેલ ચંદ્ર, આદિત્ય, ગ્રહ, મોતી, પ્રદીપ ને રત્નાદિમાં કરવાના સંયમનું, તથા તે સંયમવડે સાધકયોગીને તેના સમગ્રવિશેષોનો જે સાક્ષાત્કાર થાય છે તેનું પણ નિરૂપણ થઈ જાય છે તેથી આ સૂત્રમાં ન્યૂનતાનો દોષ પ્રાપ્ત થતો નથી. આ પ્રવૃત્તિઓનો નિશ્ચય કેવલ યુક્તિથી થઈ શકતો નથી, પણ "**ज्योतिष्मती स्पर्शवती तथा रसवती परा । गन्धवत्यपरा प्रोक्ताः चतस्रस्तु प्रवृत्तयः ॥**" ( જ્યોતિષ્મતી, સ્પર્શવિષયવાળી, રસવિષયવાળી અને ગંધવિષયવાળી એમ ચાર પ્રકારની પ્રવૃત્તિઓ કહી છે. ) ઇત્યાદિ આગમથી તથા શ્રીસદ્‌ગુરુના ઉપદેશથી થઈ શકે છે. યદ્યપિ યોગશાસ્ત્ર, શાસ્ત્રાનુકૂલ અનુમાન અને આચાર્ય વાસ્તવિક અર્થને પ્રતિપાદન કરવામાં સમર્થ હોવાથી તેમના દ્વારા જણાયેલું તત્ત્વ સદ્‌રૂપજ હોય છે, ભ્રાંતિરૂપ હોતું નથી, તથાપિ જ્યાંસુધી તે ઉપ-

દેશના કોઈ એક દેશનો પણ પોતાને સાક્ષાત્કાર થયો ન હોય ત્યાંસુધી તે સર્વ પરોક્ષજેવું પ્રતીત થાય છે, ને તે કૈવલ્યાદિ સૂક્ષ્મપદાર્થોમાં દૃઢબુદ્ધિ ઉપજાવતું નથી તેથી શાસ્ત્ર, શાસ્ત્રાનુકૂલ અનુમાન અને આચાર્યના ઉપદેશવિષયના સંશયને દૂર કરવામાટે અવશ્ય કોઈ વિશેષને ચક્ષુરાદિ ઇંદ્રિયથી વા મનથી પ્રત્યક્ષ કરવો જોઇએ. તેમણે ઉપદેશ કરેલા વિષયનો એક દેશ પ્રત્યક્ષ થયે સતે તે સાધકયોગી કૈવલ્યપર્યંતના સર્વ અતિસૂક્ષ્મવિષયમાં "આ વિષય એમજ છે" એમ સારી રીતે વિશ્વાસ કરે છે. અન્યત્રસ્થિત ચિત્તવૃત્તિઓમાં તે તે ગંધાદિ પ્રવૃત્તિવડે ગંધાદિના દોષદર્શનથી તે તે વિષયવિષે વશીકારસંજ્ઞા વૈરાગ્ય ઉપજે સતે વિક્ષેપની નિવૃત્તિથી ઉત્તરોત્તર ભૂમિકારૂપ અર્થના સાક્ષાત્કારમાટે ચિત્ત સમર્થ થાય છે.

**શંકા:**—જેમ મૈત્ર્યાદિ ભાવનાઓ પરિકર્મ એટલે ચિત્તના સ્થિરપણાના હેતુરૂપ ચિત્તની નિર્મલતાનાં સાધનો છે તેમ આ વિષયવતી પ્રવૃત્તિ પણ પરિકર્મ છે એમ આ સૂત્રપરના ભાષ્યમાંના "**एतदर्थमेवेदं चित्तपरिकर्म निर्दिश्यते ॥**" ( એટલામાટેજ આ ચિત્તપરિકર્મ કહેવાય છે, ) એ વચનથી જણાય છે તેથી આ સૂત્રને ચિત્તની સ્થિરતાના ઉપાયના કથનરૂપે નહિ, પણ ચિત્તની નિર્મલતાના ઉપાયના કથનરૂપે સ્વીકારવું જોઇએ.

**સમાધાન:**—સૂત્રમાંનાં "**मनसः स्थितिनिबन्धिनी**" એ પદોથી સ્પષ્ટ જણાય છે કે આ સૂત્ર ચિત્તની સ્થિરતાનો ઉપાય જણાવે છે. આ વિષયવતી પ્રવૃત્તિ ચિત્તને સ્થિર કરવા ઉપરાંત ચિત્તના અશ્રદ્ધાદિ દોષોને નિવૃત્ત કરી ચિત્તની નિર્મલતા પણ કરે છે માટેજ ભાષ્યકારે આ પ્રવૃત્તિને પરિકર્મરૂપે પણ સ્વીકારી છે, પરંતુ મૈત્ર્યાદિ ભાવનારૂપ પરિકર્મનો જેમ ચિત્તની સ્થિરતાના સર્વ ઉપાયોસાથે સમુચ્ચય છે તેમ

આ પરિકર્મનો તેમની સાથે સમુચ્ચય નથી તેથી આ સૂત્ર પરિકર્મનાજ કથનમાટે નથી, કિંતુ ચિત્તસ્થિરતાના ઉપાયના કથનમાટે છે.

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ એ પાંચ વિષયોમાં જીવને સ્વાભાવિકી પ્રીતિ છે, ને તે વિષયોની પરાકાષ્ઠાનો અનુભવ થાય ત્યારે જીવને તેમાં અલંબુદ્ધિરૂપ વૈરાગ્ય ઉપજે છે તેથી શ્રોત્રાદિ ઇન્દ્રિયો પોતપોતાના શબ્દાદિ વિષયોપ્રતિનો અનુરાગ છોડી ચિત્તને અનુસરનારી થાય છે, ને તેમ થવાથી ચિત્ત લક્ષ્યમાં જોડાવાની યોગ્યતાવાળું થાય છે. વળી આ પ્રવૃત્તિઓમાં સંયમનો અભ્યાસ થવાથી ચિત્તને ઈશ્વરતત્ત્વ-માં વા વિવેકખ્યાતિપર્યંતના વિષયમાં સંયમ કરવાનું બલ આવે છે. વ્યાખ્યાનમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ એમ પ્રવૃત્તિઓનો ક્રમ નહિ કહેતાં ગંધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ એમ પ્રવૃત્તિઓનો ક્રમ કહ્યો છે તેનું કારણ એ છે જે તે તે વિષયનો સાક્ષાત્કાર કરવાની સુગમતા તે પ્રમાણે છે. પૃથ્વીતત્ત્વ અન્ય તત્ત્વોની અપેક્ષાએ સ્થૂલ છે માટે તેની તન્માત્રારૂપ ગંધવિષયનો સાક્ષાત્કાર થોડા યત્નથી થાય છે તેથી તેને પ્રથમ કહેલ છે, એ પ્રમાણે આગળ પણ જાણવું. એવી રીતે એક કે વિશેષ વિષયનો સાક્ષાત્કાર થતાં સાધકને અપ્રતિબંધ-વડે યોગમાં અગાધશ્રદ્ધા, ઉત્સાહ, સ્મૃતિ ને સમાધિ પ્રાપ્ત થાય છે.

રાજમાર્તંડટીકામાં તથા યોગચંદ્રિકાટીકામાં ભાષ્ય તથા અન્ય ટીકાઓથી ભિન્ન "**विषयवती वा प्रवृत्तिरुत्पन्ना स्थितिनिबन्धि-नी ॥**" એવો સૂત્રપાઠ સ્વીકારી **मनसः** એ પદને વાક્યશેષરૂપે ગ્રહણ કર્યું છે. કોઈ પુસ્તકમાં **स्थितिनिबन्धिनी**ને સ્થાને **स्थितिनिबन्धनी** એવો પાઠ પણ હોય છે. બંને પાઠનો અર્થ એકજ છે. ૩૫

ચિત્તની સ્થિરતાના ઉપાયાંતરને કહે છેઃ—

# विशोका वा ज्योतिष्मती ॥ ३६ ॥

पदबोधिनी टीकाः—प्रवृत्तिरुत्पन्ना मनसः स्थितिनिबन्धिनीत्यनुवर्तते । ज्योतिः सात्त्विकः प्रकाशः । स प्रशस्तो भूयानतिशयवांश्च विद्यते यस्यां प्रवृत्त्यां सा संविदित्यर्थः । सा च विशोका सुखमयसत्त्वसाक्षात्कारात् विगतः शोको रजःपरिणामो यस्याः सा तथोक्ता । अयमभिसन्धिः हृत्पद्मसम्पुटमध्ये प्रशान्तकल्लोलक्षीरोदार्णवप्रख्यं बुद्धिसत्त्वं भावयतः प्रज्ञालोकप्रादुर्भावात् सर्वप्रवृत्तिक्षये चेतसः स्थैर्यमुत्पद्यत एव ॥ ३६ ॥

**સૂત્રાર્થ:**—અથવા શોકરહિતા જ્યોતિષ્મતી [ પ્રવૃત્તિ ઉત્પન્ન થઇ તે મનની સ્થિરતાનો હેતુ થાય છે. ] ૩૬

વિવેચન:—" **प्रवृत्तिरुत्पन्ना मनसः स्थितिनिबन्धिनी॥** " એ પદોની પૂર્વ સૂત્રમાંથી આ સૂત્રમાં અનુવૃત્તિ કરી આ સૂત્રનો અન્વય કરવાનો છે. વિશોકાનો અર્થ દુ:ખરહિતા, અને જ્યોતિષ્મતીનો અર્થ પ્રકાશરૂપા થાય છે. ઉદર અને ઉરની મધ્યે જે અષ્ટદલ એટલે આઠ પાંખડીવાળું અધોમુખ ને બીડાયેલું પદ્મ છે તેને રેચકપ્રાણાયામવડે ઊર્ધ્વમુખ કરીને તથા પૂરકવડે પ્રફુલ્લિત કરીને ત્યાં રહેલા મનમાં વા તેના કારણરૂપ સાત્ત્વિક અહંકારમાં સાધકયોગી પોતાના ચિત્તને ધારણ કરે. એ હૃત્પદ્મના સ્વરૂપનું નિરૂપણ સ્મૃતિમાં નીચે પ્રમાણે કર્યું છે:—

" **अतिरम्यं हि भूतानां पद्मच्छिद्रमधोमुखम् ।**

वितस्तिमात्रतो देशे नाभेरूर्ध्वमवस्थितम् ॥ १ ॥
यथैवाष्टदलं पद्मं सुरक्तं मुकुलीकृतम् ।
एवं हृदयपद्मं तल्लम्बते हृदयस्य खे ॥ २ ॥
सोमाग्निरविनक्षत्रविद्युद्वत्तेजसा युतम् ।
भाति विश्वस्य कृत्स्नस्य ह्याश्रयो योगिनां सदा ॥ ३ ॥"

**ભાવાર્થ:**—અતિરમ્ય, પાંચ છિદ્રવાળું, અધોમુખ, પ્રાણીઓના શરીરમાં નાભિની ઊર્ધ્વમાં વેંતમાત્રપ્રદેશમધ્યે રહેલું, આઠ પાંખડીવાળું, અતિરક્ત ને બીડાયેલું કમલ છે. એવું જે હૃદયકમલ છે તે હૃદયદેશના અવકાશમાં લટકે છે. તે ચંદ્ર, અગ્નિ, સૂર્ય, નક્ષત્ર ને વીજળીના તેજથી યુક્ત છે, અને યોગીઓને તે સદા સમગ્ર વિશ્વના આશ્રયરૂપ ભાસે છે. ૧–૩

તે હૃત્પદ્મમાં સૂર્યમંડલ, અકાર ને જાગરિતસ્થાન છે; તેના ઉપર ચંદ્રમંડલ, ઉકાર ને સ્વપ્નસ્થાન છે; તેના પર અગ્નિમંડલ, મકાર ને સુષુપ્તિસ્થાન છે; અને તેના પર પરવ્યોમરૂપ બ્રહ્મનાદ, અર્ધમાત્રા ને તુરીયસ્થાન છે એમ બ્રહ્મવાદીઓ કહે છે. તે કમલની કર્ણિકામાં એટલે પદ્મબીજકોશમાં સર્વભણી વ્યાપેલી સહસ્રશાખાવાળી મનોવહાનાડીનું મૂલ છે. તે મનોવહાનાડીની અલાબુલતિકા નામ તુંબડાના વેલાના જેવી એક ઊર્ધ્વમુખી શાખા સુષુમ્ણા કહેવાય છે. તે સુષુમ્ણા મનુષ્યશરીરમાં કંદના મધ્યભાગમાંથી નીકળી મૂર્ધાપર્યંત ગયેલી છે. શ્રીયાજ્ઞવલ્ક્યસંહિતામાં પણ એમજ કહ્યું છે:—

" कन्दस्य मध्यमे भागे सुषुम्णा सम्प्रतिष्ठिता ।
पृष्ठमध्यस्थितेनास्थ्ना सह मूर्धानमागता ॥ "

**ભાવાર્થ:—**હે ગાર્ગિ! નાભિની નીચે રહેલા કંદના મધ્યભાગમાં સુષુમ્ણા રહેલી છે. તે મેરુદંડ એટલે બરડાની મધ્યમાં રહેલા કરોડના હાડકાસાથે મૂર્ધાપર્યંત ગઇ છે.

એ સુષુમ્ણાને બ્રહ્મનાડી પણ કહે છે. તે બ્રહ્મનાડીવડે બહારનાં સૂર્યમંડલાદિ પરોવાયેલાં છે, અર્થાત્ તે નાડી મનુષ્યના મૂર્ધસ્થાનથી સત્યલોકમાં રહેલા હિરણ્યગર્ભપર્યંત ગયેલી છે મનોવહાનાડીમાં રહેલું મન તેજોમય અને અનેક વિષયના ગોચરપણાવડે વ્યાપક છે. યોગભાષ્યમાં મનને " **आकाशकल्पम्** "—આકાશના જેવું—કહ્યું છે તે પૂર્વોક્ત રીતના વ્યાપકપણાને લઇને છે, પણ વિભુપણાને લઇને નથી, કેમકે સાંખ્યસિદ્ધાંતમાં મનના વિભુપણાનો સ્વીકાર નથી. "**हेतुमदनित्यमव्यापि सक्रियमनेकमाश्रितं लिङ्गम् ॥** " (મહત્તત્ત્વ, અહંકાર અને મન આદિ પ્રકૃતિનાં સર્વકાર્યો કારણવાળાં, અનિત્ય, સર્વદેશમાં નહિ રહેનાર, ક્રિયાવાળાં, અનેકરૂપ અને આશ્રયવાળાં હોય છે,) તથા " **न व्यापकत्वं मनसः करणत्वादिन्द्रियत्वाद्वा ॥** " ( કરણપણાથી અથવા ઇન્દ્રિયપણાથી મનનું વિભુપણું નથી, ) એ સાંખ્યસૂત્રો મનના વિભુપણાનો સ્પષ્ટરીતે અસ્વીકાર દર્શાવે છે તેથીજ શ્રીવાચસ્પતિમિશ્રે પણ આ સૂત્રપરના ભાષ્યની ટીકામાં "**तत्तद्विषयगोचरतया च व्यापित्वमपि सिद्धम् ॥**" (તે તે વિષયના ગોચરપણાથી તે મનનું વ્યાપીપણું પણ સિદ્ધ થયું,) એ વચનવડે વિષયોના ગ્રહણવડેજ તેનું વ્યાપકપણું કહ્યું છે. ન્યાય, વૈશેષિક અને વેદાંત પણ મનના વિભુપણાને સ્વીકારતાં નથી. પૂર્વમીમાંસકો જે મનનું વ્યાપકપણું માને છે તે સમષ્ટિ મનના આપેક્ષિક વ્યાપકપણાપરત્વે હોવાથી તેવડે વ્યષ્ટિ મનની વ્યાપકતા સિદ્ધ થઇ શકતી નથી, કદાચ કોઇને એમજ આગ્રહ રહે કે યોગસિદ્ધાંતમાં તો મનની વ્યાપકતાનોજ

સ્વીકાર કરેલો છે તો તેણે મહત્તત્ત્વનું કાર્ય આકાશતન્માત્રા જેમ આપેક્ષિક વ્યાપક છે તેમ અહંકારનું કાર્ય સમષ્ટિ મન આપેક્ષિક વ્યાપક છે એમ સ્વીકારવું જોઇએ, ને એમ સ્વીકાર થશે તો પૂર્વના વ્યષ્ટિ મનના સ્વરૂપના કથનમાં કાંઇ વિરોધ આવતો નથી તેથી તે વાર્તા સ્વીકારવામાં કાંઇ પ્રતિકૂલતા રહેતી નથી. પૂર્વે કહેલી મનોવહાનાડીરૂપ મનના સ્થાનમાં સંયમ કરવાથી સાધકયોગીને મનનો સાક્ષાત્કાર થાય છે. તે કાલે એ મન સૂર્ય, ચંદ્ર, ગ્રહ અને મણિ આદિની પ્રભાજેવા નાનારૂપે પ્રતીત થાય છે. એવી રીતે અસ્મિતા એટલે સાત્ત્વિક અહંકારના કાર્ય મનમાં સંયમ કહીને હવે અસ્મિતામાં કરવાના સંયમને તથા તેવડે થતા અનુભવને કહે છે. અસ્મિતામાં સંયમ કરવાથી તે ચિત્ત તરંગરહિત મહાસાગરના જેવું શાંત એટલે રજસ્તમોગુણરૂપ તરંગવિનાનું, આપેક્ષિક વ્યાપી, ને નાનાપ્રભારૂપ રૂપવિનાનું અસ્મિતામાત્ર થાય છે. **શ્રીપંચશિખાચાર્યે** પણ નીચેના વચનથી એ અર્થનો સ્વીકાર કર્યો છેઃ—

**“ तमणुमात्रमात्मानमनुविद्यास्मीत्येवं तावत्संप्रजानीते ॥ ”**

**ભાવાર્થઃ**—તે સૂક્ષ્મરૂપ અહંકારનું અનુચિંતન કરીને “હું છું” એ પ્રમાણે જાણે છે.

કોઇ અસ્મિતાનો અર્થ પુરુષ કરે છે, અને તેમાં પંચશિખાચાર્યના ઉપરના વચનમાંના “ **आत्मानम्** ” એ પદવડે પુષ્ટિ મળે છે એમ જણાવે છે, પણ તે કથન યોગ્ય જણાતું નથી, કેમકે આત્મસાક્ષાત્કારના સાધ્યપણાવડે સાધનભૂત અનાત્મપ્રવૃત્તિમાં તેનું કથન સંભવતું નથી.

એ પ્રમાણે નાનાપ્રકારની પ્રભારૂપા તથા સત્ત્વગુણમયી જ્યોતિવાળી અસ્મિતામાત્રરૂપા એમ બે પ્રકારની જ્યોતિષ્મતી-પ્રકાશરૂપ વિષયવાળી-

છે. એ બંને પ્રકારની જ્યોતિષ્મતી પોતાના પરિપાકવડે સાધકયોગીના ચિત્તમાંના શોકને દૂર કરનારી હોવાથી તેને વિશોકા એટલે શોક-રહિતા કહી છે. એ બંને પ્રકારની જ્યોતિષ્મતીના અભ્યાસથી સાધક-યોગીનું ચિત્ત સ્થિરપણાને પામે છે. ૩૬

પુનઃ ચિત્તના સ્થિરપણાના બીજા ઉપાયને કહે છેઃ—

## वीतरागविषयं वा चित्तम् ॥ ३७ ॥

**पदबोधिनी टीकाः**—वीतरागाः परित्यक्तविषयाभिलाषा व्यासशुकादयः, तेषां यच्चित्तं तदेव विषयं आलम्बनं यस्य तत्तथोक्तं चित्तं मनसः स्थितिमुत्पादयिष्यति । व्यास-शुकादीनां चित्ते धार्यमाणं चित्तं स्थितिपदं लभत इत्यर्थः ॥ ३७ ॥

**સૂત્રાર્થઃ**—અથવા વૈરાગ્યવાળાનું [ ચિત્ત જેનું ] આ-લંબન [ છે એવું ] ચિત્ત [ સ્થિરપણાને પામે છે. ] ૩૭

**વિવેચનઃ**—સનત્કુમાર, કૃષ્ણદ્વૈપાયન તથા શુકદેવાદિ જેમણે વિષયાભિલાષાનો પરિત્યાગ કર્યો છે તેઓ **વીતરાગ** કહેવાય છે. વિષયા-ભિલાષરૂપ રાગના ત્યાગવડે દ્વેષાદિરૂપ વિકારોનો ત્યાગ પણ ગ્રહણ કરાય છે. રાગદ્વેષાદિ વિકારરહિત ચિત્તવાળા બ્રહ્મવેત્તા પુરુષોના ચિત્તને ધ્યાનના વિષયરૂપે લઇ તે ચિત્તમાં જે સાધકયોગી પોતાના ચિત્તને સાવધાનતા-પૂર્વક સ્થાપન કરે છે તે સાધકયોગીનું ચિત્ત સ્થિરપણાને પામે છે. ધ્યાતા ધ્યેયભાવને પામે છે એ અર્થ કીટભૃંગન્યાયે પ્રસિદ્ધ છે. અત્ર ધ્યેય ચિત્ત રાગદ્વેષાદિરહિત છે તેવુંજ ધ્યાન કરનારું ચિત્ત પણ થાય છે, ને એમ થવાથી તે ચિત્ત સ્થિરભાવને પામે છે. ૩૭

વળી ચિત્તસ્થિરતાના અન્ય ઉપાયને કહે છે:—

## स्वप्ननिद्राज्ञानालम्बनं वा ॥ ३८ ॥

पदबोधिनी टीका:—निद्राशब्दः सुषुप्तिपरः । ज्ञानशब्दो ज्ञेयपरः । स्वप्ननिद्राज्ञेयावलम्बनमपि चित्तं मनःस्थैर्यहेतुर्भवति । स्वप्ने भगवतो मूर्तिमत्यन्तमनोहरामाराधयन् प्रबुद्धस्तत्रैव चित्तं धारयेत् । सुषुप्तौ यत् निर्मलं सुखं तत्रापि चित्तं धारयेत् । सा धारणा मनसः स्थितिमुत्पादयिष्यति ॥ ३८ ॥

સૂત્રાર્થ:—અથવા સ્વપ્નના અને સુષુપ્તિના જ્ઞેયનું અવલંબન [ જેમાં છે એવી ધારણા પણ મનના સ્થિરપણાનો હેતુ થાય છે. ] ૩૮

વિવેચન:—જે અવસ્થામાં વ્યાવહારિક ઇંદ્રિયોદ્વારા જીવને બાહ્યપદાર્થોનું જ્ઞાન થતું નથી, પણ માત્ર મનવડે મનોમય પદાર્થોનું જ્ઞાન થાય છે તે અવસ્થા સ્વપ્ન કહેવાય છે. જે અવસ્થામાં બહારના વ્યાવહારિક તથા અંતરના મનોમય પદાર્થોનું જીવને જ્ઞાન થતું નથી, પણ વિક્ષેપાભાવરૂપ આનંદનું અને પૂર્વોક્ત બંને પ્રકારના પદાર્થોના અજ્ઞાનનું જ્ઞાન થાય છે તે અવસ્થા નિદ્રા અથવા સુષુપ્તિ કહેવાય છે. જો કે.ઇ સાધકયોગી સ્વપ્નમાં પવિત્ર અને નિર્જન વનના મધ્યપ્રદેશમાં રહેલી, જાણે ચંદ્રમંડલમાંથી નીકળી હોય એવી, કોમલ મૃણાલના કકડાજેવાં અંગપ્રતિઅંગોવાળી, સુંદર ચંદ્રકાંતમણિની બનેલી, અત્યંતસુગંધયુક્ત માલતી તથા મલ્લિકાની માલાને જેણે ધારણ કરી છે એવી, અને મંદહાસ્યવડે મનોહર પ્રતીત થતી ભગવાન્ મહેશ્વરની પ્રતિમાનું આરાધન

કરતો છતો જાગ્રત્ થાય તો તે પુરુષનું મન તે પ્રતિમાના આરાધનથી તૃપ્ત થયેલું નહિ હોવાથી તે અન્ય વિષયમાં લાગવું કઠિન છે તેથી તેણે પ્રસન્નમને સ્વપ્નમાં જણાયેલી તે પ્રતિમાનું અનુચિંતન કરવું. એમ કરવાથી તે પ્રતિમાને આકારે થયેલું તે સાધકયોગીનું મન સ્થિરપણાને પામે છે. અહિં નિદ્રાશબ્દવડે સાત્વિકી સુષુપ્તિ ગ્રહણ કરાય છે. જે સુષુપ્તિમાંથી જાગેલાને "હું સુખપૂર્વક સૂતો હતો" એવું સ્મરણ થાય છે. તે સુષુપ્તિમાં વિક્ષેપના અભાવવડે મન એકરૂપ થાય છે તેટલામાટેજ ભગવાન્ સૂત્રકારે નિદ્રાજ્ઞાનનું આલંબનપણું કહ્યું છે. વિક્ષેપવિનાની સ્થિતિરૂપ જે સાત્વિકી સુષુપ્તિ છે તેમાં જ્ઞેયરૂપ જે નિજસ્વરૂપ છે તેનું આલંબન કરવાથી પણ સાધકયોગીનું ચિત્ત સ્થિરપણાને પામે છે. આ સૂત્રમાં જે જ્ઞાનશબ્દ છે તે જ્ઞેય એટલે વિષયનો વાચક છે તેથી સ્વપ્નના અને નિદ્રાના વિષયને આલંબનરૂપે ગ્રહણ કરી તેમાં સંયમ કરવાથી સાધકયોગીનું ચિત્ત સ્થિરપણાને પામે છે એવો આ સૂત્રનો અર્થ થાય છે.

યોગવાર્તિકમાં આ સૂત્રનો અર્થ નીચે પ્રમાણે કરવામાં આવ્યો છે:—

નામરૂપાત્મક વ્યાવહારિક પ્રપંચમાં તથા સ્વપ્નના પદાર્થોમાં ક્ષણભંગુરત્વાદિ ધર્મોનું સમાનપણું હોવાથી વ્યાવહારિક પદાર્થોના જ્ઞાનવાળા જાગ્રતમાં સ્વપ્નદૃષ્ટિ કરવાથી તે વૈરાગ્યદ્વારા ચિત્તના સ્થિરપણામાં હેતુ થાય છે. "**दीर्घस्वप्नमिमं विद्धि दीर्घं वा चित्तविभ्रमम् ॥**" ( આ પ્રપંચને દીર્ઘસ્વપ્નરૂપ અથવા દીર્ઘ ચિત્તવિભ્રમરૂપ જાણ, ) એ વચન પણ તેમાટેજ જગતમાં સ્વપ્નબુદ્ધિ રાખવાનું કહે છે. પોતાના સ્વરૂપનું જેમણે વિસ્મરણ કર્યું છે એવા સર્વ જીવોમાં પોતાના ચિત્તને સુષુપ્તિદૃષ્ટિવાળું કરવાથી પણ તે ચિત્ત વૈરાગ્યદ્વારા સ્થિરતાનો હેતુ થાય છે. અન્યત્ર પણ એમજ કહ્યું છે:—

" ब्रह्माद्यं स्थावरान्तं च प्रसुप्तं यस्य मायया ।
तस्य विष्णोः प्रसादेन यदि कश्चित् प्रबुध्यते ॥ १ ॥
चराचरं लय इव प्रसुप्तमिह पश्यताम् ।
किं मृषाव्यवहारेषु न विरक्तं भवेन्मनः ॥ २ ॥ "

**ભાવાર્થઃ**—જેની માયાવડે બ્રહ્માથી સ્થાવરપર્યંતનું જગત્ સ્વ-સ્વરૂપમાં સૂતેલું છે તે પરમાત્માની કૃપાવડે જો કોઇ જીવ જાગ્રત્ થાય છે તો તે આ જગત્‌ને સૂતેલું જુએ છે. વર્તમાનકાલમાં ચરાચર જગત્‌ને પ્રલયકાલના જેવું પ્રસુપ્ત જોનારનું મન મિથ્યા વ્યવહારોમાં કેમ વિરક્ત ન થાય ? થાયજ. ૧-૨

એ પ્રમાણે આ જાગ્રત્પ્રપંચમાં સ્વપ્નબુદ્ધિ વા સુષુપ્તિબુદ્ધિ કરવાથી પણ વૈરાગ્યદ્વારા સાધકયોગીનું ચિત્ત સ્થિરપણાને પામે છે. ૩૮

આ વિશ્વમાં યોગસાધકોની પ્રકૃતિસ્થિતિ ભિન્ન ભિન્ન હોવાથી ચિત્તસ્થિરતાના પૂર્વોક્ત ઉપાયોમાંનો એક પણ ઉપાય સિદ્ધ કરવાનું જેનાથી બની શકે એમ ન હોય તેવાને પણ તેમની પ્રકૃતિસ્થિતિને અનુકૂલ આવે એવો સર્વસાધારણ ઉપાય દર્શાવી આ પ્રકરણનો ઉપસંહાર ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રથી કરે છેઃ—

## यथाभिमतध्यानाद्वा ॥ ३९ ॥

**पदबोधिनी टीकाः**—किं बहुना, यद्यदभिमतं शिवरामकृष्णादिरूपं बाह्यं वा चन्द्रसूर्यादिकं आभ्यन्तरं वा नाडीचक्रादिकं तत्तद्ध्यानादपि चेतः स्थिरं भवति । एतेन स्थिरं

**एकत्र लब्धस्थितिकमन्यत्रापि स्थितिं लभत इति सूचितं भवति ॥ ३९ ॥**

**સૂત્રાર્થઃ**—અથવા જે ઈષ્ટ[ હોય તે ઈષ્ટદેવાદિ ]ના ધ્યાનથી [ પણ ચિત્ત સ્થિર થાય છે. ] ૩૯

**વિવેચનઃ**—આ સૂત્રમાં ચિત્તના સ્થિરપણામાટે પોતાને રુચિકર જે સાત્વિક ધ્યેય હોય તેમાં ધારણાદિ કરવાની ભગવાન્ સૂત્રકારે અનુમતિ આપી છે. તે ધ્યેયમાં ચિત્તની સ્થિરતા થવાથી વિવેકખ્યાતિ-પર્યંતના સર્વ સૂક્ષ્મવિષયોમાં સાધકના ચિત્તની સ્થિરતા થઈ શકે છે. એવી ધ્યેયવસ્તુઓ બે પ્રકારની છે, બાહ્ય અને આભ્યંતર. **શ્રીમહેશ્વર, શ્રીવિષ્ણુ, શ્રીરુદ્ર, શ્રીબ્રહ્મા** ને **શ્રીગણેશ**ાદિની પ્રતિમાઓ, તથા **શ્રીસૂર્ય, ગ્રહ, ચંદ્ર,** મણિ ને દીપક ઇત્યાદિ બાહ્યવસ્તુઓ શાસ્ત્રીયરીતે ધ્યેયરૂપે લેવાયોગ્ય છે. સુષુમ્ણાનાડીમાં રહેલ હૃત્પદ્મ તથા આધારાદિ ચક્રો તેમના અધિષ્ઠાતાદિસહિત આભ્યંતરધ્યેયરૂપે ગ્રહણ કરવાયોગ્ય છે. હૃત્પદ્મના સ્વરૂપનું નિરૂપણ પૂર્વે થઈ ગયું છે. આધારાદિ ચક્રોના સ્વરૂપનું વિસ્તૃત નિરૂપણ **શ્રીયોગકૌસ્તુભ**માં કરેલું છે માટે જેમને વિશેષ જાણવાની ઇચ્છા થાય તેમણે ત્યાં જોવું, અત્ર તો માત્ર સંક્ષેપરૂપેજ તેમના સ્વરૂપનું નિરૂપણ થાય છેઃ—

ગુદાના મૂલમાં આધારનામનું **व, श, ष, स** એ ચાર અક્ષરોથી યુક્ત ચતુર્દલ ચક્ર છે, તેના અધિષ્ઠાતા **શ્રીગણેશ** છે. ઉપસ્થના મૂલમાં સ્વાધિષ્ઠાનનામનું **ब, भ, म, य, र, ल** એ છ અક્ષરોથી યુક્ત છ પાંખડીવાળું ચક્ર છે, તેના અધિષ્ઠાતા **શ્રીબ્રહ્મા** છે. નાભિના મૂલમાં મણિપૂરનામનું **ड, ढ, ण, त, थ, द, ध, न, प, फ** એ દશ અક્ષરોથી યુક્ત દશ દલવાળું ચક્ર છે, તેના અધિષ્ઠાતા

**શ્રીવિષ્ણુ** છે. હૃદયસ્થાનમાં અનાહતનામનું क, ख, ग, घ, ङ, च, छ, ज, झ, ञ, ट, ठ એ દ્વાદશ અક્ષરોથી યુક્ત દ્વાદશદલ ચક્ર છે, તેના અધિષ્ઠાતા **શ્રીરુદ્ર** છે. કંઠદેશમાં વિશુદ્ધનામનું अ, आ, इ, ई, उ, ऊ, ऋ, ॠ, ऌ, ॡ, ए, ऐ, ओ, औ, अं, अः એ ષોડશ અક્ષરોથી અંકિત ષોડશદલવાળું ચક્ર છે, તેનો અધિષ્ઠાતા **જીવાત્મા** છે. બંને ભ્રૂના મધ્યમાં એટલે ત્રિકુટીમાં આજ્ઞાનામનું ह क्ष એ બે અક્ષરોથી અંકિત બે દલવાળું ચક્ર છે, તેના અધિષ્ઠાતા **શ્રીમહેશ્વર** છે. બ્રહ્મરંધ્રમાં અજરામરનામનું સહસ્ર અક્ષરોથી અંકિત સહસ્ર પાંખડીવાળું ચક્ર છે, તેના અધિષ્ઠાતા **શ્રીસદ્ગુરુ** છે.

પૂર્વોક્ત બાહ્ય કિંવા આભ્યંતર કોઇ પણ પદાર્થને ધ્યેયરૂપે લઇ તેમાં ધારણાદિ કરવાથી સાધકનું ચિત્ત સ્થિરપણાને પામે છે. અભિમત પદાર્થને ધ્યેયરૂપે ગ્રહણ કરવા સૂત્રકારે જે અનુમતિ આપી છે તે અનુમતિ સાત્વિક ધ્યેયમાટે છે, પણ જેમાં ધારણાદિ કરવાથી યોગસાધકના ચિત્તમાં રાજસતામસદ્રવ્યની વૃદ્ધિ થાય એવા પદાર્થમાટે તે અનુમતિ આપી નથી, કેમકે તેમ કરવાથી તો તેના ચિત્તની એકાગ્રતા નહિ થતાં વ્યગ્રતા કે મૂઢતા થાય છે. ૩૯

પૂર્વોક્ત ઉપાયોમાંના કોઇ પણ એક ઉપાયનું યથાધિકાર ગ્રહણ કરીને સાધકે તેનું દીર્ઘકાલપર્યંત શ્રદ્ધાપૂર્વક નિરંતર અનુષ્ઠાન કરી તેની યથાર્થ સિદ્ધિ થયેલી અનુભવાય ત્યારેજ તે સાધનના અનુષ્ઠાનથી વિરામ પામવું જોઇએ, મધ્યમાંજ ન વિરામ પામવું જોઇએ. હવે એ ઉપાયની સિદ્ધિ થઇ પોતાના ચિત્તની યથાર્થ સ્થિરતા થઇ છે કે નહિ તે કેમ જણાય ? એમ શંકા થાય તો તેની નિવૃત્તિમાટે તેના સૂચક પ્રમાણને ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રથી કહે છેઃ—

परमाणुपरममहत्त्वान्तोऽस्य वशीकारः॥४०॥

पदबोधिनी टीकाः—अस्य सूक्ष्मे निविशमानस्य चित्तस्य परमाण्वन्तः परममहत्त्वान्तश्च वशीकारः अप्रतिघातो भवतीति शेषः। परमाणुपर्यन्ते सूक्ष्मे तथा आकशादिपरममहत्पर्यन्ते स्थूले योगिनो मनो न प्रतिहन्यत इति भावः। तेन वशीकारेण चित्तं लब्धस्थितिकमिति ज्ञात्वा तत्तदुपायानुष्ठानादुपरन्तव्यमित्युपदेशो द्रष्टव्यः ॥ ४० ॥

સૂત્રાર્થઃ—આનો ( આ ચિત્તનો ) પરમાણુપર્યંત તથા પરમમહત્ત્વપર્યંત અપ્રતિઘાત [ થાય છે. ] ૪૦

વિવેચનઃ—સૂક્ષ્મપદાર્થમાં પોતાના ચિત્તને સ્થિર કરવાને ઇચ્છતા યોગીનું ચિત્ત જ્યારે પરમસૂક્ષ્મ જે પરમાણુ ત્યાંસુધી સ્થિરપણાને પામે, ને મહાન્ પદાર્થમાં પોતાના ચિત્તને સ્થિર કરવાને ઇચ્છતા યોગીનું ચિત્ત પરમમહાન્ જે પુરુષાદિ ત્યાંસુધી સ્થિરપણાને પામે ત્યારે તે યોગીએ જાણવું જે તેણે કરેલા ઉપાયના અનુષ્ઠાનવડે તેનું ચિત્ત સ્થિરપણાને પામ્યું છે. એવી રીતે સૂક્ષ્મ તથા મહાન્ આ બંને પક્ષમાં વિચરતા આ ચિત્તનો જ્યારે કોઇવડે પ્રતિઘાત એટલે પ્રતિબંધ ન થાય ત્યારે વશીકાર એટલે ચિત્તનું વિધેયપણું થયું છે એમ જાણવું. આ વશીકાર પરવશીકાર કહેવાય છે. અપરવશીકાર જેને સિદ્ધ થયો છે તેને અભ્યાસવડે પરવશીકાર સંપાદન કરવો અવશેષ રહે છે, પણ જેને પરવશીકાર સિદ્ધ થયો હોય છે તેને પછી કોઇ પણ પ્રકારના અભ્યાસનું અનુષ્ઠાન કરવું અવશેષ રહેતું નથી. આ પર-

વશીકારની પ્રાપ્તિ થયે યોગીનું ચિત્ત પૂર્ણ નિર્મલ તથા સ્થિર થાય છે તેથી પશ્ચાત્ તેને ચિત્તસ્થિરતાના કોઈ પણ ઉપાયનું અનુષ્ઠાન કરવું અવશેષ રહેતું નથી. ૪૦

એવી રીતે ચિત્તના સ્થિરપણાના ઉપાયને તથા તે સ્થિરપણાની પ્રાપ્તિને જણાવનારા વશીકારને કહીને હવે સ્થિર થયેલા ચિત્તને જે સંપ્રજ્ઞાતસમાધિ થાય છે તેનું સ્વરૂપ કેવું છે ? અને તે કાલમાં તે પ્રજ્ઞાના વિષય કયા છે ? એમ જિજ્ઞાસા થાય તો તેની નિવૃત્તિમાટે ભગવાન્ સૂત્રકાર નીચેનું સૂત્ર રચે છે:—

**क्षीणवृत्तेरभिजातस्येव मणेर्ग्रहीतृग्रहण-ग्राह्येषु तत्स्थतदञ्जनतासमापत्तिः ॥ ४१ ॥**

**पदबोधिनी टीकाः—क्षीणा वृत्तयो यस्य तथाविधस्य चित्तस्य ग्रहीतृग्रहणग्राह्येषु अस्मितेन्द्रियविषयेषु तत्स्थतदञ्जनतासमापत्तिर्भवति। तत्स्थत्वं तदेकाग्रता। तदञ्जनता तन्मयत्वम्। स्वस्वरूपपरित्यागेन तद्रूपप्राप्तिरिति यावत्। दृष्टान्तमाह—अभिजातस्येव मणेः यथा अभिजातस्य शुद्धस्य स्फटिकमणेस्तत्तद्रूपाश्रयवशात् तत्तद्रूपापत्तिर्भवति तथा निर्मलस्यापि चित्तस्य भाव्यवस्तूपरागात् भाव्यरूपापत्तिर्भवत्येव। ग्रहीतृग्रहणग्राह्येष्वित्यत्र ग्राह्यग्रहणग्रहीतृविषयकसमापत्तिरार्थिकत्वात् ग्राह्या। ग्राह्यं विषयं नामादिमद्वस्तु। ग्रहणं ज्ञानकरणानि इन्द्रियाणि। ग्रहीता अस्मिता जीव इति यावत् ॥ ४१ ॥**

**સૂત્રાર્થઃ—શુદ્ધ મણિની પેઠે ક્ષીણવૃત્તિ[ ચિત્ત ]ના અસ્મિતા, ઇંદ્રિયો અને વિષયોમાં સ્થિતપણાવડે [ જે તેની ] તદાકારતા [ થવી તે ] સમાપત્તિ ( સંપ્રજ્ઞાતયોગ ) [ કહેવાય છે. ] ૪૧**

**વિવેચનઃ**—જેમ ઉત્તમ ખાણમાંથી નીકળેલો અતિનિર્મલ સ્ફટિકમણિ, જપાકુસુમાદિ ઉપાધિના સાન્નિધ્યથી, પોતે શુદ્ધસ્વરૂપ છતાં પણ તે તે ઉપાધિના રંગરૂપવાળો પ્રતીત થાય છે તેમ ધ્યાનાદિરૂપ અભ્યાસ અને વૈરાગ્યથી રાજસતામસ પ્રમાણાદિ વૃત્તિઓરૂપ મલની જેમાંથી નિવૃત્તિ થઇ છે એવું સ્વચ્છ ચિત્ત ક્રમથી સ્થૂલસૂક્ષ્મરૂપ ગ્રાહ્યમાં, ઇંદ્રિયોરૂપ ગ્રહણમાં અને અસ્મિતારૂપ ગ્રહીતૃમાં સ્થિત થઇ પોતાના વિષયિત્વસ્વરૂપના અભિભવવડે ગ્રાહ્યાદિરૂપે પ્રતીત થાય છે. એવી પ્રતીતિ તે સમાપત્તિ એટલે સંપ્રજ્ઞાતયોગ કહેવાય છે. મલયુક્ત સ્ફટિકમણિ જેમ જપાકુસુમાદિના યથાર્થ રંગરૂપને ગ્રહણ કરી શકતો નથી તેમ રાજસતામસ વૃત્તિઓરૂપ મલવાળું ચિત્ત યથાર્થરીતે ગ્રાહ્યાદિના આકારને ગ્રહણ કરી શકતું નથી. સૂત્રમાં જોકે ગ્રહીતૃ, ગ્રહણ અને ગ્રાહ્ય એમ ક્રમ જણાવ્યો છે, પરંતુ સંપ્રજ્ઞાતયોગના ભૂમિકાક્રમપ્રમાણે તે પાઠનો વિપરીતક્રમે એટલે ગ્રાહ્ય, ગ્રહણ અને ગ્રહીતૃ એમ અર્થ થાય છે. ચિત્તવૃત્તિવડે ગ્રહણ કરી શકાય એવા સ્થૂલસૂક્ષ્મપદાર્થો ગ્રાહ્ય કહેવાય છે. વિશ્વભેદનો એટલે જગતમાંના જડચેતનપદાર્થોનો, પૃથ્વી આદિ સ્થૂલભૂતોનો અને ગંધાદિ તન્માત્રાઓ અહંકાર મહત્તત્ત્વ તથા પ્રકૃતિરૂપ સૂક્ષ્મનો ગ્રાહ્યવિષયોમાં સમાસ થાય છે. તે ગ્રાહ્યોમાંના કોઇ એક ગ્રાહ્યમાં ચિત્તને ધારણ કરવામાં આવતાં તેનો રજોગુણ તથા તમોગુણ દૂર થઇ તે યોગીને યોગજપ્રત્યક્ષદ્વારા તે ગ્રાહ્યના અશેષવિશેષનો સાક્ષાત્કાર થાય છે

તે આત્મસમાપત્તિ કહેવાય છે. તેમાં સ્થૂલઆત્માના સાક્ષાત્કારને વિતર્કાનુગત સંપ્રજ્ઞાતયોગ અને સૂક્ષ્મઆત્માના સાક્ષાત્કારને વિચારાનુગત સંપ્રજ્ઞાતયોગ પણ કહે છે. જેવડે વિષયોને ગ્રહણ કરી શકાય છે તેને ગ્રહણ એટલે ઇંદ્રિયો કહેવામાં આવે છે. કોઇ પણ ઇંદ્રિયને ધ્યેયરૂપે લઇ તેમાં ચિત્તને સ્થાપન કરવામાં આવે તો તેનો મલ દૂર થતાં તે ચિત્ત તે ઇંદ્રિયના આકારને પામે છે તેથી તે યોગીને યોગજપ્રત્યક્ષદ્વારા તેના યથાર્થસ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે; આ ગ્રહણસમાપત્તિ કહેવાય છે. આનું અન્ય નામ આનંદાનુગત સંપ્રજ્ઞાતયોગ પણ છે. અસ્મિતારૂપ દ્રષ્ટા પુરુષને ગ્રહીતૃ કહેલ છે. ચિત્તને તેમાં સ્થાપન કરવાથી ચિત્તના મલની નિવૃત્તિ થતાં યોગીને યોગજપ્રત્યક્ષવડે તેના અશેષવિશેષનો સાક્ષાત્કાર થાય છે. આને ગ્રહીતૃસમાપત્તિ વા અસ્મિતાનુગત સંપ્રજ્ઞાતયોગ કહેવામાં આવે છે. પુરુષપણાના અવિશેષથી આ ગ્રહીતૃસમાપત્તિવડેજ શુકપ્રહ્લાદાદિ મુક્તપુરુષો પણ સમાધિના વિષયપણાવડે સંગ્રહ કરવાયોગ્ય છે. ૪૧

એ પ્રમાણે ત્રણ પ્રકારની સમાપત્તિ કહીને હવે આત્મસમાપત્તિના સવિતર્કા, નિર્વિતર્કા, સવિચારા અને નિર્વિચારા એ ચાર પ્રકારના અવાંતરભેદોને કહેવાનો આરંભ કરે છે. તેમાં પ્રથમ સવિતર્કા સમાપત્તિના સ્વરૂપને ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રથી કહે છેઃ—

**तत्र शब्दार्थज्ञानविकल्पैः सङ्कीर्णा सवितर्का समापत्तिः ॥ ४२ ॥**

पदबोधिनी टीकाः—तत्र तासु समापत्तिषु या समापत्तिः शब्दार्थज्ञानविकल्पैः सङ्कीर्णा तैस्तैस्तुल्या सा सवितर्का इत्युच्यते । अयं भावः—गौरित्युक्ते शब्दार्थज्ञानानि श्रोत्र-

भिन्नानि भासन्ते । तत्र गौरिति शब्द इत्येको विकल्पः । अयं हि गौरित्युपात्तयोरर्थज्ञानयोः शब्दाभेदविषयकः । तथा गौरित्यर्थ इत्येको विकल्पः । अत्र गौरित्युपात्तयोः शब्द-ज्ञानयोरर्थाभेदविषयकः । एवं गौरिति ज्ञानमित्येको विकल्पः। अयं तु गौरित्युपात्तयोः शब्दार्थयोर्ज्ञानाभेदगोचरः । त एते विकल्पा असदभेदगोचरत्वात् । एवं घटः पट इत्यादावपि विकल्पा ज्ञेयाः । तत्र शब्दज्ञानाभ्यामभेदेन विकल्पिते स्थूले गवादिवस्तुनि समाहितचित्तस्य योगिनः समाधिजन्यसाक्षा-त्कारो यतः कल्पितार्थमेव गृह्णाति ततः सा समाधिप्रज्ञा शब्दार्थज्ञानानां विकल्पः सङ्कीर्णा तैस्तुल्या भवति । अत एव सा सङ्कीर्णा समापत्तिरित्युच्यते ॥ ४२ ॥

**સૂત્રાર્થઃ**—તેમાં [ જે ] શબ્દ, અર્થ અને જ્ઞાનના વિકલ્પથી યુક્ત [ તે ] સવિતર્કા સમાપત્તિ [છે.] ૪૨

**વિવેચનઃ**—તેમાં એટલે સ્થૂલપદાર્થની ગ્રાહ્યસમાપત્તિમાં જે સમાપત્તિ શબ્દ, અર્થ અને જ્ઞાનના વિકલ્પથી યુક્ત નામ મિશ્ર હોય તે સમાપત્તિ સવિતર્કા સમાપત્તિ કહેવાય છે. “ **एतयैव सविचारा निर्विचारा च सूक्ष्मविषया व्याख्याता ॥** ” ( આવડેજ સૂક્ષ્મ-વિષયની સવિચારા અને નિર્વિચારા પણ વ્યાખ્યાન કરાઇ, ) એ આ પછીના ચુમ્માળીસમા સૂત્રમાં સૂક્ષ્મવિષયની ગ્રાહ્યસમાપત્તિનું ભગવાન્ સૂત્રકાર નિરૂપણ કરશે એટલે આ સૂત્રમાં તથા આગળના તેતાળીશમા સૂત્રમાં જે ગ્રાહ્યસમાપત્તિનું નિરૂપણ કર્યું છે તે નિરૂપણ

સ્થૂલવિષયની ગ્રાહ્યસમાપત્તિવિષે છે એમ તેમના પૂર્વાપરના સંબંધથી સિદ્ધ થાય છે. પૃથિવી આદિ પાંચ સ્થૂલભૂતો તથા જડચેતનરૂપ સર્વ સ્થૂલવસ્તુઓ સ્થૂલવિષય કહેવાય છે. ક્રમપૂર્વક ઉચ્ચારણ કરેલા વા ગોઠવેલા યોગ્ય અક્ષરોથી બનેલાં જે ગાય આદિ પદો છે તે શબ્દ કહેવાય છે, તેવા શબ્દોવડે વ્યુત્પત્તિથી, રૂઢિથી કે વ્યુત્પત્તિરૂઢિ બંનેથી વ્યુત્પન્ન મનુષ્યને શ્રવણેંદ્રિયાદિદ્વારા જે વસ્તુનો બોધ થતો હોય તે વસ્તુ અર્થ કહેવાય છે, અને તે વસ્તુને આકારે થયેલી જે ચિત્તવૃત્તિ તે જ્ઞાન કહેવાય છે. અન્વયવ્યતિરેકવડે પરીક્ષા કરનારની દૃષ્ટિએ શબ્દ, અર્થ અને જ્ઞાન એ ત્રણેના ધર્મો ભિન્ન ભિન્ન પ્રતીત થતા હોવાથી એ ત્રણે વસ્તુતાએ ભિન્ન ભિન્ન છે, એક નથી. જેનો ધ્વનિરૂપ પરિણામ થયો છે એવા શબ્દના ઉદાત્ત તથા અનુદાત્તાદિ ધર્મો છે. તે ધર્મો અર્થના અને જ્ઞાનના ધર્મોથી ભિન્ન છે; અર્થના જડતા તથા મૂર્તત્વાદિ ધર્મો છે, તે ધર્મો શબ્દના અને જ્ઞાનના ધર્મોથી ભિન્ન છે; અને જ્ઞાનના પ્રકાશ તથા અમૂર્તપણાદિ ધર્મો છે, તે ધર્મો શબ્દના અને અર્થના ધર્મોથી ભિન્ન છે. એવી રીતે શબ્દાદિના ધર્મોનું પરસ્પર ભિન્નપણું હોવાથી તેમના આશ્રયરૂપ ધર્મીઓનાં સ્વરૂપો પણ પરસ્પર ભિન્નજ છે એમ નિશ્ચય થાય છે. એકવસ્તુમાં મિથ્યાભેદ દેખાડે વા ભિન્નવસ્તુમાં મિથ્યા અભેદ દેખાડે તે મિથ્યાજ્ઞાન વિકલ્પ કહેવાય છે. ગાય એવો શબ્દ, ગાય એવો અર્થ અને ગાય એવું જ્ઞાન એ ત્રણે વસ્તુતાએ ભિન્ન ભિન્ન છે તોપણ પરસ્પરના અધ્યાસરૂપ વિકલ્પથી લોકવ્યવહારમાં તેઓનું મિશ્રરૂપે એટલે અવિભાગવડે ગ્રહણ થતું હોય એમ પ્રતીત થાય છે, તે આવી રીતેઃ—ગાય એ બે અક્ષરના શબ્દનો, તે શબ્દવડે જણાતી સાસ્ના તથા શિંગડાંવાળી વસ્તુની સાથે તથા તેવડે થતા તદાકારચિત્તરૂપ જ્ઞાનની સાથે વિકલ્પ છે; ગાય એ અર્થનો, તેના

વાચક શબ્દની સાથે ને તેનડે થતા જ્ઞાનની સાથે વિકલ્પ છે; અને ગાય એવા જ્ઞાનનો, ગાય એ શબ્દની સાથે તથા ગાય એ અર્થની સાથે વિકલ્પ છે. ગાય આદિમાં જેનું ચિત્ત સમાહિત થયું છે એવા યોગીને સમાધિપ્રજ્ઞામાં જે ગાય આદિ સ્થૂલપદાર્થ સમારૂઢ થયો હોય તે અર્થ જો શબ્દ અને જ્ઞાનથી મિશ્રિત હોય અર્થાત્ જો તે કાલે તે યોગીને એ ત્રણેના અભેદની પ્રતીતિ થતી હોય તો તે સમાપત્તિ સવિતર્કા સમાપત્તિ કહેવાય છે. **શ્રીમહેશ્વરની** પ્રતિમામાં સંયમ કરનાર યોગીને " આ મહેશ્વર ભાસે છે " એમ ત્રણેના અભેદરૂપે જો પ્રતીતિ થાય તો તે સમાપત્તિ પણ વિકલ્પમિશ્રિત સમાપત્તિ જાણવી, કેમકે અહિં " આ મહેશ્વર " એ અંશમાં શબ્દના તથા અર્થના અભેદનો વિકલ્પ છે, "ભાસે છે" એ અંશમાં અર્થના અને જ્ઞાનના અભેદનો વિકલ્પ છે, અને અર્થદ્વારા શબ્દના તથા જ્ઞાનના અભેદનો પણ વિકલ્પ છે. એ પ્રમાણે " આ નારાયણ ભાસે છે " ઇત્યાદિમાં પણ સવિકલ્પા ( સવિતર્કા ) સમાપત્તિ જાણવી. એવી રીતે જે જે સમાધિપ્રજ્ઞામાં વાચકશબ્દની સ્મૃતિ વા સૂક્ષ્મ ઉચ્ચારણસહિત તેના અર્થની તથા જ્ઞાનની પ્રતીતિ યોગીને થાય તે તે સમાપત્તિ સવિતર્કા સમાપત્તિ છે. આ સમાપત્તિમાં વિકલ્પરૂપ અવિદ્યાલેશનો સંબંધ છે માટે તેને અપરપ્રત્યક્ષ કહેવામાં આવે છે. ૪૨

આ સવિતર્કા સમાપત્તિનું પુનઃ પુનઃ અનુષ્ઠાન કરવાથી કાલે કરીને યોગીને નિર્વિતર્કા સમાપત્તિ પ્રાપ્ત થાય છે. તે નિર્વિતર્કા સમાપત્તિના સ્વરૂપને ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રથી કહે છે:—

**स्मृतिपरिशुद्धौ स्वरूपशून्येवार्थमात्रनिर्भासा निर्वितर्का ॥ ४३ ॥**

पदबोधिनी टीकाः—स्मृतेः शब्दार्थस्मरणस्य परिशुद्धौ प्रविलये त्यागे सतीत्यर्थः । अर्थमात्रनिर्भासा विकल्पत्यागात् अविकल्पितार्थरूपं यद् ग्राह्यं तत्स्वरूपेणैव निर्भास्यमाना अत एव स्वरूपशून्या इव ग्राह्याकाराकारिता इव या समापत्तिस्तन्मयता सा निर्वितर्का इत्युच्यते ॥ ४३ ॥

**સૂત્રાર્થ:**—સ્મૃતિની પરિશુદ્ધિમાં સ્વરૂપશૂન્યના જેવી અર્થમાત્રને પ્રકાશનારી [ જે સ્વાંતસ્થિતિ–અંત:કરણની અવસ્થા–તે ] નિર્વિતર્કા [ સમાપત્તિ કહેવાય છે. ] ૪૩.

**વિવેચન:**—શબ્દ, અર્થ અને જ્ઞાનનો વિકલ્પ દૂર થઇ જવો તે સ્મૃતિની પરિશુદ્ધિ કહેવાય છે. જ્યારે સાધકયોગીની સ્મૃતિની પરિશુદ્ધિ થાય છે ત્યારે તેની સમાધિપ્રજ્ઞા પોતાના વિકલ્પસ્વરૂપથી રહિત થયાજેવી ને તેથી માત્ર પદાર્થનેજ પ્રકાશ કરનારી થાય છે તે સમાધિપ્રજ્ઞા નિર્વિતર્કા સમાપત્તિ કહેવાય છે. આ સમાપત્તિ પણ સ્થૂલપદાર્થસંબંધીજ છે. ગાય આદિ શબ્દોનો સંકેત લોકમાં વિકલ્પિત અર્થમાં એટલે શબ્દ, અર્થ ને જ્ઞાનના અવિભાગમાંજ વૃદ્ધવ્યવહારાદિને આધારે બાલકાદિવડે ગ્રહણ થાય છે. "**एतद्वै तत्परमपरं च ब्रह्म यदोङ्कारः**" ( જે ૐકાર છે તે આ પરબ્રહ્મ ને અપરબ્રહ્મ છે, ) ઇત્યાદિ શ્રુતિઓમાં "**अकारोकारमकारा ब्रह्मविष्णुमहेश्वराः**" (અકાર, ઉકાર ને મકાર બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ્વર છે.) ઇત્યાદિ સ્મૃતિઓમાં, અને "**अमरा निर्जरा देवाः**" ( અમર, નિર્જર અને દેવો ) ઇત્યાદિ કોશોમાં વિકલ્પિત અભેદરૂપત્વનો નિશ્ચય છે, તે સંકેતના સ્મરણથી જે શાબ્દબોધ અને પરાર્થાનુમિતિ થાય

છે તે પણ વિકલ્પરૂપજ થાય છે તેથી સાંભળેલા કિંવા અનુમાન કરેલા વિષયમાં શ્રુતિ તથા અનુમિતિરૂપ વિકલ્પથી થયેલી જે સમાધિપ્રજ્ઞા તે સવિતર્કા સમાપત્તિ કહેવાય છે. તે સવિતર્કા સમાપત્તિનું પુનઃ પુનઃ અનુષ્ઠાન કરવાથી કાલે કરીને જ્યારે આ સંકેતના સ્મરણનો વિલય થવાથી ચિત્ત કેવલ અર્થમાત્રમાંજ તત્પર થાય છે ત્યારે તેને કેવલ અર્થનીજ પ્રતીતિ થાય છે. એવી રીતે એકલા અર્થના ભાનથી જ્યારે સંકેતના સ્મરણનો ત્યાગ થાય છે ત્યારે આ સમાધિપ્રજ્ઞા પોતાનું સ્વરૂપ જે ગ્રહણકર્તૃત્વરૂપ તેનાથી રહિતસરખી થઇ શુદ્ધ અર્થમાત્રનોજ અનુભવ કરે છે તેથી વિકલ્પરહિત અને અર્થરૂપે પ્રતીત થનારી આ નિર્વિતર્કા સમાપત્તિ કહેવાય છે. આ નિર્વિતર્કા સમાપત્તિ વિકલ્પરહિત અર્થને વિષય કરે છે–તેમાં આરોપનો ગંધ પણ નથી–તેથી સવિતર્કા સમાપત્તિની અપેક્ષાએ આ નિર્વિતર્કા સમાપત્તિ યોગીઓનું પરપ્રત્યક્ષ કહેવાય છે. એ પરપ્રત્યક્ષવડે વસ્તુના અશેષવિશેષોને ગ્રહણ કરીને યોગીઓ તેનો વિકલ્પ કરી પ્રતિપાદન કરે છે, તથા ઉપદેશ કરે છે તેથી સાધકને કરવાયોગ્ય શ્રવણમનનનું બીજ તે પરપ્રત્યક્ષ છે. વસ્તુના અશેષવિશેષોના સાક્ષાત્કારવિના ગુરુવડે પણ સંશયવિપર્યયરહિત તે વસ્તુના સ્વરૂપનું પ્રતિપાદન તથા તેનો ઉપદેશ થઈ શકતો નથી. સર્વજ્ઞ ગુરુ શ્રુતિસ્મૃતિવડે વસ્તુના અશેષવિશેષનું પ્રતિપાદન તથા ઉપદેશ કરી શકે છે માટે સાધકને નિર્વિતર્કા સમાપત્તિ સિદ્ધ કરવાની અપેક્ષા નથી એવી શંકાને પણ અવકાશ નથી, કેમકે સર્વજ્ઞ ગુરુ વસ્તુના અશેષવિશેષોને જાણતા હોય તોપણ તેમનાથી સાધકને માત્ર શબ્દવડેજ તેનું યથાર્થ જ્ઞાન કરી શકાતું નથી. જેણે શેરડીના રસનું તથા દૂધનું માધુર્ય જાણ્યું નથી તેને શેરડીના રસમાં ને દૂધમાં જે માધુર્યનો ભેદ છે તે શબ્દવડે યથાર્થરીતે કેમ સમજાવી શકાય ? નજ સમજાવી શકાય

તેમ ગુરુથી પણ વસ્તુના અશેષવિશેષો વાણીવડે સાધકને સમજાવી શકાતા નથી. " **इदं तदिति निर्देष्टुं गुरुणाऽपि न शक्यते** " ( આ તે છે એમ કથન કરવાને ગુરુવડે પણ શક્ય નથી. ) એ સ્મૃતિ પણ એજ અર્થનું બોધન કરે છે માટે સર્વજ્ઞના વાક્યથી પણ નિર્વિતર્કા સમાપત્તિના જેવું જ્ઞાન થઇ શકતું નથી તેથી ઉપયોગી સ્થૂલ-વિષયના અશેષવિશેષ જાણવામાટે સાધકને નિર્વિતર્કા સમાપત્તિ સિદ્ધ કરવાની અપેક્ષા છે.

**શંકાઃ**—આ નિર્વિતર્કા સમાપત્તિનો વિષય શું અવયવો છે વા અવયવી છે ? એટલે કે **શ્રીમહેશ્વરાદિ**ની પ્રતિમામાં સંયમ કરવાથી નિર્વિતર્કા સમાપત્તિમાં જ્યારે તેનો સાક્ષાત્કાર થાય ત્યારે તે પ્રતિમામાં અવયવરૂપે રહેલા અણુઓ પ્રતીત થાય છે વા તે પ્રતિમારૂપ અવયવી પ્રતીત થાય છે ? અણુરૂપ અવયવોની પ્રતીતિ થાય છે એમ કહો તો આગળ કહેવામાં આવનારી નિર્વિચારા સમાપત્તિસાથે આનું એકવિષય-પણું-સૂક્ષ્મવસ્તુને વિષય કરવાપણું-થવાથી આ નિર્વિચારા સમાપત્તિ થશે, ને તેથી આ સમાપત્તિના સ્વરૂપની અસિદ્ધિ થશે; અને તે કાલે અવયવીનો સાક્ષાત્કાર થાય છે એમ કહો તો અવયવીનું કલ્પિતપણું હોવાથી તેને વિષય કરનારી આ નિર્વિતર્કા સમાપત્તિ સવિતર્કા સમા-પત્તિ થવાથી તેના વિકલ્પશૂન્યપણાની અસિદ્ધિ થશે.

**સમાધાનઃ**—આ નિર્વિતર્કા સમાપત્તિનો ગાય આદિ વા ઘટાદિ એક અવયવી વિષય છે, ઘણાં પરમાણુઓ વિષય નથી તેથી નિર્વિચારા સમાપત્તિથી આ સમાપત્તિનું ભિન્ન કથન કર્યું છે તે યોગ્યજ છે, તેમજ અવયવી કલ્પિત નથી તેથી આમાં મિથ્યા અંશરૂપ વિતર્ક ન હોવાથી આનું નિર્વિતર્કપણું પણ સિદ્ધજ રહે છે. " આ એક ભાગ

છે," "આ એક ઘટ છે" એમ મનુષ્યને એક અવયવિરૂપનું[1] જ્ઞાન થાય છે, ને તેથી વ્યવહારનો નિર્વાહ થાય છે. અવયવોનું અનેકપણું હોવાથી તેવડે અવયવીના વ્યવહારનો નિર્વાહ થઇ શકતો નથી. વસ્તુના એકપણાનું જ્ઞાન એક વિજ્ઞાનવડે થાય છે માટે અવયવી એવા વ્યવહારનું કારણ વિજ્ઞાન છે, વિજ્ઞાનથી ભિન્ન કોઇ અવયવી નથી એમ પણ કહી શકાય એમ નથી, કારણકે અવયવી દૃશ્યરૂપે[2] પ્રતીત થાય છે, વિજ્ઞાનરૂપે પ્રતીત થતો નથી. વિજ્ઞાનજ પદાર્થરૂપે ભાસે છે એમ કહેવામાં કર્મકર્તૃવિરોધ આવે છે, અર્થાત્ વિજ્ઞાનજ દ્રષ્ટા અને વિજ્ઞાનજ દૃશ્ય એમ દ્રષ્ટા તથા દૃશ્ય બંનેના એકપણારૂપ દોષ આવે છે તેથી તે કથન સંભવરહિત છે. દ્વયણુકાદિ ક્રમવડે ગાયઘટાદિ ઉપજે છે તે અવયવોથી અભિન્ન અવયવી છે એમ કહેવું પણ યુક્ત નથી, કેમકે અવયવ અને અવયવીમાં અત્યંત અભેદ સંભવતો નથી. પરિશેષથી અણુઓનો[3] સ્થૂલરૂપ પરિણામ અવયવી છે, અને તેનોજ સાક્ષાત્કાર નિર્વિતર્કામાં થાય છે.

ઘટાદિરૂપ અવયવી કેવલ પરમાણુઓરૂપ અવયવોનો સમૂહ નથી, તેમજ તે ઘટાદિરૂપ અવયવી પરમાણુઓરૂપ અવયવોથી કેવલ પૃથક્ વસ્તુ પણ નથી. જો અવયવો અને અવયવી એ બંને પૃથક્ વસ્તુ હોય તો ગાય અને અશ્વની પેઠે તેમના ધર્મધર્મિભાવની

---

૧ "એક અવયવિરૂપનું જ્ઞાન" એ પદોવડે વૈભાષિકો અને સૌત્રાંતિકો પદાર્થોને પરમાણુપુંજરૂપે માને છે તેમના મતનું નિરાકરણ કર્યું છે ૨ "દૃશ્યરૂપે" એ પદવડે યોગાચારને અભિમત વિજ્ઞાનાકારપણાનો નિરાસ કર્યો છે. ૩ "અણુઓનો સ્થૂલરૂપ પરિણામ" એ પદોવડે કણાદાદિને અભિમત આરંભવાદનો પ્રતિક્ષેપ કર્યો છે. એવી રીતે એ ત્રણે વિશેષણો મતાંતરનું નિરાકરણ કરવામાટે છે.

અસિદ્ધિ થાય; અને તે બંને જો અભિન્ન હોય તો ધર્મીના રૂપની અસિદ્ધિ થાય તેથી તે બંને કાંઇક અંશે ભિન્ન અને કાંઇક અંશે અભિન્ન છે એમ જણાય છે. ઘટાદિ અવયવી પોતાની અભિવ્યક્તિ કરનારી હેતુરૂપ સામગ્રીવડે વ્યક્ત થાય છે-વર્તમાન અવસ્થાને પામે છે- અને મુદ્‌ગરપ્રહારાદિવડે ધર્માંતરનો ઉદય થયે તે તિરોભાવને પામે છે- અતીતાવસ્થાને પ્રાપ્ત થાય છે. એવી રીતે અભિવ્યક્તિલક્ષણરૂપ કાર્યવડે અનુમાન કરાયેલો અવયવી છે તેથી આ શાસ્ત્રસંમત સત્કાર્યવાદને હાનિ પહોંચતી નથી. અસત્‌ની અભિવ્યક્તિ થાય છે એમ માનવામાં આવે તો સર્વત્ર સર્વદા સર્વવસ્તુની અભિવ્યક્તિનો પ્રસંગ પ્રાપ્ત થાય, પણ તેમ બનવું સંભવરહિત છે. "**सर्वत्र सर्वदा सर्वासम्भवात् ॥**" ( સર્વ દેશમાં અને સર્વ કાલમાં સર્વ વસ્તુનો અસંભવ હોવાથી અસત્‌-કાર્યવાદ મિથ્યા છે, ) એ સાંખ્યસૂત્ર પણ એજ અર્થ પ્રતિપાદન કરે છે. દૂરપણાને લીધે જેમ સેના અને વનનું પૃથક્‌પણે ગ્રહણ થતું નથી, પણ તે એક છે એવું જ્ઞાન થાય છે તેમ એકઠાં થયેલાં પરમાણુઓનું પૃથક્‌પણે ગ્રહણ નહિ થતાં આ એક વસ્તુ છે એમ જ્ઞાન ઉપજી શકે છે એમ પણ કહી શકાય નહિ, કેમકે પરમાણુઓ અતીંદ્રિય છે માટે તે પ્રત્યક્ષ થઇ શકે નહિ. "**सेनावनादिवदिति चेन्नातीन्द्रियत्वादणूनाम् ॥**" ( સેના અને વનની પેઠે અણુઓના સમૂહનું એક જ્ઞાન થઇ શકે છે એમ કહો તો અણુઓનું અતીંદ્રિયપણું હોવાથી એમ સંભવે નહિ, ) એ ન્યાયસૂત્ર પણ એમજ કહે છે. રૂપપરમાણુઓ અંતરરહિત છે તેથી રૂપપરમાણુઓજ એકબુદ્ધિનો વિષય થાય છે એમ પણ વૈભાષિકમતવાળાથી કહી શકાય એમ નથી, કેમકે રૂપપદાર્થમાં રસ, ગંધ ને સ્પર્શ પરમાણુઓનો પણ સદ્‌ભાવ હોવાથી રૂપ-પરમાણુઓનું અંતરરહિતપણું અસિદ્ધ છે તેથી અંતરવાળા વૃક્ષોમાં

દૂરથી ધનવનના જ્ઞાનની પેઠે અંતરવાળાં પરમાણુઓમાં સ્થૂલપણાનું જ્ઞાન ભ્રાંતિરૂપ છે. પરમાણુઓનું સ્થૂલપણું પ્રતીત થાય છે માટે તેનું અંતરરહિતપણું સ્વીકારવું જોઇએ એમ પણ કહેવાય એમ નથી, કેમકે તેવા સ્વીકારમાં તે બંનેને પોતપોતાની સિદ્ધિમાં પરસ્પરની અપેક્ષા હોવાથી અન્યોન્યાશ્રયદોષની પ્રાપ્તિ થાય છે. "**नैरन्तर्यारोपे तेषां स्थूलानां ग्रहणं तद्ग्रहणे च सति नैरन्तर्यारोपः ॥**" ( નિરંતરપણાના આરોપમાં તે સ્થૂલોનું ગ્રહણ અને તેઓનું ગ્રહણ થયે સતે તે નિરંતરપણાનો આરોપ એમ અન્યોન્યાશ્રયદોષ છે, ) એ ઉદયનાચાર્યના **આત્મતત્ત્વવિવેકમાંના** વચનથી પણ એમજ સિદ્ધ થાય છે. એ સર્વપરથી એ સિદ્ધ થયું કે પરમાણુઓથી ભિન્ન હોવાથી એક જ્ઞાનને ઉત્પન્ન કરનાર, મોટો અથવા નાનો એમ પ્રતીત થનાર, સ્પર્શવાળો, ક્રિયાના આશ્રયરૂપ, અકલ્પિત, ગાય ઘટ મહેશપ્રતિમા ને શાલગ્રામાદિ અવયવી આ નિર્વિતર્કા સમાપત્તિનો વિષય છે. ૪૩

એવી રીતે સ્થૂલપદાર્થમાં થનારી ગ્રાહ્યસમાપત્તિના બે પ્રકારનું પૂર્વોક્ત બે સૂત્રોમાં નિરૂપણ કર્યું. એ સમાપત્તિઓવડે સ્થૂલપદાર્થના સમગ્રવિશેષોનો યોગીને સાક્ષાત્કાર થાય છે, પણ સૂક્ષ્મપદાર્થોનો સાક્ષાત્કાર એ સમાપત્તિવડે તેને થતો નથી માટે સૂક્ષ્મવિષયની સમાપત્તિની કર્તવ્યતા તેને અવશેષ રહે છે. એ સૂક્ષ્મવિષયની ગ્રાહ્યસમાપત્તિ પણ બે પ્રકારની છે, જે બંનેનો અતિદેશ ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રથી કરે છેઃ—

**एतयैव सविचारा निर्विचारा च सूक्ष्मविषया व्याख्याता ॥ ४४ ॥**

षड्वोत्रिनी टीकाः—एतया सवितर्कया निर्वितर्कया च एव सूक्ष्मविषया सूक्ष्मः तन्मात्रान्तःकरणरूपः विषयः यस्याः सा सविचारा निर्विचारा च समापत्तिः व्याख्याता । स्थूल-विषयकसवितर्कनिर्वितर्कयोगवत् सूक्ष्मविषयकसविचारनि-र्विचारयोर्भेदो द्रष्टव्य इत्यर्थः ॥ ४४ ॥

**સૂત્રાર્થ:**—આવડેજ (સવિતર્કનિર્વિતર્કના વ્યાખ્યાનવડેજ) સૂક્ષ્મવિષયા સવિચારા અને નિર્વિચારા વ્યાખ્યાન કરાઈ. ૪૪

**વિવેચન:**—સ્થૂલવિષયક સવિતર્કા નિર્વિતર્કા સમાપત્તિનું વ્યાખ્યાન કરવામાં આવ્યું તેવડે સૂક્ષ્મવિષયક સવિચારા નિર્વિચારા સમાપત્તિનું પણ વ્યાખ્યાન થઇ ગયું છે એમ જાણવું. તેમાં સવિતર્કાના વ્યાખ્યાનથી સવિચારાનું વ્યાખ્યાન અને નિર્વિતર્કાના વ્યાખ્યાનથી નિર્વિચારાનું વ્યાખ્યાન થયું છે એમ સમજવું. પાંચ ભૂતનાં અણુઓ, તન્માત્રાઓ, અહંકાર, મહત્તત્ત્વ અને પ્રકૃતિ એ સૂક્ષ્મવિષયો છે. સ્થૂલ-વિષયક સમાપત્તિની સારી રીતે સિદ્ધિ થયા પછી તે પદાર્થ જાણે પ્રવાહીપણાને પામી અતિવિરલ થઇ જતો હોય—પોતાના કારણભાવને પામતો હોય—એમ આગમ અને અનુમાનથી પુનઃ પુનઃ ભાવના કરવાથી વૃત્તિ સૂક્ષ્મવિષયને આકારે થવા લાગે છે, અને અભ્યાસના બલથી પછી તે સૂક્ષ્મવિષયનો યથાર્થ સાક્ષાત્કાર થાય છે. એ સૂક્ષ્મવિષયક સમાપત્તિના સવિચારા અને નિર્વિચારા એવા બે ભેદ છે. તેમાં જે સમાપત્તિમાં ઉપર નીચે અને પડખે આદિ દેશ, વર્તમાનાદિ કાલ અને ઉપાદાનકારણરૂપ નિમિત્ત એ વિશેષણોયુક્ત સૂક્ષ્મપદાર્થ પ્રતીત થાય છે તે સમાપત્તિ સવિચારા કહેવાય છે. આનું અન્ય નામ સ-

વિચાર સંપ્રજ્ઞાતયોગ પણ છે. સવિચારા સમાપત્તિનું પુનઃ પુનઃ અનુષ્ઠાન કરવાથી તે ધ્યેય વસ્તુના દેશ, કાલ અને કારણની ચિંતા ચિત્તમાંથી નિવૃત્ત થઇ જે સમાપત્તિમાં માત્ર અવિકલ્પિત અર્થનીજ પ્રતીતિ થાય છે તે સમાપત્તિ નિર્વિચારા સમાપત્તિ કિંવા નિર્વિચાર સંપ્રજ્ઞાતયોગ કહેવાય છે. આ સમાધિપ્રજ્ઞા પોતાના વિષયીપણારૂપથી રહિતજેવી પ્રતીત થાય છે.

પાર્થિવપરમાણુઓની, ગંધતન્માત્રા જેમાં પ્રધાન છે એવી પાંચ તન્માત્રાઓમાંથી ઉત્પત્તિ થઈ છે. જલનાં પરમાણુઓની, રસતન્માત્રા જેમાં પ્રધાન છે એવી રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ એ ચાર તન્માત્રાઓમાંથી ઉત્પત્તિ થઇ છે. તૈજસપરમાણુઓની, રૂપતન્માત્રા જેમાં પ્રધાન છે એવી રૂપ, સ્પર્શ અને શબ્દ એ ત્રણ તન્માત્રાઓમાંથી ઉત્પત્તિ થઇ છે. વાયવીયપરમાણુઓની, સ્પર્શતન્માત્રા જેમાં પ્રધાન છે એવી સ્પર્શ અને શબ્દ એ બે તન્માત્રાઓમાંથી ઉત્પત્તિ થઇ છે. આકાશનાં પરમાણુઓની શબ્દતન્માત્રામાંથી ઉત્પત્તિ થઇ છે. સ્થૂલપરિણામ જે ઘટાદિક છે તેઓમાં ઉપાદાનકારણરૂપે અનુગત પૂર્વોક્ત જે પરમાણુઓ છે તેઓ પંચતન્માત્રાનાં પરિણામ ભૂતસૂક્ષ્મ છે. સવિચારા સમાપત્તિમાં કેવલ અર્થનીજ પ્રતીતિ થતી નથી, પણ તેની સાથે તે અર્થ અમુકદેશમાં છે, વર્તમાનકાલમાં છે, તેનું ઉપાદાનકારણ અમુક છે, અને તેની અમુક સંજ્ઞા છે એવી પ્રતીતિ પણ થાય છે, પણ નિર્વિચારા સમાપત્તિમાં એવી પ્રતીતિ થતી નથી, માત્ર અવિકલ્પિત અર્થનીજ પ્રતીતિ થાય છે.

જેમ સવિતર્કા સમાપત્તિમાં સ્થૂલવિષય શબ્દ, અર્થ અને જ્ઞાનના વિકલ્પયુક્ત દેશાદિસહિત એકબુદ્ધિવડે ભાસે છે તેમ સવિચારા સમાપત્તિમાં સૂક્ષ્મ વિષય પણ સંકેતના સ્મરણસહિત તથા દેશ, કાલ

અને કારણના જ્ઞાનયુક્ત તેમજ એકબુદ્ધિવડે ગ્રાહ્ય હોય છે, અને જેમ નિર્વિતર્કા સમાપત્તિમાં સ્થૂલવિષયના સંકેતના સ્મરણનો વિલય થઇ માત્ર અવિકલ્પિત અર્થનીજ પ્રતીતિ થાય છે તેમ નિર્વિચારા સમાપત્તિમાં પણ સૂક્ષ્મવિષયના સંકેતના સ્મરણનો તથા દેશ, કાલ અને કારણના સ્મરણનો વિલય થઇ માત્ર અવિકલ્પિત અર્થનીજ પ્રતીતિ થાય છે. એવી રીતે સવિતર્ક અને સવિચારનું તથા નિર્વિતર્ક અને નિર્વિચારનું સામ્ય હોવાથી ભગવાન્ સૂત્રકારે સવિતર્કાનો સવિચારામાં અને નિર્વિતર્કાનો નિર્વિચારામાં અતિદેશ કર્યો છે. ૪૪

ગ્રાહ્યવિષયની સમાપત્તિ શું ભૂતસૂક્ષ્મરૂપ પરમાણુમાંજ સમાપ્ત થાય છે? વા તેની સમાપ્તિ આગળના કોઇ તત્ત્વમાં થાય છે? એમ શંકા થાય તો તેનું સમાધાન ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રથી કરે છેઃ—

## सूक्ष्मविषयत्वं चालिङ्गपर्यवसानम् ॥४५॥

**पदबोधिनी टीकाः**—सविचारनिर्विचारसमापत्त्योर्यत् सूक्ष्मविषयत्वमुक्तं तत् अलिङ्गे प्रधाने पर्यवस्यतीति अलिङ्गपर्यवसानम् तत्पर्यन्तामिति यावत् ॥ ४५ ॥

**સૂત્રાર્થઃ**—અને [ ગ્રાહ્યસમાપત્તિનું ] સૂક્ષ્મવિષયપણું પ્રધાનપર્યંત [ છે. ] ૪૫

**વિવેચનઃ**—પાર્થિવપરમાણુના સંબંધવાળી જે ગંધતન્માત્રા છે તે ગ્રાહ્યસમાપત્તિનો પાર્થિવપરમાણુથી સૂક્ષ્મવિષય છે. જલના પરમાણુઓના સંબંધવાળી જે રસતન્માત્રા છે તે ગ્રાહ્યસમાપત્તિનો જલના પરમાણુથી સૂક્ષ્મવિષય છે. તૈજસપરમાણુના સંબંધવાળી જે રૂપ-

તન્માત્રા છે તે આલસમાપત્તિનો તૈજસપરમાણુથી સૂક્ષ્મવિષય છે. વાયવીયપરમાણુના સંબંધવાળી જે સ્પર્શતન્માત્રા છે તે આલસમાપત્તિનો વાયવીયપરમાણુથી સૂક્ષ્મવિષય છે. આકાશના પરમાણુના સંબંધવાળી જે શબ્દતન્માત્રા છે તે આલસમાપત્તિનો આકાશના પરમાણુથી સૂક્ષ્મવિષય છે. એવી રીતે તન્માત્રાઓના વિકારભૂત જે પરમાણુઓ છે તેમના ઉપાદાનકારણરૂપ પંચતન્માત્રાઓ સૂક્ષ્મ છે. ગંધાદિતન્માત્રાઓથી સૂક્ષ્મ જે અહંકાર છે તે આલસમાપત્તિનો પંચતન્માત્રાઓથી સૂક્ષ્મવિષય છે. અહંકારાદિનું કારણ જે મહત્તત્ત્વ અથવા લિંગ છે તે આલસમાપત્તિનો અહંકારથી સૂક્ષ્મવિષય છે. મહત્તત્ત્વનું કારણ જે પ્રધાન અથવા અલિંગ તે આલસમાપત્તિનો મહત્તત્ત્વથી સૂક્ષ્મવિષય છે. મહત્તત્ત્વ પ્રધાનમાં લય પામે છે તેથી, અથવા અંકુરની પેઠે પોતાના કારણ પ્રકૃતિનું અનુમાપક છે તેથી, તેનું અન્ય નામ લિંગ પણ કહેવાય છે. પ્રધાન કોઇ તત્ત્વમાં લય પામતું નથી તેથી, અથવા અકાર્યપણાવડે તે કોઇનું અનુમાપક નથી તેથી, તેનું અન્ય નામ અલિંગ પણ કહેવાય છે. એ અલિંગ એટલે પ્રધાનથી સૂક્ષ્મ અન્ય કોઇ તત્ત્વ નથી. પ્રધાનમાં સૂક્ષ્મપણાની પરાકાષ્ઠા છે. "**अव्यक्तात्पुरुषः परः ॥**" (પ્રધાનથી પુરુષ સૂક્ષ્મ છે,) એ શ્રુતિવડે પુરુષમાંજ નિરતિશય સૂક્ષ્મપણું કહેવાય છે માટે પ્રધાનમાં સૂક્ષ્મપણાના અવધિનું કથન કરવું એ યોગ્ય નથી એવી શંકા કરવી નહિ, કેમકે અહિં પરિણામીપણાવડે ઉપાદાનકારણતા કહેવાને ઇચ્છિત છે. પરિણામીપણાવડે ઉપાદાનકારણતારૂપ સૂક્ષ્મપણું મહત્તત્ત્વની અપેક્ષાએ પ્રધાનમાં છે, પણ પુરુષના અપરિણામીપણાથી પ્રધાનની અપેક્ષાએ તેવું સૂક્ષ્મપણું પુરુષમાં નથી, માત્ર ધર્મરહિતતાવડેજ તેનું સૂક્ષ્મપણું છે. એવી રીતે સૂક્ષ્મપણાની પરિણામીપણારૂપ સમાનાધિકરણતા પ્રધાનમાંજ વિશ્રાંતિ

પામે છે. લિંગાદિનું નિમિત્તકારણ પુરુષ છે, પણ ઉપાદાનકારણ પુરુષ નથી, તેથી ઉપાદાનપણાવડે કહેવાને ઇચ્છિત સૂક્ષ્મપણું પ્રધાનમાંજ નિરતિશય છે એમ ભગવાન્ સૂત્રકારે કહ્યું છે. ઉપાદાનપણાની અવિવક્ષામાં તો પુરુષ પણ સૂક્ષ્મ છેજ.

શંકાઃ—" **यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति यत्प्रयन्त्यभिसंविशन्ति तद्विजिज्ञासस्व तद्ब्रह्म ॥** " (જેમાંથી આ ભૂતો ઉત્પન્ન થાય છે, જેવડે ઉત્પન્ન થયેલાં જીવે છે, અને જેમાં અભેદરૂપે પ્રવેશ કરે છે તેને જાણવાની ઇચ્છા કર, તે બ્રહ્મ છે,) ઇત્યાદિ શ્રુતિઓમાં તથા " **तमेव चाद्यं पुरुषं प्रपद्ये यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥** " ( જેમાંથી આ પ્રાચીના પ્રવૃત્તિ પ્રવૃત્ત થઇ છે તે આદ્યપુરુષનેજ હું શરણ થયો છું, ) ઇત્યાદિ સ્મૃતિઓમાં ચેતનને જગત્નું ઉપાદાનકારણ કહ્યું છે, છતાં તમે પ્રકૃતિને જગત્નું ઉપાદાનકારણ અને ચેતનને તેનું નિમિત્તકારણ કેમ કહો છો ?

સમાધાનઃ—ચેતન અપરિણામી હોવાથી તે આ જગત્નું ઉપાદાનકારણ સંભવી શકે નહિ; ચેતનને આશ્રયે રહેલી પ્રકૃતિમાંથી આ વિશ્વ ઉપજે છે તેથી ચેતનના અધિષ્ઠાતાપણાવડે તેની ઉપાદાનકારણતા કહી છે. "**मयाऽध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ॥**" ( અધ્યક્ષરૂપ મારાવડે પ્રકૃતિ સ્થાવરજંગમને ઉપજાવે છે, ) એ ભગવદ્ગીતાનું વચન પણ ઈશ્વરના અધિષ્ઠાતાપણાને કહે છે. એવી રીતે ચેતનના સામીપ્યમાત્રથી પ્રકૃતિ મહદાદિરૂપે પરિણામ પામે છે તેથી તે માત્ર નિમિત્તકારણ છે, ઉપાદાનકારણ નથી.

પૂર્વોક્ત હેતુથી ગ્રાહ્યસમાપત્તિના સૂક્ષ્મપણાનો અવધિ મૂલપ્રકૃતિપર્યંતજ છે. ૪૫

એવી રીતે ગ્રાહ્ય, ગ્રહણ અને ગ્રહીતૃ સમાપત્તિનું તથા ગ્રાહ્ય-

સમાપત્તિના સવિતર્કા, નિર્વિતર્કા, સવિચારા અને નિર્વિચારા એવા અવાંતરભેદોનું નિરૂપણ કરી હવે તે સર્વેના સબીજપણાને કહેવા ભગવાન્ સૂત્રકાર નીચેનું સૂત્ર રચે છેઃ—

## ता एव सबीजः समाधिः ॥ ४६ ॥

**पदबोधिनी टीकाः**—ताः पूर्वोक्ताः समापत्तयः बीजेन आलम्बनेन सह वर्तमानत्वात् विवेकख्यात्यभावेन बन्धबीजस्य सत्त्वाद्वा सबीजः समाधिरित्युच्यते ॥ ४६ ॥

**સૂત્રાર્થઃ**—તેઓ ( પૂર્વોક્ત સમાપત્તિઓ ) નિશ્ચય સબીજ સમાધિ [ કહેવાય છે. ] ૪૬

**વિવેચનઃ**—જે સમાધિમાં આલંબનપણાવડે અનાત્મવસ્તુરૂપ બીજ હોય છે તે (પુરુષતત્ત્વથી ભિન્ન પ્રકારની વસ્તુરૂપ) બીજવાળો સમાધિ સબીજસમાધિ કહેવાય છે. ગ્રાહ્ય સ્થૂલસૂક્ષ્મવિષયની સવિતર્કા, નિર્વિતર્કા, સવિચારા અને નિર્વિચારા એ ચાર સમાપત્તિઓ સબીજ સમાધિ છે, કેમકે તેમાં આલંબનપણાવડે અનાત્મવસ્તુરૂપ બીજ છે. ગ્રહણ અને ગ્રહીતૃ સમાપત્તિના પણ સાનંદ અને આનંદમાત્ર તથા સાસ્મિત અને અસ્મિતામાત્ર એવા બબ્બે ભેદ થઇ ગ્રાહ્ય, ગ્રહણ અને ગ્રહીતૃ એ ત્રણ સમાપત્તિની અવાંતરભેદે આઠ સમાપત્તિઓ થાય છે. તે સર્વ સમાપત્તિઓ અનાત્મવસ્તુરૂપ આલંબનવાળી હોવાથી સબીજ સમાધિઓ કહેવાય છે. સૂત્રમાં જે एव પદ છે તે સવિતર્કાદિ ચાર સમાપત્તિઓ સબીજા છે, પણ નિર્બીજા નથી એમ નિર્બીજના નિષેધમાટે છે તેથી ગ્રહણ અને ગ્રહીતૃ સમાપત્તિઓનું સબીજપણું અક્ષત રહે છે.

વસ્તુતાએ તો ગ્રહીતૃ અને ગ્રહણનો પણ ચિત્તવૃત્તિદશામાં ગ્રાહ્યકોટિમાં સમાવેશ હોવાથી ગ્રહીતૃ અને ગ્રહણ સમાપત્તિનો પણ ગ્રાહ્યસમાપત્તિમાંજ અંતર્ભાવ છે એમ "ता एव" ( તેઓ નિશ્ચય ) એમ કહેનાર ભગવાન્ સૂત્રકારનો તથા "ताश्चतस्रः समापत्तयः ॥" (તે ચાર પ્રકારની સમાપત્તિઓ) એમ કહેનાર ભગવાન્ ભાષ્યકારનો આશય છે. ઇંદ્રિયવિષયક વૃત્તિ ગ્રહણસમાપત્તિ અને અસ્મિતાવિષયક વૃત્તિ ગ્રહીતૃસમાપત્તિ કહેવાય છે એમ પૂર્વે કહેવાઇ ગયું છે. અસ્મિતાનું અને ઇંદ્રિયોનું સૂક્ષ્મવિષયપણું સ્પષ્ટજ છે, તેટલામાટેજ સૂક્ષ્મગ્રાહ્યવિષયમાં સવિચારા તથા નિર્વિચારા સમાપત્તિ કહીને સૂક્ષ્મ-વિષય ક્યાંસુધી છે એવી આકાંક્ષામાં સૂક્ષ્મવિષય અલિંગપર્યંત છે એમ ભગવાન્ સૂત્રકારે કહ્યું છે. યદ્યપિ ભગવાન્ ભાષ્યકારે ઇંદ્રિયોનું સૂક્ષ્મપણું કહ્યું નથી, તથાપિ તન્માત્રાઓનું સૂક્ષ્મપણું કથન કર્યું છે તે ઇંદ્રિયોના સૂક્ષ્મપણાના ઉપલક્ષણરૂપ છે. સવિચાર અને નિર્વિચાર-ભેદે સંપ્રજ્ઞાતયોગનું બેપણું છતાં પણ તેના અવાંતરભેદને લઇને ગ્રહીતૃ, ગ્રહણ અને ગ્રાહ્ય એમ તેનું ત્રિવિધપણું કહ્યું છે. તેના પણ અવાંતર-ભેદવડે વિતર્ક, વિચાર, આનંદ અને અસ્મિતા એમ વિભાગ થતા હોવાથી તેનું ચતુર્વિધપણું કહ્યું છે, અને તેના પણ વિકલ્પ અને અવિકલ્પવડે સવિતર્ક, નિર્વિતર્ક, સવિચાર, નિર્વિચાર, સાનંદ, આનંદ-માત્ર, સાસ્મિત અને અસ્મિતામાત્ર એવા આઠ પ્રકાર થઇ શકે છે તેથી છ પ્રકારનો સંપ્રજ્ઞાતયોગ છે એમ કહેવું યોગ્ય નથી. એ સર્વ સબીજસમાધિઓ છે,

પ્રકૃતિપર્યંતના સૂક્ષ્મવિષયોનો સાક્ષાત્કાર થવાથી પણ સાધક-યોગીને કૃતાર્થપણું પ્રાપ્ત થતું નથી, કેમકે અનાત્મપદાર્થના સાક્ષાત્કારથી તે પદાર્થના સામર્થ્યપ્રભાવે સાધકયોગીને ઐશ્વર્યની પ્રાપ્તિ થાય, પણ

તેથી નિરતિશયસુખરૂપ તો થઇ શકાયજ નહિ માટે જ્યાંસુધી પુરુષ-તત્ત્વનો યથાર્થ સાક્ષાત્કાર થાય ત્યાંસુધી સાધકયોગીએ યથાયોગ્ય પુરુષપ્રયત્ન કરવો જોઇએ. ૪૬

ગ્રાહ્યવિષયની પૂર્વોક્ત ચાર સમાપત્તિઓમાં નિર્વિચારસમાપત્તિના ઉત્કૃષ્ટપણાને ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રવડે કહે છેઃ--

## निर्विचारवैशारद्येऽध्यात्मप्रसादः ॥ ४७ ॥

**पदबोधिनी टीकाः**-निर्विकल्पकल्पा प्रधानान्तसूक्ष्मगोचरा समापत्तिर्निर्विचारा इति पूर्वमोक्तम् । तस्या वैशारद्यं अतिनैर्मल्यं अत्यन्तस्वच्छस्थितिको वृत्तिप्रवाह इति यावत् । तस्मिन् सति योगिनः अध्यात्मप्रसादः स्वात्मनिष्ठः साक्षात्कारविशेषः समुपजायते ॥ ४७ ॥

**સૂત્રાર્થઃ**—નિર્વિચારાના સ્વચ્છસ્થિતિપ્રવાહમાં [ યોગીને ] અધ્યાત્મપ્રસાદ [ થાય છે. ] ૪૭

**વિવેચનઃ**—સવિતર્કસમાપત્તિથી, વિકલ્પરહિત હોવાથી, નિર્વિતર્કસમાપત્તિ શ્રેષ્ઠ છે; સ્થૂલવિષયક નિર્વિતર્કસમાપત્તિથી, સૂક્ષ્મવિષયા સવિચારસમાપત્તિ શ્રેષ્ઠ છે; અને સવિચારસમાપત્તિથી, વિવેકખ્યાતિરૂપ મુખ્યફલ આપનારી હોવાથી, નિર્વિચારસમાપત્તિ ઉત્કૃષ્ટ છે. તે નિર્વિચારસમાપત્તિનું સ્વરૂપ પૂર્વે નિરૂપણ થઇ ગયું છે. તે નિર્વિચારસમાપત્તિના પુનઃ પુનઃ અનુષ્ઠાનથી બુદ્ધિસત્ત્વનું વૈશારદ્ય થયે યોગીને અધ્યાત્મપ્રસાદ થાય છે. ચિત્તમાં રજોગુણ તથા તમોગુણની વૃદ્ધિ તે અશુદ્ધિ કહેવાય છે, અને તેજ આવરણરૂપ મલ છે. તે મલથી

રહિત પ્રકાશસ્વભાવવાળા બુદ્ધિસત્ત્વનો રજોગુણ તથા તમોગુણવડે પરાભવ ન થાય એવો સ્વચ્છ એટલે ધ્યેયગત અશેષવિશેષનાં પ્રતિબિંબોને ગ્રહણ કરનારો સ્થિતિપ્રવાહ–એકાગ્રતાની ધારા–તે બુદ્ધિસત્ત્વનું વૈશારદ્ય કહેવાય છે. વસ્તુના યથાર્થસ્વરૂપને વિષય કરનારો, પરમાણુથી મૂલપ્રકૃતિપર્યંતના સર્વ અર્થને યુગપત્ ગ્રહણ કરનારો, ને શ્રુતઅનુમિતથી વિલક્ષણ પ્રત્યક્ષ જ્ઞાનપ્રકાશ તે અધ્યાત્મપ્રસાદ–આત્માને આધારે રહેલી શુદ્ધબુદ્ધિનો પ્રકાશ–કહેવાય છે. યોગીને નિર્વિચારસમાપત્તિથી જ્યારે પૂર્વોક્ત વૈશારદ્ય ઉપજે છે ત્યારે તેને અધ્યાત્મપ્રસાદ થાય છે. તે સંબંધમાં પરમઋષિની નીચે પ્રમાણે ગાથા છે:—

" प्रज्ञाप्रसादमारुह्याशोच्यः स शोचतो जनान् ।
भूमिष्ठानिव शैलस्थः सर्वान्प्राज्ञोऽनुपश्यति ॥ "

ભાવાર્થ:—જેમ પર્વતપર રહેલો મનુષ્ય ભૂમિપર રહેલા મનુષ્યોને જુએ છે તેમ શોકરહિત થયેલો પ્રાજ્ઞ પ્રજ્ઞાના પ્રકાશની ઉત્તમતાવડે પોતાને સર્વની ઉપર જોતો છતો ત્રણ પ્રકારનાં દુઃખોથી ગ્રસિત અને શોક કરતા સર્વ જનોને જુએ છે.

ઇંદ્રિયોના સાહાય્યવડે બુદ્ધિસત્ત્વને જે લૌકિક જ્ઞાન થાય છે તે પરિચ્છિન્ન અને વસ્તુતાએ અયથાર્થ હોય છે, પણ નિર્વિચારસમાપત્તિના સતત અભ્યાસથી બુદ્ધિસત્ત્વ જ્યારે અત્યંત નિર્મલ થાય છે ત્યારે તેનો સ્વાભાવિક પ્રકાશ અભિવ્યક્ત થવાથી તે સર્વ વસ્તુને યથાર્થરીતે પ્રકાશવા સમર્થ થાય છે. તેથી તેવો યોગી પુરુષતત્ત્વનો તથા ઈશ્વરતત્ત્વનો સાક્ષાત્કાર કરવાને પણ સમર્થ થાય છે. ૪૭

અહિં યોગિજનોમાં પ્રસિદ્ધ અન્વર્થસંજ્ઞાના કથનવડે યોગીઓની સંમતિને ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રથી દર્શાવે છે:—

## ऋतम्भरा तत्र प्रज्ञा ॥ ४८ ॥

पदबोधिनी टीकाः—तत्र निर्विचारवैशारद्ये सति योगिनः ऋतम्भरा नाम प्रज्ञा समुत्पद्यते । यया प्रज्ञया सर्वं यथावत्पश्यन्योगी प्रकृष्टतमं योगं प्राप्नोति । ऋतं अविकल्पितं सत्यमिति यावत् । तत् बिभर्ति प्रकाशयतीत्यर्थः । कदाचिदपि तस्य विपर्यासो नोत्पद्यत इति भावः ॥ ४८ ॥

સૂત્રાર્થઃ—તેમાં (નિર્વિચારવૈશારદ્યવડે ઉપજેલા અધ્યાત્મપ્રસાદમાં ) [ સમાહિતચિત્તવાળાને જે પ્રજ્ઞા થાય છે તે પ્રજ્ઞાનું ] ઋતંભરા પ્રજ્ઞા [ એવું નામ છે. ] ૪૮

વિવેચનઃ— પૂર્વે કહેલી નિર્વિચારસમાપત્તિનું પુનઃ પુનઃ અનુષ્ઠાન કરવાથી પ્રાપ્ત થયેલા ચિત્તના વૈશારદ્યવડે ઉપજેલા અધ્યાત્મપ્રસાદમાં સમાહિતચિત્તવાળા યોગીને જે પ્રજ્ઞા ઉપજે છે તેની યોગિવૃંદમાં ઋતંભરા પ્રજ્ઞા એવી સંજ્ઞા છે. વ્યવહિતના પરામર્શનું અયુક્તપણું હોવાથી तत्रપદનો " तस्मिन् सबीजयोगे " (તે સબીજયોગમાં) એવો અર્થ કરવો યોગ્ય નથી. ऋतं એટલે સત્યનો बिभर्ति એટલે પ્રકાશ કરે છે એ વ્યુત્પત્તિપ્રમાણે જે સત્ય અર્થનોજ પ્રકાશ કરે છે, અને જેમાં વિપર્યયનો ગંધ પણ હોતો નથી તે ઋતંભરા પ્રજ્ઞા એવો ઋતંભરપ્રજ્ઞાનો અર્થ થાય છે. એવી રીતે તે ઋતંભરા પ્રજ્ઞા પોતાના નામપ્રમાણે ધર્મવાળી હોવાથી અન્વર્થા છે. લૌકિકજ્ઞાનમાં જે અવિદ્યાના લેશનો ભાવ હોય છે તેની યોગકાલે નિવૃત્તિ થઇ જાય છે. પ્રજ્ઞાને ઉત્કૃષ્ટ કરવાથી સાધકયોગીને ઉત્તમ યોગની પ્રાપ્તિ થાય છે. નીચેનું સ્મૃતિવચન પણ એજ અર્થને કહે છે:—

" आगमेनानुमानेन ध्यानाभ्यासरसेन च ।
त्रिधा प्रकल्पयन्प्रज्ञां लभते योगमुत्तमम् ॥ "

ભાવાર્થ:—શ્રવણ, મનન અને ધ્યાનાભ્યાસમાં આદરરૂપ નિદિધ્યાસન એ ત્રણ ઉપાયોવડે પ્રજ્ઞાને અત્યંત ઉત્કૃષ્ટ કરતો છતો યોગી ઉત્તમ યોગને એટલે નિર્બીજયોગને પામે છે.

એ ઋતંભરપ્રજ્ઞાવડે યોગીઓ વસ્તુઓના યથાર્થસ્વરૂપને જાણે છે. ૪૮

આગમ અને અનુમાનવડે જે વિષયનું ગ્રહણ થઈ શકે છે તેજ વિષયને નિર્વિચારા સમાપત્તિ જણાવે છે, અને તે નિર્વિચારા સમાપત્તિજ જો ઋતંભરા પ્રજ્ઞા થતી હોય તો તેમાં આગમ તથા અનુમાનથી કાંઇ વિલક્ષણપણું રહેતું નથી તેથી તેની શ્રેષ્ઠતા નિરર્થક ઠરે છે એમ શંકા થાય તો તેને ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રથી દૂર કરે છે:-

**श्रुतानुमानप्रज्ञाभ्यामन्यविषया विशेषार्थत्वात् ॥ ४९ ॥**

पदबोधिनी टीकाः—श्रुतं आगमज्ञानम् । अनुमानं पूर्वप्रोक्तम् । ताभ्यां या जायते प्रज्ञा सा सामान्यविषया । न हि तयोर्वि[शेष]प्रतिपत्तौ सामर्थ्यमस्ति । किन्त्वस्यास्तदस्ति । अत एवेयं ताभ्यामन्यविषया विशेषविषया च । इदमत्र द्रष्टव्यम्-बुद्धिसत्त्वं व्यापकत्वात् प्रकाशस्वभावत्वाच्च स्वतः सर्वग्रहणक्षममपि तमसाऽऽवृतं सन् मानमपेक्ष्याविकल्पविषयं भवति । यदा तु तत्समाधिना विगततमःपटलं सर्वतः प्रकाशमानं भवति-

क्रान्तमानमर्यादं भवति तदा प्रकाशानन्त्यात् तस्य सर्व-गोचरता जायते । अतस्तस्यां समाधिप्रज्ञायां सूक्ष्मव्यवहिता-दिवस्तूनां विशेषः स्फुटेनैव प्रकाशते ॥ ४९ ॥

સૂત્રાર્થઃ—વિશેષાર્થપણાથી [ આ પ્રજ્ઞા ] શ્રુત અને અનુમાન પ્રજ્ઞાથી ભિન્નવિષયા [ છે. ] ૪૯

વિવેચનઃ—પદાર્થોમાં રહેલા પોતપોતાના અસાધારણુધર્મરૂપ વિશેષોને વિષય કરવાથી આ ઋતંભરા પ્રજ્ઞા, વસ્તુના સામાન્યરૂપને જણાવનારી શ્રુતપ્રજ્ઞાથી એટલે આગમવિજ્ઞાનથી તથા અનુમાનપ્રજ્ઞાથી એટલે અનુમાનપ્રમાણુથી ભિન્નવિષયવાળી છે. બુદ્ધિસત્ત્વ પ્રકાશસ્વભાવ-વાળું અને સર્વ પદાર્થના દર્શનમાં સમર્થ છતાં પણ જ્યાંસુધી તે તમો-ગુણુવડે આવૃત્ત હોય છે ત્યાંસુધી રજોગુણુવડે જે પદાર્થને ઉઘાડો કરાય છે, અર્થાત્ અન્ય પ્રમાણોવડે જે પદાર્થ પ્રતીત થાય છે તેનેજ તે ગ્રહણ કરી શકે છે, પણ જ્યારે અભ્યાસ અને વૈરાગ્યવડે તેનો રજોગુણ તથા તમોગુણ દૂર થઇ જાય છે, અને તેમાં નિર્દોષ વૈશારદ્ય પ્રકાશે છે ત્યારે તે બુદ્ધિસત્ત્વ સમસ્ત પ્રમાણુપ્રમેયની સીમાનું અતિ-ક્રમણ કરી વિપ્રકૃષ્ટ, ( અત્યંત દૂર રહેલા, ) વ્યવહિત ( પૃથિવીમાં આચ્છાદિત થઇને રહેલા ) અને સૂક્ષ્મ પદાર્થને પણ ગ્રહણ કરી શકે છે. તેના પ્રકાશનું અનંતપણું થયે સતે તે બુદ્ધિસત્ત્વ જેને વિષય કરી ન શકે એવો કોઇ પદાર્થ નથી. આગમવિજ્ઞાન તથા અનુમાનપ્રમાણુ સામાન્ય-ને એટલે જાતિમાત્રનેજ વિષય કરી શકે છે, પણ વ્યક્તિરૂપ વિશેષોને વિષય કરી શકતાં નથી. તેમાં આગમપ્રમાણ પદાર્થમાંના સમગ્ર વિશેષોને નિરૂપણ કરવા સમર્થ નથી એ પ્રસિદ્ધવાર્તા છે. જો તે સમગ્ર વિશેષોને નિરૂપણ કરી શકે છે એમ માનવામાં આવે તો તે

માનવું સંભવવિનાનું છે, કેમકે વસ્તુગત વિશેષોના અનંતપણાથી અને બીજી રીતે સ્વીકારે તો વ્યભિચારથી સંકેત કરેલો શબ્દ પોતાની શક્તિવડે વ્યક્તિગત વિશેષને જણાવી શકે નહિ, તેથી ગાય આદિ શબ્દોની ગોત્વાદિ જાતિમાં એકશક્તિ સ્વીકારવી એ યોગ્ય છે, વિશેષયુક્ત પ્રત્યેક વ્યક્તિમાં ભિન્ન ભિન્ન શક્તિ સ્વીકારવી યોગ્ય નથી; વિશેષવાળી વ્યક્તિઓ અનંત હોવાથી તે સર્વેનું શક્તિવડે ગ્રહણ થવું અશક્ય છે; કદાચ તે શક્તિવડે પ્રત્યક્ષઅપ્રત્યક્ષ સર્વ વ્યક્તિઓનું ગ્રહણ કરવામાં આવે તો તેનાથી વિલક્ષણ અન્ય વ્યક્તિઓનું પણ ગ્રહણ થવાથી-અગ્રાહ્યના ગ્રહણવડે શક્તિનો નિયમ ન રહેવાથી-વ્યભિચારદોષની ઉત્પત્તિ થાય છે તેથી સિદ્ધ થાય છે કે શબ્દપ્રમાણથી માત્ર સામાન્યરૂપ જાતિનુંજ જ્ઞાન થાય છે, વિશેષરૂપ વ્યક્તિનું જ્ઞાન થતું નથી અનુમાન પણ સર્વ અગ્નિ આદિમાં રહેલી અગ્નિત્વાદિ જાતિનેજ જણાવે છે, પણ તે તે અગ્નિના વિશેષરૂપને જણાવતું નથી. એવી રીતે આગમ અને અનુમાન એ બંને પ્રજ્ઞાનો સર્વસમુદાયાત્મક જાતિરૂપ વસ્તુ વિષય છે. લોકમાં ગાય આદિ શબ્દ સાંભળ્યા પછી તથા ધૂમાદિ હેતુનું જ્ઞાન થયા પછી ગાય અને અગ્નિ આદિ સામાન્યવસ્તુ માત્ર જાણવામાં આવે છે, અમુક રંગ તથા અમુક આકારવાળી તે વ્યક્તિ છે એમ તેનું વિશેષરૂપ જાણવામાં આવતું નથી. ચક્ષુરાદિ ઇંદ્રિયોવડે થતું લૌકિક પ્રત્યક્ષ જોકે ગાય તથા ઘટાદિ વિશેષ વ્યક્તિને વિષય કરે છે તોપણ સૂક્ષ્મ, વ્યવહિત તથા વિપ્રકૃષ્ટ વસ્તુને તે વિષય કરી શકતું નથી, તે તો માત્ર ઋતંભરપ્રજ્ઞાનોજ અસાધારણ વિષય છે. આગમ, અનુમાન અને લૌકિક પ્રત્યક્ષથી નહિ જણાતા પદાર્થનો પ્રમાણના અભાવથી સદ્ભાવજ નહિ સ્વીકારવો જોઇએ એમ કહેવું પણ યોગ્ય નથી, કેમકે બીજના ચંદ્રના પરભાગમાં વર્તમાન હરિણની આકૃતિના સદ્ભાવપ્રતિ પ્રમાણનો

અભાવ છતાં પણ પ્રામાણિકો સંદેહ કરતા નથી. એવી રીતે પ્રમાણ-ની નિવૃત્તિમાં પ્રમેયની અનિવૃત્તિ જોવામાં આવે છે તેથી પૂર્વોક્ત શંકાને અવકાશ નથી. ભૂતસૂક્ષ્મ, તન્માત્રા, અહંકાર, મહત્તત્ત્વ અને પુરુષ લૌકિકપ્રત્યક્ષના વિષય ન હોવાથી તેના વિશેષો લૌકિકપ્રત્યક્ષથી જણાતા નથી, પણ માત્ર ઋતંભરપ્રજ્ઞાવડેજ જણાય છે. પુરુષ નિર્વિશેષ છતાં અહિં જે તેમાં વિશેષ હોવાનું કહ્યું તે જે અસાધારણ-સ્વભાવથી તે અન્ય તત્ત્વથી ભિન્ન જણાય છે તે સ્વભાવરૂપ વિશેષ જાણવા, પણ રૂપરંગાદિરૂપ વિશેષો ન ગ્રહણ કરવા. જે પદાર્થો નાશ પામી ગયા છે, તથા જે પદાર્થો ભવિષ્યમાં ઉત્પન્ન થવાના છે એવા બંને પ્રકારના પદાર્થોનો વર્તમાનમાં સદ્ભાવ ન હોવાથી તે બંને ઋતંભર-પ્રજ્ઞાના વિષય થઇ શકે નહિ એમ શંકા કરવી નહિ, કેમકે ભૂત-ભવિષ્યના સર્વ પદાર્થો પોતપોતાના કારણમાં વિદ્યમાન હોવાથી તેનો પણ યોગજ પ્રત્યક્ષવડે સાક્ષાત્કાર સંભવી શકે છે. " **लीनवस्तुलब्धा-तिशयसम्बन्धाद्वा न दोषः ॥** " ( અથવા અતીત તથા અનાગત કાર્યો જે પ્રકૃતિમાં લીન છે તે લીન વસ્તુની સાથે યોગવડે ઉપજેલા અતિશયનો સંબંધ હોવાથી પ્રત્યક્ષપ્રમાણના લક્ષણમાં દોષ નથી, ) એ સાંખ્યસૂત્ર પણ ભૂતભવિષ્યના પદાર્થોસાથે યોગજ પ્રત્યક્ષનો સંબંધ દર્શાવે છે. એ સર્વ ઉપરથી એ સિદ્ધ થયું કે શબ્દપ્રમાણવડે, અનુમાન-પ્રમાણવડે અને લૌકિક પ્રત્યક્ષપ્રમાણવડે સૂક્ષ્મ, વ્યવહિત અને વિપ્ર-કૃષ્ટ પદાર્થના વિશેષો જાણવામાં આવતા નથી, અને ઋતંભરપ્રજ્ઞાવડે તે જાણવામાં આવે છે તેથી આ ઋતંભરા પ્રજ્ઞા તે સર્વ પ્રમાણોથી ભિન્ન વિષયને જણાવનારી છે. ૪૯

કહેલા ઉપાયના અભ્યાસથી નિર્વિચારસમાધિ ભલે પરમાર્થને વિષય કરનારો થાઓ, પણ તે સમાધિપ્રજ્ઞા, પ્રબલવાસના સદ્ભાવથી

જેમ દીપક સ્થિર રહી શકતો નથી તેમ, અનાદિકાલના પ્રહ્વ્યુત્થાન-સંસ્કારોવડે પરાભવ પામી સ્થિર થઇ શકશે નહિ એવી શંકા થાય તો તેને દૂર કરવા ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રનું અવતરણ કરે છેઃ—

## तज्जः संस्कारोऽन्यसंस्कारप्रतिबन्धी ॥५०॥

**पदबोधिनी टीकाः—तज्जः निर्विचारसमाधिप्रज्ञाजन्यः संस्कारः अन्यान् व्युत्थानजान् संस्कारान् प्रतिबध्नाति । नोते नेत्यभ्यासदार्ढ्याद्वोत्थानसंस्काराः सम्प्रज्ञातदृश्यश्च लीयन्त इति तात्पर्यम् ॥ ५० ॥**

**સૂત્રાર્થઃ**—તેનાથી ( નિર્વિચારસમાધિથી ) ઉપજેલો સંસ્કાર અન્યના (વ્યુત્થાનના) સંસ્કારનો પ્રતિબંધી [થાય છે.]

**વિવેચન:**—નિર્વિચારસમાધિપ્રજ્ઞાથી ઉપજેલો સંસ્કાર અનુદ્‌બુદ્ધ એવા વ્યુત્થાનસંસ્કારનો બાધક થાય છે. સમાધિપ્રારંભ પણ સમાધિની અપેક્ષાએ વ્યુત્થાન હોવાથી તેનો પણ વ્યુત્થાનમાંજ સમાવેશ થાય છે. યથાર્થવસ્તુભણી ગમન કરવું એ બુદ્ધિનો સ્વભાવ છે. જ્યાંસુધી તે તત્ત્વને પ્રાપ્ત થતી નથી ત્યાંસુધી તે અનવસ્થિત રહી છતી ભ્રમણ કરે છે, પણ જ્યારે તેને તત્ત્વની પ્રાપ્તિ થાય છે ત્યારે તે તત્ત્વના સંસ્કારોને પુનઃ પુનઃ દૃઢપણે ધારણ કરતી રહે છે. વ્યુત્થાનના સંસ્કારો જોકે અનાદિકાલના છે તોપણ તે વિકલ્પરહિત સત્યવસ્તુને સ્પર્શ કરતા નથી તેથી સત્યવસ્તુને સ્પર્શ કરનાર જે નિર્વિચારસમાધિપ્રજ્ઞાના સંસ્કારો તેઓવડે તે બાધ પામે છે. તથાગત(બુદ્ધ)મતવાળા પણ નીચેના વચનવડે એ અર્થનો સ્વીકાર કરે છેઃ—

" निरुपद्रवभूतार्थस्वभावस्य विपर्ययैः ।
न बाधोऽनादिमत्त्वेऽपि बुद्धेस्तत्पक्षपाततः ॥ "

**ભાવાર્થઃ**—નીલપીતાદિ વિપર્યયજ્ઞાનોનું અનાદિપણું છતાં પણ તે વિપર્યયજ્ઞાનોવડે, " સર્વં ક્ષણિકં ક્ષણિકં " આદિ ચાર પ્રકારની ભાવનાથી ઉપજેલા નીલપીતાદિરૂપ ઉપાધિથી રહિત વિશુદ્ધવિજ્ઞાનના પ્રવાહના ઉદયનો બાધ થતો નથી, કેમકે બુદ્ધિનું જ્ઞાનસ્વભાવપણું છે.

વ્યુત્થાનનો બાધ થયે એટલે તેમનું ઉદ્‌બુદ્ધ થવાનું સામર્થ્ય હણાઇ ગયે વ્યુત્થાનપ્રત્યયો ઉપજતા નથી, તે પ્રત્યયોના નિરોધથી સમાધિ વિદ્યમાન રહે છે, સમાધિથી સમાધિપ્રજ્ઞા અને તેથી પ્રજ્ઞાકૃત સંસ્કારો એમ નવો નવો સંસ્કારાશય ઉપજે છે, પુનઃ તેથી પ્રજ્ઞા અને તેથી સંસ્કારો એમ ક્રમ ચાલ્યા કરે છે. જ્યારે નિર્વિચારસમાધિપ્રજ્ઞાના સંસ્કારોની વૃદ્ધિ થવાથી ક્લેશોની સર્વથા નિવૃત્તિ થાય છે ત્યારે શબ્દાદિના ઉપભોગથી ઉપરામ થયેલું ચિત્ત પુરુષની સંમુખ થઇ વિવેકખ્યાતિની પ્રતીતિવડે કૃતાર્થ થયું છતું પોતાની પ્રકૃતિમાં લીન થાય છે, કેમકે પુરુષને શબ્દાદિનો ઉપભોગ કરાવવારૂપ તેના અધિકારની પરિસમાપ્તિ થઇ છે. ચિત્તની પરિણામરૂપ ચેષ્ટા છેલ્લી વિવેકખ્યાતિપર્યંતજ છે, પછી નથી.

કેવલ જ્ઞાનવડે પ્રારબ્ધકર્મનું અતિક્રમણ કરી મોક્ષને અતિસમીપ કરવાનું બની શકતું નથી, પણ યોગવડે સમગ્ર ભોગસંસ્કારોનો દાહ કરી મોક્ષને અતિસમીપ કરી શકાય છે. ભોગસંસ્કારોનો નિઃશેષ દાહ થયે સતે પ્રારબ્ધકર્મ દૃષ્ટકારણના અભાવથી ફલ આપવાને સમર્થ રહેતું નથી. " योगाग्निदग्धकर्मचयोऽचिरात् " ( યોગાગ્નિવડે જેણે કર્મનો સમૂહ દગ્ધ કર્યો છે તેવો યોગી સ્વલ્પકાલમાં મોક્ષ પામે છે, ) એ વચન પણ યોગવડે પ્રારબ્ધકર્મનો દાહ જણાવે છે.

તત્ત્વજ્ઞાનવડે સંચિતકર્મના સંસ્કારોનો ચિત્તમાંથી વિનાશ અને ક્રિયમાણકર્મના સંસ્કારોનો ચિત્તને અસ્પર્શ થાય છે, પણ વર્તમાનદેહની ઉત્પત્તિ જે ફલભોગમાટે થઇ છે તે ફલભોગના અનુભવસારુ દેહ તથા ચિત્તની સ્થિરતામાં કારણરૂપ જે પ્રારબ્ધકર્મના સંસ્કારો છે તે તો અવશેષજ રહે છે. " **तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्येऽथ सम्पत्स्ये ॥** " ( તે તત્ત્વજ્ઞાનીને વિદેહકૈવલ્યમાં ત્યાંસુધીજ વિલંબ છે કે જ્યાંસુધી તે પ્રારબ્ધસંસ્કારોથી મૂકાયો નથી, તેનાથી મોકળો થયા પછી તે વિદેહકૈવલ્યને પામે છે,) એ શ્રુતિ પણ તત્ત્વજ્ઞાનીને પ્રારબ્ધકર્મનો ભોગ કરવો પડે છે એમ સ્પષ્ટરીતે કહે છે તેથી માત્ર જ્ઞાનવડે પ્રારબ્ધનું અતિક્રમણ કરી શકાતું નથી એ સિદ્ધ છે, અને યોગવડે તો પૂર્વોક્તરીતે તે પ્રારબ્ધકર્મનું પણ અતિક્રમણ કરી સ્વેચ્છાપૂર્વક વિદેહકૈવલ્ય પ્રાપ્ત કરી શકાય છે, એટલે એ અંશમાં જ્ઞાનથી યોગ શ્રેષ્ઠ છે. અર્ધા ભોગવેલાં પ્રારબ્ધકર્મોના નાશનો સ્વીકાર કરવાથી તેના ફલભોગમાટે યથાયોગ્ય કાલનો જે નિયમ છે તેનો અસંભવ થશે એમ શંકા કરવી નહિ, કારણકે ફલભોગમાટેના કાલનો તે નિયમ જે સંસ્કારનો શાસ્ત્રીયકર્મવડે દાહ ન કરી શકાય તેને લાગુ પડે છે, અન્યને લાગુ પડતો નથી; જો તેમ ન માનીએ તો કર્મવિપાકમાં કહેલા પ્રાયશ્ચિત્તના તથા શાંતિકર્માદિના અર્ધા ભોગવેલા પાપના નાશકપણાનો અસંભવ થાય છે તેથી જે કર્મોનો તેના યોગ્ય વિરોધી શાસ્ત્રીયકર્મોના અનુષ્ઠાનવડે નાશ ન કરી શકાય તેજ કર્મોનો ભોગ પુરુષને કરવો પડે છે. અહિં યોગાનુષ્ઠાનરૂપ શાસ્ત્રીયકર્મવડે અવશેષ રહેલા પ્રારબ્ધકર્મના સંસ્કારોનો દાહ કરી શકાય છે તેથી તેનો ભોગથી નાશ થાય ત્યાંસુધી વિદેહકૈવલ્યમાટે પ્રતીક્ષા કરવાની યોગીને અપેક્ષા નથી.

સમાધિપ્રજ્ઞાના સંસ્કારવડે વ્યુત્થાનસંસ્કારનો બાધ થાય છે એમ

કહ્યું તેમાં આ પ્રમાણે **શંકા** થાય છે:–સમાધિપ્રજ્ઞાના એક વેલા પડેલા સંસ્કારવડે વ્યુત્થાનસંસ્કારનો બાધ થયો એટલે કૃતાર્થતા છે તેથી પુનઃ પુનઃ તે સમાધિપ્રજ્ઞાના અનુષ્ઠાનવડે તેના સંસ્કારો પાડવાની અપેક્ષા નથી. એ શંકાનું **સમાધાન** આ પ્રમાણે છે:–સમાધિપ્રજ્ઞાના એકસમયના સંસ્કારવડે સમગ્ર વ્યુત્થાનસંસ્કારોનો બાધ થઈ શકતો નથી, જો તેમ થવાનું સ્વીકારીએ તો શ્રુતિસ્મૃતિમાં જણાવેલા યોગીના પુનઃ પુનઃ વ્યુત્થાનનો તથા અધિકારિપ્રતિ ઉપદેશાદિનો અસંભવ થાય છે તેથી સમાધિપ્રજ્ઞાની પરંપરાથી ઉપજેલા દઢતરસંસ્કારોવડેજ તેનો બાધ થાય છે, અને સમાધિપ્રજ્ઞાના પ્રથમના અદઢસંસ્કારોવડે તો તે વ્યુત્થાન-સંસ્કારોની બાધને માટે તનુતા કરાય છે, બાધ કરાતો નથી. એવી રીતે સંસ્કારની દઢતામાટે પ્રજ્ઞાના સંસ્કારચક્રની અપેક્ષા છે. વ્યુત્થાન-સંસ્કારમાં જે અવિદ્યાનો સંસ્કાર છે તે તો સમાધિપ્રજ્ઞાવડે ઉપજેલા પ્રથમના સંસ્કારવડે બાધ પામે છે, તેમાં પ્રજ્ઞાના સંસ્કારચક્રની અપેક્ષા નથી.

**શંકા:**—જે ચિત્તમાં સમાધિપ્રજ્ઞાના પુનઃ પુનઃ સંસ્કારો પડયા કરે છે તે ચિત્ત સંસ્કારમય રહેવાથી તેવા યોગીને કૈવલ્યની પ્રાપ્તિ નહિ થાય, પણ પુનર્જન્મની પ્રાપ્તિ થશે.

**સમાધાન:**—જન્મના કારણરૂપ અવિદ્યાદિ ક્લેશના વિનાશથી સમાધિપ્રજ્ઞાના સંસ્કારો ચિત્તને પોતાનું શબ્દાદિના ઉપભોગરૂપ કાર્ય કરવામાં સમર્થ થવા દેતા નથી. સમાધિપ્રજ્ઞાના સંસ્કારની પરંપરા પરવૈરાગ્યને ઉપજાવીને સમાપ્ત થાય છે, અને તે પરવૈરાગ્યવડે પુરુષને કૈવલ્યની પ્રાપ્તિ થાય છે, પુનર્જન્મની પ્રાપ્તિ થતી નથી. ચિત્તનાં બે કાર્ય છે, શબ્દાદિનો ઉપભોગ તથા વિવેકખ્યાતિ. તેમાં ક્લેશકર્માશયયુક્ત ચિત્ત શબ્દાદિના ઉપભોગમાં વર્તે છે, અને સમાધિપ્રજ્ઞાથી ઉપજેલા સંસ્કારોવડે જેના સમગ્ર ક્લેશકર્માશય ઉન્મૂલન થયા છે, તથા જેનો

ભોગાધિકાર પ્રાયશઃ સમાપ્ત થયો છે તેને વિવેકખ્યાતિમાત્ર કાર્ય છે તેથી સમાધિપ્રજ્ઞાના સંસ્કારની પરંપરા ચિત્તના ભોગાધિકારની હેતુ નથી, પણ ઊલટી ચિત્તના ભોગાધિકારપણાની વિરોધી છે. ૫૦

સંપ્રજ્ઞાતસમાધિપ્રજ્ઞાના સંસ્કારવાળું ચિત્ત તે તે પ્રજ્ઞાનાજ પ્રવાહને ઉપજાવવાવડે સાધિકાર એટલે પોતાનું કાર્ય કરવામાં સમર્થ છે માટે તેના અધિકારની નિવૃત્તિસારુ સાધકયોગીને બીજું કાંઇ અપેક્ષા કરવાયોગ્ય છે કે નહિ ? એમ શંકા થતાં તેની નિવૃત્તિ ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રથી કરે છેઃ—

**तस्यापि निरोधे सर्वनिरोधान्निर्बीजः समाधिः ॥ ५१ ॥**

पदबोधिनी टीकाः—अभ्यासदार्ढ्यात् तस्य सम्प्रज्ञातस्य निरोधे प्रविलये सति सर्ववृत्तिनिरोधात् सर्वासां चित्तवृत्तीनां स्वकारणे प्रविलयात् निर्बीजः समाधिरुत्पद्यते । ततश्च कालक्रमेण निर्बीजनिरोधसंस्कारप्रचये सति स्वकारणे चित्तमपि लीयते । ततश्च पुरुषो मुक्तो भवति प्रकृतित्यागात्केवलो भवतीति भावः ॥ ५१ ॥

इति श्रीपातञ्जले साङ्ख्यप्रवचने योगशास्त्रे पदबोधिन्यां टीकायां समाधिपादः प्रथमः समाप्तः ॥ १ ॥

સૂત્રાર્થઃ—તેના પણ નિરોધમાં સર્વના નિરોધથી નિર્બીજ સમાધિ [ થાય છે. ] ૫૧

વિવેચનઃ—પ્રકૃતિ અને પ્રકૃતિનાં કાર્યોથી પુરુષ અત્યંત વિ-

લક્ષણ છે એવું યથાર્થ જ્ઞાન થવાથી પરવૈરાગ્યવડે સંપ્રજ્ઞાતસમાધિપ્રજ્ઞા તથા તેના સંસ્કારનો નિરોધ થયે સતે વ્યુત્થાનપ્રત્યય, તેના સંસ્કાર, સમાધિપ્રારંભપ્રત્યય, તેના સંસ્કાર, સંપ્રજ્ઞાતસમાધિપ્રજ્ઞા અને તેના સંસ્કાર એ સર્વનો નિરોધ થાય છે. તેમ થવાથી ચિત્તની ભોગ્યતાશક્તિ સમાપ્ત થાય છે તેથી તેને કાંઈ પણ કર્તવ્ય અવશેષ રહેતું નથી. તે કાલે યોગીને નિર્બીજસમાધિ થાય છે. પુરુષથી ભિન્ન અનાત્મવસ્તુનું આલંબન એ અહિં બીજ કહેવાય છે. એવું બીજ જે સમાધિમાં રહ્યું નથી, પણ માત્ર શુદ્ધચિતિશક્તિજ જે સમાધિના આરંભમાં નહિ પ્રતીત થાય એવી રીતે આલંબનરૂપે રહી છે તે નિર્બીજસમાધિ કહેવાય છે. સર્વવૃત્તિઓનો નિરોધ થવાથી જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય તથા ધ્યાતા, ધ્યાન અને ધ્યેય એ સર્વ ત્રિપુટીઓ તે યોગકાલે નિવૃત્ત થઇ ગયેલી હોય છે. તે નિર્બીજસમાધિને અસંપ્રજ્ઞાતયોગ અથવા અદ્વૈતાવસ્થાનરૂપ નિર્વિકલ્પસમાધિ પણ કહેવામાં આવે છે. જ્ઞાનપ્રસાદરૂપ પરવૈરાગ્યવડે માત્ર પ્રજ્ઞાનોજ નિરોધ થતો નથી, કિંતુ પ્રજ્ઞાકૃત સંસ્કારોનો પણ નિરોધ થાય છે એમ **अपि**પદવડે ભગવાન્ સૂત્રકારે સૂચવ્યું છે. પરવૈરાગ્યથી ઉપજેલી પ્રજ્ઞા પોતાની વિરોધી એવી પ્રજ્ઞામાત્રનો બાધ કરી શકે, પણ અવિરોધી એવા અપ્રજ્ઞારૂપ સંસ્કારનો તે બાધ કરી શકે નહિ; જેમ જાગેલાને સ્વપ્નાવસ્થાનો બાધ થતો જોવામાં આવે છે, પણ સ્વપ્નમાં જોયેલા પદાર્થની સ્મૃતિનો બાધ જોવામાં આવતો નથી એમ શંકા કરવી નહિ, કારણકે અમે પ્રજ્ઞાથી સંસ્કારનો બાધ કહેતા નથી, પણ દીર્ઘકાલપર્યંત નિરંતરપણે સત્કારપૂર્વક સારી રીતે સેવેલા પરવૈરાગ્યથી ઉપજેલા સંસ્કારથીજ સંપ્રજ્ઞાતસમાધિપ્રજ્ઞાના સંસ્કારનો બાધ–અત્યંત અભિભવ–કહીએ છીએ, જેથી અમારા કથનમાં શંકાને અવકાશ નથી. પૂર્વપૂર્વના અસંપ્રજ્ઞાતમાં તો સં-

પ્રજ્ઞાતસમાધિપ્રજ્ઞાજ નિરોધ પામે છે, અને તે અસંપ્રજ્ઞાતસમાધિના સંસ્કારવડે સંપ્રજ્ઞાતસમાધિપ્રજ્ઞાના સંસ્કારનું વિરલપણું થતું જાય છે. અંતે સંપ્રજ્ઞાતસમાધિપ્રજ્ઞાવડે પડેલા સંસ્કારનો પણ અસંપ્રજ્ઞાતસમાધિના સંસ્કારના બાહુલ્યવડે નિરોધ થયે સતે ચરમ અસંપ્રજ્ઞાતસમાધિ થાય છે ત્યારે ચિત્તના અધિકારના અભાવે પુનઃ વ્યુત્થાન થવાનો સંભવ નહિ હોવાથી તે નિર્બીજયોગની પરાકાષ્ઠા છે. તે અવસ્થામાં દુઃખના બીજરૂપ સંસ્કારાદિ રહેતા નથી તેથી તે મુખ્ય નિર્બીજસમાધિ છે, અને તેની પૂર્વપૂર્વના અસંપ્રજ્ઞાતસમાધિઓ તો તે બીજના તનુપણાથી ગૌણ નિર્બીજસમાધિઓ છે. પ્રથમના એકજ સમયના અસંપ્રજ્ઞાતયોગપ્રજ્ઞાના સંસ્કારથી સંપ્રજ્ઞાતસમાધિપ્રજ્ઞાના સંસ્કારોનો દાહ થઇ જતો નથી, પણ અસંપ્રજ્ઞાતયોગપ્રજ્ઞાની પરંપરાવડે તેના સંસ્કારોની વૃદ્ધિના પ્રમાણુમાં પૂર્વોક્ત સંસ્કારો ક્રમાત્ દાહ પામતા જાય છે તેથીજ એક વાર અસંપ્રજ્ઞાતસમાધિ થયા પછી પણ યોગીઓને પુનઃ વ્યુત્થાન સંભવે છે; જો એમ ન માનીએ તો તેમને વ્યુત્થાન સંભવી શકે નહિ; અને તેથી જનક, પ્રહ્લાદ, શિખિધ્વજ અને કચ આદિને અસંપ્રજ્ઞાતયોગની પ્રાપ્તિ થયા પછી પણ પુનઃ વ્યુત્થાન થયાનાં જે દૃષ્ટાન્તો શ્રીયોગવાસિષ્ઠમાં કહ્યાં છે તેને, તથા અન્યત્ર એવાં જે દૃષ્ટાન્તો કહેવામાં આવ્યાં હોય તેને, અસંગતપણાની પ્રાપ્તિ થાય છે. દીર્ઘકાલપર્યન્ત અસંપ્રજ્ઞાતના પુનઃ પુનઃ અનુષ્ઠાનથી નિર્બીજસમાધિના સંસ્કારોની વૃદ્ધિ થવાથી ચિત્ત પોતાની સ્થિતિના કારણરૂપ અધિકારનો અભાવ થવાથી કાષ્ઠને બાળી રહ્યા પછી અગ્નિ જેમ પોતાના સામાન્યરૂપમાં લીન થાય છે તેમ પોતાની પ્રકૃતિમાં અત્યન્ત લીન થાય છે. શબ્દાદિનો ઉપભોગ અને વિવેકખ્યાતિ એ બે પુરુષાર્થ છે. તે પુરુષાર્થને ઉત્પન્ન કરવાના સ્વભાવવાળું ચિત્ત સાધિકાર કહેવાય છે. સંસ્કારશેષરૂપ અસંપ્રજ્ઞાતયોગ-

માં તો બુદ્ધિનાં પરિણામોનું પુરુષમાં પ્રતિબિંબ પડતું નથી તેથી તે કાલે તે તેના પરિણામોનો જ્ઞાતા નથી માટે તે પુરુષાર્થ નથી. વિદેહ તથા પ્રકૃતિલયોનું ચિત્ત તો સાધિકાર લીન થયું છે તેથી તેમને પુનરુત્થાન છે, પણ જે ચિત્તના પૂર્વોક્ત અધિકારની નિવૃત્તિ થઈ છે તે ચિત્ત તો પરવૈરાગ્યના સંસ્કારસાથે પુરુષથી વિનિવૃત્ત થઇ પોતાની પ્રકૃતિમાં આત્યન્તિક લય પામે છે. તે ચિત્તના નિવૃત્ત થવાથી પુરુષ સ્વસ્વરૂપમાં પ્રતિષ્ઠાવાળો થાય છે તેથી તે શુદ્ધ એટલે ત્રણ ગુણરૂપ મલિનતાથી રહિત અને મુક્ત એટલે પુણ્યપાપાદિથી તથા પ્રતિબિંબિત દુઃખાદિથી રહિત એમ કહેવાય છે. આવી રીતનો મોક્ષ એજ યોગનું મુખ્ય ફલ છે. ચિત્તને બંધ હોવાથી એ મોક્ષ વસ્તુતાએ ચિત્તનેજ પ્રાપ્ત થાય છે, અસંગ કૂટસ્થ પુરુષ તો સર્વદા મુક્ત હોવાથી તેને તો તે મોક્ષની પ્રાપ્તિ કથનમાત્ર છે. “ **वाङ्मात्रं न तु तत्त्वं चित्तस्थितेः ॥** ” (બંધાદિની ચિત્તને વિષે સ્થિતિ હોવાથી પુરુષમાં તો તે કથનમાત્ર છે, વાસ્તવિક નથી, ) એ સાંખ્યસૂત્ર પણ એજ અર્થને જણાવે છે. ૫૧

એવી રીતે આ પાદમાં યોગનું લક્ષણ, ચિત્તવૃત્તિઓ તથા નિરોધ એ ત્રણ પદોનું વ્યાખ્યાન, ચિત્તનિરોધના ઉપાયરૂપ અભ્યાસવૈરાગ્યનાં સ્વરૂપ તથા તેમના ભેદ, સંપ્રજ્ઞાત તથા અસંપ્રજ્ઞાતભેદવડે યોગના ગૌણ તથા મુખ્ય પ્રકારના પ્રદર્શનપૂર્વક તેમની પ્રાપ્તિના ઉપાયો, યોગપ્રાપ્તિના સુગમઉપાયરૂપ શ્રીઈશ્વરનું પ્રણિધાન, શ્રીઈશ્વરનું સ્વરૂપ, પ્રમાણ, પ્રભાવ અને વાચકશબ્દવડે તેમની ઉપાસના, તેનાં ફલો, ચિત્તવિક્ષેપો, તેની સાથે ઉપજનારાં દુઃખાદિ, તેમને નિવૃત્ત કરવાનો ઉપાય, મૈત્ર્યાદિ ભાવના, સંપ્રજ્ઞાત અને અસંપ્રજ્ઞાતયોગના પૂર્વાંગભૂત વિષય-

વતીપ્રવૃત્તિ આદિ, અને લક્ષણ, ફલ તથા પોતપોતાના વિષયોસહિત સમાપત્તિઓના કથનપૂર્વક સંપ્રજ્ઞાત તથા અસંપ્રજ્ઞાતયોગના ઉપસંહાર-રૂપે સબીજ તથા નિર્બીજ સમાધિ એ સર્વ કહ્યું. આ પ્રમાણે ઉત્તમ અધિકારીને માટે જે જે ઉપયોગી હતું તે સર્વનું આ પાદમાં વિસ્તારથી વ્યાખ્યાન કરાયું.

ઇતિ શ્રીપાતંજલયોગદર્શનના સમાધિપાદનામના પ્રથમ-પાદની શ્રીરહસ્યદીપિકાનામની ટીકા સમાપ્ત થઇ. ૧





# ॥ श्रीपातंजलयोगदर्शन ॥



## ૨ સાધનપાદ.

પૂર્વોક્ત સમાધિપાદમાં ગ્રંથકારે પ્રથમસૂત્રવડે યોગશાસ્ત્રના આરંભ-
ની પ્રતિજ્ઞા કરીને બીજા સૂત્રવડે યોગનું સ્વરૂપ કહ્યું છે, ત્રીજા તથા
ચોથા સૂત્રવડે યોગકાલે અને વ્યુત્થાનકાલે પુરુષની સ્થિતિ કેવી હોય
છે તેનું નિરૂપણ કર્યું છે, પાંચમા સૂત્રથી અગીઆરમા સૂત્રપર્યંત વૃત્તિઓ-
ના સ્વરૂપનું નિરૂપણ કરી, બારમા સૂત્રથી આરંભીને ચિત્તના નિરોધ-
ના ઉપાય અભ્યાસ તથા વૈરાગ્ય તેમજ ઇશ્વરપ્રણિધાનાદિ અન્ય
ઉપાયો આદિ કહીને તે પાદના અન્તપર્યંત અવાન્તરભેદ તથા ફલસહિત
બે પ્રકારના યોગનું નિરૂપણ ઉત્તમાધિકારીમાટે કર્યું છે. તેમાં ઉત્તમા-
ધિકારીમાટે જે અભ્યાસવૈરાગ્યરૂપ ઉપાયનું પ્રતિપાદન કર્યું છે તે ઉપાય
વિક્ષિપ્તચિત્તવાળાને એટલે જેમના ચિત્તની શુદ્ધિ થઇ નથી તેમને ઝટ
સિદ્ધ થતા નથી. યોગારૂઢચિત્તવાળા ઉત્તમાધિકારીને તો હવે પછી કહેવા-
માં આવનારાં ક્રિયાયોગાદિ સકલ અંગોની અપેક્ષાવિનાજ માત્ર અભ્યાસ-
વૈરાગ્યવડે યોગ સિદ્ધ થાય છે, પણ વ્યુત્થિતચિત્તવાળાને તો બુદ્ધિ-

સત્ત્વની શુદ્ધિમાટે અન્ય સાધનોની પણ અપેક્ષા રહે છે. યમ, નિયમ, આસન, પ્રાણાયામ અને પ્રત્યાહાર એ પાંચ યોગનાં બહિરંગ છે; તથા ધારણા, ધ્યાન અને સમાધિ એ ત્રણ યોગનાં અન્તરંગ છે એમ ભગવાન્ સૂત્રકાર "**त्रयमन्तरङ्गं पूर्वेभ्यः ॥**" ( યમાદિ પાંચથી આ ધારણાદિ ત્રણ અન્તરંગ છે, ) એ સૂત્રવડે કહેશે તે બહિરંગોની, ઉત્તમાધિકારીને સત્ત્વશુદ્ધિ પ્રાપ્ત હોવાથી, અપેક્ષા નથી માટે પ્રથમપાદમાં તેમનું નિરૂપણ કર્યું નથી. ઉત્તમાધિકારીને આસનાદિ યોગનાં બહિરંગોની અપેક્ષા નથી એમ નીચેના **શ્રીગરુડપુરાણના** શ્લોકથી પણ જણાય છે:—

> **" आसनस्थानविधयो न योगस्य प्रसाधकाः ।**
> **शिशुपालः सिद्धिमाप स्मरणाभ्यासगौरवात् ॥ "**

**ભાવાર્થ:**—આસન અને સ્થાનાદિના નિયમો યોગના સાક્ષાત્ સાધક નથી, શિશુપાલ સ્મરણના અભ્યાસની મહત્તાથી સિદ્ધિને પ્રાપ્ત થયો.

એકાગ્રચિત્તવાળાને માટે સંપ્રજ્ઞાતયોગ કહ્યો, નિરુદ્ધચિત્તવાળાને સારુ અસંપ્રજ્ઞાતયોગ જણાવ્યો, પણ વિક્ષિપ્તચિત્તવાળાને માટે કોઇ પણ ઉપાય પૂર્વપાદમાં દર્શાવ્યો નથી તેથી વિક્ષિપ્તચિત્તવાળો જે મનુષ્ય યોગને સંપાદન કરવા ઇચ્છે છે તે પણ જે સાધનસમૂહવડે વિક્ષેપને દૂર કરી અભ્યાસવૈરાગ્યની ભાવના કરતો છતો સંપ્રજ્ઞાતસમાધિમાં સ્થિર થાય તે સાધનસમૂહને તથા પ્રસંગવશાત્ અન્ય વિષયને પણ અનુકમ્પાવડે પ્રતિપાદન કરવા પરમકારુણિક પતંજલિભગવાન્ આ સાધનપાદનામના બીજા પાદનો આરંભ કરે છે. પ્રથમપાદમાં કહેલા યોગનાં વ્યુત્થિતચિત્તવાળામાટેનાં સાધનો આ પાદમાં કહ્યાં છે તેથી આ બે પાદોનો સાધ્યસાધનભાવ સમ્બન્ધ છે. અધિકારના ભેદવડે સાધનનો ભેદ થાય

છે એ અર્થ શાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે. તેમાં શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં એ અર્થ નીચેના શ્લોકથી કહ્યો છે:—

"आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।
योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥"

**ભાવાર્થ:**—યોગમાં આરૂઢ થવાને ઇચ્છતા મુનિને ચિત્તની અશુદ્ધિની નિવૃત્તિ કરનારી ક્રિયા યોગસિદ્ધિનું સાધન કહેવાય છે, અને યોગમાં આરૂઢ થયેલા મુનિને તો યોગની સ્થિરતામાં શમજ સાધન કહેવાય છે.

બહુ આયાસવડે સિદ્ધ થનાર યમાદિ આઠ અંગો જેમનું નિરૂપણ હવે પછી કરવામાં આવશે તેમાંના નિયમનામના અંગમાંથી અલ્પ આયાસવડે સિદ્ધ થનારા તથા તીવ્રતર અનુષ્ઠાનવડે યોગની પ્રાપ્તિ કરનારા તપ, સ્વાધ્યાય અને ઇશ્વરપ્રણિધાનરૂપ ક્રિયાયોગને અશુદ્ધચિત્તવાળા મધ્યમાધિકારીપર દયા કરીને ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રવડે કહે છેઃ—

**तपःस्वाध्यायेश्वरप्रणिधानानि क्रिया-योगः ॥ १ ॥**

**पदबोधिनी टीकाः**—तपः ब्रह्मचर्यसत्यमौनधर्मानुष्ठान-द्वन्द्वसहनमिताहारादिकम् । स्वाध्यायः प्रणवश्रीरुद्रपुरुषसूक्तादिमन्त्राणां जपः मोक्षशास्त्राध्ययनं च । ईश्वरप्रणिधानं ईश्वरे भक्तिश्रद्धातिशयं फलाभिसन्धानं विना कृतानां कर्मणां तस्मिन् परमगुरौ समर्पणरूपम् ॥ १ ॥

**સૂત્રાર્થઃ**—તપ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાન [એ] ક્રિયાયોગ [ છે. ] ૧

**વિવેચન:**—તપ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાન જેમનાં સ્વરૂપ નીચે દર્શાવવામાં આવે છે તે ત્રણ ક્રિયાઓ યોગના સાધનપણાથી ક્રિયાયોગ કહેવાય છે.

અતપસ્વીને યોગ સિદ્ધ થતો નથી માટે વિક્ષિપ્તચિત્તવાળાએ વ્રતરૂપ કિંવા દ્વંદ્વસહનરૂપ તપ યથાધિકાર અવશ્ય કર્તવ્ય છે. "**उपवासपराकादिकृच्छ्रचान्द्रायणादिभिः। शरीरशोषणं प्राहुस्तापसास्तप उत्तमम् ॥**" ( ઉપવાસ, પરાક, કૃચ્છ્ર અને ચાંદ્રાયણાદિવડે શરીરનું શોષણ કરવું તેને તપસ્વીઓ ઉત્તમ તપ કહે છે, ) ઇત્યાદિ સ્મૃતિઓમાં શરીરશોષણરૂપ જે તપ કહ્યું છે તે તપ જેમનાં શરીર, ઇન્દ્રિયો અને ચિત્ત ઉન્મત્ત હોય તેવા અધિકારીએ કરવાનું છે. ઉપવાસના અતિ અભ્યાસથી મરણની પ્રાપ્તિ થાય છે, અને કૃચ્છ્ર-ચાન્દ્રાયણાદિના અતિ અભ્યાસથી શરીરમાંના ધાતુની વિષમતાવડે જ્વરાદિ રોગની પ્રાપ્તિ થાય છે તેથીજ શ્રુતિમાં "**तपसाऽनाशकेन ॥**" ( નાશ નહિ કરનાર તપવડે, ) એમ કહ્યું છે માટે તેવા અધિકારીએ પણ ચિત્તની પ્રસન્નતાનો નાશ ન થાય તેવી રીતે સ્વસામર્થ્યાનુસાર તે તપ કરવાનું છે. જેમનાં શરીરાદિ ઉન્મત્ત નથી તેમણે તો પવિત્ર તથા હિતકર પદાર્થ જમવા, તથા મિતાહરી થવું એ આદિ ચિત્તની પ્રસન્નતાનું સર્વથા અવિરોધી જે તપ છે તે તપનું અનુષ્ઠાન કરવું યોગ્ય છે એમ પરમઋષિઓ માને છે. આહારના નિયમરૂપ તપસાથે મન, વાણી અને શરીરથી રાગપૂર્વક સ્ત્રીસંગનો ત્યાગ, યથાર્થભાષણ, નિષ્પ્રયોજનભાષણનો ત્યાગ, પોતાના આશ્રમના ધર્મોનું

પાલન, ક્ષુધાતૃષા શીતોષ્ણુ તથા સ્થાનઆસનાદિરૂપ[1] દ્વન્દ્વોનું સહન એ આદિ તપ પણ સમુચ્ચયરૂપે જાણવાં. અનાદિકાલના ક્લેશ, કર્મ અને વાસનારૂપ હેતુવડે ચિત્તમાં રાજસતામસદ્રવ્યની વૃદ્ધિરૂપ નાનાપ્રકારની અશુદ્ધિ હોય છે તેથી યોગની પરમવિરોધી એવી નાનાપ્રકારની વિષયવાસનાઓ ચિત્તમાં ઊઠયા કરે છે, અને તેવડે ચિત્ત, ઈન્દ્રિયો અને શરીરમાં જડતા તથા ચાંચલ્ય રહ્યા કરે છે તે અશુદ્ધિ તથા તેનાં કાર્યો આ તપવડે સત્ત્વગુણની વૃદ્ધિ થવાથી ઉત્તરોત્તર તનુ થતાં જાય છે માટે અશુદ્ધચિત્તવાળા સાધકે તે તપ અવશ્ય કર્તવ્ય છે, એકાગ્રચિત્તવાળાને ચિત્તની પૂર્વોક્ત અશુદ્ધિ ન હોવાથી તેને તે અભ્યાસરૂપે કર્તવ્ય નથી. શ્રીમનુભગવાન્ " **तपोमूलमिदं सर्वं दैवमानुषकं सुखम् ॥** " ( દેવ અને મનુષ્યસંબંધી આ સર્વ સુખ તપ જેનું મૂલ છે એવું છે, ) તથા "**तपसा किल्बिषं हन्ति ॥**" ( તપવડે પાપને હણે છે, ) એ વચનોવડે તપના પ્રભાવને કહે છે, અને અન્યત્ર પણ તેનું બહુ બહુ માહાત્મ્ય તેવા અધિકારીને ઉદ્દેશીને દર્શાવ્યું છે માટે સાધકે યોગસિદ્ધિસારુ ચિત્તમાંના રાજસતામસદ્રવ્યને વિરલ કરનારા પૂર્વોક્ત તપનું, ધાતુનું વિષમપણું ન થાય તથા ચિત્તમાં ગ્લાનિ ન ઉપજે તેટલી મર્યાદાપર્યંત અનુષ્ઠાન કરવું ઉચિત છે. એ તપને કામનાથી દૂષિત કરવું નહિ, કેમકે અતિપ્રયત્નવડે સિદ્ધ કર્યું હોય તોપણ જે તપ કામનાથી દૂષિત થયું હોય તે તપ શ્વાને બોટેલા દૂધજેવું છે, ને તેવા તપથી શ્રીમહેશ્વર પ્રસન્ન થતા નથી.

શ્રીસદ્ગુરુએ ઉપદેશ કરેલા પ્રણવાદિ પવિત્ર મંત્રોનો જપ, કિંવા પુરુષસૂક્ત રુદ્રસૂક્ત વા મંડલબ્રાહ્મણાદિનો પાઠ, અથવા ઉપનિષદા–

---

૧ સ્થાન—અમુક સમયપર્યંત ઊભા રહેવારૂપ વ્રત. આસન—અમુક સમયપર્યંત અમુકસ્થિતિએ બેસી રહેવારૂપ વ્રત.

દિ મોક્ષશાસ્ત્રોનું અધ્યયન જે સાધકયોગીના ચિત્તની અશુદ્ધિનો ક્ષય કરનાર છે તે સ્વાધ્યાય કહેવાય છે. મંત્રજપના વાચિક તથા માનસ એવા બે મુખ્ય ભેદ છે. પુનઃ વાચિકના વાચિક તથા ઉપાંશુ, અને માનસના માનસ તથા ધ્યાન એવા બબ્બે પ્રકાર હોવાથી મંત્રજપના ચાર પ્રકાર થાય છે. એકાંતદેશમાં શ્રીસદ્ગુરુએ ઉપદેશ કર્યા પ્રમાણે તે મંત્રવડે પ્રતિપાદ્ય દેવમાં ચિત્ત રાખી, નેત્રાદિ ઇન્દ્રિયોને નિયમમાં રાખી, વૈખરીવાણીવડે સ્પષ્ટરીતે ઉચ્ચાર કરીને જે મંત્રજપ કરવો તે વાચિકજપ કહેવાય છે; જીભ તથા હોઠ કિંચિત્ કિંચિત્ ચલાયમાન થાય, પણ સમીપમાં રહેલા મનુષ્યને જેનું લેશ પણ શ્રવણ થઇ શકે નહિ એમ મધ્યમાવાણીવડે પૂર્વોક્તરીતે મંત્રજપ કરવો તે ઉપાંશુજપ કહેવાય છે; ચિત્તવૃત્તિ હૃદયમાં મંત્રપ્રતિપાદિત દેવમાં રાખી પશ્યન્તીવાણીવડે હોઠ, જીભ અને કંઠમાંની નાડીઓ ચલાયમાન ન થાય, પણ માત્ર હૃત્પદ્મનો ભાગજ મનોમય સૂક્ષ્મ ઉચ્ચારણવડે કિંચિત્ કિંચિત્ ચલાયમાન્ થાય એમ જપ કરવો તે માનસજપ કહેવાય છે; અને ચિત્તવૃત્તિ બ્રહ્મરંધ્રમાં મંત્રપ્રતિપાદિત દેવમાં રાખી તે મંત્રના સૂક્ષ્મતમરૂપનું માત્ર ચિંતનજ કરવું, અને હૃદયમાં કિંચિત્ પણ ઉચ્ચારણ ન થવા દેવું તે ધ્યાનજપ કહેવાય છે. એ ચાર પ્રકારના જપમાં પૂર્વપૂર્વથી ઉત્તરઉત્તરનો જપ શ્રેષ્ઠ છે. તે પ્રત્યેક જપ સ્વસ્થમને ક્રમાત્ પાંચ પાંચ ઘટિકાપર્યંત થઇ શકે એવું બલ મેળવી પછી તેમાં નિરંતર વૃત્તિ રાખવા યત્ન કરવો જોઇએ. પૂર્વપૂર્વની સિદ્ધિવિના ઉત્તરઉત્તરમાં સહસા પ્રવેશ કરવાથી મનની સ્થિરતા થતી નથી માટે સાધકે તેમ કરવું નહિ. પુરુષસૂક્તાદિનો પાઠ પણ અર્થના સ્મરણપૂર્વક સ્વસ્થચિત્તે કરવાનો છે. સ્વાધ્યાય ચિત્તવૃત્તિને એકાગ્ર કરી ચિત્તમાંના રાજસતામસદ્રવ્યને વિરલ કરે છે તેથી વ્યુત્થિતચિત્તવાળામાટે તે ઉપયોગી છે.

લૌકિકવૈદિક સર્વક્રિયાઓ પરમગુરુ ઈશ્વરને અર્પણ કરવી, વા કર્તવ્ય સમજીને શુભકર્મ કરવાં અને તેના ફલનો સમ્યક્પ્રકારે ત્યાગ કરવો તે ઈશ્વરપ્રણિધાન કહેવાય છે. સર્વક્રિયાઓ ઈશ્વરને અર્પણ કરવાનો બોધ શ્રીભગવદ્ગીતામાં નીચેના શ્લોકથી ભગવાને અર્જુનપ્રતિ કર્યો છેઃ—

" यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥ "

ભાવાર્થઃ—તું જે કર્મ કરે, જે ખાય, જે હોમે, જે દાન કરે, તથા જે તપ કરે તે સર્વ હે કુંતિપુત્ર ! મને અર્પણ કર.

તે અર્પણનું વ્યાખ્યાન નીચેના સ્મૃતિવચનથી થાય છેઃ—

" कामतोऽकामतो वाऽपि यत्करोमि शुभाशुभम् ।
तत्सर्वं त्वयि संन्यस्तं त्वत्प्रयुक्तं करोम्यहम् ॥ "

ભાવાર્થઃ—જાણીને અથવા અજાણતાં પણ જે શુભાશુભ કર્મ હું કરું છું તે સર્વ મેં આપને અર્પણ કર્યું છે, કેમકે હે અન્તર્યામિન્! તે સર્વ હું આપની પ્રેરણાવડે કરું છું.

અન્તર્યામીની પ્રેરણાવડે સર્વ કર્મ થાય છે એવું ચિંતન રાખવું તે. કર્મસંન્યાસ અથવા કર્મનું અર્પણ છે એમ ઉપર કહેવામાં આવ્યું, તેનાથી શ્રેષ્ઠ બે પ્રકારનું અન્ય કર્માર્પણ શ્રીકૂર્મપુરાણમાં દર્શાવ્યું છેઃ—

" ब्रह्मणा दीयते देयं ब्रह्मणे सम्प्रदीयते ।
ब्रह्मैव दीयते चेति ब्रह्मार्पणमिदं परम् ॥१॥
नाहं कर्ता सर्वमेतत् ब्रह्मैव कुरुते तथा ।
एतद्ब्रह्मार्पणं प्रोक्तमृषिभिस्तत्त्वदर्शिभिः ॥२॥ "

**ભાવાર્થઃ**—આપવાયોગ્ય વસ્તુ બ્રહ્મવડે અપાય છે, બ્રહ્મને અપાય છે, અને બ્રહ્મજ અપાય છે એમ ત્રણેમાં બ્રહ્મભાવનું ચિંતન કરવું તે ઉત્કૃષ્ટ બ્રહ્માર્પણ છે. હું કર્તા નથી, અને આ સર્વ બ્રહ્મજ કરે છે એમ ચિંતન કરવું તે પણ બ્રહ્માર્પણ છે એમ તત્ત્વદર્શી ઋષિઓએ કહ્યું છે.

ફલેચ્છાવિના નિષ્કામપણે કર્મ કરવું તે કર્મફલસંન્યાસ છે. તેનો પ્રકાર **શ્રીમદ્ભગવદ્ગીતામાં** કહ્યો છેઃ—

**“ कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।**
**मा कर्मफलहेतुर्भूर् मा ते सङ्गोऽस्त्वकर्मणि ॥ ”**

**ભાવાર્થઃ**—તારો કર્મમાંજ અધિકાર હો, કદાપિ પણ ફલોમાં ન હો, તું ફલની વાસનાવડે કર્મનાં ફલને ઉપજાવનારો ન થા, તેમજ ફલના લાભવિના કર્મમાં પ્રવૃત્ત થવું ઉચિત નથી એવા વિચારવડે અકર્મમાં પણ તારી આસક્તિ ન થાઓ.

સર્વ કર્મ શ્રીઈશ્વરને અર્પણ કરવાં, અથવા ફલેચ્છાવિના કર્તવ્યરૂપે પ્રાપ્ત થયેલાં કર્મો કરવાં તે ચિત્તની મલિનતા દૂર કરનાર છે માટે અશુદ્ધચિત્તવાળાને તે કર્મસંન્યાસ વા કર્મફલસંન્યાસ કર્તવ્ય છે. તપ તથા જપના સંબંધમાં જેમને વિશેષ સ્પષ્ટીકરણ વાંચવાની ઇચ્છા થાય તેમણે **શ્રીયોગકૌસ્તુભમાં** જોવું.

તપ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાન એ ત્રણ ક્રિયાઓ યોગનું સાધન હોવાથી શુદ્ધસારોપાલક્ષણાવૃત્તિથી યોગ કહેવાય છે. જ્યાં મુખ્યાર્થનો બાધ થતો હોય અને અન્ય અર્થમાં જો શબ્દનો યોગ હોય તો ત્યાં તેનો અન્ય અર્થ લેવો તે લક્ષણા છે. તે લક્ષણા બે પ્રકારની છે, રૂઢિમૂલા ને પ્રયોજનમૂલા. રૂઢથી અન્ય અર્થ ગ્રહણ કરવો તે રૂઢિમૂલાલક્ષણા કહેવાય છે. “કર્મમાં કુશલ” એ રૂઢિમૂલાલક્ષણાનું ઉદાહરણ

છે. કુશલશબ્દનો યૌગિક અર્થ "દર્ભને ખુંટનાર" એવો થાય છે, અને તેજ શબ્દ ચતુરના અર્થમાં વપરાય છે, કેમકે બંનેમાં વિવેકબુદ્ધિનું સારૂપ્ય હોય છે. પ્રયોજનથી અન્ય અર્થ ગ્રહણ કરવો તે પ્રયોજનમૂલાલક્ષણા કહેવાય છે. તેના છ પ્રકાર છે; ઉપાદાનલક્ષણા, (અજહલ્લક્ષણા,) લક્ષણલક્ષણા, (જહલ્લક્ષણા,) ગૌણસારોપા, ગૌણસાધ્યાવસાના, શુદ્ધસારોપા ને શુદ્ધસાધ્યાવસાના. "ભાલા (ભાલાવાળા પુરુષો) પ્રવેશ કરે છે," એ ઉપાદાનલક્ષણાનું ઉદાહરણ છે, "ખાટલો (ખાટલાપર બેઠેલો પુરુષ) રડે છે," એ લક્ષણલક્ષણાનું ઉદાહરણ છે; "આ ગાડીવાન્ બળદજેવો છે," એમાં ગાડીવાન્માં તથા બળદમાં મૂર્ખતાનો ગુણ સમાન છે તેથી તે ગૌણસારોપાલક્ષણાનું ઉદાહરણ છે; "[ બહુ ભાર ઉપાડનારો ] આ [ મનુષ્ય ] બળદ છે," એ ગૌણસાધ્યાવસાનાલક્ષણાનું ઉદાહરણ છે; "ઘી છે તે આયુષ્ (આયુષ્નું સાધન) છે," એ શુદ્ધસારોપાલક્ષણાનું ઉદાહરણ છે; અને "આ [ ઘી ] આયુષ્ (ઉત્તમ) છે," તે શુદ્ધસાધ્યાવસાનાલક્ષણાનું ઉદાહરણ છે. ૧

એ પ્રમાણે ક્રિયાયોગનું નિરૂપણ કરીને હવે તે ક્રિયાયોગની જે-માટે કર્તવ્યતા છે તે કહે છેઃ—

**समाधिभावनार्थः क्लेशतनूकरणार्थश्च ॥ २ ॥**

**पदबोधिनी टीकाः—स क्रियायोगः । समाधिः उक्तलक्षणः । तस्य भावनं उत्पादनं तदर्थः । क्लेशाः वक्ष्यमाणस्वरूपाः । तनूकरणं सदोद्भवतां तेषां कादाचित्क उद्भवः कार्यप्रतिबन्धो वा तत्करणम् । तस्मै अयमिति तदर्थः । क्रियायोगेन हि क्लेशच्छिद्रेषु लब्धावसरः समाधिर्विवेकख्यातिमुत्पाद्य सवासनक्लेशान् दहतीति तात्पर्यार्थः ॥ २ ॥**

**સૂત્રાર્થ:—**[ તે ક્રિયાયોગ ] સમાધિની ભાવનામાટે તથા ક્લેશને શિથિલ કરવામાટે [છે.] ૨

**વિવેચન:—**નિષ્કામપણે સેવેલો પૂર્વોક્ત ક્રિયાયોગ એકાગ્રતાનો ઉદય કરવામાટે તથા હવે પછી કહેવામાં આવનારા અવિદ્યાદિ પાંચ ક્લેશોને શિથિલ કરવામાટે સમર્થ થાય છે. ક્રિયાયોગવડે ક્લેશો અતિ- શિથિલ એટલે ક્રિયા કરવાને અસમર્થ થાય છે ખરા, પણ તેમનું સ- જાતીયસંસ્કાર ન ઉપજાવવારૂપ અપ્રસવધર્મીપણું થતું નથી. ક્રિયાયોગ- થી શિથિલ થયેલા ક્લેશોને વિવેકખ્યાતિરૂપ અગ્નિવડે દગ્ધબીજજેવા અપ્રસવધર્મી કરાય છે. દગ્ધ થયેલું બીજ જેમ અંકુરાદિને ઉત્પન્ન કરી શકતું નથી તેમ વિવેકખ્યાતિવડે દગ્ધ થયેલા ક્લેશો સજાતીય નવા સંસ્કારાદિને ઉપજાવી શકતા નથી. એ ક્લેશો શિથિલ ન થયા હોય ત્યાંસુધી બલવાન્ વિરોધીવડે ગ્રસ્ત થયેલી વિવેકખ્યાતિ જ્યારે ઉદય થઇ શકતી નથી ત્યારે તે ક્લેશોને અપ્રસવધર્મી ન કરી શકે એમાં શું કહેવું છે ? અતિવિરલ થયેલા દુર્બલક્લેશોમાં તેમની વિરોધી વિવેકખ્યાતિ અભ્યાસવૈરાગ્યવડે ઉપજે છે. ઉત્પન્ન થયા પછી ક્લેશોવડે પરાભવ નહિ પામતી તે વિવેકખ્યાતિ છેલ્લા અસંપ્રજ્ઞાતમાં ગુણોનો કાર્ય કરવારૂપ અધિકાર સમાપ્ત થવાથી પ્રવિલય પામે છે.

તપવડે ચિત્તમાંનું રાજસતામસદ્રવ્ય ક્ષીણ થઇ સાત્ત્વિકદ્રવ્ય વૃદ્ધિ પામવા માંડે છે તેથી સાધકના ચિત્તમાં ક્રમાત્ એકાગ્રતાનો ઉદય થવા માંડે છે, તથા તે તપવડે રાજસતામસદ્રવ્યની ક્ષીણતા થવાથી ક્લેશો પણ વિરલ થવા માંડે છે. એ પ્રમાણે તપથી સમાધિનો ઉદય અને ક્લેશોની શિથિલતા સંભવે છે.

સ્વાધ્યાયના પરિપાકવડે તે ક્રિયાના પ્રભાવથી તથા શ્રીઇશ્વરના

અનુગ્રહથી તે સ્વાધ્યાયનું અનુષ્ઠાન કરનારનું ચિત્ત શીઘ્ર એકાગ્ર થાય છે, અને ચિત્તમાંના રાજસતામસદ્રવ્યની ન્યૂનતા થવાથી તેના ક્લેશો પણ તનુભાવને પામતા જાય છે.

ઈશ્વરપ્રણિધાનવડે ચિત્તમાં સમભાવનો ઉદય થવાથી રાગદ્વેષની નિવૃત્તિ થાય છે. રાગદ્વેષના અભાવવડે નિર્મલ થયેલું ચિત્ત એકાગ્ર થવા માંડે છે, અને ક્લેશોની પણ શિથિલતા થતી જાય છે.

એવી રીતે ક્રિયાયોગનું દીર્ઘકાલ નિરંતરપણે સત્કારપૂર્વક અનુષ્ઠાન કરવાથી સમાધિનો ઉદય અને ક્લેશોની શિથિલતા થાય છે. એકાગ્રતાની પ્રાપ્તિ થયા પછી ક્રમાત્ સંપ્રજ્ઞાતયોગ, પરવૈરાગ્ય અને અસંપ્રજ્ઞાત-યોગની પ્રાપ્તિ થઇ તે યોગીને કૈવલ્યની પ્રાપ્તિ થાય છે. ૨

એ પ્રમાણે ક્રિયાયોગનાં ફલોને પ્રતિપાદન કર્યાં, પણ તેમાં જે ક્લેશોની શિથિલતા થવાનું કહ્યું તે ક્લેશોનું નિરૂપણ અદ્યપર્યંત થયું નથી માટે તે ક્લેશોનાં નામોને તથા તેમની સંખ્યાને ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રથી કહે છેઃ—

**अविद्यास्मितारागद्वेषाभिनिवेशाः पञ्च क्लेशाः ॥ ३ ॥**

**पदबोधिनी टीकाः—अविद्यादीनां लक्षणं सूत्रेणैव स्फुटीभविष्यति । ते च कर्मतत्फलप्रवर्तकत्वेन दुःखहेतुत्वात् क्लेशा इत्याख्यायन्ते ॥ ३ ॥**

**સૂત્રાર્થઃ**—અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ તથા અભિનિવેશ [ એ ] પાંચ ક્લેશો [ છે. ] ૩

**વિવેચનઃ**—અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ એ પાંચેનાં લક્ષણ સૂત્રવડે કહેવાશે. એ પાંચે વિપર્યયો શુભાશુભકર્મ તથા તેમનું ફલ જે જાતિ, આયુષ્ અને ભોગ તેમના પ્રવર્તક થઇ પુરુષને દુઃખયુક્ત કરે છે માટે ક્લેશ કહેવાય છે. સૂત્રમાંનાં **અવિદ્યા** આદિ પદોથી ક્લેશોનાં નામો અને **પઞ્ચ** એ પદથી ક્લેશોની સંખ્યા કહી છે. વિપર્યય અને ક્લેશ એ પર્યાય છે. અહિં કહેલો વિપર્યય સંસારના કારણભૂત વિપર્યય જાણવો, પણ અન્ય લૌકિકવિપર્યય ન ગ્રહણ કરવો. વિપર્યયરૂપ અવિદ્યાદિ ક્લેશોનું એવું લક્ષણ કરવાથી તેમની શુક્તિમાં રૂપાની તથા રજ્જુમાં સર્પની ભ્રાંતિ થાય છે તેમાં અતિવ્યાપ્તિ થતી નથી, કારણકે તે વિપર્યયો સંસારના કારણભૂત થતા નથી. વળી તે લક્ષણમાં અવ્યાપ્તિદોષ પણ નથી, કેમકે અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ એ ચાર ક્લેશો અવિદ્યાના કાર્યરૂપ હોવાથી અને અવિદ્યાના અભાવમાં તેમના સદ્ભાવનો અસંભવ હોવાથી ઘટાદિના મૃત્તિકાપણાની પેઠે તેમનું અવિદ્યાપણું સ્પષ્ટજ છે. અવિદ્યાદિ વિપર્યયજ સંસારના કારણરૂપ છે, અન્ય કોઇ વિપર્યય સંસારના કારણરૂપ નથી માટે તે લક્ષણ અસંભવદોષવાળું પણ નથી. ક્લેશશબ્દ પ્રકટપણે દુઃખનો વાચક છતાં તેને અવિદ્યાદિનો વાચક કેમ કહ્યો છે ? તથા તેઓનો ઉચ્છેદ શામાટે અપેક્ષિત છે ? એમ શંકા થાય તો તેનું સમાધાન આ પ્રમાણે છેઃ—તે ક્લેશો પોતપોતાની વૃત્તિઓને પામીને દૃષ્ટાદૃષ્ટહેતુવડે સત્ત્વાદિ ગુણોના કાર્ય કરવાના સામર્થ્યને બલવાન્ કરે છે, તથા ઉત્પત્તિના કારણભૂત ગુણોના વિષમપણારૂપ પરિણામને સિદ્ધ કરે છે તેથી મહદાદિરૂપ કાર્યકારણનો પ્રવાહ પ્રવર્તે છે. તે ક્લેશો તથા કર્મો પરસ્પર અનુગ્રહ કરનારાં થઇને જાતિ, આયુષ્ અને ભોગરૂપ કર્મવિપાક સિદ્ધ કરે છે, અર્થાત્

અવિદ્યાદિ ક્લેશોવડે શુભાશુભકર્મો અને શુભાશુભકર્મોવડે અવિદ્યાદિ ક્લેશો એમ તેઓ પરસ્પરના અનુગ્રહને અધીન થઇને જાતિ, આયુષ્ અને ભોગરૂપ કર્મવિપાકની પરંપરાનો નિર્વાહ કરે છે. એવી રીતે ક્લેશોનું દુઃખદપણું હોવાથી અવિદ્યાદિનું ક્લેશ એ તાંત્રિક નામ યોગ્યજ છે, અને તે સર્વે ક્લેશો સર્વ પ્રકારના દુઃખના કારણભૂત હોવાથી અધિકારીએ તેમનો સારી રીતે ઉચ્છેદ કરવો એ અપેક્ષિત છે.

કેટલાક ટીકાકારોએ " **अविद्यास्मितारागद्वेषाभिनिवेशाः क्लेशाः ॥** " એવો સૂત્રપાઠ સ્વીકાર્યો છે. તેનો અર્થ " અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ [ એ ] ક્લેશો [ છે, ] " એવો થાય છે. ૩

સ્થૂલસૂક્ષ્મ સર્વક્લેશો જ્ઞાનવડે નિવૃત્ત થવાયોગ્ય છે એ હવે પછી કહેવાના વિષયનું સંભવિતપણું દેખાડવા ત્યજવાયોગ્ય અન્ય ક્લેશોના અવિદ્યામૂલકપણાને ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રથી દેખાડે છેઃ--

## अविद्या क्षेत्रमुत्तरेषां प्रसुप्ततनुविच्छिन्नोदाराणाम् ॥ ४ ॥

**पदबोधिनी टीकाः—अविद्या अतस्मिंस्तद्बुद्धिरूपः अनात्मन्यात्माभिमानरूपो वा मोहः। सा च उत्तरेषां अस्मितादीनां क्षेत्रं प्रसवभूमिः। सत्यामविद्यायामस्मितादीनामुद्भवदर्शनात्। ते च प्रसुप्तादिभेदाच्चतुर्विधाः। तत्र ये शक्तिरूपेणावतिष्ठन्ते ते प्रसुप्ताः प्रलीनाः। ये च वासनारूपेणावतिष्ठन्ते**

ते तनवः सूक्ष्माः । ये च येनकेनचित् बलवता अभिभूतास्तिष्ठन्ति ते विच्छिन्नाः । ये तु प्रव्यक्ततरमभितिष्ठन्ति ते उदाराः ॥ ४ ॥

**સૂત્રાર્થ:—**પ્રસુપ્ત, તનુ, વિચ્છિન્ન અને ઉદાર એવા ઉત્તરોની ( અસ્મિતાદિની ) પ્રસવભૂમિ અવિદ્યા [ છે. ] ૪

**વિવેચન:—**પ્રસુપ્તિ, તનુતા, વિચ્છિન્નતા તથા ઉદારતા એ ચાર અવસ્થાવાળા અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ એ ચાર ક્લેશોની પ્રસવભૂમિ અવિદ્યા છે. ક્લેશોની એ ચારે અવસ્થામાં ક્લેશોની વિદ્યમાનતા હોવાથી સાધકયોગીએ તેમનો બીજભાવ દગ્ધ કરી તેમની અત્યંત નિવૃત્તિ કરવા યત્ન કરવો જોઇએ. દગ્ધબીજભાવને પામેલા અસ્મિતાદિ ક્લેશોનો પુનઃ પ્રસવ ન હોવાથી તેની પ્રસવભૂમિ અવિદ્યા નથી તેથી તે પાંચમી અવસ્થા અત્ર લક્ષ્યરૂપ નથી. પૂર્વોક્ત પ્રસુપ્તિ આદિ ચારે અવસ્થાનું અવિદ્યાના હોવામાં હોવાપણું છે, અને તેના અભાવમાં અભાવ છે. ચિત્તમાં શક્તિમાત્રરૂપે એટલે અનાગત-અવસ્થાવડે રહેલા અસ્મિતાદિ ક્લેશોનું જે સ્વકાર્ય ઉપજાવવાનું સામર્થ્ય તે ક્લેશોની પ્રસુપ્ત અવસ્થા છે. એ વાક્યથી કાર્યની સૂક્ષ્મ એટલે અનાગતઅવસ્થા એજ કારણમાં કાર્યશક્તિ છે એમ સૂચવ્યું છે, અને ઉપાદાનપણું પણ એજ છે. દગ્ધબીજભાવનામની ક્લેશોની પાંચમી અવસ્થાનું વિલક્ષણપણું જણાવવા પ્રસુપ્તિના લક્ષણમાં "સ્વકાર્ય ઉપજાવવાનું સામર્થ્ય" એ પદો મૂક્યાં છે. વિદેહ અને પ્રકૃતિલયના બીજભાવને પામેલા ક્લેશો જેમ દૂધમાં દહીં શક્તિમાત્રરૂપે સ્થિત છે તેમ શક્તિમાત્રરૂપે સ્થિત છે. તેમને વંધ્યત્વ પમાડનારું વિવેકખ્યાતિવિના અન્ય કારણ નથી. આથી વિવેકખ્યાતિરહિત વિદેહ

અને પ્રકૃતિલય અવધિકાલને પ્રાપ્ત ન થાય ત્યાંસુધી પ્રસુપ્તક્લેશવાળા રહે છે, અવધિકાલની પ્રાપ્તિ થયે પુનરાવૃત્તિને પામે છે ત્યારે તેમને વિષયો-ના સન્નિકૃષ્ટપણાવડે ક્લેશોની પ્રાપ્તિ થાય છે. પુરુષની બાલ્યાવસ્થામાં પણ સ્ત્રી આદિના સંબંધના રાગાદિ ક્લેશોની પ્રસુપ્ત અવસ્થા છે. કદાચિત્ જાગ્રત્‌ના સદ્‌ભાવમાંજ પ્રસુપ્તિ સંભવે છે, અન્યથા સંભવતી નથી માટે તે ક્લેશોને ઉદ્‌ભૂત કરનારી સામગ્રી મળતાં તેઓ જાગ્રત્ થાય છે એમ સૂચવ્યું છે. પ્રસુપ્તક્લેશનો પોતપોતાના વિષયમાં સંમુખી-ભાવ તે તેમની અભિવ્યક્તિ એટલે જાગ્રત્ થવું છે. વિવેકસાક્ષાત્કાર-વાળા જીવન્મુક્તને ક્લેશબીજ દગ્ધ થવાથી પોતપોતાનો વિષય સમીપમાં આવ્યા છતાં પણ કારણના અભાવથી આ ક્લેશોનો પુનઃ પ્રબોધ થતો નથી. જેમ દગ્ધબીજનું ઊગવું થઇ શકતું નથી તેમ આ જીવન્મુક્તના ક્લેશોનું કાર્ય કરવાના સામર્થ્યરૂપ બીજ દગ્ધ થઇ જવાથી પુનઃ તેના ક્લેશો જાગ્રત્ થતા નથી તેથી તેને તે શાસ્ત્ર-પ્રસિદ્ધ છેલ્લો દેહ છે. તેના ક્લેશો પુનઃ જાગ્રત્ થાય છે એમ જો માનીએ તો દેહાંતરની ઉત્પત્તિવડે જ્ઞાનીના દેહના ચરમપણાની અસિદ્ધિ થાય. નીચેનું સ્મૃતિવચન જ્ઞાનીને પુનઃ દેહની પ્રાપ્તિ થતી નથી તેમાં પ્રમાણરૂપ છે:—

**“ बीजान्यग्न्युपदग्धानि न रोहन्ति यथा पुनः ।**
**ज्ञानदग्धैस्तथा क्लेशैर्नात्मा सम्पद्यते पुनः ॥ ”**

**ભાવાર્થ:**—જેમ અગ્નિવડે જેની અંકુરોત્પાદકશક્તિ દગ્ધ થઇ ગઇ છે એવાં બીજો પુનઃ ઊગતાં નથી તેમ વિવેકખ્યાતિરૂપ અગ્નિ-વડે જેની કાર્ય કરવાની શક્તિ દગ્ધ થઇ ગઇ છે એવા ક્લેશોથી પુનઃ શરીરની પ્રાપ્તિ થતી નથી.

પ્રકૃતિલીનાદિમાં પાંચમી દગ્ધબીજભાવાવસ્થા નથી, કિંતુ જેનો છેલ્લો દેહ હોય તેમાંજ તે હોય છે. નીચેનું સ્મૃતિવચન પણ એમજ કહે છેઃ—

" यस्येदं जन्म पाश्चात्यं तमेवाशु महामते ।
विशन्ति विमला विद्या मुक्ता वेणुमिवोत्तमम् ॥ "

**ભાવાર્થઃ**—હે મહામતે ! ઉત્તમ વાંસમાં જેમ મોતી પ્રવેશ કરે છે તેમ જેનો આ છેલ્લો જન્મ હોય તેમાંજ શીઘ્ર નિર્મલ વિદ્યા પ્રવેશ કરે છે.

જ્યારે જીવન્મુક્તોને વિષયના સન્નિકર્ષમાં પણ ક્લેશની અભિવ્યક્તિનો અભાવ છે ત્યારે વિદેહકૈવલ્યની પેઠે તેમના ચિત્તમાં ક્લેશના સંસ્કારજ નથી એમ સ્વીકારવું જોઇએ એમ શંકા કરવી નહિ; કેમકે તે ચરમદેહમાં સૂક્ષ્મરૂપે ક્લેશો છતાં પણ તેમનું કાર્ય ઉપજાવવાનું સામર્થ્ય નાશ થયું હોય છે. અગ્નિ આદિમાં દાહાદિ શક્તિ જ્યાંસુધી તે અગ્નિ આદિ દ્રવ્ય હોય ત્યાંસુધી કોઈ પણ પ્રકારે રહે છે તેમ ચિત્ત રહે ત્યાંસુધી ક્લેશો પણ કોઇ પણ પ્રકારે રહે છે, તેમનો અત્યંત અભાવ થતો નથી. દગ્ધભાવ પામેલા ક્લેશો તો ચિત્તની સાથેજ નિઃશેષ નાશ પામે છે એ અર્થ " **ते प्रतिप्रसवहेयाः सूक्ष्माः ॥** " ( તે સૂક્ષ્મક્લેશો તો પ્રતિપ્રસવવડે નાશ કરવાયોગ્ય છે, ) એ સૂત્રમાં સ્પષ્ટ થશે. ક્લેશોને શિથિલ કરનારા ક્રિયાયોગવડે ક્લેશોની જે શિથિલતા થાય છે તે ક્લેશોની તનુતા કહેવાય છે. તે અવસ્થા વિવેકખ્યાતિનો પ્રતિબંધ કરવા સમર્થ થતી નથી. ક્લેશોના વિરોધીઓના અનુષ્ઠાનવડે માત્ર તે ક્લેશોની શિથિલતા થાય છે. સમ્યગ્જ્ઞાન અવિદ્યાનું વિરોધી છે. પુરુષ અને બુદ્ધિના ભેદનું દર્શન અસ્મિતાનું વિરોધી છે, મધ્યસ્થપણાનો એટલે હેયોપાદેયજ્ઞાનના રહિતપણાનો ભાવ રાગદ્વેષનો વિરોધી

છે, અને જન્મેલાને મરણુ સ્વાભાવિકજ છે એમ જાણી " મારું મરણુ ન થાય અને હું જીવું તો ઠીક " એવા મરણુત્રાસની નિવૃત્તિ રાખવી એ અભિનિવેશની વિરોધી છે.

ક્લેશોમાંના એકની પ્રબલતાવડે અથવા અત્યંત વિષયસેવનવડે મધ્યે મધ્યે વિચ્છેદ પામીને પુનઃ તે તે રૂપે એટલે પૂર્વની પેઠે તે ક્લેશનો આવિર્ભાવ થાય તે અવસ્થા વિચ્છિન્નતા કહેવાય છે. મધ્યે મધ્યે વિચ્છેદ તથા આવિર્ભાવનું વારંવારપણું દેખાડવાવડે આ અવસ્થાનો પ્રસુપ્તિથી ભેદ દેખાડયો છે. ક્લેશોની પ્રસુપ્ત અવસ્થા જ્યાંસુધી અભિવ્યંજક ન મળે ત્યાંસુધી રહે છે તેથી તેના વ્યાપારની પ્રકટતા દીર્ઘકાલે થાય છે, અને ક્લેશોની વિચ્છિન્નતા તો સ્વલ્પપ્રતિબંધવડે ક્લેશપ્રવાહનું અલ્પકાલ બંધ પડવું થઈ પુનઃ તે પ્રવાહ પૂર્વની પેઠે ચાલ્યા કરે છે, એટલે તેની પ્રકટતા અલ્પકાલમાં થાય છે એમ તે બંનેમાં ભેદ છે. તે તે રૂપે આવિર્ભાવ પામે છે એમ કહેવાવડે આ અવસ્થાનો તનુતાથી ભેદ દેખાડયો છે. ક્રિયાયોગાદિવડે તનુ થયેલા ક્લેશો પુનઃ તેટલા બલથી આવિર્ભાવ પામતા નથી, અને જ્યારે ઉદ્બોધક બહુ સામગ્રી મળે ત્યારે પણુ અદૃઢપણેજ આવિર્ભાવ પામે છે, પણુ વિચ્છિન્ન થયેલા ક્લેશો તો ઉદ્બોધક થોડી સામગ્રીવડે પૂર્વના જેટલા બલથીજ આવિર્ભાવ પામે છે. રાગકાલે ક્રોધના અદર્શનથી ક્રોધની વિચ્છિન્નતા સિદ્ધ થાય છે. તે કાલે જો ક્રોધનો અભાવજ થઇ જતો હોય તો અભાવની ઉત્પત્તિ નહિ સંભવવાથી પછી ક્રોધની ઉત્પત્તિનો અસંભવ થઇ જાય. એમ અન્યક્લેશોમાં પણુ જાણવું. રાગકાલે ક્રોધના વિચ્છેદમાં અને ક્રોધકાલે રાગના વિચ્છેદમાં પરસ્પરનો વિરોધ એ હેતુ છે. ક્લેશોનો જેમ કાલવડે વિચ્છેદ થાય છે તેમ દેશવડે પણુ તેમનો વિચ્છેદ થાય છે. જ્યારે એક વિષયમાં

રાગ વર્તતો હોય ત્યારે બીજા વિષયમાંનો રાગ માત્ર વિચ્છિન્નાવસ્થાને પામે છે, પણ નાશ પામતો નથી. જો નાશ પામે છે એમ માનીએ તો પુનઃ તેમાં પ્રસંગવશાત્ રાગ થતો જોવામાં આવે છે તેનો અ-સંભવ થઇ જાય માટે તે વેલા વિષયાન્તરમાંનો રાગ વિચ્છિન્ન થયેલો છે એમ માનવુંજ યોગ્ય છે. જ્યારે કોઇ મનુષ્યનો એક વિષયમાં રાગાદિ ક્લેશ ઉદારાવસ્થાને પામ્યો હોય ત્યારે અન્યત્ર તે રાગાદિ ક્લેશ-નો અભાવ થઇ ગયો છે એમ ન જાણવું, કિંતુ તે કાલે પણ તે કોઇ સ્થાને પ્રસુપ્ત હોય છે, કોઇ સ્થાનમાં તનુ હોય છે, અને કોઇ સ્થલે વિચ્છિન્ન હોય છે. તેમાં વિચ્છિન્નાવસ્થાના સંબંધનું નિરૂપણ પૂર્વે કરવામાં આવ્યું છે. પ્રસુપ્ત અને વિચ્છિન્ન ક્લેશ દુઃખયુક્ત નથી, છતાં તેમનું ક્લેશપણું શામાટે છે એમ શંકા થાય તો તેનું સમાધાન આ પ્રમાણે છે:–પ્રસુપ્ત અને વિચ્છિન્ન ક્લેશોએ ક્લેશ ઉપજાવવાના યોગ્યપણાનું ઉલ્લંઘન કર્યું નથી,ને ઉદારાદિ અવસ્થામાં પ્રસુપ્તાદિરૂપવાળા ધર્મીને તે દુઃખદ થાય છે માટે તેમનું ક્લેશપણું છે. કાલભેદથી સર્વ ક્લેશોનું સરખાપણું હોવાથી પ્રસુપ્તાદિરૂપે ક્લેશોનો વિભાગ પાડવો આવશ્યક નથી એમ કહેવું નહિ, કારણકે પ્રસુપ્તાદિરૂપે ચારે ક્લેશોનું એક-પણું છતાં પણ તે અવસ્થાઓવડે વિશિષ્ટ ક્લેશોનુંજ પ્રસુપ્તાદિપણું કહેવા-ને ઇચ્છિત છે. જેમ એકજ પુરુષના બાલક, તરુણ અને વૃદ્ધાદિ-રૂપ વિભાગ છે તેમ અહિં પણ જાણવું. ક્લેશોની પ્રસુપ્તિ અને વિચ્છિન્નતા એ બે અવસ્થા ભવિષ્યદ્વૃત્તિ છે, અને તે બન્નેથી ભિન્ન જેમાં ક્લેશોની વર્તમાનવૃત્તિ છે તે અવસ્થા ઉદારતા છે. વિષયધ્યાન-રૂપ સહકારીવડે પોતાની સ્વાભાવિકવૃત્તિને પામેલા ક્લેશો ઉદાર કહેવાય છે. મુમુક્ષુએ પ્રતિપક્ષભાવનાવડે તથા વિષયની તન્મયતાના ત્યાગવડે તે ક્લેશોને તનુ કરવા જોઇએ. અસ્મિતાદિ ક્લેશોમાં અવિદ્યા વ્યાપક છે

તેથી તે સર્વમાં પણ અવિદ્યાપણું છે. અવિદ્યાના સદ્ભાવવડે અસ્મિતાદિ ક્લેશોની પ્રતીતિ થાય છે, અને અવિદ્યા જ્યારે ક્ષીણ થાય ત્યારે તેઓ પણ ક્ષીણ થાય છે. આ સૂત્રમાં કહેલા પ્રસુપ્તાદિ ક્લેશો જેમનામાં વિદ્યમાન હોય છે તેમનાં નામો દર્શાવનારો સંગ્રહશ્લોક આ છેઃ—

" प्रसुप्तास्तत्त्वलीनानां तन्ववस्थाश्च योगिनाम् ।
विच्छिन्नोदाररूपाश्च क्लेशा विषयसङ्गिनाम् ॥ "

ભાવાર્થઃ— વિદેહ અને પ્રકૃતિલયના ક્લેશોની પ્રસુપ્તાવસ્થા છે, ક્રિયાયોગીઓના ક્લેશોની તનુઅવસ્થા છે, અને વિષયમાં આસક્તિ રાખનારાઓના ક્લેશોની વિચ્છિન્ન અને ઉદાર અવસ્થા છે. ૪

અવિદ્યાદિ પાંચ ક્લેશોનાં લક્ષણો જાણ્યા વિના તેમની આત્યંતિકી નિવૃત્તિ કરી શકાય નહિ માટે તેમનાં લક્ષણો દર્શાવવાનો ભગવાન્ સૂત્રકાર આરંભ કરે છે. તેમાં પ્રથમ નીચેના સૂત્રવડે અવિદ્યાનું લક્ષણ કહે છેઃ—

## अनित्याशुचिदुःखानात्मसु नित्यशुचिसुखात्मख्यातिरविद्या ॥ ५ ॥

**पदबोधिनी टीका:**—अतस्मिंस्तद्बुद्धिरविद्येति तत्सामान्यलक्षणम् । अनित्यादिषु नित्यादिबुद्धिरिति तु तद्विशेषप्रतिपादनम् । अमरा देवा इत्यनित्येषु नित्यत्वभ्रान्त्या बध्यते । अशुचौ स्त्रीकाये शुचित्वभ्रान्त्या बध्यते । कायस्याशुचित्वं व्यासेन वर्णितम् । " स्थानाद्बीजादुपष्टम्भान्निस्यन्दा-

निधनादपि। कायमाधेयशौचत्वात् पण्डिता ह्यशुचिं विदुः ॥”
इति । विण्मूत्रसङ्कुलं मातुरुदरं स्थानम् । शुक्रशोणितं बीज-
म् । अन्नपरिणामजश्लेष्मादिरुपष्टम्भः । सर्वद्वारैर्मलनिःसरणं
निस्यन्दः । निधनं मरणम् । तेन हि श्रोत्रियकायोऽप्यशुचि-
र्भवति। आधेयशौचत्वं स्नानानुलेपनादिना शुचित्वोपपादन-
म् । इति श्लोकपदानामर्थः । तथा परिणामदुःखे भोगे सुख-
बुद्धिः अनात्मनि च देहादौ आत्मत्वबुद्धिः । एवमन्यत्रा-
प्यूह्यम् ॥ ५ ॥

**સૂત્રાર્થ:**—અનિત્ય, અપવિત્ર, દુઃખ અને અનાત્મામાં નિત્ય, પવિત્ર, સુખ અને આત્માનું જ્ઞાન [ તે ] અવિદ્યા [છે.]

**વિવેચન:**—જે વસ્તુ જેવી નથી તેમાં તેવી બુદ્ધિ કરવી તે અવિદ્યા કહેવાય છે. અનિત્ય વસ્તુઓમાં નિત્યપણાની બુદ્ધિ રાખવી, અપવિત્ર પદાર્થોમાં પવિત્રપણાની બુદ્ધિ રાખવી, દુઃખરૂપ વસ્તુઓમાં સુખરૂપતાની બુદ્ધિ રાખવી, અને જડ વસ્તુઓમાં ચેતનતાની બુદ્ધિ રાખવી એ ચાર અંશોવાળી અવિદ્યા સંસારના હેતુરૂપ છે. અવિદ્યાના એ ચારે અંશો જીવન્મુક્તથી ભિન્ન સંસારી પુરુષોમાં હોય છે.

કોઇ પૃથિવી આદિ ભૂતોને નિત્ય માનીને તેમના રૂપને પામવાને તેમની ઉપાસના કરે છે; કોઇ ચંદ્રને, સૂર્યને, તારાઓને અને સ્વર્ગને નિત્ય માનીને તેમની પ્રાપ્તિમાટે તેમની ઉપાસના અથવા શાસ્ત્રે વિધાન કરેલાં કર્મ કરે છે; કોઇ દેવોને અમર એટલે નિત્ય માનીને દેવભાવને પામવામાટે “ સોમને પીવાથી મૃત્યુરહિત થઇશું ” એવાં

વચનોને યથાર્થ જાણી સોમપાન કરે છે. એવી રીતે ત્રણે કાલમાં સ્વસ્વરૂપે નહિ રહેનાર કાર્યરૂપ અનિત્યમાં જે નિત્યપણાની બુદ્ધિ કરવી તે અનિત્યવસ્તુમાં નિત્યપણાના જ્ઞાનરૂપ અવિદ્યાનો પ્રથમ અંશ છે.

અપવિત્ર એટલે પરમ કુત્સિત સ્થૂલશરીરમાં જે પવિત્રપણાની બુદ્ધિ થવી તે અપવિત્રમાં પવિત્રપણાના જ્ઞાનરૂપ અવિદ્યાનો બીજો અંશ છે. સ્થૂલશરીરની અપવિત્રતાનું નિરૂપણ વ્યાસભગવાને નીચે પ્રમાણે કર્યું છે:—

**“ स्थानाद्बीजादुपष्टम्भान्निस्यन्दान्निधनादपि ।**
**कायमाधेयशौचत्वात्पण्डिता ह्यशुचिं विदुः ॥ ”**

**ભાવાર્થઃ**—વિષ્ઠા તથા મૂત્રાદિ દુર્ગંધવાળી વસ્તુઓથી વ્યાપ્ત જે અત્યંત અપવિત્ર માતાનું ઉદર એ શરીરનું ઉત્પત્તિસ્થાન, પિતાનું વીર્ય તથા માતાનું રજ જે અત્યંત મલિન છે એ શરીરનું બીજ, માતાએ ખાધેલાપીધેલા આહારનો રસાદિભાવ જેવડે ગર્ભમાં શરીરની સ્થિતિ રહી હતી અને જન્મપછી પોતે ખાધેલાપીધેલા આહારનો રસાદિભાવ જેવડે શરીરનું ધારણ થઈ શકે છે તે ઉપષ્ટંભ—આશ્રય, મુખાદિ નવદ્વારોથી તથા રોમકૂપોમાંથી દુર્ગંધયુક્ત મલનું વહેવું તે નિસ્યંદ, શવનો સ્પર્શ થાય તો સ્નાન કરવાનું શાસ્ત્રમાં વિધાન હોવાથી શ્રોત્રિયના શરીરને પણ અપવિત્ર કરનારું પ્રાણવિયોગરૂપ મરણ તે નિધન અને નિર્ગંધ કામિનીના અંગરાગથી ( અવટણથી વા ચંદનઅત્તરાદિ લગાડવાથી ) થતા કૃત્રિમ સુગંધીપણાની પેઠે સ્વાભાવિક અપવિત્ર સ્થૂલશરીરનું મૃત્તિકાજલાદિવડે થતું જે કૃત્રિમ પવિત્રપણું તે આધેયશૌચપણું. એ છ દોષોથી પંડિતો, નિરંતર પવિત્રતાનું પરિપાલન કરનાર શ્રોત્રિયના સ્થૂલશરીરને પણ અતિ અપવિત્ર જાણે છે.

મૈત્રાયણીયશાખામાં પણ "આ શરીર મૈથુનથી ઉપજેલું, નરકજેવા સ્થાનમાં વૃદ્ધિ પામેલું, મૂત્રદ્વારથી બહાર નીકળેલું, અસ્થિઓના સમૂહથી બનેલું, માંસવડે લિંપાયેલું, અને ચર્મવડે બાંધી રખાયેલું છે" ઇત્યાદિ આશયનાં વચનોવડે શરીરનું કુત્સિતપણું સ્પષ્ટપણે દર્શાવેલું છે. એવી રીતે શરીરનું અપવિત્રપણું છતાં પણ પામર અને વિષયી જીવોને સ્ત્રીશરીરમાં, પુત્રશરીરમાં અને સ્વશરીરમાં પવિત્રતાની ભ્રાંતિ થાય છે. વિષયી જીવોને સ્ત્રીશરીરમાં પવિત્રતાનો ભ્રમ આ પ્રમાણે થાય છેઃ—" આ બાલા નૂતનચંદ્રકલાજેવી સુંદર છે, એના અવયવો જાણે મધુવડે અથવા અમૃતવડે નિર્માણ થયા હોય એમ જણાય છે, તે જાણે ચંદ્રને ભેદીને નીકળી હોય એવી જણાય છે, આ નીલકમલના પત્રજેવાં દીર્ઘનેત્રોવાળી છે, તથા શૃંગારજન્ય લીલાવડે ને હાવભાવકટાક્ષાદિયુક્ત નેત્રોવડે તે આ મર્ત્યલોકને જાણે આશ્વાસન કરતી હોય ( તમે મૃત્યુથી ભય ન પામો હું તમારી રક્ષા કરીશ એમ ધીરજ આપતી હોય ) એવી જણાય છે." અતિ અપવિત્ર સ્ત્રીશરીરનું અતિનિર્મલ ચંદ્રકલાદિની સાથે કાંઇ પણ સાધર્મ્ય નથી, છતાં પણ ભ્રાંત જીવોને એ પ્રમાણે અપવિત્રમાં પવિત્રપણાનું મિથ્યાજ્ઞાન થાય છે. અપવિત્ર સ્ત્રીશરીરમાં પવિત્રપણાની બુદ્ધિના પ્રદર્શનવડે હિંસાદિ પાપકર્મમાં સંસારની નિવૃત્તિ કરવારૂપ પુણ્યપણું નથી, છતાં તેમાં મીમાંસકાદિ ભ્રાંત જીવોને જે પુણ્યપણાની બુદ્ધિ થાય છે તેનું, તથા સંપાદન કરવું રક્ષણ કરવું ઇત્યાદિ દુઃખના બહુપણાવડે અનર્થરૂપ ધનાદિમાં કૃતાર્થ કરવારૂપ અર્થપણું નથી છતાં તેમાં અવિવેકી જીવોને જે અર્થપણાનું જ્ઞાન થાય છે તેનું પણ વ્યાખ્યાન થઇ જાય છે, કેમકે અહિં પવિત્રશબ્દ યોગનાં ઉત્કૃષ્ટસાધનોનો અને અપવિત્રશબ્દ યોગનાં અસાધનોનો ઉપલક્ષક છે.

" **परिणामतापसंस्कारदुःखैर्गुणवृत्तिविरोधाच्च दुःखमेव सर्वं विवेकिनः ॥** " ( પરિણામ, તાપ અને સંસ્કાર એ દુઃખોવડે તથા ત્રણ ગુણની વૃત્તિઓના વિરોધથી વિવેકીઓને સર્વ દુઃખરૂપજ છે, ) એ સૂત્રમાં આગળ કહેવામાં આવશે તે રીતે દુઃખના સાધનપણાવડે તથા દુઃખના બહુલપણાવડે સર્વ વિષયભોગો દુઃખરૂપ છતાં તે વિષયભોગોમાં અજ્ઞ જીવોને જે સુખપણાની બુદ્ધિ થાય છે તે દુઃખમાં સુખબુદ્ધિરૂપ અવિદ્યાનો ત્રીજો અંશ જાણવો. કેવલ દુઃખવિષે કોઇ પણ પ્રાણીને સુખની ભ્રાંતિ થવી સંભવતી નથી તેથી દુઃખનાં સાધનોમાં દુઃખની નિવૃત્તિરૂપ વાસ્તવિક સુખસાધનપણાની બુદ્ધિ તથા દુઃખબહુલ પદાર્થોમાં સુખબહુલપણાની બુદ્ધિ એવો દુઃખમાં સુખપણાની બુદ્ધિનો અર્થ જાણવો. સકામ લૌકિકવૈદિકકર્મો સંસારરૂપ દુઃખની વૃદ્ધિ કરનારાં હોવાથી દુઃખના સાધનરૂપ છે, છતાં તેમાં આ દુઃખની નિવૃત્તિ કરનારાં વાસ્તવિક સુખસાધનો છે એવી બુદ્ધિ ઘણા વિષયી જીવોને થાય છે, અને લોકવેદવિરુદ્ધ સુરાપાન તથા પરદારગમનાદિ દુઃખબહુલ પદાર્થોમાં પણ પામરજીવોને સુખબહુલપણાની બુદ્ધિ થાય છે, એ સર્વ અવિદ્યાના ત્રીજા અંશવડે થાય છે એમ જાણવું.

પુત્ર, પશુ, દાસ, શય્યા અને આસનાદિરૂપ જે ચેતનઅચેતન શરીરની બહાર રહેલાં દેહનાં ઉપકરણો છે તેમાં, અથવા ભોગના અધિષ્ઠાનરૂપ સ્થૂલશરીરમાં, કિંવા પુરુષના ઉપકરણરૂપ મનમાં, જે આત્મપણાની ભ્રાંતિ થાય છે તે અનાત્મામાં આત્માની બુદ્ધિરૂપ અવિદ્યાનો ચોથો અંશ જાણવો. શ્રીપંચશિખાચાર્યે પણ મૂઢ જીવોને અનાત્મામાં આત્માની ભ્રાંતિ થાય છે એમ નીચેના વચનથી કહ્યું છે:—

" **व्यक्तमव्यक्तं वा सत्त्वमात्मत्वेनाभिमतीत्य तस्य**

**सम्पदमनुनन्दत्यात्मसम्पदं मन्वानस्तस्य व्यापदमनुशोचत्यात्मव्यापदं मन्यमानः स सर्वोऽप्रतिबुद्धः ॥ ”**

**ભાવાર્થ:**—જેમાં ચેતનધર્મ પ્રકટ જણાય છે એવાં પુત્ર સ્ત્રી અને પશ્વાદિ પ્રાણીઓને, અથવા જેમાં ચેતનતા પ્રકટ જણાતી નથી એવાં શય્યા આસન તથા ખાવાના પદાર્થોને, આત્મપણાવડે ગ્રહણ કરીને અર્થાત્ આત્મા વા આત્મીય જાણીને તેની સંપત્તિને આત્માની સંપત્તિ માનનાર જે પ્રસન્ન થાય છે, અને તેની વિપત્તિને એટલે સંપત્તિના અભાવને આત્માની વિપત્તિ માનનાર જે શોક કરે છે તે સર્વે મૂઢ છે.

મૂઢ જીવો શય્યાઆસનાદિની હાનિવૃદ્ધિને પોતાનામાં આરોપીને કલ્પિત દુઃખસુખનો અનુભવ કરે છે; પુત્રાદિનાં શરીરની તથા પોતાના સ્થૂલશરીરની અનુકૂલપ્રતિકૂલ સ્થિતિને પોતાનીજ અનુકૂલપ્રતિકૂલ સ્થિતિ માનીને અજ્ઞાની જીવોને ભ્રાંતિવડે હર્ષશોક થાય છે; અને ઇંદ્રિયો, પ્રાણ તથા અંતઃકરણના સામર્થ્યઅસામર્થ્યને પોતાનું ( આત્માનું ) સામર્થ્ય-અસામર્થ્ય માની ઘણા જીવો આનંદવિષાદરૂપ સન્નિપાતને અનુભવે છે, આ સર્વ અવિદ્યાના પૂર્વોક્ત અંશનોજ મહિમા છે.

એવી રીતે ચાર અંશવાળી અવિદ્યા છે. એ અવિદ્યા ક્લેશપ્રવાહનું અને વિપાકસહિત કર્માશયનું મૂલ છે. દિશાની ભ્રાંતિ, ઉંબાડિયું ફેરવવાથી પ્રતીત થતું અગ્નિનું ચક્ર, છીપમાં જણાતું રૂપું અને દોરડીમાં પ્રતીત થતો સર્પ એ મિથ્યાજ્ઞાનરૂપ અન્ય અવિદ્યાઓ સંસારના કારણરૂપ નથી તેથી તેમની અત્ર અવિદ્યારૂપે ગણના કરી નથી. અવિદ્યાશબ્દનો વિગ્રહ કરવાથી તેના વિદ્યાથી ભિન્ન, વિદ્યાનો અભાવ, વિદ્યાના જેવી, વિદ્યાની અલ્પતા અને અયોગ્ય વિદ્યા એવા પાંચ અર્થ થઇ શકે છે, પણ તેનો વિપરીતજ્ઞાન એવો અર્થ થઈ શકતો નથી

એમ શંકા થાય તો તેનું સમાધાન આ પ્રમાણે છે:—જેમ અમિત્રશબ્દમાં રહેલા અનો ભિન્ન, અભાવ, સાદૃશ્ય, અલ્પતા વા અયોગ્ય એવો અર્થ થતો નથી તેથી તે શબ્દનો મિત્રથી ભિન્ન, મિત્રનો અભાવ, મિત્રના જેવો, થોડો મિત્ર ને અયોગ્ય મિત્ર એવો અર્થ થતો નથી, પણ ત્યાં અનો વિરોધી એવો અર્થ હોવાથી મિત્રનો વિરોધી એટલે શત્રુ એવો અર્થ થાય છે તેમ અત્ર પણ અવિદ્યામાંના અનો અર્થ વિરોધી હોવાથી વિદ્યાનું વિરોધી એટલે વિદ્યાવડે નાશ થવાયોગ્ય વિદ્યાથી વિપરીતજ્ઞાનાંતર એવો અર્થ થાય છે તેથી અવિદ્યા એ વિપરીત-જ્ઞાનાંતરરૂપ છે, પણ પ્રમાણરૂપ વા પ્રમાણના અભાવરૂપ નથી. અવિદ્યા-શબ્દનો પૂર્વોક્ત અર્થ વૃદ્ધોના પ્રયોગવડે સિદ્ધ છે. શબ્દ અને અર્થના સંબંધનો નિર્ણય લોકાધીન છે એમ નીચેના વચનથી જણાય છે:—

" वृद्धप्रयोगगम्या हि शब्दार्थाः सर्व एव नः ।
तेन यत्र प्रयुक्तो यो न तस्मादपनीयते ॥ "

**ભાવાર્થ:**—આપણને સર્વશબ્દના અર્થો વૃદ્ધોના પ્રયોગવડેજ ગમ્ય છે તેથી જેમાં જેનો પ્રયોગ કર્યો હોય તેમાંથી તેને દૂર કરી શકાતો નથી.

વળી વિદ્વાનો અ( **नञ्** )ના પાંચજ અર્થો નહિ, પણ ૭ અર્થો સ્વીકારે છે તેથી પણ અવિદ્યાનો ઉપર કહેલો અર્થ સપ્રમાણ છે:—

" तत्सादृश्यमभावश्च तदन्यत्वं तदल्पता ।
अप्राशस्त्यं विरोधश्च नञर्थाः षट् प्रकीर्तिताः ॥ "

**વિવેચન:**—તેના જેવું, તેનો અભાવ, તેનાથી ભિન્ન, તેનું અલ્પપણું, અપ્રશસ્તપણું ને વિરોધ એમ અના ૭ અર્થો કહેલા છે.

અબ્રાહ્મણમાંના અનો અર્થ તેના જેવો થવાથી તે શબ્દવડે જનોઇ ધારણ કરનાર ક્ષત્રિય વા વૈશ્યનો બોધ થાય છે, અનંગમાંના અનો અભાવ એવો અર્થ થવાથી તે શબ્દવડે શરીરવિનાનો એવું જ્ઞાન થાય છે, અપટમાં અનો અર્થ ભિન્ન થવાથી તે શબ્દવડે પટથી ભિન્ન બીજું કોઇ એમ સમજાય છે, અનુદરાશબ્દમાંના અનો અર્થ અલ્પતા થવાથી તે શબ્દવડે કૃશ ઉદરવાળી એવો અર્થ પ્રતીત થાય છે, અ-કાર્યમાંના અનો અર્થ અપ્રશસ્તપણું થવાથી તે શબ્દવડે નહિ કરવા-યોગ્ય કર્મ એવો અર્થ જાણવામાં આવે છે, અને અગોષ્પદશબ્દમાંના અનો અર્થ વિરોધી થવાથી તે શબ્દવડે ગાયની ખરીજેટલા પ્રદેશથી વિરુદ્ધ એટલે વિસ્તૃતદેશ એવા અર્થનું ભાન થાય છે.

અવિદ્યાની પેઠે અનીતિ તથા અધર્માદિ પદોમાં પણ અનો અર્થ વિરોધી થાય છે. ૫

એ પ્રમાણે અવિદ્યાનામના ક્લેશનું અંશોસહિત લક્ષણ કહીને હવે અવસ્તુમાં વસ્તુબુદ્ધિરૂપ અવિદ્યાના કાર્યભૂત અને રાગાદિના હેતુરૂપ બુદ્ધિપુરુષના અભેદના અભિમાનરૂપ અસ્મિતાનામના ક્લેશનું લક્ષણ નીચેના સૂત્રથી ભગવાન્ સૂત્રકાર જણાવે છે:—

**दृग्दर्शनशक्त्योरेकात्मतेवास्मिता ॥ ६ ॥**

**पदबोधिनी टीकाः—दृक्शक्तिः चेतनः पुरुषः । दर्शन-शक्तिः सात्त्विकमन्तःकरणम् । तयोरेकात्मता अविविक्तता लोहितस्फटिकवत् तत्तादात्म्यभ्रम इति यावत् । निरभिमान-स्वभावोऽपि पुरुषः यत् कर्ताऽहं भोक्ताऽहं इत्यभिमन्यते सोऽयमस्यास्मिताख्यः क्लेश इति सरलार्थः ॥ ६ ॥**

**સૂત્રાર્થઃ—પુરુષ અને સાત્ત્વિક અંતઃકરણના એકરૂપ-પણાજેવી [ ભ્રાંતિ તે ] અસ્મિતા [ કહેવાય છે. ] ૬**

**વિવેચનઃ**—દૃક્‌શક્તિ એટલે પુરુષ અને દર્શનશક્તિ એટલે સાત્ત્વિક અંતઃકરણ અથવા બુદ્ધિ એ બંને વસ્તુતાએ અત્યંત ભિન્ન છતાં પણ તેમની સ્વરૂપથી અને ધર્મથી જે એકરૂપતાના જેવી પ્રતીતિ થવી તે અસ્મિતાનામનો ક્લેશ કહેવાય છે. આ અસ્મિતાને અહંકાર કિંવા હૃદયગ્રંથિ અથવા ચિદ્દજડગ્રંથિ પણ કહેવામાં આવે છે. સર્ગકાલમાં તો પુરુષમાં ભોક્તાપણું અને બુદ્ધિમાં ભોગ્યપણું સ્પષ્ટ પ્રતીત થાય છે, પણ પ્રલયકાલમાં બુદ્ધિ પોતાનામાં રહેલા સંસ્કારોસહિત પ્રકૃતિમાં લીન થઇ ગયેલી હોય છે તેથી તે કાલે તો ભોગ્યપણું સ્ફુટ પ્રતીત થતું નથી તેમજ વ્યક્તબુદ્ધિરૂપ ભોગ્યને અભાવે તે કાલે પુરુષમાં પણ ભોક્તાપણું સ્ફુટ પ્રતીત થતું નથી, છતાં તે કાલે પણ તે બંનેમાં ભોગ્યપણાની તથા ભોક્તાપણાની યોગ્યતારૂપ શક્તિનો અત્યંત અભાવ થયેલો હોતો નથી, અર્થાત્ તે કાલે પણ તેમનામાં તે શક્તિ રહેલી હોય છે. એ શક્તિ બુદ્ધિના આત્યંતિકલયરૂપ કૈવલ્યપર્યંત બંનેમાં વિદ્યમાનજ રહે છે. એવી રીતે તે બંનેમાં જે ભોક્તાભોગ્યની યોગ્યતા-રૂપ સંબંધ છે તે દેખાડવામાટે ભગવાન્ સૂત્રકારે સૂત્રમાં **शक्ति**પદનું ગ્રહણ કર્યું છે. અનાત્મામાં આત્મબુદ્ધિ કરવારૂપ અવિદ્યાનો ચોથો અંશ અને અસ્મિતા એક નથી, પણ ભિન્ન છે. બુદ્ધિ આદિમાં પ્રથમ જે સામાન્યપણે અહંબુદ્ધિ હોય છે, અને પછી બંનેના અત્યંત અભેદના અગ્રહણથી જે ભેદ અને અભેદવડે પણ સંભવી શકે છે તે અવિદ્યાનો ચોથો અંશ છે, પણ તેના ઉત્તરકાલમાં થનારો પુરુષમાં બુદ્ધિના ગુણદોષોનો “ **ईश्वरोऽहमहं भोगी** ” ( હું ઇશ્વર છું, હું ભોગી છું,) ઇત્યાદિરૂપ આરોપ, કિંવા દૂર રહેલાં બે મોટાં વૃક્ષોની

અત્યંત એકતાના ભ્રમજેવો અત્યંત એકતાનો ભ્રમ તે અવિદ્યા નથી, કિંતુ અસ્મિતા છે, ને એ બંને રૂપવાળી છે. ભ્રમપણાના અવિશેષમાં પણ કારણકાર્યરૂપ અવાંતરવિશેષથી અવિદ્યા તથા અસ્મિતાનું ભેદવડે કથન છે. એ બંનેમાં જે કારણકાર્યભાવ છે તેનો લોકાનુસારે નિશ્ચય કરાય છે. લોકોમાં પ્રથમ સ્ત્રી, પુત્ર અને દાસાદિમાં આત્મભાવ ઉપજે છે, અને તે પછીજ તેઓનાં સુખદુઃખાદિનું આત્મામાં અભિમાન થાય છે; તથા પ્રથમ જલાદિ ઉપાધિઓમાં પ્રતિબિંબાદિરૂપે ચંદ્રાદિનો આરોપ થાય છે, અને તે પછીજ ચંદ્રાદિમાં તે દ્વારા કંપ તથા મલિનપણાદિનો આરોપ થાય છે. **શ્રીસાંખ્યકારિકામાં શ્રીઈશ્વરકૃષ્ણે** પણ એમજ કહ્યું છે:—

“ **तस्मात्तत्संयोगादचेतनं चेतनावदिव लिङ्गम् ।
गुणकर्तृत्वे च तथा कर्तेव भवत्युदासीनः ॥** ”

**ભાવાર્થ:**—બુદ્ધિ અને પુરુષના તે સંયોગથી અચેતન બુદ્ધિ જાણે ચેતનવાળી હોય એમ જણાય છે, તેમજ બુદ્ધિનું કર્તાપણું છતાં ઉદાસીન પુરુષ જાણે કર્તા હોય એમ જણાય છે.

સૂત્રમાંના **इव**પદવડે પુરુષ અને બુદ્ધિનું વસ્તુતાએ એકરૂપપણું નથી, પણ માત્ર ભ્રાંતિથી તેવી પ્રતીતિ થાય છે એમ સૂચવ્યું છે. “ **ध्यायतीव लेलायतीव** ” ( બુદ્ધિના ધ્યાનમાં આત્મા જાણે ધ્યાન કરતો હોય એમ જણાય છે, અને બુદ્ધિના ચાંચલ્યમાં આત્મા જાણે ચંચલભાવને પામ્યો હોય એમ જણાય છે, ) એ શ્રુતિમાં પણ **इव**-પદ બુદ્ધિની ક્રિયાનો આત્મામાં આરોપ દેખાડે છે.

**શંકા:**—બુદ્ધિ અને પુરુષના અન્યોન્યના આરોપવડેજ “ હું સુખી છું ” ઇત્યાદિ વ્યવહારો સંભવી શકે છે, તો પછી તેમાં એકાત્મતાનો આરોપ કરવામાં શું પ્રમાણ છે? પરસ્પરનો આરોપ બે વસ્તુ-

ના અભેદગ્રહણવિના પણ સીસા અને રૂપાની પેઠે સંભવી શકે છે તેથી એકાત્મપણાનો આરોપ કરવો નિરર્થક છે. વળી અગ્નિ અને લોહના તથા દૂર રહેલાં બે મોટાં વૃક્ષોના સ્ફુટ એકપણાના જ્ઞાનના દર્શનથી અભેદનો આરોપ સિદ્ધ થાય છે, પણ આત્મા અને બુદ્ધિના પરમસૂક્ષ્મપણાવડે તેમના સ્ફુટ એકપણાના જ્ઞાનના અદર્શનથી અભેદનો આરોપ સિદ્ધ થઇ શકતો નથી.

**સમાધાનઃ**—ભોગ્યપણારૂપ અને ભોક્તાપણારૂપ વિરુદ્ધધર્મવડે બુદ્ધિ અને પુરુષ અત્યંત ભિન્ન છે. જો ભોગ્યભોક્તાને એક માનવામાં આવે તો તેમાં કર્મ તથા કર્તાના એકપણાનો દોષ આવે છે. ભોક્તારૂપ પુરુષ તથા ભોગ્યરૂપ બુદ્ધિના અભેદજ્ઞાનમાંજ ભોગ સંભવે છે; ભેદના ગ્રહણમાં તો પરવૈરાગ્યવડે તેમના અન્યોન્યના વિયોગરૂપ કૈવલ્યજ થાય છે, એટલે ભોગ કેમ સંભવી શકે ? એ પ્રમાણે બીજી રીતે ભોગની અસિદ્ધિ તે એકાત્મતાના આરોપમાં પ્રમાણ છે તેથીજ ભગવાન્ સૂત્રકાર પણ "બુદ્ધિસત્ત્વ અને પુરુષના જ્ઞાનનો અભેદ તે ભોગ" એમ કહેશે. બુદ્ધિ અને આત્માના જ્ઞાનના અભેદથી "જે હું સુખી છું તે હું તેનો અનુભવ કરનારો છું" એવી બંનેની એકાકારતા છે, અને તેના હોવાથીજ લોકમાં ભોગનો વ્યવહાર છે. જીવન્મુક્તપુરુષને તો અભેદભ્રાંતિના અભાવથી વ્યુત્થાનકાલે સુખદુઃખાદિના સાક્ષાત્કારરૂપ માત્ર ગૌણ ભોગ છે. "સુખ, દુઃખ અને જ્ઞાનાદિનો આશ્રય હું એકજ છું" એવું જ્ઞાન પણ એકાત્મતાના આરોપમાં પ્રમાણ છે એમ જાણવું. બંનેની એકાત્મતાવડે ભોગ થાય છે એ અર્થ **શ્રીપંચશિખાચાર્ય** પણ નીચેના વચનથી સ્વીકારે છેઃ—

**"बुद्धितः परं पुरुषमाकारशीलविद्यादिभिर्विभक्तमपश्यन् कुर्यात्तत्रात्मबुद्धिं मोहेन ॥"**

**ભાવાર્થ:**—પરિણામી, પ્રવૃત્તિયુક્ત અને જડ એવી બુદ્ધિથી પર જે પુરુષ છે તે સર્વદા અપરિણામિરૂપ આકારવડે, ઉદાસીનપણારૂપ સ્વભાવવડે અને ચૈતન્યાદિરૂપ વિદ્યાદિવડે ભિન્ન છે તેને નહિ જાણીને અવિવેકી અવિદ્યાવડે તે બુદ્ધિમાં અસ્મિતા કરે છે, અર્થાત્ શાંતપણું, જાગ્રત્પણું અને વિદ્યાદિયુક્તપણું ઇત્યાદિ બુદ્ધિના ધર્મોનો આત્મામાં આરોપ કરે છે.

પુરુષ અને બુદ્ધિ એ બંને સૂક્ષ્મ છતાં પણ તેમના અભેદનો અનુભવ ભ્રાંતિકાલે સર્વ જીવોને થાય છે તેથી તેમના અભેદનો આરોપ અસિદ્ધ નથી, પણ સિદ્ધજ છે. ૬

અવિદ્યાવડે સંપાદન કરેલી અસ્મિતા રાગાદિનું કારણ છે તેથી અસ્મિતાનું લક્ષણ કહ્યા પછી નીચેના સૂત્રથી રાગનું લક્ષણ કહે છે:—

## सुखानुशयी रागः ॥ ७ ॥

**पदबोधिनी टीकाः**—सुखमनुशेते इति सुखानुशयी । स च पूर्वानुभूतसुखस्मृतिपूर्वकस्तत्सजातीयसुखसाधनेषु तृष्णारूपः । सुखज्ञस्य सुखसाधनेच्छा राग इति निर्गलितार्थः ॥७॥

**સૂત્રાર્થ:**—સુખમાં સ્થિતિ કરનારી [ બુદ્ધિવૃત્તિવિશેષ તે ] રાગ [ કહેવાય છે. ] ૭

**વિવેચન:**—કોઇ પણ પ્રકારના સુખનો અનુભવ થયા પછી તે અનુભવ કરનાર મનુષ્યને તેની સ્મૃતિ થઈ તે સુખના જેવાં અન્ય સુખોમાં કિંવા તેનાં સાધનોમાં જે અભિલાષા થાય છે તે રાગનામનો ક્લેશ કહેવાય છે. ગર્ધ, તૃષ્ણા, લોભ, લાલસા, અભિલાષા, ઇચ્છા,

પ્રીતિ અને રાગ એ પર્યાયો છે. સુખનો અનુભવ થયા વિના સુખની સ્મૃતિ થવાનો અસંભવ હોવાથી " સુખનો અનુભવ થયા પછી " એમ કહ્યું છે. અદૃષ્ટવશાત્ પ્રાણીને જે કાલે સુખનો અનુભવ થાય છે તે કાલેજ સુખમાં કિંવા તેનાં સાધનોમાં પૂર્વસંસ્કારદ્વારા અનુકૂલ-પણાનું જ્ઞાન હોવાથી તેમાં રાગ થાય છે. અનુભવ કરેલા પરોક્ષસુખ-નું સ્મરણ થતાં તેમાં જે રાગ થાય છે તે પૂર્વે સુખનો જે અનુભવ કર્યો હતો તેની સ્મૃતિદ્વારા થાય છે. વર્તમાનમાં અનુભવાતા સુખમાં તો તેની અનુસ્મૃતિની અપેક્ષા નથી. સ્મરણ થતાં કિંવા દૃશ્યમાન સુખસાધનોમાં જે રાગ થાય છે તે સ્મૃતિદ્વારા થાય છે. સુખનાં સાધનો જ્યારે દૃશ્યમાન હોય ત્યારે પણ આ સાધનદ્વારા મને પૂર્વે સુખાનુભવ થયો હતો માટે હવે પણ સુખાનુભવ થશે એમ સજાતીયસુખના હેતુ-પણાનું સ્મરણ કરીને તેના જાતિપણાવડે આના સુખહેતુપણાનું અનુ-માન કરીને, અથવા આના જેવાં અન્ય સાધનોદ્વારા પૂર્વે સુખાનુભવ થયો હતો, અને આ સાધન પણ તેનીજ જાતિનું છે માટે આનાથી પણ પૂર્વના જેવો સુખાનુભવ મને થશે એમ સજાતીયસુખના હેતુપણાનું સ્મરણ કરીને તેના જાતિપણાવડે આના સુખસાધનપણાનું અનુમાન કરીને અવિવેકી પુરુષ તેમાં રાગ કરે છે. આવો રાગ સંસારમાં ભ્રમણ કરાવનાર હોવાથી ક્લેશરૂપ છે. જીવન્મુક્ત થવાની ઇચ્છા સંસારમાં ભ્રમણ કરાવનારી નથી, પણ ભવભ્રમણનો અંત આણનારી છે માટે તે ઇચ્છા ક્લેશરૂપ નથી.

**શંકા:—અનુશય**શબ્દ અજંત હોવાથી કૃદંત છે તેને "ઇનિ" પ્રત્યય લગાડી શકાય નહિ, કેમકે કૃદંતપછી અને જાતિવાચકશબ્દ-પછી "ઇનિ" પ્રત્યય લગાડવો નહિ એવો વ્યાકરણકારોનો નિયમ છે માટે સૂત્રમાંનો **અનુશયી**શબ્દ સાધુ (શુદ્ધ) નથી.

**સમાધાનઃ**—તમારો પૂર્વપક્ષ યોગ્ય નથી, કેમકે તમે જે નિયમ દર્શાવ્યો તે સામાન્ય નિયમ છે. વાર્તિકકાર કાત્યાયન પણ "ઇનિથી કરાતા કહેવાને ઇચ્છિત અર્થનો સર્વત્ર સંબંધ થાય છે" એ વચનવડે તે નિયમ સામાન્ય છે એમ જણાવે છે, અને "કાર્યી" તથા "તંડુલી" એવા શબ્દોનો ઉપયોગ થયેલો પણ જોવામાં આવે છે તેથી **अनुशय**શબ્દ કૃદંત છતાં પણ તેને "ઇનિ" પ્રત્યય લગાડી શકાય છે માટે **अनुशयी**શબ્દ સાધુ છે. ૭

એ પ્રમાણે રાગનું સ્વરૂપ કહીને હવે તેના વિઘાતવડે ઉપજતા દ્વેષનામના ક્લેશનું સ્વરૂપ નીચેના સૂત્રથી કહે છેઃ—

## दुःखानुशयी द्वेषः ॥ ८ ॥

**पदबोधिनी टीकाः**—दुःखाभिज्ञस्य तदनुस्मृतिपूर्वकस्तत्साधनेषु योऽयं निन्दात्मकः अनभिलाषः स द्वेष इत्युच्यते ॥ ८ ॥

**સૂત્રાર્થઃ**—દુઃખમાં સ્થિતિ કરનારી [બુદ્ધિવૃત્તિવિશેષ તે ] દ્વેષ [ કહેવાય છે. ] ૮

**વિવેચનઃ**—કોઈ પણ પ્રકારના દુઃખનો અનુભવ થયા પછી તે અનુભવવાળા મનુષ્યને તે દુઃખની સ્મૃતિ થઇ તે દુઃખના જેવાં અન્ય દુઃખોપર કિંવા તેના હેતુઓપર જે ક્રોધ થાય છે તે દ્વેષનામનો ક્લેશ કહેવાય છે. પ્રતિઘ, મન્યુ, જિઘાંસા, ક્રોધ અને દ્વેષ એ પર્યાયો છે. "સુખ કિંવા તેનાં સાધનો મને પ્રાપ્ત થાઓ" એવી ઉત્કટ ઇચ્છા રાગ છે, અને "દુઃખ કિંવા તેનાં સાધનો મારાથી દૂર

થાઓ " એવી ઉત્કટ ઇચ્છા દ્વેષ છે. અન્ય સર્વ વ્યાખ્યાન પૂર્વસૂત્રના વ્યાખ્યાનની પેઠે યથાયોગ્ય જાણી લેવું. ક્લેશોપર જે દ્વેષ થાય તે સંસારના કારણરૂપ થતો નથી માટે તે ક્લેશમાં ગણાતો નથી. ૮

એવી રીતે દ્વેષનું લક્ષણ કહીને હવે તેના કાર્યરૂપ અભિનિવેશનું લક્ષણ ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રથી કહે છેઃ—

## स्वरसवाही विदुषोऽपि तथारूढोऽभिनिवेशः ॥ ९ ॥

पदबोधिनी टीकाः—अपिना मूर्खः समुच्चीयते । विदुषो मूर्खस्य च जन्तुमात्रस्येति यावत् । चेतसीत्यूह्यम् । असकृन्मरणदुःखानुभवाहितवासनासमूहः स्वरसः तेन वहति समुत्तिष्ठतीति स्वरसवाही । स्वरसवाही यः तथारूढः तद्दुःखस्मृतिपूर्वकत्रासः मरणत्रास इति यावत् स अभिनिवेश इत्युच्यते । दृश्यते हि जातमात्रस्य जन्तोर्मरणाद्भयम् । तच्च पूर्वमरणवासनास्तित्वं विना नोपपद्यते । एवमन्यदपि द्रष्टव्यम् ॥ ९ ॥

સૂત્રાર્થઃ—[ મૂર્ખને તથા ] શાસ્ત્રજ્ઞને પણ વાસનારૂપે વહેનારો ( સ્વાભાવિક ) [ જે મરણત્રાસ છે ] તે પ્રસિદ્ધ [ મરણત્રાસ ] અભિનિવેશ [ કહેવાય છે. ] ૯

વિવેચનઃ—" મારું મરણ ન થાય, અને હું જીવતો રહું, " એવી ઇચ્છાવિશેષરૂપ પ્રાર્થના તત્ત્વજ્ઞાનરહિત સર્વ પ્રાણીઓમાં હોય છે.

આવી પ્રાર્થના મરણધર્મનો જેણે અનુભવ કર્યો નથી તેનામાં સંભવી શકતી નથી, જેણે મરણધર્મનો પૂર્વજન્મમાં અનુભવ કર્યો હોય તેનામાંજ તે સંભવે છે. જેમ ધનાદિના નાશવડે ઉત્પન્ન થતા દુઃખનો જેણે અનુભવ કર્યો હોય તેનાનેજ "મારું ધન નાશ ન પામો, સર્વદા રહો," એવી ધનાદિમાં પ્રાર્થના જોવામાં આવે છે તેમ આ વિષયમાં પણ જાણવું. તે મરણભયના દર્શનથી પ્રાણીના પૂર્વજન્મનું અનુમાન થવાવડે જે વાદીઓ પૂર્વજન્મ સ્વીકારતા નથી તેમના મતનું નિરાકરણ થાય છે. અભિમાનીને કોઇ પણ પ્રાણિવર્ગમાં નવું શરીર, ઇંદ્રિયો અને સુખદુઃખાદિના જ્ઞાનનો સંબંધ પ્રાપ્ત થાય તે જન્મ કહેવાય છે. પ્રાણીને જન્મકાલપછી તુરત પણ મારકવસ્તુના દર્શનથી મરણત્રાસ થતો હોય એમ જણાય છે. અજ્ઞાની પ્રાણીઓમાં રહેલો આ સ્વાભાવિક મરણત્રાસ અભિનિવેશનામનો ક્લેશ કહેવાય છે. આ અભિનિવેશ આગંતુક નથી, પણ વાસનારૂપે વહન કરવાના સ્વભાવવાળો છે તેથી સૂત્રમાં સ્વરસવાહી એટલે વાસનામાત્રવડે વહન કરનારો કહ્યો છે. તુરતના જન્મેલા દુઃખબહુલ ને અતિકનિષ્ઠજ્ઞાનવાળા કૃમિને વિનાશના જ્ઞાનના કાર્યરૂપ જે મરણત્રાસ થાય છે તે મરણત્રાસ તેણે પ્રત્યક્ષ, અનુમાન અને આગમવડે વર્તમાનજન્મમાં સંપાદન કરેલો હોતો નથી તેથી તે મરણત્રાસ પૂર્વજન્મમાં તેણે અનુભવ કરેલા મરણદુઃખનું અનુમાન કરાવે છે. તુરતનું જન્મેલું બાળક મારક વસ્તુના દર્શનથી કંપે છે. તે કંપવિશેષથી અનુમાન કરાતું મરણનું જ્ઞાન તેનામાં છે, અને તેથીજ તે ભય પામે છે એમ જણાય છે. દુઃખથી અને દુઃખનાં કારણોથી પ્રાણીઓને ભય થાય છે એ વાર્તા લોકપ્રસિદ્ધ છે. તે બાળકને પોતાના વર્તમાનજન્મના મરણનું પ્રત્યક્ષજ્ઞાન સંભવે નહિ, તેમજ તે કાલે તેને અન્યના મરણનું પણ પ્રત્યક્ષજ્ઞાન હોઇ શકે નહિ, હેતુના જ્ઞાનના

અભાવવડે તેનામાં તે કાલે અનુમાનજ્ઞાન પણ સંભવે નહિ, તેમજ તે સમયે તે શબ્દનો અર્થ સમજવાને અશક્ત હોવાથી મરણનું શબ્દજ્ઞાન પણ તેનામાં સંભવી શકે નહિ. એવી રીતે ત્રણ પ્રમાણમાં-ના કોઈ પણ પ્રમાણવડે તેનામાં તે જ્ઞાનનો સંભવ નહિ હોવાથી પરિશેષ-થી તેનામાં તે જ્ઞાન પૂર્વજન્મનુંજ છે એમ સિદ્ધ થાય છે. પુરુષની પૂર્વકોટિ સંસાર છે, અને ઉત્તરકોટિ કૈવલ્ય છે. જેણે શ્રવણ તથા મનનવડે તે બંને કોટિને પરોક્ષરીતે જાણી છે તેને આ સૂત્રમાં વિદ્વાન્ કહેલો છે. તે મરણત્રાસ અત્યંત મૂઢ કૃમિથી માંડીને શાસ્ત્રજ્ઞપર્યંત પ્રસિદ્ધ છે, કેમકે મૂઢ અને શાસ્ત્રજ્ઞ એ બંનેને મરણદુઃખના અનુ-ભવથી આ વાસના સમાનજ છે. અહિં વિદ્વત્‌શબ્દવડે સંપ્રજ્ઞાત-યોગવાળા તત્ત્વજ્ઞનું ગ્રહણ કરવું ઉચિત નથી, કેમકે તેની તેવી વાસના દગ્ધ થઇ ગઇ હોય છે. " **आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ॥** " (બ્રહ્મના આનંદને જાણનાર કોઇથી ભય પામતો નથી,) એ શ્રુતિ પણ જ્ઞાનીને સર્વ પ્રકારના ભયનો અભાવ જણાવે છે તેથી અહિં વિદ્વાનનો અર્થ શાસ્ત્રજ્ઞ કરવો એજ ઉચિત છે.

અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ એ પાંચ ક્લેશોને ક્રમથી તમસ્, મોહ, મહામોહ, તામિસ્ર અને અંધતામિસ્ર પણ કહેવામાં આવે છે. જેમના સ્વરૂપનું વિશેષ વર્ણન પ્રથમપાદના આઠમા સૂત્રમાં થઈ ગયું છે.

યોગભાષ્યકારાદિએ સ્વીકારેલા સૂત્રપાઠમાં જે "**तथारूढः**" એવું પદ છે તે સ્થાને યોગચંદ્રિકાકારે " **तन्वनुबन्धः** " એ પદ લઈ " **स्वरसवाही विदुषोऽपि तन्वनुबन्धोऽभिनिवेशः ॥** " એવો સૂત્રપાઠ સ્વીકાર્યો છે. તેનો અર્થ આ પ્રમાણે છેઃ—[ જેમ મૂર્ખને તેમ] વિદ્વાનને પણ [ જે ] સ્વાભાવિક શરીરમાં અનુબંધ [ છે તે ] અભિ-

નિવેશ [ કહેવાય છે. ] ૯

એ પ્રમાણે અવિદ્યાદિ પાંચ ક્લેશોનાં લક્ષણો કહ્યાં. તે ક્લેશો મુખ્યત્વે બે પ્રકારના છે, સ્થૂલ તથા સૂક્ષ્મ. ક્રિયાયોગાદિવડે તનુ થયેલા તે સૂક્ષ્મની અપેક્ષાએ સ્થૂલ, તથા વિવેકખ્યાતિવડે દગ્ધ થયેલા અને સંસ્કારરૂપે રહેલા તે સૂક્ષ્મ. તેમાં સૂક્ષ્મક્લેશોનો નાશ કેવી રીતે થાય છે તે ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રથી જણાવે છેઃ—

## ते प्रतिप्रसवहेयाः सूक्ष्माः ॥ १० ॥

**पदबोधिनी टीकाः**—ये सूक्ष्माः तपस्यादिभिस्तनूकृताः संस्कारमात्रावशेषीकृताः ते क्लेशाः प्रतिप्रसवहेयाः । प्रतिप्रसवः प्रतिलोमपरिणामः । कृतकृत्यस्य चित्तस्य स्वकारणे लय इति यावत् । तेन हेयाः हातव्या भवन्तीति शेषः । धर्मिनाशात् धर्मनाश इति न्यायेन चित्तनाशादेव संस्काराणां विनाश इति न तत्रोपदेष्टव्यमस्तीत्याशयः ॥ १० ॥

**સૂત્રાર્થઃ**—[ જે ] સૂક્ષ્મ [ ક્લેશો છે ] તે [ ચિત્તના ] પ્રલયવડે લય કરવાયોગ્ય [ છે. ] ૧૦

**વિવેચનઃ**—ક્રિયાયોગવડે તનુ કરેલા અને તે પછી વિવેકખ્યાતિરૂપ અગ્નિવડે દગ્ધબીજભાવને પમાડેલા જે અવિદ્યાદિ સૂક્ષ્મક્લેશો છે તે સૂક્ષ્મક્લેશો પ્રતિપ્રસવવડે લય કરવાયોગ્ય છે. પ્રસવ એટલે ઉત્પત્તિ, તે ઉત્પત્તિથી વિરુદ્ધ તે પ્રતિપ્રસવ એટલે પ્રલય છે. અહિં પ્રલયનો અર્થ ચિત્તનો પોતાના કારણમાં લય એવો થાય છે. જ્યારે ચિત્તનો ભોગમોક્ષરૂપ અધિકાર સમાપ્ત થાય છે ત્યારે તેનો પોતાના કારણની

સાથે એકતા થવારૂપ લય થાય છે. કૃતાર્થ થયેલું તે ચિત્ત જ્યારે પોતાના કારણમાં પ્રલીન થાય છે ત્યારે તેનીજ સાથે તે સૂક્ષ્મક્લેશો પણ લીન થાય છે. જે પુરુષપ્રયત્નનો વિષય હોય તેનો યથાયોગ્ય ઉપદેશ કરાય છે, પણ ક્લેશની સૂક્ષ્માવસ્થા હાનના પ્રયત્નનો વિષય નથી તેથી તેનો ઉપદેશ ભગવાન્ સૂત્રકારે કર્યો નથી.

જેમ દગ્ધ થયેલાં બીજોમાંથી અંકુરોત્પાદકશક્તિ જતી રહે છે તેથી તે અંકુરોને ઉપજાવી શકતાં નથી. તેમ દગ્ધબીજભાવને પામેલા ક્લેશો સંસ્કારની પરંપરાને ઉપજાવી શકતા નથી, પણ તેવી શક્તિથી રહિત થઈ ભોક્તાને સ્વસામર્થ્યાનુસાર ભોગાનુભવ કરાવતા છતા ક્રમથી ચિત્તમાંથી ન્યૂન થતા જાય છે, અને વિદેહકૈવલ્યની પ્રાપ્તિ થયે ફલભોગ આપવાના સામર્થ્યથી રહિત થયેલા સંસ્કારો ચિત્તના નાશથી નાશ પામે છે. ધર્મીના નાશથી ધર્મનો નાશ થાય છે એ પ્રસિદ્ધ વાર્તા છે. એવી રીતે એ પ્રારબ્ધકર્મરૂપ સંસ્કારોની નિવૃત્તિ કરવા કાં તો વિદેહ-કૈવલ્યપર્યંત તેનાં ફલોનો ભોગ કરવો જોઇએ, અથવા વિદેહકૈવલ્યની પ્રાપ્તિ શીઘ્ર કરવાની ઇચ્છા થાય તો અસંપ્રજ્ઞાતયોગના પુનઃ પુનઃ અનુષ્ઠાનવડે ચિત્તનો વિનાશ કરી તેમનો વિનાશ કરવો જોઇએ. ગમે તે પ્રકારે ચિત્તનો વિનાશ થાય ત્યારેજ તેમનો વિનાશ થાય છે, ચિત્તના સદ્ભાવમાં તેમનો વિનાશ થઇ શકતો નથી.

શંકા:—પ્રથમ ક્રિયાયોગાદિવડે ક્લેશોને તનુ કરવા, પછી તનુ થયેલા તે ક્લેશોને વિવેકખ્યાતિવડે દગ્ધબીજભાવને પમાડવા, અને અંતે તે દગ્ધબીજભાવને પામેલા ક્લેશોને ચિત્તના પ્રલયવડે પ્રલીન કરવા એવો ક્રમ છે તેથી દગ્ધબીજભાવના સાધનનું પ્રતિપાદન કરનાર ઉત્તર સૂત્રજ પ્રથમ કહેવું ઉચિત હતું, અને આ સૂત્રને ઉત્તરસૂત્રને સ્થાને મૂકવું યોગ્ય હતું.

**સમાધાનઃ**—અસંપ્રજ્ઞાતયોગના મુખ્યફલપણાવડે અહિં સૂક્ષ્મક્લેશોના પ્રલયનું કથન પ્રથમ કર્યું છે, અને તેના સાધનની આકાંક્ષાવડે દગ્ધબીજભાવને પાછળથી કહેવાની ઇચ્છા છે માટે તમારી શંકાને અવકાશ નથી.

જેમ યોગાગ્નિવડે વ્યુત્થાનસંસ્કારનો દાહ થાય છે તેમ જ્ઞાનાગ્નિવડે પણ ક્લેશો અને તેમની વાસનાઓનો માત્ર દાહજ થાય છે, પણ તેમનો વિનાશ થતો નથી. ૧૦

એવી રીતે સૂક્ષ્મક્લેશોના નાશનું સ્વરૂપ પ્રતિપાદન કરીને હવે નીચેના સૂત્રથી ભગવાન્ સૂત્રકાર સ્થૂલક્લેશો કેવી રીતે દગ્ધબીજભાવને પામે છે તે કહે છેઃ—

## ध्यानहेयास्तद्वृत्तयः ॥ ११ ॥

**पदबोधिनी टीकाः**—तेषां क्लेशानां या वृत्तयः सुखदुःखमोहात्मिकाः स्थूलावस्थाः ताः ध्यानहेयाः ध्यानेनैव चित्तैकाग्र्यलक्षणेन हेयाः हातव्या भवन्तीति शेषः ॥ ११ ॥

**સૂત્રાર્થઃ**—તેની ( ક્લેશોની ) વૃત્તિઓ ધ્યાનવડે [નિવૃત્ત કરવાયોગ્ય [ છે. ] ૧૧

**વિવેચનઃ**—દગ્ધ નહિ થયેલા પણ બીજભાવને પામેલા ક્લેશોની જે સુખ, દુઃખ અને મોહરૂપ સ્થૂલવૃત્તિઓ છે તે વૃત્તિઓ ક્રિયાયોગાદિવડે પહેલાં તનુ કરીને પછી ધ્યાન એટલે વિવેકખ્યાતિરૂપ અગ્નિવડે તે તનુ થયેલા ક્લેશોની અભિવ્યક્તઅવસ્થારૂપ વૃત્તિઓ ક્રમાત્ દગ્ધબીજભાવને પમાડવી જોઇએ. સૂત્રમાં જે **ધ્યાનશબ્દ** છે તેનો અર્થ પરિસંખ્યાન એટલે વિવેકખ્યાતિ થાય છે, તથા જે **હેયશબ્દ**

છે તેનો અર્થ નિવૃત્ત કરવાયોગ્ય એટલે દગ્ધબીજભાવને પમાડવાયોગ્ય થાય છે. ક્રિયાયોગવડે તનુ કર્યાં છતાં પણ વિવેકખ્યાતિ તથા પ્રતિપ્રસવરૂપ હેતુવડે કાર્યથી અને સ્વરૂપથી ઉચ્છેદન કરવાને શક્ય હોવાથી તે તનુ થયેલા ક્લેશોને અત્ર સ્થૂલક્લેશો કહ્યા છે. વિવેકખ્યાતિના પરિપાકવડે તનુ થયેલા ક્લેશોના વૃત્તિરૂપે પરિણામ પામવારૂપ કાર્યનો ઉચ્છેદ થઇ તે દગ્ધબીજભાવને પામી શકે છે, અને પ્રતિપ્રસવવડે તે દગ્ધબીજભાવને પામેલા ક્લેશોના સ્વરૂપનો ઉચ્છેદ થઇ શકે છે તનૂકરણાદિ ત્રણમાં સુકરપણું તથા દુષ્કરપણું આ પ્રમાણે જાણવું:–જેમ વસ્ત્રમાંનો સ્થૂલ મલ તે વસ્ત્રને વાયુમાં ઝાટકવાથી કિંવા પાણીવડે ધોવાથી દૂર થઇ જાય છે, સૂક્ષ્મ મલ ખારા આદિનો સંયોગ કરી ઉષ્ણજલવડે ધોવાથી નીકળી જાય છે, અને મલના સંસ્કાર તો વસ્ત્રનો નાશ થયે નિવૃત્ત થાય છે તેમ ઉદારઅવસ્થાને પામેલા ક્લેશો ક્રિયાયોગાદિવડે તનુ થાય છે, ક્રિયાયોગાદિવડે તનુ થયેલા ક્લેશો પ્રસંખ્યાનરૂપ અગ્નિવડે દગ્ધબીજભાવને પામે છે, અને પ્રસંખ્યાનરૂપ અગ્નિવડે દગ્ધબીજભાવને પામેલા ક્લેશો ચિત્તના પ્રલયવડે વિલીન થાય છે. ૧૧

જાતિ, આયુષ્ અને ભોગ ક્લેશ કરનાર હોવાથી ક્લેશરૂપ છે, તેનું કારણ જે કર્માશય છે તે પણ પૂર્વોક્ત દુઃખના હેતુપણાથી ક્લેશરૂપ છે, પણ અવિદ્યાદિ તો ક્લેશરૂપ નથી, છતાં તે અવિદ્યાદિને કેમ ક્લેશરૂપે કહેલ છે એમ શંકા થાય તો તેનું સમાધાન ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રથી કરે છે:—

**क्लेशमूलः कर्माशयो दृष्टादृष्टजन्मवेदनीयः ॥ १२ ॥**

पदबोधिनी टीकाः—कर्माशयः कर्मजन्य आशयः आशेरते सांसारिका अस्मिन् इत्याशयः धर्माधर्मनामकसंस्कारविशेषो गुणविशेषो वा । क्लेशः पूर्वोक्तलक्षणः । स एव मूलं कारणं यस्य स तथोक्तः । स च कर्माशयः दृष्टजन्मवेदनीयोऽदृष्टजन्मवेदनीयश्चेति द्विधा । येन देहेन कर्म कृतं तद्देहे चेत्तद्विपाकः तर्हि स दृष्टजन्मवेदनीयः । तद्विपरीतस्तु अदृष्टजन्मवेदनीयः । जन्मान्तरकृतकर्मणः फलं अदृष्टजन्मवेदनीय इत्यर्थः ॥ १२ ॥

**સૂત્રાર્થ:**—વર્તમાનજન્મમાં અનુભવ થવાયોગ્ય તથા ભાવિષ્યત્‌જન્મમાં અનુભવ થવાયોગ્ય કર્માશય ક્લેશ જેનું મૂલ છે એવો [ છે. ] ૧૨

**વિવેચન:**—આ સૂત્રનાં ત્રણ પદોવડે ક્રમથી કર્માશયનું કારણ, કર્માશયનું સ્વરૂપ અને તેના પ્રકાર કહ્યા છે. કર્માશયની ઉત્પત્તિમાં અને તેના કાર્યસાધનમાં અવિદ્યાદિ ક્લેશોજ હેતુ છે માટે કર્માશયને ક્લેશરૂપ મૂલવાળો કહ્યો છે. જાતિ, આયુષ્ અને ભોગનો હેતુ કર્માશય છે, અને કર્માશયના હેતુ અવિદ્યાદિક છે માટેજ અવિદ્યાદિને પણ ક્લેશો કહ્યા છે. ધર્માધર્મરૂપ કર્મનો આશય તે કર્માશય કહેવાય છે. જેમાં સાંસારિક પુરુષો સ્થિતિ કરે છે તે આશય એટલે કર્મના ધર્માધર્મરૂપ સંસ્કાર કહેવાય છે. મનુષ્યો અભિમાનપૂર્વક જે જે શુભાશુભકર્મો કરે છે તેના સંસ્કારો તેમના ચિત્તમાં પડે છે, અને તે સંસ્કારો વિપાકકાલે તેના કર્તાને સ્વાનુરૂપ ફલાનુભવ કરાવે છે. કર્મો કર્માશય ઉપજાવે છે, ને તે કર્માશય કર્તાને ફલભોગ કરાવે છે એમ કર્મો ફલભોગ

કરાવવામાં પરંપરાવડે હેતુ છે. પૂર્વોક્ત કર્માશય બે પ્રકારનો છે, દૃષ્ટજન્મવેદનીય અને અદૃષ્ટજન્મવેદનીય. જે જન્મમાં કર્મ કર્યું હોય તે જન્મમાંજ તેના ફલનો અનુભવ કરાવવાના સામર્થ્યવાળો કર્માશય દૃષ્ટજન્મવેદનીય કર્માશય કહેવાય છે, અને જે જન્મમાં કર્મ કર્યું હોય તે પછીના કોઈ પણ જન્મમાં તેના ફલનો અનુભવ કરાવવાના સામર્થ્યવાળો કર્માશય અદૃષ્ટજન્મવેદનીય કર્માશય કહેવાય છે. અવિદ્યાદિ ક્લેશોનો સદ્ભાવ હોય તોજ તે બંને પ્રકારના કર્માશય ઉપજે છે, ક્લેશોનો અભાવ થયે તે ઉપજતા નથી. શ્રીમદ્ભગવદ્ગીતામાં પણ નીચેના શ્લોકવડે ક્લેશના અભાવમાં કર્માશયની અનુત્પત્તિ દેખાડી છેઃ—

" यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
हत्वाऽपि स इमाँल्लोकान्न हन्ति न निबध्यते ॥ "

ભાવાર્થઃ—જે પુરુષને હું કર્તા છું એવું અભિમાન નથી, અને જેની બુદ્ધિ રાગદ્વેષરૂપ લેપને પામતી નથી તે તત્ત્વજ્ઞ પુરુષ પ્રાપ્ત કર્તવ્યરૂપ ધર્મરક્ષણમાટે આ અધર્માચરણપરાયણ લોકોને હણીને પણ હણતો નથી, અને તેના ફલવડે બંધનને પામતો નથી, કેમકે અભિમાનવિના કરવામાં આવતાં કર્મોના સંસ્કાર ચિત્તમાં પડતા નથી, અને તેથી તેવા નિરભિમાન કર્તાને તેનો ફલભોગ થતો નથી.

વળી તે ધર્માધર્મરૂપ કર્માશય કામ, ક્રોધ, લોભ ને મોહથી પણ ઉપજે છે. નીચેનું શ્રીકૂર્મપુરાણનું વચન પણ એમજ કહે છેઃ—

" रागद्वेषादयो दोषाः सर्वे भ्रान्तिनिबन्धनाः ।
कार्यो ह्यस्य भवेद्दोषः पुण्यापुण्यमिति श्रुतिः ॥
तद्वशादेव सर्वेषां सर्वदेहसमुद्भवः ॥ "

ભાવાર્થઃ—રાગદ્વેષાદિ સર્વે ક્લેશો ભ્રાંતિજ્ઞાનરૂપ અવિદ્યામાંથી

ઉપજેલા છે. એ રાગદ્વેષાદિનું કાર્ય પુણ્યપાપરૂપ કર્માશય છે એવી શ્રુતિ છે, અને તેથીજ સર્વે પ્રાણીઓનાં સર્વ શરીરોની ઉત્પત્તિ થાય છે.

રાગ એટલે કામથી કામ્યકર્મની પ્રવૃત્તિવડે સ્વર્ગાદિનો હેતુ જે ધર્મ તે સંપાદન કરાય છે, અને પરદારગમનાદિ નિષિદ્ધકર્મની પ્રવૃત્તિવડે નરકાદિનો હેતુ જે અધર્મ તે સંપાદન કરાય છે. ક્રોધથી પણ ધર્માધર્મ સંપાદન કરાય છે, જેમ ઉત્તાનપાદરાજાએ કરેલા અપમાનવડે ઉપજેલા ક્રોધથી ધ્રુવે તેમના ઐશ્વર્યથી અધિક ઐશ્વર્યની ઇચ્છાવડે સંપાદન કરેલા પુણ્યથી અન્તરિક્ષલોકવાસીઓની ઉપર રહેલું સ્થાન સંપાદન કર્યું હતું. ક્રોધથી જે બ્રહ્મહત્યાદિ નિષિદ્ધકર્મ થાય તે અધર્મ જાણવો. દ્રવ્યાદિ મેળવવાના લોભથી જે તપ આદિરૂપ પુણ્ય કરવામાં આવે તે લોભવડે ધર્મમાં પ્રવૃત્તિ, અને બીજાના દ્રવ્યાદિનું અપહરણ કરવામાં આવે તે લોભથી અધર્મમાં પ્રવૃત્તિ જાણવી. મોહથી પુણ્યમાં પ્રવૃત્તિ થતી નથી, પણ હિંસાદિ અધર્મમાં ધર્મબુદ્ધિવડે પ્રવૃત્તિ થાય છે તે મોહથી અધર્મમાં પ્રવૃત્તિ જાણવી.

તીવ્રવૈરાગ્યવડે મંત્રજપ, તપ અને સમાધિ આદિ પુણ્યકર્મ કરી સંપાદન કરેલો, કિંવા ઇશ્વર, દેવતા, મહર્ષિ અને મહાનુભાવ તપસ્વીના આરાધનરૂપ પુણ્યકર્મ કરી સંપાદન કરેલો, તે જન્મમાંજ શીઘ્ર વિપાક પામી, કર્તાને તેનો ફલાનુભવ કરાવનાર જે પુણ્યકર્માશય છે તે દૃષ્ટજન્મવેદનીય પુણ્યકર્માશય છે. જેમ શિલાદમુનિના પુત્ર **શ્રીનંદી** કુમારઅવસ્થામાં તીવ્રવૈરાગ્ય, મંત્રજપ, તપ અને સમાધિવડે **શ્રી-મહેશ્વરનું** આરાધન કરી તેમના અનુગ્રહવડે તે જન્મમાંજ મનુષ્ય-પરિણામને ત્યજીને દેવત્વજાતિ, દીર્ઘ આયુષ્ અને દિવ્યભોગોને પ્રાપ્ત થયા; તથા ભગવાન્ વિશ્વામિત્ર પણ તીવ્રતમ તપવડે પરમેશ્વરનું આ-રાધન કરી તેમના અનુગ્રહવડે તેજ જન્મમાં ક્ષત્રિયપરિણામને ત્યજીને

બ્રાહ્મણત્વજાતિ અને દીર્ઘ આયુષ્યને પામ્યા. ભગવાન્ નંદીશ્વરે તથા શ્રીવિશ્વામિત્રે જે જન્મમાં પુણ્યકર્મવડે પુણ્યકર્માશય સંપાદન કર્યો હતો તેજ જન્મમાં તેમને તેનું ફલ પ્રાપ્ત થયું હતું માટે તેમનો તે કર્માશય દૃષ્ટ-જન્મવેદનીય પુણ્યકર્માશય જાણવો. ભય પામેલાને, વ્યાધિગ્રસ્તને, અતિ-દીનને અને પોતાનો વિશ્વાસ રાખનારને, કિંવા મહાનુભાવ તપસ્વીને તીવ્રદ્વેષવડે પુનઃ પુનઃ અપકાર કરવારૂપ તીવ્રપાપકર્મવડે સંપાદન કરવા-માં આવેલો પાપકર્માશય પણ તેજ જન્મમાં સદ્ય વિપાક પામી કર્તાને તેના ફલનો ભોગ કરાવે છે તે પાપકર્માશય દૃષ્ટજન્મવેદનીય પાપકર્માશય છે. જેમ ઇંદ્રપણાને પામેલો નહુષરાજા અગસ્ત્યાદિ મહર્ષિઓનો અપરાધ કરવાથી પોતાના તે પરિણામને ત્યજીને તેજ જન્મમાં સર્પરૂપ તિર્યગ્જાતિને પ્રાપ્ત થયો હતો; અને ઉર્વશી ભગવાન્ ષડાનનનો અપરાધ કરવાથી પોતાના પરિણામને ત્યજીને તેજ જન્મમાં લતારૂપ પરિણામને પામી હતી. એ બંને ઉદાહરણો દૃષ્ટજન્મવેદનીય પાપકર્માશયનાં જાણવાં. અતિતીવ્ર પુણ્યપાપકર્મોનું ફલ તેના કર્તાને તે જન્મમાંજ વહેલુંમોડું મળે છે એમ અન્યત્ર પણ કહ્યું છેઃ—

**" अत्युत्कटैः पुण्यपापैरिहैव फलमश्नुते ।**
**त्रिभिर्वर्षैस्त्रिभिर्मासैस्त्रिभिः पक्षैस्त्रिभिर्दिनैः ॥ "**

**ભાવાર્થઃ**—અતિતીવ્ર પુણ્યપાપકર્મોનું ફલ તે જન્મમાંજ ત્રણ વર્ષે, ત્રણ માસે, ત્રણ પક્ષે કે ત્રણ દિવસે મળે છે.

પૂર્વનાં પાપકર્મોવડે કુંભીપાકાદિ નરકમાં પડેલા જીવોને દૃષ્ટજન્મ-વેદનીય પુણ્યપાપરૂપ કર્માશય થતો નથી, કેમકે તેઓ તો પોતે કરેલાં પાપકર્મોનું ફલ ભોગવવા ત્યાં ગયેલા છે તેથી અતિપરવશતાને લીધે નવો કર્માશય સંપાદન કરવાનો ત્યાં તેમને અવકાશ નથી. જોકે સ્વર્ગે

પણ જીવોને પુણ્યકર્મોની ભોગભૂમિ છે તોપણ ત્યાં તેમને બહુધા સ્વતંત્રતા હોવાથી નવો કર્માશય સંપાદન કરવાનો અવકાશ છે તેથી તેમને દૃષ્ટજન્મવેદનીય કર્માશય થાય છે.

અજ્ઞાની જીવોને અન્ય જન્મમાં ભોગવવાયોગ્ય જે સ્વર્ગનરકાદિ છે તેનું કારણ અદૃષ્ટજન્મવેદનીય પુણ્યપાપરૂપ કર્માશય છે. પૂર્વજન્મોમાં તથા વર્તમાનજન્મમાં મંદમધ્યમવેગથી થયેલાં પુણ્યપાપથી આ કર્માશય રચાયો હોય છે, અને કર્તાને પોતાના વિપાકકાલે અન્યજન્મમાં તે ફલ આપે છે. જેમના ક્લેશો ક્ષીણ થઇ ગયા છે એવા જીવન્મુક્તપુરુષોને અદૃષ્ટજન્મવેદનીય કર્માશય થતો નથી. કમલપત્રને જેમ જલ સ્પર્શ કરી શકતું નથી તેમ કર્તાપણાના ભાવરહિત જીવન્મુક્તને ક્રિયમાણકર્મો સ્પર્શ કરી શકતાં નથી. વિદેહમુક્તને તો ચિત્તજ નથી તેથી તેમને આ કર્માશય ન ઉપજે એ વિનાકહેજ સમજાય એવું છે. ૧૨

જાતિ, આયુષ્ અને ભોગનું કારણ કર્માશય છે, અને કર્માશયનું મૂલ અવિદ્યાદિ ક્લેશ છે; તે અવિદ્યાદિનો વિદ્યાની ઉત્પત્તિવડે નાશ થાય એટલે નવો કર્માશય ઉપજી શકતો નથી, એ સર્વ સત્ય છે, પણ પૂર્વના અસંખ્યજન્મોમાં સંગ્રહ કરેલા અને જેનો વિપાકકાલ અનિયત છે એવા કર્માશયનો ભોગવડે ક્ષય કરવાનું અશક્યપણું હોવાથી વિદ્વાનને પણ સંસારનો ઉચ્છેદ થવો સંભવતો નથી, અર્થાત્ તે કર્માશયવડે તત્ત્વવેત્તાને પણ પુનઃ પુનઃ જન્મમરણની પ્રાપ્તિ થયા કરશે એવી શંકા થાય તો ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રવડે તેનું નિવારણ કરે છેઃ—

**सति मूले तद्विपाको जात्यायुर्भोगाः ॥१३॥**

पदबोधिनी टीकाः—मूले क्लेशे सति तेषां तेषां कर्मणां विपाकः फलनिष्पत्तिः भवत्येवेति शेषः। स च जाति-रायुर्भोगश्चेति प्रधानतस्त्रिधा। जातिः जन्म देवत्वादिः। आयुः जीवनम्। भोगः विषयजा वृत्तिः। अनेकस्मिन् देहे विचित्रभोगदर्शनात् अनेकानि कर्माणि मरणकालेऽभि-व्यक्तान्येकं जन्मारभन्त इत्येकभविक एव कर्माशयो ज्ञेयः॥ १३॥

સૂત્રાર્થ:—[ ક્લેશરૂપ ] મૂલ સતે તેનું (કર્માશયનું ) ફલ જાતિ, આયુષ્ અને ભોગ [ થાય છે. ] ૧૩

વિવેચનઃ—ધર્માધર્મના મૂલભૂત વાસનાત્મક રાગદ્વેષાદિ ક્લેશોનો સદ્ભાવ હોય તોજ તે કર્માશયનાં ફલ જાતિ, આયુષ્ અને ભોગ-નો આરંભ થાય છે, ક્લેશરૂપ મૂલની નિવૃત્તિ થઇ ગઇ હોય તો કર્મા-શયનાં તે ફલોનો આરંભ થઇ શકતો નથી. જાતિનો અર્થ જન્મ એટલે પૂર્વશરીરના પરિત્યાગપુરઃસર નવા શરીરનું ગ્રહણ, આયુષ્નો અર્થ જીવનકાલ એટલે કોઇ પણ એકશરીરમાં અભિમાનીની સ્થિરતાનો સમય, અને ભોગનો અર્થ આનંદ તથા પરિતાપરૂપ ફલવાળી સુખ-દુઃખરૂપા ચિત્તવૃત્તિ થાય છે. એ ત્રણે કર્માશયનો વિપાક એટલે ફલ છે. જેમ ફોતરાંરૂપ સહકારિકારણથી યુક્ત તથા દગ્ધબીજભાવને નહિ પામેલી ડાંગર ઊગવાના સામર્થ્યવાળી છે, પણ ફોતરાંરહિત થયેલી તથા ઉષ્ણતાદિવડે દગ્ધબીજભાવને પામેલી ડાંગર ઊગવાના સામર્થ્ય-વાળી નથી તેમ અવિદ્યાદિ ક્લેશરૂપ સહકારિકારણવાળો ધર્માધર્મરૂપ

કર્માશય ફલ આપનારો થાય છે, પણ ક્લેશરહિત થયેલો અથવા પ્રસંખ્યાનરૂપ અગ્નિવડે ક્લેશબીજભાવ જેનો દગ્ધ થયો છે એવો કર્માશય ફલ આપનારો થતો નથી. એવી રીતે કર્માશય સુખદુઃખરૂપ ફલવાળો છે. સુખદુઃખમાટે તે અપૃથક્પણે જન્મ તથા આયુષ્યને ઉપજાવે છે. સુખદુઃખ રાગદ્વેષસાથે જોડાયેલાં છે. રાગદ્વેષના સદ્ભાવમાં સુખદુઃખ હોય છે, અને તેના અભાવમાં તે નથી હોતાં. જે વસ્તુમાં જે સંતોષ પામે છે તેનું તેને સુખ થતું નથી, અને જે વસ્તુમાં જે ઉદ્વેગ પામે છે તેનું તેને દુઃખ થતું નથી એમ જેથી સંભવતું નથી તેથી સુખદુઃખ રાગદ્વેષથી જોડાયેલાં છે એમ સ્વીકારવુંજ જોઇએ. ક્લેશરૂપ જલવડે સિંચાયેલી બુદ્ધિરૂપા ભૂમિ કર્મફલનું પ્રસવક્ષેત્ર છે. એવી રીતે ધર્માધર્મરૂપ કર્માશયનાં ફલ ઉપજાવવામાં ક્લેશોનું સહકારીપણું છે. ક્લેશોનો સારી રીતે ઉચ્છેદ થાય તો સહકારીના વિકલપણાથી અનિયતવિપાકકાલવાળો અસંખ્ય કર્માશય હોય તોપણ તે પ્રસંખ્યાનવડે દગ્ધબીજભાવને પામેલો હોવાથી ફલ આપવાને સમર્થ થતો નથી. "**ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥**" (તેવી રીતે જ્ઞાનરૂપ અગ્નિ સર્વકર્મોને બાળી નાંખે છે,) એ વચનથી ભગવાને પણ સર્વ ધર્માધર્મને પ્રસંખ્યાનરૂપ અગ્નિ બાળી નાંખે છે એમ કહ્યું છે.

વિવિધયોનિમાં હેતુ એવાં શુભાશુભકર્મના હોવાથી જીવને અંતકાલે જે યોનિમાં રાગાદિ ઉદ્બુદ્ધ થઇ સ્થિર થાય છે તેજ યોનિને તે જીવ મરણપછી પામે છે, અન્યયોનિને પામતો નથી. એ પ્રમાણે અન્વયવ્યતિરેકવડે રાગાદિ દોષો વિપાકના હેતુ છે. "**तदेव सक्तः सह कर्मणैति लिङ्गं मनो यत्र निषक्तमस्य ॥**" (આ જીવનું મન અંતકાલે જે યોનિમાં આસક્ત થયું હોય તે યોનિમાં તે આસક્ત જીવ પોતાના કર્મસાથે જાય છે,) ઇત્યાદિ શ્રુતિઓ, તથા "**पुरुषः प्रकृतिस्थो**

**हि भुङ्क्ते प्रकृतिजान् गुणान् । कारणं गुणसङ्गोऽस्य सदसद्योनिजन्मसु ॥**" ( પ્રકૃતિમાં સ્થિત થયેલો પુરુષ પ્રકૃતિથી ઉપજેલા ગુણોને ભોગવે છે, આની સત્ત્વાદિ ગુણમાં આસક્તિ એ આના ઉત્તમ અધમ યોનિઓના જન્મમાં કારણ છે, ) ઇત્યાદિ સ્મૃતિઓ, અને "**वीतरागजन्मादर्शनात् ॥**" ( વીતરાગના જન્મના અદર્શનથી, ) એ ન્યાયસૂત્રથી એજ અર્થ સિદ્ધ થાય છે. નિષિદ્ધ સ્ત્રી આદિમાં આસક્તિ રાખનારનેજ તપ્તલોહમય નારીના સમાલિંગનાદિ ફલના શ્રવણથી નરકાદિમાં પણ રાગાદિ પ્રમાણેજ વિપાક થાય છે. એવી રીતે કર્માશયના વિપાક જન્મ, આયુષ્ અને ભોગમાં રાગાદિ ક્લેશોનું હેતુપણું છે.

જન્મ, આયુષ્ અને ભોગરૂપ વિપાકનો આરંભ થઇ ગયા પછી જ્ઞાનની પ્રાપ્તિ થાય તો તેથી ક્લેશોનો નાશ થાય, સંચિત કર્માશય વિનાશ પામે, અને નવો કર્માશય ઉત્પન્ન ન થાય, પણ જ્ઞાનની પ્રાપ્તિ થાય કે તુરતજ તે શરીરની નિવૃત્તિ ન થાય. આયુષ્પર્યંત શરીરની સ્થિતિ રહે, અને ક્લેશોની નિવૃત્તિ થવાથી અજ્ઞાનીઓને થાય છે તેવો મુખ્ય ભોગ શરીરાદિની અનુકૂલપ્રતિકૂલસ્થિતિ આદિથી તેમને ( જીવન્મુક્તને ) ન થાય, પણ માત્ર દ્રષ્ટારૂપે તેમને ગૌણભોગજ થાય.

જન્મ, આયુષ્ અને ભોગ એ ત્રણ પ્રકારનો જે કર્માશય એટલે કર્મની સૂક્ષ્માવસ્થા અથવા કર્મના સંસ્કારનો વિપાક કહ્યો તેમાં કર્માશયનું એકપણું નિશ્ચલ કરીને જન્મના એકપણાને તથા અનેકપણાને વિષય કરનાર અને કર્માશયનું અનેકપણું નિશ્ચલ કરીને જન્મના એકપણાને તથા અનેકપણાને વિષય કરનાર એમ ચાર વિકલ્પ થાય છે, તે આવી રીતેઃ-શું એક કર્માશય એક જન્મનું કારણ છે? વા એક કર્માશય અનેક જન્મનું કારણ છે? કિંવા શું અનેક કર્માશય

અનેક જન્મ સિદ્ધ કરે છે? અથવા અનેક કર્માશય એક જન્મ સિદ્ધ કરે છે? તેમાં એક કર્માશય એક જન્મનું કારણ છે એ વિકલ્પ સ્વીકારી શકાતો નથી, કેમકે તેમ માનતાં અનાદિકાલથી સંગૃહીત થયેલા અસંખ્યેય અવશિષ્ટ કર્માશયોના અને વર્તમાનજન્મમાં અનુષ્ઠાન કરવામાં આવતાં અનેક કર્મોના કર્માશયોના ફલક્રમના અનિયમથી "મારા પુણ્યકર્મનું ફલ મને મળશેજ" એવો નિશ્ચય લોકોને રહે નહિ, અને તેથી તેમની પુણ્યકર્મમાં પ્રવૃત્તિ થાય નહિ, જે અનિષ્ટ છે, વળી એક કર્માશયજ જો એક જન્મનું કારણ હોય તો તે એક કર્માશય બહુધા પુણ્યરૂપ કિંવા પાપરૂપ હોવો જોઇએ, બધા કર્માશય મિશ્રરૂપજ હોવા જોઇએ એવો નિયમ નથી તેથી તે કર્માશયવડે કાં તો કેવલ સુખજ કિંવા કેવલ દુઃખજ મળવું જોઇએ, પણ તેમ તો વર્તમાનકાલે આ વિચિત્રસૃષ્ટિમાં ક્યાંઇ જોવાસાંભળવામાં આવતું નથી તેથી એક કર્માશય એક જન્મનું કારણ નથી એક કર્માશય અનેક જન્મનું કારણ છે એમ સ્વીકારી શકાય એમ નથી, કેમકે જ્યારે અનેક કર્માશયમાંથી એક એક કર્માશય અનેક જન્મનું કારણ થાય ત્યારે અવશેષ રહેલા કર્માશયના વિપાકકાલના અભાવની પ્રાપ્તિ થાય, અને તેથી કર્મના વિફલપણાવડે પુણ્યના અનનુષ્ઠાનનો પ્રસંગ પ્રાપ્ત થાય, જે અનિષ્ટ છે. જ્યારે એક જન્મવડે ઉચ્છેદ કરવાયોગ્ય એક કર્માશયમાં પણ ફલના ક્રમનો અનિશ્ચય છે ત્યારે બહુ જન્મવડે ઉચ્છેદ કરવાયોગ્ય એક કર્માશયમાં જીવોને ફલના ક્રમનો અનિશ્ચય થાય એમાં શું કહેવું? તેમાં અવસરના અભાવથી વર્તમાનજન્મમાં કરેલા પુણ્યકર્મના વિપાકકાલનો અભાવ સ્પષ્ટ પ્રતીત થાય છે. મહાન્ પુણ્યકર્મ અને મહાન્ પાપકર્મ અનેક જન્મનો હેતુ થાય છે એમ શાસ્ત્રમાં કહેવામાં આવે છે તે માત્ર તે તે કર્મનેજ લાગુ હોવાથી અપવાદરૂપ છે.

સર્વત્ર એ નિયમ લાગુ નથી. અનેક કર્માશય અનેક જન્મોનું કારણ છે એમ પણ અંગીકાર કરી શકાય એમ નથી, કારણકે અયોગીને એક-સાથે અનેક જન્મોની પ્રાપ્તિ સંભવતી નથી. જો સહસ્ર કર્માશય એક-સાથે સહસ્ર જન્મોને ઉપજાવે તો તેવડે સહસ્ર કર્માશયના ક્ષયથી અવ-શેષ રહેલાનો વિપાકકાલ અને ફલના ક્રમનો નિયમ થાય, પણ અયોગીને જન્મનું યુગપત્પણું સંભવતું નથી તેથી ક્રમવડે તે જન્મો કહેવા જોઇએ, અને ક્રમવડે કહેવાથી પ્રથમવિકલ્પના દોષોની પ્રાપ્તિ થાય છે. એવી રીતે ત્રણ પક્ષોનું નિરાકરણ થઈ જવાથી પરિશેષપણાવડે અનેક કર્મ એક જન્મનું કારણ છે એ પક્ષજ સ્થિર થાય છે. જન્મ-થી આરંભીને મરણપર્યંત જે ધર્માધર્મનો સમૂહ શુભાશુભકર્મવડે સંપાદન કરેલો હોય છે તે પૂર્વના સંચિત કર્માશયસહિત પોતપોતાના સામર્થ્યપ્રમાણે ગુણપ્રધાનભાવને પામી, પ્રારબ્ધકર્મરૂપ બલવાન્ વિરોધીનો ભોગવડે ક્ષય થવાથી, પોતાનું કાર્ય કરવાના અવસરને પ્રાપ્ત થઇ એક પ્રયત્નવડે પોતાના જન્માદિરૂપ ફલના દાનમાટે અભિમાનીનો તે શરીર-થી વિયોગ કરાવીને તેને મનુષ્યાદિ કોઇ પણ એક જન્મને પમાડે છે, અનેક જન્મને પમાડતો નથી. તે મનુષ્યાદિ યોનિમાં થયેલો જન્મ તેજ કર્મવડે આયુષ્રૂપ નિયતજીવનને પામે છે. તે આયુષ્માં તેજ કર્મવડે અનુકૂલપ્રતિકૂલ ભોગની પ્રાપ્તિ થાય છે તેથી આ કર્માશય જાતિ, આયુષ્ અને ભોગના હેતુપણાથી ત્રણ વિપાકવાળો કહેવાય છે. એવી રીતે સામાન્યપણે એકભવિક એટલે એકજન્મવાળો કર્માશય કહ્યો. અહિં આ તાત્પર્ય છેઃ—મરણકાલમાં જેટલાં અનારબ્ધફલવાળાં સંચિતકર્મો છે તે સઘળાંજ અભિવ્યક્ત થાય છે. મરણકાલની પૂર્વે તો આરબ્ધ-ફલવાળાં બલવાન્ કર્મોવડે પ્રતિબંધ પામેલાં તેઓની અભિવ્યક્તિ થઈ શકતી નથી. તે મરણ જેમ પ્રારબ્ધકર્મના વિપાકની સમાપ્તિરૂપ છે

તેમ સમગ્ર અશુક્લકર્મોના અભિવ્યંજકરૂપ પણ છે. અભિવ્યક્ત થયેલાં તે કર્મો અભિમાનીને નવા દેહસાથે જોડે છે.

**શંકાઃ**—ઇષ્ટાદિ કર્મ કરનારાઓ ધૂમાદિ માર્ગવડે ચંદ્રમંડલમાં ગયેલા હોય છે, તેમના ત્યાંના ફલભોગની સમાપ્તિ થયે તેમનું ત્યાંથી પ્રતિઅવરોહણ શ્રીછાંદોગ્યમાં " **यावत्संपातमुषित्वाऽथैतमेवाध्वानं पुनर्निवर्तन्ते ॥**" ( પુણ્યકર્મના ફલભોગપર્યંત ત્યાં સ્થિતિ કરીને પછી એજ માર્ગે પુનઃ પાછા આવે છે, ) ઇત્યાદિ વચનોવડે કહ્યું છે; ત્યાંથી પાછા આવનારાઓનો " **तद्य इह रमणीयचरणाः ॥** " (તેમાં જેઓ અહિં પવિત્ર આચરણવાળા હોય છે,) ઇત્યાદિ વચનોવડે જન્મ સાંભળવામાં આવે છે; તે બંને કર્માશયના એકભવિકપણામાં સંભવી શકતાં નથી, કેમકે મરણદ્વારે સમગ્ર અનારબ્ધકર્મોએ મળીને દેવશરીરની પ્રાપ્તિ તથા તદુચિત ભોગ આપી દીધો છે તેથી કર્મોનું ક્ષીણપણું થવાથી જન્માંતરના કારણરૂપ કર્મશેષનો અભાવ છે. વળી શ્રીઆપસ્તંબઋષિ " **वर्णा आश्रमाश्च स्वकर्मनिष्ठाः प्रेत्य कर्मफलमनुभूय ततः शेषेण विशिष्टदेशजातिकुलरूपायुःश्रुतवृत्तवित्तसुखमेधसो जन्म प्रतिपद्यन्ते ॥** " (સ્વકર્મમાં નિષ્ઠાયુક્ત વર્ણોવાળા અને આશ્રમોવાળા મરણ પામી કર્મફલનો અનુભવ કરીને પછી શેષ રહેલા કર્મવડે વિશિષ્ટ દેશ, જાતિ, કુલ, રૂપ, આયુષ્, અધ્યયન, આચરણ, દ્રવ્ય, સુખ અને મેધાવાળા જન્મને પામે છે,) એ વચનવડે સ્પષ્ટરીતે શેષકર્મના સદ્ભાવનું કથન કરે છે તેથી પણ એકભવિકવાદ અયુક્ત છે.

**સમાધાનઃ**—તમે કહો છો તે દોષ નથી, કેમકે દૃષ્ટજન્મવેદનીય નિયતવિપાકસ્થલમાં તથા અદૃષ્ટજન્મવેદનીય નિયતવિપાકસ્થલમાંજ એકભવિકપણાનો સ્વીકાર છે, અદૃષ્ટજન્મવેદનીય અનિયત-

વિપાકસ્થલમાં તેનો સ્વીકાર નથી. તેમાં દૃષ્ટજન્મવેદનીય નિયતવિપાક-સ્થલમાં તે જન્મમાં કરેલાં શુભ અથવા અશુભ કર્મવડે ભોગ કિંવા આયુષ્ અને ભોગ એ વિપાક થાય છે, અને અદૃષ્ટજન્મવેદનીય નિયત-વિપાકસ્થલમાં જન્મ, આયુષ્ અને ભોગ એ વિપાક એકભવિક-કર્માશયવડે થાય છે. જે કર્માશય પોતાનું ફલ આપવાને સર્વરીતે સમર્થ હોય છે, જે અન્યના શેષરૂપ નથી, અને જેનો અન્ય-કર્માશયવડે અભિભવ પણ ન થયો હોય તે કર્માશય નિયતવિપાક કર્માશય કહેવાય છે, તથા તેનાથી ભિન્ન કર્માશય અનિયતવિપાક કર્માશય કહેવાય છે. એ નિયતવિપાક કર્માશયથી એક જન્મ થાય છે, અને તે કાલે અનિયતવિપાક કર્માશય તેનાથી પરાભવ પામીને ચિત્તમાં પડી રહે છે.

દૃષ્ટજન્મવેદનીયમાં કર્માશયનો જન્મરૂપ વિપાક થતો નથી, પણ જાત્યંતરરૂપ વિપાક થાય છે. જેમ બાલ્યાવસ્થા યુવાવસ્થારૂપે પરિણામ પામે છે તેમ અહિં પૂર્વશરીર અન્યજાતિના શરીરરૂપે પરિ-ણામ પામે છે. આ દૃષ્ટજન્મવેદનીય ભોગના હેતુપણાથી એકવિપાકના આરંભવાળો હોય છે, અથવા આયુષ્ અને ભોગના હેતુપણાથી બે વિપાકના આરંભવાળો પણ હોય છે. નહુષરાજાને ઇંદ્રપદની પ્રાપ્તિના કારણરૂપ પુણ્યકર્મવડે આયુષ્ની પ્રાપ્તિનું કથન છે તેથી શ્રીઅગસ્ત્ય-મહર્ષિને પાનીનો પ્રહાર કરવારૂપ વિરોધી પાપવડે દેને સર્પ થવારૂપ તે પાપકર્મનો વિપાક ભોગમાત્રનો હેતુ છે. આઠ વર્ષના આયુષ્વાળા શિલાદમુનિના પુત્ર શ્રીનંદીએ તીવ્રવૈરાગ્ય અને અધિમાત્રોપાયથી ઉપજાવેલું પુણ્ય આયુષ્ અને ભોગરૂપ બે વિપાકનો હેતુ થયું હતું.

ક્લેશ, કર્મ અને વિપાકના અનુભવરૂપ નિમિત્તવાળી વાસનાઓવડે અનાદિકાલથી એકમેકીભાવને પામેલું આ ચિત્ત ચિત્રીકૃત પટ્ટજેવું

હોય છે. જેમ માછલાં પકડવાની જાલ સર્વભણીથી ગ્રંથિઓવડે યુક્ત હોય છે તેમ અનેક અનુભવપૂર્વિકા વાસનાઓવડે આ ચિત્ત વ્યાપેલું હોય છે. જે સંસ્કારો સ્મૃતિના હેતુઓ છે તે વાસનાઓ છે, તે વાસનાઓ અનાદિકાલની છે. જે અદૃષ્ટજન્મવેદનીય અનિયતવિપાક છે તેની ત્રણમાંની કોઇ એક ગતિ થાય છે. કાં તો વિરોધી કર્મવડે તે અવિપક્વનો નાશ થાય છે, અથવા તો પ્રધાનકર્મમાં આવાપગમન એટલે અંગભૂતકર્મનું જવું થાય છે, કિંવા નિયતવિપાક પ્રધાનકર્મવડે અભિભવ પામીને તે ચિરકાલ સ્થિતિ કરે છે. અશુક્લઅકૃષ્ણકર્મરૂપ યોગીઓનાં કર્મોવડે શુક્લ, કૃષ્ણ અને શુક્લકૃષ્ણ-મિશ્ર-એ ત્રણે કર્મો નાશ પામે છે, તેમજ તપ અને સ્વાધ્યાયાદિવડે સાધ્ય શુક્લકર્માશય ઉદિત થયે જેનું ફલ થયું નથી એવા કૃષ્ણનો તે નાશ કરે છે. યજ્ઞમાં થતી હિંસા એ પાપ છે, અને જે દક્ષિણાદિ અપાય છે તે પુણ્ય છે તેથી યજ્ઞ શુક્લકૃષ્ણ કર્માશયને ઉપજાવે છે. તે મિશ્રમાં હિંસારૂપ કૃષ્ણભાગ છે તેથી શુક્લકર્માશય મિશ્રનો પણ નાશ કરે છે. આ અર્થ શ્રુતિમાં પણ કહ્યો છે:—

> "द्वे द्वे ह वै कर्मणी वेदितव्ये,
> पापकस्यैको राशिः पुण्यकृतोऽपहन्ति ।
> तदिच्छस्व कर्माणि सुकृतानि,
> कर्तुमिहैव ते कर्म कवयो वेदयन्ति ॥ "

**ભાવાર્થ:**—પાપિપુરુષનાં ભોગવવાયોગ્ય જે પ્રસિદ્ધ કૃષ્ણ તથા કૃષ્ણશુક્લ એવાં બબે કર્મો છે તેને એક સ્વાધ્યાયાદિ પુણ્યસમૂહથી ઉપજેલો કર્માશય હણે છે. જેથી પરપીડાદિરહિત સાધનવડે સાધ્ય આ

શુક્લ કર્માશય એક હોય તોપણ કૃષ્ણ તથા કૃષ્ણશુક્લરૂપ અત્યંત વિરોધી ઘણા કર્માશયોને પણ હણે છે તેથી સુકૃતકર્મો કરવાને ઇચ્છ, અહિં ( મનુષ્યલોકમાંજ ) તારામાટે તે કર્મને વિદ્વાનો પ્રતિપાદન કરે છે.

શુક્લકર્મના ઉદયનોજ કોઇ અલૌકિક મહિમા છે, કે જે કૃષ્ણ તથા કૃષ્ણશુક્લ એ બંને કર્મનો નાશ કરે છે. સ્વાધ્યાયાદિથી ઉપજેલું દુઃખ તે બંનેનો નાશ કરતું નથી. માત્ર દુઃખના ભોગવડે નાશ થવાયોગ્ય અધર્મ પણ અધર્મજનિત દુઃખના ભોગવડે નાશ થવાયોગ્ય છે તેથી સ્વાધ્યાયાદિજન્ય દુઃખથી અધર્મનો નાશ થતો નથી, કિંતુ સ્વાધ્યાયજન્ય શુક્લકર્મના ઉદયથીજ તેનો નાશ થાય છે. સ્વાધ્યાયાદિજન્ય દુઃખ અધર્મનું કાર્ય નથી, કેમકે તેના કાર્યપણામાં અધર્મના બલથી સ્વાધ્યાયાદિની ઉત્પત્તિ થવાથી સ્વાધ્યાયાદિના વિધાનને અનર્થકપણાની પ્રાપ્તિ થાય, જે યોગ્ય નથી. જેમ ધાન્યનાં બીજો સાથે ઉત્પન્ન થયેલાં તૃણનાં બીજો તેઓની સાથેજ કોઠીમાં રાખ્યાં હોય તો તેમને ધાન્યનાં બીજોની સાથેજ વાવવાનું બને છે, પણ તેમને સ્વતંત્રપણે વાવવાનો યોગ આવતો નથી, એવી રીતે જ્યોતિષ્ટોમાદિક પ્રધાનયાગના અંગપણાવડે અનુષ્ઠાન કરેલી પશુહિંસાદિનું જે સ્વતંત્રપણે ફલદાનનું અસામર્થ્ય, અને પ્રધાનકર્મના વિપાકસમયમાં ફલોન્મુખપણું તે આવાપગમન છે. હિંસાદિનાં બે કાર્ય છે, પ્રધાનના અંગપણાવડે વિધાનથી તે પ્રધાનનો ઉપકાર, અને " **न हिंस्यात्सर्वा भूतानि** ॥ " ( સર્વભૂતોને ન હણે, ) એ વચનવડે હિંસાના નિષિદ્ધપણાથી અનર્થ. તેમાં પ્રધાનના અંગપણાવડે અનુષ્ઠાનથી તેની અપ્રધાનતાજ છે તેથી તે હિંસા શીઘ્રજ પ્રધાનના વિપાકનો આરંભ થયા પહેલાં પોતાના ફલ અનર્થને ઉપજાવવા સમર્થ થતી નથી, કિંતુ પ્રધાનના વિપાકનો આરંભ થતાસુધી સાહાય્યકની રીતે સ્થિત

રહે છે. એવી રીતે જે અંગભૂત કર્મ પ્રધાનના સાહાય્યકનું આચરણ કરતું છતું પોતાના કાર્યમાં બીજમાત્રપણાવડે સ્થિત રહે છે તે તેનું પ્રધાનકર્મમાં આવાપગમન જાણવું. શ્રીપંચશિખાચાર્યે એ સંબંધમાં નીચે પ્રમાણે કહ્યું છે:—

**"स्यात् स्वल्पः सङ्करः सपरिहारः सप्रत्यवमर्षः, कुशलस्य नापकर्षायालं कस्मात्? कुशलं हि मे बह्वन्यदस्ति यत्रायमावापं गतः स्वर्गेऽपि अपकर्षमल्पं करिष्यति ॥"**

**ભાવાર્થઃ**—હિંસાદિથી ઉપજેલા પાપરૂપ અપૂર્વવડે યાગાદિના પુણ્યરૂપ અપૂર્વનો જે સ્વલ્પ સંકર ( મિશ્રભાવ ) છે તે સ્વલ્પ પ્રાયશ્ચિત્તવડેજ પરિહાર કરવાને શક્ય છે, પણ જો પ્રમાદથી પ્રાયશ્ચિત્ત કરવામાં આવતું નથી તો પ્રધાનકર્મના વિપાકસમયે તેનો પણ પવિપાક થાય છે, અને જેટલા અનર્થને તે ઉપજાવે તેટલા અનર્થને તે પુરુષ સહન કરે છે, અર્થાત્ પુણ્યસમૂહથી સંપાદન કરેલા સુખરૂપ અમૃતના મહાહ્રદમાં અવગાહન કરનારા પુણ્યવાનો પાપવડે પ્રાપ્ત કરેલા દુઃખરૂપ અગ્નિના કણને સહન કરે છે. મહત્પુણ્યનો અપકર્ષ કરવામાટે તે પાપ સંપૂર્ણ નથી, કેમકે મારું બીજું પુણ્ય બહુ છે, જેમાં આ આવાપને પામ્યું છે. સ્વર્ગમાં પણ તે અલ્પ અપકર્ષને કરશે એમ તેઓ માને છે.

નિયતવિપાકવાળા બલવાન્ કર્માંતરવડે પ્રતિબદ્ધ થઇ બહુકાલપર્યંત સ્થિતિ કરવી તે અનિયતવિપાકની ત્રીજી ગતિ છે. અદૃષ્ટજન્મવેદનીય નિયતવિપાકકર્મની અભિવ્યક્તિનું કારણ મરણ છે એમ કહ્યું છે, પણ અદૃષ્ટજન્મવેદનીય અનિયતવિપાકનું તેમ કહ્યું નથી. જે અદૃષ્ટજન્મવેદનીય અનિયતવિપાક કર્મ હોય છે તે કાં તો જ્ઞાનાદિવડે

નાશ પામે છે, અથવા આવાપને પામે છે, કિંવા નિયતવિપાકવાળા બલવાન્ કર્મવડે અભિભૂત થઇને માત્ર બીજભાવે સ્વતંત્રપણે ચિરકાલ-પર્યંત સ્થિર થઇને રહે છે,-જ્યાંસુધી આનાથી બલવાન્ અવિરુદ્ધ-કર્મની અભિવ્યક્તિનું નિમિત્ત ફલને અભિમુખ ન કરે ત્યાંસુધી તે સ્થિર રહે છે,-બલવાન્ કર્મના ભોગપર્યંત તે કર્મ ફલ આપ્યા વિના પડી રહે છે. સ્મૃતિમાં પણ નીચેના શ્લોકથી એ અર્થ કહ્યો છેઃ—

" कदाचित्सुकृतं कर्म कूटस्थमिह तिष्ठति ।
मज्जमानस्य संसारे यावद्दुःखाद्विमुच्यते ॥ "

ભાવાર્થઃ—જ્યાંસુધી પાપના વિપાકરૂપ દુઃખથી મૂકાય ત્યાંસુધી સંસારમાં મગ્ન જીવનું પુણ્યકર્મ ક્યારેક અહિં કૂટસ્થરૂપે સ્થિર રહે છે.

એવી રીતે તે અભિભવ પામેલા કર્મના વિપાકના દેશ, કાલ અને નિમિત્તના અનિશ્ચયથી આ કર્મની ગતિ વિચિત્ર અને ગહન છે. ૧૩

કર્મોનું મૂલ ક્લેશો છે, અને વિપાકોનું મૂલ કર્માશય છે એ કહ્યું; તથા તે વિપાકોનાં નામ અને સ્વરૂપો પણ જણાવ્યાં. હવે તે વિપાકોમાં હેયબુદ્ધિ થવા તેઓ કોનું કારણ છે તે ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રથી કહે છેઃ—

## ते ह्लादपरितापफलाः पुण्यापुण्यहेतुत्वात् ॥ १४ ॥

**पदबोधिनी टीकाः—ते जात्यादयः । ह्लादः सुखं परितापो दुःखं तौ फलं येषां ते तथोक्ताः। पुण्यं कुशलं कर्म ।**

**अपुण्यं तद्विपरीतम् । ते हेतवो येषां तेषां भावः तस्मात् । पुण्यकर्मारब्धजात्यायुर्भोगाः सुखफलाः, अपुण्यकर्मारब्ध-जात्यायुर्भोगा दुःखफला इति संक्षेपः ॥ १४ ॥**

**સૂત્રાર્થ:**—પુણ્યપાપના હેતુપણાથી તેઓ (જન્મ, આયુષ્ ને ભોગ) સુખદુઃખરૂપ ફલવાળાં [ છે. ] ૧૪

**વિવેચન:**—પૂર્વોક્ત જન્મ, આયુષ્ અને ભોગ જો પુણ્યથી પ્રાપ્ત થયેલાં હોય તો તેનું ફલ જીવને લૌકિક કિંવા દિવ્ય સુખ થાય છે, અને જો તે પાપથી થયેલાં હોય તો તેનું ફલ જીવને દુઃખ થાય છે. જન્મ અને આયુષ્ જેમ સુખદુઃખરૂપ ફલને ઉપજાવે છે તેમ સુખદુઃખરૂપે થયેલી ચિત્તવૃત્તિ પણ સુખદુઃખરૂપ ફલ ઉપજાવે છે તેથીજ ત્રણે વિપાકને સુખદુઃખના કારણરૂપે કહ્યા છે એવી રીતે પુણ્યપાપરૂપ કર્માશય જે જન્મ, આયુષ્ અને ભોગને ઉપજાવે છે તે ક્રમથી સુખદુઃખરૂપ ફલને ઉપજાવનાર હોય છે તેથી તે વિપાક હેય છે. કર્માશય પણ ક્લેશનો સદ્ભાવ હોય તોજ વિપાકને ઉપજાવી શકે છે, અન્યથા ઉપજાવી શકતો નથી માટે વસ્તુતાએ અવિદ્યાદિ ક્લેશોજ હેય છે. આ અર્થ ન્યાયાચાર્યોએ પણ "**दुःखजन्मप्रवृत्तिदोषमिथ्याज्ञानानामुत्तरो-त्तरापाये तदनन्तरापायादपवर्गः ॥**" (દુઃખ, જન્મ, પ્રવૃત્તિ, દોષ અને મિથ્યાજ્ઞાનમાંના ઉત્તરઉત્તરના નાશમાં તેની પૂર્વે રહેલાના નાશથી પુરુષને મોક્ષ થાય છે,) એ સૂત્રવડે કહ્યો છે.

પાપવડે ઉપજેલાં જન્મ, આયુષ્ અને ભોગ દુઃખરૂપ ફલવાળાં હોવાથી પ્રતિકૂલવેદનીયપણાને લીધે ભલે હેય હોય, પણ પુણ્યવડે ઉપજેલાં જન્માદિ તો સુખરૂપ ફલવાળાં હોવાથી અનુકૂલવેદનીયપણાને

સીધિ હેય નથી એમ શંકા થાય તો તેનું સમાધાન આ પ્રમાણે જાણવું:—જેમ આધ્યાત્મિકાદિ દુઃખો સર્વ જીવોને પ્રતિકૂલરૂપે પ્રતીત થાય છે તેમ વિષયજનિત સુખના અનુભવસમયમાં પણ યોગીઓને તેમાં પ્રતિકૂલરૂપ સૂક્ષ્મદુઃખની પ્રતીતિ હોય છે. એવી રીતે લૌકિક દુઃખની પેઠે વિષયસુખ પણ દુઃખના મિશ્રપણાવડે દુઃખરૂપ હોવાથી વિવેકીઓને તે હેયજ છે. ૧૪

વિષયસુખના સમયમાં પણ યોગીઓને તે સુખમાં દુઃખની પ્રતીતિ થાય છે એમ જે કહ્યું તે કેવી રીતે સંભવી શકે છે એમ શંકા થાય તો ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રથી તે શંકાનું સમાધાન કરે છેઃ—

## परिणामतापसंस्कारदुःखैर्गुणवृत्तिविरोधाच्च दुःखमेव सर्वं विवेकिनः ॥ १५ ॥

**पदबोधिनी टीकाः—परिणामः अन्यथाभावः । तापः सुखसमकालिकः सुखप्रतिबन्धकेषु द्वेषरूपः । संस्कारः भोगस्मारको गुणः । एतान्येव दुःखानीति विग्रहः । एतैः तथा गुणवृत्तिविरोधाद्धेतोः गुणानां वृत्तयः सुखदुःखाद्यवस्थाः तासां विरोधः परस्परं अभिभाव्याभिभावकत्वं तस्माद्धेतोः । एतत्कारणचतुष्टयेन विवेकिनः परिज्ञातक्लेशादिविवेकस्य सर्वमेव भोगसाधनं विषमिश्रान्नवद्दुःखम् । अयमभिसन्धिः— "न जातु कामः कामानामुपभोगेन शाम्यति । हविषा कृष्ण-**

वर्त्मैव भूय एवाभिवर्धते ॥" इति। भोगात् कामप्रवृद्धिः काम्यालाभे च दुःखम्। लाभेऽपि भोगसङ्कोचे दुःखम्। असङ्कोचे व्याधिस्ततोऽपि दुःखम्। अत एवास्ति भोगस्य परिणामदुःखता। तथा भोगकालेऽपि भोगान्यथाभयात् दुःखं भोगबाधकेषु च द्वेषः समुत्पद्यत एव। स एव तापः। इत्येवं तापदुःखताऽप्यस्ति भोगस्य। भुज्यमानस्तु भोगः स्वक्षेत्रे संस्कारमारभते, संस्काराच्च पुनर्भोगप्रवृत्तिर्जायते। इत्येवं क्रमेणास्ति संस्कारदुःखता भोगस्य। अपि च सुखदुःखमोहरूपा गुणवृत्तयः परस्परं विरुद्धा दृश्यन्ते। क्षणेन हि सुखमनुभूय दुःखं प्रवर्तत इत्यविदितं नास्ति। अत एव सर्वत्रैव दुःखानुवेधाद्दुःखत्वमिति सिद्धम् ॥ १५ ॥

**સૂત્રાર્થઃ**—પરિણામદુઃખવડે તાપદુઃખવડે અને સંસ્કારદુઃખવડે તથા ગુણની વૃત્તિના વિરોધથી વિવેકીઓને સર્વ દુઃખજ [ છે. ] ૧૫

**વિવેચનઃ**—પરિણામ, તાપ અને સંસ્કાર એ દુઃખો છે; તે દુઃખોવડે, તથા બુદ્ધિરૂપે પરિણામ પામેલા સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોની શાંત, ઘોર અને મૂઢ વૃત્તિઓના માત્ર પ્રધાનપણાના વિરોધથી એટલે માત્ર પ્રધાનપણાવડે સાથે રહેવાના અસંભવથી, પણ પ્રધાનગુણભાવે સાથે રહેવાના સંભવથી, વિવેકીઓને સર્વ અર્થાત્ પ્રકૃતિ અને તેનાં કાર્ય સુખાદિક દુઃખરૂપજ છે. જોકે અ-

યોગીઓને પણ સર્વ દુઃખરૂપજ છે તોપણ તેઓ મૂઢતાને લીધે સુખકાલમાં તેને દુઃખરૂપે જાણતા નથી, પણ યોગીઓ તો સુખકાલમાં પણ તેનું દુઃખરૂપપણું જાણે છે એમ પ્રતિપાદન કરવામાટે "વિવેકીઓ-ને" એમ કહ્યું છે. જેમ દુઃખના સાધનપણાવડે અને દુઃખ-યુક્તપણાવડે વિવેકીઓને સર્વ દુઃખરૂપજ જણાય છે તેમ સુખના સાધનપણાવડે અને સુખયુક્તપણાવડે વિવેકીઓને સર્વ સુખરૂપ પણ પ્રતીત થવું જોઇએ એમ કહી શકાય નહિ, કારણકે આ સંસાર સુખબહુલ નથી, પણ દુઃખબહુલ છે, અને દુઃખોમાં સર્વ જીવોને બલ-વાન્ દ્વેષ છે તેથી વિવેકીઓને સર્વત્ર દુઃખની પ્રતીતિજ સંભવે છે. **શ્રીવિષ્ણુપુરાણમાં** પણ આ સંસારમાં સુખરૂપ ગણાતા પદાર્થો દુઃખરૂપ છે એમ કહ્યું છે:—

**" कलत्रमित्रपुत्रार्थगृहक्षेत्रधनादिकैः ।**
**क्रियते न तथा भूरि सुखं पुंसां यथाऽसुखम् ॥ "**

**ભાવાર્થ:**—સ્ત્રી, મિત્ર, પુત્ર, પદાર્થ, ઘર, ક્ષેત્ર અને ધનાદિકવડે પુરુષને જેવું દુઃખ થાય છે તેવું અતિસુખ થતું નથી.

સંસારમાં સુખના કરતાં દુઃખનું બહુપણું છે તે **શ્રીજૈગીષવ્ય** અને ભગવાન્ **આવટ્યના** સંવાદમાં આગળ સ્પષ્ટ થશે.

વિષયસુખોના ઉપભોગથી પરિણામમાં જે દુઃખો ઉપજે છે તે **પરિણામદુઃખો** કહેવાય છે. સ્ત્રી, પુત્ર, મિત્ર, ગૃહ, ક્ષેત્ર અને ધનાદિ સાધનોને અધીન વિષયસુખનો અનુભવ છે. સામાન્યપણે સર્વલોકને વિષયસુખના અનુભવકાલમાં તે વિષયસુખમાં રાગ ઉપજે છે, તથા તે રાગથી " મારું આ સુખ સ્થિર રહો, પરમાત્મા એનો નાશ ન કરો " ઇત્યાદિ સંકલ્પાત્મક ધર્માધર્મરૂપ માનસ કર્માશય ઉપજે છે.

વિષયસુખના ઉપભોગકાલમાં રાગજ કર્માશયની પેઠે દ્વેષ તથા મોહથી ઉપજેલો કર્માશય પણ હોય છે, તે આ રીતેઃ—સુખના ઉપભોગકાલે તેના વિરોધીપણાવડે દુઃખનાં સાધનોનો "સુખના નાશવડે મને દુઃખ ન થાઓ, મારો શત્રુ નાશ પામો" ઇત્યાદિ રીતે પુરુષ દ્વેષ કરે છે, અને દુઃખનાં કારણોનો પરિહાર કરવાને જો તે અશક્ત હોય તો મોહ પામે છે. દ્વેષની પેઠે મોહનું પણ વિપર્યયનામના કર્માશયનું હેતુપણું અવિરુદ્ધ છે. એવી રીતે દ્વેષ અને મોહના સંકલ્પોવડે તેમના કર્માશય બંધાય છે. રાગકાલે દ્વેષ અને મોહના અદર્શનથી રાગને પામેલો કેવી રીતે દ્વેષ કરે અથવા મોહ પામે એમ શંકા કરવી નહિ, કેમકે રાગકાલમાં પણ વિચ્છિન્નઅવસ્થાને પામેલા દ્વેષ તથા મોહ હોય છે એમ પૂર્વે કહેવાઇ ગયું છે. એ પ્રમાણે વિષયાનુભવકાલે રાગ, દ્વેષ અને મોહથી માનસ કર્માશય ઉપજે છે, અને એ કર્માશયથી પુરુષને જન્માદિક દુઃખોની પ્રાપ્તિ થાય છે. માનસકર્માશયની પેઠે રાગદ્વેષાદિવડે આશીર્વાદ તથા શાપરૂપ પ્રવૃત્તિ થવાથી આશીર્વાદ અને શાપથી ઉપજેલો પુણ્યપાપરૂપ વાચનિક કર્માશય પણ જીવને બંધાય છે, ને તેથી તેને જન્માદિક દુઃખોની પ્રાપ્તિ થાય છે. રાગદ્વેષવાળી પ્રવૃત્તિથી શરીરવડે પરોપકાર તથા હિંસા આદિ નાનાપ્રકારનાં કર્મો કરાય છે. વળી ભૂતોની હિંસા કર્યા વિના વિષયસુખનો ઉપભોગ પણ સંભવતો નથી તેથી જીવને શારીર કર્માશય પણ હોય છે. ગૃહસ્થના ઘરમાં પાંચ હિંસાસ્થાન હોય છે. ત્યાં હિંસા થવાનો સંભવ છે તેથીજ તે પાપની નિવૃત્તિ કરવામાટે પંચમહાયજ્ઞ કરવાનું ધર્મશાસ્ત્રોમાં કહ્યું છે. એ પાંચ હિંસાસ્થાનો મનુભગવાન્ નીચેના શ્લોકથી જણાવે છેઃ—

" पञ्च सूना गृहस्थस्य चुल्ली पेषण्युपस्करः ।
कण्डनी चोदकुम्भश्च बध्यते यास्तु वाहयन् ॥ "

**ભાવાર્થ:**— ગૃહસ્થના ઘરમાં પાંચ હિંસાસ્થાન છે, ચૂલો, ઘંટી, સાવરણી, ખાંડણી અને પાણીઆરું. એમને સ્વકાર્યમાં યોજતો છતો પુરુષ દુષ્કૃતથી સંબંધ પામે છે.

જીવોને વિષયાનુભવકાલમાં સુખનું ભાન થાય છે તે અનુભવના વિરોધથી પ્રત્યેક જીવને અનુભવમાં આવતા તે વિષયસુખના સદ્ભાવનો યોગીએ અસ્વીકાર કરવો ઉચિત નથી એમ કહેવું યોગ્ય નથી, કેમકે દુઃખરૂપ વિષયમાં સુખબુદ્ધિ થવી એટલે વિષયભોગવડે સુખ થાય છે એમ ભોગજ દુઃખમાં સુખનું જ્ઞાન થવું એ અવિદ્યા છે એમ પૂર્વે કહેવાઇ ગયું છે. અવિચારવડે રમણીય જણાતા વિષયસુખનો વૃદ્ધો આદર કરતા નથી. વિષ ભેળવેલા મધુર અન્નનો ઉપભોગ પણ તેના ભોક્તાને પૂર્વાપરના વિચારવિના તે કાલમાં સુખાનુભવ કરાવે છે, પણ પરિણામકાલે તેને અસુખનોજ અનુભવ કરાવે છે. ભગવાને પણ રાજસસુખને માટે એમજ કહ્યું છે:—

" विषयेन्द्रियसंयोगाद् यत्तदग्रेऽमृतोपमम् ।
परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥ "

**ભાવાર્થ:**—વિષય અને ઇંદ્રિયના સંયોગથી વિનાયત્ને પ્રાપ્ત થતું જે સુખ અતિસુલભ હોવાથી આરંભમાં અમૃતના જેવું જણાય છે, અને પરિણામમાં અનંત દુઃખોને ઉપજાવનારું હોવાથી જે વિષજેવું જણાય છે તે સુખ રાજસ કહ્યું છે.

વિષયસુખ એ પારમાર્થિક સુખ નથી, કેમકે તે દુઃખબહુલ છે, પણ દુઃખાભાવરૂપ નથી. વિવેકીઓ નિરુપાધિક સુખને પ્રિય ગણે છે, પણ સોપાધિક સુખને પ્રિય ગણતા નથી. વિષયેચ્છાના અભાવવડે ચિત્તના વ્યાપારનો ઉપરમ તે શાંતિ, અને તેનાથી ઉપજેલી સર્વ દુઃખોની નિવૃત્તિ એજ પારમાર્થિક એટલે સત્ય અને નિર્દોષ સુખ છે. તે

સુખનું સાધન ભોગોમાં ઇંદ્રિયોની ઇચ્છાનો વિચ્છેદજ છે, ભોગાભ્યાસ નથી. " **स एको ब्रह्मण आनन्दः । श्रोत्रियस्य चाकामहतस्य ॥** " ( તે એક બ્રહ્માનો આનંદ છે, શ્રોત્રિય અને કામનાવડે નહિ હણાયેલાનો પણ તેવોજ આનંદ છે, ) એ શ્રુતિ, તથા " **न चाभावयतः शान्तिरशान्तस्य कुतः सुखम् ॥** " ( ભાવનાવિનાનાને શાંતિ નથી, અને અશાંતને સુખ ક્યાંથી ? ) એ સ્મૃતિ પણ કામનાની નિવૃત્તિવડે થયેલી શાંતિદ્વારાજ વાસ્તવિક સુખ ઉપજે છે એમ કહે છે. વિષયસુખની તૃષ્ણાના ત્યાગવડે જે સુખ ઉપજે છે તે શ્રેષ્ઠ છે એ વાત યયાતિરાજાએ પણ સ્વાનુભવથી દર્શાવી છેઃ—

**" यच्च कामसुखं लोके यच्च दिव्यं महत्सुखम् ।**
**तृष्णाक्षयसुखस्यैते नार्हतः षोडशीं कलाम् ॥ "**

**ભાવાર્થ:**—આ લોકમાં જે મનગમતું સુખ છે, તથા જે મોટું દિવ્ય સુખ છે તે સર્વ તૃષ્ણાના ક્ષયવડે ઉપજનારા સુખના સોળમા ભાગને પણ યોગ્ય નથી.

ભોગાભ્યાસવડે તૃષ્ણાની નિવૃત્તિ થતી નથી, પણ ઊલટી તૃષ્ણા વધે છે એ અર્થ મનુભગવાને પણ પ્રતિપાદન કર્યો છેઃ—

**" न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।**
**हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥ "**

**ભાવાર્થ:**—વિષયોના ઉપભોગવડે કામ કદીપણ શાંત થતો નથી, પણ હવિર્વડે અગ્નિની પેઠે પુનઃ સારી રીતે વૃદ્ધિનેજ પામે છે.

ઇંદ્રિયોમાં રહેલી ભોગતૃષ્ણાથી જે ચિત્તવૃત્તિનું ચાંચલ્ય તે દુઃખ છે. ભોગાભ્યાસવડે ઇંદ્રિયોનું તૃષ્ણારહિતપણું થઇ શકતું નથી, કેમકે ભોગાભ્યાસ ક્રમાત્ રાગની પરંપરાને વધારે છે, તથા ઇંદ્રિયોના પોતપોતા-

ના વિષયમાં કુશલપણાને પણ ક્રમાત્ વધારે છે તેથી ભોગાભ્યાસ એ સુખનો ઉપાય નથી. વિષયવાસનાવાળો જે પુરુષ ભોગાભ્યાસવડે વિષયતૃષ્ણારહિતપણું સંપાદન કરવાને ઇચ્છે છે તે વૃશ્ચિકવડે ભય પામેલો પુરુષ સર્પવડે દંશ પામે તેમ મહાન્ દુઃખપંકમાં નિમગ્ન થયો છે એમ જાણવું. અર્થાત્ કામાદિ ક્ષુદ્રદુઃખવડે ભય પામેલો તેની નિવૃત્તિરૂપ સુખની ઇચ્છાવડે સ્ત્રીપુત્રાદિના ભયરૂપ મોટા દુઃખનો ભોક્તા થાય છે એમ જાણવું. જે આ પરિણામદુઃખના અયોગિપ્રતિ પરિણામ-કાલે પ્રતિકૂલતા છે તે આ પરિણામદુઃખતા યોગીને તો સુખાવસ્થામાં પણ અનર્થહેતુના દર્શનવડે દુઃખ ઉપજાવે છે.

વિષયસુખના ભોગથી કામાગ્નિની વૃદ્ધિ થાય છે, કામાગ્નિની વૃદ્ધિ થયે તે પ્રિય વસ્તુની પ્રાપ્તિ જો ન થાય તો દુઃખ ઉપજે છે. પ્રિય વસ્તુની પ્રાપ્તિ થયા છતાં પણ જો કોઇ નિમિત્તથી તેનો ઉપભોગ ન થઇ શકે તોપણ દુઃખ થાય છે, અને ભોગનો સંકોચ કરનારી વસ્તુપર દ્વેષ થાય છે. એ રાગદ્વેષવડે પાપની વૃદ્ધિ થાય છે, અને તે પાપથી નાના-પ્રકારનાં દુઃખની પ્રાપ્તિ થાય છે. યથેષ્ટ ભોગ ભોગવવામાં આવે તો પરિણામમાં વ્યાધિ અને પાપસંગ્રહ થાય છે તેથી પણ પીડાજ થાય છે. ભોક્તા અને ભોગ્યની સ્થિતિ ક્ષણે ક્ષણે પરિણામ પામનારી હોવાથી તેમનું અવસ્થાંતર થયા કરે છે તે પણ દુઃખનોજ અનુભવ કરાવે છે. એવી રીતે સર્વ વિષયસુખો પરિણામદુઃખોથી ભરેલાં છે.

પરિતાપવડે થનારું દુઃખ તે તાપદુઃખ કહેવાય છે. દ્વેષયુક્ત ચિત્ત-વાળા સર્વ જીવોને શત્રુ, વ્યાઘ્ર, સર્પ, રોગ અને વિષાદિક સાધનોને અધીન પરિતાપનો અનુભવ છે. વિષયસુખના ઉપભોગકાલમાં તે વિષયના નાશના ભયથી દુઃખ થાય છે, અને ઇષ્ટ વિષયનો નાશ કરનાર વસ્તુપ્રતિ દ્વેષ ઉપજવાથી પરિતાપ થાય છે. એવી રીતે જીવોને પ્રતિકૂલ

પ્રાપ્તિપ્રતિબંધકમાં દ્વેષ થવાથી દ્વેષજ કર્માશય બંધાય છે. દુ:ખના ભોગકાલે સુખની તથા સુખનાં સાધનોની પ્રાર્થના કરતો છતો પુરુષ તેમની પ્રાપ્તિમાટે શરીર, વાણી અને મનવડે ચેષ્ટા કરે છે તેથી રાગજ કર્માશય બંધાય છે. તે ચેષ્ટાવડે તે કોઇના પર અનુગ્રહ કરે છે, અને કોઇને પીડા ઉપજાવે છે. તે અનુગ્રહ અને પીડાવડે ધર્માધર્મનો સંગ્રહ પણ તે કરે છે. દુ:ખ અને દુ:ખનાં સાધનોને દૂર કરવા જો તે અશક્ત હોય તો તેથી તેને મોહ થાય છે, અને તેથી મોહજ કર્માશય બંધાય છે. એ દ્વેષજ, રાગજ અને મોહજ કર્માશયથી જીવને જન્માદિક દુ:ખોની પ્રાપ્તિ થાય છે. એવી રીતે સર્વ વિષયસુખો તાપદુ:ખોથી ભરપૂર છે.

પરિણામદુ:ખતા અને તાપદુ:ખતા એ બંને જોકે સમાનજેવાં જણાય છે તોપણ તાપદુ:ખતાનું પૂર્વકાલે, ભોગકાલે અને ઉત્તરકાલે એમ સર્વદાજ દુ:ખપણું છે, અને પરિણામદુ:ખતાનું તો માત્ર ઉત્તરકાલેજ દુ:ખપણું પ્રતીત થાય છે તેથી તાપદુ:ખતાનો પરિણામદુ:ખતાથી અહિં પૃથક્ નિર્દેશ કર્યો છે.

સુખદુ:ખના અનુભવના તથા ધર્માધર્મના સંસ્કારોથી ઉત્પન્ન થતું દુ:ખ તે સંસ્કારદુ:ખ કહેવાય છે. સુખદુ:ખના અનુભવવડે તેના સંસ્કારો પડે છે, તે સંસ્કારો આરંભમાં અનુદ્બુદ્ધસ્થિતિમાં રહે છે, જ્યારે તેમને જાગ્રત્ કરનારી સામગ્રી મળે ત્યારે તે ઉદ્બુદ્ધ થાય છે. તે સંસ્કારો ઉદ્બુદ્ધ થવાથી સ્મૃતિ, સ્મૃતિથી રાગદ્વેષ, રાગદ્વેષથી મન વાણી અને શરીરની પ્રવૃત્તિ, તે પ્રવૃત્તિથી ધર્માધર્મ અને તે ધર્માધર્મથી તેના વિપાકરૂપ સુખદુ:ખાનુભવ થાય છે. પુનઃ સુખદુ:ખના અનુભવથી સંસ્કાર, સંસ્કારથી સ્મૃતિ, સ્મૃતિથી રાગદ્વેષ, રાગદ્વેષથી પ્રવૃત્તિ, પ્રવૃત્તિથી પુણ્યપાપ, પુણ્યપાપથી તેના વિપાકરૂપ સુખદુ:ખાનુ-

ભવ અને તેથી તેના સંસ્કાર આદિ ઉપજે છે. એમ જ્ઞાનના સંસ્કારોવડે જન્માદિ દુઃખોની અનંતપરંપરા ઉપજે છે. જેમ અનુભવરૂપ જ્ઞાનના સંસ્કારો પડે છે તેમ શુભાશુભકર્મથી પણ સંસ્કારો પડે છે તે કર્મના સંસ્કારોવડે પણ જન્માદિ દુઃખોની પ્રાપ્તિ થાય છે. એવી રીતે જ્ઞાનસંસ્કારની પેઠે કર્મસંસ્કાર પણ દુઃખમય છે. અનુભવ અને કર્મના નાશપછી જો તેમના સંસ્કાર ન પડતા હોય તો એ દુઃખપરંપરા ઉત્પન્ન ન થાય, કિંતુ અજ્ઞાનીઓને તેમ થતું નથી, તેમના રાગદ્વેષાદિવાળા ચિત્તમાં તેના સંસ્કારો અવશ્ય પડે છે.

જોકે સંસ્કારદુઃખતા ઘણે અંશે પરિણામદુઃખતાજેવી છે તોપણ સંસ્કારપરંપરા અનંતદુઃખરૂપ છે એમ પ્રતિપાદન કરવા ગોબલીવર્દન્યાયે[1] આ સંસ્કારદુઃખતાનું પૃથક્ કથન કર્યું છે.

એ અનાદિ અને વિસ્તીર્ણ દુ:ખપ્રવાહ પ્રતિકૂલાત્મકપણાથી ઉત્તમયોગીનેજ ઉદ્વેગ પમાડે છે, કેમકે તે યોગી નેત્રગોલકના જેવો મૃદુસ્વભાવવાળો છે. જેમ ઊનનો તાંતણો નેત્રગોલકમાં પડવાથી તેને સ્પર્શવડે દુઃખ ઉપજાવે છે, પણ શરીરના અન્ય અવયવોને તે સ્પર્શવડે દુઃખ ઉપજાવતો નથી તેમ આ દુઃખો નેત્રગોલકજેવા યોગીનેજ પીડા કરે છે, પણ માત્ર શબ્દાદિવડે પરિણામદુઃખના જ્ઞાતા અન્ય પ્રાકૃતજનો જેઓ બુદ્ધિ, ઇંદ્રિયો અને શરીરમાં અહંતાવાળા અને સ્ત્રીપુત્રાદિમાં મમતાવાળા છે તેમને તે પીડા કરતાં નથી. યોગીથી ભિન્ન પ્રાકૃતજનને આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક એ ત્રણે

---

૧ ગોશબ્દવડે બળદનો બોધ થઇ શકે છે, પણ અહિં ગાયનેજ પ્રસંગ હશે કે બળદનો પ્રસંગ હશે એવી શંકા ન થાય તેમાટે જો ગોની સાથે બલીવર્દશબ્દ મૂકાય તો બળદના સંબંધમાં શંકા ન રહે એ ઉદાહરણની પેઠે.

તાપો પોતાની ઉત્પત્તિની પછી એટલે વર્તમાનકાલેજ વ્યાપે છે, પણ યોગીની પેઠે પરિણામદુઃખના જ્ઞાનવડે તેથી પૂર્વે વ્યાપતા નથી. યોગીને જેમ વિષયસુખના અનુભવકાલમાં દુઃખની પ્રતીતિ થાય છે તેમ અયોગીને વિષયસુખના અનુભવકાલમાં દુઃખની પ્રતીતિ થતી નથી, કિંતુ દુઃખપ્રાપ્તિના કાલમાંજ તેને તેની પ્રતીતિ થાય છે તેથી પૂર્વોક્તરીતે અનાદિદુઃખપ્રવાહવડે તણાતા પોતાને તથા ભૂતસમૂહને જોઈને યોગી સર્વદુઃખના અત્યંતક્ષયનું કારણ જે સમ્યગ્દર્શન છે તેનું શરણ ગ્રહણ કરે છે.

એ પ્રમાણે ઔપાધિક વિષયસુખના પરિણામથી, પરિતાપથી અને સંસ્કારથી દુઃખીપણાને કહીને હવે સ્વાભાવિક દુઃખીપણાને પણ દેખાડવામાં આવે છે. ત્રણ ગુણની વૃત્તિઓના અતિશયના વિરોધથી પણ વિવેકીઓને સર્વ દુઃખરૂપજ છે, એટલે કે સત્ત્વાદિ ત્રણ ગુણોના વૃત્તિઓનો જે અતિશય છે તેમનોજ પરસ્પર વિરોધ-એકસાથે સ્થિતિનો અભાવ-છે, પણ ન્યૂનાધિકભાવવડે તો તે વૃત્તિઓનો વિરોધ નથી, આથી પ્રધાનપણે સત્ત્વગુણના પરિણામરૂપ સુખાત્મક ચિત્તવૃત્તિમાં પણ ગૌણપણે રજોંશના પરિણામરૂપ અલ્પ દુઃખ તથા તમોંશના પરિણામરૂપ અલ્પ મોહ હોય છે, એવી રીતે દુઃખયુક્તપણાથી સુખાદિ સર્વ વિવેકીઓને દુઃખરૂપજ જણાય છે. જ્ઞાન, ક્રિયા અને સ્તંભધર્મવાળા બુદ્ધિરૂપે પરિ[illegible] પામેલા સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણો પરસ્પર સ[illegible] સુખરૂપ, દુઃખરૂપ અને મોહરૂપ ત્રિગુણાત્મક વૃત્તિનો આરંભ [illegible] છે, અર્થાત્ શાંત, ઘોર અને મૂઢ જે વૃત્તિ[illegible] ઉપજે છે તે સર્વ ત્રિગુણરૂપજ હોય છે, પણ માત્ર એકજ ગુણરૂપ હોતી નથી. શાંત, ઘોર અને મૂઢ એવાં તેમનાં નામો તો તે વૃત્તિ-

માં સુખ, દુઃખ અને મોહના માત્ર અધિકપણાને લીધે છે તેથી સુખવાળી વૃત્તિમાં પણ દુઃખ હોય છે. એવી રીતે વૃત્તિઓનું ઉપાદાન-કારણ એક હોવાથી સુખમાં પણ હરડેમાં જેમ છ રસોનો સહભાવ હોય છે તેમ દુઃખાદિનો સહભાવ હોય છે. દીવાની શિખાની પેઠે બુદ્ધિની વૃત્તિ પણ દ્રવ્યરૂપ છે તેથી બુદ્ધિવૃત્તિઓનું સુખાદિગુણયુક્તપણું સંભવે છે. દીપકના અવયવોની પેઠે બુદ્ધિના અવયવરૂપ ગુણોનું ક્ષણે ક્ષણે પરિણામ થાય છે, કિંતુ તે ગુણો અપરિણામિરૂપે સ્થિત રહેતા નથી તેથી સુખના ઉપભોગરૂપ બુદ્ધિવૃત્તિનો પરિણામ સ્થિર રહેતો નથી, પણ દુઃખાદિના ઉપભોગરૂપે પણ તે પરિણામ પામે છે. એકજ બુદ્ધિ પરસ્પર વિરુદ્ધ એવા શાંત, ઘોર અને મૂઢપણાને એકલાએ કેવી રીતે પ્રાપ્ત થઈ શકે છે એમ શંકા થાય તો તેનું સમાધાન આ પ્રમાણે જાણવું:—ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય, અધર્મ, અજ્ઞાન, અવૈરાગ્ય અને અનૈશ્વર્ય એ બુદ્ધિના આઠ ભાવોની પ્રધાનતા અને સુખ, દુઃખ અને મોહ એ બુદ્ધિવૃત્તિઓની પ્રધાનતા પરસ્પર વિરોધ પામે છે. તેમાં વિપાક પામેલા ધર્મવડે તેનાથી વિપરીત એવો અધર્મ વિરોધ પામે છે, તેમજ જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય અને સુખવડે તેમનાથી વિપરીત એવાં અજ્ઞાન, અવૈરાગ્ય, અનૈશ્વર્ય અને દુઃખ વિરોધ પામે છે. વિપાક નહિ પામેલાં સામાન્ય તો વિપાક પામેલા પ્રધાનની સાથે અવિરોધથી પ્રવર્તે છે. એ પ્રમાણે એ ગુણો પરસ્પરના આશ્રયવડે સંપાદન કરેલાં સુખ, દુઃખ અને મોહરૂપ ઉપભોગવાળા હોવાથી સર્વ બુદ્ધિ-વૃત્તિઓ સુખદુઃખમોહાત્મક થાય છે. એમનો વિશેષ તો પૂર્વોક્તરીતે ગુણપ્રધાનભાવે કરેલો છે. વિષયસુખોનો તેમના ઉપાદાનકારણ ગુણોથી અભેદ હોવાથી કાર્યકારણના અભેદવડે તેમનું ઉપાદાનરૂપપણું છે તેથી વિષયસુખોની દુઃખરૂપતા છે. એવી રીતે ઉપાધિથી અને સ્વભાવથી

વિવેકીઓને સર્વ દુઃખરૂપજ જણાય છે, ને બુદ્ધિમાનોને દુઃખ ત્યજવાયોગ્ય છે. કારણના નાશવિના કાર્યનો નાશ થાય નહિ તેથી સર્વ દુઃખોનું કારણ શું છે તે જાણવું જોઇએ. આ મહાન્ દુઃખસમુદાયની ઉત્પત્તિનું બીજ અવિદ્યા છે. તે અવિદ્યાના અભાવનો હેતુ સમ્યગ્દર્શન છે. જેમ ચિકિત્સાશાસ્ત્ર રોગ, રોગનો હેતુ, આરોગ્ય અને ઔષધાદિ ઉપાયો એમ ચાર વિભાગવાળું (સંક્ષિપ્ત અવયવરચનાવાળું) છે તેમ સર્વના અનુગ્રહમાટે પ્રવૃત્ત થયેલું આ યોગશાસ્ત્ર પણ સંસાર, સંસારનો હેતુ, મોક્ષ અને મોક્ષનો ઉપાય એમ ચાર વ્યૂહવાળું (સંક્ષિપ્ત અવયવરચનાવાળું) છે. તે ચાર વ્યૂહમાં દુઃખબહુલ સંસાર તે હેય છે, પ્રધાન અને પુરુષનો સંયોગ એ હેયનું કારણ છે, તે સંયોગની આત્યંતિકી નિવૃત્તિ તે હાન કિંવા મોક્ષ છે, અને તે હાનનો ઉપાય સમ્યગ્દર્શન છે. "**प्रदीपस्येव निर्वाणं विमोक्षस्तस्य चेतसः ॥**" ( તે ક્ષણિકવિજ્ઞાનનું દીપકના નિર્વાણની પેઠે અત્યંત શાંત થવું તે કૈવલ્ય છે, ) એ વચનાનુસાર કેટલાક બૌદ્ધો ક્ષણિકવિજ્ઞાનરૂપ આત્માના ઉચ્છેદને મોક્ષ માને છે તે અર્થ સંભવી શકતો નથી, કેમકે કોઇ પણ મનુષ્ય પોતાનો ઉચ્છેદ કરવાને ઇચ્છતો નથી. કોઇ પ્રકારના વ્યાવહારિક દુઃખોથી મરવાને ઇચ્છતો મનુષ્ય આપઘાત કરે છે તે પણ દુઃખની નિવૃત્તિને માટે તેમ કરે છે, પોતાના ઉચ્છેદને સુખરૂપ જાણી તેમ કરતો નથી. ક્ષણે ક્ષણે પરિણામ પામનારી બુદ્ધિના નીલપીતાદિ બાહ્ય આકારોની અભ્યાસવડે નિવૃત્તિ થઇ વિશુદ્ધ વિજ્ઞાનપ્રવાહનો ઉદય થાય તે મોક્ષ છે એમ માનવું પણ યોગ્ય નથી, કેમકે તેમ માનતાં મોક્ષનું જન્યપણાવડે અસ્થાયીપણું થાય છે, જે યુક્ત નથી. પ્રકૃતિપુરુષના સંયોગની અત્યંતનિવૃત્તિરૂપ જે હાન તે પુરુષનું સ્વરૂપજ છે, પુરુષથી ભિન્ન નથી તેથી કૈવલ્યરૂપ તે હાન હેય કિંવા ઉપાદેય નથી,

કેમકે જે વસ્તુ પોતાનાથી ભિન્ન હોય છે તેજ હેય કિંવા ઉપાદેય થાય છે, પોતાનું રૂપ હેય અથવા ઉપાદેય થઇ શકતું નથી. એવી રીતે મોક્ષમાં ઉચ્છેદવાદ અને હેતુવાદનું નિરાકરણ થઇ જવાથી આત્માની સ્વસ્વરૂપમાં સ્થિતિ થવી એવો હેયોપાદેયશૂન્ય શાશ્વતવાદજ સિદ્ધ થાય છે, અને તેજ સમ્યગ્દર્શન છે.

યોગવાર્તિકમાં "परिणामतापसंस्कारदुःखैर्गुणवृत्त्यविरोधाच्च दुःखमेव सर्वं विवेकिनः ॥" એવો સૂત્રપાઠ સ્વીકાર્યો છે. તેનો અર્થ "પરિણામ, તાપ અને સંસ્કારથી ઉપજેલાં દુઃખોના હેતુપણાથી તથા ગુણોની વૃત્તિઓના અવિરોધથી અર્થાત્ દુઃખયુક્તપણાથી સુખ-દુઃખના તત્ત્વના સાક્ષાત્કારવાળા વિવેકીઓને પ્રકૃતિ અને તેનાં કાર્ય સુખાદિક સર્વ દુઃખરૂપજ છે" એવો થાય છે ૧૫

આ યોગશાસ્ત્ર ચિકિત્સાશાસ્ત્રની પેઠે ચતુર્વ્યૂહ છે એમ કહ્યું. હવે સૂત્રકારભગવાન્ હેયાદિ ક્રમદ્વારા તે ચતુર્વ્યૂહને પ્રતિપાદન કરવા ઇચ્છે છે, તેમાં પ્રથમ નીચેના સૂત્રથી હેયના સ્વરૂપને કહે છેઃ—

## हेयं दुःखमनागतम् ॥ १६ ॥

**पदबोधिनी टीकाः—अतीतस्य व्यतिक्रान्तत्वात् वर्तमानस्य तु परित्यक्तुमशक्यत्वात् अनागतमेव संसारदुःखं हेयं हातव्यम् । भविष्यद्दुःखनाशायैव यतितव्यमित्युपदेशः ॥ १६ ॥**

**સૂત્રાર્થઃ**—ભવિષ્યનું દુઃખ ત્યજવાયોગ્ય [ છે. ] ૧૬

**વિવેચનઃ**—પ્રાણિમાત્રને પ્રાયશઃ દુઃખ પ્રતિકૂલ પ્રતીત થાય છે તેથી તે અત્યંત નિવૃત્ત કરવાયોગ્ય ગણાય છે. તે દુઃખના અવસ્થાભેદે કિંવા કાલભેદે ત્રણ પ્રકાર છે, ભૂતદુઃખ, વર્તમાનદુઃખ અને ભાવિ-દુઃખ. તેમાં ભૂતકાલની સાથે જેનો સંબંધ હતો એવું ભૂતદુઃખ તો

ભોગવડે નિવૃત્ત થઇ ગયું છે તેથી તે ત્યજવાયોગ્ય રહ્યું નથી. વર્તમાનકાલની સાથે સંબંધ રાખનારા વર્તમાનદુઃખનો જોકે ભોગવડે નાશ કર્યો નથી તોપણ તેના ભોગનો આરંભ થઇ ગયો છે. ને તે ઉત્તરક્ષણમાં, કાર્યનો તૃતીયક્ષણમાં નાશ થાય છે એ નિયમે, પોતાની મેળેજ નાશ પામશે, એટલે તેની નિવૃત્તિમાટે યત્ન કરવો તે નિષ્ફલ છે. પરિશેષથી ભવિષ્યકાલની સાથે સંબંધ રાખનારું જે ભાવિદુઃખ છે તે દુઃખ નેત્રગોલકજેવા યોગીને ક્લેશ આપે છે, પણ માત્ર શબ્દવડે દુઃખને જાણનારા અવિવેકિજનોને તે ક્લેશ આપતું નથી, તેજ નિવૃત્ત કરવાયોગ્ય છે. વસ્તુતાએ એ દુઃખ પુરુષમાં નથી, પણ ચિત્તમાં છે, કિંતુ અવિવેકથી પુરુષ પોતાનામાં માને છે માટે તે નિવૃત્ત કરવાયોગ્ય છે.

ભાવિદુઃખના અસ્તિત્વનો અભાવ છે એમ શંકા કરવી યોગ્ય નથી, કેમકે સર્વ પરિણામિવસ્તુઓમાં કાર્યની અનાગત અવસ્થા અનુમાનવડે જણાય છે. અસત્‌ની ઉત્પત્તિ સંભવે નહિ, એટલે અહિં પણ ચિત્તમાં દુઃખો અનાગત અવસ્થાએ રહે છે એમ સ્વીકારવું જોઇએ.

પૂર્વસૂત્રમાં વિવેકીઓને સર્વ દુઃખરૂપજ છે એમ કહ્યું છે, પણ ત્યાં તે દુઃખની કઇ અવસ્થા નિવૃત્ત કરવાને યોગ્ય છે તે જણાવ્યું નથી, તે જણાવવામાટે પણ આ સૂત્રની પ્રવૃત્તિ થઇ છે.

અનાગતદુઃખ નિવૃત્ત કરવાયોગ્ય છે એમ જે આ સૂત્રમાં કહ્યું તેવડે ત્રણ પ્રકારનાં દુઃખોની ઐકાંતિક અને આત્યંતિક નિવૃત્તિ કરવી એ મોક્ષ છે એમ પણ સૂચવ્યું છે. આજ અર્થે શ્રીસાંખ્યદર્શનમાં " **अथ त्रिविधदुःखात्यन्तनिवृत्तिरत्यन्तपुरुषार्थः ॥** " (હવે ત્રણ પ્રકારનાં દુઃખોની અત્યંતનિવૃત્તિ એ અત્યંતપુરુષાર્થ છે,) એ સૂત્રથી, અને શ્રીન્યાયદર્શનમાં "**दुःखात्यन्तविमोक्षोऽपवर्गः ॥**"

( એકવીશ પ્રકારનાં દુ:ખોથી અત્યંત મોકળા થવું તે મોક્ષ છે, ) એ સૂત્રથી કહ્યો છે. ૧૬

એવી રીતે હેયના સ્વરૂપને કહીને હવે હેયના હેતુને જાણ્યા વિના હેયની અત્યંતનિવૃત્તિ કરી શકાય નહિ માટે ક્રમથી પ્રાપ્ત તે હેયના હેતુને ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રવડે દેખાડે છેઃ—

**द्रष्टृदृश्ययोः संयोगो हेयहेतुः ॥ १७ ॥**

**पदबोधिनी टीकाः—द्रष्टा पुरुषः । स हि बुद्धिस्थस्वच्छायात्मकदर्शनवान् । दृश्यं बुद्धिसत्त्वम् । बुद्धिर्हि इन्द्रियद्वारा शब्दाद्याकारेण परिणमते चिच्छायापत्त्या च पुरुषाभेदेन दृश्या भवतीत्यर्थः । अत एव तयोः संयोगः ताद्विधस्वस्वामिभावसम्बन्धः हेयस्य दुःखस्य हेतुः कारणम् ॥ १७ ॥**

**સૂત્રાર્થ:**—દ્રષ્ટા અને દૃશ્યનો સ્વસ્વામિભાવસંબંધ [તે] હેયનો હેતુ [ છે. ] ૧૭

**વિવેચન:**—સ્વચ્છસ્વભાવવાળી બુદ્ધિમાં પડતા પોતાના પ્રતિબિંબરૂપ દર્શનવાળો હોવાથી ઉદાસીન પુરુષ પણ દ્રષ્ટા એટલે બુદ્ધિનો સાક્ષી કહેવાય છે. બુદ્ધિસત્ત્વનું કારણ પ્રધાન, બુદ્ધિસત્ત્વ, બુદ્ધિસત્ત્વની સુખદુઃખાદિ વૃત્તિઓ અને બુદ્ધિસત્ત્વમાં આરૂઢ થયેલા શબ્દાદિ ધર્મો એ સર્વ દૃશ્ય છે. જોકે બુદ્ધિમાં આરૂઢ થયેલો પુરુષ પણ દૃશ્ય છે તથાપિ તેના દુઃખરહિતપણાવડે તેનું દર્શન દુઃખનું કારણ નથી એ આશયવડે અહિં દૃશ્યમાં પુરુષની ગણના કરી નથી. બુદ્ધિસત્ત્વાદિ સ્વ અને તેની અપેક્ષાએ પુરુષ તેનો સ્વામી કહેવાય છે. એ બંનેના સ્વસ્વામિભાવ-

સંબંધને અહિં સંયોગ કહેલો છે. એ સંયોગને દ્રષ્ટૃદૃશ્યભાવસંબંધ કિંવા ભોક્તૃભોગ્યભાવસંબંધ પણ કહેવામાં આવે છે. આ દ્રષ્ટા, દૃશ્ય અને સંયોગનાં સ્વરૂપ ભગવાન્ સૂત્રકાર પોતેજ આગળ કહેશે. પુરુષ તથા બુદ્ધિસત્ત્વાદિનો જે સ્વસ્વામિભાવસંબંધ છે તેજ હેયરૂપ દુઃખનું કારણ છે. બુદ્ધિસત્ત્વાદિ દૃશ્ય ભોગ્યપણાવડે પુરુષને ઉપકાર કરે છે તેથી તે (બુદ્ધિસત્ત્વાદિ દૃશ્ય) પુરુષનું સ્વ એટલે આત્મીય કહેવાય છે, અને તેની અપેક્ષાએ તે પુરુષ તે બુદ્ધિસત્ત્વાદિ દૃશ્યનો સ્વામી કહેવાય છે. વ્યવહારમાં પણ ભોગ્ય જે સ્ત્રી, પુત્ર તથા ધનાદિ પદાર્થો છે તે ભોક્તાનાં સ્વ એટલે આત્મીય ગણાય છે, અને તેની અપેક્ષાએ ભોક્તા તે સ્વનો સ્વામી ગણાય છે.

**શંકા:**—શબ્દાદિ આકારની પ્રાપ્તિવડે બુદ્ધિસત્ત્વ પરિણામી હોવાથી ભલે શબ્દાદિ આકારવાળું થાય, પણ અસંગ અને અપરિણામી પુરુષને બુદ્ધિસત્ત્વનો સંબંધ થાય છે એમ જો સ્વીકારવામાં આવે તો તેથી પુરુષનું સંગીપણું અને પરિણામીપણું થશે, અને જો તેના સંબંધનો સ્વીકાર કરવામાં નહિ આવે તો બુદ્ધિસત્ત્વમાં આરૂઢ થયેલા તે શબ્દાદિ વિષયોનું દૃશ્યપણું સંભવી શકશે નહિ, કેમકે દ્રષ્ટાવડે સંબંધ નહિ પામેલું એવું કોઇ દૃશ્ય ક્યાંઇ જોવામાં આવતું નથી.

**સમાધાન:**—ચિતિશક્તિરૂપ પુરુષની સાથે દેશથી અથવા કાલથી સંબંધ નહિ પામ્યા છતાં પણ અત્યંત સ્વચ્છપણાને લીધે બુદ્ધિસત્ત્વ યોગ્યતાલક્ષણસંબંધવડે ચૈતન્યના જેવું થયું છતું શબ્દાદિનો અનુભવ કરે છે એ અર્થ પ્રથમપાદમાં “ **वृत्तिसारूप्यमितरत्र ॥** ” એ સૂત્રવડે કહેવાઇ ગયો છે. એમ હોવાથીજ શબ્દાદિ આકારે પરિણામ પામેલા બુદ્ધિસત્ત્વે નિવેદન કરેલા સુખાદિને ભોગવતો છતો દ્રષ્ટા તેનો સ્વામી થાય છે, અને તેવું બુદ્ધિસત્ત્વ ભોગ્યપણાને પામી દૃશ્યરૂપ

સ્વામીનું સ્વ થાય છે. જેમ અયસ્કાંતમણિ ( લોહનું આકર્ષણ કરનાર પાષાણ ) પોતાના સામીપ્યવડે લોહશલાકાનું પુરુષના શરીરમાંથી આકર્ષણ કરી પુરુષને ઉપકાર કરે છે તેમ બુદ્ધિસત્ત્વાદિ દશ્યપણાવડે પુરુષને ઉપકાર કરી દ્રષ્ટા પુરુષનાં ભોગ્ય થાય છે. બુદ્ધિસત્ત્વ વસ્તુતાએ પુરુષની પેઠે સ્વયંપ્રકાશ નથી, કિંતુ ચૈતન્યથી ભિન્ન જડરૂપ છે, અને ચૈતન્યના પ્રતિબિંબવડે તે ચૈતન્યના જેવા રૂપને પ્રાપ્ત થયેલું જણાય છે. બુદ્ધિને સ્વયંપ્રકાશ માનવામાં આવે તો પોતેજ પ્રકાશ કરનાર તથા પ્રકાસ્ય થાય જે નહિ બની શકે એવું છે તેથી પુરુષજ તેનો પ્રકાશક છે એમ માનવું જોઇએ. એમ સ્વીકારવાથી પુરુષનું દ્રષ્ટાપણું અને બુદ્ધિસત્ત્વનું દશ્યપણું અચલ રહે છે. તે બુદ્ધિસત્ત્વ પુરુષને આશ્રયે નહિ રહેલું હોવાથી સ્વતંત્રજેવું છતાં પણ પુરુષના ભોગમોક્ષને માટે પ્રવૃત્ત થનારું હોવાથી પુરુષને અધીન છે એમ કહેવાય છે.

શંકા:—દૃક્શક્તિરૂપ પુરુષનો અને દર્શનશક્તિરૂપ બુદ્ધિસત્ત્વનો જે સંબંધ છે તે સ્વાભાવિક છે વા નૈમિત્તિક છે ? તેના સ્વાભાવિકપણામાં સંબંધીનો સંબંધ નિત્ય થવાથી તે સંબંધનો ઉચ્છેદ થવો અશક્ય છે, અને તેમ થવાથી સંસારનું નિત્યપણું થશે. નૈમિત્તિકપણામાં પણ ક્લેશ, કર્મ અને તેની વાસના અંતઃકરણની વૃત્તિરૂપ છે તેથી તેમના સદ્ભાવવડે અંતઃકરણનો સદ્ભાવ, અને અંતઃકરણના સદ્ભાવવડે તે ક્લેશાદિનો સદ્ભાવ એમ બંનેને પરસ્પરની અપેક્ષારૂપ અન્યોન્યાશ્રયદોષથી અને સૃષ્ટિની આદિમાં તેના અનાદિપણાના અસંભવથી, સંસારની અનુત્પત્તિજ સિદ્ધ થશે. કહ્યું છે કે:—

" पुमानकर्ता येषां तु तेषामपि गुणैः क्रिया ।
कथमादौ भवेत्तत्र कर्म तावन्न विद्यते ॥ १ ॥

मिथ्याज्ञानं न तत्रास्ति रागद्वेषादयोऽपि वा ।
मनोवृत्तिर्हि सर्वेषां न चोत्पन्नं मनस्तदा ॥ २ ॥ ”

**ભાવાર્થ:**—જેઓને મતે પુરુષ અકર્તા છે તેઓને મતે પણ પ્રથમ ગુણોવડે ક્રિયા કેમ ઉપજી શકે ? તે કાલે કર્મ તો વિદ્યમાન નથી. મિથ્યાજ્ઞાન વા રાગદ્વેષાદિ પણ તે સમયમાં નથી. ત્યારે મન પણ ઉત્પન્ન થયું નથી તેથી સર્વની મનોવૃત્તિ પણ નથી. એવી રીતે કર્મ, મિથ્યાજ્ઞાન, રાગદ્વેષાદિ અને મનોવૃત્તિનો અભાવ હોવાથી પુરુષને અકર્તા માનનારના સિદ્ધાંતમાં ગુણોવડે પ્રથમ ક્રિયા સંભવતી નથી.

**સમાધાન:**—તે સ્વસ્વામિભાવસંબંધ સ્વાભાવિક નથી, કિંતુ નૈમિત્તિક છે. એમ છતાં પણ તે અનાદિનિમિત્તવડે ઉત્પન્ન થતો હોવાથી તેનું અનાદિપણું છે, પણ આદિપણું નથી. અવિદ્યાદિ ક્લેશ, શુભાશુભકર્મ, તેની વાસનાનો પ્રવાહ અને આ સંબંધ અનાદિ છે. જેમ વર્ષાની નિવૃત્તિ થયે તૃણાદિ મૃત્તિકાના ભાવને પ્રાપ્ત થાય છે, પણ પુનઃ વર્ષાકાલમાં પાછાં પૂર્વરૂપે પ્રકટ થાય છે તેમ પ્રલયાવસ્થામાં આ સંબંધ અંતઃકરણની સાથે પ્રધાનના સમપણાને પ્રાપ્ત થયો છતો પણ સર્ગના આદિમાં તે પુનઃ તેવોજ ઉત્પન્ન થાય છે, અર્થાત્ પ્રલયકાલમાં એ સંબંધના સંસ્કારસહિત બુદ્ધિસત્ત્વ પ્રધાનમાં લીન થવાથી તે સંબંધ સામાન્યરૂપે રહે છે, અને સૃષ્ટિકાલમાં તે સંસ્કારસહિતજ તે બુદ્ધિસત્ત્વ પાછું પૂર્વસર્ગમાં જે પુરુષસાથે સંબંધવાળું હતું તે પુરુષસાથે સંબંધ પામે છે, એટલે તે કાલે સંબંધ વિશેષરૂપે રહે છે. પ્રલયકાલમાં એ સંબંધનો માત્ર તિરોભાવજ થાય છે, તેની આત્યંતિકી નિવૃત્તિ થતી નથી, આત્યંતિકી નિવૃત્તિ તો વિવેકખ્યાતિવડે જ્યારે બુદ્ધિસત્ત્વનો અધિકાર સમાપ્ત થાય છે ત્યારેજ થાય છે. ઉપાદાનપણાવડે આ સંયોગ-

નું કારણ અવિદ્યા છે, અને સ્થિતિહેતુપણાવડે ભોગમોક્ષરૂપ પુરુષાર્થ કારણ છે. પુરુષના ભોગ અને મોક્ષને અધીન તે સંયોગની સ્થિતિ હોવાથી એ સંયોગને પુરુષાર્થે કરેલો કહ્યો છે. તે સંયોગ દુઃખનું કારણ છે. શ્રીપંચશિખાચાર્ય પણ નીચેના વચનથી એમજ કહ્યું છેઃ-

"तत्संयोगहेतुविवर्जनात्स्यादयमात्यन्तिको दुःखप्रतीकारः॥"

**ભાવાર્થઃ**—પુરુષ અને બુદ્ધિના સંયોગ દુઃખનો હેતુ છે, તે હેતુનો અત્યંત ઉચ્છેદ કરવાથી દુઃખની આત્યંતિકી નિવૃત્તિ થાય છે, અર્થાત્ તે સંયોગનો અત્યંત ઉચ્છેદ ન થવાથીજ પુરુષને દુઃખ છે.

એ સંયોગ અનાદિ હોવાથી ક્લેશ, કર્મ અને તેની વાસના જે અંતઃકરણની વૃત્તિરૂપ છે તેમનો અંતઃકરણનો સદ્ભાવ હોય ત્યારે સદ્ભાવ હોય, અને જ્યારે ક્લેશ, કર્મ અને તેની વાસનાનો સદ્ભાવ હોય ત્યારેજ અંતઃકરણની સ્થિતિ તથા સંયોગનો સદ્ભાવ હોય એવા અન્યોન્યાશ્રયદોષની પણ નિવૃત્તિ થઇ જાય છે.

લોકમાં પણ પરિહાર કરવાયોગ્ય દુઃખના કારણની મનુષ્યો નિવૃત્તિ કરતા હોય એમ જેવામાં આવે છે. પાદતલનું (પગના તળાનું) કંટકના ભેદવડે દુઃખભાગીપણું છે, અને કંટકનું ભેદદ્વારા દુઃખહેતુપણું છે, તથા ઉઘાડે પગે કંટકપર ન ચાલવું કિંવા પગરખાના અંતરાયવડે કંટકપર પગ મૂકીને ચાલવું તે કંટકના ભેદવડે થનારા દુઃખની નિવૃત્તિનો ઉપાય છે. તે દુઃખાશ્રય, દુઃખનો હેતુ અને તેના પરિહારનો ઉપાય એ ત્રણને લોકમાં જે જાણે છે તે તે દુઃખહેતુની નિવૃત્તિનો ઉપાય કરતો છતો કંટકના ભેદથી ઉત્પન્ન થનારા દુઃખને પામતો નથી. સિદ્ધાંતમાં પણ તીવ્રપણાવડે તાપક રજોગુણનું મૃદુપણાવડે સત્ત્વ એ તપ્ય છે. તપક્રિયાના કર્મસ્થપણાથી સત્ત્વરૂપ કર્મમાં તાપ ઉપજાવ-

નારી ક્રિયા છે, અપરિણામી અને નિષ્ક્રિય એવા ક્ષેત્રજ્ઞ-પુરુષ-માં તે નથી. પુરુષને વિષયનું દર્શન કરાવનાર સત્ત્વ તપ્યમાન થયે સતે તેના આકારને અનુસરનારો પુરુષ પણ અનુતાપ પામે છે એમ મૂઢોને જણાય છે. બુદ્ધિ અને પુરુષના સંયોગની આત્યંતિકી નિવૃત્તિ કરવી એ તે તાપદુઃખની નિવૃત્તિનો ઉપાય છે.

યોગવાર્તિકકારે આ સૂત્રનો અર્થ "સુખ, દુઃખ અને મોહાત્મક દશ્યવાળી બુદ્ધિની સાથે દ્રષ્ટા એટલે સાક્ષીનો જે કાષ્ઠ અને અગ્નિની પેઠે સંબંધ છે તે પુરુષને બંધનામના દુઃખનો હેતુ છે" એવો કરી દ્રષ્ટા અને દશ્યનો કાષ્ઠાગ્નિના જેવો સંબંધ તે સંયોગ છે એમ સંયોગનો અર્થ કર્યો છે, પણ ભગવાન્ સૂત્રકારના હવે પછીના કથનપ્રમાણે પ્રધાન એ મુખ્યપણે દશ્ય છે, અને તે તથા પુરુષ યોગસિદ્ધાંતપ્રમાણે નિરવયવ અને વિભુ છે તેથી તે બંનેનો તેવો સંયોગ સંભવી શકતો નથી એમ જણાય છે તેથી તે બંનેમાં રહેલી સ્વસ્વામિભાવની યોગ્યતામાત્રનેજ સંયોગ માનવો એ વધારે ઉચિત છે. વળી કાષ્ઠ-અગ્નિના જેવા સંબંધને અહિં સંયોગ માનવામાં આવે તો જીવન્મુક્તને પણ પુરુષ અને બુદ્ધિસત્ત્વનો એવો સંયોગ છે તો તેથી તેમને પણ દુઃખના હેતુના વિદ્યમાનપણાવડે વાસ્તવિક દુઃખાનુભવ થવાનો પ્રસંગ આવશે, અને યોગ્યતાને સંયોગ માનવાથી જીવન્મુક્તને વિવેકખ્યાતિવડે તે બંનેમાંથી સ્વસ્વામિભાવની યોગ્યતા બાધ પામી ગયેલી હોવાથી તેમને વાસ્તવિક દુઃખાનુભવ થતો નથી માટે તે દોષની પ્રાપ્તિ નહિ થાય તેથી પણ યોગ્યતાને સંયોગરૂપે સ્વીકારવી એજ યોગ્ય છે. આ સંયોગનું વિશેષ સ્પષ્ટીકરણ આ પાદના ત્રેવીશમા સૂત્રમાં થશે. ૧૭

એવી રીતે દ્રષ્ટૃદશ્યનો સંયોગ હેયરૂપ દુઃખનું કારણ છે એમ

કહ્યું હવે દ્રષ્ટા, દૃશ્ય તથા સંયોગના સ્વરૂપને ભગવાન્ સૂત્રકાર કહેશે, તેમાં પ્રથમ દૃશ્યના સ્વરૂપને નીચેના સૂત્રવડે કહે છેઃ—

**प्रकाशक्रियास्थितिशीलं भूतेन्द्रियात्मकं भोगापवर्गार्थं दृश्यम् ॥ १८ ॥**

**पदबोधिनी टीकाः—प्रकाशशीलं सत्त्वम् । क्रियाशीलं रजः । स्थितिशीलं तमः । स्थितिश्च प्रकाशक्रिययोः प्रतिबन्धरूपा । तथा भूतेन्द्रियात्मकं भूतानि इन्द्रियाणि च तानि आत्मा स्वरूपाभिन्नः परिणामो यस्य तत्तथाविधं दृश्यं ज्ञेयजातमित्यर्थः । तच्च भोगापवर्गार्थं भोगापवर्गौ अर्थः प्रयोजनं यस्य तत्तथाविधम् । प्रकृतितद्विकारात्मकं सर्वमेव दृश्यं पुरुषस्य भोगापवर्गहेत्वित्ति यावत् ॥ १८ ॥**

**સૂત્રાર્થઃ—[ પુરુષના ] ભોગ તથા મોક્ષરૂપ પ્રયોજનવાળા, ભૂતો તથા ઇંદ્રિયોરૂપે પરિણામ પામેલા, [અને] પ્રકાશ ક્રિયા ને સ્થિતિરૂપ સ્વભાવવાળા [ સત્ત્વાદિ ત્રણ ગુણો ] દૃશ્ય [ કહેવાય છે. ] ૧૮**

**વિવેચનઃ**—પુરુષના અધિકારપ્રમાણે તેના ભોગ તથા મોક્ષરૂપ પ્રયોજનવાળા, સૂક્ષ્મસ્થૂલભૂતો તથા સૂક્ષ્મસ્થૂલ ઇંદ્રિયોરૂપે પરિણામ પામેલા, અને પ્રકાશ ક્રિયા ને સ્થિતિરૂપ સ્વભાવવાળા સત્ત્વ, રજસ્ અને તમસ્ આ ત્રણ ગુણો દૃશ્ય કહેવાય છે. એ ત્રણ ગુણને પ્રકૃતિ, અવ્યક્ત

ક્રિયા માયા પણ કહેવામાં આવે છે. નીચેના શ્રીબૃહદ્વાસિષ્ઠના શ્લોક-માં તેનાં પ્રકૃતિ, માયા તથા અણુ એવાં નામો પણ આપ્યાં છેઃ—

" नामरूपविनिर्मुक्तं यस्मिन्संतिष्ठते जगत् ।
तमाहुः प्रकृतिं केचित् मायामन्ये परे त्वणून् ॥ "

**ભાવાર્થ:**—નામરૂપથી સારી રીતે મોકળું થયેલું જગત્ જેમાં સ્થિતિ કરે છે તેને કોઇ (**સાંખ્યવાદીઓ**) પ્રકૃતિ કહે છે, કોઇ (વેદાંતીઓ) માયા કહે છે, અને બીજાઓ (તાર્કિકો) અણુઓ કહે છે.

**શંકા:**—જો ત્રણ ગુણથી ભિન્ન પ્રકૃતિ નથી તો "**अजामेकां लोहितशुक्लकृष्णाम् ॥**" (રજસ્, સત્ત્વ ને તમસ્ એ ત્રણ ગુણો-વાળી એક પ્રકૃતિ, ) એ શ્રુતિમાં પ્રકૃતિનું એકપણું કેમ કહ્યું છે ? તથા "**सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसम्भवाः ॥**" (સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ગુણો પ્રકૃતિથી ઉપજેલા છે, ) એ સ્મૃતિવચન-માં સત્ત્વાદિનું પ્રકૃતિકાર્યપણું કેમ કહ્યું છે ?

**સમાધાન:**—ત્રણ ગુણની સામ્યાવસ્થા એ પ્રકૃતિ છે, ત્રણ ગુણથી ભિન્ન બીજી કોઈ પ્રકૃતિ નથી તેથી "**अजामे०**" એ શ્રુતિમાં પ્રકૃતિને એક કહી છે. બુદ્ધિના ઉપાદાનકારણરૂપે સત્ત્વાદિ ત્રણ ગુણો સામ્યાવસ્થાનો ભંગ થઇ પ્રકૃતિમાંથી ઉપજે છે માટે તે ત્રણ ગુણોને "**सत्त्वं**" ઇત્યાદિ **શ્રીભગવદ્ગીતાના** વચનમાં પ્રકૃતિના કાર્યરૂપે કહેલા છે, એટલે એ વચનોમાં કોઈ પ્રકારનો વિરોધ નથી.

સૃષ્ટિકાલમાં પ્રકાશ, ક્રિયા અને સ્થિતિરૂપ ત્રણ ગુણોનું કાર્ય વિદ્ય-માન રહે છે, પણ પ્રલયકાલમાં તે પ્રકાશાદિ કાર્યનો અભાવ હોય છે તેથી સૂત્રમાં કાર્યપદનું ગ્રહણ નહિ કરતાં **शील**પદનું ગ્રહણ કર્યું છે. સ્વ-ભાવનો નાશ સંભવતો નથી તેથી ગુણોના પ્રકાશાદિ સ્વભાવ સૃષ્ટિકાલે

તેમજ પ્રલયકાલે સર્વદા વિદ્યમાન રહે છે, એટલે **શીલ**પદના ગ્રહણવડે સૂત્રમાં કોઇ પ્રકારનો દોષ રહેતો નથી. બુદ્ધિ આદિની વૃત્તિનો આલોક તથા ભૌતિક આલોક તે પ્રકાશ કહેવાય છે, અને યત્ન તથા ચલન તે ક્રિયા કહેવાય છે. પૂર્વોક્ત પ્રકાશ અને ક્રિયાથી રહિતપણું કિંવા તે બંનેનો પ્રતિબંધ તે સ્થિતિ કહેવાય છે. પ્રકાશ, ક્રિયા અને સ્થિતિ એ સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણનો સ્વભાવ છે એ ગુણો, ગંધ રસ રૂપ સ્પર્શ અને શબ્દ એ તન્માત્રરૂપ પાંચ સૂક્ષ્મભૂતો, તથા પૃથ્વી જલ તેજ વાયુ અને આકાશ એ પાંચ સ્થૂલભૂતો, અહંકાર અને બુદ્ધિ એ સૂક્ષ્મ ઇંદ્રિયો, તથા વાણી હાથ પગ ઉપસ્થ ને ગુદા એ પાંચ કર્મેન્દ્રિયો, અને કાન ત્વચા આંખ રસના ને પ્રાણ એ પાંચ જ્ઞાનેંદ્રિયો, તથા મન એ અગીઆર સ્થૂલ ઇંદ્રિયો એ સર્વનું કારણ છે, અર્થાત્ સૂક્ષ્મ-સ્થૂલ ભૂતો તથા સૂક્ષ્મસ્થૂલ ઇંદ્રિયો એ ગુણોનો પોતાનાથી અભિન્ન પરિણામ છે. એ ગુણો અવિવેકી પુરુષના ભોગરૂપ પ્રયોજનવાળા અને વિવેકી પુરુષના મોક્ષરૂપ પ્રયોજનવાળા છે. પોતાના વિકારોસહિત એ ત્રણ ગુણો દૃશ્ય કહેવાય છે. એ ગુણોનું પરસ્પર નિત્ય મિશ્રણ હોવાથી તેમના ભેદનું પ્રત્યક્ષ અશક્ય છે, માત્ર સુખ પ્રકાશ અને લઘુત્વ, દુઃખ ક્રિયા અને પ્રેરણા, તથા મોહ જ્ઞાનાવરણ ને ગુરુત્વ આ કાર્યો પૃથક્ પૃથક્ દેખાય છે તેથી તે ગુણોનો ભેદ એ લિંગવડે અનુમાન કરાય છે.

સત્ત્વાદિ ગુણો પ્રકૃતિરૂપ છે, પણ પ્રકૃતિના ધર્મરૂપ નથી. પુરુષના ઉપકરણપણાથી તથા બંધકપણાથી સત્ત્વાદિને ગુણો કહેલા છે, તે પ્રકૃતિના ધર્મો છે એમ જણાવવા તેમને ગુણો કહેલા નથી. સત્ત્વાદિ ગુણો પ્રકૃતિના ધર્મો નથી, પણ પ્રકૃતિરૂપજ છે એ અર્થ **શ્રીસાંખ્યદર્શન**માં પણ " **सत्त्वादीनामतद्धर्मत्वं तद्रूपत्वात् ॥** " ( સત્ત્વાદિ ગુણો પ્રકૃતિરૂપ છે, પણ પ્રકૃતિના

ધર્મરૂપ નથી, ) એ સૂત્રવડે કહ્યો છે. સત્ત્વાદિ ગુણો દ્રવ્યરૂપ છે એ હવે પછી કહેવામાં આવતા હેતુઓથી પણ સિદ્ધ થાય છે. પ્રકાશસ્વભાવવાળો સત્ત્વગુણ, ક્રિયાસ્વભાવવાળો રજોગુણ અને સ્થિતિસ્વભાવવાળો તમોગુણ એ ત્રણે ગુણો પરસ્પર મુખ્યગૌણવિભાગવાળા છે, એટલે સત્ત્વગુણનો અધિક ભાગ જે પ્રકાશ તે રજોગુણના ન્યૂનભાગ દુઃખવડે તથા તમોગુણના ન્યૂનભાગ દીનતાવડે મિશ્ર હોય છે એ પ્રમાણે રજોગુણમાં તથા તમોગુણમાં પણ અધિકપણું તથા સ્વલ્પપણું જાણવું. વળી તે ગુણો નીચેની શ્રુતિમાં કહ્યા પ્રમાણે પુરુષની સાથે સંયોગવિભાગરૂપ ધર્મવાળા છેઃ—

"अजामेकां लोहितशुक्लकृष्णां बह्वीः प्रजाः सृजमानां सरूपाः।
अजो ह्येको जुषमाणोऽनुशेते जहात्येनां भुक्तभोगामजोऽन्यः॥"

**ભાવાર્થઃ**—બુદ્ધિસત્ત્વથી આત્માના વિવેકને નહિ જાણનાર કોઈ પુરુષ રજોગુણ, સત્ત્વગુણ અને તમોગુણરૂપ પ્રકૃતિ જે પોતાના જેવી એટલે દુઃખ, સુખ તથા મોહરૂપ બહુ પ્રજાને સૃજનારી છે તેને અનુસરી અવિદ્યાવડે બુદ્ધિમાં રહેલા સુખાદિને આત્મામાં માનતો છતો "હું સુખી" "હું દુઃખી" "હું મૂઢ" એવી વાસનાવડે સંસારમાં ભ્રમણ કરે છે. [એ કથનવડે પુરુષની સાથે સંયોગધર્મવાળા ગુણો છે એમ જણાવ્યું. હવે વિભાગધર્મવાળા ગુણોને કહે છેઃ—] બુદ્ધિસત્ત્વ તથા પુરુષના અન્યપણાના જ્ઞાનવાળો બીજો પુરુષ જેણે ભોગ અને મોક્ષ કર્યો છે એવી પ્રકૃતિને અનાત્મપણાવડે ત્યજે છે.

એ ગુણો પરસ્પરના આશ્રયવડે પોતપોતાના કર્મને સંપાદન કરે છે. જ્યારે સર્વે ગુણો સર્વ કાર્યોનું કારણ થાય છે ત્યારે સત્ત્વાદિ પણ ક્રિયાદિના હેતુ થવાથી તેમને સક્રિયપણાદિની પ્રાપ્તિ થવાવડે તે પ્રકાશાદિ-

નું મિશ્રપણું થશે એવી શંકાને અવકાશ નથી, કેમકે પરસ્પરના અંગઅંગિભાવવડે ઉપજેલા કાર્યમાં પણ પ્રકાશધર્મ સત્ત્વગુણનોજ છે, ક્રિયાધર્મ રજોગુણનોજ છે, અને સ્થિતિધર્મ તમોગુણનોજ છે તેથી પ્રકાશાદિના વિભાગનું સંમિશ્રણ નથી. અર્થાત્ ગમે તે ગુણનું અંગીપણું હોય તોપણ અંગપણાવડે રહેલા અન્યગુણો પોતાના ધર્મને ત્યજી અંગીના ધર્મસાથે મિશ્ર થઇ જતા નથી. જો તે ગુણોના ધર્મોનું મિશ્રણ ન થતું હોય તો તે ગુણો એકત્ર થઇને કોઇ કાર્ય કરી શકે નહિ, કેમકે જેમના ધર્મોનું મિશ્રણ થતું નથી એવા કોઇ પણ પદાર્થો એકત્ર થઇને કોઇ કાર્ય કરતા હોય એમ કદીપણ જોવામાં આવતું નથી; તંતુ, મૃત્તિકાનો પિંડ અને તૃણ એ ત્રણે એકત્ર થઇને ઘટાદિનાં કારણ થતાં નથી એ પ્રસિદ્ધ છે એમ જો શંકા થાય તો તેનું સમાધાન આ પ્રમાણે જાણવું:—જોકે ઉપાદાનકારણ સમાનજાતિવાળું હોય તેજ થાય છે તોપણ સહકારિકારણ તો અતુલ્યજાતિવાળું પણ થઇ શકે છે. સહકારિકારણ સમાનજાતિવાળુંજ જોઇએ એવો નિયમ નથી. જે સહકારિકારણ ન હોય તે ઉપાદાનકારણજોડે મળી કાર્ય ઉપજાવી શકે નહિ. ઘાસ અને તંતુઓ ઘડાનાં સહકારિકારણ નથી તેથી તેના ઉપાદાનકારણ મૃત્તિકાસાથે મળી ઘટાદિને ઉપજાવી શકે નહિ. સત્ત્વપણાદિ જાતિવડે જે ગુણો સજાતીય છે તે કાર્યનાં ઉપાદાનકારણ છે, અને સહકારિશક્તિવાળા જે વિજાતીય છે તે પોતપોતાની શક્તિના વિભાગવડે તે કાર્યને આશ્રય આપનારા છે. અહિં જે સત્ત્વાદિનું બહુપણું કહ્યું તે વ્યક્તિરૂપે જાણવું, અને ત્રિગુણપણાનો વ્યવહાર સત્ત્વપણાદિ જાતિમાત્રવડે જાણવો. દિવ્યશરીરની ઉત્પત્તિમાં સત્ત્વગુણ પ્રધાન અને રજોગુણ તથા તમોગુણ ગૌણ હોય છે, મનુષ્યશરીરની ઉત્પત્તિમાં રજોગુણ પ્રધાન અને સત્ત્વગુણ તથા તમોગુણ ગૌણ હોય છે, અને તિર્યક્-

શરીરની ઉત્પત્તિમાં તમોગુણ પ્રધાન અને સત્ત્વગુણ તથા રજોગુણ ગૌણ હોય છે. એવી રીતે એ ત્રણ ગુણો પોતપોતાના પ્રધાનપણાના સમયમાં કાર્ય ઉપજાવવાપ્રતિ ઉદ્‌ભૂતવૃત્તિવાળા થાય છે, અને અન્યના ગુણપણામાં પણ સહકારિપણાવડે તેમના અસ્તિત્વનું અનુમાન થાય છે. તે ગુણો એકત્ર થઇને કાર્ય કરવાને સમર્થ છે માટે તેમણે કાર્ય કરવુંજ જોઇએ, વિરામ નજ પામવું જોઇએ એવો નિયમ નથી માટે તે ગુણોને કાર્યમાં પ્રવૃત્તિ કરાવનાર કોઈ હેતુ હોવો જોઇએ, અને તે હેતુ ભોગમોક્ષરૂપ પુરુષાર્થ છે. પુરુષના ભોગમોક્ષરૂપ પુરુષાર્થના કર્તવ્યપણાવડે સામર્થ્યવાળા તે ગુણો પોતપોતાના કાર્યમાં પ્રવૃત્ત થાય છે. બુદ્ધિસત્ત્વ અને પુરુષના અન્યપણાના જ્ઞાનરૂપ પુરુષાર્થ સંપાદન કર્યા પછી સમગ્ર પુરુષાર્થથી નિવૃત્ત થઈ તે ગુણો કાર્યનો આરંભ કરતા નથી. અયસ્કાંતમણિ જેમ સન્નિધિમાત્રવડે પુરુષને ઉપકાર કરે છે તેમ આ ગુણો પણ સન્નિધિમાત્રવડે પુરુષને ઉપકાર કરે છે. પોતપોતાના કાર્યમાં પ્રવૃત્ત થયેલા પ્રધાન એવા સત્ત્વ, રજસ્ અથવા તમસ્‌માંના કોઇ એકની વૃત્તિને ગુણભાવે રહેલા બીજા બે ગુણો ધર્માધર્મરૂપ નિમિત્તવિનાજ અનુસરે છે. ધર્માધર્મ પ્રકૃતિની પ્રવૃત્તિમાં પ્રયોજક નથી એ અર્થ આ ગ્રંથના ચોથા પાદમાં ભગવાન્ સૂત્રકાર **"निमित्तमप्रयोजकं प्रकृतीनां वरणभेदस्तु ततः क्षेत्रिकवत् ॥"** ( જેમ જલથી ભરેલા એક ક્યારામાંથી બીજા ક્યારામાં જલ લઈ જવાને ઇચ્છતો ખેડુત તે જલને હાથવડે ખેંચતો નથી, કિંતુ જલને પ્રતિબંધ કરનાર ક્યારાની પાળનું ભેદન કરે છે, તેમ કરવાથી જલ પોતેજ અન્ય ક્યારામાં જાય છે તેમ ધર્માધર્મ પ્રકૃતિની પ્રવૃત્તિમાં પ્રયોજક નથી, કિંતુ તે ધર્માદિથી પ્રતિબંધકનો ભેદ થાય છે તેથી પ્રકૃતિ પોતેજ યથાયોગ્ય પરિણામ પામે છે, ) એ સૂત્રવડે કહેશે. કાર્ય-

કારણભાવને પામેલા આ ગુણો દશ્ય કહેવાય છે. આનાથી ભિન્ન અન્ય દશ્ય નથી. તે દશ્ય પૂર્વે કહેલાં સૂક્ષ્મસ્થૂલ ભૂતરૂપે તથા સૂક્ષ્મસ્થૂલ ઇંદ્રિયોરૂપે પરિણામ પામે છે. સત્કાર્યવાદમાં જે જે રૂપ હોય તે તે રૂપવડે પરિણામ પામે છે, એટલે અહિં ગુણોનો ભૂતેંદ્રિયરૂપ પરિણામ કહ્યો છે. તે ત્રણ ગુણો ભૂતેંદ્રિયરૂપે નિષ્પ્રયોજન પરિણામ પામતા નથી, કિંતુ પ્રયોજનનો સ્વીકાર કરીનેજ તે રૂપે પરિણામ પામે છે તેથી તે દશ્ય પુરુષના ભોગ અને મોક્ષરૂપ પ્રયોજનવાળું છે એમ સિદ્ધ થાય છે સુખદુઃખાકારે પરિણામ પામેલા ગુણસ્વરૂપનો પુરુષથી અભેદ છે એવા અનુભવને ભોગ કહે છે, અર્થાત્ બુદ્ધિવૃત્તિમાં રહેલાં સુખ-દુઃખને અજ્ઞાનવડે પુરુષ પોતાનામાં આરોપે તે **ભોગ છે,** અને ભોક્તાના સ્વરૂપનો અનુભવ તે અપવર્ગ કિંવા **મોક્ષ** કહેવાય છે. ભોગ અને અપવર્ગથી ભિન્ન દર્શનરૂપ બુદ્ધિવૃત્તિનું અન્ય પ્રયોજન નથી. પુરુષની સાથે અવિભાગને પામેલા ગુણના સ્વરૂપનો નિશ્ચય તે ભોગ છે એ અર્થ **શ્રીપંચશિખાચાર્યે** પણ કહ્યો છે:—

**“ अयं तु खलु त्रिषु गुणेषु कर्तृषु अकर्तरि च पुरुषे तुल्यातुल्यजातीये चतुर्थे तत्क्रियासाक्षिण्युपनीयमानान् सर्व-भावानुपपन्नाननुपश्यन्न दर्शनमन्यच्छङ्कते ॥ ”**

**ભાવાર્થ:**—વસ્તુતાએ સત્ત્વાદિ ત્રણ ગુણો કર્તા છતાં પણ અ-વિવેકી મનુષ્ય ગુણત્રયની અપેક્ષાવડે ચતુર્થ, ત્રણ ગુણના સાક્ષી એટલે અકર્તા, ત્રણ ગુણથી રહિત હોવાથી ગુણથી વિજાતીય અને અહેતુમત્પણા-થી ગુણથી સજાતીય એવા પુરુષમાં બુદ્ધિવડે નિવેદન કરાયેલા સ્વા-ભાવિક સુખાદિ સર્વધર્મોને જોતો છતો ગુણોથી ભિન્ન શુદ્ધ અન્ય-ચૈતન્યની સંભાવના કરતો નથી.

જેમ જય અને પરાજય સૈન્યના યોદ્ધાઓમાં વર્તમાન છતાં પણ તે સૈન્યના સ્વામી તેના ફલના ભોક્તા હોવાથી તે જયપરાજયનું તેમના સ્વામીમાં કથન કરાય છે તેમ ભોગ અને અપવર્ગ વસ્તુતાએ બુદ્ધિએ કરેલા છતાં તથા બુદ્ધિમાંજ વર્તમાન છતાં પણ પુરુષ પ્રતિબિંબિત થયેલા સુખદુઃખનો ભોક્તા હોવાથી તે ભોગમોક્ષનું પુરુષમાં કથન થાય છે. પુરુષાર્થની અસમાપ્તિ એ બુદ્ધિનોજ બંધ છે, અને બુદ્ધિસત્ત્વ તથા પુરુષના અન્યપણાના જ્ઞાનની ઉત્પત્તિવડે પુરુષાર્થની સમાપ્તિ તે બુદ્ધિનોજ મોક્ષ છે. જેમ બુદ્ધિમાં રહેલા બંધમોક્ષનું પુરુષમાં અધ્યારોપવડે અસ્તિત્વ છે તેમ સ્વરૂપમાત્રવડે પદાર્થના જ્ઞાનરૂપ ગ્રહણ, જ્ઞાત થયેલા પદાર્થના સ્મરણરૂપ ધારણ, પદાર્થમાં રહેલા વિશેષધર્મોને કલ્પનાથી જાણવારૂપ ઊહ, આરોપણ કરેલા ધર્મોની યુક્તિવડે નિવૃત્તિરૂપ અપોહ, ઊહાપોહવડે વસ્તુના નિશ્ચયરૂપ તત્ત્વજ્ઞાન અને તત્ત્વના નિશ્ચયપૂર્વક ગ્રહણ તથા ત્યાગરૂપ અભિનિવેશ એ સર્વ બુદ્ધિમાં રહેલાં છે, અને પુરુષ તેમના ફલનો પ્રતિબિંબવડે ભોક્તા હોવાથી પુરુષમાં તેમનું અધ્યારોપવડે અસ્તિત્વ છે.

"**विज्ञानं यज्ञं तनुते ॥**" (જીવ યજ્ઞને વિસ્તારે છે,) "**आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः ॥**" (ઇંદ્રિય તથા મનસહિત શરીર ભોક્તા છે એમ બુદ્ધિમાનો કહે છે, ) તથા "**ध्यायतीव लेलायतीव ॥**" ( બુદ્ધિના ધ્યાનમાં આત્મા જાણે ધ્યાન કરતો હોય એમ જણાય છે, અને બુદ્ધિના ચાંચલ્યમાં આત્મા જાણે ચંચલ થયો હોય એમ જણાય છે, ) ઇત્યાદિ શ્રુતિઓવડે પુરુષમાં ભોગાદિ ધર્મો ઔપાધિકજ છે, પણ પારમાર્થિક નથી. "પુરુષને પણ મુખ્યભોગ છે, '**बुद्धेरेव**' ( બુદ્ધિનાજ ) એ ભાષ્યવચનવડે માત્ર પુરુષનો પરિણામરૂપ ભોગ નિરાકરણ કરાય છે; ભગવાને પણ '**पुरुषः सुख-**

**दुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥** ' ( પુરુષ સુખદુઃખોના ભોક્તાપણા-માં હેતુ કહેવાય છે,) એ વચનવડે પુરુષને મુખ્ય ભોક્તા કહ્યો છે " એવા આશયનાં વચનોવડે યોગવાર્તિકકારે જે પુરુષનું મુખ્યભોક્તાપણું કહ્યું છે તે યોગ્ય નથી, કેમકે ભગવાનના તે વચનનું પુરુષના મુખ્યભોગમાં તાત્પર્ય નથી "**कार्यकारणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते॥**" (કાર્યકારણના કર્તાપણામાં પ્રકૃતિ હેતુ કહેવાય છે,) એ વચનવડે પ્રકૃતિના સંસારકારણ-પણાને કહીને તે પ્રકૃતિ કોને માટે સંસાર રચે છે એવી આકાંક્ષામાં "**पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥** " ( સુખદુઃખોના ભોક્તાપણામાં પુરુષ હેતુ કહેવાય છે,) એ વચનથી પુરુષના ભોક્તાપણાવડે તેના ભોગમાટે એમ કહી, પુરુષનું ભોક્તાપણું શું સ્વાભાવિક છે ? એવી જિજ્ઞાસામાં "**पुरुषः प्रकृतिस्थो हि भुङ्क्ते प्रकृतिजान् गुणा-न् । कारणं गुणसङ्गोऽस्य सदसद्योनिजन्मसु ॥** " ( પ્રકૃતિમાં રહેલો પુરુષ પ્રકૃતિથી ઉપજેલા ગુણોને ભોગવે છે, આના ઉચનીચ યોનિઓના જન્મમાં ગુણમાં આસક્તિ એ કારણ છે,) એવડે પ્રકૃતિથી તાદાત્મ્ય પામેલાને ગુણના સંગવડે ઔપાધિક ભોક્તાપણું છે, પારમા-ર્થિક નથી એમ કહી, "**उपद्रष्टाऽनुमन्ता च ॥**" (બુદ્ધિદ્વારા દ્રષ્ટા અને બુદ્ધિદ્વારા માનનાર) ઇત્યાદિ વાક્યવડે પુરુષનું સ્વાભાવિક સાક્ષીપણું છે એમ ભગવાને સિદ્ધાંત કર્યો છે. ૧૮

પૂર્વોક્ત દૃશ્યગુણોના સ્વરૂપના ભેદના નિશ્ચયને માટે ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રનો આરંભ કરે છેઃ—

**विशेषाविशेषलिङ्गमात्रालिङ्गानि गुणपर्वाणि ॥ १९ ॥**

पदबोधिनी टीकाः—विशेषाः प्रकृतितो व्यावृत्ता भूतेन्द्रियादयः षोडश विकाराः। अविशेषाः विकाराणां प्रकृतयः तन्मात्राण्यहंकारश्चेति षट् । लिङ्गं प्रकृतेराद्यं कार्यं महत्तत्त्वम् । अलिङ्गं मूला प्रकृतिः । इत्येतानि गुणपर्वाणि गुणानां सत्त्वरजस्तमसां पर्वाणीव पर्वाणि अवस्थाविशेषा इति यावत् । अस्मिन् शास्त्रे तन्मात्राणां अहङ्कारस्यानुजत्वं बुद्धेश्चापत्यत्वम् । सांख्ये तु अहंकारापत्यत्वमिति भेदोऽनुसन्धेयः ॥ १९ ॥

**સૂત્રાર્થઃ**—વિશેષ, અવિશેષ, લિંગમાત્ર અને અલિંગ [ આ ] ગુણોની અવસ્થાવિશેષ [ છે. ] ૧૯

**વિવેચનઃ**—વિશેષો, અવિશેષો, મહત્તત્ત્વ અને અવ્યક્ત એ ચાર સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોનાં પર્વો એટલે અવસ્થાના ભેદો છે. ગુણોથી એ પર્વો અત્યંત ભિન્ન નથી, આથી ગુણોમાંજ સર્વદૃશ્યોનો અંતર્ભાવ છે. કાર્યોવડે કારણનું અનુમાન થાય છે એવા આશયથી વિશેષાદિ ક્રમવડે પર્વની ગણના છે. જેઓ અન્યતત્ત્વનાં ઉપાદાનકારણ ન હોય, તથા જેમાં શાંત, ઘોર અને મૂઢ એ પરિણામો પ્રકટ હોય એવા વિકારો વિશેષો કહેવાય છે. તે વિશેષો

સોળ છે. પૃથિવી, જલ, તેજ, વાયુ અને આકાશ એ પાંચ સ્થૂલભૂતો; શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિહ્વા અને ઘ્રાણ એ પાંચ જ્ઞાનેંદ્રિયો; વાણી, હાથ, પગ, ઉપસ્થ અને ગુદા એ પાંચ કર્મેન્દ્રિયો; તથા જ્ઞાનેંદ્રિય અને કર્મેન્દ્રિયરૂપ મન એ સોળ વિકારોનાં નામો છે. શાંત, ઘોર અને મૂઢ એ ધર્મો જેમાં પ્રકટ નથી એવી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ પાંચ તન્માત્રાઓના જેમાં શાંત, ઘોર અને મૂઢ એ ધર્મો પ્રકટ છે એવા આકાશ, વાયુ, અગ્નિ, જલ અને પૃથિવી એ પાંચ વિકારો છે. શ્રવણ, સ્પર્શન તથા દર્શનાદિ વિશેષધર્મરહિત અભિમાનમાત્રધર્મવાળા સાત્ત્વિક અહંકારના શ્રવણ, સ્પર્શન તથા દર્શનાદિ ધર્મવાળી શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિહ્વા અને ઘ્રાણ એ પાંચ જ્ઞાનેંદ્રિયો વિકાર છે. બોલવું તથા ગ્રહણ કરવું ઇત્યાદિ ક્રિયાથી રહિત અભિમાનમાત્રધર્મવાળા રાજસ અહંકારના બોલવું તથા ગ્રહણ કરવું ઇત્યાદિ ક્રિયાવાળી વાણી, હાથ, પગ, ઉપસ્થ ને ગુદા એ પાંચ કર્મેંદ્રિયો વિકાર છે. "**अन्यत्रमना अभूवं नाश्रौषम् ॥**" ( અન્યત્ર મનવાળો હતો તેથી સાંભળ્યું નહિ,) ઇત્યાદિ શ્રુતિથી, તથા મનરૂપ અધિષ્ઠાતાવાળી ચક્ષુરાદિની તથા વાગાદિની પોતપોતાના વિષયોમાં પ્રવૃત્તિ હોવાથી જ્ઞાનેંદ્રિયરૂપ તથા કર્મેન્દ્રિયરૂપ અગીઆરમું મન સત્ત્વગુણ તથા રજોગુણ જેમાં પ્રધાન છે એવા અહંકારનો વિકાર છે. દશ ઇંદ્રિયોના જે વિષયો છે તે મનના પણ છે તેથી મનને સર્વાર્થ-સર્વવિષયવાળું-કહેવામાં આવે છે. એવી રીતે પાંચ ભૂતો એ પાંચ તન્માત્રાના વિકારો છે, અને અગીઆર ઇંદ્રિયો એ અહંકારના વિકારો છે. આ સોળ વિકારો ગુણપર્વ એટલે સત્ત્વાદિ ગુણોની અવસ્થાવિશેષ કિંવા પરિણામ છે. શ્રીગર્ભોપનિષદ્‌માં પણ "**षोडश विकाराः ॥**" (સોળ વિકારો) એ વચનવડે સોળ વિકારોનો સ્વીકાર કર્યો છે. સાંખ્યસિદ્ધાંતમાં પાંચ તન્માત્રા એ તામસ અહંકાર-

નું કાર્ય છે, અને યોગસિદ્ધાંતમાં પાંચ તન્માત્રા એ મહત્તત્ત્વનું કાર્ય છે. " **सूक्ष्मविषयत्वं चालिङ्गपर्यवसानम् ॥** " એ પ્રથમપાદના પિસ્તાળીશમા સૂત્રપરના ભાષ્યમાં ' **तेषामहङ्कारः ॥**" (પંચતન્માત્રાથી અહંકાર સૂક્ષ્મવિષય છે, ) એવું વચન છે, તે ત્યાં છઠ્ઠી વિભક્તિ પાંચમીના અર્થમાં હોવાથી તન્માત્રાઓથી અહંકાર સૂક્ષ્મ છે એટલુંજ દર્શાવે છે, પણ તન્માત્રાઓનું ઉપાદાનકારણ અહંકાર છે એમ દર્શાવતું નથી. વળી ત્યાં ઉપાદાનકારણની ગણના કરી નથી, પણ માત્ર એકએકથી સૂક્ષ્મવિષયની ગણના કરી છે તેથી તન્માત્રાનું ઉપાદાનકારણ અહંકાર છે એમ માનવા કારણ નથી. સાંખ્યની સર્વ પ્રક્રિયા યોગને સર્વાંશે માન્ય છે એમ કહી શકાય એમ નથી. સાંખ્ય પચીશતત્ત્વ માને છે, અને યોગ પુરુષવિશેષરૂપ છવ્વીશમા ઈશ્વરતત્ત્વનો પણ સ્વીકાર કરે છે. સાંખ્યમાં " **सात्त्विकमेकादशकं प्रवर्तते वैकृतादहङ्कारात् ॥** " ( સાત્ત્વિક અહંકારથી સાત્ત્વિક અગીઆરમું-મન-ઉપજે છે, ) એ સૂત્રવડે મનની ઉત્પત્તિ સાત્ત્વિક અહંકારમાંથી માની છે, અને મન ઉભયાત્મક હોવાથી યોગમાં સાત્ત્વિક-રાજસ અહંકારમાંથી મનની ઉત્પત્તિ સ્વીકારી છે. એ વિષયમાં જેમ સાંખ્યયોગનો પ્રસંગવશાત્ મતભેદ છે તેમ અત્ર પણ મતભેદ છે એટલે કે સાંખ્ય તામસ અહંકારનું કાર્ય પંચતન્માત્રાઓ છે એમ કહે છે, અને યોગ મહત્તત્ત્વમાંથી પાંચ તન્માત્રાઓ ઉપજે છે એમ આ સૂત્ર-પરના ભાષ્યમાંના " **एते सत्तामात्रस्यात्मनो महतः षडविशेष-परिणामाः ॥** " (સત્તામાત્ર મહત્તત્ત્વના આ છ અવિશેષપરિણામો છે,) એ પદોવડે, તથા **શ્રીગર્ભોપનિષદ્**ની " **अष्टौ प्रकृतयः ॥** ( પ્રકૃતિ, મહત્, અહંકાર ને પાંચ તન્માત્રાઓ એ આઠ પ્રકૃતિ છે,) એ શ્રુતિવડે સ્વીકારે છે. ભગવાન્ ભાષ્યકાર સ્પષ્ટપણે પાંચ તન્માત્રા તથા અહંકાર

એ છને મહત્તત્ત્વનાં કાર્ય કહે છે તેથી અહંકારદ્વારા મહત્તત્ત્વ તન્માત્રાનું કારણ છે એમ યોગવાર્તિકકારે જે કલ્પના કરી છે તે નિરર્થક ઠરે છે. પાંચ તન્માત્રામાં અને અહંકારમાં વિકારોનું હેતુપણું અને અવિશેષપણું સમાન હોવાથી તેઓ મહત્તત્ત્વનાં કાર્ય છે. શબ્દતન્માત્રા, સ્પર્શતન્માત્રા, રૂપતન્માત્રા, રસતન્માત્રા, ગંધતન્માત્રા અને અહંકાર એ ૭ અવિશેષોનાં નામો છે. શબ્દતન્માત્રા શાંતાદિ વિશેષથી રહિત એક શબ્દધર્મવાળું દ્રવ્ય છે, જેમાંથી આકાશનાં અણુઓ ઉપજે છે; સ્પર્શતન્માત્રા શાંતાદિ વિશેષથી રહિત શબ્દ તથા સ્પર્શ એ બે ધર્મવાળું દ્રવ્ય છે, જેમાંથી વાયુનાં અણુઓ ઉપજે છે; રૂપતન્માત્રા શાંતાદિ વિશેષથી રહિત શબ્દ, સ્પર્શ અને રૂપ એ ત્રણ ધર્મવાળું દ્રવ્ય છે, જેમાંથી તેજસ્તત્ત્વનાં અણુઓ ઉપજે છે; રસતન્માત્રા શાંતાદિ વિશેષથી રહિત શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ એ ચાર ધર્મવાળું દ્રવ્ય છે, જેમાંથી જલતત્ત્વનાં અણુઓ ઉપજે છે; અને ગંધતન્માત્રા શાંતાદિ વિશેષથી રહિત શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ ધર્મવાળું દ્રવ્ય છે, જેમાંથી પૃથિવીતત્ત્વનાં અણુઓ ઉપજે છે. તન્માત્રમાં (તન્માત્રામાં) જે માત્રપદ છે તેવડે શાંત, ઘોર અને મૂઢ એ વિશેષોનીજ વ્યાવૃત્તિ કરાય છે, સાક્ષાત્કારણ અને પરંપરાવડે કારણમાંથી આવતા અન્યધર્મોની વ્યાવૃત્તિ કરાતી નથી એ અર્થ શ્રીવિષ્ણુપુરાણમાં પણ નીચેના શ્લોકવડે કહ્યો છે:—

“ तन्मात्राण्यविशेषाणि अविशेषास्ततो हि ते ।
न शान्ता नापि घोरास्ते न मूढाश्चाविशेषिणः ॥ ”

**ભાવાર્થ:**—તન્માત્રાઓ શાંતાદિ વિશેષવિનાની છે તેથીજ તેઓ અવિશેષો છે. તે અવિશેષવાળી શાંત નથી, ઘોર નથી, અને મૂઢ પણ નથી.

વળી શબ્દતન્માત્રામાંના માત્રપદવડે માત્ર શબ્દગુણ પણ સમજવાનો નથી, પણ શબ્દગુણ જેમાં રહ્યો છે એવું શબ્દતન્માત્રરૂપ દ્રવ્ય જાણવાનું છે. એ પ્રમાણે અન્ય તન્માત્રાઓનાં ગુણસહિત દ્રવ્યો છે. જેમ પૃથિવી આદિ સ્થૂલભૂતોનું ગંધાદિ તન્માત્રાઓ કારણ છે તેમ પૂર્વ-પૂર્વ જલાદિ સ્થૂલભૂત પણ કારણ છે, અને ગંધાદિ તન્માત્રાઓમાં જેમ મહત્તત્ત્વ કારણ છે તેમ રસાદિ પૂર્વપૂર્વ તન્માત્રા પણ કારણ છે. જેથી શ્રુતિસ્મૃતિમાં પૂર્વપૂર્વ સ્થૂલભૂતને ઉત્તરઉત્તર સ્થૂલભૂતનું કારણ કહ્યું છે તેથી તન્માત્રાઓમાં પણ પૂર્વપૂર્વ તન્માત્રા ઉત્તરઉત્તર તન્માત્રાનું કારણ છે એમ અનુમાન કરાય છે. એ છ અવિશેષો એટલે શાંત, ઘોર અને મૂઢરૂપ વિશેષોથી રહિત છે. એ અવિશેષો વિશેષો, લિંગમાત્ર અને અલિંગથી ભિન્ન સત્ત્વાદિ ગુણોની અવસ્થાવિશેષ છે. શબ્દાદિ ભોગરૂપા તથા વિવેકખ્યાતિરૂપા જે પુરુષાર્થની ક્રિયા છે તે સર્વ મહત્તત્ત્વ એટલે બુદ્ધિમાં સમામ થાય છે, અને તે વિશેષો તથા અવિશેષોના પરિણામોના આધારભૂત છે તેથી પ્રકૃતિના તે પ્રથમ વિકાર મહત્તત્ત્વ કહેવાય છે. પછીથી ઉત્પન્ન થનારાં અહંકાર અને પંચતન્માત્રાથી પૂર્વે હોઇ પ્રકૃતિમાં લય પામનારું હોવાથી, કિંવા સમગ્ર જગતની અભિવ્યક્તિ કરવાના સ્વભાવવાળું હોવાથી તે મહત્તત્ત્વ લિંગમાત્ર કહેવાય છે. તે લિંગમાત્ર કાર્યબ્રહ્મના ઉપાધિરૂપ છે, અને સુષુપ્તિમાંથી જાગેલા ચિત્તની પેઠે તે સર્ગના આદિમાં સર્વ જગતને પોતાનામાં ભાસમાન કરતું છતું ઉદય પામે છે. જ્ઞાનથી ભિન્ન વ્યાપાર તો પછી અહંકારથી ઉપજે છે તેથી તેને જે લિંગમાત્ર કહ્યું છે તે યોગ્યજ છે. એ અર્થ નીચેની સ્મૃતિમાં પણ કહ્યો છેઃ—

" ततोऽभवन्महत्तत्त्वमव्यक्तात्कालचोदितात् ।
विज्ञानात्मात्मदेहस्थं विश्वं व्यञ्जंस्तमोनुदः ॥ "

**ભાવાર્થ:**—પછી સર્ગકાલવડે પ્રેરાયેલા અવ્યક્તથી મહત્તત્ત્વ ઉપજ્યું. તે વિજ્ઞાનરૂપ પોતાના શરીરમાં રહેલા વિશ્વને અભિવ્યક્ત કરતું છતું અંધકારને દૂર કરે છે.

પૂર્વોક્ત છ અવિશેષો મહત્તત્ત્વરૂપ લિંગમાત્રમાં સ્થિતિ કરીને સત્કાર્યસિદ્ધિની પરિણામકાષ્ઠાને પામે છે. અવિશેષના જે વિશેષપરિણામો તથા તેઓના જે ધર્મ, લક્ષણ અને અવસ્થારૂપ પરિણામો તે તેઓની પરિણામકાષ્ઠા જાણવી. પ્રલયકાલે પોતાના પરિણામોસાથે વિશેષો અવિશેષોમાં લય પામે છે, વિશેષોસહિત અવિશેષો મહત્તત્ત્વરૂપ લિંગમાત્રમાં લય પામે છે, અને અવિશેષોસહિત મહત્તત્ત્વ અવ્યક્તરૂપ અલિંગમાં લય પામે છે. જે અન્યત્ર લય પામતું નથી, કિંવા જેમાં જગત્ ભાસમાન થતું નથી તે અલિંગ કહેવાય છે. એ અલિંગ પણ સત્ત્વાદિ ગુણોની એક અવસ્થા છે. એને સામ્યાવસ્થા પણ કહેવામાં આવે છે. આ અવસ્થા ગુણોથી ભિન્ન હોવાથી તેનું ગુણપરિણામીપણું સંભવે છે. એ અલિંગમાં પુરુષના ભોગમોક્ષના સંપાદનરૂપ સામર્થ્ય ન હોવાથી, કિંવા ક્ષણ-પરિણામીપણાને લીધે ચૈતન્યના જેવું સત્ ન હોવાથી તે અસત્ કહેવાય છે, અને સસલાના શિંગડાજેવું અત્યંતમિથ્યા ન હોવાથી કિંવા સર્ગકાલે તેના સર્વરૂપનું કાર્યરૂપ પરિણામ ન થવાથી તે સત્ કહેવાય છે; તાત્પર્ય કે સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોની સામ્યાવસ્થા ભોગમોક્ષમાંના કોઇ પણ પુરુષાર્થમાં ઉપયોગી થતી નથી તેથી તે મહદાદિના જેવી સત્ એટલે પુરુષાર્થ સિદ્ધ કરનારી ગણાતી નથી, કિંવા તે ક્ષણે ક્ષણે પરિણામ પામવાના સ્વભાવવાળી છે તેથી તે પુરુષના જેવી સત્ ગણાતી નથી, અને લિંગમાત્રાદિ ત્રણ પર્વના કારણરૂપ હોવાથી તે આકાશપુષ્પના જેવી અભાવરૂપ નથી તેથી, કિંવા સર્ગકાલે તેના સર્વ ભાગનો નાશ થઇ તેનો મહત્તત્ત્વરૂપ પરિણામ થતો નથી

તેથી તે અસત્ ગણાતી નથી. એ સામ્યાવસ્થા કારણવિનાની છતાં આ સર્વ વિશ્વનું કારણ છે.

**શંકા:**—અવ્યક્તાવસ્થામાં પણ મહદાદિનું અસ્તિત્વ છે એમ સ્વીકારવું જોઇએ, કેમકે સતનો વિનાશ સંભવતો નથી, અને અસત્ની ઉત્પત્તિ ઘટતી નથી. એ પ્રમાણે મહદાદિના અસ્તિત્વની સિદ્ધિ થવાથી પુરુષાર્થની ક્રિયા પ્રવૃત્ત થવી જોઇએ, અને એમ થાય તો પછી અવ્યક્તને અસત્ એટલે સત્ત્વરહિત કેમ કહેવાય?

**સમાધાન:**—યદ્યપિ કારણાવસ્થામાં કાર્ય શક્તિરૂપે હોય છે તોપણ તે પોતાને ઉચિત એવી અર્થક્રિયા નહિ કરવાને લીધે તે કારણાવસ્થારૂપ અવ્યક્તને અસત્ એટલે નિઃસત્ત્વ કહેવામાં આવે છે. આ કારણાવસ્થા સસલાના શિંગડાજેવી અત્યંતમિથ્યા નથી, કિંતુ તેનાથી વિલક્ષણ છે.

જેનો કોઇમાં લય થતો નથી એવું અલિંગ રાજારૂપ પુરુષના અમાત્યની પેઠે સર્વ અર્થને સિદ્ધ કરવામાં હેતુ છે માટે, કિંવા સર્વ કાર્યોને પોતાની અંતર ધારણ કરે છે માટે તે પ્રધાન કહેવાય છે. ગુણોના કોઇ પણ ધર્મ તેમાં તે કાલે પ્રકટ જણાતા નથી માટે તે ગુણોની સામ્યાવસ્થા કહેવાય છે, અને જગતના ઉપાદાનકારણપણાથી પ્રકૃતિ, તથા જગતને મોહ પમાડનારી હોવાથી માયા કહેવાય છે. માયા અને માયાનાં કાર્યો સત્અસત્થી વિલક્ષણ અનિર્વચનીય છે. માયા અનિર્વચનીય છે એ અર્થ શ્રીઆદિત્યપુરાણમાં નીચેના શ્લોકવડે કહ્યો છે:—

**“ नासद्रूपा न सद्रूपा माया नैवोभयात्मिका ।**
**सदसद्भ्यामनिर्वाच्या मिथ्याभूता सनातनी ॥ ”**

**ભાવાર્થ:**—માયા અસદ્રૂપા નથી, સદ્રૂપા નથી, તેમ ઉભય-

રૂપા પણ નથી. તે સદ્રૂપ અને અસદ્રૂપવડે નહિ કહી શકાય એવી મિથ્યાભૂત સનાતની છે.

ગુણોની અલિંગાવસ્થામાં ભોગમોક્ષરૂપ પુરુષાર્થ હેતુ નથી, અર્થાત્ સત્ત્વાદિ ગુણોની તે અવસ્થા ભોગમોક્ષરૂપ પુરુષાર્થે કરેલી નથી. લિંગમાત્ર, અવિશેષ અને વિશેષ એ ત્રણ અવસ્થાઓ તો ભોગમોક્ષરૂપ પુરુષાર્થે કરેલી છે તેથી તે અવસ્થાઓમાં પુરુષાર્થ નિમિત્તકારણ હોવાથી તે અવસ્થાઓ અનિત્ય છે, પણ અલિંગાવસ્થા તો જીવોનાં કર્મોનો ક્ષય થવાથી થાય છે તેથી તેમાં પુરુષાર્થ નિમિત્તકારણ ન હોવાથી તે અવસ્થા નિત્ય છે. જો અલિંગાવસ્થા શબ્દાદિના ઉપભોગરૂપ અથવા બુદ્ધિસત્ત્વ અને પુરુષની અન્યતાખ્યાતિરૂપ પુરુષાર્થને સિદ્ધ કરતી હોત તો તેની સામ્યાવસ્થાજ ન થાત, કિંતુ લિંગમાત્રાદિ અવસ્થા રહેત, તેથી અલિંગાવસ્થામાં પુરુષાર્થનું નિમિત્તકારણપણું નથી. સત્ત્વાદિ ગુણો સર્વ અવસ્થાને અનુસરનારા છે. તેઓ લીન થતા નથી, તથા ઉત્પન્ન પણ થતા નથી, માત્ર તેમનાં કાર્યોનાં ઉત્પત્તિવિનાશવડે તેમનાં ઉત્પત્તિવિનાશ પ્રતીત થાય છે. જેમ દેવદત્તની ગાયોમાં વધારો થવાથી કિંવા તેની ગાયોનાં મરણો થવાથી દેવદત્ત વૃદ્ધિ પામે છે, કિંવા ક્ષીણ થાય છે એમ દેવદત્તના સ્વરૂપમાં કાંઇ પણ વૃદ્ધિ કિંવા ક્ષીણતા થયા વિના પણ વ્યવહાર થાય છે તેમ ગુણોનાં કાર્યોનાં ઉત્પત્તિવિનાશનો ગુણોમાં વ્યવહાર થાય છે. જો દેવદત્તથી ભિન્ન એવી ગાયોનો ઉપચય અને અપચય દેવદત્તના ઉપચય અને અપચયના વ્યવહારનો હેતુ પ્રતીત થાય છે તો ગુણોથી ભિન્નાભિન્ન એવાં તેમનાં કાર્યોનાં ઉત્પત્તિવિનાશ ગુણોમાં ઉપચયઅપચયના વ્યવહારમાં હેતુ થાય એમાં શું આશ્ચર્ય ?

સર્ગનો ક્રમ અનિયત નથી, પણ નિયત છે. જેમ વડનું બીજ

શીઘ્રજ મહાન્ વડવૃક્ષરૂપ થઇ જતું નથી, પણ પૃથિવી, જલ, તેજ અને વાયુના સમાગમથી ઉપજતાં અંકુર, પત્ર, શાખા ને ઉપશાખાદિ ક્રમવડે મહાન્ વડવૃક્ષ થાય છે તેમ અહિં પણ ગુણોની અલિંગાવસ્થા શીઘ્રજ વિશ્વરૂપ થઇ જતી નથી, પણ ક્રમે કરીને વિશ્વરૂપ થાય છે. તે ક્રમ શ્રુતિમાં આ પ્રમાણે દર્શાવ્યો છેઃ—

" एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च ।
खं वायुर्ज्योतिरापः पृथिवी विश्वस्य धारिणी ॥ "

**ભાવાર્થઃ**—ચિતિશક્તિને આશ્રયે રહેલી અલિંગાવસ્થામાંથી વિશ્વના પ્રાણરૂપ મહત્તત્ત્વ ઉપજે છે. મહત્તત્ત્વમાંથી મનરૂપ અહંકાર અને તન્માત્રાઓ ઉપજે છે. અહંકારમાંથી સર્વે ઇંદ્રિયો અને તન્માત્રાઓમાંથી આકાશ, વાયુ, તેજ, જલ અને સમગ્ર સ્થાવરજંગમને ધારણ કરનારી પૃથિવી એ ભૂતો ઉપજે છે. મૂલમાં જે **च** છે તેવડે તન્માત્રાઓનું ગ્રહણ થાય છે.

જીવોનાં કર્મો ફલ દેવાને તત્પર થાય છે ત્યારે પ્રલયકાલની સમાપ્તિ થઇ સર્ગનો આરંભ થાય છે. સર્ગનો આરંભ થવાથી અલિંગરૂપ સામ્યાવસ્થામાં ક્ષોભ થઇ તેના એકદેશમાંથી લિંગમાત્રરૂપ મહત્તત્ત્વ ઉપજે છે. લિંગમાત્રરૂપ મહત્તત્ત્વના એકદેશમાંથી અવિશેષરૂપ અહંકાર તથા તન્માત્રાઓ ઉપજે છે. તે અવિશેષોના એકદેશમાંથી વિશેષો ઉપજે છે, એટલે કે અહંકારના એકદેશમાંથી અગીઆર ઇંદ્રિયો ઉપજે છે, અને પંચતન્માત્રાઓના એકએક દેશમાંથી પાંચ ભૂતો ઉપજે છે. પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર અને ભૂતોસહિત પાંચ તન્માત્રાઓ એ આઠનો પરિણામ પામ્યા વિનાનો જે ભાગ રહે છે તે પરિણામ પામેલા ભાગનું પોષણ કરવા પરિણામ પામેલા ભાગની આસપાસ આવરણરૂપે રહે છે. સમગ્ર દૂધનો જેમ

દધિરૂપ પરિણામ થાય છે એમ સમગ્ર પ્રકૃતિ તથા મહત્તત્ત્વાદિનો પોતપોતાના કાર્યરૂપ પરિણામ થતો નથી, કિંતુ જેમ સમુદ્રના એકદેશનોજ લવણરૂપ પરિણામ થાય છે તેમ પ્રકૃતિ તથા મહત્તત્ત્વાદિના એકદેશનો પોતપોતાના કાર્યરૂપ પરિણામ થાય છે. પ્રલયકાલમાં જેમ ત્રણ ગુણોની સામ્યાવસ્થા હોય છે તેમ સર્ગકાલે પણ થોડા ભાગનો મહત્તત્ત્વરૂપ પરિણામ થવાથી અવશેષભાગ સામ્યાવસ્થારૂપે રહે છે તેથી તે સામ્યાવસ્થાની નિત્યતાના સિદ્ધાંતમાં કોઇ પ્રકારનો વિરોધ આવતો નથી. અલિંગાવસ્થાનો એકદેશ સર્ગકાલમાં મહત્તત્ત્વરૂપે પરિણામ પામે છે, અને ગુણો તો સર્વદા પોતાને રૂપેજ પરિણામ પામ્યા કરે છે, એટલો અલિંગાવસ્થાની નિત્યતામાં અને ગુણોની નિત્યતામાં ભેદ છે. એ ગુણો પરિણામિનિત્ય છે, અને પુરુષ અપરિણામિનિત્ય છે, એટલો ગુણોની અને પુરુષની નિત્યતામાં ભેદ છે.

પ્રધાનરૂપ અલિંગનું પ્રથમ કાર્ય મહત્તત્ત્વરૂપ લિંગમાત્ર છે. તે લિંગમાત્ર પ્રધાનમાં સૃષ્ટિની પૂર્વે અનાગત અવસ્થાવડે પ્રધાનથી અવિભક્તજ રહે છે, પછી સૃષ્ટિકાલે વિભક્ત થઇને વર્તમાનાવસ્થાને પામે છે. પછી લિંગમાત્રમાં અવિભાગરૂપે રહેલા જે ૭ અવિશેષો હોય છે તે તેમાંથી વિભક્ત થાય છે. પશ્ચાત્ પરિણામક્રમના નિયમથી તે અવિશેષોમાં અવિભાગરૂપે રહેલાં ભૂતો અને ઇંદ્રિયો વિભક્ત થાય છે. એ વિશેષોથી પર અન્ય તત્ત્વ નથી તેથી વિશેષોનો તત્ત્વાંતરપરિણામ નથી. જોકે ઘટાદિ ભૌતિકપદાર્થોનું ઉપાદાનકારણ પૃથિવી આદિ ભૂતો છે તોપણ તેઓ ને ભૂતોથી પૃથક્તત્ત્વરૂપ નથી, પણ તેઓ તો તેમના ધર્મ, લક્ષણ અને અવસ્થા પરિણામ છે તેથી બ્રહ્માંડ અને સ્થાવરજંગમપદાર્થોનો વિશેષોમાંજ અંતર્ભાવ છે. ભૌતિકપદાર્થો તત્ત્વાન્તર નથી, પણ વિશેષના ધર્માદિ પરિણામ છે એ અર્થ આગળ ત્રીજા પાદમાં કહેવામાં આવશે.

**શંકા:**—પ્રકૃતિમાંથી મહત્તત્ત્વ થાય છે, અને મહત્તત્ત્વમાંથી અહંકાર થાય છે ઇત્યાદિ જે ઉત્પત્તિક્રમ અહિં પ્રતિપાદન કરવામાં આવ્યો તે શ્રુતિવિરુદ્ધ છે, કેમકે **શ્રીછાંદોગ્યોપનિષદ્‌માં** તેજ, જલ અને પૃથિવી એ ત્રણ ભૂતોનીજ ક્રમથી ઉત્પત્તિ કહી છે, અને **શ્રીતૈત્તિરીયો-પનિષદ્‌માં** આકાશ, વાયુ, તેજ, જલ અને પૃથિવી એ પાંચ ભૂતોનીજ ક્રમથી ઉત્પત્તિ કહી છે, પણ કોઇ સ્થલે મહત્તત્ત્વાદિના ક્રમથી જગત્‌ની ઉત્પત્તિ કહી નથી.

**સમાધાન:**—જેમ **શ્રીછાંદોગ્યોપનિષદ્‌માં** તેજ, જલ અને પૃથિવીની ક્રમથી ઉત્પત્તિ કહી છે, છતાં તેમાં **શ્રીતૈત્તિરીયોપનિષદ્‌માં** કહેલાં આકાશ અને વાયુને મેળવી તે બંને શ્રુતિઓની એકવાક્યતા કરવા પાંચ ભૂતોની ઉત્પત્તિ માનવામાં આવે છે તેમ અહિં પણ "**एतस्माज्जायते** ॥" ઇત્યાદિ પ્રથમ કહેવામાં આવેલી મુંડકની શ્રુતિસાથે તથા "**अष्टौ प्रकृतयः षोडश विकाराः** ॥" (આઠ પ્રકૃતિઓ અને સોળ વિકારો,) એ **શ્રીગર્ભોપનિષદ્‌ની** શ્રુતિસાથે **શ્રીતૈત્તિરીયશ્રુતિની** એકવાક્યતા કરવા આકાશની પૂર્વનાં પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર, પાંચ તન્માત્રા ને ઇંદ્રિયો એ તત્ત્વોનો સ્વીકાર કરવો જોઇએ. એવી રીતે વ્યવસ્થા થવાથી આ ક્રમ શ્રુતિવિરુદ્ધ નથી એમ સ્પષ્ટ થાય છે. ૧૯

એ પ્રમાણે દૃશ્ય તથા તેની અવસ્થાવિશેષોને કહીને હવે તેનાથી ભિન્ન જે દ્રષ્ટા છે તેના સ્વરૂપનું નિરૂપણ ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રવડે કરે છે:—

**द्रष्टा दृशिमात्रः शुद्धोऽपि प्रत्ययानुपश्यः ॥ २० ॥**

**पदबोधिनी टीकाः**—द्रष्टा पुरुषः स च दृशिमात्रः चिन्मात्रः न ज्ञानादिधर्मवानित्यर्थः । अत एव शुद्धः अपरिणामी । तथापि तादृशोऽपि सः प्रत्ययानुपश्यः प्रत्ययं बुद्धिवृत्तिं अनुसृत्य पश्यतीति प्रत्ययानुपश्यः अविवेकात् बुद्धिवृत्तिभिरेकीभूतः सन् शब्दादीन् पश्यति जानातीति यावत् । अयमभिसन्धिः—सञ्जातविषयोपरागायां बुद्धौ सन्निधिमात्रेणैव तस्याभिव्यक्तिरूपं द्रष्टृत्वं भवति । बुद्धिश्चेन्निर्विषयोपरागा तर्हि तस्य स्वरूपप्रतिष्ठत्वमेव न तु द्रष्टृत्वम् ॥ २० ॥

**સૂત્રાર્થઃ**—પુરુષ ચૈતન્યમાત્ર [ છે, તે ] શુદ્ધ [ છતાં ] પણ બુદ્ધિવૃત્તિનો સાક્ષી [ થાય છે. ] ૨૦

**વિવેચનઃ**—બુદ્ધિરૂપ દર્પણમાં ચૈતન્યરૂપ પુરુષનું પ્રતિબિંબ પડે છે, તે પ્રતિબિંબદ્વારા પુરુષ પદાર્થાકાર થયેલી બુદ્ધિવૃત્તિને જાણે જાણતો હોય એમ જણાય છે, માટે દૃશ્યની અપેક્ષાએ તે પુરુષ દ્રષ્ટા કહેવાય છે. તે દ્રષ્ટા દૃશિમાત્ર એટલે કેવલ ચૈતન્યરૂપ છે. **દૃશિમાત્ર**માં જે **માત્ર**પદ છે તેવડે આ દ્રષ્ટા, દૃશ્યના પ્રકાશ, પ્રવૃત્તિ તથા સ્થિતિ અને તેમાં અંતર્ભાવ પામતા સર્વે ધર્મોથી રહિત કેવલ ચૈતન્યરૂપ છે એમ સૂચવ્યું છે. ચૈતન્ય કિંવા જ્ઞાન એ પુરુષનો ગુણ કિંવા ધર્મ નથી, કિંતુ તે પુરુષનું સ્વરૂપજ છે. તાર્કિકો જ્ઞાન એ આત્માનો ગુણ છે, તથા તે ગુણ આત્મા તથા મનના સંયોગથી જડ આત્મામાં ઉપજે છે એમ કહે છે, પણ આત્માને જડ માનવો, તથા તેનો ઉત્પત્તિ-નાશવાળો જ્ઞાનગુણ માનવો એ શ્રુતિસ્મૃતિથી વિરુદ્ધ છે. "**विज्ञानमानन्दं ब्रह्म** ॥" ( બ્રહ્મ જ્ઞાનરૂપ તથા આનંદરૂપ છે, ) એ શ્રુતિ

તથા નીચેની સ્મૃતિ આત્મા જ્ઞાનસ્વરૂપ છે એમ સ્પષ્ટપણે કહે છે:—

"ज्ञानं नैवात्मनो धर्मो न गुणो वा कथञ्चन ।
ज्ञानस्वरूप एवात्मा नित्यः सर्वगतः शिवः ॥"

**ભાવાર્થ:**—જ્ઞાન એ કોઇ પણ રીતે આત્માનો ધર્મ કિંવા ગુણ નથી, પણ નિત્ય, સર્વવ્યાપક અને કલ્યાણરૂપ આત્મા જ્ઞાનસ્વરૂપજ છે.

શુદ્ધશબ્દવડે પરિણામીપણારૂપ, પરાર્થપણારૂપ તથા અચેતનપણારૂપ બુદ્ધિની અશુદ્ધિ પુરુષમાં નથી એમ સૂચવ્યું છે. પુરુષ શુદ્ધ છતાં પણ તેમાં બુદ્ધિના અભેદભ્રમને ગ્રહણ કરવામાટે, પ્રત્યયાનુપશ્ય એટલે બુદ્ધિવૃત્તિના સમાનાકારપણાને પામેલાજેવો થઇ બુદ્ધિવૃત્તિનો સાક્ષી, એ વિશેષણ છે. બુદ્ધિ અને પુરુષના વિવેકને પ્રતિપાદન કરવામાટે તથા એ બંનેના અભેદભ્રમને સિદ્ધ કરવામાટે તે બંનેનું વિરૂપપણું તથા સારૂપ્ય પ્રતિપાદન કરવું જોઇએ, તે કરવામાટે ક્રમે કરીને " શુદ્ધ છતાં પણ બુદ્ધિવૃત્તિનો સાક્ષી " એમ કહ્યું છે. તેમાં " શુદ્ધ છતાં પણ " એ પદોવડે પારમાર્થિકસારૂપ્યનો અભાવ જણાવ્યો છે, અને પ્રતિબિંબરૂપ અપારમાર્થિકસારૂપ્યનો સદ્ભાવ જણાવવા " બુદ્ધિવૃત્તિનો સાક્ષી " એ પદો છે. એવડે પરિણામીપણાદિરૂપ બુદ્ધિના સારૂપ્યનો અભાવ એજ પુરુષની શુદ્ધિ છે, અને બુદ્ધિવૃત્તિનું સારૂપ્યજ બુદ્ધિવૃત્તિનું સાક્ષીપણું છે એમ સિદ્ધ થયું.

પુરુષ અને બુદ્ધિનું સારૂપ્ય નથી એમ નીચેના ત્રણ હેતુઓથી સિદ્ધ થાય છે:—

૧ બુદ્ધિને શબ્દાદિ વિષયો કોઇ સમયે જ્ઞાત અને કોઇ સમયે અજ્ઞાત હોવાથી બુદ્ધિ પરિણામ પામનારી છે એમ અનુમાન થાય છે. બુદ્ધિના પરિણામીપણાવિના તેને શબ્દાદિ વિષય જ્ઞાત થવા અને અજ્ઞાત

રહેવા એ સંભવી શકે એમ નથી તેથી તેનું પરિણામીપણું અવશ્ય સ્વીકારવું જોઇએ. બુદ્ધિ જ્યારે શબ્દાદિ આકારે પરિણામ પામે છે ત્યારે તે વિષય બુદ્ધિને જ્ઞાત થાય છે, અને જ્યારે તે શબ્દાદિ આકારે પરિણામ પામતી નથી ત્યારે તે વિષય તેને અજ્ઞાત રહે છે એમ બુદ્ધિ કદાચિતજ તેના આકારને ધારણ કરનારી હોવાથી તે પરિણામ પામનારી છે. અહિં આ પ્રમાણે અનુમાનપ્રયોગ જાણવો:-બુદ્ધિ પરિણામ પામનારી છે, જ્ઞાત તથા અજ્ઞાત વિષયપણાથી, શ્રોત્રાદિની પેઠે. પુરુષનો વિષય જે બુદ્ધિવૃત્તિ તે તો તેને સર્વદા જ્ઞાતજ છે, કોઇ સમયે અજ્ઞાત નથી, તેથી પુરુષના અપરિણામીપણાનું અનુમાન થાય છે. જો પુરુષ પરિણામી હોય તો જડતાના પરિણામવડે કદાચિત્ પુરુષનો વિષય જે બુદ્ધિવૃત્તિ તે અજ્ઞાત પણ રહે, અને તેથી ઘટાદિવૃત્તિ વર્તમાન છતાં પણ અજ્ઞાનના સંભવથી "હું ઘટાદિને જાણું છું અથવા નહિ" ઇત્યાદિ સંશય થાય, તથા અજ્ઞાતવૃત્તિની સત્તાના સંભવથી યોગ્ય અનુપલબ્ધિવડે ઘટાદિ જ્ઞાનના અભાવનો નિશ્ચય પણ ન થાય. શબ્દાદિના નિશ્ચયરૂપ પરિણામની બુદ્ધિમાં સિદ્ધિ થવાવડેજ ઇચ્છા, દ્વેષ, સુખ તથા દુ:ખાદિની પણ બુદ્ધિના ધર્મપણાવડે સિદ્ધિ થવાથી સુખાદિ પરિણામો પુરુષના નથી એમ સિદ્ધ થાય છે. બુદ્ધિની તે સર્વ વૃત્તિઓ પુરુષને સ્વપ્રતિબિંબવડે સદા જ્ઞાતજ છે. પ્રલયાદિમાં બુદ્ધિવૃત્તિરૂપ વિષયના અભાવથીજ પુરુષ તેનો જ્ઞાતા નથી તેથી પુરુષ પ્રતિબિંબવડે સર્વ બુદ્ધિવૃત્તિનો જ્ઞાતા છે એ પ્રતિપાદનમાં કોઇ પણ પ્રકારનો વિરોધ આવતો નથી. એવી રીતે પુરુષનું બુદ્ધિથી વિરૂપપણું હોવાથી બુદ્ધિથી પુરુષ વિપરીતસ્વભાવવાળો છે એમ સિદ્ધ થાય છે. અહિં આ પ્રમાણે અનુમાનપ્રયોગ છે:-પુરુષ અપરિણામી છે, સદા સંપ્રજ્ઞાત અને વ્યુત્થાન એ બંને અવસ્થાના જ્ઞાતાપણાથી, જે પરિણામી

હોય છે તે સદા જ્ઞાતવિષયવાળું હોતું નથી, જેમ શ્રોત્રાદિ.

૨ બુદ્ધિ ક્લેશ, કર્મ અને વાસનાદિસાથે તથા વિષય અને ઇંદ્રિયાદિ-સાથે મળીને પુરુષાર્થને સિદ્ધ કરે છે માટે તે પરાર્થા છે. અત્ર આ પ્રમાણે અનુમાન પ્રયોગ છેઃ-બુદ્ધિ પરાર્થા છે, અન્યની સાથે મળીને સ્વકાર્ય કરનારી હોવાથી, શયન આસન અને અભ્યંગની પેઠે પુરુષ પરાર્થ નથી, અર્થાત્ સર્વ પુરુષમાટે છે, પણ પુરુષ કોઇમાટે નથી. જેમ શયન, આસન અને અભ્યંગ એ ભૂમિ આદિ અન્યની સાથે મળીને પોતાનું કાર્ય કરે છે માટે તે તેનો ઉપભોગ કરનારને અર્થે હોવાથી પરાર્થ છે તેમ બુદ્ધિ પણ ક્લેશાદિ તથા વિષયાદિની સાથે મળીને પોતાનું કાર્ય કરે છે માટે તે તેના ભોક્તાને અર્થે હોવાથી પરાર્થા છે. બુદ્ધિ આદિ સર્વ પદાર્થ ભોક્તાને માટે છે એ અર્થ શ્રીબૃહદા-રણ્યકઉપનિષદ્‌ના મૈત્રેયીબ્રાહ્મણમાં " **न वा अरे सर्वस्य कामाय सर्वं प्रियं भवत्यात्मनस्तु कामाय सर्वं प्रियं भवति ॥** " ( હે મૈત્રેયિ ! સર્વના ઉપભોગમાટે સર્વ પ્રિય થતું નથી, પણ પોતાના-ભોક્તાના-ઉપભોગમાટે સર્વ પ્રિય થાય છે, ) એ શ્રુતિવડે કહ્યો છે.

૩ શાંત, ઘોર અને મૂઢ એવા ત્રિગુણાત્મક સર્વ અર્થોને આ-કારે પરિણામ પામેલી બુદ્ધિ તેમને ગ્રહણ કરે છે તેથી બુદ્ધિ પણ સત્ત્વાદિ ત્રણ ગુણવાળી છે એમ અનુમાન થાય છે, અને ત્રિગુણપણા-થી તે બુદ્ધિ પૃથિવી આદિની પેઠે અચેતન છે એમ સિદ્ધ થાય છે. પુરુષ તો બુદ્ધિનો ઉપદ્રષ્ટા-પ્રતિબિંબવડે જોનારો પણ તે આકારે પરિણામ નહિ પામનારો-છે તેથી પુરુષ બુદ્ધિના જેવો ત્રિગુણ અને અચેતન નથી.

પૂર્વોક્ત ત્રણ વિધર્મપણાવડે પુરુષ અને બુદ્ધિનું સારૂપ્ય નથી એમ સિદ્ધ થયું, અને એવડે પુરુષ શુદ્ધ છે એમ પણ પ્રતિપાદન

કરાયું. સર્વ અભિમાનની નિવૃત્તિમાટે સામાન્યરીતેજ દ્રષ્ટા અને દૃશ્યનો વિવેક પ્રતિપાદન કરવો યોગ્ય હતો, પણ તેમ નહિ કરતાં માત્ર બુદ્ધિનું અને પુરુષનુંજ વિષમપણું શામાટે પ્રતિપાદન કર્યું એમ શંકા થાય તો તેનું સમાધાન આ પ્રમાણે જાણવું:—બુદ્ધિમાં આરૂઢપણાવડે અન્યના દૃશ્યપણાથી બુદ્ધિજ પુરુષની સાક્ષાત્ દૃશ્યા છે, અને બુદ્ધિના સંબંધથીજ અન્યત્ર અભિમાન હોવાથી બુદ્ધિમાંજ સાક્ષાત્ અભિમાન છે. મૃતશરીરમાં તથા સુષુપ્તિ અવસ્થાની ઇંદ્રિયોમાં જ્ઞાનના અભાવના સ્પષ્ટપણાથી, તથા એક એક ઇંદ્રિયના નાશમાં પણ ચૈતન્યની સ્પષ્ટ પ્રતીતિથી, શરીર તથા ઇંદ્રિયો અચેતન છે એમ સ્પષ્ટ થાય છે તેથી બુદ્ધિના વિવેકથીજ સર્વ અભિમાનની નિવૃત્તિ થાય છે એવા આશયવડે બુદ્ધિનું વિધર્મપણુંજ પુરુષમાં પ્રતિપાદન કર્યું છે. વળી બુદ્ધિથી ભિન્ન જે દેહાદિ છે તેમનાથી આત્માના વિવેકનું ન્યાયવૈશેષિકવડેજ સિદ્ધપણું હોવાથી બુદ્ધિથી વિવેકજ સાંખ્યયોગનું અસાધારણ કર્તવ્ય છે તેથી પણ તે પ્રમાણે પ્રતિપાદન કર્યું છે.

બુદ્ધિનું અને પુરુષનું સારૂપ્ય નથી એમ કહ્યું તેથી તે બંનેનું સર્વથાજ વૈરૂપ્ય છે એમ સિદ્ધ થતું નથી. જો સર્વથાજ વૈરૂપ્ય હોય તો બંનેનાં અભેદની ભ્રાંતિ થઇ શકે નહિ, તથા પુરુષને દ્રષ્ટા એવું નામ પણ આપી શકાય નહિ તેથી જેમ પુરુષનું તથા બુદ્ધિનું સારૂપ્ય નથી તેમ તે બંનેનું અત્યંતવિરૂપપણું પણ નથી. પુરુષ શુદ્ધ છતાં પણ પ્રતિબિંબવડે બુદ્ધિવૃત્તિના સમાનાકારને પ્રાપ્ત થઇ બુદ્ધિના જેવો જણાય છે તે પુરુષ અને બુદ્ધિનું કલ્પિત સારૂપ્ય છે. પુરુષનું વૃત્તિસારૂપ્ય “ **वृत्तिसारूप्यमितरत्र** ” એ સૂત્રમાં પૂર્વે વિસ્તારથી પ્રતિપાદન થઇ ગયું છે. પુરુષ અને બુદ્ધિના વૈરૂપ્ય અને સારૂપ્યનો **શ્રીપંચશિખાચાર્યે** પણ નીચેના વચનથી સ્વીકાર કર્યો છે:—

**"अपरिणामिनी हि भोक्तृशक्तिरप्रतिसंक्रमा च परिणामिन्यर्थे प्रतिसङ्क्रान्तेव तद्वृत्तिमनुपतति तस्याश्च प्राप्तचैतन्योपग्रहरूपाया बुद्धिवृत्तेरनुकारमात्रतया बुद्धिवृत्त्यविशिष्टा हि ज्ञानवृत्तिरित्याख्यायते ॥"**

**ભાવાર્થ:**—આત્મા બુદ્ધિની પેઠે પરિણામસ્વભાવવાળો નથી, પણ અપરિણામસ્વભાવવાળોજ છે તેથી તે બુદ્ધિની પેઠે પોતાના વિષયમાં ઉપરાગ પામતો નથી. [ એ બે વિશેષણોવડે આત્માનું અને બુદ્ધિનું વિરૂપપણું દેખાડ્યું, હવે તે બેનું સારૂપ્ય દેખાડવાનો આરંભ કરે છે:–] પરિણામ પામનાર બુદ્ધિરૂપ અર્થમાં આત્મા ઉપરાગ પામ્યાજેવો જણાઇ બુદ્ધિવૃત્તિને ચેતનજેવી કરે છે. જેમ નિર્મલ જલમાં ઉપરાગ નહિ પામેલો ચંદ્ર પણ ઉપરાગ પામ્યાજેવો થઇ જલને પોતાના (ચંદ્રના) જેવું કરે છે તેમ અહિં પણ ઉપરાગ નહિ પામેલી ચિતિશક્તિ ઉપરાગ પામ્યાજેવી થઇ બુદ્ધિવૃત્તિને પોતાના જેવી જણાવે છે. કહેલી રીતે ચૈતન્યના ઉપરાગને પ્રાપ્ત થયાજેવી બુદ્ધિવૃત્તિના માત્ર અનુકરણપણાવડે તે આત્માની જ્ઞાનરૂપા વૃત્તિ બુદ્ધિવૃત્તિથી અવિશિષ્ટાજ છે એમ કહેવાય છે.

પુરુષ અને બુદ્ધિના પ્રતિબિંબરૂપ મિથ્યાસારૂપ્યવડે તેમના પારમાર્થિક અસારૂપ્યનો વિરોધ થઇ શકતો નથી. એવી રીતે પુરુષનું વાસ્તવિક શુદ્ધપણું તથા ઉપાધિવડે દ્રષ્ટાપણું દેખાડ્યું. ૨૦

એવી રીતે દ્રષ્ટા તથા દૃશ્યના સ્વરૂપને કહીને હવે સ્વસ્વામિભાવસંબંધના અંગરૂપ જે દૃશ્યનું દ્રષ્ટાર્થપણું છે તેને ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રવડે દર્શાવે છે:—

## तदर्थ एव दृश्यस्यात्मा ॥ २१ ॥

**पदबोधिनी टीकाः—**दृश्यस्य यः आत्मा स्वरूपः त्रिशेषादिरूपेण परिणतिः सः तदर्थ एव तस्य पुरुषस्य भोगापवर्गरूपप्रयोजनायैव । न तु तस्यास्तादृश्यां प्रवृत्तौ किञ्चिदपि स्वप्रयोजनमस्तीत्यर्थः ॥ २१ ॥

**સૂત્રાર્થ:—**તેને (દ્રષ્ટાને) માટેજ દૃશ્યનું સ્વરૂપ [છે.] ૨૧

**વિવેચન:—**દ્રષ્ટૃરૂપ ભોક્તાના ભોગ્યપણાને પામેલું ત્રિગુણાત્મક દૃશ્ય છે તેથી દ્રષ્ટાના ભોગાપવર્ગરૂપ પ્રયોજનમાટેજ દૃશ્યનું સ્વરૂપ એટલે મહદાદિરૂપ પરિણામ તથા સ્થિતિ થાય છે, પણ અચેતન દૃશ્યના પ્રયોજનમાટે તે દૃશ્યનો મહદાદિ પરિણામ તથા સ્થિતિ થતાં નથી. દૃશ્ય સંઘાતરૂપ થઇને પોતાનું કાર્ય કરે છે માટે તે પરાર્થ છે એ અર્થ ગયા સૂત્રમાં નિરૂપણ થઇ ગયો છે. સુખદુઃખાદિરૂપ દૃશ્ય ભોગ્ય છે, અને તે સુખદુઃખાદિ ભોગ્યપણાવડે ભોક્તાને માટે છે, પણ પોતાના પ્રયોજનમાટે નથી. શબ્દાદિ વિષયો પણ સુખદુઃખમોહાત્મકપણાથી તેમની અનુકૂલતાનો તથા પ્રતિકૂલતાદિનો અનુભવ કરનાર ભોક્તાને માટેજ છે, પણ પોતાને માટે નથી. અચેતન દૃશ્યનો પરિણામ તથા સ્થિતિ ચેતનરૂપ દ્રષ્ટામાટે હોવાથી જ્યારે દ્રષ્ટાનો સુખાદિનો અનુભવરૂપ ભોગ તથા બુદ્ધિસત્ત્વ અને પુરુષના અન્યપણાના અનુભવરૂપ મોક્ષ સિદ્ધ થાય છે ત્યારે પોતાના પ્રયોજનની સમાપ્તિ થવાથી તે દૃશ્ય પુરુષને દેખાતું બંધ પડે છે. પરપ્રયોજનવાળી વસ્તુ પરપ્રયોજનવિના ક્ષણ પણ સ્થિતિ કરવાને સમર્થ નથી. નિત્ય અથવા અનિત્ય પ્રયોજનવિના કોઇ પણ પરાર્થની સ્થિતિના અદર્શનવડે પુરુષાર્થનું દૃશ્યની

સ્થિતિમાં હેતુપણું છે એમ સિદ્ધ થાય છે. એ પુરુષાર્થની સમાપ્તિ થવાથી દૃશ્યનું કાંઈ પ્રયોજન અવશેષ રહેતું નથી તેથીજ તે અદૃશ્ય થાય છે, અર્થાત્ તેનો પરિણામ તથા સ્થિતિ નિવૃત્ત થાય છે. સ્વરૂપના એટલે પરિણામના તથા સ્થિતિના નાશથી આનું ( દૃશ્યનું ) અદર્શન થાય છે, પણ તે વિનાશ પામતું નથી. ૨૧

વેદાંતસિદ્ધાંતની પેઠે યોગસિદ્ધાંતમાં પ્રતિજીવની પ્રકૃતિ ભિન્ન છે એમ સ્વીકાર નથી, કે જેવડે જે જીવને વિદ્યાની પ્રાપ્તિ થાય તેનીજ પ્રકૃતિ દૂર થાય, અને ભિન્ન અધિકરણવાળી વિદ્યા અને અવિદ્યાના વિરોધના અભાવથી અન્ય જીવની પ્રકૃતિ દૂર ન થાય એમ કહેવું યુક્ત કરે. યોગમતે તો પ્રધાનનું એકપણું છે, અને તેમ હોવાથી તેના ઉચ્છેદમાં સર્વ સંસારનોજ ઉચ્છેદ થાય, અને તેથી એકના મોક્ષવડે સર્વને મોક્ષની પ્રાપ્તિ થઇ જાય, અથવા તો આજસુધી કોઇનો મોક્ષ થયો નથી તેથી તેનો ઉચ્છેદ થયો નથી, તો તેવા અનુચ્છેદમાં મોક્ષાભાવનો પ્રસંગ પ્રાપ્ત થાય. એમ બંને પ્રકારે દોષની પ્રાપ્તિ થાય છે. એ શંકાની નિવૃત્તિ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું સૂત્ર રચે છેઃ—

**कृतार्थं प्रति नष्टमप्यनष्टं तदन्यसाधारणत्वात् ॥ २२ ॥**

**पदबोधिनी टीकाः—तत् प्रधानं कृतार्थं उत्पन्नविवेकज्ञानं पुरुषं प्रति नष्टं विरतव्यापारं अपि अनष्टं अन्यान् प्रतीति शेषः। अत्र हेतुमाहः—अन्यसाधारणत्वात् सकलभोक्तृसाधारणत्वात् अन्यान् प्रति अनष्टव्यापारतयाऽवस्थाना-**

**दिति भावः । एतेन तस्य तदा न विनाशो नाप्येकस्य मुक्तौ सर्वमुक्तिरित्युक्तं भवति ॥ २२ ॥**

**સૂત્રાર્થઃ—કૃતાર્થ[ પુરુષ ]પ્રતિ [ દશ્ય ] નષ્ટ [ થયા છતાં ] પણ અન્ય[ પુરુષો ]ના સાધારણપણાથી તે અનષ્ટ [ છે. ] ૨૨**

**વિવેચનઃ**—જે પુરુષોનો ભોગ તથા મોક્ષરૂપ અર્થ બુદ્ધિએ સમાપ્ત કર્યો છે તે પુરુષો કૃતાર્થ એટલે મુક્ત કિંવા કુશલ કહેવાય છે. જે પુરુષોના ભોગમોક્ષરૂપ પ્રયોજનની બુદ્ધિએ સમાપ્તિ કરી નથી તેવા પુરુષો અકૃતાર્થ એટલે બદ્ધ કિંવા અકુશલ કહેવાય છે. તેમાં મુક્તપુરુષોપ્રતિ પોતાના કર્તવ્યની સમાપ્તિવડે દશ્યનું અદર્શન થાય છે, એટલે તેને તે દેખાતું બંધ પડે છે, પણ અન્યપુરુષો જેમની બુદ્ધિએ ભોગમોક્ષરૂપ અર્થ સમાપ્ત કર્યો નથી તેમના પ્રતિ તે દેખાતું બંધ પડતું નથી. દશ્ય (પ્રધાન) એક હોવાથી કુશલ તથા અકુશલ એવા સર્વપુરુષોમાટે સાધારણ છે તેથી જેઓ મુક્ત થાય છે તેમના પ્રતિજ તેનું પૂર્વે કહ્યા પ્રમાણે અદર્શન થાય છે, પણ બદ્ધપુરુષોપ્રતિ તો તેમને ભોગમોક્ષ આપવામાટે તે પ્રવૃત્ત રહે છે. જેમ અંધપુરુષને રૂપ દેખાતું નથી તેથી ચક્ષુવાળાને પણ રૂપ દેખવાનો અભાવ પ્રાપ્ત થતો નથી તેમ મુક્તને દશ્યના દર્શનનો અભાવ થવાથી અન્યને દશ્યના દર્શનનો અભાવ પ્રાપ્ત થતો નથી. પ્રધાનની પેઠે પુરુષ એકજ નથી. જન્મ, મરણ, સુખ, દુઃખ, બંધ અને મોક્ષની વ્યવસ્થાવડે પુરુષના નાનાપણાની સિદ્ધિ છે, અર્થાત એકના જન્મમાં વા મરણમાં, સુખમાં વા દુઃખમાં, તથા બંધમાં વા મોક્ષમાં, અન્યને જન્માદિ થતાં નથી, આ જે વ્યવસ્થા છે તે જો સર્વશરીરોમાં એકજ પુરુષનું અસ્તિત્વ સ્વીકારીએ તો સંભવી

શકતી નથી માટે પુરુષ નાના માનવા જોઇએ. " **जन्मादिव्यवस्थातः पुरुषबहुत्वम् ॥**" ( જન્માદિની વ્યવસ્થાથી પુરુષનું બહુપણું છે. ) એ સાંખ્યસૂત્રમાં પણ એજ અર્થ પ્રતિપાદન કર્યો છે. પુરુષના એકપણાને કહેનારી શ્રુતિઓના પુરુષોમાં દેશકાલવડે વિભાગ નહિ હોવાથી પુરુષનું બહુપણું માનતાં પણ વિરોધ આવતો નથી. પ્રકૃતિનું એકપણું અને પુરુષનું નાનાપણું શ્રુતિમાં પણ પ્રતિપાદન કર્યું છેઃ—

" अजामेकां लोहितशुक्लकृष्णां
बह्वीः प्रजाः सृजमानां सरूपाः ।
अजो ह्येको जुषमाणोऽनुशेते
जहात्येनां भुक्तभोगामजोऽन्यः ॥ "

**ભાવાર્થ**:—સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણરૂપ એક અનાદિ પ્રકૃતિ જે પોતાના જેવાં સુખદુઃખાત્મક મહદાદિ બહુ કાર્યોને સૂજે છે તે પ્રકૃતિનો એક અવિવેકી પુરુષ પોતાનાથી અભેદ માનીને સંસારમાં ભ્રમણ કરે છે, અને વિવેકખ્યાતિને પામેલો બીજો પુરુષ જેણે ભોગ તથા મોક્ષ સમાપ્ત કર્યો છે એવી પ્રકૃતિને ત્યજે છે.

પુરુષનું આ બહુપણું જે અવચ્છેદવડે જન્માદિવાળાપણું છે તે અવચ્છેદવાળાનું છે, શુદ્ધનું નથી. એવી રીતે દૃશ્ય એક પુરુષપ્રતિ અદર્શનભાવને પામ્યા છતાં પણ બીજા પુરુષપ્રતિ તે અદર્શનભાવને પામતું નથી. દૃક્શક્તિ અને દર્શનશક્તિના નિત્યપણાથી તેમના અનાદિસંયોગનું પણ નિરૂપણ થઇ જાય છે. એના સંબંધમાં શાસ્ત્રકારોની નીચે પ્રમાણે અનુમતિ છે:—

"धर्मिणामनादिसंयोगाद्धर्ममात्राणामप्यनादिः संयोगः ॥"

**ભાવાર્થ:**—ગુણોનો પુરુષોની સાથે અનાદિસંયોગ હોવાથી મહદાદિનો પણ પુરુષોની સાથે અનાદિસંયોગ છે. જોકે એકએક મહદાદિનો સંયોગ અનાદિ છતાં પણ અનિત્યજ છે તોપણ સર્વે મહદાદિનો સંયોગ તેમનું અન્યપુરુષોપ્રતિ સાધારણપણું હોવાથી નિત્ય છે.

દ્રષ્ટા અને દૃશ્યના નિરૂપણવડે ભગવાન્ સૂત્રકારે આ ગ્રંથમાં સર્વ તત્ત્વોનું સંક્ષેપમાં નિરૂપણ કર્યું છે. તત્ત્વોનું વિસ્તારથી નિરૂપણ કરવું એ સાંખ્યદર્શનનો વિષય છે માટે ત્યાં તેમનું વિસ્તારથી વર્ણન કર્યું છે. આ શાસ્ત્રમાં પ્રધાનપણે યોગનું નિરૂપણ કરવાનું છે તેથી તેમનું સંક્ષેપમાં વર્ણન કરવામાં આવ્યું છે. ૨૨

એ પ્રમાણે દૃશ્યના સંબંધમાં જે કહેવાયોગ્ય હતું તે કહ્યું, હવે સંયોગના સ્વરૂપને પ્રતિપાદન કરવા નીચેનું સૂત્ર પ્રવર્તે છે:—

**स्वस्वामिशक्त्योः स्वरूपोपलब्धिहेतुः संयोगः ॥ २३ ॥**

**पदबोधिनी टीका:—शक्तिशब्दः प्रत्येकं सम्बध्यते । स्वं दृश्यं तस्य शक्तिः जडत्वेन दृश्यत्वयोग्यता । स्वामी पुरुषः तस्य शक्तिः चेतनत्वेन द्रष्टृत्वयोग्यता । सा च तत्स्वरूपवर्ती । तयोः स्वरूपयोर्या उपलब्धिः क्रमात् भोग्यत्वेन भोक्तृत्वेन च प्रतीतिः तस्या हेतुः संयोगः स्वस्वामिभावाख्यः सम्बन्धः । स च कार्येणैव ज्ञेयः ॥ २३ ॥**

**સૂત્રાર્થ:**—સ્વશક્તિના (દૃશ્યના) અને સ્વામિશક્તિના (પુરુષના) સ્વરૂપના જ્ઞાનનો હેતુ સંયોગ [ છે. ] ૨૩

**વિવેચન:**—દશ્ય એ ભોગ્યતાની યોગ્યતાવાળું હોવાથી પુરુષનું સ્વ કહેવાય છે, અને પુરુષ દશ્યે કરેલા ઉપકારને સેવવાની યોગ્યતાવાળો હોવાથી સ્વામી કહેવાય છે. દશ્ય જડપણાવડે ભોગ્યતાની યોગ્યતાવાળું છે, અને પુરુષ ચેતનપણાવડે ભોક્તાપણાની યોગ્યતાવાળો છે તેથીજ સૂત્રમાં ભોગ્યતાની યોગ્યતાવાળા દશ્યને સ્વશક્તિ અને ભોક્તાપણાની યોગ્યતાવાળા પુરુષને સ્વામિશક્તિ કહેલ છે. દ્રષ્ટા અને દશ્યનો સંયોગ યોગ્યતારૂપ શક્તિમાત્રવડે વ્યવસ્થિત છે તેથી તેમના સ્વરૂપના જ્ઞાનનો તે હેતુ એટલે જ્ઞાપક છે, અર્થાત્ દશ્ય અને દ્રષ્ટાના સ્વરૂપના જ્ઞાનરૂપ કાર્યવડે તે સંયોગના અસ્તિત્વનું અનુમાન થાય છે. તે સંયોગથી જે દશ્યનું જ્ઞાન થાય છે તે ભોગ છે, અને જે દ્રષ્ટાના સ્વરૂપનું જ્ઞાન થાય છે તે અપવર્ગ છે. બુદ્ધિવિશેષની સાથે પુરુષવિશેષનો સંયોગ દર્શન એટલે તત્ત્વજ્ઞાનરૂપ અવસાનવાળો છે તેથી દર્શનને તે બંનેના વિયોગનું કારણ કહ્યું છે. દર્શન અદર્શનનું (અવિદ્યાનું) વિરોધી છે તેથી અદર્શનને દ્રષ્ટા તથા દશ્યના સ્વસ્વામિભાવસંબંધરૂપ સંયોગનું નિમિત્તકારણ કહેલ છે. યોગસિદ્ધાંતમાં દર્શન–વિવેકખ્યાતિ વા તત્ત્વજ્ઞાન–મોક્ષનું સાક્ષાત્કારણ નથી, પરંતુ પરંપરાવડે કારણ છે, એટલે કે દર્શનવડે તેના વિરોધી અદર્શનની નિવૃત્તિ થાય છે, અદર્શનની નિવૃત્તિ થવાથી તેના કાર્ય સંયોગરૂપ બંધની નિવૃત્તિ થાય છે, બંધની નિવૃત્તિ થઇ એટલે બુદ્ધિથી ભિન્ન આત્માની સ્વસ્વરૂપમાં સ્થિતિ થાય છે. આત્માની સ્વસ્વરૂપમાં સ્થિતિ થવી એજ મોક્ષ કિંવા કૈવલ્ય કહેવાય છે. એવી રીતે દર્શનવડે અદર્શનનો નાશ થવાથી સંયોગની નિવૃત્તિવડે પુરુષને કૈવલ્યની પ્રાપ્તિ થાય છે, માટેજ આ શાસ્ત્રમાં દર્શનને કૈવલ્યનું કારણ કહ્યું છે.

દર્શનનો અભાવ, દર્શનનું વિરોધી–દર્શનવડે નિવૃત્ત થવાયોગ્ય,

અને દર્શનથી ભિન્ન એમ અદર્શન(અજ્ઞાન)શબ્દના મુખ્ય ત્રણ અર્થ થઇ શકે છે. એ ત્રણ અર્થોમાંના પ્રથમ અર્થમાં ત્રણ, બીજા અર્થમાં એક અને ત્રીજા અર્થમાં ચાર એમ કુલ આઠ વિકલ્પરૂપ અર્થ થાય છે, તે નીચે પ્રમાણેઃ—

૧ જ્ઞાનાગ્નિવડે દગ્ધભાવને નહિ પામેલા સત્ત્વાદિ ગુણોમાં જે મહદાદિ કાર્યનો આરંભ કરવાનું સામર્થ્ય છે તે સામર્થ્યથી સંસારનો હેતુ જે પ્રકૃતિપુરુષનો સંયોગ છે તે ઉપજે છે, ને તેથી પુરુષને વિવેકખ્યાતિ-રૂપ દર્શનનો અભાવ હોય છે, માટે અદર્શનનો અર્થ દર્શનનો અભાવ એટલે ગુણોમાં પોતાના કાર્યનો આરંભ કરવાનું સામર્થ્ય એવો થાય છે.

૨ ચૈતન્યરૂપ પુરુષને જેણે શબ્દાદિ વિષયોનો તથા બુદ્ધિસત્ત્વ અને પુરુષના અન્યપણાનો પૂર્ણ અનુભવ કરાવ્યો છે એવા પ્રધાનમાં રહેલા ચિત્તની અનુત્પત્તિ અર્થાત્ પોતાનામાં શબ્દાદિ ભોગ તથા સત્ત્વ-પુરુષના અન્યપણારૂપ વિવેકખ્યાતિ પૂર્ણ વિદ્યમાન થયે સતે પોતાની પ્રવૃત્તિનો અભાવ થવાથી શબ્દાદિના દર્શનનો તથા વિવેકખ્યાતિરૂપ દર્શનનો અભાવ થવો તે અદર્શન છે. આ અદર્શન સંયોગનો હેતુ નથી.

૩ અનાગત અવસ્થાવડે ગુણોમાં ભોગ અને અપવર્ગના અવ-સ્થાનનું જે દર્શનાભાવપણું (નહિ જણાવાપણું) છે તે અદર્શન છે. સત્કાર્યવાદની રીતે ભાવી ભોગ તથા અપવર્ગ ચિત્તમાં અવ્યપદેશ્યપણા-વડે રહે છે તેથી આ વિકલ્પ કરવામાં આવ્યો છે.

૪ વિપર્યયજ્ઞાનની વાસનારૂપ અવિદ્યા પ્રલયકાલમાં પોતાના આશ્રય ચિત્તની સાથે પ્રધાનના સામ્યને પામ્યા છતાં પણ સર્ગકાલમાં પુનઃ પોતાના આશ્રય ચિત્તની ઉત્પત્તિનું બીજ છે, તે અવિદ્યા દર્શનરૂપ તત્ત્વજ્ઞાનવડે નિવૃત્ત થવાયોગ્ય હોવાથી અદર્શન છે. આજ પક્ષ સિદ્ધાંત થશે. બીજાઓનું તો આના સમનિયતભાવીપણાવડે કથન છે.

૫ પ્રધાનમાં રહેલા સામ્યપરિણામની પરંપરાના સંસ્કારનો ક્ષય થયે સતે મહદાદિ વિકારના આરંભના હેતુ સંસ્કાર જે પ્રધાનના ગતિસંસ્કાર કહેવાય છે તેનું કાર્યોન્મુખપણું જે પ્રધાનથી ભિન્ન છે તે અદર્શન છે. પ્રધાનમાં પ્રધાનરૂપે રહેવારૂપ સ્થિતિના અને મહદાદિરૂપે પરિણામ પામવારૂપ ગતિના સંસ્કારોનો સદ્‌ભાવ છે એમ પ્રધાન સ્થિતિવડેજ વર્તે છે ગતિવડે નહિ, વા ગતિવડેજ વર્તે છે સ્થિતિવડે નહિ, આ બે પક્ષમાંના એકપક્ષના નિશ્ચયરૂપ નિયમનું નિરાકરણ કરનાર **શ્રીપંચાશખાચાર્યે** પણ કહ્યું છે:—

**“ प्रधानं स्थित्यैव वर्तमानं विकाराकरणादप्रधानं स्यात्, तथा गत्यैव वर्तमानं विकारनित्यत्वादप्रधानं स्यात्, उभयथा चास्य प्रवृत्तिः प्रधानव्यवहारं लभते नान्यथा, कारणान्तरेष्वपि कल्पितेष्वेष समानश्चर्चः ॥ ”**

**ભાવાર્થ:**—જેવડે વિકારસમૂહ ઉપજે છે તે પ્રધાન કહેવાય છે. પ્રધાન જો સ્થિતિવડેજ વર્તે, અને કદીપણ ગતિવડે નજ વર્તે તો મહદાદિ વિકારના નહિ ઉપજવાથી તેવડે કાંઈ ઉત્પન્ન થયું નહિ એટલે તે અપ્રધાન થાય, અને જો તે ગતિવડેજ વર્તે, પણ સ્થિતિવડે ક્યારેય નજ વર્તે તો કોઇ સમયે પણ વિકાર નાશ ન પામે, ને એમ થવાથી તેવા અવિનાશી વિકારની ઉત્પત્તિના અસંભવવડે તે વિકારપણાથી રહિત થાય, એટલે તેમને નહિ ઉપજાવવાથી પ્રધાન અપ્રધાન થાય: તેથી સ્થિતિવડે અને ગતિવડે આની પ્રવૃત્તિ પ્રધાનવ્યવહારને પામે છે, એકનિશ્ચયના સ્વીકારમાં તે પ્રધાનવ્યવહારને યોગ્ય રહેતું નથી. પ્રધાનમાંજ આમ છે એમ નહિ, પણ પરબ્રહ્મ, માયા અને પરમાણુ આદિ જે અન્ય કારણો કલ્પવામાં આવે છે તેમાં પણ સમાન

વિચાર છે, અર્થાત્ તેઓ પણ સ્થિતિવડેજ વર્તમાન રહે તો વિકારના નહિ ઉપજાવવાથી અકારણો થાય, અને ગતિવડેજ વર્તમાન રહે તોપણ વિકારના નિત્યપણાથી અકારણો થાય.

૬ " **प्रधानस्यात्मख्यापनार्था प्रवृत्तिः ॥** " ( પુરુષને પોતાનું સ્વરૂપ જણાવવામાટે પ્રધાનની પ્રવૃત્તિ છે,) એ શ્રુતિમાં કહ્યા પ્રમાણે પુરુષને પોતાનું સ્વરૂપ દેખાડવાનું પ્રકૃતિમાં રહેલું સામર્થ્ય જેવડે પુરુષને પ્રકૃતિનું દર્શન થાય છે તે દર્શનશક્તિ કહેવાય છે. તત્ત્વ-જ્ઞાનરૂપ દર્શનથી ભિન્ન તે દર્શનશક્તિ અદર્શન છે. **શ્રીસાંખ્યકારિકામાં** પણ પુરુષને પોતાનું સ્વરૂપ દેખાડવામાટે પ્રકૃતિની પ્રવૃત્તિ થાય છે એમ કહ્યું છે:—

**" पुरुषस्य दर्शनार्थं कैवल्यार्थं तथा प्रधानस्य ।**
**पङ्ग्वन्धवदुभयोरपि संयोगस्तत्कृतः सर्गः ॥ "**

**ભાવાર્થ:**—પુરુષના દર્શનને માટે તથા પ્રધાનના કૈવલ્યને માટે પાંગળા અને આંધળાની પેઠેજ બંનેનો સંયોગ છે, અને તેણે કરેલો આ સંસાર છે.

જેમ " **नेक्षेतोद्यन्तमादित्यं नास्तं यान्तं कदाचन । नोपरक्तं न वारिस्थं न मध्यं नभसो गतम् ॥** " ( કદીપણ ઊગતા આદિત્યને ન જુએ, અસ્ત પામતાને ન જુએ, તથા રાહુથી ઉપરાગ પામેલાને, જલમાં રહેલાને, અને આકાશના મધ્યમાં આવેલાને પણ ન જુએ.) એ વાક્યમાં પ્રકરણના આરંભમાં "**अथातः प्रजापतिव्रतम् ॥** " (હવે તે કારણથી પ્રજાપતિવ્રત કહેવાય છે,) એમ વ્રતશબ્દનું શ્રવણ હોવાથી તથા વ્રતના અનુષ્ઠેયપણાથી અને **નઞ્**(અ)ના મુખ્યાર્થ અભાવના અનનુષ્ઠેયપણાથી **નઞ્**વડે ઈક્ષણથી ભિન્ન " નહિ જોઉં " એવી

માનસી ક્રિયા ગ્રહણ કરાય છે તેમ તત્ત્વદર્શનથી ભિન્ન, પુરુષને પોતાનું સ્વરૂપ દેખાડવાની સમુત્સાહશક્તિરૂપ દર્શન તે અદર્શન એમ ગ્રહણ કરાય છે. જાણવાયોગ્ય સર્વને જાણવાના સામર્થ્યવાળો પુરુષ પ્રધાનની પ્રવૃત્તિની પૂર્વે પ્રધાનાદિ કોઇને જાણતો નથી, અને સર્વ કાર્ય કરવાના સામર્થ્યવાળું પ્રધાન પણ ત્યારે દેખાતું નથી. દર્શનશક્તિ પ્રધાનને આશ્રયે રહેલી છે એમ અંગીકાર કરીને આ વિકલ્પરૂપ અર્થ કરવામાં આવ્યો છે.

૭ દર્શનશકિત બંનેને આશ્રયે રહી છે એમ માનીને આ વિકલ્પ-રૂપ અર્થ કરવામાં આવે છે. પુરુષ તથા દશ્ય એ બંનેનો દર્શન-શકિત ધર્મ છે, ને વિવેકખ્યાતિથી ભિન્ન તે દર્શનશકિત અદર્શન છે. બુદ્ધિરૂપ દશ્યની અપેક્ષાથી પુરુષનો ધર્મ દર્શન છે, અને ચેતનની છાયાની અપેક્ષાથી બુદ્ધિરૂપ દશ્યનો ધર્મ દર્શન છે, અર્થાત્ બુદ્ધિ તથા ચૈતન્યના અભેદથી ચૈતન્યના ધર્મો બુદ્ધિના ધર્મોની પેઠે અને બુદ્ધિના ધર્મો ચૈતન્યના ધર્મોની પેઠે પ્રકાશે છે. એવી રીતે બંનેમાં દર્શનશકિતનો સદ્ભાવ છે.

૮ જેમ ચક્ષુ રૂપમાં પ્રમાણ છતાં પણ રસાદિમાં અપ્રમાણ છે તેમ શબ્દાદિનું જ્ઞાનજ વિવેકખ્યાતિરૂપ દર્શનથી ભિન્ન હોવાથી અદર્શન છે, પણ સત્ત્વપુરુષની અન્યતાનું જ્ઞાન અદર્શન નથી.

એ આઠ સાંખ્યશાસ્ત્રની પદ્ધતિથી અવિદ્યાના વિકલ્પરૂપ અર્થો છે. અદર્શનના સંબંધમાં ચોથા વિકલ્પથી ભિન્ન જે વિકલ્પોનું બહુ-પણું છે તે સંયોગસામાન્યમાં સાધારણકારણપણું દેખાડવામાટે છે, અર્થાત્ સર્વ પ્રપંચના હેતુરૂપ સર્વ પુરુષોની સાથે પ્રકૃતિના સંયોગનું કારણપણું દર્શાવવાસારુ છે, પણ પ્રત્યેક પુરુષના સુખદુઃખના વિચિત્રપણાના હેતુરૂપ પુરુષ તથા બુદ્ધિના સંયોગવિશેષનું અસાધારણ-

કારણપણું દેખાડવામાટે નથી તેથી તે અવિદ્યાનાં સાધારણ લક્ષણો છે. ૨૩

સુખદુઃખાદિના વિચિત્રપણાની વ્યવસ્થા કરનાર એક એક પુરુષનો એક એક બુદ્ધિની સાથે જે અસાધારણસંયોગવિશેષ છે તેનું કારણ શું છે એમ શંકા થાય તો તેનું સમાધાન ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રથી કરે છે:—

## तस्य हेतुरविद्या ॥ २४ ॥

**पदबोधिनी टीकाः—तस्य संयोगस्य अविद्या एव हेतुः कारणम् । अविद्यास्वरूपं पूर्वमुक्तम् ॥ २४ ॥**

**સૂત્રાર્થઃ—તે[ સંયોગ ]નું કારણ વિપર્યયજ્ઞાનની વાસના [ છે. ] ૨૪**

**વિવેચનઃ**—તે અસાધારણસંયોગવિશેષનું કારણ અવિદ્યા એટલે અનાત્મામાં આત્મબુદ્ધિરૂપ વિપર્યયજ્ઞાનની વાસના છે. સંયોગના સદ્‌ભાવમાં વિપર્યયજ્ઞાન અને વિપર્યયજ્ઞાનના અસ્તિત્વમાં સંયોગ એમ અહિં અન્યોન્યાશ્રયદોષ આવે છે એમ શંકા થાય તો તેનું સમાધાન આ પ્રમાણે છેઃ-બુદ્ધિના સંયોગવિના પુરુષમાં વિપર્યયજ્ઞાન ઉત્પન્ન થાય નહિ તેથી ભોગમોક્ષની પેઠે વિપર્યયજ્ઞાનનું કારણ પણ પુરુષને પોતાની બુદ્ધિનો સંયોગજ છે. પ્રલયકાલે અવિદ્યા પોતાના આશ્રય ચિત્તની સાથે નિરુદ્ધ થયા છતાં પણ પ્રધાનમાં તે સૂક્ષ્મરૂપે રહે છે. અવિદ્યાની વાસનાથી વાસિત પ્રધાન સર્ગના આરંભમાં પૂર્વોક્ત અવિદ્યાવાળા ચિત્તને પોતાનામાંથી ઉપજાવે છે, અને તે ચિત્ત પોતાના સ્વામી પુરુષસાથે જોડાય છે. પૂર્વપૂર્વના સર્ગોમાં પણ એમજ થાય છે. એવી રીતે વિપર્યયજ્ઞાન તથા સંયોગનું અનાદિપણું હોવાથી પરસ્પરમાં કારણકાર્યભાવની

પ્રતીતિ છતાં પણ બીજાંકુરની પેઠે અન્યોન્યાશ્રયદોષની પ્રાપ્તિ થતી નથી. વિપર્યયજ્ઞાનની વાસનાવડે વાસિત બુદ્ધિ જ્યાંસુધી પોતાના અને પુરુષના અન્યપણાના જ્ઞાનરૂપ પોતાના કર્તવ્યની ચરમસીમાને પ્રાપ્ત થતી નથી ત્યાંસુધી તે ભોગમોક્ષરૂપ અધિકારવાળી હોવાથી પુનરાવૃત્તિ પામ્યા કરે છે, પણ જ્યારે તે વિવેકખ્યાતિવડે પોતાના કર્તવ્યની ચરમસીમાને પામે છે ત્યારે કર્તવ્યની સમાપ્તિને પામી અવિદ્યારહિત થવાથી બંધકારણના અભાવવાળી થાય છે, એટલે તે પુનરાવૃત્તિ પામતી નથી. એવી રીતે અન્વયવ્યતિરેકવડે વિપર્યયજ્ઞાનની વાસનાજ સંયોગનો હેતુ છે, અને તે સંયોગવડે જે અવિવેકીઓને ભોગ થવાનો હોય છે તેમને વિપર્યયજ્ઞાન પણ ઉપજે છે, તેથી સર્વ પ્રતિપાદન નિર્દોષ છે.

અહિં કોઈ નાસ્તિક ષંડક( નપુંસક )ના ઉપાખ્યાનવડે કૈવલ્ય-પ્રતિ આક્ષેપ કરે છેઃ–કોઇ ષંડકપ્રતિ તેની મુગ્ધભાર્યા ( ભોળી સ્ત્રી ) કહે છેઃ–"હે આર્યપુત્ર ! મારી બેન છોકરાંઓવાળી છે, અને હું કેમ નથી ?" તેના ઉત્તરમાં ષંડક કહે છેઃ–"હે પ્રિયે ! મુઆ પછી હું તને છોકરાંઓ ઉત્પન્ન કરી છોકરાંઓવાળી કરીશ." અહિં જેમ જીવતો ષંડક પ્રજોત્પત્તિ કરી શકયો નહિ તે મુઆ પછી કરશે એમ માનવું વૃથા છે તે પ્રમાણે બુદ્ધિસત્ત્વ તથા પુરુષના અન્યપણાનું વિદ્યમાન જ્ઞાન ચિત્ત-નિવૃત્તિરૂપ કૈવલ્યને ઉત્પન્ન કરી શકતું નથી, પણ જ્ઞાનપ્રસાદમાત્ર પર-વૈરાગ્યવડે નાશ પામ્યા પછી એટલે સંસ્કારસહિત નિરુદ્ધ થયા પછી કૈવલ્યને ઉત્પન્ન કરી શકશે એમ માનવું પણ વૃથા છે; તાત્પર્ય કે જેના હોવાથી જે થાય તે તેનું કાર્ય કહેવાય, પણ જેના ન હોવાથી જે થાય તે તેનું કાર્ય કહી શકાય નહિ.

આચાર્યદેશીય (યોગના આચાર્યથી* કિંચિત્ ન્યૂન–યોગસિદ્ધાંતનો

*શ્રીવાયુપુરાણમાં આચાર્યનું લક્ષણ નીચે પ્રમાણે કહ્યું છેઃ—

એકદેશી ) તેનું આ પ્રમાણે સમાધાન કરે છે:—ભોગ તથા વિવેકખ્યાતિ-રૂપ પરિણામ પામેલી બુદ્ધિની નિવૃત્તિ મોક્ષ છે, પણ બુદ્ધિના સ્વરૂપની નિવૃત્તિ મોક્ષ નથી, બુદ્ધિના સ્વરૂપની નિવૃત્તિ તો ધર્મમેઘ જેનો અંત છે એવી વિવેકખ્યાતિની સ્થિરતા થયા પછીજ થાય છે. બંધના કારણ અદર્શનના અભાવથી બુદ્ધિની નિવૃત્તિ થાય છે, તથા બંધનું કારણ અદર્શન વિવેકખ્યાતિરૂપ દર્શનથી નિવૃત્ત થાય છે, અને તે દર્શનની નિવૃત્તિ પરવૈરાગ્યવડે સાધ્ય છે. એવી રીતે બુદ્ધિસ્વરૂપની સ્થિતિમાં મોક્ષ થાય છે તેથી નાસ્તિકની શંકાને અવકાશ નથી.

એવી રીતે એકદેશીના મતની રીતે સમાધાન કહીને હવે મુખ્ય સિદ્ધાંત કહેવામાં આવે છેઃ-ચિત્તની નિવૃત્તિ એજ મોક્ષ છે. ચરમસીમા-ને પામેલું વિવેકદર્શન નિરોધસમાધિની ભાવનાના ઉત્કર્ષક્રમવડે ચિત્ત-નિવૃત્તિવાળા પુરુષસ્વરૂપના અવસ્થાનમાં ઉપયોગી છે એમ સ્વીકાર હોવાથી, તથા જ્ઞાન ચિત્તની સાક્ષાત્ નિવૃત્તિ કરે છે એવો સ્વીકાર ન હોવાથી નાસ્તિકનો અવસરવિનાનો વ્યામોહ વ્યર્થ છે. ૨૪

એવી રીતે અનાગતદુઃખરૂપ હેય તથા હેયનું કારણ જે સંયોગ અને તેનું કારણ જે વિપર્યયજ્ઞાનની વાસના તેમનું નિરૂપણ કરવાથી હેય તથાં હેયનું કારણ એ બે વ્યૂહોનું નિરૂપણ થયું. હવે દુઃખના અત્યંતાભાવરૂપ હાન તથા હાનના ઉપાય એ બે વ્યૂહોનું નિરૂપણ

---

" **आचिनोति च शास्त्रार्थमाचारे स्थापयत्यपि ।**
**स्वयमाचरते यस्मादाचार्यस्तेन चोच्यते ॥** "

**ભાવાર્થઃ**—જે શાસ્ત્રે પ્રતિપાદન કરેલા અર્થનો સંગ્રહ ( એકવાક્યતા ) કરે છે, અધિકારિજનોને આચારમાં સ્થાપન કરે છે, અને પોતે પણ તે પ્રમાણે આચરે છે તે આચાર્ય કહેવાય છે.

કરવું અવશેષ છે, તેમાં પ્રથમ નીચેના સૂત્રથી ભગવાન્ સૂત્રકાર હાન-રૂપ કૈવલ્યનું નિરૂપણ કરે છે:—

**तदभावात्संयोगाभावो हानं तद् दृशेः कैवल्यम् ॥ २५ ॥**

**पदबोधिनी टीकाः—तस्या अविद्याया अभावात् नाशात् संयोगाभावः संयोगस्य नाशो भवतीति शेषः । तच्च हानं संयोगविगमः दृशेः पुरुषस्य कैवल्यम् केवलत्वं मुक्तिरिति चोच्यते ॥ २५ ॥**

**સૂત્રાર્થઃ**—તેના ( અવિદ્યાના ) વિનાશથી સંયોગનો વિનાશ [ તે ] હાન [ ને તેજ ] પુરુષનું કૈવલ્ય [ છે. ] ૨૫

**વિવેચનઃ**—વિપર્યયજ્ઞાનરૂપ અવિદ્યાનો વિવેકખ્યાતિરૂપ વિદ્યા-વડે વિનાશ થવાથી બુદ્ધિસત્ત્વ તથા પુરુષના સંયોગરૂપ બંધની આત્યંતિકી નિવૃત્તિ થાય છે એજ અનાગત ત્રિવિધદુઃખની અત્યંતનિવૃત્તિરૂપ હાન છે, અને તેજ ચૈતન્યરૂપ પુરુષનું કૈવલ્ય—બુદ્ધિથી અમિશ્રીભાવ—સ્વરૂપમાં સ્થિતિ—છે. કૈવલ્યની પ્રાપ્તિ થયા પછી પુરુષનો બુદ્ધિના દુઃખાદિ ગુણોની સાથે કદીપણ સંયોગ થતો નથી તેથી તેને દુઃખાદિની પ્રતીતિનો અત્યંતાભાવજ રહે છે. મહાપ્રલયમાં પણ સંયોગરૂપ બંધનો અભાવ છે, પરંતુ તે અભાવ આત્યંતિક નથી, અને આ અભાવ આત્યંતિક છે એમ જણાવવા " બંધની આત્યંતિકી નિવૃત્તિ થાય છે " એમ કહ્યું છે. કારણના નાશથી કાર્યનો નાશ થાય છે એ નિયમાનુસાર દુઃખના કારણની નિવૃત્તિમાં દુઃખરૂપ હેયનો વિનાશ થવાથી દુઃખના અત્યંતા-

ભાવરૂપ હાન થવું સ્વાભાવિક છે. તે હાનકાલે બુદ્ધિમાં પડતા પ્રતિબિંબના અભાવે " **तदा द्रष्टुः स्वरूपेऽवस्थानम् ॥** " એ સૂત્રમાં કહ્યા પ્રમાણે પુરુષ પોતાના સ્વરૂપમાં પ્રતિષ્ઠાવાળો થઈ બુદ્ધિના મિશ્રપણાથી અત્યંત રહિત થાય છે. આજ પુરુષનું કૈવલ્ય કિંવા કેવલભાવ છે. આ ગ્રંથના ચોથા પાદમાં હાનરૂપ કૈવલ્યનું વિસ્તારથી નિરૂપણ થશે, અત્ર તો માત્ર સંક્ષેપમાંજ તેનું નિરૂપણ કર્યું છે. ૨૫

એ પ્રમાણે હાનનું નિરૂપણ કર્યું. હવે અવશેષ રહેલા હાનના ઉપાયરૂપ ત્રીજા વ્યૂહનું નિરૂપણ છવીશમા સૂત્રથી આરંભીને ચોથા પાદનાં કેટલાંક સૂત્રોપર્યંત ચાલશે. અવિદ્યાનો અભાવ થવાથી સંયોગની નિવૃત્તિદ્વારા હાન થાય છે એમ પૂર્વસૂત્રમાં કહ્યું, પણ તે અવિદ્યાનો આત્યંતિક અભાવ કયા ઉપાયથી થાય છે તે ત્યાં કહ્યું નથી તેથી તેનું નિરૂપણ નીચેના સૂત્રમાં થશે. અવિદ્યાની સાક્ષાત્ વિરોધી વિદ્યા એટલે વિવેકખ્યાતિ છે, તે વિવેકખ્યાતિવડે અવિદ્યા નિવૃત્ત થાય છે એમ ભગવાન્ સૂત્રકાર પ્રતિપાદન કરે છેઃ—

## विवेकख्यातिरविप्लवा हानोपायः ॥ २६ ॥

**पदबोधिनी टीका:-विप्लवः मिथ्याज्ञानम् । अविप्लवः तद्विपरीतम् । यद्वा न विद्यते विप्लवः विच्छेदः अन्तरान्तरा व्युत्थानं वा यस्याः सा तथाविधा । विवेकख्यातिः अन्ये गुणाः अन्यः पुरुषः इत्येवंविधा ख्यातिः ज्ञानं प्रज्ञा वा । सा हानस्य दृश्यत्यागस्य उपायः पुष्कलो हेतुः ॥ २६ ॥**

**સૂત્રાર્થઃ**—મિથ્યાજ્ઞાનથી રહિત વિવેકખ્યાતિ [ એ ] હાનનો ઉપાય [ છે. ] ૨૬

**વિવેચન:**—વિપ્લવ એટલે મિથ્યાજ્ઞાન, અને અવિપ્લવ એટલે મિથ્યાજ્ઞાનથી રહિત. બુદ્ધિસત્ત્વ અને પુરુષના અન્યપણાનું જે જ્ઞાન તે વિવેકખ્યાતિ કહેવાય છે. આગમ અને અનુમાનવડે ઉપજેલી પરોક્ષ-વિવેકખ્યાતિ મિથ્યાજ્ઞાનના સંસ્કારસહિત હોવાથી વ્યુત્થાનને તથા તેના સંસ્કારને નિવૃત્ત કરી શકતી નથી તેથીજ આગમ અને અનુમાન-વડે સંપાદન કરેલા પરોક્ષવિવેકજ્ઞાનવાળામાં પણ મિથ્યાજ્ઞાનની અનુ-વૃત્તિ જણાય છે. પરોક્ષવિવેકજ્ઞાન અપરોક્ષવિપર્યયજ્ઞાનને નિવૃત્ત કરી શકે નહિ, પણ અપરોક્ષવિવેકજ્ઞાનજ તેને નિવૃત્ત કરી શકે એમ જણાવવા ભગવાન્ સૂત્રકારે વિવેકખ્યાતિનું **अविप्लवा** એવું વિશેષણ મૂક્યું છે. શાસ્ત્રશ્રવણવડે પરોક્ષવિવેકને ગ્રહણ કરી, તથા મનનરૂપ યુક્તિવડે તે વિવેકની વ્યવસ્થા કરી, પછી સત્કારપૂર્વક દીર્ઘકાલપર્યંત નિરંતરપણે સારી રીતે સેવેલી ભાવનાથી પ્રકર્ષપર્યંત સંપાદન કરેલી પુરુષના સાક્ષાત્કારવાળી વિવેકખ્યાતિ વાસનાસહિત મિથ્યાજ્ઞાનને નિવૃત્ત કરી હાનરૂપ કૈવલ્યનો પરંપરાવડે ઉપાય થાય છે. જ્યારે અના-ગત અવસ્થારૂપે ચિત્તમાં રહેલ મિથ્યાજ્ઞાનરૂપ અવિદ્યા દગ્ધબીજભાવ-ને પામી પોતાના સજાતીયસંસ્કારને ઉપજાવવાના સામર્થ્યનો ત્યાગ કરે છે ત્યારે જેનો ક્લેશરૂપ મલ ધોવાઈ ગયો છે એવા બુદ્ધિસત્ત્વના ઉત્કૃષ્ટ સ્વચ્છસ્થિતિપ્રવાહરૂપ પરમવશીકારમાં વર્તમાન વિવેકજ્ઞાનનો સતત વહેતો પ્રવાહ નિર્મલ થાય છે. તે વિવેકખ્યાતિ અવિદ્યાની નિવૃત્તિ કરે છે, તે અવિદ્યા સંયોગની નિવૃત્તિ કરે છે, ને તે સંયોગની નિવૃત્તિ થવાથી પુરુષને કૈવલ્ય થાય છે, તેથી તે વિવેકખ્યાતિ પરંપરા-વડે હાનના સાધનરૂપ છે, સાક્ષાત્ સાધનરૂપ નથી એમ સિદ્ધ થયું. ૨૬

એવી રીતે હાનના ઉપાયરૂપ વિવેકખ્યાતિને કહીને હવે મિથ્યા-જ્ઞાનથી રહિત વિવેકખ્યાતિની નિષ્ઠાના સ્વરૂપને ભગવાન્ સૂત્રકાર

નીચેના સૂત્રથી પ્રદર્શિત કરે છેઃ—

**तस्य सप्तधा प्रान्तभूमिः प्रज्ञा ॥ २७ ॥**

पदबोधिनी टीकाः—प्रकृष्टं अन्तः अवसानं फलत्वेन यासां ताः प्रान्ताश्चरमा इति यावत् । प्रान्ता भूमयः प्रज्ञावस्था यस्याः सा प्रान्तभूमिः । उत्पन्नविवेकख्यातेर्योगिनः प्रान्तभूमिः प्रज्ञावस्था प्रत्ययान्तरतिरस्कारेण सप्तधा क्रमात् सप्तप्रकारा भवतीति शेषः । प्रथमं तावत् ज्ञातव्यमखिलं मया ज्ञातं न किञ्चिजज्ञातव्यमपरमस्तीत्येका । हातव्या बन्धहेतवः सम्प्रति तु सर्वे हता न किञ्चिन्मे हेयमस्तीति द्वितीया । प्राप्तं मया प्राप्तव्यं नान्यत् किञ्चिदिदानीं प्राप्तव्यमस्तीति तृतीया । विवेकख्यातिसम्पादनेनाखिलं कृतं न किञ्चिदिदानीं कार्यमस्तीति चतुर्थी । एताश्चतस्रोऽवस्थाः कार्यविमुक्तिसंज्ञकाः । अतःपरं चित्तविमुक्तिस्त्रिधा । तत्र कृतार्थं मे बुद्धिसत्त्वमित्येका । बुद्ध्यादिरूपा गुणा अपि मे च्युता गिरिशिखरच्युता ग्रावाण इव न पुनः स्वभूमौ स्थितिं याम्यन्तीति द्वितीया । स्वात्मीभूतश्च मे समाधिः शीघ्रमहं स्वरूपप्रतिष्ठः स्यामिति तृतीया । अस्मिन्नेव भूमौ प्रान्ते पुरुषस्य कैवल्यं जायते ॥ २७ ॥

સૂત્રાર્થઃ—તેની ( વિવેકીની ) પ્રાંતભૂમિરૂપ પ્રજ્ઞા સાત પ્રકારની [ થાય છે. ] ૨૭

**વિવેચનઃ**—જેને કૈવલ્યના સાધનરૂપ વિવેકખ્યાતિની પ્રાપ્તિ થઇ છે એવા વિવેકીની પ્રાંતભૂમિરૂપ પ્રજ્ઞા સાત પ્રકારની થાય છે. પ્રાંતભૂમિનો અર્થ ચરમાવસ્થા કિંવા નિરતિશય ઉત્કર્ષવાળી અવસ્થા એવો થાય છે. જેના ચિત્તમાં વિવેકખ્યાતિનો ઉદય થયો છે, જેના ચિત્તમાંથી વિપર્યયજ્ઞાન અને પાપના સંસ્કારરૂપ અશુદ્ધિની નિવૃત્તિ થઇ ગઇ છે, તથા જેના ચિત્તમાં વિવેકખ્યાતિથી ભિન્ન રાજસતામસવૃત્તિ- ઓ શાંત થઇ ગઇ છે એવા મિથ્યાજ્ઞાનરહિત વિવેકખ્યાતિમાં નિષ્ઠા- વાળા જીવન્મુક્તની નિરતિશય ઉત્કર્ષવાળી અવસ્થારૂપ પ્રજ્ઞા સાત પ્રકારની થાય છે, અર્થાત્ વ્યુત્થાનદશામાં સાત આકારવાળી પ્રજ્ઞા વિવેકજ્ઞાનને પામેલાનું લિંગ થાય છે. પ્રજ્ઞા એક પ્રકારની છતાં વિષયના ભેદથી તેના સાત પ્રકાર થાય છે એમ જાણવું. પ્રજ્ઞાના તે સાત પ્રકાર આ પ્રમાણે છેઃ—

૧ પ્રધાન અને તેનાં કાર્ય જે પરિણામ, તાપ અને સંસ્કારવડે તથા ગુણવૃત્તિના વિરોધવડે દુઃખરૂપ હોવાથી વિવેકી પુરુષને હેય–ત્યજવાયોગ્ય–છે તે હેયને મેં સારી રીતે જાણેલાં છે, હવે મારે તેના સંબંધમાં કાંઇ પણ જાણવાયોગ્ય અવશેષ રહ્યું નથી.

પ્રજ્ઞાની આ અવસ્થા હેયસંબંધની સર્વ જિજ્ઞાસાઓની નિવૃત્તિ કરે છે માટે તે નિરતિશય ઉત્કર્ષવાળી છે. પ્રકૃતિલીનને પ્રધાન હેયરૂપે સમજાયેલું હોતું નથી તેથી તેને પ્રજ્ઞાની આ અવસ્થાની પ્રાપ્તિ થયેલી હોતી નથી માટે તેમની તે પ્રજ્ઞા નિરતિશય ઉત્કર્ષવાળી નથી. આ પ્રમાણે આગળ કહેવામાં આવતા પ્રકારોમાં પણ ઉત્તમ અંતપણું જાણવું.

૨ અવિદ્યા, કામ અને કર્મ આદિ જે હેયનાં કારણો છે તેમને મેં વિવેકજ્ઞાનવડે ક્ષીણ કર્યાં છે, હવે મારે એમાંનું કાંઇ પણ ક્ષીણ કરવાયોગ્ય અવશેષ રહ્યું નથી.

૩ અસંપ્રજ્ઞાતયોગવડે સિદ્ધ થવાયોગ્ય કૈવલ્યનો મેં દુઃખાભાવ-ને વિષય કરનાર સંપ્રજ્ઞાતઅવસ્થામાંજ પ્રત્યક્ષરૂપે નિશ્ચય કરેલો છે, હવે મારે આનાથી પર નિશ્ચય કરવાયોગ્ય કાંઇ અવશેષ નથી.

૪ કૈવલ્યના ઉપાયરૂપ જે વિવેકખ્યાતિ છે તે વિવેકખ્યાતિ મેં સંપાદન કરી છે, હવે મારે આનાથી ભિન્ન કાંઇ સંપાદન કરવાયોગ્ય અવશેષ રહ્યું નથી.

૫ મારી બુદ્ધિ કૃતાર્થ થઇ છે, અર્થાત્ બુદ્ધિને સંપાદન કરવા-યોગ્ય જે ભોગ તથા અપવર્ગ છે તે તેણે સંપાદન કરી લીધેલા હોવાથી તે હવે ચરિતાધિકાર–કૃતકાર્ય–થઇ છે, એટલે હવે મારી બુદ્ધિને કાંઈ પણ કર્તવ્ય અવશેષ રહ્યું નથી. પ્રજ્ઞાનો આ પ્રકાર વિદેહ-મુક્તિની પરવૈરાગ્યરૂપ પ્રથમ ભૂમિકા છે.

૬ બુદ્ધિના સંસ્કાર, સુખ, દુઃખ અને મોહ એ ગુણો પર્વતના શિખરના અંતભાગમાંથી ત્રુટી પડેલા પાષાણની પેઠે આધારરહિત થવાથી સ્થિતિ કરવાને અસમર્થ અને પોતાના કારણમાં (પ્રકૃતિમાં) અત્યંત લય પામવામાટે તેની અભિમુખ થયેલા બુદ્ધિની સાથે અત્યંત અસ્ત થાય છે. પુરુષાર્થરૂપ પ્રયોજનનો અભાવ થયો છે તેથી અત્યંત લીન થયેલા તે સંસ્કારાદિની પુનઃ ઉત્પત્તિ થઇ શકતી નથી. પ્રજ્ઞાનો આ પ્રકાર લિંગશરીરનો જેમાં નાશ થાય છે એવી વિદેહમુક્તિની બીજી ભૂમિકા છે.

૭ આ પ્રકારની પ્રજ્ઞામાં પુરુષ બુદ્ધિ આદિના ગુણોના સંબંધ-વિશેષથી રહિત નિર્વિષય ચૈતન્યજ્યોતિસ્વરૂપ ને અજ્ઞાનરૂપ ઉપાધિના મલિનપણાથી રહિત એટલે મુક્ત થાય છે. આ આત્યંતિકલયની પ્રાપ્તિ-રૂપ વિદેહકૈવલ્યની ચરમભૂમિકા છે.

પાછળની ત્રણ પ્રકારની ભવિષ્યમાં થનારી ચિત્તભૂમિનો જીવ-ન્મુક્તદશામાં વિશુદ્ધચિત્તવાળો યોગી સાક્ષાત્કાર કરે છે એમ જાણવું. એવી રીતે વિષયના સાતપણાથી પ્રજ્ઞાનું સાતપણું પ્રતિપાદન કર્યું. એ સાત પ્રકારની પ્રજ્ઞાઓનાં કાર્યો નીચે પ્રમાણે છેઃ—

પહેલા પ્રકારની પ્રજ્ઞાના ઉદયથી જીવન્મુક્તની હેયના સંબંધની સર્વ જિજ્ઞાસાઓની સમાપ્તિ થાય છે તેથી તે જીવન્મુક્ત હેયની જિજ્ઞાસા-થી રહિત થઇ પોતાના સ્વરૂપની જિજ્ઞાસાથી પણ રહિત થાય છે; બીજા પ્રકારની પ્રજ્ઞાનો ઉદય થવાથી તે વિવેકીની હેયનાં કારણોને ક્ષીણ કરવાની ઇચ્છા નિવૃત્ત થાય છે; ત્રીજા પ્રકારની પ્રજ્ઞાના ઉદયથી નિશ્ચય કરવાની ઇચ્છા નિવૃત્ત થાય છે; ચોથા પ્રકારની પ્રજ્ઞાના ઉદયથી સંપાદન કરવાની ઇચ્છાની, પાંચમા પ્રકારની પ્રજ્ઞાના ઉદયથી શોકની, છઠ્ઠા પ્રકારની પ્રજ્ઞાના ઉદયથી ભયની અને સાતમા પ્રકારની પ્રજ્ઞાના ઉદયથી વિકલ્પની નિવૃત્તિ થાય છે.

પૂર્વોક્ત સાત પ્રકારની પ્રજ્ઞામાંની પ્રથમના ચાર પ્રકારની પ્રજ્ઞા કાર્યાવિમુક્તિ–કરવા યોગ્યની સમાપ્તિ એટલે જીવન્મુક્તિ–કિંવા કાર્ય-વિમુક્તિ (વિવેકખ્યાતિથી ભિન્ન કાર્યથી પ્રજ્ઞાની નિવૃત્તિ) કહેવાય છે, અને છેલ્લા ત્રણ પ્રકારની પ્રજ્ઞા ચિત્તવિમુક્તિ એટલે ચિત્તની સમાપ્તિ અથવા વિદેહમુક્તિ કહેવાય છે. પ્રથમના ચાર પ્રકારની પ્રજ્ઞા પ્રયત્નવડે સંપાદન થઇ શકે છે, અને છેલ્લા ત્રણ પ્રકારની પ્રજ્ઞા અપ્રયત્નવડે પ્રાપ્ત થાય છે, અર્થાત્ તેમને સિદ્ધ કરવામાટે કોઇ સાધનની અપેક્ષા પડતી નથી, એટલો એ બંનેમાં ભેદ છે.

એ સાત પ્રકારની પ્રજ્ઞાનો અનુભવ કરનાર જીવન્મુક્તપુરુષ નિર-ભિમાનપણે પોતાની બુદ્ધિવૃત્તિનો સાક્ષી રહે છે. તે જીવતો છતો ગુણ-ના અભિમાનથી રહિત હોવાથી કુશલ કહેવાય છે. વિદેહકૈવલ્યકાલે

ચિત્તનો પ્રતિપ્રસવ થયો હોય છે, એટલે વિદેહમુક્ત તો ચિત્ત તથા ચિત્તની વૃત્તિઓના અભાવવડે તેમનો સાક્ષી નથી, પણ સ્વસ્વરૂપમાંજ સ્થિત છે. તે કાલે તે ગુણાતીત છે માટે તે પણ કુશલ કહેવાય છે.

યોગવાર્તિકકારે સૂત્રમાંના **तस्य**શબ્દનો અર્થ તેનો એટલે હાનના ઉપાયનો એવો કર્યો છે, પણ તે અર્થ ભાષ્યથી વિરુદ્ધ છે. પચીશમા સૂત્રમાંના **तदभावात्** એ પદમાંના **तत्**શબ્દવડે અવ્યવહિત પૂર્વસૂત્રમાંના અવિદ્યાપદનું ગ્રહણ છે તેમ અહિં પણ **तस्य**શબ્દવડે અવ્યવહિત પૂર્વસૂત્રમાંના હાનોપાયનું ગ્રહણ કોઈ ભૂલથી ન કરે એવા આશયવડે ભગવાન્ ભાષ્યકારે " **तस्येति प्रत्युदितख्यातेः प्रत्याम्नायः ॥** " (તેના એવડે જેના ચિત્તમાં વિવેકખ્યાતિનો ઉદય થયો છે તેનું ગ્રહણ છે, ) એમ કહ્યું છે. **तस्य** એ શબ્દવડે જો હાનોપાયનું ગ્રહણ કરવામાં આવે તો પૂર્વસૂત્રની પેઠે કથનવિનાજ તેનો લાભ હોવાથી પૂર્વોક્ત વિશેષોક્તિ નિરર્થક થાય છે. વળી **प्रत्युदितख्यातेः**નો કર્મધારયસમાસવડે "ઉદય પામેલી વિવેકખ્યાતિનું" એવો અર્થ કરવામાં આવે તો ભાષ્યમાંના " **सप्तप्रकारैव प्रज्ञा विवेकिनो भवति ॥** " (વિવેકીઓની પ્રજ્ઞા સાત પ્રકારવાળીજ થાય છે,) એ પદોનો . અર્થ તેની સાથે યથાયોગ્ય સંભવી શકતો નથી, તેથી **प्रत्युदितख्यातेः** એ પદ બહુવ્રીહિસમાસવડે પૂર્વે દર્શાવ્યા પ્રમાણે વિવેકીપર છે એમજ ગ્રહણ કરવું ઉચિત છે.

યોગચંદ્રિકામાં તથા ભોજવૃત્તિમાં **प्रान्तभूमिः** એ પદને સ્થાને **प्रान्तभूमौ** એવું પદ જોવામાં આવે છે, પણ તે પાઠ ભાષ્યાદિથી વિરુદ્ધ હોવાથી આદર કરવાયોગ્ય નથી. ૨૭

એવી રીતે વિવેકખ્યાતિની જેને પ્રાપ્તિ થઇ હોય એવા પુરુષની પ્રજ્ઞાના વિષયભેદે જે સાત પ્રકાર થાય છે તે કહ્યા. સિદ્ધ થયેલી વિવેક-

ખ્યાતિ કૈવલ્યના ઉપાયરૂપ થાય છે, પણ સિદ્ધ નહિ થયેલી તે કૈવલ્યના ઉપાયરૂપ થતી નથી. તે વિવેકખ્યાતિની સિદ્ધિ ચિત્તની અશુદ્ધિને દૂર કરનાર સાધનોને અધીન છે. મધ્યમાધિકારીના ચિત્તની અશુદ્ધિ ક્રિયાયોગાદિદ્વારા દૂર થાય છે, પણ મંદાધિકારી તેવડે ચિત્તની અશુદ્ધિ દૂર કરી શકતો નથી, તેમના ચિત્તની અશુદ્ધિનું દૂર થવું તો યમાદિના અનુષ્ઠાનને અધીન છે, તેથી મંદાધિકારીને વિવેકખ્યાતિની પ્રાપ્તિના ઉપાયરૂપ સાધનસમૂહને ભગવાન્ સૂત્રકાર કહેશે. તેમાં નીચેના સૂત્રથી યોગાંગવડે મંદાધિકારીના ચિત્તની અશુદ્ધિનો ક્ષય થયે તેના ચિત્તમાં વિવેકખ્યાતિપર્યંત જ્ઞાનપ્રકાશ થાય છે એમ કહે છેઃ—

## योगाङ्गानुष्ठानादशुद्धिक्षये ज्ञानदीप्तिरा-विवेकख्यातेः ॥ २८ ॥

**पदबोधिनी टीकाः**—योगाङ्गानि वक्ष्यन्ते । तेषां अनुष्ठानात् ज्ञानपूर्वकाभ्यासात् अशुद्धिक्षये चित्तसत्त्वस्य प्रकाशावरणलक्षणक्लेशादिनाशे सति आविवेकख्यातेः प्रकृतिपुरुषस्वरूपसाक्षात्कारपर्यन्तं ज्ञानस्य उत्कृष्टसत्त्वपरिणामविशेषस्य दीप्तिः प्रकर्षातिशयः स्यादिति शेषः । योगाङ्गानुष्ठानात् चित्ताशुद्धिनाशद्वारा मोक्षप्रज्ञाविर्भाव इति तात्पर्यम् ॥ २८ ॥

**સૂત્રાર્થ:**—યોગનાં અંગોના અનુષ્ઠાનથી અશુદ્ધિનો ક્ષય થયે સતે વિવેકખ્યાતિપર્યંત જ્ઞાનનો પ્રકાશ [ થાય છે. ] ૨૮

**વિવેચન:**—યમાદિ યોગનાં આઠ અંગો જેનું વર્ણન હવે પછી કરવામાં આવશે તેનું અનુષ્ઠાન કરવાથી અવિદ્યા તથા ધર્માધર્મના

સંસ્કારોરૂપ અશુદ્ધિની ક્રમાત્ ક્ષીણુતા થયે વિવેકખ્યાતિપર્યંત બુદ્ધિ-સત્ત્વના સમ્યગ્જ્ઞાનનો પ્રકાશ વૃદ્ધિ પામે છે. એ યોગાંગોમાંનાં પહેલાં પાંચ વિવેકખ્યાતિરૂપ તત્ત્વજ્ઞાનનાં બહિરંગ છે, અને છેલ્લાં ત્રણ તેનાં અંતરંગ છે, તથા તે ત્રણ અંગો અસંપ્રજ્ઞાતનાં બહિરંગ છે એમ આગળ નિરૂપણ કરવામાં આવશે. પૂર્વપાદમાં ઉત્તમ અધિકારીઓને અભ્યાસ ને વૈરાગ્યજ યોગનાં સાધન છે એમ કહ્યું છે, પછી આ પાદના આદિમાં મધ્યમાધિકારીઓને માત્ર તપ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાન એ યોગનાં સાધનો છે એમ પ્રતિપાદન કર્યું છે, અને હવે મંદાધિકારીઓને તત્ત્વજ્ઞાનના સાધનના પ્રસંગવડે યોગનાં સાધનો કહેવાનાં છે, એટલે તે કથનથી પુનરુક્તિનો દોષ પ્રાપ્ત થતો નથી. યદ્યપિ આ શાસ્ત્રમાં તત્ત્વજ્ઞાન પણ અસંપ્રજ્ઞાતયોગના સાધનપણાવડે પ્રતિપાદન કરેલું છે, તથાપિ તે તત્ત્વજ્ઞાન સંપ્રજ્ઞાતનો હેતુ નથી તેથી તે બંને યોગમાં સાધનરૂપ થતું નથી માટે બંને પ્રકારના યોગના તથા તત્ત્વજ્ઞાનના અંગપણાવડે અહિં યમાદિ આઠને યોગના અંગપણા-રૂપે ભગવાન્ સૂત્રકાર પ્રતિપાદન કરે છે. એ યોગાંગોમાંનાં કેટલાંક દૃષ્ટદ્વારવડે અને કેટલાંક અદૃષ્ટદ્વારવડે અશુદ્ધિને ક્ષીણ કરે છે. અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ એ પંચપર્વા અવિદ્યા જેમ અશુદ્ધિ છે, તેમ જાતિ, આયુષ્ અને ભોગોના હેતુપણાવડે ધર્માધર્મના સંસ્કાર પણ અશુદ્ધિ છે. પાપના સંસ્કાર અશુદ્ધિરૂપ છે, ને તેની નિવૃત્તિ થયા વિના પુરુષને તત્ત્વજ્ઞાન થતું નથી એ અર્થ "**ज्ञानमुत्पद्यते पुंसां क्षयात्पापस्य कर्मणः ॥**" (પાપકર્મનો ક્ષય થવાથી પુરુષને જ્ઞાન ઉત્પન્ન થાય છે, ) એ સ્મૃતિવચનમાં પણ કહ્યો છે. અહિં અશુદ્ધિની ક્ષીણતામાં જ્ઞાનનો પ્રકાશ વૃદ્ધિ પામવાનું કહ્યું તેવડે યમાદિનું તત્ત્વ-જ્ઞાનની ઉત્પત્તિમાં કારણપણું નથી, પણ પ્રતિબંધકની નિવૃત્તિદ્વારા તત્ત્વ-

જ્ઞાનની પ્રાપ્તિનું કારણપણું છે એમ જાણવું. એમ હોવાથી જડભરતાદિની પેઠે જેમને પૂર્વજન્મમાં અનુષ્ઠાન કરેલા યમાદિવડેજ અશુદ્ધિની નિવૃત્તિ છે તેમને દ્વારના સિદ્ધપણાથી તેના અનુષ્ઠાનની અપેક્ષા નથી. જ્ઞાન પોતાની સિદ્ધિમાં અધિકારાનુસાર સર્વ ઉપયોગી કર્મની અપેક્ષા કરે છે, પરંતુ પોતાની ફલસિદ્ધિમાં તે કોઇ પણ કર્મની અપેક્ષા કરતું નથી એ વેદાંતસિદ્ધાંતના રહસ્યને નહિ જાણીને યોગવાર્તિકકારે વેદાંતમાં જિજ્ઞાસાપછી કર્મનો ત્યાગ કહ્યો છે તેથી યમાદિના ત્યાગથી જ્ઞાનનો નાશ થશે એ યોગ્ય નથી ઇત્યાદિ આશયનું કહ્યું છે. શુદ્ધ જિજ્ઞાસા ઉપજ્યા પછી બહિરંગોનો ત્યાગ કરવામાં વિરોધ નથી, પણ અમાનિત્વાદિ જ્ઞાનનાં અંતરંગો તો જ્ઞાનની પ્રાપ્તિપર્યંત અનુષ્ઠેય છે એ વાર્તા વેદાંતસિદ્ધાંતમાં પ્રસિદ્ધ છે, એટલે તેમનો પૂર્વોક્ત આક્ષેપ નિરર્થક છે. જેમ જેમ યમાદિ યોગાંગોનું અનુષ્ઠાન કરવામાં આવે છે તેમ તેમ અશુદ્ધિ ક્ષીણપણાને પામતી જાય છે, અને જેમ જેમ તે ક્ષીણપણાને પામતી જાય છે તેમ તેમ ક્ષીણપણાના ક્રમને અનુસરનારો સમ્યગ્જ્ઞાનનો પ્રકાશ વૃદ્ધિ પામતો જાય છે. સમ્યગ્જ્ઞાનની આ વૃદ્ધિ વિવેકખ્યાતિપર્યંત થાય છે.

જેમ કુહાડો છેદવાયોગ્ય વૃક્ષનો મૂલથી વિયોગ કરે છે તેમ યોગાંગોનું અનુષ્ઠાન બુદ્ધિસત્ત્વનો અશુદ્ધિથી વિયોગ કરે છે, અર્થાત્ બુદ્ધિસત્ત્વમાં રહેલી અશુદ્ધિને અતીતાવસ્થાએ પહોંચાડે છે માટે યોગાંગોનું અનુષ્ઠાન અશુદ્ધિનું વિયોગકારણ છે. વળી જેમ ધર્મ એ સુખની પ્રાપ્તિનું કારણ છે તેમ યોગાંગોનું અનુષ્ઠાન અશુદ્ધિની નિવૃત્તિદ્વારા વિવેકખ્યાતિની પ્રાપ્તિનો હેતુ હોવાથી વિવેકખ્યાતિનું પ્રાપ્તિકારણ છે. એવી રીતે યોગાંગોના અનુષ્ઠાનનું વિયોગકારણપણું તથા પ્રાપ્તિકારણપણું છે, પણ અન્યપ્રકારનું કારણપણું નથી. શાસ્ત્રમાં કારણો નવ પ્રકારનાં કહ્યાં છે, તે નીચે પ્રમાણે:—

" उत्पत्तिस्थित्यभिव्यक्तिविकारप्रत्ययाप्तयः ।
वियोगान्यत्वधृतयः कारणं नवधा स्मृतम् ॥ "

**શબ્દાર્થ:**—ઉત્પત્તિકારણ, સ્થિતિકારણ, અભિવ્યક્તિકારણ, વિકારકારણ, પ્રત્યયકારણ, પ્રાપ્તિકારણ, વિયોગકારણ, અન્યત્વકારણ અને ધૃતિકારણ એમ નવ પ્રકારનું કારણ કહ્યું છે.

**વિવેચન:**—ઉત્પત્તિનો હેતુ હોય, અર્થાત્ જે ઉપાદાનકારણ હોય તે ઉત્પત્તિકારણ કહેવાય છે, જેમ બુદ્ધિવૃત્તિને અનાગત અવસ્થાથી નિવૃત્ત કરીને વર્તમાન અવસ્થાને સંપાદન કરતી છતી બુદ્ધિ પોતાની વૃત્તિની ઉત્પત્તિનું કારણ થાય છે. સત્કાર્યવાદમાં વર્તમાન અવસ્થાનું સંપાદન કરવું તેજ ઉત્પત્તિ કહેવાય છે. સ્થિતિનું જે કારણ હોય તે સ્થિતિકારણ કહેવાય છે, જેમ આહાર એ શરીરની સ્થિતિનું કારણ છે, અને અનાગત પુરુષાર્થતા એ બુદ્ધિની સ્થિતિનું કારણ છે. જ્યાંસુધી ભોગમોક્ષરૂપ પુરુષાર્થ સમાપ્ત થાય ત્યાંસુધી બુદ્ધિસત્ત્વ સ્થિતિ કરે છે, અને તે બંને પ્રકારનો પુરુષાર્થ સમાપ્ત થયે તે પોતાના કારણમાં લયરૂપ વિનાશ પામે છે. પ્રતીતિનું જે કારણ હોય તે અભિવ્યક્તિકારણ કહેવાય છે, જેમ પદાર્થના રૂપની પ્રતીતિનું કારણ સૂર્યાદિનો તથા નેત્રેન્દ્રિયદ્વારા નીકળેલો બુદ્ધિનો પ્રકાશ છે, ને રૂપના જ્ઞાનમાં ચિદાભાસરૂપ પ્રકાશ અભિવ્યક્તિકારણ છે. વિકારનો જે હેતુ હોય તે વિકારકારણ કહેવાય છે, જેમ અગ્નિ તંડુલાદિના પાકરૂપ વિકારનું કારણ છે, અને શબ્દાદિ વિષયો એકાગ્રમનના વિકારનું કારણ છે. સમાહિતચિત્તવાળા મૃકંડુનામના મુનિ વીણામાંથી નીકળતા સપ્તસ્વરમાંના કોકિલાના સ્વરજેવા પંચમસ્વરના શ્રવણથી વ્યુત્થાન પામી રૂપ, લાવણ્ય અને યૌવનસંપન્ન ઉર્મ્લોચાનામની અપ્સરાને જોઇ સમાધિનો ત્યાગ કરી તેમાં

આસક્ત મનવાળા થયા. એવી રીતે શબ્દાદિ વિષયો એકાગ્રમનના વિકારનું કારણ છે. નિશ્ચય થવામાં જે હેતુ હોય તે પ્રત્યયકારણ કહેવાય છે, જેમ ધૂમાડાનું જ્ઞાન જ્ઞેયરૂપ અગ્નિનો નિશ્ચય થવામાં કારણ થાય છે. પ્રાપ્તિનું જે કારણ હોય તે પ્રાપ્તિકારણ કહેવાય છે. નિરપેક્ષ કાર્યોની સ્વાભાવિક કરવાયોગ્ય ક્રિયા પ્રાપ્તિ છે, તેનો કોઇ સ્થાને અપવાદ તે અપ્રાપ્તિ છે. જેમ નીચે જવાના સ્વભાવવાળા જલનો સેતુવડે પ્રતિબંધ થાય છે તેમ અહિં પણ સુખ અને પ્રકાશ સ્વભાવવાળા બુદ્ધિસત્ત્વની સ્વાભાવિક સુખખ્યાતિની તથા વિવેકખ્યાતિની જનકતા તે પ્રાપ્તિ છે. તે પ્રાપ્તિ કોઇ સ્થાને અધર્મરૂપ વા તમોરૂપ પ્રતિબંધથી પ્રતીત થતી નથી. જ્યારે ધર્મથી અથવા યોગાંગોના અનુષ્ઠાનથી તે પ્રતિબંધ દૂર થાય છે ત્યારે પ્રતિબંધરહિત થયેલું બુદ્ધિસત્ત્વ સ્વભાવથી તેનું જનક હોવાથી તેને પામે છે. "**निमित्तमप्रयोजकं प्रकृतीनां वरणभेदस्तु ततः क्षेत्रिकवत् ॥**" (ધર્માદિ નિમિત્ત પ્રકૃતિઓનું અપ્રયોજક છે, પણ તેથી પ્રતિબંધનો ભેદ થાય છે, ખેડુત જેમ જલને જવામાટે પ્રતિબંધનો ભેદ કરે છે તેમ, ) એ સૂત્રવડે ભગવાન્ સૂત્રકાર પ્રતિબંધનો ભેદ થવાથી પ્રકૃતિ પોતાના સ્વભાવથીજ યથાયોગ્ય પરિણામ પામે છે એમ કહેશે. એવી રીતે યોગનાં અંગોનું અનુષ્ઠાન વિવેકખ્યાતિનું પ્રાપ્તિકારણ છે. વિયોગનો જે હેતુ હોય તે વિયોગકારણ કહેવાય છે. અશુદ્ધિનો વિયોગ કરવાથી યોગનાં અંગોનું અનુષ્ઠાન વિવેકખ્યાતિનો હેતુ થાય છે માટે તે વિયોગકારણ છે. અન્યપણાનો એટલે એક આકારને અન્ય આકારે પમાડનારો જે હેતુ હોય તે અન્યત્વકારણ કહેવાય છે, જેમ સોની કડાના આકારવાળા સોનાનો કડાનો આકાર નિવૃત્ત કરીને તેને કુંડલનો આકાર ધારણ કરાવે છે. અગ્નિવડે તંડુલાદિ પાકે છે તેમાં એક આકૃતિની નિવૃત્તિ થઇ અન્ય આકૃતિની ઉત્પત્તિ

થતી નથી તેથી અગ્નિને વિકારકારણ કહેલ છે, અને આમાં આકૃતિ-ભેદ થાય છે માટે સોનીને અન્યત્વકારણ કહેલ છે. વળી એક સ્ત્રીને આકારે પરિણામ પામેલી બુદ્ધિવૃત્તિમાં પણ મૂઢત્વાદિ ધર્મોના અન્ય-પણામાં અવિદ્યાદિ ચાર કારણો છે. "આ સ્ત્રી અતિસુંદર છે" ઇત્યાદિ જ્ઞાનરૂપ અવિદ્યા, ચૈત્રનામના મનુષ્યની તે સ્ત્રીને આકારે પરિણામ પામેલી બુદ્ધિવૃત્તિના "હા ! ખેદની વાર્તા છે કે પુણ્યવાન્ મૈત્રનેજ આ સ્ત્રીરત્ન પ્રાપ્ત છે, પણ મને ભાગ્યહીનને તે પ્રાપ્ત નથી," આવા મૂઢપણામાં હેતુ થાય છે. તે સ્ત્રીની શોક્યને તેમાં રહેલો દ્વેષ તે સ્ત્રીને આકારે પરિણામ પામેલી બુદ્ધિવૃત્તિના દુઃખપણામાં હેતુ થાય છે. તેના પતિ મૈત્રને તેમાં રહેલો રાગ તે સ્ત્રીને આકારે પરિણામ પામેલી બુદ્ધિવૃત્તિના સુખપણામાં કારણ થાય છે. ત્વચા, રક્ત, માંસ, મેદ, અસ્થિ અને મજ્જાના સમૂહરૂપ આ સ્ત્રીશરીર સ્થાનબીજાદિવડે અત્યંત અપવિત્ર છે આવો વિવેકીઓમાં રહેલો વિવેક તે સ્ત્રીને આકારે પરિણામ પામેલી બુદ્ધિવૃત્તિના વૈરાગ્યમાં કારણ થાય છે. વિધારણનો જે હેતુ હોય તે ધૃતિકારણ કહેવાય છે, જેમ શરીર ઇંદ્રિયોનું વિધારક છે, અને કરણોની સામાન્યવૃત્તિરૂપ પાંચ પ્રાણો, તેના અ-ભાવમાં શરીરનો પાત થાય છે તેથી, શરીરના વિધારક છે. માંસાદિ જે શરીરનાં ધાતુઓ છે તેઓનું પણ પરસ્પરમાં વિધાર્યવિધારકપણું છે. પૃથિવી આદિ પાંચ મહાભૂતો મનુષ્ય, વરુણ, સૂર્ય, વાયુ અને શશી એ લોકમાં નિવાસ કરનાર શરીરોનાં વિધારક છે. ગંધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દગુણવાળી પૃથિવીમાં પંચમહાભૂતો પરસ્પર વિધાર્ય-વિધારકભાવવડે રહેલાં છે. જલમાં ચાર, તેજમાં ત્રણ અને વાયુમાં બે ભૂતો વિધાર્યવિધારકભાવવડે રહેલાં છે. દેવ, મનુષ્ય અને પશુ-પણ પરસ્પરના ઉપયોગપણાવડે વિધાર્યવિધારકભાવે રહેલાં

છે. દેવશરીર મનુષ્યે સંપાદન કરેલાં બકરો, તેતર, આંબાની ડાળ અને દર્ભાદિવડે પૂજાયું છતું તેમના ઉપયોગવડે ધારણ થાય છે, અને દેવ પણ વરદાન તથા વૃષ્ટિ આદિવડે મનુષ્યાદિને ધારણ કરે છે. મનુષ્ય-શરીર પશુ, પક્ષી અને સ્થાવરના ઉપયોગવડે ધારણ કરાય છે. વ્યાઘ્રાદિ પણ મનુષ્ય તથા પશુ આદિના શરીરવડે ધારણ કરાય છે, તેમજ પશુપક્ષી આદિનાં શરીર પણ સ્થાવરાદિના ઉપયોગવડે ધારણ કરાય છે. એ પ્રમાણે નવ પ્રકારનાં કારણો છે. તે અન્ય પદાર્થોમાં પણ યથાસંભવ જોડવાયોગ્ય છે. યોગાંગોનું અનુષ્ઠાન તો પૂર્વે કહ્યા પ્રમાણે બે પ્રકાર-નાજ કારણપણાને પામે છે.

શ્રવણમનનવડે વસ્તુઓનું સામાન્યજ્ઞાન થાય છે, અને યોગાંગોના અનુષ્ઠાનવડે તો ચિત્તની મલિનતા દૂર થવાથી વસ્તુઓના અદૃષ્ટ અને અશ્રુત સર્વવિશેષોનો સાક્ષાત્કાર થાય છે, એવો એ બંનેના જ્ઞાનમાં ભેદ છે. એ ભેદ ભગવાન્ સૂત્રકારે સૂત્રમાં दीप्तिपद મૂકી સૂચવ્યો છે, અર્થાત્ શ્રવણમનનથી થનારા જ્ઞાનથી આ જ્ઞાનની વિલક્ષણતા દર્શાવવા તે પદ મૂક્યું છે. ૨૮

એવી રીતે યોગાંગોના અનુષ્ઠાનથી બુદ્ધિસત્ત્વની અશુદ્ધિ દૂર થાય છે, તથા વિવેકખ્યાતિપર્યંતના સમ્યગ્જ્ઞાનની પ્રાપ્તિ થાય છે એમ પ્રતિપાદન કરીને હવે યોગાંગોની સંખ્યા તથા તેમનાં નામો નીચેના સૂત્રથી ભગવાન્ સૂત્રકાર કહે છેઃ—

**यमनियमासनप्राणायामप्रत्याहारधारणा-ध्यानसमाधयोऽष्टावङ्गानि ॥ २९ ॥**

**पदबोधिनी टीका:**—एतेषामर्था अग्रे स्फुटीभविष्यन्ति ॥ २९ ॥

**સૂત્રાર્થ:**—યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ [ એ ] આઠ [ યોગનાં ] અંગો [ છે. ] ૨૯

**વિવેચન:**—યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન તથા સમાધિ એ આઠ યોગ તથા જ્ઞાનમાં ઉપકારક હોવાથી યોગનાં અંગો ગણાય છે. તેમનાં સ્વરૂપો ભગવાન્ સૂત્રકાર સૂત્રવડેજ નિરૂપણ કરશે. પ્રથમપાદમાં ઉત્તમાધિકારીમાટે કહેલ અભ્યાસ, વૈરાગ્ય, શ્રદ્ધા તથા મૈત્રી આદિનો અને આ પાદના આદિમાં મધ્યમાધિકારીમાટે કહેલ તપ, સ્વાધ્યાય ને ઈશ્વરપ્રણિધાનનો આ આઠ અંગોમાંજ અંતર્ભાવ થઇ જાય છે, તે આવી રીતે:-અભ્યાસનો સમાધિમાં અંતર્ભાવ થાય છે, વૈરાગ્યનો સંતોષમાં અંતર્ભાવ થાય છે, શ્રદ્ધાવિના તપ અને સ્વાધ્યાયનું અનુષ્ઠાન સંભવતું નથી માટે શ્રદ્ધાનો તપમાં, મૈત્રી આદિનો ધારણામાં અને તપ, સ્વાધ્યાય ને ઈશ્વરપ્રણિધાનનો સ્વરૂપથીજ નિયમમાં અંતર્ભાવ થાય છે. એ આઠ અંગોનું ક્રમપૂર્વક અનુષ્ઠાન કરવું જોઇએ, છતાં જેમને ઈશ્વરકૃપા આદિથી ઉત્તરભૂમિની પ્રાપ્તિ થઇ હોય તેમણે પાછળની ભૂમિમાટે યત્ન કર્તવ્ય નથી. આમાંનાં ધારણાદિ અંગો યોગનાં સાક્ષાત્ ઉપકારક છે, અને યમાદિ અંગો પ્રતિપક્ષરૂપ હિંસાદિ વિકલ્પોને નિર્મૂલ કરવાદ્વારા યોગને ઉપકારક છે. આસનજયથી પ્રાણની સ્થિરતા થાય છે, અને પ્રાણના જયથી ઇંદ્રિયો નિયમમાં આવે છે માટે આસનાદિ પોતપોતાના ઉત્તરઅંગને ઉપકાર કરનારાં છે એમ જાણવું. શ્રીયાજ્ઞવલ્ક્યસંહિતામાં પણ

આ આઠનેજ યોગાંગો કહ્યાં છેઃ—

“ यमश्च नियमश्चैव आसनं च तथैव च ।
प्राणायामस्तथा गार्गि प्रत्याहारश्च धारणा ॥
ध्यानं समाधिरेतानि योगाङ्गानि वरानने ॥ ”

ભાવાર્થઃ—હે સુંદરમુખવાળી ગાર્ગિ ! યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન ને સમાધિ આ યોગાંગો છે.

કોઇ સ્થલે યમનિયમને અત્યંત બહિરંગ ગણી યોગનાં ૭ અંગો પણ કહ્યાં છે. ૨૯

એવી રીતે યોગ તથા જ્ઞાનના સાધનરૂપ યોગાંગોનું નિરૂપણ કરીને હવે ક્રમથી તેમનાં સ્વરૂપ કહેવાનો ભગવાન્ સૂત્રકાર આરંભ કરે છે, તેમાં પ્રથમ નીચેના સૂત્રથી યમનું નિરૂપણ કરે છેઃ—

**अहिंसासत्यास्तेयब्रह्मचर्यापरिग्रहा यमाः ॥ ३० ॥**

पदबोधिनी टीकाः—मनोवाक्कायैः सर्वभूतानामपीडनं अहिंसा । परहितार्थं वाङ्मनसोर्यथार्थत्वं सत्यम् । परद्रव्यापहरणत्यागोऽस्तेयम् । वीर्यधारणं ब्रह्मचर्यम् । अस्योप[illegible]मैथुनत्यागः । तथाहि “ स्मरणं कीर्तनं केलिः प्रेक्षणं गुह्यभाषणम् । सङ्कल्पोऽध्यवसायश्च क्रियानिष्पत्तिरेव च ॥ एतन्मैथुनमष्टाङ्गं प्रवदन्ति मनीषिणः । विपरीतं ब्रह्म-

चर्यमनुष्ठेयं मुमुक्षुभिः ॥" देहरक्षातिरिक्तभोगसाधनास्वीकरणं अपरिग्रह इति संक्षेपः ॥ ३० ॥

**સૂત્રાર્થ:**—અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ [ એ ] યમો [ છે. ] ૩૦

**વિવેચન:**—અન્ય સાધનોની અપેક્ષાવિના યમનું સફલપણું છે માટે તેમનું પ્રથમ નિરૂપણ કરાય છે. યમની અપેક્ષાએ નિયમ સફલ થાય છે તેથી તેનું હવે પછી નિરૂપણ કરાશે. આ બંનેવડે થનારી ચિત્તશુદ્ધિની અપેક્ષા કરીને સફલ થનાર જે આસનાદિક તેઓ ઉત્તરોત્તર થનાર પ્રાણાયામાદિકનાં કારણ થાય છે માટે તે તે અંગોનું ક્રમે કરીને પશ્ચાત્ નિરૂપણ થશે. સાધકયોગીને હિંસાદિ નિષિદ્ધકર્મોથી જે રોકે છે તે યમ કહેવાય છે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાંચ યમો છે. શ્રીવિષ્ણુપુરાણમાં પણ આ પાંચ યમોને સેવવાયોગ્ય કહ્યા છે:–

" ब्रह्मचर्यमहिंसा च सत्यास्तेयापरिग्रहान् ।
सेवेत योगी निष्कामो योग्यतां मनसो नयन् ॥ "

**ભાવાર્થ:**—બ્રહ્મચર્ય, અહિંસા, સત્ય, અસ્તેય અને અપરિગ્રહને નિષ્કામ યોગી મનના યોગ્યપણાને સંપાદન કરતો છતો સેવે.

"अहिंसा सत्यमस्तेयं ब्रह्मचर्यं क्षमा धृतिः । दयाऽऽर्जवं मिताहारः शौचं चैव यमा दश॥" એ વચનવડે શ્રીયાજ્ઞવલ્ક્યસંહિતામાં અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, ક્ષમા, ધૈર્ય, દયા, સરલતા, મિતાહાર અને શૌચ એ દશ યમો કહ્યા છે. તેમાં ક્ષમા તથા દયાનો અહિંસામાં, આર્જવ–સરલતા–નો સત્યમાં તથા ધૈર્ય અને મિતાહારવિના બ્રહ્મચર્યનું યથાર્થરીતે પાલન થઇ શકે નહિ માટે તે

બંનેનો બ્રહ્મચર્યમાં અંતર્ભાવ થાય છે; તથા શૌચને આ શાસ્ત્રમાં નિયમવિષે ગણ્યું છે, એટલે આ સૂત્રમાં ન્યૂનતાનો દોષ નથી. એ દશ યમોનું વિશેષ વર્ણન **શ્રીયોગકૌસ્તુભ**માં આપ્યું છે માટે જેમને એ યમોસંબંધી વિશેષ જાણવાની ઇચ્છા થાય તેમણે તે ગ્રંથમાં જોવું.

આશ્રમવિહિત નિત્યકર્મમાં વિરોધ ન આવે એવી રીતે સર્વ દેશમાં, સર્વ કાલમાં, મન વાણી અને શરીરથી કોઇ પણ પ્રાણીને પીડા ન કરવી તે અહિંસા કહેવાય છે. " **अकृत्वा वैदिकं नित्यं प्रत्यवायी भवेन्नरः ॥** " ( વૈદિક નિત્યકર્મ નહિ કરીને મનુષ્ય દોષનો ભાગી થાય છે, ) એ શ્રુતિમાં આશ્રમવિહિત નિત્યકર્મોનું પાલન નહિ કરવાથી દોષની પ્રાપ્તિ થાય છે એમ કહ્યું છે, અને તે દોષવડે તે મનુષ્ય અધોગતિને પામે છે, તેથી ત્યાં હિંસાની વૃદ્ધિ થાય છે માટે આશ્રમવિહિત નિત્યકર્મ સાધકયોગીએ અવશ્ય કરવાં. આશ્રમવિહિત નિત્યકર્મોનું સાવધાનતાપૂર્વક પાલન કરતાં છતાં પણ શૌચાદિમાં જે ક્ષુદ્રજંતુઓની નિરુપાયે ઇચ્છાવિના હિંસા થાય તે પાપની નિવૃત્તિમાટે સાધકયોગીએ નિત્યપ્રતિ પ્રાણાયામાદિક પ્રાયશ્ચિત્ત કરવું, પણ તેવી હિંસાના ભયથી દેહનું ભાન હોય ત્યાંસુધી નિત્યકર્મનો ત્યાગ કરવો નહિ. અહિંસાના પાલનને નામે મલિનતા વધારવી કે ક્ષુદ્રજંતુઓની રક્ષા કરવાનો આગ્રહ રાખી અન્ય મનુષ્યને પીડા થાય એમ વર્તવું એ વાસ્તવિકરીતે અહિંસાનું પાલન નથી. અહિંસાનું વાસ્તવિકરીતે પાલન કરવું હોય તેમણે સર્વત્ર આત્મભાવ રાખી ક્રોધ, લોભ, મોહ કે પ્રમાદથી મનવડે કોઇ પણ પ્રાણીને પીડા કરવાનું ચિંતવવું નહિ, વાણીવડે કોઇ પણ પ્રાણીને સાક્ષાત્ વા પરંપરાવડે પીડા થાય એવું બોલવું નહિ, તથા શરીરવડે કોઇ પણ પ્રાણીને પીડા કરવી નહિ, તેમજ તેનો નાશ પણ કરવો નહિ, અને આશ્રમવિહિત નિત્યકર્માદિમાં

ક્ષુદ્રજંતુઓની અપરિહાર્ય હિંસા થવાથી ઉપજેલા પાપને નિત્યપ્રતિ પ્રાણાયામાદિવડે દૂર કરતા રહેવું. લૌકિકવૈદિકકર્મમાં પ્રમાદરહિતપણે વર્તતાં છતાં પણ ન્યૂનાધિક હિંસા થવાનો સંભવ હોવાથી આરંભમાં પૂર્વોક્ત કથનથી ભિન્નરીતે અહિંસક થઇ શકાતું નથી. એવી રીતે અહિંસાદિનું અનુષ્ઠાન કરતાં કરતાં પાપસંસ્કારાદિની નિવૃત્તિદ્વારા જ્યારે આત્માના અક્રિયભાવનો ઉદય થાય છે ત્યારેજ યોગીને સંપૂર્ણ અહિંસકતાની પ્રાપ્તિ થાય છે. શ્રીયાજ્ઞવલ્ક્યસંહિતામાં પણ અહિંસાનું સ્વરૂપ પૂર્વોક્ત રીતેજ કહ્યું છે:—

“ कर्मणा मनसा वाचा सर्वभूतेषु सर्वदा ।
अक्लेशजननं प्रोक्तमहिंसात्वेन योगिभिः ॥ ”

**ભાવાર્થ:**—સર્વદા સર્વ ભૂતોને મન, વાણી અને કર્મવડે ક્લેશ નહિ ઉપજાવવો તેને યોગીઓએ અહિંસા કહી છે.

તે અહિંસાનું પરિપાલન નહિ કરીને અન્ય યમોનું તથા નિયમોનું પાલન કર્યું હોય તો તેમના નિષ્ફલપણાથી તે પાળ્યા છતાં પણ નહિ પાળ્યાજેવા છે તેથી અહિંસાની સિદ્ધિમાટેજ અન્ય યમોનું તથા નિયમોનું પાલન છે એમ જાણવું. જો અન્ય યમોનું તથા નિયમોનું પાલન કરવામાં ન આવે તો તેથી કોઇ ને કોઇનો દ્રોહ અવશ્ય થવાથી અહિંસા મલિન થાય છે, માટે તેને નિર્મલ રાખવા તેમનું પાલન પણ અવશ્ય કરવું જોઇએ. એવી રીતે પાંચ યમોમાં અહિંસા એ મુખ્ય છે. વૈદિકો પણ એમજ કહે છે:—

“ स खल्वयं ब्राह्मणो यथा यथा व्रतानि बहूनि समादित्सते तथा तथा प्रमादकृतेभ्यो हिंसानिदानेभ्यो निवर्तमान-

**स्तामेवावदातरूपामहिंसां करोति ॥ "**

**ભાવાર્થઃ**—આ મુમુક્ષુ જેમ જેમ યમનિયમાદિ ઘણાં વ્રતો કરવાની ઇચ્છા કરે છે તેમ તેમ પ્રમાદથી ઉપજેલાં હિંસાનાં કારણોથી નિવૃત્ત થતો છતો તે વિશુદ્ધરૂપ અહિંસાનુંજ અનુષ્ઠાન કરે છે.

શ્રીમોક્ષધર્મમાં પણ અહિંસાનેજ મુખ્ય ગણી છેઃ—

**" यथा नागपदेऽन्यानि पदानि पदगामिनाम् ।**
**सर्वाण्येवापिधीयन्ते पदजातानि कौञ्जरे ॥**
**एवं सर्वमहिंसायां धर्मार्थमपिधीयते ॥ "**

**ભાવાર્થઃ**—જેમ હાથીના પગલામાં પગે ચાલનારાનાં પગવડે પડેલાં અન્ય સર્વ પગલાં અંતર્ભાવ પામે છે તેમ સત્યાદિ ધર્મ અને અર્થ એ સર્વ પણ અહિંસામાં અંતર્ભાવ પામે છે.

જેવું દીઠું હોય, અનુમાનવડે જેવું જાણ્યું હોય, તથા જેવું સાંભળ્યું હોય તેવું પ્રયોજનવશાત્ અન્યને કહેવું તે સત્ય કહેવાય છે, અર્થાત્ જે પદાર્થને સાવધાનતાપૂર્વક જેવો દીઠો હોય, જે પદાર્થસંબંધી વિચારપૂર્વક જેવું અનુમાન કર્યું હોય, તથા જે પદાર્થસંબંધી વિશ્વાસ રાખવાયોગ્ય મનુષ્યદ્વારા જેવું સાંભળ્યું હોય તે તેવાજ રૂપમાં અન્યને પોતાના જેવો યથાર્થ બોધ કરવા પ્રસિદ્ધ શબ્દોવડે લોકોને અપકાર ન થાય તથા સાંભળનારને પ્રિય લાગે એવી રીતે કહેવું તે સત્ય કહેવાય છે. બીજાને પોતાના જેવું જ્ઞાન ઉપજાવવામાટે જે વાણી ઉચ્ચારી હોય તે જો વિપરીત અર્થનો બોધ કરનારી ન હોય, ભ્રાંતિયુક્ત વા અજ્ઞાનયુક્ત ન હોય, અપ્રસિદ્ધ શબ્દોયુક્ત વા પ્રયોજનરહિત ન હોય, લોકોને અપકાર કરનારી ન હોય, તથા શ્રોતાને ઉદ્વેગ કરનારી ન હોય

તોજ તે વાણી સત્યરૂપ ગણાય છે, અન્યથા તે સત્યરૂપ ગણાતી નથી. યુદ્ધકાલે દ્રોણાચાર્યે પોતાના પુત્ર અશ્વત્થામાના મરણના સંબંધમાં યુધિષ્ઠિરપ્રતિ "હે આયુષ્મન્! શું અશ્વત્થામા હણાયો ?" એવી રીતે પૂછ્યું ત્યારે તેમણે એ નામના હાથીનું મરણ થયું હતું તેને મનમાં ધારણ કરીને "અશ્વત્થામા હણાયો " એમ દ્રોણાચાર્યને ઉત્તર આપ્યું. યુધિષ્ઠિરના એ ઉત્તરે દ્રોણાચાર્યના મનમાં યુધિષ્ઠિરના જ્ઞાનજેવું જ્ઞાન ઉત્પન્ન કર્યું નહિ, કેમકે યુધિષ્ઠિરનું જ્ઞાન હસ્તીના સંબંધનું હતું, ને દ્રોણાચાર્યનો પ્રશ્ન પોતાના પુત્રવિષેનો હતો, તેથી મારા ઉત્તરથી દ્રોણાચાર્ય પોતાના પુત્રનું મરણ સમજશે એમ યુધિષ્ઠિર જાણતા હતા, ને દ્રોણાચાર્ય પણ મારા પ્રશ્નનું આ ઉત્તર છે એમ સમજ્યા, તેથી તે હાથીના મરણનો બોધ દ્રોણાચાર્યને થયો નહિ, પણ પોતાના પુત્રના મરણનો બોધ તેમને થયો. અહિં અશ્વત્થામાનામના હાથીનું મરણ થયું હતું એ વાત જોકે સત્ય હતી તોપણ દ્રોણાચાર્યને તેમના પુત્રનું મરણ સમજાવવામાટે તેનો પ્રયોગ કરવામાં આવ્યો, માટે તે વાક્ય અસત્ય ગણાયું. જ્ઞેયનો નિશ્ચય કરતી વેલાએ અથવા કહેવાના સમયમાં પરિપૂર્ણ અવલોકન કર્યા વિના ભ્રાંતિ કિંવા અજ્ઞાનથી એક પ્રકારના પદાર્થને અન્ય પ્રકારનો જાણવામાં આવે વા કહેવામાં આવે તો તે પણ અસત્યરૂપજ ગણાય છે. જે ભાષાવડે અન્યને જ્ઞાન નહિ થઇ શકે એમ જાણતાં છતાં તે મનુષ્યને પોતાના જેવું જ્ઞાન આપવા તેની સમીપ તેવી ભાષા બોલવી કિંવા નિષ્પ્રયોજન બોલવું તે પણ કોઇ પણ પ્રયોજનને સિદ્ધ કરતું નથી માટે અસત્યરૂપ છે. અપેક્ષાવિનાનું કથન કદી બીજામાં પોતાના જેવું જ્ઞાન ઉપજાવવા સમર્થ થાય તોપણ નિષ્પ્રયોજનપણાથી સામાને જે જ્ઞાન થયું તે નહિ થયાજેવું છે. વળી તે સત્ય સર્વ ભૂતોને ઉપકાર કરનારું જોઇએ,

પણ અપકાર કરનારું ન જોઇએ. જો ઉચ્ચારણ કરેલી વાણી અન્ય પ્રાણીના અપકારમાટે થાય તો તે પણ સત્ય ગણાતી નથી. એવી વાણીના ઉચ્ચારણથી વક્તાને પાપની તથા પાપના ફલ દુઃખનીજ પ્રાપ્તિ થાય છે તેથી પરીક્ષા કરીને સર્વ ભૂતોના હિતરૂપ સત્ય બોલવું જોઇએ. જેમ કોઇ ધનાઢ્ય વ્યાપારીઓની પોઠના જવાના માર્ગને ચોરો કોઇ મનુષ્યને પૂછે, ને તે મનુષ્યે તે પોઠને જતાં જોઇ હોય, તેથી તે અમુકમાર્ગે ગઇ એમ કહે, તો તેનું વચન જોકે સત્યજેવું જણાય છે, પણ તેમાં પોઠવાળાઓને અપકાર થવાનો સંભવ હોવાથી તે સત્ય સત્યાભાસરૂપ છે, વાસ્તવિક સત્ય નથી. જે વચન સાંભળી શ્રોતાને ઉદ્વેગ થાય એવું વચન બોલવું તે પણ સત્યરૂપ નથી. એવી રીતે સર્વપ્રકારના અસત્યનો ત્યાગ કરી સત્ય બોલવું તેજ સત્ય છે. અસત્યથી મૌન શ્રેષ્ઠ છે, અને મૌનથી નિર્દોષ સત્યભાષણ શ્રેષ્ઠ છે. જોકે નિર્દોષ સત્યભાષણ કરવું કઠિન છે તોપણ સાવધાનતા સેવવાથી તેની કઠિનતા ક્રમાત્ દૂર થતી જાય છે. સત્યભાષણ કરવું એ મહાન્ તપ છે તેથીજ "**सत्येन पन्था विततो देवयानः ॥**" ( સત્યવડે દેવયાન માર્ગ ઉઘાડો થાય છે, ) એ શ્રુતિ સત્યવાદીને બ્રહ્મલોકની પ્રાપ્તિ કહે છે.

શાસ્ત્રે નિષિદ્ધ કરેલી રીતે બીજાના કોઇ પણ પ્રકારના દ્રવ્યનું ગ્રહણ કરવું તે સ્તેય, અને તેનું તેવી રીતે ગ્રહણ ન કરવું, અર્થાત્ સુદૃઢ અસ્પૃહા રાખી મન, વાણી અને શરીરથી કોઇ પણ મનુષ્યનું કાંઇ પણ દ્રવ્ય નિષિદ્ધરીતે ગ્રહણ ન કરવું તે અસ્તેય કહેવાય છે. શ્રીયાજ્ઞવલ્ક્યસંહિતામાં પણ અસ્તેયનું લક્ષણ એમજ ભણ્યું છેઃ—

"**कर्मणा मनसा वाचा परद्रव्येषु निःस्पृहा ।**

**अस्तेयमिति संप्रोक्तमृषिभिस्तत्त्वदर्शिभिः ॥ "**

**ભાવાર્થઃ**—મન, વાણી અને કર્મવડે પરદ્રવ્યોમાં અસ્પૃહા રાખવી તેને તત્ત્વદર્શી ઋષિઓએ અસ્તેય કહ્યું છે.

અન્ય ઇંદ્રિયોના નિગ્રહની સાથે ઉપસ્થેંદ્રિયનો નિગ્રહ રાખવો તે બ્રહ્મચર્ય કહેવાય છે. ઉપસ્થેંદ્રિયના નિગ્રહવાળો છતાં પણ રાગપૂર્વક સ્ત્રીનું દર્શન કરનાર, રાગપૂર્વક તેની સાથે ભાષણ કરનાર, તથા કામના સ્થાનરૂપ તેના અંગનો સ્પર્શ કરવામાં આસક્ત બ્રહ્મચર્યવાળો નથી, તેથી તેની નિવૃત્તિમાટે " અન્ય ઇંદ્રિયોના નિગ્રહની સાથે " એમ કહ્યું છે. સ્ત્રીમાં અતિ અનુરાગવાળી અન્ય ઇંદ્રિયોનું પણ રક્ષણ કરવું આવશ્યક છે, એમાટે **શ્રીદક્ષસંહિતામાં** બ્રહ્મચર્યને આઠ પ્રકારનું કહી તેની રક્ષા કરવાનું કહ્યું છેઃ—

**" ब्रह्मचर्यं सदा रक्षेदष्टधा लक्षणं पृथक् ।**
**स्मरणं कीर्तनं केलिः प्रेक्षणं गुह्यभाषणम् ॥**
**सङ्कल्पोऽध्यवसायश्च क्रियानिष्पत्तिरेव च ।**
**एतन्मैथुनमष्टाङ्गं प्रवदन्ति मनीषिणः ॥**
**न ध्यातव्यं न वक्तव्यं न कर्तव्यं कदाचन ।**
**एतैः सर्वैर्विनिर्मुक्तो यतिर्भवति नेतरः ॥ "**

**ભાવાર્થઃ**—પૃથક્લક્ષણવાળા આઠ પ્રકારના બ્રહ્મચર્યનું યોગી સર્વદા રક્ષણ કરે. રાગપૂર્વક સ્ત્રીનું સ્મરણ કરવું, રાગપૂર્વક તેની શ્રેષ્ઠતાનું કથન કરવું, તેની સાથે ક્રીડા કરવી, તેને રાગપૂર્વક જોવી, તેની સાથે ગુપ્તવાર્તા કરવી, તેની સાથે ભોગ કરવાનો સંકલ્પ કરવો, તેની સાથે સંભોગ કરવાનો નિશ્ચય કરવો, અને તેની સાથે સંભોગ કરવો આ

આઠ અંગવાળું મૈથુન છે એમ બુદ્ધિમાનો કહે છે, માટે યોગીએ કદીપણ તે મૈથુનનું ચિંતન ન કરવું જોઇએ, તેસંબંધી બોલવું ન જોઇએ, તથા શરીરવડે પણ તે સંપાદન ન કરવું જોઇએ. એ સર્વેથી જે અત્યંત મોકળો થાય છે તે યોગી થાય છે, અન્ય નહિ.

**શ્રીયાજ્ઞવલ્ક્યસંહિતામાં** પણ બ્રહ્મચર્યનું લક્ષણ એને મળતુંજ દર્શાવ્યું છેઃ—

**“ कर्मणा मनसा वाचा सर्वावस्थासु सर्वदा ।**
**सर्वत्र मैथुनत्यागो ब्रह्मचर्यं प्रचक्षते ॥ ”**

**ભાવાર્થઃ**—મન, વાણી અને કર્મવડે સર્વ અવસ્થામાં સર્વદા સર્વત્ર મૈથુનનો ત્યાગ તે બ્રહ્મચર્ય કહેવાય છે.

વિષયોમાં રહેલા અર્જન, રક્ષણ, ક્ષય, સંગ અને હિંસા એ દોષોના દર્શનથી શરીરયાત્રાના નિર્વાહથી વિશેષનો, તે શાસ્ત્રવિધિપ્રમાણે પ્રાપ્ત થાય તોપણ અસ્વીકાર કરવો, કિંવા વિષયમાત્રનો મમતાબુદ્ધિથી સ્વીકાર ન કરવો તે **અપરિગ્રહ** કહેવાય છે. દંભ કિંવા અશક્તિથી સ્વીકાર ન કરવો તે અપરિગ્રહ નથી એમ જણાવવા “દોષોના દર્શનથી” એમ કહ્યું છે. વિષયપ્રાપ્તિમાટે અયોગ્ય પ્રવૃત્તિ કરવી પડે કિંવા નિંદિતનો પ્રતિગ્રહ કરવો પડે એ વિષયમાં રહેલો અર્જનદોષ, શાસ્ત્રોક્તરીતે અનાયાસે પ્રાપ્ત થયેલા વિષયના રક્ષણમાટે જે ચિંતા વહન કરવી પડે તે વિષયમાં રહેલો રક્ષણદોષ, વિષયનો નાશ થયે જે ન્યૂનાધિક ક્લેશાનુભવ થાય તે વિષયમાં રહેલો ક્ષયદોષ, ભોગાભ્યાસથી પ્રતિદિન રાગ વધે છે, અને ઇંદ્રિયોનું તેમાં કુશલપણું થાય છે એ વિષયમાં રહેલો સંગદોષ, તથા ક્ષુદ્રજંતુઓની ન્યૂનાધિક હિંસાવિના વિષયોપભોગ સંભવતો નથી તે વિષયમાં રહેલો હિંસાદોષ જાણવો. યોગવાર્તિકકારે ભાષ્યમાંનું तत्रपद સૂત્રસાથે લઇ तत्रा-

**हिंसासत्यास्तेयब्रह्मचर्यापरिग्रहा यमाः ॥** " એવો સૂત્રપાઠ સ્વીકાર્યો છે. ૩૦

એવી રીતે યમનું નિરૂપણ કરી હવે સાધકયોગીઓને જેવી રીતના તે ઉપાદેય છે તેવી રીતના તે યમોને કથન કરવા તથા તેવા યમોની મહાવ્રત એવી સંજ્ઞા કહેવા ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રનું અવતરણ કરે છે:—

## जातिदेशकालसमयानवच्छिन्नाः सार्वभौमा महाव्रतम् ॥ ३१ ॥

**पदबोधिनी टीकाः—जातिर्ब्राह्मणत्वादिः। देशस्तीर्थादिः। कालश्चतुर्दश्यादिः। समयो ब्राह्मणादिप्रयोजनादिः। एतैः अनवच्छिन्नाः सार्वभौमाः सर्वासु भूमिषु अवस्थासु व्यवस्थिता महाव्रतमित्युच्यते। ब्राह्मणं न हन्याम्। तीर्थे न हन्याम्। सङ्क्रान्त्यां न हन्याम्। ब्राह्मणार्थं देवार्थं वा छागं हनिष्यामि न त्वन्यत्र इत्येवमादीन्युदाहरणानि ऊहितव्यानि ॥ ३१ ॥**

**સૂત્રાર્થ:—જાતિ, દેશ, કાલ અને અવસરથી અવચ્છેદ નહિ પામેલા સાર્વભૌમ ( જાતિ આદિ સર્વવિષયમાં સર્વથા વ્યભિચારરહિત ) [ યમો ] મહાવ્રત [ કહેવાય છે. ] ૩૧**

**વિવેચન:—**અહિં જાતિશબ્દવડે બ્રાહ્મણત્વ તથા ગોત્વ આદિ

ધર્મ જાણવો, દેશશબ્દવડે તીર્થ તથા દેવાલય જાણવાં, કાલશબ્દવડે વિધિવાક્યે નિયમિત કરેલી ચતુર્દશી કિંવા અન્ય પુણ્યતિથિ જાણવી, અને સમયશબ્દવડે અનિયમિત એવાં દેવકાર્યના તથા બ્રાહ્મણાદિના ભોજનના પ્રસંગરૂપ અવસર જાણવો. મછીમારોની મત્સ્યત્વ-જાતિવાળાં માછલાંની હિંસાથી ભિન્ન જે અહિંસા તે અહિંસા જાતિ-વડે પરિચ્છેદ પામેલી ગણાય છે. "હું સર્વદા સર્વત્ર બ્રાહ્મણ તથા ગાયનું હનન નહિ કરું" એવી પ્રતિજ્ઞાવડે પાળેલી અહિંસા પણ જાતિ-વડે પરિચ્છિન્ન થાય છે "તીર્થમાં કે દેવાલયમાં હું કોઇ પણ પ્રાણીને કદીપણ નહિ મારું" એવી પ્રતિજ્ઞાવડે પાળેલી અહિંસા દેશવડે અવચ્છિન્ન થાય છે. "ચૌદશે કે અમુક પવિત્ર દિવસે હું કોઈ પણ પ્રાણીનો કોઇ પણ સ્થલે ઘાત નહિ કરું" એવી પ્રતિજ્ઞાવડે પાલન કરેલી અહિંસા કાલવડે અવચ્છેદ પામે છે. "દેવકાર્યના તથા બ્રાહ્મણાદિ-ના ભોજનના પ્રસંગથી ભિન્ન અવસરમાં કોઇ પણ પ્રાણીની હિંસા નહિ કરું" એવી પ્રતિજ્ઞાવડે પાળેલી અહિંસા સમયવડે પરિચ્છેદ પામે છે. ક્ષત્રિયોને યુદ્ધમાં થતી હિંસાથી ભિન્ન જે અહિંસા તે અહિંસા પણ સમયવડે અવચ્છિન્ન જાણવી. "હું કોઇ પણ પ્રાણીને કોઇ પણ સ્થલ-માં, કોઇ પણ કાલમાં, કોઇ પણ અવસરમાં, મન વાણી અને શરીર-વડે પીડા કરીશ નહિ" એવી પ્રતિજ્ઞાવડે પાળેલી અહિંસા જાતિ આદિક ચારવડે પરિચ્છેદ પામતી નથી માટે તે શ્રેષ્ઠ છે.

"ગુરુજનોની સમીપ કે રાજાની સમીપ અસત્ય નહિ બોલું" એવી પ્રતિજ્ઞાવડે પાળેલું સત્ય જાતિવડે પરિચ્છેદ પામે છે, "તીર્થ-સ્થલમાં મિથ્યાભાષણ નહિ કરું" એવી પ્રતિજ્ઞાવડે પાળેલું સત્ય દેશ-વડે પરિચ્છિન્ન થાય છે, "ચતુર્દશીને દિવસે કિંવા અમુકવ્રતને દિવસે મિથ્યા નહિ બોલું" એવી પ્રતિજ્ઞાવડે પાળેલું સત્ય કાલવડે અવચ્છિન્ન

થાય છે, અને "'**प्राणत्राणेऽनृतं वाच्यमात्मनो वा परस्य च । गुर्वर्थे स्त्रीषु चैव स्याद्विवाहकरणेषु च ॥**' ( પોતાના અથવા પરના પ્રાણના રક્ષણમાટે, ગુરુમાટે, સ્ત્રીઓપાસે અને વિવાહ કરવામાં મિથ્યા બોલવું દોષરૂપ નથી, ) એ સ્મૃતિમાં કહેલાં પ્રયોજનોવિના મિથ્યા નહિ બોલું" એવી પ્રતિજ્ઞાવડે પાળેલું સત્ય અવસરવડે અવચ્છેદ પામે છે. "કોઇ પણ પ્રાણીઆગળ, કોઇ પણ સ્થળે, કોઇ પણ કાળે, કોઇ પણ અવસરમાં, અસત્ય નહિજ બોલું" એવી પ્રતિજ્ઞાવડે પાળેલું સત્ય જાતિ આદિક ચારવડે પરિચ્છિન્ન થતું નથી માટે તે શ્રેષ્ઠ છે.

"બ્રાહ્મણનું દ્રવ્ય નહિ ચોરું" એવી પ્રતિજ્ઞાવડે પાળેલું અસ્તેય જાતિવડે પરિચ્છેદ પામે છે, "તીર્થસ્થાનમાં ચોરી નહિ કરું" એવી પ્રતિજ્ઞાવડે પાળેલું અસ્તેય દેશવડે પરિચ્છિન્ન થાય છે, "ચૌદશે કે અમુકવ્રતને દિવસે ચોરી નહિ કરું" એવી પ્રતિજ્ઞાવડે પાળેલું અસ્તેય કાલવડે અવચ્છેદ પામે છે, અને "દુર્ભિક્ષવિના ચોરી નહિ કરું" એવી પ્રતિજ્ઞાવડે પાલન કરેલું અસ્તેય અવસરવડે અવચ્છિન્ન થાય છે. "કોઇના દ્રવ્યની, કોઇ પણ સ્થલે, કોઇ પણ કાળે, કોઇ પણ અવસરમાં ચોરી નહિજ કરું" એવી પ્રતિજ્ઞાવડે પાળેલું અસ્તેય જાતિ આદિક ચારવડે અવચ્છિન્ન થતું નથી માટે તે શ્રેષ્ઠ છે.

"બ્રાહ્મણની સ્ત્રીસાથે મૈથુન નહિ કરું" એવી પ્રતિજ્ઞાવડે પાળેલું બ્રહ્મચર્ય જાતિવડે પરિચ્છિન્ન થાય છે, "તીર્થસ્થાનમાં કોઇ પણ સ્ત્રીસાથે મૈથુન નહિ કરું" એવી પ્રતિજ્ઞાવડે પાળેલું બ્રહ્મચર્ય દેશવડે પરિચ્છેદ પામે છે, "ચૌદશે કિંવા અમુકવ્રતને દિવસે મૈથુન નહિ કરું" એવી પ્રતિજ્ઞાવડે પાળેલું બ્રહ્મચર્ય કાલવડે અવચ્છિન્ન થાય છે, અને "'**भिक्षिते पारदार्ये च न तद् धर्मस्य दूषकम् ॥**' એ કથનાનુસાર યાચના નહિ કરનારી પરસ્ત્રીસાથે મૈથુન નહિ કરું" એવી

પ્રતિજ્ઞાવડે પાળેલું બ્રહ્મચર્ય અવસરવડે અવચ્છેદ પામે છે. "કોઇ પણ સ્ત્રીસાથે, કોઇ પણ સ્થલે, કોઇ પણ કાલે, કોઇ પણ અવસરમાં મૈથુન નહિજ કરું" એવી પ્રતિજ્ઞાવડે પાળેલું બ્રહ્મચર્ય જાતિ આદિક ચારવડે પરિચ્છેદ પામતું નથી માટે તે શ્રેષ્ઠ છે.

"નિંદ્યકર્મ કરનાર મનુષ્યપાસેથી પ્રતિગ્રહ નહિ કરું" એવી પ્રતિજ્ઞાવડે પાળેલો અપરિગ્રહ જાતિવડે પરિચ્છિન્ન થાય છે, "તીર્થસ્થાનમાં કિંવા અપવિત્ર દેશમાં કોઇપાસેથી પ્રતિગ્રહ નહિ કરું" એવી પ્રતિજ્ઞાવડે પાળેલો અપરિગ્રહ દેશવડે પરિચ્છેદ પામે છે, "ચૌદશે કિંવા અમુકતિથિએ કોઇની પાસેથી પ્રતિગ્રહ નહિ કરું" એવી પ્રતિજ્ઞાવડે પાળેલો અપરિગ્રહ કાલવડે અવચ્છિન્ન થાય છે, અને "વૃદ્ધ માતા આદિના પ્રાણના રક્ષણથી ભિન્ન પ્રયોજનમાટે પ્રતિગ્રહ નહિ કરું" એવી પ્રતિજ્ઞાવડે પાળેલો અપરિગ્રહ અવસરવડે અવચ્છેદ પામે છે. "કોઇ પણ પાસેથી, કોઇ પણ સ્થલે, કોઇ પણ કાલે, કોઇ પણ અવસરમાં શરીરયાત્રાથી વિશેષ કિંવા મમતાબુદ્ધિપૂર્વક પ્રતિગ્રહ નહિ કરું" એવી પ્રતિજ્ઞાવડે પાળેલો અપરિગ્રહ જાતિ આદિક ચારવડે પરિચ્છેદ નહિ પામવાથી શ્રેષ્ઠ છે.

એવી રીતે જાતિ, દેશ, કાલ અને સમયવડે અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય તથા અપરિગ્રહ એ પાંચ યમો વ્યભિચાર ન પામે અર્થાત્ જાતિ આદિવડે એ યમોનું પરિપાલન થાય તે તેમનું સાર્વભૌમપણું (જાતિ આદિ ચારે વિષયોમાં રહેવાપણું) કહેવાય છે. અને એવા સાર્વભૌમ યમોજ મહાવ્રત ગણાય છે. પૂર્વોક્ત અહિંસાદિ યમો મહાવ્રત થાય એમ સાધકયોગીએ તેમનું પાલન કરવું જોઇએ, જાતિ આદિવડે તેમનો પરિચ્છેદ ન થવા દેવો જોઇએ.

પ્રશ્નઃ—ન્યૂનાધિક હિંસા થયા વિના લૌકિક, વૈદિક તથા સ્વા-

ભાવિક કર્મો થઇ શકતાં નથી, તો જાતિ આદિવડે પરિચ્છેદ ન પામે એવી સાર્વભૌમ અહિંસા સાધકયોગીએ કેવી રીતે સંપાદન કરવી ?

ઉત્તર:—જેનો મુખ્ય ઉદ્દેશ યોગનેજ સિદ્ધ કરવાનો છે એવા સાધકયોગીએ જે લૌકિકકર્મમાં પ્રકટ હિંસા કરવી પડતી હોય તે કર્મનો ક્રમાત્ ત્યાગ કરવાનો છે. બાહ્યયજ્ઞરૂપ વૈદિકકર્મ જેમાં વિશેષ પુણ્યસાથે પશુહિંસારૂપ ન્યૂન દોષ પણ રહેલો છે તે કર્મ તેણે કરવાનાં નથી. સકામકર્મ તો સાધકયોગીએ કરવાનુંજ નથી, પણ નિષ્કામબુદ્ધિથી પણ અત્યંતબહિરંગરૂપ તે યજ્ઞકર્મ તેને કર્તવ્ય નથી. જોકે એવાં કર્મો પણ અધિકપુણ્ય અને ન્યૂનપાપરૂપ હોવાથી સામાન્યપણે ઉપાદેય ગણવામાં આવે છે તોપણ જેમનો અંતરંગમાં અધિકાર થયો હોય તેવાઓને તે ઉપાદેય નથી. શ્રીમોક્ષધર્મમાં પણ નીચેના શ્લોકવડે કૃતાર્થ જ્ઞાનીને યજ્ઞકર્મો કરવાની અપેક્ષા નથી એમ જણાવ્યું છે તેથી જ્ઞાન સંપાદન કરવા ઇચ્છતા મુખ્યસાધકે પણ તેવાં બાહ્યકર્મો કરવામાં આગ્રહ સેવવો ઉચિત નથી:—

"सर्वाणि भूतानि सुखे रमन्ते सर्वाणि दुःखेषु तथोद्विजन्ति ।
तेषां भयोत्पादनजातखेदः कुर्यान्न कर्माणि हि जातवेदः ॥ "

**ભાવાર્થ:**—સર્વે પ્રાણીઓ સુખમાં હર્ષનો અનુભવ કરે છે, અને દુ:ખોમાં ઉદ્વેગ પામે છે. તે પ્રાણીઓને ભય ઉત્પન્ન કરવામાં જેને ખેદ ઉપજ્યો છે એવો જ્ઞાની યજ્ઞરૂપ બાહ્યકર્મો ન કરે.

કુશ, સમિધ્ તથા પુષ્પાદિનો જેમાં ઉપયોગ કરવો પડે એવાં બાહ્યકર્મ પણ મુખ્યાધિકારી ત્યજે તો તેમાં તેને પ્રત્યવાય લાગતો નથી એમ નીચેના મનુભગવાનના વચનથી જણાય છે:—

" एतानेके महायज्ञान् यज्ञशास्त्रविदो जनाः ।
अनीहमानाः सततमिन्द्रियेष्वेव जुह्वति ॥ "

ભાવાર્થઃ—ધનાદિને નહિ ઇચ્છનારા તથા બહારના અને અંતરના યજ્ઞના અનુષ્ઠાનના શાસ્ત્રને જાણનારા કોઇ ગૃહસ્થો આ પંચમહાયજ્ઞોને પાંચ જ્ઞાનેંદ્રિયોમાં તેમના વિષયોનો પ્રત્યાહાર કરીને નિરંતર સંપાદન કરે છે.

બાહ્ય અને આંતર એમ બે પ્રકારનું વૈદિક કર્મ છે, તે બેમાંનું એક પોતાના અધિકારપ્રમાણે દ્વિજે કરવું જોઇએ એમ શ્રીવસિષ્ઠજીએ પણ કહ્યું છે:—

" बाह्यमाभ्यन्तरं चेति द्विविधं कर्म वैदिकम् ।
तयोरन्यतरत् कुर्यान्नित्यं कर्म यथाविधि ॥ "

ભાવાર્થઃ—બાહ્ય અને આભ્યંતર એમ બે પ્રકારનું વૈદિક કર્મ છે, તે બેમાંથી એક કર્મ દ્વિજ નિત્ય યથાવિધિ કરે.

શૌચાદિ વિહિત નિત્યકર્મનો ત્યાગ, શાસ્ત્રની આજ્ઞાનું પરિપાલન ન કરવાથી પ્રત્યવાયની પ્રાપ્તિ થાય માટે, સંભવી શકતો નથી તેમાં, તથા શરીરનિર્વાહની સ્વાભાવિક ક્રિયા જેનો ત્યાગ થઇ શકવો અશક્ય છે તેમાં જે ક્ષુદ્રજંતુઓની અપરિહાર્ય હિંસા થાય તે પાપની નિવૃત્તિમાટે સાધકે નિત્યપ્રતિ પ્રાણાયામ કિંવા ધ્યાનરૂપ પ્રાયશ્ચિત્ત કરવું. આવી રીતે વર્તવાથી સાર્વભૌમ અહિંસાના વ્રતનો લોપ થયો ગણાતો નથી, પણ તેનું પરિપાલન થયું ગણાય છે. આ મહાવ્રતનું તથા અન્ય યોગાંગોનું અનુષ્ઠાન કરતાં જ્યારે આત્માના અત્યંત અક્રિયસ્વરૂપનો સાધકને યથાર્થ અનુભવ થાય છે ત્યારે તત્ત્વનિષ્ઠને પામેલો તે પોતાને કેવલ

અકર્તારૂપે અનુભવે છે તેથી તે કાલે તેનામાં સાર્વભૌમ અહિંસા સિદ્ધરૂપે વિદ્યમાન હોય છે, પણ તે સ્થિતિની પૂર્વે તો સાધકના ચિત્તમાં તે સાધનરૂપે વિદ્યમાન હોય છે. વિવેકી સાધકે આરંભમાં સ્થૂલહિંસાના અત્યંતત્યાગનો દુરાગ્રહ નહિ સેવતાં સર્વ પ્રાણીઓમાંથી વૈરબુદ્ધિ ત્યજવાનો તથા સર્વત્ર પોતાના જેવો પ્રેમભાવ સ્થાપવાનો યત્ન કરવાનો છે, અને ચિત્તશુદ્ધિ થવાથી જેમ જેમ સ્થૂલહિંસામાં સ્પષ્ટ દોષદર્શન થતું જાય તેમ તેમ ત્યજવાયોગ્ય સ્થૂલહિંસાને ત્યજવાનો યત્ન કરવાનો છે, દંભથી કાંઇ પણ કરવાનું નથી. એવી રીતે વર્તવાથીજ ક્રમાત્ સાર્વભૌમ અહિંસાની વાસ્તવિક પ્રાપ્તિ થાય છે.

આગળ નિરૂપણ કરવામાં આવનાર પ્રવૃત્તિરૂપ નિયમોથી આ નિવૃત્તિરૂપ યમો શ્રેષ્ઠ છે માટે તેનું નિત્ય સાવધાનતાપૂર્વક પાલન કરવાનું છે. યમોનો ત્યાગ કરી માત્ર નિયમોનુંજ નિત્ય સેવન કરવાથી વિશેષ લાભ નથી. નીચેનું વચન પણ એમજ કહે છે:—

" यमान् सेवेत सततं न नित्यं नियमान् बुधः ।
यमान् पतत्यकुर्वाणो नियमान्केवलान्भजन् ॥ "

ભાવાર્થ:—વિવેકી સાધક યમોનું નિરંતર સેવન કરે, પણ નિયમોનું નિત્ય સેવન કરવા આગ્રહ ન રાખે, કેમકે કેવલ નિયમોનું સેવન કરનારો અને યમોનું નહિ સેવન કરનારો પુરુષ અધોગતિ પામે છે.

ભોજવૃત્તિમાં " **एते तु जातिदेशकालसमयानवच्छिन्नाः सार्वभौमा महाव्रतम् ॥** " એવો સૂત્રપાઠ છે, તેમાંના **एते तु** એ પદોનો અર્થ " આ યમો તો " એવો થાય છે; અને યોગચંદ્રિકામાં "**एते जातिदेशकालसमयानवच्छिन्नाः सार्वभौमा महाव्रतम् ॥**" એવો સૂત્રપાઠ છે, તેમાંના **एते** પદનો અર્થ " આ યમો " એવો થાય

છે. આ બંને પાઠ ભાષ્યસમ્મત નથી. ૩૧

એવી રીતે સાર્વભૌમ યમોનું સ્વરૂપ તથા તેની મહાવ્રતસંજ્ઞા કહીને હવે યોગના બીજા અંગરૂપ જે નિયમો છે તેમનું નિરૂપણ નીચેના સૂત્રવડે કરે છેઃ—

**शौचसन्तोषतपःस्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः ॥ ३२ ॥**

**पदबोधिनी टीकाः—शौचं शुद्धत्वम् । तच्च बाह्याभ्यन्तरभेदेन द्विविधम् । मृज्जलादिभिः कायक्षालनं बाह्यम् । मैत्र्यादिभावनया चित्तमलानां निवर्तनमाभ्यन्तरम् । सन्तोषः अलंबुद्धिः प्राणधारणानुकूलातिरिक्ततृष्णात्याग इति यावत् । शेषाः प्राक् व्याख्याताः ॥ ३२ ॥**

**સૂત્રાર્થ:**—પવિત્રતા, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાન [ એ ] નિયમો [ છે. ] ૩૨

**વિવેચનઃ**—પવિત્રતા, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાન એ પાંચ નિયમો છે. શ્રીવિષ્ણુપુરાણમાં પણ નીચેના શ્લોકોવડે એ પાંચનેજ નિયમો કહેલા છેઃ—

**" स्वाध्यायशौचसन्तोषतपांसि नियतात्मवान् ।**
**कुर्वीत ब्रह्मणि तथा परस्मिन्प्रवणं मनः ॥**
**एते यमाः सनियमाः पञ्च पञ्च प्रकीर्तिताः ।**

**विशिष्टफलदाः काम्या निष्कामानां विमुक्तिदाः ॥ "**

**ભાવાર્થઃ**—શરીરાદિને જેણે નિયમમાં રાખ્યાં છે એવો સાધક સ્વાધ્યાય, શૌચ, સંતોષ, તપ તથા મનની પરબ્રહ્મપરાયણતા કરે. આ નિયમોસહિત યમો [ યમનો શ્લોક ગયા સૂત્રના વિવેચનમાં મૂકવામાં આવ્યો છે ] પાંચ પાંચ કહ્યા. તેમનું કામનાવડે અનુષ્ઠાન કરનારને તેઓ પોતપોતાનું જે વિશેષ ફલ છે તે આપનારા થાય છે, અને કામનાવિનાનાને તેઓ વિદેહકૈવલ્ય આપનારા થાય છે.

કેટલાક યોગગ્રંથોમાં **"तपः सन्तोष आस्तिक्यं दानमीश्वरपूजनम् । सिद्धान्तवाक्यश्रवणं ह्रीमती च जपो हुतम् ॥ नियमा दश संप्रोक्ता योगशास्त्रविशारदैः ॥ "** એવાં વચનોવડે તપ, સંતોષ, આસ્તિકતા, દાન, ઈશ્વરપૂજન, સિદ્ધાન્તવાક્યશ્રવણ, લોકલજ્જા, મતિ, જપ અને હોમ એ દશ નિયમો કહ્યા છે. તેમાં ઈશ્વરપૂજનવડે ઈશ્વરપ્રણિધાન સમજવાનું છે, અને જપવડે સ્વાધ્યાય જાણવાનો છે. આસ્તિકતાવિના તપ થઈ શકે નહિ માટે આસ્તિકતાનો તપમાં અંતર્ભાવ જાણવો, અને દાન, સિદ્ધાન્તવાક્યશ્રવણ, લોકલજ્જા, મતિ અને હોમ એ ચિત્તશુદ્ધિ કરનારાં છે માટે તેમનો આભ્યંતરપવિત્રતામાં અંતર્ભાવ જાણવો. એવી રીતે તે શાસ્ત્રોમાં કહેલા વધારાના નિયમોની વ્યવસ્થા થઈ શકવાથી આ સૂત્રમાં ન્યૂનતાનો દોષ આવતો નથી. પૂર્વોક્ત દશ નિયમોનું વર્ણન શ્રીયોગકૌસ્તુભમાં વિસ્તારથી કરવામાં આવ્યું છે માટે જેમને એ સંબંધમાં વિશેષ જાણવાની ઇચ્છા થાય તેમણે તે ગ્રંથમાં જોવું.

જન્મના હેતુભૂત કામ્યધર્મેથી નિવૃત્ત કરીને મોક્ષના હેતુભૂત નિષ્કામધર્મમાં પ્રેરણા કરનાર કર્મો નિયમો કહેવાય છે. પવિત્રતા એ

પ્રકારની છે, બાહ્ય તથા આભ્યંતર. જલ, મૃત્તિકા અને ગોમયવડે થનારી સ્થૂલશરીરની પવિત્રતા, ગોમૂત્ર અને યાવક ( જવના લોટમાંથી બનાવેલા ભોજન ) આદિ પવિત્ર પદાર્થોના ભક્ષણથી તથા નિત્યપ્રતિ અષ્ટ ગ્રાસાદિના ભક્ષણના નિયમથી થનારી સ્થૂલશરીરમાંના રક્તાદિ ધાતુઓની શુદ્ધિ, નેતિ, બ્રહ્મદાતણ, ધૌતિ, બસ્તિ, નૌલિ, ત્રાટક, કપાલભાતિ અને ગજકરણીવડે સ્થૂલશરીરના મલોને નિવૃત્ત કરવાથી થતી પવિત્રતા, તથા પ્રાણાયામ અને મુદ્રાઓવડે શરીરમાંના વાત, પિત્ત ને કફનું સામ્ય થવાથી થતી નીરોગતારૂપ શુદ્ધિ એ બાહ્યપવિત્રતા છે. નેતિ આદિ ક્રિયાઓનું વર્ણન શ્રીયોગકૌસ્તુભ આદિમાં વિસ્તારથી કર્યું છે, એટલે અત્ર તેમનું નિરૂપણ કર્યું નથી. મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષાની ભાવનાવડે રાગ, ઈર્ષ્યા, મદ, માન, અસૂયા અને દ્વેષાદિ ચિત્તના દોષોની નિવૃત્તિથી થનારી ચિત્તની શુદ્ધિ તે આભ્યંતરપવિત્રતા છે. પ્રારબ્ધકર્મથી પ્રાપ્ત થયેલા દેહયાત્રાના નિર્વાહક પદાર્થોથી અધિક પદાર્થો મેળવવાની ઇચ્છા ન રાખવી તે સંતોષ કહેવાય છે, આ સંતોષ સુખનો હેતુ છે, અને તૃષ્ણા એ દુ:ખનો હેતુ છે, તૃષ્ણારહિતને સામ્રાજ્ય પણ તૃણસમાન પ્રતીત થાય છે માટે સાધકે તૃષ્ણાનો ત્યાગ કરી શાસ્ત્રોક્તરીતે પ્રારબ્ધાનુસાર જે દેહનિર્વાહક પદાર્થો પ્રાપ્ત થાય તેમાંજ તૃપ્તિ રાખવી ઉચિત છે. મનની પ્રસન્નતાનો ભંગ ન થાય તથા શરીરમાંના ધાતુઓની અતિવિષમતા ન થાય એવી રીતે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ક્ષુધાતૃષા તથા શીતોષ્ણ સહન કરવાં, ઊભા રહેવું, બેસવું, કાષ્ઠમૌન (શરીરની કોઇ પણ ચેષ્ટાવડે પોતાના અભિપ્રાયને પ્રકટ ન કરવો તે) રાખવું, આકારમૌન (માત્ર વાણીથીજ ન બોલવું તે ) રાખવું, કૃચ્છ્ર ચાંદ્રાયણ કે સાંતપન આદિ વ્રતો કરવાં એ સર્વ તપ જાણવું. મન, વાણી અને શરીરની નિષિદ્ધ પ્રવૃત્તિને

અપ્રમાદયુક્ત ધૈર્યવડે રોકવી, અને તેમને સાવધાનતાપૂર્વક વિહિતપ્રવૃત્તિમાં જોડવાં એ મુખ્ય તપ છે માટે તે તપનું અનુષ્ઠાન કરવા સાધકે વિશેષ આગ્રહ રાખવાનો છે, અને અન્ય તપનું અનુષ્ઠાન યથાસામર્થ્ય કરવાનું છે, મુખ્યસાધનનો વિઘાત થાય એવી રીતે તેમાંનું કોઇ પણ તપ સેવવું ઉચિત નથી. મોક્ષશાસ્ત્રનું અધ્યયન, વા પ્રણવ, ગાયત્રી કે ઇષ્ટમંત્રનો જપ એ સ્વાધ્યાય કહેવાય છે એ સ્વાધ્યાય અત્યંત નિર્દોષ હોવાથી સકામ તાંત્રોક્તમંત્રના દોષોની નિવૃત્તિમાટે શારદાતીલકમાં જે નીચે કહેલા દશ સંસ્કારો જણાવ્યા છે તે સ્વાધ્યાય કરનારે પ્રાયશઃ કરવાના નથીઃ—

“ मंत्राणां दश कथ्यन्ते संस्काराः सिद्धिदायिनः ।
निर्दोषतां प्रयान्त्याशु ते मंत्राः साधुसंस्कृताः ॥ १ ॥
जननं जीवनं चैव ताडनं बोधनं तथा ।
अभिषेकोऽथ विमलीकरणाप्यायने पुनः ॥
तर्पणं दीपनं गुप्तिर्दशैता मंत्रसंस्क्रियाः ॥ २ ॥
मंत्राणां मातृकावर्णादुद्धारो जननं स्मृतम् ।
प्रणवान्तरितान् कृत्वा मंत्रवर्णान् जपेत् सुधीः ॥
मंत्रार्णसंख्यया तद्धि जीवनं संप्रचक्षते ॥ ३ ॥
मंत्रवर्णान् समालिख्य ताडयेच्चन्दनांभसा ।
प्रत्येकं वायुबीजेन ताडनं तदुदाहृतम् ॥ ४ ॥
विलिख्य मंत्रवर्णांस्तु प्रसूनैः करवीरजैः ।
मंत्राक्षरेण संख्यातैर्हन्यात्तद्बोधनं मतम् ॥ ५ ॥

स्वतंत्रोक्तविधानेन मंत्री मंत्रार्णसंख्यया ।
अश्वत्थपल्लवैर्मंत्रमभिषिञ्चेद्विशुद्धये ॥ ६ ॥
संचिन्त्य मनसा मंत्रं ज्योतिर्मंत्रेण निर्दहेत् ।
मंत्रे मलत्रयं मंत्री विमलीकरणं हि तत् ॥
तारव्योमाग्निमनुयुक् ज्योतिर्मंत्र उदाहृतः ॥ ७ ॥
कुशोदकेन जप्तेन प्रत्यर्णं प्रोक्षणं मनोः ।
वारिबीजेन विधिवदेतदाप्यायनं मतम् ॥
मंत्रेण वारिणा मंत्रे तर्पणं तर्पणं स्मृतम् ॥ ८ ॥
तारमायारमायोगो मनोर्दीपनमुच्यते ।
जप्यमानस्य मंत्रस्य गोपनं त्वप्रकाशनम् ॥ ९ ॥
संस्कारा दश मंत्राणां सर्वतंत्रेषु गोपिताः ।
यत् कृत्वा संप्रदायेन मंत्री वाञ्छितमश्नुते ॥ १० ॥
रुद्धकीलितविच्छिन्नसुप्तशप्तादयोऽपि च ।
मंत्रदोषाः प्रणश्यन्ति संस्कारैरेभिरुत्तमैः ॥ ११ ॥"

ભાવાર્થ:—મંત્રોના સિદ્ધિ દેનારા દશ સંસ્કારો કહેવામાં આવે છે. સારી રીતે સંસ્કાર કરેલા તે મંત્રો શીઘ્ર નિર્દોષપણાને પામે છે. ૧

જનન, જીવન, તાડન, બોધન, અભિષેક, વિમલીકરણ, આપ્યાયન, તર્પણ, દીપન અને ગુપ્તિ આ દશ મંત્રના સંસ્કારો છે. ૨

માતૃકાવર્ણમાંથી (મૂલાક્ષરમાંથી) મંત્રનું ઉદ્ધરણ તે જનન કહેવાય છે. સારી બુદ્ધિવાળો મંત્રના અક્ષરોને પ્રણવવડે આચ્છાદિત કરીને મંત્રના અક્ષરોની સંખ્યા હોય તેટલી વાર જપે તે જીવન કહેવાય છે. ૩

મંત્રના અક્ષરોને સારી રીતે લખીને પ્રત્યેક અક્ષરને વાયુબીજ યં-વડે ચંદનયુક્ત જલથી તાડન કરે તે તાડન કહેવાય છે. ૪

મંત્રના અક્ષરોને લખીને કરેણનાં પુષ્પોવડે મંત્રના અક્ષરોની જેટલી સંખ્યા હોય તેટલી વાર હનન કરે તેને બોધન માનેલું છે. ૫

મંત્ર સિદ્ધ કરવા ઇચ્છનાર પુરુષ મંત્રના અક્ષરજેટલાં પીપળાનાં પાન લઇ પોતાના તંત્રમાં કહેલા વિધાનવડે વિશુદ્ધિને માટે મંત્ર-પર અભિષેક કરે તે અભિષેક કહેવાય છે. ૬

મંત્રને મનવડે સારી રીતે ચિંતન કરીને તે મંત્રમાં રહેલા ત્રણ મલને મંત્ર જપનાર જ્યોતિર્મંત્રવડે દહન કરે તે વિમલીકરણ છે. પ્રણવ, આકાશબીજ હૂં અને અગ્નિબીજ રં એ મંત્ર એકત્ર કહેલા હોય તે જ્યોતિર્મંત્ર કહેવાય છે. ૭

જલબીજ વંથી મંત્રેલા કુશોદકવડે મંત્રના પ્રત્યેક અક્ષરપર જલ-બીજથી વિધિવત્ પ્રોક્ષણ કરવું આ આપ્યાયન માનેલું છે. જલ-બીજ વંરૂપ મંત્રવડે મંત્રનું તર્પણ કરવું તે તર્પણ કહેવાય છે. ૮

મંત્રની સાથે પ્રણવ, માયાબીજ હ્રીઁ અને લક્ષ્મીબીજ શ્રીઁ જોડવાં તે દીપન કહેવાય છે. જપ કરવાના મંત્રને અન્યની આગળ પ્રકટ ન કરવો તે ગુપ્તિ કહેવાય છે. ૯

મંત્રોના આ દશ સંસ્કારો સર્વ તંત્રોમાં ગુપ્ત રાખેલા છે તેને પોતાના સંપ્રદાયવડે કરીને મંત્ર જપનાર ઇચ્છિત ફલને પામે છે. ૧૦

રુદ્ધ, કીલિત, વિચ્છિન્ન, સુપ્ત અને શપ્ત ઇત્યાદિ મંત્રદોષો પણ આ ઉત્તમ સંસ્કારોવડે નાશ પામે છે. ૧૧

ગુપ્તિનામનો સંસ્કાર સર્વ મંત્રમાટે સાધારણ છે માટે સાધકે ઇષ્ટમંત્રને અન્યસમીપ પ્રકટ કરવો ઉચિત નથી.

સ્વાધ્યાયવડે સાધકપર શ્રીઇશ્વરનો અનુગ્રહ થાય છે તેથી તેના

યોગના અંતરાયો દૂર થાય છે, અને ઈશ્વરતત્ત્વનો તથા સ્વસ્વરૂપનો તે સાધકને સાક્ષાત્કાર થાય છે. આ સ્વાધ્યાયરૂપ જપયજ્ઞ સર્વયજ્ઞોમાં શ્રેષ્ઠ છે એમ ભગવાને "**यज्ञानां जपयज्ञोऽस्मि ॥**" (યજ્ઞોમાં જપયજ્ઞ હું છું) એ વચનવડે કહ્યું છે. મનુભગવાને પણ નીચેના શ્લોકથી જપયજ્ઞની શ્રેષ્ઠતા વર્ણવી છેઃ—

**"ये पाकयज्ञाश्चत्वारो विधियज्ञसमन्विताः ।**
**सर्वे ते जपयज्ञस्य कलां नार्हन्ति षोडशीम् ॥"**

**ભાવાર્થઃ**—વિધિયજ્ઞસહિત જે દેવયજ્ઞાદિરૂપ ચાર યજ્ઞો છે તે સર્વે જપયજ્ઞની સોળમી કલાને યોગ્ય પણ થતા નથી.

ફલેચ્છાનો ત્યાગ કરીને સર્વે કર્મો પરમગુરુ પરમાત્માને અર્પણ કરવાં તે ઈશ્વરપ્રણિધાન કહેવાય છે. યમનિયમોમાં આ ઈશ્વરપ્રણિધાન નિર્વિઘ્નપણે પરમાત્મયોગના હેતુરૂપ છે એમ ભાષ્યકારે નીચેના શ્લોકવડે કહ્યું છેઃ—

**"शय्यासनस्थोऽथ पथि व्रजन्वा स्वस्थः परिक्षीणवितर्कजालः ।**
**संसारबीजक्षयमीक्षमाणः स्यान्नित्ययुक्तोऽमृतभोगभागी ॥"**

**ભાવાર્થઃ**—પરમાત્માને સર્વ કર્મ અર્પણ કરનારો સાધક તેમના અનુગ્રહથી પ્રતિપક્ષની ભાવના કર્યા વિના પણ જેના હિંસાદિરૂપ વિતર્કોનો સમૂહ તથા સંશયવિપર્યય અત્યંત ક્ષીણ થઈ ગયા છે એવો સંસારના બીજરૂપ રાગાદિ સંસ્કારોના ક્ષયને પ્રતિદિન અનુભવનારો, તથા જીવન્મુક્તિના સુખનો અનુભવ કરનારો થાય છે, તેમજ તે શય્યામાં ને આસનમાં સ્થિત છતાં તથા માર્ગમાં ગમન કરતાં પણ સર્વદા યોગયુક્ત થાય છે.

યમોના નિવૃત્તિરૂપપણાવડે કાલાદિના અનવચ્છિન્નપણાના સંભવથી તેમનું સાર્વભૌમપણું કહ્યું છે, પણ નિયમોના પ્રવૃત્તિરૂપપણાવડે તેમનું નિર્માણ કરેલા કાલત્રડે અવચ્છિન્નપણું છે તેથી તેમનું સાર્વભૌમપણું સંભવતું નથી માટે અહિં તેમનો મહાવ્રતરૂપ વિશેષ કહ્યો નથી. ૩૨

પ્રતિપાદન કરેલા યમનિયમોનો જ્યારે તેમના વિરોધી એવા જે હિંસાદિ વિતર્કો તેવડે બાધ થાય ત્યારે તેમને નિવૃત્ત કરવા સાધકે કેવા ઉપાય કરવા જોઈએ તે દર્શાવવા ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રનું અવતરણ કરે છેઃ—

## वितर्कबाधने प्रतिपक्षभावनम् ॥ ३३ ॥

**पदबोधिनी टीकाः—वितर्क्यन्ते इति वितर्काः योगशत्रवो हिंसादयः । तेषां बाधने निवर्तने प्रतिपक्षभावनमेव हेतुर्नान्यत् । प्रतिपक्षभावनस्वरूपं तु सूत्रेणैवोक्तम् ॥ ३३ ॥**

**સૂત્રાર્થઃ**—વિતર્કના બાધમાં [ સાધકે વિતર્કના ] પ્રતિપક્ષની ભાવના [ કરવી. ] ૩૩

**વિવેચનઃ**—અહિંસાદિથી વિપરીત જે હિંસાદિના વિચારો તે વિતર્કો કહેવાય છે. " આ અપકાર કરનારનું હું હનન કરીશ, " " અસત્ય બોલીશ, " " આના દ્રવ્યનો સ્વીકાર કરીશ, " " અમુક સ્ત્રીસાથે મૈથુન કરીશ, " " અમુક પદાર્થો મેળવી તેનો સ્વામી થઈશ, " તથા " શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાનનો પરિત્યાગ કરીશ, " આવા વિપરીત વિચારો જ્યારે સાધકના ચિત્તમાં ઉન્માદ ઉપજાવે અને યમનિયમના અનુષ્ઠાનમાંથી તેને પતિત કરવા

પ્રયત્ન કરે ત્યારે તે સાધકે નીચે પ્રમાણે તે વિતર્કોના પ્રતિપક્ષની ભાવના કરવીઃ—

" ભયંકર સંસારરૂપ અગ્નિમાં અત્યંત દાહ પામતા મેં અહિંસાદિ યોગધર્મોનું શરણ ગ્રહણ કર્યું છે, તે હું જો ત્યજી દીધેલા તે હિંસાદિ વિતર્કોને પુનઃ ગ્રહણ કરું તો વમન કરેલાનું ભક્ષણ કરનારા શ્વાનમાં અને મારામાં શો ભેદ રહે ? કાંઇ નહિ. વળી એવું અધમ વર્તન કરવાથી મારે પુનઃ પુનઃ દુઃખાદિનોજ અનુભવ કરવો પડે, પણ દુઃખદ ભવભ્રમણનો અંત ન આવે. "

" આસનના અભ્યાસનો હું ત્યાગ કરીશ, " " પ્રાણાયામના અભ્યાસનો હું ત્યાગ કરીશ, " એમ જ્યારે આસન તથા પ્રાણાયામનો વિતર્કવડે બાધ થાય ત્યારે પણ તેમના ત્યાગથી થનારા દુઃખાદિની પરંપરારૂપ પ્રતિપક્ષની ભાવના કરવી. ૩૩

એ પ્રમાણે વિતર્કવડે બાધ થાય ત્યારે પ્રતિપક્ષની ભાવના કરવાનું કહીને હવે વિતર્કોનાં સ્વરૂપ, પ્રકાર, કારણ, અવાંતરભેદ અને ફલના પ્રકારો જે પ્રતિપક્ષભાવનાના વિષયો છે તેમને પ્રતિપક્ષભાવનાના સ્વરૂપને કહેવાની ઇચ્છાવડે ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રથી કહે છેઃ—

**वितर्का हिंसादयः कृतकारितानुमोदिता लोभक्रोधमोहपूर्वका मृदुमध्याधिमात्रा दुःखाज्ञानानन्तफला इति प्रतिपक्षभावनम् ॥३४॥**

**पदबोधिनी टीकाः—वितर्काः** तदाख्यया परिभाषिता हिंसादयः प्रथमतस्त्रिधा भिद्यन्ते । तत्र स्वयं निष्पादिताः

कृताः। कुर्वित्यन्यद्वारा कृताः कारिताः। अन्येन क्रियमाणा अङ्गीकृता अनुमोदिताः। एते लोभक्रोधमोहपूर्वकाः लोभादिजन्या इत्यर्थः। लोभादित्रयजन्यत्वाच्चैतेषां पुनः प्रत्येकं त्रिधा भेदः। ते च भेदा मृदुमध्याधिमात्ररूपाः। अधिमात्राः तीव्राः। एतेन मृद्वाद्यवस्थाभेदात् तेषां पुनस्त्रैविध्यम्। इत्थं सप्तविंशतिधा हिंसादयः प्रत्येकं दुःखं प्रतिकूलवेदनीया चित्तवृत्तिर्नरकं वा अज्ञानं भ्रान्त्यादिरूपं स्थावरादिभावं वा अनन्तं असंख्यं अपरिच्छिन्नं वा फलयतीति प्रतिपक्षभावनम् प्रतिपक्षभावनायाः स्वरूपम्॥ ३४॥

**સૂત્રાર્થઃ**—હિંસાદિ વિતર્કો [ છે. તેના ] કૃત, કારિત અને અનુમોદિત [એ પ્રકાર છે. તે] લોભ, ક્રોધ અને મોહરૂપ કારણવાળા [ છે. તેના ] મૃદુ, મધ્ય અને તીવ્ર [ એ અવાંતરભેદો છે, અને તેઓ ] દુઃખ અને અજ્ઞાનરૂપ અનંતફ્લવાળા [છે] એમ પ્રતિપક્ષની ભાવના [ કરવી. ] ૩૪

**વિવેચનઃ**—હિંસા, અસત્ય, સ્તેય, મૈથુન, પરિગ્રહ, અપવિત્રતા, અસંતોષ, તપરહિતતા, સ્વાધ્યાયરહિતતા અને ઇશ્વરપ્રણિધાનથી રહિતપણું એ દશ વિતર્કો એટલે યમનિયમથી વિપરીત વિચારો છે. એ વિતર્કોના કૃત એટલે પોતે કરેલા, કારિત એટલે " કરો " એમ કહી બીજાપાસે કરાવેલા, અને અનુમોદિત એટલે બીજાએ કરેલા હોય તેને " સારું કર્યું " એમ કહી અંગીકાર કરેલા એવા ત્રણ પ્રકાર છે. એ ત્રણ પ્રકારના વિતર્કોના લોભ, ક્રોધ અને મોહ એ હેતુ-

ઓ છે. પદાર્થોની તૃષ્ણા એ લોભ, કર્તવ્યાકર્તવ્યના વિવેકને નિર્મૂલ કરનાર ચિત્તનો પરિતાપ તે ક્રોધ, અને વિપરીત જ્ઞાન એ મોહ છે. પુનઃ મૃદુલોભાદિવડે થયેલા, મધ્યલોભાદિવડે થયેલા, અને તીવ્રલોભાદિવડે થયેલા એવા તેમના ત્રણ ત્રણ અવાંતરભેદ છે. એ વિતર્કો દુઃખ અને અજ્ઞાનરૂપ અનંતફલવાળા છે એમ પ્રતિપક્ષની ભાવના યમનિયમનું અનુષ્ઠાન કરનાર સાધકે કરવાની છે. તેમાં હિંસાનામના વિતર્કના પ્રકારાદિનું નિરૂપણ નીચે પ્રમાણે છેઃ—

હિંસાના કૃતા એટલે પોતે કરેલી, કારિતા એટલે " આનું હનન કરો " એમ કહી અન્યદ્વારા કરાવેલી, અને અનુમોદિતા એટલે બીજાએ સ્વેચ્છાએ કરેલી હિંસાને " તમે સારું કર્યું " એમ કહી અંગીકાર કરેલી એવા ત્રણ પ્રકાર છે. તેમાંના એક એક પ્રકારના પુનઃ ત્રણ ત્રણ પ્રકાર થાય છે, તે આવી રીતેઃ-પશ્વાદિના માંસ અને ચર્મના લોભવડે કરેલી, કરાવેલી અને અનુમોદન કરેલી; " આણે મારો અપકાર કર્યો છે" એવા ક્રોધવડે કરેલી, કરાવેલી અને અનુમોદન કરેલી; અને " દેવાદિને પશ્વાદિના બલિદાનવડે તૃપ્ત કરવાથી મને પુણ્ય થશે " એવા મોહવડે કરેલી, કરાવેલી અને અનુમોદન કરેલી પુનઃ તે લોભ, ક્રોધ અને મોહના મૃદુ, મધ્ય અને તીવ્ર એવા ત્રણ ત્રણ પ્રકાર છે. જોકે સૂત્રમાં મૃદુ, મધ્ય અને અધિમાત્ર એ હિંસાદિનાં વિશેષણો છે એમ પ્રતીત થાય છે, તથાપિ લોભાદિના મૃદુપણાદિવડેજ હિંસાદિનું મૃદુપણું અહિં કહેવાને ઇચ્છિત છે એવા આશયવડે લોભાદિના વિશેષણપણાવડે મૃદુપણાદિનું ભગવાન્ ભાષ્યકારે વ્યાખ્યાન કર્યું છે. મૃદુ, મધ્ય અને તીવ્ર એવા લોભાદિવડે થયેલી હિંસા પણ પુનઃ ત્રણ ત્રણ પ્રકારની છે, મૃદુમૃદુ, મધ્યમૃદુ, તીવ્રમૃદુ; તથા મૃદુમધ્ય, મધ્યમધ્ય, તીવ્રમધ્ય; અને મૃદુતીવ્ર,

મધ્યતીવ્ર તથા અધિમાત્રતીવ્ર. એ પ્રમાણે હિંસાના એકાશી ભેદો થાય છે. પુનઃ તે હિંસાઓ નિયમ, વિકલ્પ તથા સમુચ્ચયના ભેદથી હિંસકોના અને હિંસ્યોના! અસંખ્યેયપણાવડે અનંતપ્રકારની થાય છે. મત્સ્યાદિ કોઇ એકજ જાતિના જીવનું હનન કરવું ઇત્યાદિ મર્યાદા બાંધવી તે નિયમ, એકજ દિવસે સ્થાવર કિંવા જંગમ એ બેમાંના એકનીજ હિંસા કરવી, પણ બંનેની હિંસા ન કરવી ઇત્યાદિ વિકલ્પ, અને સ્થાવરજંગમ બંનેની અવ્યવસ્થાવડે હિંસા કરવી તે સમુચ્ચય છે.

ઉપર જે હિંસાના પ્રકાર, હેતુ અને અવાંતરભેદો કહ્યા તે અસત્ય, સ્તેય, મૈથુન, પરિગ્રહ, અપવિત્રતા, અસંતોષ તપરહિતતા, સ્વાધ્યાયરહિતતા અને ઇશ્વરપ્રણિધાનરહિતતામાં પણ યથાયોગ્ય જોડવા.

એ વિતર્કોમાં દુઃખરૂપ અને અજ્ઞાનરૂપ અનંત અનિષ્ટ ફલ છે એમ પ્રતિપક્ષભાવના કરવી. તેમાં હિંસારૂપ વિતર્કમાં જે દુઃખરૂપ અને અજ્ઞાનરૂપ અનંત અનિષ્ટ ફલ રહ્યાં છે તે પ્રતિપક્ષભાવનામાટે દેખાડવામાં આવે છેઃ—હિંસક પ્રથમ પશ્વાદિના શરીરવ્યાપારના હેતુભૂત સામર્થ્યને સ્તંભસાથે બાંધવા આદિવડે રોકે છે, પછી શસ્ત્રાદિના ઘાવડે તેને દુઃખ ઉપજાવે છે, અને પશ્ચાત્ તેમને જીવિતથી પણ મોકળાં કરે છે. તેમાં પશ્વાદિના શરીરવ્યાપારના હેતુભૂત સામર્થ્યને રોકી તેમને હતતેજ કરવાથી તે હિંસકનાં સ્ત્રી, પુત્ર અને ધનાદિક જે ચેતન-અચેતન ભોગનાં ઉપકરણો હોય છે તે બધાં ક્ષીણવીર્ય એટલે ભોગને માટે અયોગ્ય થાય છે; પશ્વાદિને દુઃખ ઉપજાવવાથી તે હિંસક નરકમાં પ્રાપ્ત થયેલા શરીરમાં, તિર્યક્શરીરમાં, કિંવા પ્રેતાદિ શરીરમાં, શસ્ત્રાદિના ઘાથી થતાં દુઃખોનો અનુભવ કરે છે; અને પશ્વાદિના જીવિતનો નાશ કરવાથી તે હિંસક દુઃસાધ્ય રોગથી પીડિતપણાવડે પ્રતિક્ષણ પ્રાણાંતની સમીપ અવસ્થામાં વર્તમાન છતાં, તથા મરણને ઇચ્છતાં

છતાં પણ દુ:ખરૂપ ફલના નિયતજ-મવેદનીયપણાથી તેને તેવી પરમ દુ:ખદ સ્થિતિમાં પણ જીવવું પડે છે. તે હિંસા જો કોઇ પુણ્યસાથે મિશ્ર થઇ હોય તો સ્વર્ગમાં સુખની પ્રાપ્તિમાં તે હિંસક અલ્પઆયુષ્-વાળો થાય છે. વળી તે હિંસાથી સંશય તથા ભ્રાંતિરૂપ અજ્ઞાન પણ તે હિંસકમાં વૃદ્ધિ પામ્યા કરે છે.

એવી રીતે અસત્યાદિમાં પણ એ દુ:ખરૂપ તથા અજ્ઞાનરૂપ અનંત અનિષ્ટ ફલને યથાસંભવ જોડવાં.

ઉપર દર્શાવેલી રીતે હિંસાદિ વિતર્કોમાં દુ:ખરૂપ તથા અજ્ઞાનરૂપ અનંત અનિષ્ટ ફલ રહેલાં છે એવો દૃઢ નિશ્ચય કરીને તે પ્રતિપક્ષ-ભાવનાનું સાવધાનપણે ચિંતન કરતો છતો સાધક હિંસાદિ વિતર્કોમાં પોતાના મનને ન જોડે. એવી રીતે અપ્રમાદયુક્ત ધૈર્યવડે નિરંતર પ્રતિ-પક્ષભાવનાનું અનુષ્ઠાન કરવાથી તે વિતર્કો દગ્ધબીજભાવને પામી જાય છે, અને અહિંસાદિ દશે નિર્વિઘ્ન સિદ્ધ થાય છે. ૩૪

એ પ્રમાણે યમનિયમોનાં સ્વરૂપોનું, તેમનો બાધ કરનાર વિતર્કો-ના સ્વરૂપાદિનું, તથા તે વિતર્કોની પ્રતિપક્ષભાવનાવડે નિવૃત્તિની કર્તવ્ય-તાનું નિરૂપણ કર્યું. હવે એ યમનિયમો જ્યારે સિદ્ધ થાય છે ત્યારે તે સાધકયોગીને તેની સિદ્ધિનું જ્ઞાન દર્શાવનારાં જે ઐશ્વર્યો પ્રાપ્ત થાય છે તેમનું નિરૂપણ નીચેનાં એકાદશ સૂત્રોવડે ભગવાન્ સૂત્રકાર કરશે. સાધકને જ્યારે એ ઐશ્વર્યોની પ્રાપ્તિ થાય ત્યારે તેણે તે બંનેના અભ્યાસનો પરિપાક થયો છે એમ સમજી પછી આસનનામના યોગના ત્રીજા અંગનો અભ્યાસ કરવા માંડવો. પૂર્વે કહેલા પાંચ યમોમાં અ-હિંસા પ્રથમ છે માટે પહેલાં હિંસાની પ્રવૃત્તિના હેતુભૂત સંસ્કારો દગ્ધ-બીજભાવને પામી જ્યારે સાધકના ચિત્તમાં અહિંસાભાવ સુસ્થિર થાય છે ત્યારે તે સાધકયોગીને જે ઐશ્વર્યની પ્રાપ્તિ થાય છે તેનું નિરૂપણ

કરવા ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રનું અવતરણ કરે છેઃ—

**अहिंसाप्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः॥३५॥**

**पदबोधिनी टीकाः—अहिंसायाः प्रतिष्ठा प्रकर्षप्राप्तिः सिद्धिरिति यावत्। तस्यां सत्यां तस्य अहिंसकस्य मुनेः सन्निधौ सहजविरोधिनामपि अहिनकुलादीनां वैरत्यागः निर्मत्सरतयाऽवस्थानं भवति। हिंस्रा हिंस्रत्वं त्यजन्तीत्यर्थः ॥ ३५ ॥**

**સૂત્રાર્થ**:—[ સાધકયોગીના ચિત્તમાં ] અહિંસાની સ્થિરતા થયે તે[ અહિંસક યોગી ]ની સમીપમાં [ પ્રાણીઓ પોતાના સ્વાભાવિક ] વૈરને ત્યાગ [કરે છે.] ૩૫

**વિવેચન**:—લોભ, ક્રોધ અને મોહ જે હિંસાના કારણરૂપ છે તેમને સંતોષ, ક્ષમા અને કર્તવ્યાકર્તવ્યના વિવેકવડે નિવૃત્ત કરવાથી તથા હિંસારૂપ વિતર્કમાં રહેલાં દુઃખરૂપ તથા અજ્ઞાનરૂપ અનંત અનિષ્ટ ફલને સાવધાનપણે વારંવાર વિચાર કરવાથી જ્યારે સાધકયોગીના ચિત્તમાં રહેલા હિંસાના હેતુભૂત સંસ્કારો દગ્ધબીજભાવને પામી જાય છે ત્યારે તેના ચિત્તમાં હિંસાનું સ્ફુરણ પણ ઉપજી શકતું નથી. એવી રીતે તે સાધકયોગીના ચિત્તમાં જ્યારે અહિંસાની સ્થિરતા થાય છે ત્યારે તેની સમીપમાં આવેલાં સિંહહાથી, વ્યાઘ્રમૃગ, મોરસર્પ, નકુલનાગ, માર્જારઉંદર અને અશ્વમહિષ ઇત્યાદિ સ્વાભાવિક વૈરવાળાં સર્વ પ્રાણીઓ તે અહિંસક યોગીના ચિત્તને અનુસરનારાં થઇ પોતપોતામાં રહેલા સ્વાભાવિક વૈરને ત્યાગ કરે છે, અર્થાત્ તે અહિંસક યોગીના અંતઃકરણમાં અહિંસાભાવને નિશ્ચય એટલો બધો પ્રબલ થયો હોય છે કે તે યોગીની સમીપમાં આવેલાં સ્વાભાવિક વૈરવાળાં પ્રાણીઓના

અંતઃકરણમાં રહેલી અન્યોન્યની વૈરબુદ્ધિ દબાઈ જાય છે તેથી તેઓ પરસ્પર તથા તે યોગિપ્રતિ સ્નેહભાવથી વર્તે છે. અહિંસક યોગીને સિંહવ્યાઘ્રાદિ પ્રાણીઓ પીડા કરી શકતાં નથી તેથીજ તેઓ સિંહ-વ્યાઘ્રાદિની વસતિવાળાં ઘાટાં અરણ્યોમાં પણ નિવાસ કરી શકે છે, તથા નિર્ભય મને યોગાભ્યાસ કરી શકે છે અહિંસક યોગીને કોઇ પ્રાણીઓથી ભય ઉપજતું નથી એ અર્થ શ્રીમહાભારતમાં પણ કહ્યો છે:—

" अभयं सर्वभूतेभ्यो दत्वा यश्चरते मुनिः ।
न तस्य सर्वभूतेभ्यो भयमुत्पद्यते क्वचित् ॥ "

**ભાવાર્થ:**—જે મુનિ સર્વ ભૂતોને અભય આપીને વિચરે છે તે મુનિને કદીપણ સર્વ પ્રાણીઓથી ભય ઉત્પન્ન થતું નથી.

પોતાની સમીપમાં આવેલાં પ્રાણીઓની સ્વાભાવિક વૈરબુદ્ધિ જ્યારે તિરોભાવને પામતી જણાય ત્યારે તે સાધકયોગીએ જાણવું કે હવે પોતાના ચિત્તમાં નિર્વૈરબુદ્ધિ સિદ્ધ થઇ છે. એવા ઐશ્વર્યનો અનુ-ભવ ન થાય ત્યાંસુધી પ્રતિપક્ષભાવનાથી હિંસાને નિવૃત્ત કરવાનો યત્ન સાવધાનપણે કર્યા કરવો.

કોઇ સ્થલે "**तत्सन्निधौ वैरत्यागः ॥**" એવો સૂત્રપાઠ પણ જોવામાં આવે છે. ૩૫

એવી રીતે અહિંસાની સિદ્ધિ થવાથી ઉપજતા ઐશ્વર્યને કહીને હવે ક્રમથી પ્રાપ્ત સત્યની સિદ્ધિ થવાથી જે ઐશ્વર્યની પ્રાપ્તિ થાય છે તેનું નિરૂપણ ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રથી કરે છે:—

## सत्यप्रतिष्ठायां क्रियाफलाश्रयत्वम् ॥३६॥

**पदबोधिनी टीकाः—सत्यप्रतिष्ठायां सत्यां क्रियायाः धर्माधर्मरूपायाः फलं स्वर्गनरकादि तस्य आश्रयत्वं स्वाधीनत्वम् वाङ्मात्रेणैव तद्दातृत्वम् अमोघवाक् भवतीत्यर्थः ॥ ३६ ॥**

**સૂત્રાર્થઃ—**[ સાધકયોગીના ચિત્તમાં ] સત્યની સ્થિરતા થયે ક્રિયાનું તથા ફલનું સ્વાધીનપણું [ થાય છે. ] ૩૬

**વિવેચનઃ—**લોભ, ક્રોધ અને મોહાદિ અસત્યના હેતુઓ છે તેમને સંતોષ, ક્ષમા અને કર્તવ્યાકર્તવ્યના વિવેકાદિવડે નિવૃત્ત કરવાથી તથા અસત્યરૂપ વિકલ્પમાં રહેલાં દુઃખરૂપ તથા અજ્ઞાનરૂપ અનંત અનિષ્ટ ફલને પુનઃ પુનઃ વિચાર કરવાથી તે સાધકયોગીના ચિત્તમાં રહેલા અસત્યના હેતુભૂત સંસ્કારો દગ્ધબીજભાવને પામે છે તેથી તે સાધકયોગીના ચિત્તમાં સત્યની સ્થિરતા થાય છે. એવી રીતે સત્યની સ્થિરતા થયે ક્રિયાવડે સાધ્ય જે ધર્માધર્મરૂપ કર્મ તથા તેમનાં ફલ જે સ્વર્ગનરકાદિ તે બંનેનું તે યોગીને સ્વાધીનપણું થાય છે, એટલે કે પોતાની ઇચ્છાનુસાર અન્યને ધર્માધર્મ તથા સ્વર્ગનરકાદિ આપી શકવાનું તે યોગીની વાણીમાં સામર્થ્ય આવે છે સત્ય જેને સિદ્ધ થયું છે એવા યોગીની વાણી અમોઘ-અપ્રતિહત-થાય છે તેથી તેવો યોગી કોઇને કહે કે " તું ધાર્મિક થા " તો તેના વચનમાત્રથીજ તે પાપી હોય તોપણ ધાર્મિક થઇ જાય છે. કોઇને કહે કે "તું સ્વર્ગને પામ" તો તેના કથનમાત્રથીજ તે અધાર્મિક હોય તોપણ તેના સ્વર્ગને નહિ પામવા દેનારા સંસ્કારો દૂર થઇ તે સ્વર્ગને પામે છે. સત્યની સિદ્ધિ થવાથી યોગીના ચિત્તમાં તથા વાણીમાં જીવોના ધર્માધર્મને તથા તેમનાં ફલોને અન્યથા કરવાનું સામર્થ્ય પ્રાદુર્ભાવ પામે છે, તે

સામર્થ્યવડે તેના કથનમાત્રથીજ પ્રાણીઓના વિરોધિસંસ્કારોની નિવૃત્તિ થઇ તેમને ધર્માધર્મની તથા તેમનાં સ્વર્ગનરકાદિરૂપ ફ્લોની પ્રાપ્તિ .ાય છે. ૩૬

એ પ્રમાણે સત્યની સિદ્ધિવડે પ્રાપ્ત થનારા ઐશ્વર્યને કહીને હવે મસ્તેયની સિદ્ધિથી પ્રાપ્ત થનારા ઐશ્વર્યનું પ્રતિપાદન કરે છેઃ—

**अस्तेयप्रतिष्ठायां सर्वरत्नोपस्थानम् ॥ ३७ ॥**

**पदबोधिनी टीकाः—अस्तेयं चौर्यत्यागः । तत्प्रकर्षे योगिनः सर्वरत्नोपस्थानं भवति । विनाऽप्यभिलाषं तस्य सर्वाणि रत्नान्युपतिष्ठन्त इत्यर्थः ॥ ३७ ॥**

**સૂત્રાર્થઃ**—અસ્તેયની સ્થિરતા થયે સર્વ [ દિશામાં રહેલાં] રત્નોની [યોગીની] સમીપમાં સ્થિતિ [થાય છે.] ૩૭

**વિવેચનઃ**—દ્રવ્યતૃષ્ણા, દ્રવ્યલાભાદિમાં વિઘ્ન કરનારાપર થતો પરિતાપ અને દ્રવ્યપ્રાપ્તિથી મારું શ્રેય થશે એવો મોહ એ ચોરીમાં પ્રવૃત્તિ કરાવનારા હેતુઓ છે તેમને સંતોષ, ક્ષમા અને દ્રવ્યપ્રાપ્તિથી વાસ્તવિક શ્રેય થઇ શકતું નથી એવા વિવેકવડે દૂર કરવાથી તથા ચોરીમાં રહેલાં દુઃખ અને અજ્ઞાનરૂપ અનંત અનિષ્ટ ફ્લનું પુનઃ પુનઃ ચિંતન કરવાથી જ્યારે તે સાધકયોગીના ચિત્તમાં રહેલા ચોરીમાં પ્રવૃત્તિ કરાવનારા સંસ્કારો દગ્ધબીજભાવને પામી જાય છે ત્યારે તેના ચિત્તમાં અસ્તેયની સ્થિરતા થાય છે. તે અસ્તેયની સ્થિરતા થયે સર્વ-દિશામાં રહેલાં રત્નો એટલે મૂલ્યવાન્ પદાર્થો યોગીને તે પદાર્થોની ઇચ્છા નહિ છતાં પણ તેની સમીપમાં આવે છે. નિષિદ્ધરીતે કોઇનું કાંઇ પણ ગ્રહણ ન કરવું એવો નિશ્ચય સુસિદ્ધ થવાથી તે યોગીના

ચિત્તમાં ઈશભાવનો આવિર્ભાવ થાય છે તેથી સર્વદિશામાં રહેલા, ને ઈશભાવને પામેલા ઉત્તમ ભોક્તાની પોતાના ભોક્તારૂપે અપેક્ષા કરનારા ઉત્તમ ભોગ્યપદાર્થો તે યોગીની ઇચ્છા નહિ છતાં પણ તેના ભણી આકર્ષાઇ તેની સમીપમાં આવી સ્થિત થાય છે. ૩૭

એવી રીતે અસ્તેયની સિદ્ધિ થવાથી થતા ઐશ્વર્યનું પ્રતિપાદન કરી હવે બ્રહ્મચર્યની યથાર્થ સિદ્ધિ થવાથી થનારા ઐશ્વર્યનું ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રવડે નિરૂપણ કરે છેઃ—

## ब्रह्मचर्यप्रतिष्ठायां वीर्यलाभः ॥ ३८ ॥

**पदबोधिनी टीकाः—ब्रह्मचर्यसिद्धौ वीर्यस्य निरतिशयसामर्थ्यस्य लाभो भवति। अणिमादिशक्त्युपस्थितिर्भवति शिष्येषु चोपदेशः फलतीति भावः ॥ ३८ ॥**

**સૂત્રાર્થઃ—બ્રહ્મચર્યની સ્થિરતા થયે [ સાધકયોગીને નિરતિશય ] સામર્થ્યની પ્રાપ્તિ [ થાય છે. ] ૩૮**

**વિવેચનઃ**—મૈથુનરૂપ વિતર્કમાં રહેલ દુઃખરૂપ અને અજ્ઞાનરૂપ અનંત અનિષ્ટ ફલનું સાવધાનતાપૂર્વક વારંવાર ચિંતન કરવાથી જ્યારે તે સાધકયોગીના ચિત્તમાં રહેલા મૈથુનમાં પ્રવૃત્તિ કરાવનારા સંસ્કારો દગ્ધબીજભાવને પામે છે ત્યારે તે સાધકયોગીના ચિત્તમાં વીર્યનિરોધરૂપ બ્રહ્મચર્યની સ્થિરતા થાય છે. બ્રહ્મચર્યની સ્થિરતા થયે તે બ્રહ્મચારીને નિરતિશયસામર્થ્યની પ્રાપ્તિ થાય છે. મિતાહાર, આસનાદિનો અભ્યાસ, ચક્ષુરાદિ ઇંદ્રિયોનો નિગ્રહ અને મૈથુનના પ્રતિપક્ષની ભાવના એ ઉપાયોથી જ્યારે વીર્યનું સારી રીતે રક્ષણ થાય છે ત્યારે તે વીર્યનિરોધવડે યોગીનાં શરીર, ઇંદ્રિયો અને ચિત્તમાં ઉત્તમ પ્રકારના સામર્થ્યનો

આવિર્ભાવ થાય છે. એ સામર્થ્યના લાભથી યોગી પ્રતિઘાતરહિત અણિમાદિ અલૌકિક સિદ્ધિઓને પામે છે, અને તાર આદિ* મોક્ષોપયોગી આઠ સિદ્ધિઓની પ્રાપ્તિવડે સિદ્ધ થયેલો તે યોગી શિષ્યોમાં યોગનું તથા તેનાં અંગોનું જ્ઞાન સ્થાપન કરવા સમર્થ થાય છે. ૩૮

એ પ્રમાણે બ્રહ્મચર્યની યથાર્થ સિદ્ધિ થયે થનારા ઐશ્વર્યને કહી હવે અપરિગ્રહની સિદ્ધિથી થનારા ઐશ્વર્યનું નિરૂપણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રનું અવતરણ કરે છે:—

## अपरिग्रहस्थैर्ये जन्मकथन्तासम्बोधः ॥३९॥

**पदबोधिनी टीकाः**—कथमित्यस्य भावः कथन्ता किं-प्रकारता । जन्मनः कथन्ता जन्मकथन्ता । तस्याः सम्बोधो ज्ञानम् कथमयं शरीरपरिग्रहः ? जन्मान्तरे वा कीदृक्शरीर आसम् ? इत्येतत्प्रकारं प्रश्नमुन्नीय तत्सिद्धान्तसाक्षात्कारी स्यात् । अतीतानागतवर्तमानजन्मप्रकारपरिज्ञानं भवतीत्यर्थः । अत्र भोगसाधनत्वात् शरीरपरिग्रहेच्छाऽपि परिग्रह इति द्रष्टव्यम् । अत एव यदा शरीरादिसर्वपरिग्रहनैरपेक्ष्येण माध्यस्थ्यमवलम्बते अशरीर इव सन् अपरिग्रहकाष्ठामनुभवति

---

* તાર, સુતાર, તારતાર, રમ્યક, સદામુદિત, પ્રમોદ, મુદિત અને મોદમાના એ આઠ સિદ્ધિઓનાં પારિભાષિક નામો છે. તેમાંની પ્રથમની પાંચ જ્ઞાનના સાધનરૂપ છે, અને છેલ્લી ત્રણ તેવડે થનારી ત્રણ પ્રકારનાં દુ:ખોની નિવૃત્તિરૂપ છે. તે પ્રત્યેકનું વિશેષ સ્વરૂપ જાણવાની જેમને ઇચ્છા થાય તેમણે શ્રીસાંખ્યપ્રવચનના ત્રીજા અધ્યાયના ૪૪ માં સૂત્રપરની તથા સાંખ્યકારિકાની ૫૧ મી કારિકાપરની ટીકા જોવી.

योगी तदैवेयं जन्मकथन्ता प्रादुर्भवतीति तात्पर्यम् ॥ ३९ ॥

**સૂત્રાર્થઃ**—અપરિગ્રહનું સ્થૈર્ય થયે જન્મની કિંપ્રકારતાનું ( જન્મના પ્રકારની જિજ્ઞાસાપૂર્વક તે જન્મના પ્રકારપણાનું ) જ્ઞાન [ થાય છે. ] ૩૯

**વિવેચનઃ**—પદાર્થોમાં રહેલી મમતાબુદ્ધિની પેઠે દેહમાં રહેલી મમતાબુદ્ધિ પણ પરિગ્રહમાં ગણાય છે. પરિગ્રહરૂપ વિતર્કમાં રહેલા દુઃખ અને અજ્ઞાનરૂપ અનંત અનિષ્ટ ફલોનું પુનઃ પુનઃ ચિંતન કરવાથી જ્યારે સાધકના ચિત્તમાં રહેલા ને પરિગ્રહમાં તેના ચિત્તની પ્રવૃત્તિ કરાવનારા સંસ્કારો દગ્ધબીજભાવને પામી જાય છે ત્યારે તેના ચિત્તમાં અપરિગ્રહની સ્થિરતા થાય છે. એ પ્રમાણે અપરિગ્રહની સ્થિરતા થયે તે યોગીને અતીત, વર્તમાન અને ભવિષ્યના જન્મોના પ્રકારનો જિજ્ઞાસામાત્રથી સાક્ષાત્કાર થાય છે. કોઇ પણ જાતિનાં નવીન શરીરઇંદ્રિયાદિસાથે અભિમાનીનો સંબંધ થવો તે જન્મ કહેવાય છે. દેવ, મનુષ્ય, પશુ, પક્ષી અને વૃક્ષ આદિ તેના પ્રકાર છે; ક્લેશ તથા તેથી ઉપજેલાં કર્મો એ જન્મનો હેતુ છે; દુઃખ એ તેનું ફલ છે; અને સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર એ તેનો અંત છે. એ જન્માદિના સ્વરૂપને આચાર્ય તથા આગમદ્વારા સુદૃઢરીતે જાણવાથી પણ અપરિગ્રહની સ્થિરતા થાય છે. " જન્માંતરમાં હું કોણ હતો ? " " મેં ત્યાં કેવે પ્રકારે ઉપજીને સ્થિતિ કરી હતી ? " " વર્તમાનમાં હું કોણ છું ? " અર્થાત્ " હું ભૌતિક શરીર છું કે તેનાથી અન્ય છું ? " " કેવે પ્રકારે ઉપજીને મેં સ્થિતિ કરી છે ? " તથા " ભવિષ્યમાં મને કયા જન્મની પ્રાપ્તિ થશે ? અને ત્યાં કેવે પ્રકારે મારી સ્થિતિ થશે ? " એવી જિજ્ઞાસા થતાં તેને તેનો સાક્ષાત્કાર થાય છે. એવી રીતે તે સંબંધમાં તે યોગી

જે જે જિજ્ઞાસા કરે છે તેનો તેને સ્પષ્ટપણે સાક્ષાત્કાર થાય છે. ચિત્તને મલિનાવસ્થામાં રાખનારો પરિગ્રહ છે, તે પરિગ્રહની નિવૃત્તિ થવાથી ચિત્તની મલિનતા દૂર થઇ જાય છે, તેથી પ્રકાશસ્વભાવવાળું ચિત્ત જન્મોના પ્રકારનો જિજ્ઞાસામાત્રથી અન્યયત્નવિનાજ સાક્ષાત્કાર કરી શકે છે. ૩૯

એવી રીતે અહિંસાદિ પાંચ યમોની સ્થિરતા થવાથી થનારાં ઐશ્વર્યોનું નિરૂપણ કરીને હવે શૌચાદિ પાંચ નિયમોની સ્થિરતા થવાથી થનારાં ઐશ્વર્યોનું નિરૂપણ કરવાનો આરંભ થાય છે. તેમાં પ્રથમ નીચેના સૂત્રથી બાહ્યશૌચની સ્થિરતાવડે થનારા ઐશ્વર્યનું ભગવાન્ સૂત્રકાર નિરૂપણ કરે છેઃ—

## शौचात्स्वाङ्गजुगुप्सा परैरसंसर्गः ॥ ४० ॥

**पदबोधिनी टीकाः—शौचात् बाह्यशौचात् स्वस्य अङ्गेषु जुगुप्सा अशुचिरयं देह इत्येवंरूपा घृणा जायते । सुतरां परैरसंसर्गः परसंसर्गवर्जनं भवति ॥ ४० ॥**

**સૂત્રાર્થઃ—**શૌચથી ( બાહ્યપવિત્રતાની સ્થિરતા થયે ) [યોગીને] પોતાના અંગમાં ઘૃણા [અને] અન્યોની [ સાથે ] સંસર્ગનો અભાવ [ થાય છે. ] ૪૦

**વિવેચનઃ—**સ્વશરીરને પવિત્ર રાખવું યોગ્ય છે એમ જાણી સાધક તેને શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે જલ તથા મૃત્તિકાદિવડે પવિત્ર કરવાનો યત્ન આરંભે છે. સાવધાનતાપૂર્વક યથાવિધિ તેવો યત્ન પુનઃ પુનઃ કર્યા છતાં પણ જ્યારે તે પવિત્ર થઇ શકતું નથી એવો તેને અનુભવ થાય છે ત્યારે સ્થાન તથા બીજ આદિવડે અત્યંત અપવિત્ર

એવું આ સ્થૂલશરીર પવિત્ર થઇ શકવાને યોગ્યજ નથી એમ તેને પોતાના સ્થૂલશરીરમાં અપવિત્રતાના સંપૂર્ણ સાક્ષાત્કારરૂપ ઘૃણા થાય છે. એવી ઘૃણા થવાથી તે સ્થૂલશરીરમાંથી અહંકારનો ત્યાગ કરે છે. વળી સ્થૂલશરીરને પવિત્ર કરવાના નિયમોનું પોતે સારી રીતે પાલન કરે છે તોપણ પોતાનું શરીર પણ જ્યારે અપવિત્રજ રહે છે ત્યારે તેને પવિત્ર કરવાના નિયમોનું નહિ પાલન કરનારાઓનાં શરીરો અત્યંત અપવિત્ર હોય એમાં શું આશ્ચર્ય ? કાંઇ નહિ, એમ જાણી તે યોગી અન્યજનોનાં શરીરોનો સંસર્ગ કરવા ઇચ્છતો નથી. એવી રીતે બાહ્યશૌચની સ્થિરતા થયે યોગીને સ્વશરીરમાં ઘૃણા ઉપજે છે, અને અન્ય જનોનાં શરીરોનો સંસર્ગ કરવાની તેની ઇચ્છા નિવૃત્ત થાય છે. ૪૦

એવી રીતે બાહ્યશૌચની પરિપાકદશા થયે થનારી સિદ્ધિને કહીને હવે આભ્યંતરશૌચની સ્થિરતા થવાથી થનારી સિદ્ધિનું નિરૂપણ કરે છે:—

## सत्त्वशुद्धिसौमनस्यैकाग्र्येन्द्रियजयात्म-दर्शनयोग्यत्वानि च ॥ ४१ ॥

**पदबोधिनी टीकाः—शौचात् इत्यनुवर्तनीयम् । भवन्तीति शेषः । सत्त्वं सुखप्रकाशादिमद्वस्तु । तस्य शुद्धिः रजस्तमोभ्यामनभिभवः । सौमनस्यं खेदाननुभवरूपा मानसी प्रीतिः । एकाग्र्यं चित्तस्थैर्यम् । इन्द्रियजयः विषयपराङ्मुखानामिन्द्रियाणां स्वात्मन्येवावस्थानम् । आत्मदर्शनयोग्यत्वं आत्मसाक्षात्कारक्षमत्वम् । एतानि क्रमेणाभ्यन्तर-**

शौचात् प्रादुर्भवन्तीत्यर्थः ॥ ४१ ॥

**સૂત્રાર્થઃ**—અને [ આભ્યંતરશૌચની સ્થિરતા થયે ] બુદ્ધિની શુદ્ધિ, પ્રસન્નતા, એકાગ્રતા, ઇંદ્રિયોનો જય અને આત્મદર્શનની યોગ્યતા [ થાય છે. ] ૪૧

**વિવેચનઃ**—**शौचात्** એ પદની પૂર્વસૂત્રમાંથી અનુવૃત્તિ થાય છે. મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષાનું સાવધાનતાપૂર્વક ચિરકાલપર્યંત અનુષ્ઠાન કરવાથી જ્યારે સાધકના ચિત્તમાંના રાગદ્વેષાદિ મલ નિવૃત્ત થઇ જાય છે ત્યારે આભ્યંતરશૌચની સ્થિરતા થાય છે. આભ્યંતરશૌચની સ્થિરતા થયે બુદ્ધિસત્ત્વની શુદ્ધિ થાય છે, અર્થાત્ બુદ્ધિસત્ત્વમાંના સત્ત્વાંશનું રજોગુણના અંશથી તથા તમોગુણના અંશથી અભિભવ ન થઇ શકે એવું પ્રાબલ્ય થાય છે. બુદ્ધિસત્ત્વની શુદ્ધિ થવાથી ખેદાનુભવના અભાવરૂપ બુદ્ધિની પ્રસન્નતા બની રહે છે. બુદ્ધિની પ્રસન્નતા થવાથી ચાંચલ્યના અભાવે ધ્યેયવિષયમાં ચિત્તની એકાગ્રતા થાય છે. ચિત્તની એકાગ્રતા થવાથી તેને અધીન વર્તનારી ઇંદ્રિયોનો જય થાય છે, અને ઇંદ્રિયોનો જય થવાથી આત્મદર્શનની યોગ્યતા એટલે બુદ્ધિસત્ત્વમાં આત્મસ્વરૂપના સાક્ષાત્કારનું સામર્થ્ય આવિર્ભાવ પામે છે. ૪૧

એ પ્રમાણે આભ્યંતઃશૌચની સ્થિરતાવડે થનારી સિદ્ધિને કહીને હવે સંતોષની સ્થિરતાવડે થનારી સિદ્ધિનું નિરૂપણ કરે છેઃ—

## सन्तोषादनुत्तमसुखलाभः ॥ ४२ ॥

**पदबोधिनी टीका:**—"यच्च कामसुखं लोके यच्च दिव्यं महत्सुखम् । तृष्णाक्षयसुखस्यैते नार्हतः षोडशीं कलाम् ॥" इत्युक्ततृष्णाक्षयरूपात् सन्तोषप्रकर्षात् निष्कामस्य

योगिनोऽनुत्तमं सातिशययुक्तविषयनिरपेक्षत्वात् निरतिशयं सुखं भवतीत्यर्थः ॥ ४२ ॥

**સૂત્રાર્થઃ**—સંતોષથી અતિ ઉત્કૃષ્ટ સુખનો લાભ [ થાય છે. ] ૪૨

**વિવેચનઃ**– વિષયતૃષ્ણાનો ક્ષય એ સંતોષ છે. તે સંતોષની સ્થિરતા થવાથી યોગીને અનુત્તમ એટલે જેનાથી ઉત્તમ સુખ બીજું નથી એવા અત્યુત્તમસુખનો લાભ થાય છે. ચિત્તનો સ્વભાવ સાત્ત્વિક હોવાથી તે સ્વાભાવિક સુખરૂપ છે, પણ જ્યાંસુધી તે ચિત્ત તમોગુણ-રૂપ મલવડે આચ્છાદિત હોય અને રજોગુણવડે બાહ્યવિષયોમાં ભ્રમણ કરતું હોય ત્યાંસુધી તે પ્રતિબંધને લીધે તેની સ્વાભાવિક સુખરૂપતા જીવોને અનુભવમાં આવતી નથી. જ્યારે સંતોષની સ્થિરતાથી તૃષ્ણા-ની નિવૃત્તિ થઇ જાય છે ત્યારે ચિત્તમાંના તમોગુણ તથા રજોગુણ વૃદ્ધિ પામેલા સત્ત્વગુણવડે અભિભવ પામે છે. એવી રીતે જ્યારે ચિત્ત-માં સત્ત્વગુણની અત્યંત વૃદ્ધિ થાય છે ત્યારે તમોગુણરૂપ મલદોષ તથા રજોગુણરૂપ ચાંચલ્યદોષ ચિત્તના સ્વભાવને પ્રતિબંધ કરી શકતા નથી તેથી ચિત્તનું સુખસ્વભાવપણું સ્વતઃજ આવિર્ભાવ પામે છે. જે સુખ-માં કોઇ પણ વિષયની અપેક્ષા નથી તે નિર્વિષય શાંતિસુખ છે. "**ते ये शतं प्रजापतेरानन्दः। स एको ब्रह्मण आनन्दः श्रोत्रियस्य चाकामहतस्य ॥**" ( જે પ્રજાપતિના સો આનંદો છે તે બ્રહ્માનો એક આનંદ છે, અને શ્રોત્રિય અકામહતનો પણ તેવો આનંદ છે,) ઇત્યાદિ શ્રુતિમાં પણ તૃષ્ણાની નિવૃત્તિથી જ્ઞાનીને ઉત્તમ આનંદની પ્રાપ્તિ દર્શાવી છે. નીચેનાં સ્મૃતિવચનોમાં પણ તૃષ્ણાના ક્ષયથી ચિત્તમાં અત્યંત ઉત્કૃષ્ટ સુખનો આવિર્ભાવ થાય છે એમ કહ્યું છેઃ—

" **या दुस्त्यजा दुर्मतिभिर्या न जीर्यति जीर्यति ।**

तां तृष्णां संत्यजन् प्राज्ञः सुखेनैवाभिपूर्यते ॥"
" यच्च कामसुखं लोके यच्च दिव्यं महत्सुखम् ।
तृष्णाक्षयसुखस्यैते नार्हतः षोडशीं कलाम् ॥"

**ભાવાર્થઃ**—જે દુર્બુદ્ધિવાળાવડે દુઃખે કરીને પણ ત્યજી શકાય એવી નથી, શરીર જીર્ણ થાય તોપણ જે જીર્ણ થતી નથી તે તૃષ્ણાને સારી રીતે ત્યજતો છતો વિવેકી સુખવડેજ પરિપૂર્ણ થાય છે. આ લોકમાં જે ઐહિકવિષયથી ઉપજતું સુખ છે, અને સ્વર્ગમાં અનુભવમાં આવતું જે મોટું સુખ છે, એ બંને સુખો તૃષ્ણાના ક્ષયવડે થનારા સુખની સોળમી કલાને પણ યોગ્ય થતાં નથી. ૪૨

હવે તપની સિદ્ધિને સૂચવનારા ઐશ્વર્યને કહે છેઃ—

## कायेन्द्रियसिद्धिरशुद्धिक्षयात्तपसः ॥ ४३ ॥

**पदबोधिनी टीकाः**—तपसः कृच्छ्रचान्द्रायणादेरभ्यस्यमानात् क्लेशादिलक्षणाशुद्धिक्षयद्वारेण योगिनः कायस्य इन्द्रियाणां च सिद्धिः सामर्थ्यविशेषो जायत इति शेषः । कायस्य सिद्धिर्यथेच्छमणुत्वादिसामर्थ्यम् । इन्द्रियाणां च सिद्धिः सूक्ष्मव्यवहितदूरस्थवस्तुग्रहणसामर्थ्यमिति भेदः॥४३॥

**સૂત્રાર્થઃ**—તપથી અશુદ્ધિનો ક્ષય થવાથી શરીર અને ઇંદ્રિયોની સિદ્ધિ [ થાય છે. ] ૪૩

**વિવેચનઃ**—શાસ્ત્રે વિધાન કરેલા તપનું પુનઃ પુનઃ યથાવિધિ અનુષ્ઠાન કરવાથી જ્યારે તે તપનો સંપૂર્ણ પરિપાક થાય છે ત્યારે તે યોગીના ચિત્તસત્ત્વને આવરણ કરનાર ક્લેશાદિરૂપ અશુદ્ધિનો ક્ષય

થઇ જાય છે તેથી તે અશુદ્ધિરૂપ પ્રતિબંધકના અભાવે અણિમા, (શરીરને અણુજેવડું કરવાનું સામર્થ્ય,) મહિમા, ( શરીરને પર્વતાદિજેવડું મોટું કરવાનું સામર્થ્ય,) લઘિમા ( શરીરને લઘુ કરવાનું સામર્થ્ય ) અને પ્રાપ્તિ ( સર્વ પદાર્થોને પોતાના શરીરની સમીપ કરવાનું સામર્થ્ય ) એ શરીરની સિદ્ધિઓની તથા દૂરથી શ્રવણ અને દૂરથી દર્શન ઇત્યાદિ ઇંદ્રિયોની સિદ્ધિઓની તે તપોનિષ્ઠ યોગીને પ્રાપ્તિ થાય છે. ૪૩

હવે સ્વાધ્યાયની સિદ્ધિને સૂચવનારા ઐશ્વર્યનું નિરૂપણ કરે છેઃ—

## स्वाध्यायादिष्टदेवतासंप्रयोगः ॥ ४४ ॥

**पदबोधिनी टीकाः–प्रणवादिजपरूपः स्वाध्यायो यदा प्रकृष्यते तदा इष्टया अभीप्सितया देवतया सह तस्य संप्रयोगः संदर्शनसंभाषणादिकं भवति ॥ ४४ ॥**

**સૂત્રાર્થઃ**—સ્વાધ્યાયથી ઇચ્છિતદેવતાનું દર્શન [થાય છે.] ૪૪

**વિવેચનઃ**—શ્રીસદ્‌ગુરુએ ઉપદેશ કરેલા સ્વાધ્યાયનું એટલે મોક્ષશાસ્ત્રના અધ્યયનનું વા પ્રણવાદિ મંત્રજપનું સત્કારપૂર્વક ચિરકાલપર્યંત વિધિવત્ અનુષ્ઠાન કરવાથી જ્યારે તે સ્વાધ્યાયની યોગીના ચિત્તમાં સ્થિરતા થાય છે ત્યારે તે યોગી જે જે દેવતા, ઋષિના કે સિદ્ધના દર્શનની ઇચ્છા કરે તે તે દેવને, ઋષિને કે સિદ્ધને તેને સાક્ષાત્કાર થાય છે, તથા તેમને જે કાર્ય કરવાની પ્રાર્થના કરવામાં આવે તે કાર્ય પણ તેઓ કરે છે.

સ્વાધ્યાયના અનુષ્ઠાનવડે યોગીના ચિત્તમાં સત્ત્વગુણની વૃદ્ધિ થવાથી તેના ચિત્તમાંના અધર્માદિ મલો દૂર થાય છે, તથા તે યોગી શ્રીઈશ્વરના અનુગ્રહનું પાત્ર થાય છે તેથીજ તે યોગી જે દેવાદિના

દર્શનની ઇચ્છા કરે તે દેવાદિનાં તેને દર્શન થાય છે, તથા તેઓ તે યોગીની પ્રાર્થનાને અનુસરે છે. ૪૪

હવે ઇશ્વરપ્રણિધાનની સિદ્ધિ થવાથી જે ઐશ્વર્યની યોગીને પ્રાપ્તિ થાય છે તે કહું છું:—

## समाधिसिद्धिरीश्वरप्रणिधानात् ॥ ४५ ॥

पदबोधिनी टीकाः—प्रागुक्तलक्षणमीश्वरप्रणिधानं यदा प्रकृष्यते तदा ईश्वरार्पितसर्वभावस्य योगिनो भक्त्यैव मोक्षलक्षणः समाधिः सिद्ध्यति । न चान्याङ्गवैयर्थ्यं विकल्पाभ्युपगमात् न वा भक्तिपक्षेऽङ्गवैफल्यं यमादीनां भक्तावप्यङ्गत्वसम्भवात् । तथा च भक्तियोगोभयार्थत्वं दध्नं इन्द्रियक्रतूभयार्थत्ववदविरुद्धम् । न चाङ्गानामावश्यकत्वे तैरेव सिद्धेः किं भक्त्येति वाच्यम् । भक्तिहीनैर्यमादिभिश्चिरेण भक्तियुतैश्चाचिरेणेति चिराचिरयोगरूपफलप्राप्तिसाधनत्वेन विकल्पोपपत्तेरिति दिक् ॥ ४५ ॥

સૂત્રાર્થ:—ઇશ્વરપ્રણિધાનથી સમાધિની સિદ્ધિ [ થાય છે. ] ૪૫

વિવેચન:—જે યોગીએ પોતાનાં સર્વ કર્મો શ્રીઇશ્વરને અર્પણ કર્યાં છે તેવા યોગીને તે ઇશ્વરપ્રણિધાનની સ્થિરતા થવાથી ઇશ્વરના અનુગ્રહવડે સંપ્રજ્ઞાતયોગની સિદ્ધિ થાય છે, પછી ઇશ્વરના અનુગ્રહવડે તેનો પરિપાક થઈ પરવૈરાગ્યદ્વારા તેને અસંપ્રજ્ઞાતયોગની સિદ્ધિ થાય છે. સંપ્રજ્ઞાતયોગની સિદ્ધિ•દે તે યોગી દેશાંતરમાં, દેહાંતરમાં ને કાલાં-

ન્તરમાં જે શ્રેષ્ઠ છે તેમાંથી ઇચ્છા કરેલા સર્વને વાસ્તવિક જાણે છે. એ ઇશ્વરપ્રણિધાનથીજ યોગની સિદ્ધિ થાય છે તો પછી યમાદિ યોગાંગોનું પ્રયોજન નહિ રહેવાથી તેમનું અનુષ્ઠાન વ્યર્થ થશે એવી શંકા કરવી નહિ, કેમકે યમાદિ યોગાંગોથી કિંવા ઇશ્વરપ્રણિધાનથી યોગ સિદ્ધ થાય છે એમ વિકલ્પવડે સાધનોનો સ્વીકાર કરવામાં આવે છે. ઇશ્વરપ્રણિધાનના પક્ષમાં યમાદિ નિષ્ફલ છે એમ પણ સંદેહ કરવો નહિ, કારણકે યમાદિ અંગો ઇશ્વરપ્રણિધાનનાં પણ સાધન થાય છે તેથી યમાદિને ઇશ્વરપ્રણિધાન અને યોગ એ બંનેનું અંગપણું છે, તેમાં આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિનો દ્વંદ્વ આદિની નિવૃત્તિરૂપ દૃષ્ટદ્વારવડે ઉભયત્ર ઉપયોગ છે, અને યમનિયમનો અશુદ્ધિના ક્ષયરૂપ અદૃષ્ટદ્વારવડે બંનેમાં ઉપયોગ છે એમ જાણવું એકનું ઉભયાર્થપણું પૂર્વમીમાંસામાં પણ નીચેના સૂત્રવડે સ્વીકાર્યું છે:—

**“ एकस्य तूभयत्वे संयोगपृथक्त्वम् ॥ ”**

**શબ્દાર્થ:—** એક દહિં આદિના ક્રત્વર્થપણા અને પુરુષાર્થપણારૂપ ઉભયત્વમાં તો ક્રત્વર્થના અને પુરુષાર્થત્વના બોધક વિનિયોજક વાક્યનું જે ભિન્નપણું છે તે નિયામક છે.

**વિવેચનઃ—** અગ્નિહોત્રમાં “ **दध्ना जुहोति** ॥ ” ( દહિંવડે હોમ કરે છે,) એમ સંભળાય છે, અને “**दध्नेन्द्रियकामो जुहुयात्** ॥” ( ઇંદ્રિયની કામનાવાળો દહિંવડે હોમ કરે, ) એવી પણ શ્રુતિ છે. ત્યાં સંશય થાય છે કે કામ્યને માટેજ દહિંનું વિધાન છે કે નિત્યપ્રયોગમાં પણ તેનું વિધાન છે? તેમાં ફલાર્થપણાવડે અનિત્યસંયોગવાળા દહિંનું નિત્યપ્રયોગાંગપણું યુક્ત નથી; નિત્યપ્રયોગમાં જે દધિનું શ્રવણ છે તે કામ્યને માટેજ છે; જે દહિંવડે હોમ કરે છે તે ઇંદ્રિયને માટેજ છે તેથી નિત્યપ્રયોગમાં દહિંના અવિધાનથી તેનું કામ્યાર્થપણું પ્રાપ્ત થતાં

શ્રીજૈમિનિ આચાર્યે તેના સિદ્ધાંતરૂપે આ સૂત્ર કહ્યું છે. દધિ આદિના ઉભયપણામાં એટલે યજ્ઞાર્થપણામાં અને પુરુષાર્થપણામાં યજ્ઞાર્થપણાનો અને પુરુષાર્થપણાનો બોધ કરનાર વિનિયોજક વાક્યનું જે ભિન્નપણું છે તે નિયામક છે.

જો યમાદિ યોગાંગોની આવશ્યકતા છે તો તેઓથીજ યોગની સિદ્ધિ થશે, ઇશ્વરપ્રણિધાનનું કાંઇ પ્રયોજન રહેતું નથી એમ પણ શંકા ન કરવી, કારણકે ઇશ્વરપ્રણિધાનરહિત ઉપાયોવડે ચિરકાલે યોગસિદ્ધિ થાય છે, અને ઇશ્વરપ્રણિધાનથી તો અલ્પકાલમાં યોગસિદ્ધિ થાય છે. એ પ્રમાણે દીર્ઘકાલે અને અલ્પકાલે યોગસિદ્ધિનું સાધનપણું બંનેને છે તેથી વિકલ્પ સંભવિત છે.

**શંકાઃ**—ઇશ્વરપ્રણિધાનવડે સંપ્રજ્ઞાતયોગની સિદ્ધિ થાય છે તેથી સંપ્રજ્ઞાતયોગનું અનંતરભાવિપણું છે. જેની પછી જે થાય તે તેનું અંતરંગ છે એવા નિયમથી ઇશ્વરપ્રણિધાન સંપ્રજ્ઞાતયોગનું અંતરંગ-સાધન થશે, અને તેમ થયે હવે પછી કહેવામાં આવતાં ધારણા, ધ્યાન અને સમાધિ એ ત્રણનું અંતરંગપણું બાધ પામશે.

**સમાધાનઃ**—સંપ્રજ્ઞાતયોગની સિદ્ધિમાં ધારણાદિ ત્રણનું સંપ્રજ્ઞાત-યોગના સમાનવિષયપણાવડે તેને નહિ વિષય કરનારાં અન્ય અંગોથી અંતરંગપણું પ્રતીત થાય છે તેથી ધારણાદિ ત્રણનું અંતરંગપણું છે. ઇશ્વરપ્રણિધાન ઇશ્વરને વિષય કરે છે, સંપ્રજ્ઞાતયોગના વિષય પ્રત્યગાત્માને પ્રથમ વિષય કરતું નથી તેથી તે બહિરંગ ગણાય છે, એવી રીતે પૂર્વોક્ત અંતરંગપણું ઇશ્વરપ્રણિધાનમાં નથી તેથી સર્વ નિર્દોષ છે. ૪૫

એવી રીતે પાંચ યમોનાં તથા પાંચ નિયમોનાં સ્વરૂપ તથા તેમની સ્થિરતા થયે યોગીને પ્રાપ્ત થનારી સિદ્ધિઓનું પ્રતિપાદન કર્યું. યમ-નિયમોની જ્યારે સ્થિરતા થાય છે ત્યારેજ તેમની સ્થિરતા સૂચવનારાં

ઐશ્વર્યો યોગીને અનુભવમાં આવે છે. એ ઐશ્વર્યોનો અનુભવ થાય ત્યારે તેણે જાણવું કે તેના યમનિયમો સુસ્થિર થયા છે. એ યમનિયમો ચિત્તની અધર્માદિ અશુદ્ધિને દૂર કરી તેને નિર્મલ કરે છે તેથી તેમને યોગના અંગરૂપે ગણવામાં આવ્યા છે. તે યમનિયમોની ચિત્તમાં સ્થિરતા થયા પછી યોગીએ યોગનું ત્રીજું અંગ જે આસન તેનો અભ્યાસ કરવાનો છે તેથી હવે ક્રમથી પ્રાપ્ત આસનના સ્વરૂપનું નિરૂપણ ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રથી કરે છે:—

## स्थिरसुखमासनम् ॥ ४६ ॥

**पदबोधिनी टीकाः—आस्यते उपविश्यतेऽनेनेत्यासनं करचरणाद्यङ्गविन्यासविशेषेणोपवेशनमित्यर्थः । तत् यदा स्थिरं निश्चलं सुखं अनुद्वेजनीयं च भवति तदा तत् योगाङ्गतां भजत इति फलितार्थः ॥ ४६ ॥**

**સૂત્રાર્થઃ**—[ જે ] નિશ્ચલ અને સુખ કરનારું [ હોય તે ] આસન [ છે. ] ૪૬

**વિવેચનઃ**—શરીર નિશ્ચલ રહે અને મનને સુખ થાય એવી રીતે શરીરને રાખીને બેસવું તે આસન કહેવાય છે. યોગશાસ્ત્રોમાં ચોરાશી આસનો મુખ્ય માન્યાં છે, જેમનું સવિસ્તર નિરૂપણ **શ્રીયોગકૌસ્તુભ**માં કરવામાં આવ્યું છે. યોગીંદ્ર સ્વાત્મારામે સોળ આસનોને વિશેષ ઉપયોગી માન્યાં છે, જેમનું નિરૂપણ **શ્રીપરમપદબોધિની**માં થઇ ગયું છે. એ આસનોમાં અત્યંત ઉપયોગી આસનો ચાર છે એમ **શ્રીસ્વાત્મારામજી**એ નીચેના શ્લોકથી કહ્યું છે:—

" तेभ्यश्चतुष्कमादाय सारभूतं ब्रवीम्यहम् ।
सिद्धं पद्मं तथा सिंहं भद्रं चेति चतुष्टयम् ॥ "

**ભાવાર્થ:**—તે આસનોમાંથી સારભૂત ચાર આસનને ગ્રહણ કરીને હું કહું છું. તે સિદ્ધ, પદ્મ, સિંહ અને ભદ્ર એ ચાર છે.

શ્રીદેવીભાગવતમાં નીચેનાં પાંચ આસનોને ઉપયોગી માન્યાં છે:—

" पद्मासनं स्वस्तिकं च भद्रं वज्रासनं तथा ।
वीरासनमिति प्रोक्तं क्रमादासनपञ्चकम् ॥ "

**ભાવાર્થ:**—પદ્માસન, સ્વસ્તિકાસન, ભદ્રાસન, વજ્રાસન અને વીરાસન એ પાંચ આસનો ક્રમથી કહ્યાં છે.

સિદ્ધાસન, પદ્માસન, ભદ્રાસન અને સ્વસ્તિકાસનમાંનું કોઇ એક આસન સાધકયોગીએ સિદ્ધ કરવું જોઇએ એમ જણાય છે. એમાંનાં પ્રથમનાં ત્રણ આસનોનું સ્વરૂપ શ્રીહઠયોગપ્રદીપિકામાં નીચે પ્રમાણે દર્શાવ્યું છે:—

" योनिस्थानकमंघ्रिमूलघटितं कृत्वा दृढं विन्यसेत्,
मेढ्रे पादमथैकमेव हृदये कृत्वा हनुं सुस्थिरम् ।
स्थाणुः संयमितेन्द्रियोऽचलदृशा पश्येद् भ्रुवोरन्तरम्,
ह्येतन्मोक्षकपाटभेदजनकं सिद्धासनं प्रोच्यते ॥ "

**ભાવાર્થ:**—ડાબા પગની પાનીને ગુદા તે ઉપસ્થનો મધ્યભાગ જે સીવની તેમાં દૃઢ સ્થાપન કરવી, અને જમણા પગની પાનીને ઉપસ્થના મૂલભાગપર સારી રીતે સ્થાપન કરવી, તથા હડપચીને હૃદયની ઉપર ચાર આંગળપર સુસ્થિર કરવી, અને સર્વે ઇન્દ્રિયોને નિયમમાં

રાખીને સ્થાણુની પેઠે સ્થિત થઇ સ્થિરદૃષ્ટિવડે ભ્રમરનો મધ્યદેશ જોવો, તેને યોગિજનો મોક્ષદ્વારને ઊઘાડું કરનાર સિદ્ધાસન કહે છે.

" वामोरूपरि दक्षिणं च चरणं संस्थाप्य वामं तथा,
दक्षोरूपरि पश्चिमेन विधिना धृत्वा कराभ्यां दृढम् ।
अङ्गुष्ठौ हृदये निधाय चिबुकं नासाग्रमालोकयेत्,
एतद्व्याधिविनाशकारि यमिनां पद्मासनं प्रोच्यते ॥ "

ભાવાર્થઃ—ડાબા સાથળપર જમણા પગને સારી રીતે સ્થાપન કરીને તથા જમણા સાથળપર ડાબા પગને સ્થાપન કરીને જમણા હાથને પછવાડે લઇ જઇ તેવડે ડાબા સાથળપર રહેલા જમણા પગના અંગૂઠાને ગ્રહણ કરે, ને ડાબા હાથને પછવાડે લઇ જઇ તેવડે જમણા સાથળ-પર રહેલા ડાબા પગના અંગૂઠાને ગ્રહણ કરે, અને હૃદયની ઉપર ચાર આંગળપર ચિબુકને દૃઢ ધારણ કરીને નાસિકાના અગ્રભાગને જુએ, તે યોગીઓના રોગોનો વિનાશ કરનારું પદ્માસન કહેવાય છે.

" गुल्फौ च वृषणस्याधः सीवन्याः पार्श्वयोः क्षिपेत् ।
सव्यगुल्फं तथा सव्ये दक्षगुल्फं तु दक्षिणे ॥
पार्श्वपादौ च पाणिभ्यां दृढं बध्वा सुनिश्चलम् ।
भद्रासनं भवेदेतत्सर्वव्याधिविनाशनम् ॥ "

ભાવાર્થઃ—વૃષણની નીચે સીવનીને બંને પડખે બંને ઘુંટીઓને સ્થાપન કરે, તેમાં ડાબી ઘુંટીને સીવનીના ડાબા પડખામાં અને જમણી ઘુંટીને સીવનીના જમણા ભાગમાં સ્થાપન કરે, તથા સમીપમાં આવેલા બંને પગોને બંને હાથથી સારી રીતે પકડીને સુનિશ્ચલ થાય, તે સર્વ વ્યાધિનો વિનાશ કરનારું ભદ્રાસન છે.

સ્વસ્તિકાસનનું સ્વરૂપ શ્રીવસિષ્ઠે નીચે પ્રમાણે કહ્યું છેઃ—

" जानूर्वोरन्तरे सम्यक् कृत्वा पादतले उभे ।
ऋजुकायः सुखासीनः स्वस्तिकं तत्प्रचक्षते ॥ "

**ભાવાર્થઃ**—બંને પગનાં તળાં બંને જાનુ તથા ઊરુની મધ્યે સમ્યક્પ્રકારે રાખીને શરીરને સીધું રાખી સુખપૂર્વક બેસે તે સ્વસ્તિકાસન કહેવાય છે.

એ ચાર આસનોમાંના જે આસનવડે સાધકયોગીના શરીરની કંપના અભાવરૂપ નિશ્ચલતા રહે, અને અવયવોમાં પીડા થવાથી મનને ઉદ્વેગ ન થાય તે આસન ભગવાન્ સૂત્રકારને સમ્મત છે, અને તેવું આસનજ સિદ્ધ થવાથી યોગના અંગરૂપ ગણાય છે માટે તે આસનનો તેણે યથાવિધિ અભ્યાસ કરવો જોઇએ.

આસનનો અભ્યાસ દુર્જનાદિના સંગનો ત્યાગ કરી યોગ્યસ્થાનમાં કંબલાદિનું આસન પાથરી તેપર કરવાનો છે. શ્રીગોરક્ષનાથે પણ નીચેના શ્લોકથી એમજ કહ્યું છેઃ—

" वर्जयेद्दुर्जनप्रान्तं वह्निस्त्रीपथिसेवनम् ।
प्रातःस्नानोपवासादि कायक्लेशविधिं तथा ॥
एकान्ते विजने देशे पवित्रे निरुपद्रवे ।
कम्बलाजिनवस्त्राणामुपर्यासनमभ्यसेत् ॥ "

**ભાવાર્થઃ**—દુર્જનનો સંગ, અગ્નિ સ્ત્રી તથા માર્ગનું સેવન, પ્રાતઃકાલમાં શીતલજલે સ્નાન, ઉપવાસ, નક્તભોજન, સૂર્યને બહુ નમસ્કાર કરવા કિંવા બહુ ભાર ઊપાડવો એ સર્વનો આસનાભ્યાસી ત્યાગ કરે. પવિત્ર, ઉપદ્રવ કરનાર ચોર સિંહ સર્પ અને મચ્છરાદિથી

રહિત નિર્જન એકાંતદેશમાં કંબલ, મૃગચર્મ કે વ્યાઘ્રચર્મ, કિંવા વસ્ત્રપર શ્રીસદ્‌ગુરુએ ઉપદેશ કરેલા આસનનો અભ્યાસ કરે.

શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં તે સંબંધમાં કેટલોક વિશેષ ઉપદેશ છેઃ—

**" शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ।**
**नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥ "**

ભાવાર્થઃ—અતિઉંચું[1] નહિ, અતિનીચું નહિ, જેમાં નીચે દર્ભ, તેપર મૃગચર્મ[2] કે વ્યાઘ્રચર્મ, ને તેપર વસ્ત્ર એવું પોતાનું આસન[3] પવિત્રદેશમાં સ્થાપન કરીને ત્યાં યોગાભ્યાસ કરે.

કેટલાંક નિષિદ્ધ આસનો તથા તેનાં ફલો નીચેના વચનમાં દેખાડ્યાં છેઃ—

**" वंशासने तु दारिद्र्यं पाषाणे व्याधिसंभवः ।**
**धरण्यां दुःखसंभूतिर्दौर्भाग्यं छिद्रिदारुजे ॥**
**तृणे धनयशो हानिः पल्लवे चित्तविभ्रमः ॥ "**

ભાવાર્થઃ—વાંસના આસનમાં દરિદ્રપણું, પાષાણના આસનમાં વ્યાધિની ઉત્પત્તિ, ઊઘાડી પૃથ્વીપરના આસનમાં દુઃખનો પ્રાદુર્ભાવ, છિદ્રવાળા કાષ્ઠના આસનમાં દુર્ભાગ્યપણું, તૃણના આસનમાં ધન અને યશની હાનિ, અને પાનડાના આસનમાં ચિત્તનો વિભ્રમ થાય છે.

---

૧ "**पञ्चाङ्गुलं वा कुर्यात्तु नोच्छ्रितं चात्र कारयेत् ॥**"— આસન ચાર અથવા પાંચ આંગળ ઉંચું કરે, તેથી વધારે ઉંચું ન કરે.

૨ "**कृष्णाजिने ज्ञानसिद्धिर्मोक्षश्रीर्व्याघ्रचर्मणि**"— કાળીઆરના ચર્મવડે જ્ઞાનસિદ્ધિ અને વાઘના ચર્મવડે મોક્ષસિદ્ધિ થાય છે.

૩ આસન બે હાથથી લાંબું અને દોઢ હાથથી પહોળું ન જોઈએ.

યોગાભ્યાસ ઊભાં ઊભાં થઇ શકતો નથી, કેમકે તે કાલે ચિત્ત શરીરને ધારણ કરવાના યત્નમાં રોકાયેલું હોય છે; ચાલતાં ચાલતાં પણ યોગાભ્યાસ થઇ શકતો નથી, કેમકે તે કાલે નેત્રદ્વારા નીકળેલી વૃત્તિ માર્ગાદિનું અવલોકન કરવામાં રોકાયેલી હોય છે, તેમજ શરીરને ધારણ કરવાના યત્નમાં પણ ચિત્ત રોકાયેલું હોય છે; સૂતાં સૂતાં પણ યોગાભ્યાસ થઇ શકતો નથી, કેમકે તે સ્થિતિમાં ચિત્ત સ્વલ્પકાલમાં નિદ્રાવડે અભિભવ પામી જાય છે; પરિશેષથી શરીર નિશ્ચલ રહે અને મન પ્રસન્ન રહે એવી રીતે બેસીને યોગાભ્યાસ થઇ શકે છે. શ્રીવેદાંત-દર્શનમાં પણ "**आसीनः संभवात् ॥**" ( ઉપાસના બેસીને થઇ શકે છે, તેવા સંભવથી, ) એ સૂત્રથી એવોજ નિર્ણય કર્યો છે.

પ્રાણ તથા મનની સ્થિરતા કરવા શરીરની નિશ્ચલતાની અને મનની પ્રસન્નતાની અપેક્ષા છે માટે જે આસને બેસવાથી શરીરની નિશ્ચલતા અને મનની પ્રસન્નતા રહે તે આસન એક પ્રહરસુધી સુખ-પૂર્વક રાખી શકાય એવો યત્ન સાધકયોગીએ કરવાનો છે. એમ જ્યારે થાય ત્યારે જાણવું કે આસનરૂપ યોગનું ત્રીજું અંગ સિદ્ધ થયું.

પૂર્વે દર્શાવેલાં ચાર આસનોનું વિશેષ સ્વરૂપ, તથા યોગાભ્યાસ-માટે અનુકૂલપ્રતિકૂલ દેશકાલાદિનું સ્વરૂપ જાણવાની જેમને ઇચ્છા થાય તેમણે **શ્રીયોગકૌસ્તુભ**માં જોવું. ૪૬

એવી રીતે આસનના સ્વરૂપનું નિરૂપણ કરીને હવે તે આસન જે સાધનવડે સિદ્ધ થાય છે તે સાધનને ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રથી દર્શાવે છેઃ—

## प्रयत्नशैथिल्यानन्तसमापत्तिभ्याम् ॥ ४७ ॥

**पदबोधिनी टीका:—चलत्वात् स्थैर्यविघातकस्य स्वा-**

भाविकप्रयत्नस्य शैथिल्यं उपरमः । आनन्त्यं आकाशादिगतं महत्त्वम् । तत्र समापत्तिः चेतसस्तादात्म्यप्राप्तिः । आभ्यामेव तत् आसनं स्थिरं सुखं च भवतीति सम्बन्धः । स्वाभाविकप्रयत्नोपरमेण अङ्गमेजयत्वनिवृत्त्या स्थिरं आनन्त्यसमापत्त्या च आसनदुःखास्फुर्तेः सुखमिति विभागः । अनन्त इति निर्यकारपाठे नागराजो विश्वधर्ता इत्यर्थः कार्यः ॥ ४७ ॥

સૂત્રાર્થ:—પ્રયત્નના શિથિલપણાવડે અને અનંતમાં ચિત્તને એકાગ્ર કરવાવડે [ આસનની સિદ્ધિ થાય છે. ] ૪૭

વિવેચન:—આસનને સિદ્ધ કરવાના બે ઉપાય છે, એક નીચે કહેવામાં આવતા પ્રયત્નની શિથિલતા કરવી, અને બીજો નાગનાયકમાં કિંવા આકાશમાં ચિત્તનું તાદાત્મ્ય કરવું. પહેલા ઉપાયવડે શરીરની ચંચલતા દૂર થવાથી આસનસિદ્ધિ થાય છે, અને બીજા ઉપાયવડે શરીરમાં થતા દુઃખનું સ્ફુરણ નહિ થવાથી આસનનો જય થાય છે. એ બેમાંના એક વા બંને ઉપાયના સેવનપૂર્વક જો આશરે ત્રણ માસપર્યંત સાવધાનપણે એકએક પ્રહરસુધી આસનાભ્યાસ કરવામાં આવે તો આસનનો જય થાય છે. એવી રીતે અભ્યાસ કરતાં જ્યારે કોઇ પણ એક આસને બેસતાં એક પ્રહરપર્યંત શરીર ચંચલ ન થાય તથા દેહવ્યથાથી મનમાં ખેદાનુભવ ન થાય ત્યારે તે આસનનો જય થયાનું અનુમાન કરવું. આસનનો જય થયા વિના પ્રાણાયામનામના ચોથા યોગાંગમાં પ્રવેશ કરવો લાભકારક નથી માટે આસનજય કરવા સાધકે યથાયોગ્ય યત્ન આદરવો આવશ્યક છે.

શરીરને ધારણ કરી રાખનારો સ્વાભાવિક પ્રયત્ન યોગના અંગ-

રૂપે ઉપદેશ કરાયેલા આસનનો હેતુ નથી, કેમકે તે સ્વભાવથી સિદ્ધ હોવાથી તેના તે હેતુપણામાં ઉપદેશની વ્યર્થતા થાય છે તેથી ઉપદેશ કરાયેલા આસનનો આ સ્વાભાવિક પ્રયત્ન અસાધક અને વિરોધી છે. સ્વાભાવિક પ્રયત્ન ગમે તે આસનના હેતુપણાવડે આસનના શાસ્ત્રીય-નિયમનો ઘાત કરનાર છે તેથી ઉપદેશ કરાયેલા નિયમપ્રમાણે આસનનો અભ્યાસ કરનાર સાધકે તે સ્વાભાવિક પ્રયત્નના શિથિલપણારૂપ યત્નમાં સ્થિતિ કરવી જોઇએ. તેવિના ઉપદેશ કરેલું આસન સિદ્ધ થતું નથી. એવી રીતે સ્વાભાવિક પ્રયત્નનું શિથિલપણું શરીરની ચંચલતાની નિવૃત્તિદ્વારા આસનસિદ્ધિમાં હેતુ છે.

લૌકિકવૈદિકકર્મો તથા તે કર્મોમાં થતો માનસ ઉત્સાહ પણ ક્રમથી બાહ્ય તથા આભ્યંતર પ્રયત્ન કહેવાય છે. તે પ્રયત્ન પણ આસનનો પ્રતિબંધક છે તેથી સાધકે તે પ્રયત્નથી પણ વિરામ પામવું જોઇએ. બાહ્યપ્રયત્નોમાંનો કોઇ પણ પ્રયત્ન બહુસમય કર્યા પછી આસનાભ્યાસ કરવામાં આવે તો પ્રયત્નજન્ય પીડાદ્વારા અંગના કંપવાથી યોગ્યસમયપર્યંત આસનની સ્થિરતા થતી નથી, અને આભ્યંતરપ્રયત્નરૂપ માનસ ઉત્સાહ પણ મનના ચાંચલ્યદ્વારા શરીરને ચંચલ કરે છે તેથી આસનની સ્થિરતા રહી શકતી નથી માટે તે બંને પ્રયત્નને પણ શિથિલ કરી સાધકે આસનાભ્યાસ કરવો જોઇએ, કે જેથી અંગ કંપે નહિ.

અથવા જેણે સ્થિરતર સહસ્રફણાથી પૃથ્વીમંડલને સારી રીતે ધારણ કર્યું છે એવા નાગેંદ્રને આકારે ચિત્ત કરવાથી પણ દેહાભિમાનની નિવૃત્તિવડે સાધકયોગીને આસનથી થતા દુઃખનું સ્ફુરણ થતું નથી તેથી આસનની સિદ્ધિ થાય છે. " **ॐ मणिभ्राजतफणासहस्रविधृत-विश्वंभरामंडलायानन्ताय नागराजाय नमः ॥** " એ મંત્રવડે

આસનાભ્યાસીએ આસનાભ્યાસ કરતી વેલા અનંતને નમસ્કાર કરવા જોઇએ, કિંવા એ મંત્રનો જપ કરવો જોઇએ એવું વિધાન જે યોગશાસ્ત્રમાં જોવામાં આવે છે તે સમાપત્તિ નહિ કરી શકનારામાટે જાણવું. એમ કરવાથી પણ અનંતના અનુગ્રહદ્વારા વા અદૃષ્ટદ્વારા આસનસિદ્ધિ થાય છે. ૪૭

ભોજવૃત્તિમાં તથા પદબોધિનીટીકામાં " **प्रयत्नशैथिल्यानन्त्यसमापत्तिभ्याम् ॥** " એવો સૂત્રપાઠ સ્વીકાર્યો છે; તેમાં જે **आनन्त्य** શબ્દ છે તેનો અર્થ આકાશનું અનંતપણું એવો થાય છે. આકાશના અનંતપણામાં ચિત્તનો તાદાત્મ્યભાવ કરવાથી પણ આસનવડે થતા દુઃખનું સ્ફુરણ નહિ થવાથી આસનનો જય થાય છે. ૪૭

એ પ્રમાણે આસનને સિદ્ધ કરવાના ઉપાયને કહીને હવે આસનના વિજયને સૂચવનારા ઐશ્વર્યને નીચેના સૂત્રવડે કહે છેઃ—

## ततो द्वन्द्वानभिघातः ॥ ४८ ॥

**पदबोधिनी टीकाः—ततः आसनजयात् द्वन्द्वैः शीतोष्णक्षुत्पिपासादिभिरनभिघातोऽताडनं भवति ॥ ४८ ॥**

**સૂત્રાર્થઃ—તેથી (આસનનો જય થવાથી) [ સાધકયોગી શીતોષ્ણાદિ ] દ્વંદ્વોવડે અભિભવ પામતો નથી. ૪૮**

**વિવેચનઃ**—પૂર્વોક્ત ચાર આસનમાંના કોઇ એક આસનનો જય થવાથી તે આસનસિદ્ધ યોગીને શીતઉષ્ણ તથા ક્ષુધાતૃષાદિ દ્વંદ્વો (જોડકાં) પીડા કરી શકતાં નથી. વળી તે આસનસિદ્ધ યોગીના ચિત્તમાંનું રાજસતામસ દ્રવ્ય ન્યૂન થવાથી તેના પ્રાણનો, ચિત્તનો અને ઇંદ્રિયોનો વેગ શાંત થવા લાગે છે, તથા શરીરમનના ભારેપણારૂપ આલસ્ય દૂર

થાય છે, તેમજ તેના શરીરમાંના ધાતુઓની સમતા રહેવાથી તથા લોહીનું ફરવું યથાયોગ્ય થવાથી તેનું શરીર નીરોગ રહે છે. ૪૮

એવી રીતે આસનનું સ્વરૂપ, તેને સિદ્ધ કરવાના ઉપાય તથા તે સિદ્ધ થયે થનારા ઐશ્વર્યને કહીને હવે આસન સિદ્ધ થયા પછી કરવાના પ્રાણાયામના લક્ષણને નીચેના સૂત્રવડે કહે છેઃ—

**तस्मिन् सति श्वासप्रश्वासयोर्गतिविच्छेदः प्राणायामः ॥ ४९ ॥**

**पदबोधिनी टीकाः—तस्मिन् आसनसिद्धौ सति श्वासप्रश्वासयोर्बाह्यकोष्ठवाय्वोर्या अन्तर्बहिर्गतिः तस्या यो विच्छेदः सः प्राणायामः । स च आसनजयात् सुखेन सेत्स्यतीति फलितोऽर्थः ॥ ४९ ॥**

**સૂત્રાર્થઃ—તે ( આસનની સ્થિરતા ) થયે સતે શ્વાસ-પ્રશ્વાસની ગતિનો વિચ્છેદ [ તે ] પ્રાણાયામ [ છે. ] ૪૯**

વિવેચનઃ—આસનની સ્થિરતા થયા પછી બાહ્યવાયુની સ્વાભાવિક આભ્યંતરગતિનો અને આભ્યંતરવાયુની સ્વાભાવિક બાહ્યગતિનો શાસ્ત્રોક્તરીતે નિરોધ કરવો તે પ્રાણાયામ-પ્રાણનો સર્વભણીથી નિરોધ-કહેવાય છે. રેચક, પૂરક, કુંભક તથા ચતુર્થ જેમનું નિરૂપણ હવે પછી થવાનું છે એ ચારેમાં લોકોમાં જણાતી શ્વાસપ્રશ્વાસની સ્વાભાવિકગતિનો શાસ્ત્રોક્તરીતે નિરોધ હોવાથી આ લક્ષણ સર્વ પ્રાણાયામનું સામાન્ય લક્ષણ છે. પૂરકમાં બાહ્યવાયુનો શાસ્ત્રોક્તરીતે નાસિકાદ્વારા કિંવા મુખદ્વારા અંતઃપ્રવેશ કરાવીને અંતરમાં યથાશક્તિ ધારણ કરવા-

માં આવે છે, એટલે તેમાં શ્વાસપ્રશ્વાસની સ્વાભાવિકગતિનો રોધ થાય છે; તથા રેચકમાં ઉદરમાંના વાયુનું શાસ્ત્રોક્તરીતે નાસિકાદ્વારા વિરેચન કરીને તેને સ્વસામર્થ્યપ્રમાણે બહાર ધારણ કરવામાં આવે છે, એટલે તેમાં પણ શ્વાસપ્રશ્વાસના સ્વાભાવિક વહનનો વિચ્છેદ થાય છે; અને કુંભકમાં તથા ચતુર્થમાં તો પ્રસિદ્ધરીતે શ્વાસપ્રશ્વાસની સ્વાભાવિકગતિનો નિરોધ થાય છે. જોકે કુંભકમાં તથા ચતુર્થમાંજ શ્વાસપ્રશ્વાસની ગતિનો વિચ્છેદ છે, પણ શ્વાસના સદ્ભાવથી પૂરકમાં શ્વાસની ગતિનો વિચ્છેદ નથી, તેમજ પ્રશ્વાસના હોવાથી રેચકમાં પ્રશ્વાસની ગતિનો વિચ્છેદ નથી, તોપણ સ્વાભાવિક શ્વાસપ્રશ્વાસના વહનના અભાવનો બંનેમાં સદ્ભાવ હોવાથી તેમાં પણ આ સામાન્ય લક્ષણ સંભવી શકે છે એમ જાણવું.

જેમ યમનિયમ અન્યકાલમાં કરવામાં આવ્યા હોય તોપણ તેમનું યોગાંગપણું સંભવે છે તેમ અન્યકાલમાં કરેલા આસનનું યોગાંગપણું સંભવતું નથી, પણ જ્યારે તે આસન પ્રાણાયામાદિની સાથેજ કર્યું હોય ત્યારે યોગાંગ થાય છે. આસનનો જય કર્યા વિના પ્રાણાયામાદિ યથાવિધિ થઇ શકતાં નથી, અને વિનાવિચારે કદાપિ કરવામાં આવે તો તેથી અભ્યાસીને રોગાદિ થવાનો સંભવ રહે છે માટે પ્રાણાયામાદિના અભ્યાસકાલે આસનનો જય થયેલો હોવો જોઇએ. પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ પાંચે યોગાંગમાં આસનના જયની અપેક્ષા છે એમ પ્રતિપાદન કરવામાટે આ સૂત્રમાં **"तस्मिन् सति"** એ પદો મૂક્યાં છે. આસનાદિ છ અંગોનું સાથે અનુષ્ઠેયપણું હોવાથી કોઇ કોઇ સ્થલે અષ્ટાંગયોગને સ્થાને ષડંગયોગનું નિરૂપણ કરેલું જોવામાં આવે છે. યમનિયમનું પૂર્વકાલમાં અનુષ્ઠાન કર્યું હોય તોપણ તેમનું યોગાંગપણું નિવૃત્ત થતું નથી તેથી

તેમને બહિરંગ માની તે સ્થલે તેમને યોગના સાક્ષાત્ ઉપકારક ગણ્યા નથી. ૪૯

એવી રીતે પ્રાણાયામનું સામાન્ય લક્ષણ કહીને હવે નીચેના સૂત્રવડે ત્રણ પ્રકારના પ્રાણાયામના લક્ષણને કહે છેઃ—

**बाह्याभ्यन्तरस्तम्भवृत्तिर्देशकालसंख्याभिः परिदृष्टो दीर्घसूक्ष्मः ॥ ५० ॥**

पदबोधिनी टीकाः—वृत्तिशब्दः प्रत्येकं सम्बध्यते। रेचनेन बहिर्गतस्य कोष्ठस्य वायोर्बहिरेव धारणं बाह्यवृत्तिः। पूरणेनान्तर्गतस्य बाह्यवायोरन्तरेव धारणमभ्यन्तरवृत्तिः। रेचनपूरणप्रयत्नं विना प्राणस्य केवलं विधारकप्रयत्नेन गतिविच्छेदः स्तम्भवृत्तिः। असौ कुम्भस्थजलवत् निश्चलत्वेन देहे स्थितत्वात् कुम्भक इत्युच्यते। नायं रेचकः अन्तःस्थत्वात्। नापि पूरकः तप्तशिलातलनिहितजलबिन्दुवच्छरीरे प्राणस्य सङ्कुचितत्वेन सूक्ष्मत्वात्। यो हि स्थूलोऽन्तर्निरुद्धो देहं पूरयति स पूरक इति द्रष्टव्यम्। त्रिविधोऽयं प्राणायामः देशकालसंख्याभिः परिदृष्टः दीर्घः सूक्ष्मो भवतीति शेषः। देशः नासामारभ्य द्वादशाङ्गुलादिपरिमितं बाह्यस्थानम्। कालः षट्त्रिंशन्मात्रादिपरिमितः। संख्या एतावद्भिः श्वासप्रश्वासैः प्रथम उद्घातस्तन्निगृहीतस्यैतावद्भिर्द्वितीय उद्घात

इत्येवंरूपा । उद्घातो नाम नाभिमूलात् प्रेरितस्य वायोः शिरस्यभिहननम् । अधिकदेशकालसंख्याव्यापित्वमेव प्राणनिरोधस्य दीर्घत्वम् । परमनैपुण्यसमधिगमनीयतया च सूक्ष्मत्वं न तु मन्दतया तस्य सूक्ष्मत्वमिति संक्षेपः ॥ ५० ॥

**સૂત્રાર્થ:**—બાહ્યવૃત્તિ, આભ્યંતરવૃત્તિ ને સ્તંભવૃત્તિ [એ ત્રિવિધ પ્રાણાયામ] દેશ, કાલ અને સંખ્યાવડે નિયમિત [થાય છે, અને અભ્યાસથી] દીર્ઘ તથા સૂક્ષ્મ [થાય છે.] ૫૦

**વિવેચન:**—સૂત્રમાંનો **વૃત્તિ**શબ્દ બાહ્ય, આભ્યંતર અને સ્તંભ એ ત્રણ પદોની સાથે સંબંધ રાખે છે તેથી પ્રથમનાં ત્રણ પદોનો અર્થ બાહ્યવૃત્તિ, આભ્યંતરવૃત્તિ ને સ્તંભવૃત્તિ એવો થાય છે. જેમાં યોગ્ય આસને બેસી શરીરને સરલ રાખી ઉદરમાંના પવનને બેમાંના કોઇ નાસાપુટદ્વારા કિંવા બંને નાસાપુટદ્વારા શનૈઃ શનૈઃ બહાર કાઢી તેને બહાર સ્થિર કરવામાં આવે છે તેને **બાહ્યવૃત્તિપ્રાણાયામ** કહે છે; આનું અન્ય નામ રેચકપ્રાણાયામ પણ છે. જેમાં પૂર્વોક્તરીતે બેસી બહારના અમૃતમય વાયુનું બેમાંના એક નાસાપુટદ્વારા કિંવા બંને નાસાપુટદ્વારા કે મુખદ્વારા શનૈઃ શનૈઃ અંતરમાં આકર્ષણ કરી શરીરમાં સ્થિર કરવામાં આવે છે તે **આભ્યંતરવૃત્તિ પ્રાણાયામ** કહેવાય છે; આનું અન્ય નામ પૂરકપ્રાણાયામ છે. જેમાં પૂર્વે કહેલી રીતે બેસી રેચક તથા પૂરકના પ્રયત્નવિના માત્ર વિધારક પ્રયત્નથીજ શ્વાસપ્રશ્વાસની ગતિનો અભાવ થાય છે તે **સ્તંભવૃત્તિપ્રાણાયામ** કહેવાય છે. આનું અન્ય નામ **કુંભકપ્રાણાયામ** છે. આમાં વાયુને પૂરવામાં આવતો નથી માટે આ પૂરક નથી, તેમજ આમાં વાયુનું વિરેચન કરવામાં આવતું નથી

માટે આ રેચક પણ નથી. જેમ તપેલા શિલાતલપર પડેલું જલ સર્વભણીથી સંકુચિત થાય છે તેમ આ વહનશીલ વાયુ બલવાન્ વિધારક પ્રયત્નથી સંકુચિત થઇ શરીરમાં સૂક્ષ્મરૂપે રહે છે. પૂરકમાં વાયુનો શરીરમાં નિરોધ થાય છે ખરો, પણ તે સ્થૂલ હોઇને શરીરમાં વ્યાપે છે. રેચકપૂરકવિના માત્ર વિધારકપ્રયત્નથીજ કુંભમાં ભરેલું જલ જેમ નિશ્ચલ થઇને રહે છે તેમ પ્રાણવાયુ શરીરમાં નિશ્ચલ થઇને રહે છે માટે રેચકપૂરકથી ભિન્ન આ સ્તંભવૃત્તિપ્રાણાયામ કુંભક કહેવાય છે. એ રેચકાદિનાં લક્ષણો શ્રુતિમાં નીચે પ્રમાણે કહ્યાં છેઃ—

“ उत्क्षिप्य वायुमाकाशं शून्यं कृत्वा निरात्मकम् ।
शून्यभावेन युञ्जीयाद्रेचकस्येति लक्षणम् ॥
वक्त्रेणोत्पलनालेन तोयमाकर्षयेन्नरः ।
एवं वायुर्गृहीतव्यः पूरकस्येति लक्षणम् ॥
नोच्छ्वसेन्न च निःश्वसेन्नैव गात्राणि चालयेत् ।
एवं तावन्नियुंजीत कुंभकस्येति लक्षणम् ॥ ”

ભાવાર્થ:—કોઠામાંના વાયુને નાસિકાનાં એક કિંવા બંને છિદ્રદ્વારા બહારના આકાશમાં ફેંકી ઉદરને વાયુના સ્થૂલાંશથી રહિત કરીને શૂન્યભાવે સ્થિત થવું તે રેચકનું લક્ષણ છે. જેમ માણસ કમલના નાલવડે મુખથી પાણીનું આકર્ષણ કરે છે તેમ નાસિકાદ્વારા કિંવા મુખદ્વારા વાયુને ગ્રહણ કરીને સ્થિત થવું તે પૂરકનું લક્ષણ છે. પ્રશ્વાસને બહાર ન કાઢવો, તથા શ્વાસને અંતર ગ્રહણ ન કરવો, અને દેહના અવયવોને ચલાયમાન ન કરવા, એમ સ્થિત થવું તે કુંભકનું લક્ષણ છે.

એ ત્રણ પ્રકારના પ્રાણાયામ દેશવડે, કાલવડે અને સંખ્યાવડે નિયમિત થાય છે. તેમાં નાસિકાના અગ્રભાગથી તિર્યક્‌રેખાભણીનો દેશ તે રેચકનો પ્રદેશ છે. તે પ્રદેશ પ્રાદેશ, (દશ આંગળ,) વેંત, હાથ કે દોઢ હાથ આદિથી પરિમિત થાય છે. વાયુવિનાના સ્થાનમાંબેસી નાસિકામાંથી નીકળતા વાયુનો સ્પર્શ થઇ શકવા સંભવ હોય ત્યાં પીંજેલું રૂ કે આકડાનું તૂલ આદિ રાખવાથી નાસિકાની બહાર પ્રાણવાયુની ગતિ કેટલી છે તે તે રૂ આદિના ચલાયમાન થવાથી જાણવામાં આવે છે. પૂરક અને કુંભકનો દેશ દેહની અંતર પગનાં તળીઆંથી આરંભીને મસ્તકપર્યંત છે. તેમાં પૂરકપ્રાણાયામના પ્રથમાભ્યાસમાં તો તેના હૃદય, નાભિ કે મૂલાધાર એ દેશો હોય છે. કીડીના સ્પર્શના જેવો પૂરેલા વાયુનો શરીરમાં સ્પર્શ થવાથી આભ્યંતરવૃત્તિ એટલે પૂરકપ્રાણાયામના દેશનું અનુમાન થાય છે, અને સ્તંભવૃત્તિ કિંવા કુંભકપ્રાણાયામના દેશનું નિરોધેલા વાયુનો કીડીના જેવો સ્પર્શ શરીરમાં ન જણાવાથી અનુમાન કરાય છે. એવી રીતે રેચક, પૂરક અને કુંભકનો દેશે કરીને નિર્ણય કરાય છે.

આંખની નિમેષક્રિયામાં જેટલો કાલ જાય છે તેટલા કાલના ચોથા ભાગને ક્ષણ કહે છે. તે ક્ષણવડે ત્રિવિધ પ્રાણાયામનો કાલવડે નિયમ કરાય છે, અર્થાત્ આટલા ક્ષણ રેચક કરવો, આટલા ક્ષણ પૂરક કરવો, અને આટલા ક્ષણ કુંભક કરવો એમ તેમનો કાલવડે નિશ્ચય કરાય છે.

રેચકાદિની સંખ્યાનો નિર્ણય માત્રાની ગણનાવડે થાય છે. મંદ અધિકારીમાટે માત્રાનું સ્વરૂપ શ્રીસ્કંદપુરાણમાં નીચે પ્રમાણે કહ્યું છેઃ—

“ जानुं प्रदक्षिणीकुर्यान्न द्रुतं न विलम्बितम् ।
प्रदद्याच्छोटिकां यावत्तावन्मात्रेति गीयते ॥ ”

**ભાવાર્થ:**—ઢીંચણની ડાબા હાથવડે પ્રદક્ષિણા કરી તેના અંગૂઠા તથા મધ્યમાંગુલિવડે જેટલા સમયમાં ચપટી વગાડાય તેટલા સમયને વિદ્વાનો માત્રા કહે છે.

શ્રીયાજ્ઞવલ્ક્યે ઉત્તમાધિકારીમાટે માત્રાનો કાલ તેથી ત્રણ ગણો કહ્યો છે:—

**" अङ्गुष्ठाङ्गुलिमोक्षं त्रिस्त्रिर्जानुपरिमार्जनम् ।**
**तालत्रयमपि प्राज्ञा मात्रासंज्ञां प्रचक्षते ॥ "**

**ભાવાર્થ:**—ડાબા હાથના અંગૂઠાને તથા આંગળીઓને મોકળાં રાખી તેમને ઢીંચણની આસપાસ ત્રણ ત્રણ વાર ફેરવી તે હાથના અંગૂઠા તથા મધ્યમાવડે ત્રણ ચપટી વગાડવી તેને વિવેકી પુરુષો માત્રા એવું નામ આપે છે.

સામાન્યપણે સ્વસ્થ માણસના એક શ્વાસપ્રશ્વાસજેટલા કાલને માત્રા કહે છે. " **एकश्वासमयी मात्रा प्राणायामे निगद्यते ॥** " ( એક શ્વાસપ્રશ્વાસજેટલા કાલની માત્રા પ્રાણાયામમાં કહેવાય છે, ) એ વચનવડે પણ એમજ કહ્યું છે. શ્રીવસિષ્ઠજી આદિ કેટલાક યોગિજનોએ પ્રણવનું ઉચ્ચારણ કરવામાં જેટલો સમય જાય તેટલા સમયને માત્રા એવું નામ આપેલું છે, અને તેવી સોળ માત્રાવડે પૂરક, ચોસઠ માત્રાવડે કુંભક તથા બત્રીશ માત્રાવડે રેચક કરવાનું કહ્યું છે:—

**" एवं ज्ञात्वा विधानेन प्रणवेन समाहितः ।**
**प्राणायामत्रयं कुर्यात्पूरककुम्भकरेचकैः ॥**
**आकृष्य श्वसनं बाह्याद् पूरयेद्धृदयोदरम् ।**
**शनैः षोडशमात्राभिरकारं तत्र संस्मरन् ॥**

मकारं मूर्तिमत्रापि संस्मरन् प्रणवं जपेत् ।
धारयेत् पूरितं पश्चात् चतुःषष्ट्या तु मात्रया ॥
यावद्वा शक्यते तावद्धारणं जपसंयुतम् ।
पूरितं रेचयेत्पश्चात् प्रणवं ह्यनिलान्वितम् ॥
शनैः पिङ्गलया पुत्र द्वात्रिंशन्मात्रया पुनः ।
ध्यायन्नाद्याक्षरं तत्र प्रणवस्य समाहितः ॥ "

ભાવાર્થ:—એમ જાણીને એકાગ્રચિત્તવાળો સાધકયોગી વિધાન કરેલી રીતે પ્રણવવડે પૂરક, કુંભક અને રેચક એ ત્રિવિધ પ્રાણાયામને કરે. બહારના વાયુને સોળ માત્રાવડે ઇડાનાડીથી ધીરે ધીરે આકર્ષણ કરી વિષ્ણુનું ધ્યાન કરતો છતો ઉદરમાં પૂરે. પૂરેલા વાયુને પછી ચોસઠ માત્રાવડે રુદ્રનું ધ્યાન કરતો છતો પ્રણવજપસહિત ધારણ કરે, અથવા પોતાની શક્તિપ્રમાણે જપપૂર્વક તેને ધારણ કરે, વાયુસહિત પ્રણવ જે પૂરેલો છે તેને પછી હે પુત્ર! ધીરે ધીરે પિંગલાવડે બત્રીશ માત્રાથી બહાર કાઢે, અને તે કાલે એકાગ્રચિત્તવાળો તે પ્રણવજપ તથા બ્રહ્માનું ધ્યાન કરે.

મંદ અધિકારીમાટે કુંભકની માત્રાની સંખ્યામાં ચોસઠ માત્રાથી ન્યૂનપણું સ્વીકારવામાં આવે છે, તે આ પ્રમાણેઃ—

બાર માત્રાવડે થનારો ઉદ્‌ઘાત મંદ, ચોવીશ માત્રાવડે થનારો ઉદ્‌ઘાત મધ્યમ અને છત્રીશ માત્રાવડે થનારો ઉદ્‌ઘાત ઉત્તમ જાણવો. શ્રીલિંગપુરાણમાં પણ નીચેના શ્લોકથી એમજ કહ્યું છેઃ—

" नीचो द्वादशमात्रस्तु सकृदुद्धात ईरितः ।
मध्यमस्तु द्विरुद्धातश्चतुर्विंशतिमात्रकः ॥

मुख्यस्तु यस्त्रिरुद्घातः षट्त्रिंशन्मात्र उच्यते ॥ ”

**ભાવાર્થ:**—દ્વાદશમાત્રાવાળો એક ઉદ્ઘાત કનિષ્ઠ કહ્યો છે, ચોવીશ માત્રાવાળા બે ઉદ્ઘાત તો મધ્યમ કહ્યા છે, અને જે છત્રીશ માત્રાવાળા ત્રણ ઉદ્ઘાત છે તે મુખ્ય કહેવાય છે.

ઉદ્ઘાતનું સ્વરૂપ નીચે પ્રમાણે છે:—

“ प्राणेनोत्सर्प्यमाणेन ह्यपानः पीड्यते यदा ।

गत्वा चोर्ध्वं निवर्तेतैतदुद्घातस्य लक्षणम् ॥ ”

**ભાવાર્થ:**—મેરુદંડમાં ઉંચે ચઢવા યત્ન કરતા પ્રાણવડે જ્યારે અપાન પીડાય છે, અને બ્રહ્મરંધ્રપર્યંત જઇને તે પાછો ફરે છે તે ઉદ્ઘાતનું લક્ષણ છે.

એવી રીતે આટલા દેશવડે, આટલા કાલવડે અને આટલી માત્રાની સંખ્યાવડે અવચ્છિન્ન રેચકાદિ મારે કર્તવ્ય છે એમ સાધકવડે નિશ્ચય કરાય છે તે રેચકાદિ દેશ, કાલ ને સંખ્યાવડે પરિદૃષ્ટ કહેવાય છે.

જોકે સંખ્યાવડે પણ કાલનોજ નિયમ કરાય છે તોપણ પ્રકારના ભેદથી તે બંનેની ગણના ભિન્ન ભિન્ન કરેલી છે

જેમ ઘનીભૂત રૂનો પિંડો પીંજીને ફેલાવ્યો છતો વિરલપણાવડે દીર્ઘ અને સૂક્ષ્મ થાય છે તેમ પ્રાણ પણ દેશ, કાલ અને સંખ્યાના અધિકપણાવડે અભ્યાસ કરવાથી દીર્ઘ (ઘણા દેશમાં વ્યાપનાર તથા ઘણા કાલપર્યંત સ્થિર રહેનાર) થાય છે, અને દુર્લક્ષપણાવડે સૂક્ષ્મ થાય છે.

આ સૂત્રમાં બાહ્યવૃત્તિ, આભ્યંતરવૃત્તિ અને સ્તંભવૃત્તિ એમ પાઠક્રમ છે, તે તેજ પ્રમાણે પ્રાણાયામ થઇ શકે અને અન્યથા ન થઇ શકે એમ પ્રતિપાદન કરવાના હેતુથી નથી, કિંતુ તેવી રીતનો અભ્યાસ સુલભતાથી થઇ શકે છે એટલુંજ તે પાઠક્રમનું તાત્પર્ય છે.

તે ક્રમથી ભિન્નરીતે એટલે પ્રથમ પૂરક, પછી કુંભક અને અંતે રેચક એમ કરે તો તે પ્રક્રિયા પણ શાસ્ત્રીયજ છે.

પ્રાણ, અપાન, વ્યાન, સમાન ને ઉદાન એ પાંચ પ્રાણોનાં નામો છે. તેમાં પ્રાણનું વહન ઇડા, પિંગલા ને સુષુમ્ણામાં થાય છે. પૃથિવી, જલ, તેજ, વાયુ અને આકાશ એ પાંચ તત્ત્વોનું નાસિકાદ્વારા બહાર નીકળતા પ્રાણવાયુમાં વહન થાય છે. એ સર્વનું નિરૂપણ સ્વરોદયમાં વિસ્તારથી થઇ ગયું છે માટે ગ્રંથવિસ્તારના ભયથી અત્ર તેમનું નિરૂપણ કર્યું નથી.

યમનિયમના પરિપાલનવડે જેના ચિત્તની શુદ્ધિ થઇ હોય, તથા જેણે આસનનો જય કર્યો હોય, તે પ્રાણાયામના અભ્યાસનો મુખ્યાધિકારી છે. પ્રાણાયામના અભ્યાસકાલે હિતકર તથા પરિમિત ભોજન કરવું જોઇએ. જેમના શરીરમાં શ્લેષ્મ તથા મેદ અધિક હોય તેમણે નેતિ, ધોતિ, બસ્તિ, નોલિ, કપાલભાતિ ને ત્રાટક એ યોગનાં ષટ્કર્મોનો કિંવા તેમાંનાં જેટલાં કર્મો કરવાની અપેક્ષા જણાય તેટલાંનો અભ્યાસ કરી શ્લેષ્મ તથા મેદને પ્રાણાયામના અભ્યાસની પૂર્વે ઘટાડવા જોઇએ. જેમના શરીરમાં શ્લેષ્મ તથા મેદનું અધિકપણું ન હોય તેમને તે ક્રિયાઓ સિદ્ધ કરવાની અપેક્ષા નથી. ભોજનાદિના શાસ્ત્રોક્ત નિયમનું તથા ષટ્કર્મોનું નિરૂપણ **શ્રીયોગકૌસ્તુભમાં** વિસ્તારથી કર્યું છે માટે જેમને તે સંબંધમાં વિશેષ જાણવાની ઇચ્છા થાય તેમણે તે ગ્રંથમાં જોવું.

કનિષ્ઠ, મધ્યમ ને ઉત્તમ પ્રાણાયામવડે થનારાં ચિહ્નનો **શ્રીવસિષ્ઠજીએ** નીચે પ્રમાણે કહ્યાં છે:—

**" प्रस्वेदं जनयेद्यस्तु प्राणायामो हि सोऽधमः ।**

मध्यमः कम्पनात्प्रोक्त उत्थानं चोत्तमे भवेत् ॥
पूर्वपूर्वं प्रकुर्वीत यावदुत्तमसम्भवः ॥ ”

**ભાવાર્થ:**—જે પ્રાણાયામ પ્રસ્વેદ ઉપજાવે છે તે પ્રાણાયામ કનિષ્ઠ છે. જે પ્રાણાયામમાં કંપ ઉપજે છે તે મધ્યમ કહો છે, અને ઉત્તમ પ્રાણાયામમાં આસનનું ઉત્થાન થાય છે. જ્યાંસુધી ઉત્તમ પ્રાણાયામની પ્રાપ્તિ થાય ત્યાંસુધી પૂર્વપૂર્વનો અભ્યાસ કરે.

પ્રાણાયામનો પ્રથમ અભ્યાસ કરવાનું સામાન્ય ધોરણ નીચે પ્રમાણે છે:—

સાધકે પ્રાતઃકાલમાં ઊઠી, શરીરક્રિયાથી નિવૃત્ત થઇ, પવિત્ર અને મનોરમ એકાંતસ્થાનમાં સિદ્ધ થયેલે આસને મૃગચર્માદિના આસનપર પૂર્વાભિમુખે કિંવા ઉત્તરાભિમુખે બેસી, મનને સ્વસ્થ કરી, પોતાના શ્રીસદ્‌ગુરુને નમસ્કાર કરી, જમણા હાથની કનિષ્ઠિકા તથા અનામિકા-વડે નાસિકાના ડાબા છિદ્રને દબાવી પિંગલાનાડીદ્વારા થોડો રેચક કરવો, પછી નાસિકાના જમણા છિદ્રને જમણા હાથના અંગૂઠાથી દબાવી નાસિકાના ડાબા છિદ્રપરથી જમણા હાથની કનિષ્ઠિકા તથા અનામિકા ઊપાડી લઇ ઇડાનાડીદ્વારા બહારના અમૃતમય વાયુનું આઠ, બાર કે સોળ માત્રાવડે મૂલાધાર તથા નાભિને સંકોચી રાખી ઉદરમાં આકર્ષણ કરવું; પછી નાસિકાના ડાબા છિદ્રને પણ જમણા હાથની અનામિકા તથા કનિષ્ઠિકાવડે દબાવી દઇ ડોકને યથાશક્તિ નીચે નમાવવારૂપ જાલંધર-બંધ કરી તે પૂરેલા વાયુને વીશ, ચાલીશ કે ચોસઠ માત્રાસુધી નાભિ-આગળનો ભાગ સંકોચી રાખી પૂરી રાખવો; પછી ડોકને પૂર્વવત્ ઉંચી કરી તે પૂરેલા વાયુને જમણા નાસાપુટપરનો જમણા હાથનો અંગૂઠો ઊપાડી લઇ પિંગલાનાડીદ્વારા બાર, વીશ કે બત્રીશ માત્રાવડે

શનૈઃ શનૈઃ બહાર કાઢવો. પુનઃ પૂર્વે ઇડાનાડીદ્વારા જેમ પૂરક કર્યો હતો તેમ આ પિંગલાનાડીદ્વારા પૂરક કરી કુંભક કરવો, ને અંતે પૂર્વે કહેલી રીતે ઇડાનાડીદ્વારા રેચક કરવો. આ એક પ્રાણાયામ થયો. સાધકે નિત્યપ્રતિ પ્રાતઃકાલે, મધ્યાહ્નકાલે અને સાયંકાલે આવા એંશી એંશી પ્રાણાયામો કિંવા ક્રમથી એંશી, સાઠ કે ચાળીશ પ્રાણાયામો કરવાના છે. આવા પ્રાણાયામને અનુલોમવિલોમ વા મલશોધક પ્રાણાયામ કહે છે. આ પ્રાણાયામનો સાવધાનતાપૂર્વક ત્રણ ચાર માસ યથાવિધિ અભ્યાસ કરવામાં આવે તો શરીરમાંની નાડીઓ શુદ્ધ થઇ જાય છે. આ અભ્યાસનો પરિપાક થયા પછી રેચકદ્વારા બાહ્યકુંભક, પૂરકદ્વારા આભ્યંતરકુંભક તથા સ્તંભવૃત્તિ એટલે કેવલકુંભક એમનો અભ્યાસ કરવો. રેચકપૂરકની સાથે કરવામાં આવતો કુંભક, બાહ્ય-કુંભક ને આભ્યંતરકુંભક એ રેચકપૂરકસહિત હોવાથી સહિતકુંભક કહેવાય છે, અને સ્તંભવૃત્તિપ્રાણાયામ એ કેવલકુંભક કહેવાય છે. કેવલકુંભકની પ્રાપ્તિ થાય ત્યાંસુધી સહિતકુંભકનો અભ્યાસ કરવાનો છે. શ્રીવસિષ્ઠજી પણ નીચેનાં વચનોથી એમજ કહે છે:—

“ निःश्वासोच्छ्वासकौ देहे स्वाभाविकगुणावुभौ ।
तथापि नश्यतस्तेन प्राणायामोत्तमेन हि ॥
तयोर्नाशे समर्थः स्यात् कर्तुं केवलकुंभकम् ॥
रेचकं पूरकं त्यक्त्वा सुखं यद्वायुधारणम् ।
प्राणायामोऽयमित्युक्तः स वै केवलकुंभकः ॥
सहितं केवलं वापि कुंभकं नित्यमभ्यसेत् ।
यावत्केवलसिद्धिः स्यात् तावत्सहितमभ्यसेत् ॥ ”

**ભાવાર્થઃ**—જોકે શ્વાસ અને પ્રશ્વાસ એ બંને શરીરમાં સ્વાભાવિક ધર્મ છે તોપણ પૂર્વે કહેલા ઉત્તમ પ્રાણાયામવડે તે બંને નિશ્ચય નાશ પામે છે. તે બંનેનો નાશ થયે સતે સાધક કેવલકુંભક કરવાને સમર્થ થાય છે. રેચક તથા પૂરકને તજીને પ્રધાનપણે વાયુનું જે ધારણ આ પ્રાણાયામ કહેવાય છે, અને તેજ કેવલકુંભક છે. સાધકયોગી નિત્યપ્રતિ સહિત કિંવા કેવલ કુંભકનો અભ્યાસ કરે. તેમાં પણ જ્યાંસુધી કેવલની સિદ્ધિ થાય ત્યાંસુધી સહિતનો અભ્યાસ કરે.

હવે પછી જે ચોથો પ્રાણાયામ કહેવામાં આવશે તે આ સ્તંભવૃત્તિ કિંવા કેવલકુંભકનુંજ પરિપાક પામેલું સ્વરૂપ છે એમ જાણવું.

સૂર્યભેદન, ઉજ્જાયી, સીત્કારી, શીતલી, ભસ્ત્રિકા, ભ્રામરી, મૂર્ચ્છા અને પ્લાવિની એ આઠ પ્રકારના કુંભકોનો તથા મહામુદ્રાદિ મુદ્રાઓનો અભ્યાસ પણ પ્રાણજયમાં સાધકને ઉપકારક થાય છે. એ સર્વનું નિરૂપણ **શ્રીયોગકૌસ્તુભમાં** વિસ્તારથી કરેલું હોવાથી અત્ર તેમનું વર્ણન કર્યું નથી. વળી હઠયોગીએ કેવા ક્રમથી પોતાનો અભ્યાસ કરવો જોઇએ તેનું નિરૂપણ **શ્રીપરમપદબોધિનીમાં** હઠયોગીના આહ્નિકમાં કરેલું છે તેથી તે ક્રમ પણ અત્ર દર્શાવ્યો નથી. ૫૦

એ પ્રમાણે ત્રિવિધ પ્રાણાયામના સ્વરૂપને કહીને હવે ચતુર્થના સ્વરૂપને ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રવડે કહે છેઃ—

## बाह्याभ्यन्तरविषयाक्षेपी चतुर्थः ॥ ५१ ॥

**पदबोधिनी टीकाः**—विषयशब्दः प्रत्येकं सम्बध्यते । पूर्वोक्तबाह्यविषयाभ्यन्तरविषययोराक्षेपः सूक्ष्मदृष्ट्या पर्यालोचनमनुसन्धानं वा यत्रास्ति स चतुर्थः स्तम्भवृत्तिरित्यनुषज्य-

તામ્। પૂર્વોક્તસ્તંભવૃત્તિરભ્યાસદાઢર્યેન જિતશ્વાસસ્ય વિનાઽપિ દેશાદ્યનુસન્ધાનં નિષ્પદ્યત ઇતિ તસ્માદેતસ્ય ભિન્નતા ॥૫૧॥

**સૂત્રાર્થઃ**—બાહ્ય અને આભ્યંતરના વિષયનું આલોચન કરીને વર્તનાર [ તે ] ચોથો [ પ્રાણાયામ છે. ] ૫૧

**વિવેચનઃ**—નાસિકાની બહાર બાર, ચોવીશ અને છત્રીશ આંગળ એ આદિ બાહ્યદેશ જાણવા, અને હૃદય, નાભિચક્ર તથા મૂલાધાર એ આદિ આભ્યંતરદેશ જાણવા. કાલ અને સંખ્યાનું સ્વરૂપ ગયા સૂત્રમાં દર્શાવ્યું છે. જેના આરંભકાલમાં દેશ, કાલ અને સંખ્યાવડે બાહ્યવિષય એટલે રેચક તથા આભ્યંતરવિષય એટલે પૂરક એ બંનેનું સૂક્ષ્મદૃષ્ટિએ નિરીક્ષણ થાય છે તે રેચકપૂરકના પર્યાલોચનવાળો ચોથો પ્રાણાયામ જાણવો. આ એક પ્રકારનો સ્તંભવૃત્તિજ છે. આની દીર્ઘતા તથા સૂક્ષ્મતા પૂર્વના જેવીજ છે. ત્રીજા પ્રાણાયામમાં દેશાદિનું આલોચન કર્યા વિના શ્વાસપ્રશ્વાસની ગતિનો અભાવ થાય છે, તથા તે એક વેલાના પ્રયત્નથી દેશ, કાલ અને સંખ્યાવડે દીર્ઘ તથા સૂક્ષ્મ થાય છે, અને આ ચોથો પ્રાણાયામ તો રેચકપૂરકના દેશાદિના નિશ્ચયથી ક્રમવડે ભૂમિકાના જયથી તે બંનેના આલોચનપૂર્વક ગતિના અભાવવાળો હોય છે એમ બંનેમાં ભેદ છે. ત્રીજો સ્તંભવૃત્તિપ્રાણાયામ કેવલકુંભકની આરંભાવસ્થારૂપ છે, અને આ ચોથો પ્રાણાયામ કેવલકુંભકની પરિપાકાવસ્થારૂપ છે એમ જાણવું.

યોગવાર્તિકકારે ત્રીજા પ્રાણાયામ સ્તંભવૃત્તિને સહિતકુંભક અને આ ચોથા પ્રાણાયામને કેવલકુંભક કહ્યો છે. તેમને મતે આ સૂત્રનો અર્થ આ પ્રમાણે થાય છેઃ-રેચક અને પૂરકની અપેક્ષાવિનાનો જે કેવલકુંભક તે ચોથો પ્રાણાયામ છે.

પ્રાણાયામના સગર્ભ તથા અગર્ભ એવા બીજા ભેદ પણ છે. જપ તથા ધ્યાનયુક્ત જે પ્રાણાયામ તે સગર્ભ છે, અને જપ તથા ધ્યાનથી રહિત જે પ્રાણાયામ તે અગર્ભ છે. ૫૧

પ્રાણાયામની સિદ્ધિ થવાથી થનારા અવાંતરફલને ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રવડે જણાવે છેઃ—

## ततः क्षीयते प्रकाशावरणम् ॥ ५२ ॥

**पदबोधिनी टीकाः—ततः तस्मात् प्राणायामात् प्रकाशस्य चित्तसत्त्वगतस्य यत् आवरणं क्लेशरूपं पापरूपं वा तत् क्षीयते क्षयं प्राप्नोति ॥ ५२ ॥**

**સૂત્રાર્થઃ—તેથી (પ્રાણાયામથી) બુદ્ધિસત્ત્વનું આવરણ ( પાપ તથા તેનું કારણ ક્લેશ ) ક્ષય પામે છે. ૫૨**

**વિવેચનઃ**—પ્રાણાયામનો અભ્યાસ કરનાર યોગીને જ્યારે તે પ્રાણાયામ સિદ્ધ થાય છે ત્યારે તે પ્રાણાયામની સિદ્ધિ થવાથી વિવેકના કારણરૂપ બુદ્ધિસત્ત્વના પ્રકાશનું પાપરૂપ તથા ક્લેશરૂપ આવરણ ક્ષય પામે છે. બુદ્ધિસત્ત્વના સ્વાભાવિક પ્રકાશને પાપકર્મ ઢાંકે છે એ અર્થ પૂર્વાચાર્યોએ પણ નીચેના વચનથી કહ્યો છેઃ—

**"महामोहमयेनेन्द्रजालेन प्रकाशशीलं सत्त्वमावृत्य तदेवाकार्ये नियुङ्क्ते ॥"**

**ભાવાર્થઃ**—રાગમય ઇંદ્રજાલજેવા શબ્દાદિ વિષયરૂપ હેતુવડે પ્રકાશસ્વભાવવાળા બુદ્ધિસત્ત્વને ઢાંકીને તે પાપકર્મજ ( પાપકર્મના સંસ્કારજ ) પુરુષને સંસારના કારણરૂપ હિંસાદિ કર્મમાં જોડે છે.

પ્રાણાયામના અભ્યાસથી બુદ્ધિસત્ત્વના પ્રકાશને આચ્છાદન કરનાર પાપકર્મ તથા તેનું કારણ ક્લેશ જે સંસારના હેતુરૂપ છે તે દુર્બલ એટલે બુદ્ધિસત્ત્વને આવરણ કરવાને અસમર્થ થાય છે, તથા તે પ્રતિક્ષણે ક્ષય પામતાં જાય છે. પાપની નિવૃત્તિ કરનાર કર્મરૂપ તપથી પ્રાણાયામ શ્રેષ્ઠ છે. શાસ્ત્રવેત્તાઓ પણ નીચેના વચનથી એમજ કહે છે:—

**" तपो न परं प्राणायामात्ततो विशुद्धिर्मलानां दीप्तिश्च ज्ञानस्य ॥ "**

**ભાવાર્થ:**—પ્રાણાયામથી શ્રેષ્ઠ તપ બીજું નથી. તે પ્રાણાયામથી રાગદ્વેષાદિ મલોની વિશુદ્ધિ (નિવૃત્તિ) તથા તેવડે જ્ઞાનની દીપ્તિ થાય છે.

પ્રાણાયામવડે દોષોની નિવૃત્તિ થાય છે એ અર્થ મનુભગવાને પણ નીચેના શ્લોકથી કહ્યો છે:—

**" दह्यन्ते ध्मायमानानां धातूनां हि यथा मलाः ।**
**तथेन्द्रियाणां दह्यन्ते दोषाः प्राणस्य निग्रहात् ॥ "**

**ભાવાર્થ:**—જેમ ધમવાથી ધાતુઓના મલો બળી જાય છે તેમ પ્રાણના નિરોધથી ઇંદ્રિયોના દોષો બળી જાય છે.

તપવડે પણ પાપનો ક્ષય થઇ શકે છે માટે પ્રાણાયામનું કાંઇ પ્રયોજન નથી એમ શંકા કરવી નહિ, કારણકે બુદ્ધિસત્ત્વના પ્રકાશને આવરણ કરનાર પાપકર્માદિનો ક્ષય કરવામાં પ્રાણાયામ શ્રેષ્ઠ ઉપાયરૂપ છે, પણ તપ તેવા ઉપાયરૂપ નથી તેથી પ્રાણાયામનું પ્રયોજન છે. પ્રાણાયામની તપથી શ્રેષ્ઠતા હોવાથીજ ઉત્તમ અધિકારીમાટે પ્રાણાયામને સાધનરૂપે કહેલ છે, પણ ત્યાં તપને સાધનરૂપે કહેલું નથી.

પ્રાણતત્ત્વ અતિસૂક્ષ્મ છે. તેનો શરીરમાં સદ્ભાવ હોય ત્યાંસુધીજ શ્વાસપ્રશ્વાસનું વહન ને રક્તનું ફરવું આદિ દેહનિર્વાહક ક્રિયાઓ થઇ

શરીર જીવતું રહે છે. તેનો વિયોગ થવાથી શરીર શવરૂપ જડભાવને પામે છે. એ પ્રાણ તથા ચિત્તને પરસ્પર બહુ નિકટ સંબંધ છે. પ્રાણાયામના અભ્યાસથી જ્યારે પ્રાણકલાનો નિરોધ થાય છે ત્યારે તે પ્રાણવાયુમાંથી અગ્નિતત્ત્વની ઉત્પત્તિ થાય છે, અને તે અગ્નિતત્ત્વ જલરૂપે પરિણામ પામે છે. વાયુ, અગ્નિ અને જલ એ ત્રણ તત્ત્વ પવિત્ર કરનારાં હોવાથી એ ત્રણવડે ચિત્તમાંના પાપસંસ્કારો દૂર થઇ ચિત્ત પવિત્ર થાય છે, જેથી તે વિવેકજ્ઞાન પામવાને યોગ્ય થાય છે માટેજ યોગશાસ્ત્રમાં પ્રાણાયામને યોગના અંગરૂપ ગણવામાં આવે છે. ૫૨

પ્રાણાયામના અભ્યાસથી થનારા અન્ય ફલને કહે છે:—

## धारणासु च योग्यता मनसः ॥ ५३ ॥

**पदबोधिनी टीकाः—धारणाः वक्ष्यमाणलक्षणाः तासु योग्यता क्षमत्वम् । क्षीणावरणं मनो यत्र यत्र धार्यते तत्र तत्रैव स्थिरं भवतीति यावत् ॥ ५३ ॥**

**સૂત્રાર્થ:**—અને ધારણાઓમાં મનની યોગ્યતા [થાય છે.] ૫૩

**વિવેચન:**—ધારણાનું સ્વરૂપ ભગવાન્ સૂત્રકાર આગળ સૂત્રથી કહેશે. પ્રાણાયામના અભ્યાસથી મનની વિવિધ ધારણાઓમાં યોગ્યતા થાય છે. " **प्रच्छर्दनविधारणाभ्यां वा प्राणस्य ॥** " ( અથવા પ્રાણવાયુના રેચક અને કુંભકવડે ચિત્તની સ્થિરતા થાય છે, ) એ સૂત્રમાં કહ્યા પ્રમાણે પ્રાણાયામવડે ચિત્તની સ્થિરતા થાય છે, અને એવું સ્થિર ચિત્ત જે જે સૂક્ષ્મવિષયમાં જોડવું હોય તે તે વિષયમાં જોડાવાની યોગ્યતાવાળું થાય છે. ચિત્તનું સૂક્ષ્મવિષયમાં સ્થિર થઇ શકવાનું સ્વાભાવિક

બલ જે રજોગુણવડે તથા તમોગુણવડે તિરોધાન પામી ગયું હોય છે તે પ્રાણાયામના અભ્યાસથી રજોગુણ તથા તમોગુણ દૂર થવાથી પાછું આવિર્ભાવ પામે છે, અને એવા સ્વાભાવિક બલનો આવિર્ભાવ થવો તેજ ચિત્તની ધારણાઓમાં યોગ્યતા થયેલી ગણાય છે.

પ્રાણના જયથી ઉપર કહેલાં બે ફ્લોની ઉપરાંત શરીરમાંની પ્રાણવહા તથા ચિત્તવહા નાડીઓની શુદ્ધિ, રક્તશુદ્ધિ, નાદની પ્રકટતા, મુખની પ્રસન્નતા, ચક્ષુની નિર્મલતા, શરીરની લઘુતા, આરોગ્ય, જઠરાગ્નિની દીપ્તિ, ઇંદ્રિયોના વિષયોમાં લોલુપપણાનો અભાવ, વાણીની મધુરતા, શુભ ગંધ અને મૂત્રમલનું અલ્પપણું એ અન્ય ફ્લોની પ્રાપ્તિ પણ થાય છે. ૫૩

એવી રીતે પ્રાણાયામના સ્વરૂપનું તથા તેના ફ્લનું નિરૂપણ કરીને હવે ક્રમથી પ્રાપ્ત પ્રત્યાહારના સ્વરૂપનું નિરૂપણ કરે છે:—

**स्वविषयासंप्रयोगे चित्तस्य स्वरूपानुकार इवेन्द्रियाणां प्रत्याहारः ॥ ५४ ॥**

**पदबोधिनी टीकाः—स्वैः स्वैर्विषयैः रूपादिभिः सह इन्द्रियाणां यः संप्रयोगः आभिमुख्येन वर्तनं तस्य अभावे सति यः तेषां चित्तस्वरूपानुकारः स प्रत्याहारः। अत्र विष्णुपुराणम्—" शब्दादिष्वनुषक्तानि निगृह्याक्षाणि योगवित् । कुर्याच्चित्तानुकारीणि प्रत्याहारपरायणः॥ " चित्तस्य इन्द्रियानुवर्तित्वं भंक्त्वा इन्द्रियाणां चित्तानुवर्तित्वकरणं प्रत्याहार इति श्लोकार्थः। इवशब्देन इन्द्रियाणां चित्तानुकारितायां यथा**

**मधुकरराजं मक्षिका इति दृष्टान्त ऊहनीयः ॥ ५४ ॥**

**સૂત્રાર્થઃ**—પોતાના વિષયના અસંબંધમાં ઇન્દ્રિયોની ચિત્તના સ્વરૂપને અનુસરવાજેવી [ જે અવસ્થા તે ] પ્રત્યાહાર [ છે. ] ૫૪

**વિવેચનઃ**—પ્રાણાયામવડે ચિત્તનો જય થયે સતે શ્રોત્રાદિ ઇંદ્રિયોનો પોતપોતાના વિષયોથી વિયોગ હોય તે કાલે એટલે ધ્યાનના કિંવા ચિત્તનિરોધના સમયમાં તે ઇંદ્રિયોની ચિત્તના સ્વરૂપને અનુસરવાજેવી જે અવસ્થા તે અવસ્થા ઇંદ્રિયોનો પ્રત્યાહાર છે. મનનું મથન કરી નાંખનાર બલવાન્ ઇંદ્રિયો સ્વભાવથીજ પોતપોતાના વિષયોપ્રતિ દોડનારી છે. તેમનું જેમાં તેમના સ્વભાવથી વિરુદ્ધ પ્રતિલોમપરિણામે કરીને પુરુષના સ્વરૂપની અભિમુખ આકર્ષણ કરાય છે તે પ્રત્યાહાર છે એવો તેનો વ્યુત્પત્તિથી અર્થ થાય છે. ધ્યાનકાલે જિતેંદ્રિય પુરુષની ચક્ષુરાદિ ઇંદ્રિયો ચિત્ત જેમ ધ્યેય વસ્તુને આકારે થયું હોય છે તેમ ધ્યેય વસ્તુના આકારને પામ્યાજેવી થાય છે, પણ મનના તે ધ્યાનમાં વિઘ્ન ઉપજાવવા સ્વતંત્રપણે વિષયાંતરભણી મનનું આકર્ષણ કરતી નથી, અર્થાત્ મનની સાથે એકભાવને પામીને પોતાના વિષયના સંકલ્પમાં તેને જોડતી નથી, અને ચિત્ત નિરોધમાં તત્પર થયે સતે અન્ય પ્રયત્નવિનાજ તે ઇંદ્રિયો નિરુદ્ધ થાય છે, આથી તે જિતેંદ્રિયની ઇંદ્રિયો ચિત્તને અનુસરનારી કહેવાય છે. અજિતેંદ્રિયની ચક્ષુરાદિ ઇંદ્રિયો તો તે કાલમાં પણ મનને ખેંચીને રૂપાદિ વિષયોભણીજ દોડે છે તેથી તેનું મન ઇંદ્રિયોને અનુસરનારું કહેવાય છે. નહિ જિતાયેલી એક ઇંદ્રિય પણ પુરુષની પ્રજ્ઞાનું હરણ કરે છે એમ નીચેનું સ્મૃતિવચન કહે છેઃ—

" इन्द्रियाणां हि सर्वेषां यद्येकं क्षरतीन्द्रियम् ।
तेनास्य द्रवते प्रज्ञा दृतेः पादादिवोदकम् ॥ "

**ભાવાર્થ:**—સર્વ ઇંદ્રિયોમાંથી જો એક પણ ઇંદ્રિયનું સ્ખલન થાય છે તો જેવી રીતે **ચર્મપાત્ર**માંના છિદ્રથી જલ બહાર વહી જાય છે તેવી રીતે તે સ્ખલનવડે તે પુરુષની પ્રજ્ઞા બહાર વહી જાય છે.

અજિતેંદ્રિયની ઇંદ્રિયો વિષયભોગકાલમાં ચિત્તને અનુસરનારી થાય છે તેનાથી ભિન્નતા દર્શાવવામાટે **स्वविषयासंप्रयोगे** ( પોતાના વિષયના અસંબંધમાં ) એમ કહ્યું છે. ધ્યાનકાલે ચક્ષુરાદિની ભિન્નવૃત્તિનો અભાવ હોય છે, માત્ર ચિત્તનાજ જેવી તેમની વૃત્તિ વિદ્યમાન હોય છે એમ જણાવવા **अनुकारः** (અનુસરણ) પદ મૂક્યું છે. ચક્ષુરાદિ ઇંદ્રિયો વિષયશૂર છે, તેમનું પુરુષાભિમુખપણું ચિત્તના જેવું થતું નથી, પણ કિંચિત્ ન્યૂન થાય છે એમ જણાવવા સૂત્રમાં **इव** પદ મૂકવામાં આવ્યું છે. મધમાખીઓ જેમ મધુકરરાજને ( મધમાખીની રાણીને ) અનુસરે છે, એટલે તે ઊડે છે તો તેઓ તેની પછવાડે ઊડે છે, ને તે કોઇ સ્થલે બેસે છે તો તેઓ તેની પછવાડે તે સ્થલે બેસે છે તેમ ચિત્તને અનુસરનારી ઇંદ્રિયો ચિત્તના નિરોધેજ નિરુદ્ધ કરાય છે, તેમાં અન્ય યત્નની અપેક્ષા રહેતી નથી. પ્રત્યાહારના સ્વરૂપનું તથા તેના ફલનું શ્રીવિષ્ણુપુરાણમાં નીચે પ્રમાણે નિરૂપણ કર્યું છેઃ—

" शब्दादिष्वनुष्वक्तानि निगृह्याक्षाणि योगवित् ।
कुर्याच्चित्तानुकारीणि प्रत्याहारपरायणः ॥
वश्यता परमा तेन जायते निश्चलात्मनाम् ।
इन्द्रियाणामवश्यैस्तैर्न योगी योगसाधकः ॥ "

**ભાવાર્થઃ**—પ્રત્યાહારપરાયણ યોગવેત્તા સ્વભાવથી શબ્દાદિ વિષયોમાં અનુરાગવાળી ઇંદ્રિયોનો નિગ્રહ કરીને તેમને ચિત્તને અનુસરનારી કરે. તે પ્રત્યાહારવડે નિશ્ચલ થયેલી ઇંદ્રિયોની પરમા વશ્યતા થાય છે. તે ઇંદ્રિયો જો વશ થયેલી ન હોય તો યોગસાધક યોગી થઇ શકતો નથી.

ચિત્તની વૃત્તિના નિરોધકાલે ઇંદ્રિયોની વૃત્તિઓનો જે પોતાની મેળે નિરોધ તે તેની પરમા વશ્યતા જાણવી.

પદબોધિનીટીકામાં તથા યોગચંદ્રિકાટીકામાં "**स्वस्वविषयसंप्रयोगाभावे चित्तस्वरूपानुकार इवेन्द्रियाणां प्रत्याहारः ॥**" એવો સૂત્રપાઠ છે. તેનો અર્થ પૂર્વપ્રમાણેજ થાય છે.

પ્રત્યાહારના સંબંધમાં જેમને વિશેષ જાણવાની ઇચ્છા થાય તેમણે **શ્રીયોગકૌસ્તુભ**માં પ્રત્યાહારના નિરૂપણની પ્રભા જોવી. ૫૪

એ પ્રમાણે પ્રત્યાહારના લક્ષણને કહીને હવે તેની સિદ્ધિથી થનારા ફલને કહે છેઃ—

## ततः परमा वश्यतेन्द्रियाणाम् ॥ ५५ ॥

**पदबोधिनी टीकाः**—ततः प्रत्याहारात् इन्द्रियाणां परमवश्यता भवतीति वाक्यशेषः ॥ ५५ ॥

**इति श्रीपातञ्जले साङ्ख्यप्रवचने योगशास्त्रे पदबोधिन्यां टीकायां साधननिर्देशो नाम द्वितीयः पादः ॥ २ ॥**

**સૂત્રાર્થઃ**—તેથી ( પ્રત્યાહારની સિદ્ધિથી ) ઇંદ્રિયોનો પરમ જય [ થાય છે. ] ૫૫

**વિવેચનઃ**—પ્રત્યાહારની સિદ્ધિ થવાથી શ્રોત્રાદિ ઇંદ્રિયોનો પરમ જય થાય છે ઇંદ્રિયોને પોતપોતાના વિષયમાં રાગ હોવાથી શાસ્ત્રવિરુદ્ધ

વિષયભોગમાં પણ તે ઇંદ્રિયો પ્રવર્તે છે, તેથી શાસ્ત્રવિરુદ્ધ વિષયભોગમાં તેને નહિ જવા દેતાં શાસ્ત્રથી અવિરુદ્ધ એવા વિષયભોગમાં તેની પ્રવૃત્તિ થવા દેવી તે ઇંદ્રિયોનો જય છે એમ કેટલાક કહે છે; ઇંદ્રિય અને વિષયના સંયોગમાં પણ ઇંદ્રિયો પોતાના વિષયને અધીન ન થાય પણ સ્વેચ્છારૂપ સ્વતંત્રતાથી તેનો ભોગ કરે તે ઇંદ્રિયજય છે એમ કોઇનો મત છે; અને કોઇ તો રાગદ્વેષરૂપ નિમિત્તથી થનારા આભિમાનિક સુખદુ:ખથી રહિત ઇંદ્રિયોના વિષયોના ભોગ તે ઇંદ્રિયોનો જય છે એમ કહે છે: જોકે એ ત્રણ પ્રકારના ઇંદ્રિયજયમાં ઉત્તરઉત્તરનું પૂર્વપૂર્વથી શ્રેષ્ઠપણું છે તોપણ તે ઇંદ્રિયોનો અપરમ જય છે, પરમ જય નથી, કેમકે તેઓમાં ઇંદ્રિયોની વૃત્તિઓનો નિરોધ થયેલો હોતો નથી. ચિત્ત નિરુદ્ધ થયેલું હોવાથી તેની સાથે અન્ય યત્નવિના ઇંદ્રિયોની વૃત્તિઓના નિરોધની જે યોગ્યતા તેજ ઇંદ્રિયોનો પરમ જય છે એમ શ્રીજૈગીષવ્યમુનિ માને છે, અને તેજ મત ભગવાન્ સૂત્રકાર સ્વીકારે છે. એવી રીતે ઇંદ્રિયોના જય બે પ્રકારના છે, અપરમ અને પરમ. તેમાં પ્રથમના ત્રણ જય અપરમ છે, અને છેલ્લો જય પરમ છે. અપરમ જય તો વિષયરૂપ સર્પસાથે સંબંધ રાખનારો હોવાથી તેમાં ક્લેશરૂપ વિષના સંપર્કની શંકા સર્વથા દૂર થતી નથી. વિષવિદ્યા જાણનારો પ્રવીણ હોય, સર્પને વશ કરેલો હોય, તોપણ તેને ખોળામાં રાખીને તે નિર્ભયપણે શયન કરશે નહિ. અપરમજયમાટે પણ એમજ જાણવું. પરમજયમાં તો વિષયરૂપ સર્પનો સંગ વિદૂર કર્યો છે તેથી તેમાં ક્લેશરૂપ વિષના સંબંધની શંકાનો લેશ પણ નથી, એટલો તે બંનેમાં ભેદ છે. યતમાન, વ્યતિરેક અને એકેંદ્રિયનામના વૈરાગ્યમાં જેમ ઇંદ્રિયોના જયમાટે અન્ય યત્નની અપેક્ષા રહે છે તેમ આ પરમજયમાં ઇંદ્રિયોના જયમાટે અન્ય પ્રયત્નની

અપેક્ષા રહેતી નથી. ઇંદ્રિયોના આવા પરમજયના અભાવથીજ સૌભરિ આદિ યોગથી ભ્રષ્ટ થયા હતા માટે આવો જયજ યોગની સિદ્ધિનો હેતુ છે તેથીજ શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં નીચે પ્રમાણે કહેવામાં આવ્યું છેઃ—

" यततो ह्यपि कौन्तेय पुरुषस्य विपश्चितः ।
इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः ॥
तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ।
वशे हि यस्येन्द्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ "

ભાવાર્થઃ—હે કૌંતેય ! મન આદિનું અત્યંત મથન કરનારી શ્રોત્રાદિ ઇંદ્રિયો તેમને નિયમમાં રાખવાનો યત્ન કરનાર વિવેકી પુરુષના મનને પણ બલાત્કારે શબ્દાદિ વિષયોભણી ખેંચી જાય છે. માટે પરાયણ થયેલો તે સર્વેને સારી રીતે નિયમમાં લાવીને ચિત્તને સ્થિર કરીને સ્થિત થાય. જેની ઇંદ્રિયો વશ છે તેની બુદ્ધિ સ્થિર થાય છે. ૫૫

એ પ્રમાણે આ પાદવિષે પ્રથમપાદમાં કહેલા યોગના અંગરૂપ ક્લેશને તનુ કરનારા ફલવાળો ક્રિયાયોગ કહી, અવિદ્યાદિ ક્લેશોના ઉદ્દેશ ક્ષેત્ર કારણ સ્વરૂપ અને ફલનું નિરૂપણ કરી, કર્મોના ભેદ કારણ સ્વરૂપ ને ફલોને વર્ણવી, વિપાકના કારણને તથા સ્વરૂપને જણાવ્યાં. પછી ત્યાગ કરવાયોગ્ય જે ક્લેશાદિ છે તેમનો ત્યાગ વિવેકજ્ઞાનવિના થઇ શકતો નથી, અને તે વિવેકજ્ઞાન યોગશાસ્ત્રને અધીન છે તેથી યોગશાસ્ત્રમાં હેય, હેયનું કારણ, હાન ( કૈવલ્ય ) અને હાનનું કારણ એ ચાર વ્યૂહનું નિરૂપણ કરવું જોઇએ માટે પ્રથમ હેયનું, પછી હેયના કારણનું અને પશ્ચાત્ હાનના સ્વરૂપનું યથાયોગ્ય નિરૂપણ કરી હાનના કારણરૂપ યમાદિ પાંચ બહિરંગસાધનોના સ્વરૂપનું ફલસહિત નિરૂપણ કરવામાં આવ્યું યોગનાં અંતરંગસાધનો જે ધારણા, ધ્યાન

ને સમાધિ જેની સંયમ એવી સંજ્ઞા છે, તેમાં સિદ્ધિનું બહુપણું છે, તથા તેની ત્રણે પ્રકારના અધિકારીને અપેક્ષા છે માટે તેમનું સિદ્ધિઓ-સહિત નિરૂપણ ત્રીજા પાદમાં થશે. આ પાદમાં નિરૂપણ કરેલા વિષયનો સંગ્રાહક શ્લોક આ છે:—

" क्रियायोगं जगौ क्लेशान्विपाकान्कर्मणामिह ।
तद्दुःखत्वं तथा व्यूहान्पादे योगस्य पञ्चकम् ॥ "

**ભાવાર્થ:**—યોગશાસ્ત્રના આ પાદમાં ક્રિયાયોગ, ક્લેશો, કર્મનાં ફ્લો, તેનું દુઃખપણું તથા હેયાદિ વ્યૂહો એ પાંચને કહેલાં છે.

આ યોગ યમનિયમવડે બીજભાવને પામે છે, આસનપ્રાણાયામવડે અંકુરિત થાય છે, પ્રત્યાહારવડે પુષ્પિત થાય છે, અને આગળના પાદમાં કહેવામાં આવશે તે ધારણા, ધ્યાન ને સમાધિવડે ફ્લવાળો થાય છે.

એવી રીતે મધ્યમ તથા મંદ અધિકારીમાટે જે સાધનોનું પૃથક્ નિરૂપણ કરવાનું હતું તે સર્વ સાધનોનું તેમને માટે પૃથક્ નિરૂપણ કર્યું.

ઇતિ શ્રીપાતંજલયોગદર્શનના સાધનનિર્દેશનામના દ્વિતીય-પાદની શ્રીરહસ્યપ્રદીપિકાનામની ટીકા સમાપ્ત થઈ. ૨



# ॥ श्रीपातंजलयोगदर्शन ॥




જેના કૃપાકટાક્ષથી, સર્વ વિભૂતિ પમાય;
તે સદ્‌ગુરુના ચરણમાં, વંદન હજો સદાય. ૧

પ્રથમ પાદમાં સમાધિનું અને દ્વિતીય પાદમાં મધ્યમ તથા મંદ અધિકારીમાટે તેનાં સાધનોનું નિરૂપણ કર્યું. તેમાં દ્વિતીય પાદના આરંભનાં બે સૂત્રોવડે ક્લેશના તનૂકરણદ્વારા ક્રિયાયોગનું વર્ણન કરી ત્રીજા સૂત્રથી ચોદમા સૂત્રપર્યંત ક્લેશ, કર્મ અને તેમના વિપાકનું સવિસ્તર નિરૂપણ કર્યું છે. પછી તેમાં હેયપણાની બુદ્ધિ ઉપજાવવામાટે પંદરમા સૂત્રવડે તેમનું દુઃખરૂપપણું સમજાવી હેય જે અનાગત દુઃખ ને તેનું કારણ સંયોગસહિત અવિદ્યા, તથા ચિત્તની નિવૃત્તિરૂપ કૈવલ્ય અને તેનું કારણ વિવેકખ્યાતિ એ ચાર વ્યૂહનું સોળમા સૂત્રથી આરંભીને સત્તાવીશમા સૂત્રપર્યંત વર્ણન કરવામાં આવ્યું છે. પશ્ચાત્

અઠ્ઠાવીશમા સૂત્રથી આરંભ કરીને તે પાદની સમાપ્તિપર્યંત યોગનાં બહિરંગસાધનો જે યમ, નિયમ, આસન, પ્રાણાયામ ને પ્રત્યાહાર છે તેમનું ફલસહિત નિરૂપણ કર્યું છે. હવે ધારણા, ધ્યાન ને સમાધિ જે યોગનાં અંતરંગસાધનો છે તેમને સંયમ એવું નામ આપી, સંયમવડે સિદ્ધ થનારી સિદ્ધિઓ જેઓ સાધકની શ્રદ્ધા સુદૃઢ કરી મોક્ષફલવાળા યોગની પ્રવૃત્તિનો હેતુ થાય છે તે કહેવાયોગ્ય છે તેથી તેમનું કથન કરવા આ ત્રીજા પાદનો આરંભ થાય છે, અર્થાત્ સ્થૂલ પદાર્થોમાં સંયમ કરવાથી સાધકયોગીને જો શાસ્ત્રોક્ત ઐશ્વર્યનો લાભ થાય છે તો પુરુષમાં સંયમ કરવાથી પુરુષનો સાક્ષાત્કાર પણ અવશ્ય થવો જોઇએ એવો સુદૃઢ વિશ્વાસ ઉપજવાથી જિજ્ઞાસુની યોગાનુષ્ઠાનમાં અનાયાસે પ્રવૃત્તિ થઇ શકે એવા હેતુથી આ વિભૂતિપાદનો આરંભ કરવામાં આવે છે, પણ વિભૂતિઓ મુક્તિની સાહાય્યક છે એમ જણાવવા આ પાદનો આરંભ કરવામાં આવતો નથી. તેમાં ધારણા, ધ્યાન અને સમાધિનું કારણકાર્યભાવવડે નિયત પૂર્વાપરપણું હોવાથી તેને અનુસરીને ધ્યાનના કારણરૂપ ધારણાના સ્વરૂપને પ્રથમ નીચેના સૂત્રથી ભગવાન્ સૂત્રકાર કહે છેઃ—

## देशबन्धश्चित्तस्य धारणा ॥ १ ॥

**पदबोधिनी टीकाः**—चित्तस्य आध्यात्मिके नाभिचक्रहृदयनासाग्रादौ बाह्ये वा शास्त्रोक्तकृष्णविष्णुहिरण्यगर्भादिमूर्तौ देशे आलम्बने बन्धः विषयान्तरपरिहारेण स्थिरीकरणं धारणा इत्युच्यते । तथा च वैष्णवम्—" प्राणायामेन पवनं

प्रत्याहारेण चेन्द्रियम् । वशीकृत्य ततः कुर्याच्चित्तस्थानं शुभाश्रये ॥ एषा वै धारणा ज्ञेया यच्चित्तं तत्र धार्यते " ॥ १ ॥

**સૂત્રાર્થ:**—ચિત્તની [ ધ્યેય ]દેશમાં સ્થિતિ [ તે ] ધારણા [ છે. ] ૧

**વિવેચન:**—જેણે મૈત્ર્યાદિ ભાવનાવડે પોતાના ચિત્તને સારી રીતે નિર્મલ કર્યું છે, યમનિયમના યથાવિધિ અનુષ્ઠાનવડે જેણે પ્રતિબંધક સંસ્કારોને સારી રીતે શિથિલ કર્યા છે, આસનના જયવડે જેણે ચિત્તનો તમોગુણ તથા રજોગુણ ન્યૂન કર્યો છે, પ્રાણજયવડે જેણે પ્રાણનું ચપલપણું નિયમમાં આણ્યું છે, અને પ્રત્યાહારના અભ્યાસવડે જેણે ઇંદ્રિયોનો પરમ જય કર્યો છે એવા સાધકયોગીએ નિરુપાધિક, પવિત્ર ને મનોહર દેશમાં એકાંતસ્થલે મૃગચર્માદિ યોગ્ય આસનપર સ્વસ્થચિત્તે ઇષ્ટાભિમુખ, પૂર્વાભિમુખ, કિંવા ઉત્તરાભિમુખ બેસી સિદ્ધ આદિ સિદ્ધ થયેલું કોઇ એક આસન કરી, નિત્યપ્રતિ નિયમિતસમયે શ્રદ્ધાપૂર્વક ધારણાનો અભ્યાસ કરવાનો છે. પોતાના શ્રીસદ્ગુરુએ ઉપદેશ કરેલા હૃદયાદિ ધ્યેયદેશમાં બ્રહ્મભાવનાપૂર્વક વિષયાંતરના પરિહારદ્વારા ચિત્તનો વૃત્તિમાત્રવડે સંબંધ તે ધારણા કહેવાય છે. શ્રીઈશ્વરગીતામાં પણ નીચેના શ્લોકવડે ધારણાનું સ્વરૂપ એવાજ પ્રકારનું કહ્યું છે:—

" हृत्पुण्डरीके नाभ्यां वा मूर्ध्नि पर्वतमस्तके ।
एवमादिप्रदेशेषु धारणा चित्तबन्धनम् ॥ "

**ભાવાર્થ:**—હૃત્પદ્મમાં, નાભિમાં, મૂર્ધામાં વા પર્વતના શિખરમાં અને એવાજ અન્ય પ્રદેશોમાં બ્રહ્મભાવનાપૂર્વક ચિત્તને સ્થાપન કરવું તે ધારણા કહેવાય છે.

ધ્યેય દેશ બે પ્રકારના છે, આધ્યાત્મિક ને બાહ્ય. પૃથિવી આદિ પાંચ તત્ત્વો, નાસિકાગ્ર, ભ્રૂમધ્ય, જિહ્વાગ્ર, જિહ્વામધ્ય, તાલુ, મૂલાધાર, સ્વાધિષ્ઠાન, મણિપૂરક–નાભિચક્ર, હૃત્પદ્મ, અનાહતચક્ર, વિશુદ્ધચક્ર, આજ્ઞાચક્ર, અજરામરચક્ર, મૂર્ધામાં રહેલી જ્યોતિ અને મૂર્ધાથી ઉપર દ્વાદશ અંગુલ એ આધ્યાત્મિક ધ્યેય દેશ જાણવા; અને શ્રીસદ્‌ગુરુ, શ્રીમહેશ્વર, શ્રીવિષ્ણુ, શિવલિંગ, શાલગ્રામ, સૂર્ય, ચંદ્ર, ધ્રુવ, નક્ષત્ર, દીપશિખા, મણિ, પર્વતનું શિખર, વૃક્ષની શાખા, સમુદ્ર ને આકાશ એ આદિ બાહ્યદેશ જાણવા. શ્રીગરુડપુરાણમાં નીચેના વચનથી જે આધ્યાત્મિક દશ ધારણાઓ કહી છે તે અન્યના ઉપલક્ષણરૂપ જાણવી:—

" प्राङ्नाभ्यां हृदये चाथ तृतीये च तथोरसि ।
कण्ठे मुखे नासिकाग्रे नेत्रभ्रूमध्यमूर्धसु ॥
किञ्चित्तस्मात्परस्मिंश्च धारणा दश कीर्तिताः ॥"

ભાવાર્થ:—નાભિચક્રમાં, હૃત્પદ્મમાં, અનાહતચક્રમાં, કંઠમાં, જિહ્વાના અગ્રભાગમાં, નાસિકાગ્રમાં, નેત્રમાં, ભ્રૂમધ્યમાં, મૂર્ધામાં ને મૂર્ધાની ઉપર દ્વાદશ અંગુલનો પ્રદેશ જ્યાંસુધી પ્રાણસહિત સૂક્ષ્મશરીરની દીપશિખાની પેઠે સ્થિતિ હોય છે ત્યાં એમ એ દશ સ્થાનોમાં દશ ધારણાઓ કહી છે.

લિંગશરીરમાં રહેલી ઉષ્ણતા મૂર્ધાની ઉપર દ્વાદશ અંગુલપર પણ અનુભવવામાં આવે છે માટે ત્યાં પણ ધારણા થઈ શકે છે. શ્રીકૂર્મપુરાણમાં પણ એ અર્થ પ્રતિપાદન કર્યો છે:—

"शिखाग्रे द्वादशाङ्गुल्ये कल्पयित्वाऽथ पङ्कजम् ॥"

ભાવાર્થ:—પછી શિખાની ઉપર દ્વાદશ અંગુલપર કમલની કલ્પના કરીને ત્યાં ધારણા કરે.

બાહ્ય વિષયમાં કરવાની ધારણા શ્રીવિષ્ણુપુરાણમાં નીચે પ્રમાણે જણાવી છે:—

"प्राणायामेन पवनं प्रत्याहारेण चेन्द्रियम् ।
वशीकृत्य ततः कुर्याच्चित्तस्थानं शुभाश्रये ॥
मूर्तं भगवतो रूपं सर्वोपाश्रयनिःस्पृहम् ।
एषा वै धारणा ज्ञेया यच्चित्तं तत्र धार्यते ॥"

**ભાવાર્થ:**—પ્રાણાયામવડે પવનને અને પ્રત્યાહારવડે ઇંદ્રિયોને વશ કરીને પછી હિરણ્યગર્ભાદિ શુભ આલંબનમાં ચિત્તવૃત્તિને સ્થાપન કરે. ભગવાનનું સર્વ આશ્રયમાં સ્પૃહાવિનાનું જે સાકારરૂપ છે તેમાં ચિત્તને ધારણ કરવામાં આવે છે આ પણ ધારણા છે.

આ સૂત્રમાં આપેલું ધારણાનું લક્ષણ પ્રથમના પરિચ્છિન્ન યોગના અભિપ્રાયવડે છે. પરમાત્માના અનુગ્રહથી અપરિચ્છિન્નપણાવડે બ્રહ્મમાં ધારણા થાય તેને દેશાલંબનની ધારણાનો ઉપયોગ નથી માટેજ શ્રીગરુડપુરાણમાં ધારણાનું નીચે પ્રમાણે અન્ય લક્ષણ આપવામાં આવ્યું છે:—

"प्राणायामैर्द्वादशभिर्यावत्कालः कृतो भवेत् ।
स तावत्कालपर्यन्तं मनो ब्रह्मणि धारयेत् ॥"

**ભાવાર્થ:**—દ્વાદશ પ્રાણાયામ કરતાં જેટલો કાલ વ્યતીત થાય તેટલો કાલ સાધક પોતાના મનને બ્રહ્મમાં ધારણ કરે.

પૂર્વોક્ત વચનથી એમ સિદ્ધ થાય છે કે ધ્યેયમાં ક્ષણમાત્ર ચિત્તને સ્થાપન કરવાથી ધારણા થતી નથી, પણ ન્યૂનમાં ન્યૂન દ્વાદશ પ્રાણાયામ કરતાં જેટલો કાલ વ્યતીત થાય તેટલો કાલ ચિત્ત ધ્યેયમાં સ્થાપન થાય ત્યારેજ તે ધારણા કહેવાય. **"धारणा पञ्चनाडिका॥"** ( પાંચ ઘડી ચિત્ત ધ્યેયમાં રહે તે ધારણા ) આ શ્રીસ્કંદપુરાણના

વચનમાં જે પાંચ ઘડી ચિત્ત ધ્યેયમાં રહે તેને ધારણા કહી છે તે ધારણાના પરિપાકનો વધારેમાં વધારે સમય જાણવો. સાધનસંપન્ન અધિકારી યોગવિત્ સદ્ગુરુના ઉપદેશપ્રમાણે યથાવિધિ યત્ન કરે તો આશરે ચારેક માસમાં તે સિદ્ધ થાય છે. ધારણાના ભિન્ન ભિન્ન પ્રયોગનું નિરૂપણ શ્રીયોગકૌસ્તુભમાં વિસ્તારથી કરવામાં આવેલું હોવાથી અત્ર તો માત્ર તેની દિશાજ દેખાડી છે. ૧

એવી રીતે ધારણાના સ્વરૂપને કહીને હવે તેવડે સિદ્ધ થનાર યોગના સાતમા અંગરૂપ ધ્યાનનું નિરૂપણ ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રથી કરે છે:—

## तत्र प्रत्ययैकतानता ध्यानम् ॥ २ ॥

**पदबोधिनी टीका:—यत्र चित्तं धृतं तत्र या प्रत्ययानां ज्ञानवृत्तीनां एकतानता यत्नमनपेक्ष्यैकविषयता तत् ध्यानम् । यदेव धारणायामवलम्बनीकृतं तदाकाराकारितचित्तवृत्तिश्चेत् अनन्तरिता प्रवहति तर्हि तत् ध्यानमिति स्पष्टोऽर्थः । एतदेवाह वैष्णवम्–" तद्रूपप्रत्ययैकाग्र्यसन्ततिश्चान्यनिःस्पृहा । तद्ध्यानं प्रथमैरङ्गैः षड्भिर्निष्पाद्यते नृप ॥ " इति ॥ २ ॥**

**સૂત્રાર્થ:—તેમાં ( ધારણાના પ્રદેશમાં ) વૃત્તિઓની એકાગ્રતા [ તે ] ધ્યાન [ કહેવાય છે. ] ૨**

**વિવેચન:**—ધારણાના વિષયને આલંબન કરી રહેલી ચિત્તવૃત્તિઓનો જે સદૃશ પ્રવાહ–એકાગ્રતા–તે ધ્યાન કહેવાય છે. એ ધ્યાનમાં ધ્યેયથી ભિન્ન વિષયને આકારે ચિત્તવૃત્તિ થતી નથી. ધારણામાં વિજાતીય-

વૃત્તિઓની નિવૃત્તિ કરવામાટે પ્રયત્નની અપેક્ષા રહે છે, પણ ધ્યાનમાં તો પ્રયત્નવિના સજાતીયવૃત્તિઓનો પ્રવાહ ચાલ્યા કરે છે. શ્રીવિષ્ણુ-પુરાણમાં પણ શ્રીકેશિધ્વજમુનિએ ખાંડિકજનકપ્રતિ ધ્યાનનું લક્ષણ એવુંજ કહ્યું છેઃ—

**"तद्रूपप्रत्ययैकाग्र्यसन्ततिश्चान्यनिःस्पृहा ।**
**तद्ध्यानं प्रथमैरङ्गैः षड्भिर्निष्पाद्यते नृप ॥"**

**ભાવાર્થઃ**—હે રાજન્ ! અન્યની સ્પૃહારહિત તે પરમાત્માના સ્વરૂપમાં જે એકાગ્રતાનો પ્રવાહ તે ધ્યાન છે. તે ધ્યાનની સિદ્ધિ પ્રથમ-નાં છ યોગાંગોથી થાય છે.

ધારણાના પરિચ્છિન્ન વિષયમાંજ સાધકે ધ્યાન કરવું જોઇએ એવો નિયમ સર્વત્ર ન હોવાથી ધ્યાનનું આ લક્ષણ પણ ધારણાના લક્ષણની પેઠે પ્રથમના અભ્યાસવાળામાટે જાણવું.

ચિત્ત ધ્યેયમાં ક્ષણમાત્ર એકાગ્ર થાય તે ધ્યાન નથી. દ્વાદશ પ્રાણા-યામજેટલા કાલમાં થનારી જે ધારણા છે તેવી દ્વાદશ ધારણાજેટલા કાલપર્યંત ચિત્ત ધ્યેયમાં એકાગ્ર થાય તે અપક્વ ધ્યાનનો કાલ જાણવો. શ્રીગરુડપુરાણમાં પણ નીચેના વચનથી એમજ દર્શાવ્યું છેઃ—

**"तस्यैव ब्रह्मणि प्रोक्तं ध्यानं द्वादश धारणा ॥"**

**ભાવાર્થઃ**—દ્વાદશ પ્રાણાયામથી થનારી જે ધારણા છે તેવી દ્વાદશ ધારણા જ્યારે બ્રહ્મમાં થાય ત્યારે તે ધ્યાન કહેવાય છે.

"**ध्यानं स्यात् षष्टिनाडिकं ॥**" ( ચિત્ત ધ્યેયમાં સાઠ ઘડી સ્થિર થાય તે ધ્યાન છે ) એ શ્રીસ્કંદપુરાણનું વચન પરિપક્વધ્યાનના કાલને કહે છે તેથી પૂર્વોક્ત બંને વચનોમાં વિરોધ નથી.

ધ્યાન બે પ્રકારનું છે, સગુણ અને નિર્ગુણ. શ્રીવિષ્ણુનું, અગ્નિનું,

સૂર્યનું, ભ્રૂમધ્યનું ને પુરુષ ઇત્યાદિનું ધ્યાન સગુણધ્યાન કહેવાય છે. અને સચ્ચિદાનંદરૂપ બ્રહ્મથી પોતાનો અભેદ સ્વીકારી જે ધ્યાન કરવામાં આવે છે તે ધ્યાન નિર્ગુણધ્યાન કહેવાય છે. ભગવાન્ યાજ્ઞવલ્ક્યે એ ધ્યાનોને મુખ્ય સ્વીકારેલાં છેઃ—

"अन्यान्यपि बहून्याहुर्ध्यानानि मुनिपुङ्गवाः ।
मुख्यान्येतानि चैतेभ्यो जघन्यानीतराणि तु ॥"

ભાવાર્થઃ—શ્રેષ્ઠ મુનિઓ બીજાં પણ બહુ ધ્યાનો કહે છે. તેમાં આ ધ્યાનો મુખ્ય છે, અને બીજાં ધ્યાનો તો અનાથી કનિષ્ઠ છે.

ધ્યાનવડે ચિત્તમાંના રાજસતામસસંસ્કારો બલહીન થઇ જાય છે તેથી સાધકયોગીનું ચિત્ત નિર્મલ થાય છે.

સાધકને જાણવાયોગ્ય ધ્યાનોનું નિરૂપણ શ્રીયોગકૌસ્તુભમાં વિસ્તારથી કરેલું હોવાથી અહિં તેનું વધારે નિરૂપણ કર્યું નથી. ૨

એવી રીતે ધ્યાનના લક્ષણને કહીને હવે ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રવડે ધ્યાનના પરિપાકથી સંપાદન થતા યોગના આઠમા અંગરૂપ સમાધિના લક્ષણને કહે છેઃ—

## तदेवार्थमात्रनिर्भासं स्वरूपशून्यमिव समाधिः ॥ ३ ॥

**पदबोधिनी टीकाः—तत् एव ध्यानमेव यदा अर्थमात्रनिर्भासं ध्येयसारूप्यमाप्त्या तदतिरिक्तनिर्भासपरिहारेण ध्येयस्वरूपमात्रे स्फूर्तिमत् अतएव स्वरूपशून्यं स्वरूपेण ध्यानलक्षणेन शून्यं परिहीनं ध्यातृध्यानज्ञानाभ्यां प्रच्युतं इव भवति**

तदा सः समाधिरित्युच्यते । इवशब्देन ध्येयवृत्तिसद्भावात् ध्यानस्य सत्तां द्योतयति । अत्रोक्तं–" तस्यैव कल्पनाहीनं स्वरूपग्रहणं हि यत् । मनसा ध्याननिष्पाद्यं समाधिः सोऽभिधीयते ॥ " ध्येयध्यानस्य भेदः कल्पना तद्धीनमिति द्रष्टव्यम् । अत्रायं विभागः–विजातीयवृत्तिच्छिन्ना धारणा । अविच्छिन्नं ध्यानम् । तच्च ध्येयध्यानध्यातृस्फूर्तिमत् । तत् यदा ध्येयमात्रस्फूर्तिमद्भवति तदा सः समाधिः । स एव दीर्घकालव्यापी सन् सम्प्रज्ञाताख्यो योगः । स यदा ध्येयस्फूर्तिशून्यो भवति तदा असम्प्रज्ञात इति दिक् ॥ ३ ॥

**સૂત્રાર્થઃ**—તે( ધ્યાન )જ [ જ્યારે સાક્ષીમાં ] ધ્યેયમાત્રરૂપે પ્રકાશ પામનારૂં [ અને પોતાના ] સ્વરૂપથી રહિતજેવું [ થાય છે ત્યારે ] સમાધિ [ કહેવાય છે. ] ૩

**વિવેચનઃ**—દીર્ઘકાલપર્યંત, અંતરાયરહિત ને આદરપૂર્વક શ્રી૰ સદ્‌ગુરુએ ઉપદેશ કર્યા પ્રમાણે પૂર્વોક્ત ધ્યાનનો અભ્યાસ કરવામાં આવે છે ત્યારે તે ધ્યાનનો પરિપાક થાય છે. તેમ થવાથી ધ્યાતા, ધ્યાન ને ધ્યેય એ ત્રિપુટીમાંના ધ્યાતા અને ધ્યાનની પ્રતીતિ ક્ષીણ થઇ જાય છે, અને તે ધ્યાન સાક્ષીમાં માત્ર ધ્યેયરૂપેજ પ્રકાશ પામનારૂં રહે છે, તથા પોતાના સ્વરૂપથી રહિતજેવું થઇ જાય છે, અર્થાત્ જ્યારે ચિત્તના ધ્યેયસ્વરૂપના આવેશવડે હું અમુક ધ્યેયનું ધ્યાન કરું છું એવી અન્યવૃત્તિનો ઉદય થતો નથી ત્યારે તે ધ્યાનજ યોગના આઠમા અંગરૂપ સમાધિ કહેવાય છે. તે કાલે ધ્યાનરૂપ વૃત્તિની સત્તા છતાં પણ ધ્યાનરૂપ વૃત્તિના સ્વરૂપનું ભાન થતું નથી તેથી આ સમાધિ ધ્યાનના

સ્વરૂપજ્ઞાનથી વિરહિતજેવો જણાય છે. જેમ સ્વચ્છ સ્ફટિકમણિ જપાપુષ્પરૂપે પ્રતીત થાય છે તેમ એકાગ્ર થયેલી સ્વચ્છ ચિત્તવૃત્તિ ધ્યેયરૂપેજ જણાય છે, ધ્યેયથી પૃથક્ પ્રતીત થતી નથી. વિજાતીયવૃત્તિથી યુક્ત ચિત્તની એકાગ્રતા તે ધારણા કહેવાય છે, વિજાતીયવૃત્તિથી રહિત ધ્યાતા, ધ્યાન ને ધ્યેય આ ત્રિપુટીનું સ્ફુરણ જેમાં હોય છે તે ધ્યાન કહેવાય છે, અને ધ્યેયમાત્રનું જેમાં સ્ફુરણ હોય છે તે સમાધિ કહેવાય છે. આ સમાધિ જ્યારે દીર્ઘકાલ સ્થિર થાય છે, અને સમાધિના અવિષય એવા ધ્યેયમાં રહેલા વિષયો જ્યારે પ્રતીત થાય છે ત્યારે તે સંપ્રજ્ઞાતયોગ કહેવાય છે, અને જ્યારે પરવૈરાગ્યવડે ધ્યેયની સ્ફૂર્તિથી રહિત થાય છે ત્યારે તે અસંપ્રજ્ઞાતયોગ કહેવાય છે. તે સંપ્રજ્ઞાતયોગ અને અસંપ્રજ્ઞાતયોગ યોગનાં પૂર્વોક્ત આઠ અંગોનાં ફલ છે.

શ્રીગરુડપુરાણમાં કહેલા ધ્યાનના કાલથી બારગણા કાલની ચિત્તની સ્થિરતાને તેજ પુરાણમાં નીચેના શ્લોકથી સમાધિ કહ્યો છે:—

" ध्यानं द्वादशपर्यन्तं मनो ब्रह्मणि योजयेत् ।

तिष्ठेत्तल्लयतो युक्तः समाधिः सोऽभिधीयते ॥ "

**ભાવાર્થ:**—સાધક દ્વાદશ ધ્યાનપર્યંત મન બ્રહ્મમાં સ્થિર કરે, અને ધ્યાતા તથા ધ્યાનના લયથી યુક્ત થઇ રહે તે અવસ્થા સમાધિ કહેવાય છે.

શ્રીસ્કંદપુરાણમાં '**दिनद्वादशकेनैव समाधिरिह भण्यते॥**" (દ્વાદશ દિન ચિત્તની સ્થિરતાવડે અહિં સમાધિ કહેવાય છે) એ વચનવડે બાર દિવસ ચિત્તની સ્થિરતા થાય તેને સમાધિ કહ્યો છે તે પરિપક્વ થયેલા સમાધિનો કાલ જાણવો.

આ સૂત્રમાં જેવું સમાધિનું લક્ષણ કહ્યું છે તેવુંજ નીચેના પુરાણવચનમાં પણ કહ્યું છે:—

" तस्यैव कल्पनाहीनं स्वरूपग्रहणं हि यत् ।
मनसा ध्याननिष्पाद्यं समाधिः सोऽभिधीयते ॥ "

**ભાવાર્થ:**—ધ્યેયથી ધ્યાનના ભેદરૂપ કલ્પનાથી રહિત જે મનવડે ધ્યેયના સ્વરૂપનું ગ્રહણ છે, તથા જે ધ્યાનવડે સંપાદન કરવાયોગ્ય છે તે સમાધિ કહેવાય છે.

ધ્યાનના પરિપાકથી જે ધ્યાતાધ્યાનની નિવૃત્તિ કહી તે પોતાનું કર્તવ્ય સમાપ્ત થયે નિવૃત્ત થનારા કરણના જેવી જાણવી. પોતાનું કર્તવ્ય સમાપ્ત થયે અચેતન કરણોની નિવૃત્તિ થાય છે એ અર્થ શ્રીવિષ્ણુપુરાણમાં નીચેના શ્લોકથી કહ્યો છે:—

" क्षेत्रज्ञः करणी ज्ञानं करणं तदचेतनम् ।
निष्पाद्य मुक्तिकार्यं वै कृतकृत्यं निवर्तते ॥ "

**ભાવાર્થ:**—કરણવાળો ક્ષેત્રજ્ઞ જ્ઞાનરૂપ છે, અને જે કરણ છે તે અચેતન છે. તે કરણ મુક્તિરૂપ કાર્યને સંપાદન કરીને કૃતાર્થ થઇને નિવૃત્ત થાય છે.

સમાધિના સંબંધમાં જેમને વધારે જાણવાની ઇચ્છા થાય તેમણે શ્રીયોગકૌસ્તુભમાં જોવું. ૩

એ પ્રમાણે સમાધિસહિત યોગનાં આઠ અંગોનું નિરૂપણ કર્યું. હવે એમાંનાં છેલ્લાં ત્રણ એટલે ધારણા, ધ્યાન ને સમાધિ જેને યોગનાં અંતરંગ ગણવામાં આવે છે તેની યોગશાસ્ત્રસંમત પરિભાષા કહેવા ભગવાન્ સૂત્રકાર નીચેનું સૂત્ર રચે છે:—

## त्रयमेकत्र संयमः ॥ ४ ॥

**पदबोधिनी टीका:**—एकत्र एकस्मिन् आलम्बने त्रय-

**धारणाध्यानसमाधिलक्षणं त्रितयं प्रवर्तमानं संयम इत्युच्यते ४**

**સૂત્રાર્થઃ—ત્રણ** ( ધારણા, ધ્યાન ને સમાધિ ) [ જ્યારે ] એકત્ર ( એકજ વિષયમાં ) [ કરવામાં આવે છે ત્યારે તે ] સંયમ [ કહેવાય છે. ] ૪

**વિવેચનઃ**—આ પાદમાં કહેલાં ધારણા, ધ્યાન ને સમાધિ એ ત્રણ જ્યારે એકજ ધ્યેયરૂપ વિષયમાં થાય છે ત્યારે તે ત્રણે મળીને સંયમ કહેવાય છે. સંયમ આ સંજ્ઞા પારિભાષિક છતાં પણ ધારણા, ધ્યાન ને સમાધિ એ ત્રણે જ્યારે એકજ આલંબનમાં થાય છે ત્યારે ચિત્તનો ધ્યેયમાં સારી રીતે નિરોધ થાય છે એટલે તે સંજ્ઞા અન્વર્થ પણ છે. આગળ સંયમવડે ઉપજનારી સિદ્ધિઓનું નિરૂપણ કરવાનું છે, તેમાં સ્થલે સ્થલે ધારણા, ધ્યાન ને સમાધિનું પુનઃ પુનઃ કથન કરવાથી ગૌરવ થાય તે દૂર કરવા તે ત્રણેની એકતાની સંયમ એવી તાંત્રિકી પરિભાષા કહેવા આ પરિભાષાસૂત્ર રચ્યું છે. હવે પછી જ્યાં જ્યાં અમુક વિષયમાં સંયમ કરવો એવું કથન આવે ત્યાં ત્યાં તે તે વિષયમાં ધારણા, ધ્યાન ને સમાધિ એ ત્રણેને કરવાનાં છે એમ જાણી રાખવું. ૪

એવી રીતે ધારણાદિ ત્રણની તાંત્રિકી પરિભાષા કહીને હવે તે સંયમના વિજયના ફલને નીચેના સૂત્રવડે ભગવાન્ સૂત્રકાર કહે છેઃ—

## तज्जयात्प्रज्ञालोकः ॥ ५ ॥

**पदबोधिनी टीका**:—तस्य संयमस्य जयात् सात्मीकरणात् प्रज्ञायाः ज्ञातव्यमविवेकरूपाया बुद्धेः आलोकः अति-

**नैर्मल्यं भवति । भ्रान्तिसंशयादिशून्या ध्येयस्फूर्तिर्भवतीति यावत् ॥ ५ ॥**

**સૂત્રાર્થઃ—તેના ( સંયમના ) જયથી પ્રજ્ઞાનો પ્રકાશ [ થાય છે. ] ૫**

**વિવેચનઃ**—અભ્યાસના બલથી પૂર્વોક્ત સંયમની જેમ જેમ સ્થિરતા થતી જાય છે તેમ તેમ સમાધિજન્ય પ્રજ્ઞાનું નિર્મલપણું વૃદ્ધિ પામતું જાય છે, અર્થાત્ તે પ્રજ્ઞામાં ક્રમથી ભ્રાંતિ તથા સંશયાદિ મલરહિત ગ્રાહ્ય, ગ્રહણ અને ગ્રહીતૃ એ ત્રણે સમાપત્તિના વિષયોની યથાર્થ સ્ફૂર્તિ થાય છે. સંયમના અભ્યાસવડે તે સંયમની સ્વાધીનતા થવાથી જ્ઞાતવ્યના વિવેકવાળી બુદ્ધિમાં અતિનિર્મલપણું થવાથી એવી સ્ફૂર્તિ થાય છે એમ જાણવું. ૫

કયા વિષયમાં વિનિયોગ કરેલા સંયમનું આ ફલ છે એમ જિજ્ઞાસા થાય તો તેનું ઉત્તર કહે છે:—

## तस्य भूमिषु विनियोगः ॥ ६ ॥

**पदबोधिनी टीकाः—तस्य संयमस्य स्थूलसूक्ष्मादिभेद-भिन्नेष्वालम्बनेषु सवितर्काद्यवस्थासु वा सोपानारोहणन्यायेन विनियोगः कार्य इति शेषः । संयमेन स्थूलां पूर्वभूमिं जित्वा तदुत्तरां सूक्ष्मां भूमिं जिगीषेत् । न हि स्थूलमसाक्षात्कृत्य सूक्ष्मं साक्षात्कर्तुं शक्यमित्युपदेशः ॥ ६ ॥**

સૂત્રાર્થઃ—તેનો ( સંયમનો ) ભૂમિઓમાં વિનિયોગ [ કરવો. ] ૬

**વિવેચન:**—પૂર્વોક્ત સંયમનો ફલસિદ્ધિમાટે ક્રમપૂર્વક ભૂમિઓ-માં વિનિયોગ કરવો જોઇએ. જેમ ધનુર્ધર પ્રથમ સ્થૂલપદાર્થને લક્ષ્યરૂપે લઇને તેનો વેધ કરતાં શીખે છે, પછી સૂક્ષ્મપદાર્થને લક્ષ્યરૂપે લઇ તેનો વેધ કરતાં શીખે છે, અને ત્યારપછી અતિસૂક્ષ્મપદાર્થને લક્ષ્યરૂપે લઇને તેનો વેધ કરતાં શીખે છે; એમ ક્રમપૂર્વક અભ્યાસ કરવાથીજ તે પોતાના કાર્યમાં ઉત્તરોત્તર સિદ્ધિ પામે છે, પણ સ્વ-સામર્થ્યનો વિચાર કર્યા વિના પ્રથમથીજ સૂક્ષ્મપદાર્થને લક્ષ્યરૂપે ગ્રહણ કરી તેનો વેધ કરવા લાગે તો તેનામાં સ્થૂલપદાર્થોનો વેધ કરવાનું બલ નહિ હોવાથી તે સૂક્ષ્મપદાર્થનો વેધ કરી શકતો નથી; તથા ઉંચી મેડીપર ચઢનાર મનુષ્ય જેમ ક્રમથી પગથીએ પગથીએ ચઢી ઉપર જાય છે, ઠેકડો મારીને ઉપર જતો નથી તેમ સાધકયોગીએ પણ પ્રથમ સ્થૂલવિષયરૂપ પૂર્વભૂમિનો જય કરી પછી સૂક્ષ્મવિષયરૂપ ઉત્તર-ભૂમિનો જય કરવા યત્ન કરવો, અને તેનો જય કરી સામર્થ્યની વૃદ્ધિ થયે પ્રાંતભૂમિમાં પહોંચવું. અહિં ગ્રાહ્યસમાપત્તિને પૂર્વભૂમિ જાણવી, ગ્રહણસમાપત્તિને ઉત્તરભૂમિ જાણવી, ને ગ્રહીતૃસમાપત્તિને પ્રાંતભૂમિ જાણવી. જો કોઇ સાધક મોહથી પ્રથમજ સૂક્ષ્મવિષયને ધ્યેયરૂપે લઇ તેમાં સંયમ કરવા માંડે છે તો તેની ચંચલવૃત્તિ સૂક્ષ્મ-વિષયને ગ્રહણ કરી શકતી નથી તેથી તે ભૂમિકાનો જય કરી આગળ વધી શકતો નથી, પણ નિરાશ થઇ પાછો પડે છે માટે સાધકયોગીએ ક્રમપૂર્વક ભૂમિકાઓમાં જોડાવું. શ્રીગરુડપુરાણમાં પણ એમજ કહ્યું છેઃ—

"स्थित्यर्थं मनसः पूर्वं स्थूलरूपं विचिन्तयेत् ।
तत्र तन्निश्चलीभूतं सूक्ष्मेऽपि स्थिरतां व्रजेत् ॥"

ભાવાર્થ:—મનની સ્થિરતામાટે સાધકયોગી પ્રથમ સ્થૂલરૂપનું ચિંતન કરે. તે સ્થૂલરૂપમાં તે સાધકનું મન જ્યારે નિશ્ચલ થાય છે ત્યારે તે સૂક્ષ્મમાં પણ સ્થિરપણાને પામે છે.

સગુણબ્રહ્મની પ્રતિમાના ધ્યાનમાં નીચે પ્રમાણે ક્રમ જાણવો:—

પ્રથમ આયુધાદિવિશિષ્ટ શ્રીમહેશ્વરનું વા શ્રીવિષ્ણુનું ધ્યાન કરવું, તેની સિદ્ધિ થયા પછી આયુધરહિત મૂર્તિનું ધ્યાન કરવું, તે પરિપક્વ થયા પછી અલંકારરહિત તેમના દિવ્યશરીરનું ધ્યાન કરવું, તે સિદ્ધ થાય એટલે તેમના ચરણારવિંદનું વા મુખારવિંદનું ધ્યાન કરવું, પછી **सोऽहं** એટલે તે દેવ હું છું એમ ભાવના કરવી, અને ત્યારપછી માત્ર **अहं अहं** એટલે હું હું એમ સામાન્યસત્તાની ભાવના કરવી.

જે ભૂમિ જિતાયેલી હોતી નથી તે દોષ, વ્યાધિ ને મોહ ઉત્પન્ન કરે છે એમ યોગિજનો કહે છે:—

**“ जितां जितां शनैर्भूमिमारोहेत यथाक्रमम् ।**
**दोषान्व्याधींस्तथा मोहमादत्ते भूमिर्निर्जिता ॥ ”**

ભાવાર્થ:—યોગાભ્યાસી પૂર્વભૂમિનો સારી રીતે જય કરીને શનૈઃ શનૈઃ યથાક્રમે ઉત્તરભૂમિમાં આરોહણ કરે. નહિ જિતેલી ભૂમિ દોષોને, વ્યાધિઓને તથા મોહને ઉપજાવે છે.

અહિં જે સ્થૂલ ધ્યેયપછી સૂક્ષ્મ ધ્યેયનો ક્રમ કહ્યો તે ક્રમ બધાને માટે નિયમરૂપે છે એમ ન જાણવું. શ્રીસદ્‌ગુરુની તથા શ્રીપરમાત્માની કૃપાવડે જેમના ચિત્તની પ્રથમજ સૂક્ષ્મધ્યેયમાં સ્થિરતા થઇ હોય તેમણે સ્થૂલ ધ્યેયમાં ચિત્તની સ્થિરતા કરવા યત્ન કરવો અપેક્ષિત નથી.

સાધકયોગીએ કઇ ભૂમિકાનો જય કર્યા પછી કઇ ભૂમિકામાં

વિનિયોગ કરવો યોગ્ય છે તે પોતાના શ્રીસદ્ગુરુથી તથા પોતાના યોગાભ્યાસથી દંભનો તથા મોહનો નિ:શેષ ત્યાગ કરી જાણવું જોઇએ. યોગવડે યોગ જાણવાયોગ્ય છે એ અર્થ શાસ્ત્રમાં પણ કહ્યો છે:—

" योगेन योगो ज्ञातव्यो योगो योगात्प्रवर्तते ।
योऽप्रमत्तस्तु योगेन स योगे रमते चिरम् ॥ "

**ભાવાર્થ:**—યોગવડે યોગ જાણવાયોગ્ય છે. યોગથી યોગ પ્રવર્તે છે. જે યોગવડે સિદ્ધિની વાંછાથી રહિત છે તે યોગમાં ચિરકાલ રમે છે.

દંભ અને મોહથી જે ક્રમપૂર્વક ભૂમિકામાં વિનિયોગ કરતો નથી તેને સમાધિજન્ય પ્રજ્ઞાની નિર્મલતારૂપ ફલ થતું નથી માટે વિવેકી સાધકે દંભાદિનો ત્યાગ કરી ધીરજથી ક્રમપૂર્વક ભૂમિઓમાં વિનિયોગ કરવો. ૬

એ પ્રમાણે સંયમનું ભૂમિકાક્રમથી અનુષ્ઠાન કર્તવ્ય છે એમ પ્રતિપાદન કરી હવે ધારણા, ધ્યાન ને સમાધિ એ ત્રણ અંગો, યમનિયમાદિ પાંચ અંગો જે યોગનાં બહિરંગ કહેવાય છે તેનાથી વિલક્ષણ છે એમ નીચેના સૂત્રથી નિરૂપણ કરે છે:—

## त्रयमन्तरङ्गं पूर्वेभ्यः ॥ ७ ॥

**पदबोधिनी टीका:**—अयं संयमः धारणादित्रयं पूर्वेभ्यः पूर्वोक्ताङ्गेभ्यः यमनियमादिभ्यः अन्तरङ्गं समाधिस्वरूपनिष्पादनात् साक्षात्साधनमित्यर्थः ॥ ७ ॥

**સૂત્રાર્થ:**—[ ધારણા, ધ્યાન ને સમાધિ એ ] ત્રણ

પૂર્વેથી ( પૂર્વનાં પાંચ અંગોથી ) [ સંપ્રજ્ઞાતયોગનાં ] અંતરંગ [ છે. ] ૭

**વિવેચનઃ**—ધારણા, ધ્યાન અને સમાધિ એ ત્રણ યોગાંગો યમ, નિયમ, આસન, પ્રાણાયામ ને પ્રત્યાહાર એ પૂર્વનાં પાંચ યોગાંગોથી સંપ્રજ્ઞાતયોગનાં અંતરંગ એટલે સાક્ષાત્ કિંવા સમીપનાં સાધન છે. અંતરંગથી વિલક્ષણ તે બહિરંગ એટલે પરંપરાવડે કિંવા દૂરનાં સાધન કહેવાય છે. યમાદિ પાંચ સંપ્રજ્ઞાતયોગનાં બહિરંગ છે. ધારણાદિ ત્રણ વિવેકખ્યાતિની તથા પરવૈરાગ્યની અપેક્ષાએ અસંપ્રજ્ઞાતયોગનાં બહિરંગ છે તે હવે પછી કહેવાશે. યમાદિ પાંચ યોગાંગો શરીર, ઇંદ્રિયો, પ્રાણ ને ચિત્તની શુદ્ધિ કરનારાં તથા ચિત્તની ચંચલતાને શિથિલ કરનારાં છે તેથી સંપ્રજ્ઞાતયોગના પ્રતિબંધકની નિવૃત્તિ કરી તે દ્વારા તે યોગોપકારક થાય છે. એમ હોવાથી તે અંગો સંપ્રજ્ઞાતયોગમાં પરંપરાએ ઉપકારક ગણાય છે. ધારણાદિ ત્રણ તો સાક્ષાત્ ઉપકારક છે, કેમકે ધારણાનો પરિપાક તે ધ્યાન, ધ્યાનનો પરિપાક તે સમાધિ અને સમાધિનો પરિપાક તે સંપ્રજ્ઞાતયોગ હોવાથી તે સર્વનો વિષય એકજ છે. કનિષ્ઠ અને મધ્યમ અધિકારીને તો યોગનાં આઠે અંગોનું અનુષ્ઠાન કરવાની અપેક્ષા છે, માત્ર ઉત્તમાધિકારીને બહિરંગોના અનુષ્ઠાનની અપેક્ષા નથી, તેમને તો અંતરંગના અનુષ્ઠાનથીજ સંપ્રજ્ઞાતયોગની સિદ્ધિ થાય છે. જડભરતાદિની પેઠે જે ઉત્તમાધિકારીનું ચિત્ત પૂર્વકર્મને લીધે સંયમયોગ્ય હોય તેને બહિરંગની આવશ્યકતા નથી. શ્રીગરુડપુરાણમાં પણ એમજ કહ્યું છેઃ—

“ आसनस्थानविधयो न योगस्य प्रसाधकाः ।
विलम्बजननाः सर्वे विस्तरा हि प्रकीर्तिताः ॥

**शिशुपालः सिद्धिमाप स्मरणाभ्यासगौरवात् ॥"**

**ભાવાર્થ:**—આસનના અને સ્થાનના વિધિઓ યોગના અત્યંત ઉપકારક નથી. તે સર્વ વિસ્તારો ઉત્તમાધિકારીને યોગમાં વિલંબ કરનારા કહ્યા છે. સ્મરણના અભ્યાસની મહત્તાથી શિશુપાલ સિદ્ધિ પામ્યો હતો.

એમ હોવાથીજ ઉત્તમાધિકારીને સમાધિના વિઘ્નપણાવડે બાહ્ય-કર્મનો ત્યાગ શાસ્ત્રમાં કહ્યો છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં પણ જેઓ સંયમ કરવા અશક્ત છે તેમનેજ અભ્યાસકર્માદિનો ઉપદેશ કરેલો જોવામાં આવે છે:—

**" मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।**
**निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥**
**अथ चित्तं समाधातुं न शक्नोषि मयि स्थिरम् ।**
**अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनञ्जय ॥**
**अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव ॥ "**

**ભાવાર્થ:**—હે ધનંજય ! મન મારામાંજ ધારણ કર. બુદ્ધિ મારામાં પ્રવેશ કરાવ. શરીરત્યાગપછી તું મારામાંજ નિવાસ કરીશ એમાં સંશય નથી. જો તું મારામાં ચિત્તને સ્થિર સ્થાપવાને સમર્થ ન હોય તો પછી અભ્યાસયોગવડે મને પામવાને ઇચ્છ. જો અભ્યાસ-યોગમાં પણ અસમર્થ હોય તો મારી પ્રીતિને માટે કર્મ કરનારો થા.

ધારણાદિ ત્રણ સંપ્રજ્ઞાતયોગનાં અંતરંગ હોવાથીજ તેનું આ પાદમાં નિરૂપણ કર્યું છે, અને યમાદિ પાંચ બહિરંગ હોવાથી તેમનું બીજા પાદમાં નિરૂપણ કર્યું છે. ૭

ધારણાદિ ત્રણ સંપ્રજ્ઞાતયોગનાં અંતરંગ છે એમ કહી હવે અ-
સંપ્રજ્ઞાતયોગનાં એ બહિરંગ છે એમ નિરૂપણ કરે છેઃ—

## तदपि बहिरङ्गं निर्बीजस्य ॥ ८ ॥

**चन्द्रिका टीकाः**—निर्बीजस्य निरालम्बनस्य समाधेस्तदपि योगाङ्गत्रयं बहिरङ्गं पारंपर्येणोपकारकत्वात् ॥ ८ ॥

**સૂત્રાર્થઃ**—તે ( સંપ્રજ્ઞાતયોગનાં અંતરંગ ત્રણ ) પણ
અસંપ્રજ્ઞાતયોગનાં બહિરંગ [ છે. ] ૮

**વિવેચનઃ**—ધારણા, ધ્યાન ને સમાધિ એ ત્રણ સંપ્રજ્ઞાતયોગ-
નાં અંતરંગસાધન છતાં પણ તેઓ અસંપ્રજ્ઞાતયોગનાં તો બહિરંગ-
સાધનજ છે. મુખ્ય અંગી જે અસંપ્રજ્ઞાતયોગ તે ધ્યેયરૂપ આલંબન-
વિનાનો હોવાથી તે બંનેનું સમાનવિષયપણું નથી. જે જેની પછી
હોય તે તેનું અંતરંગસાધન હોવું જોઇએ એવો નિયમ નથી. ઇશ્વર-
પ્રણિધાનથી સમાધિની સિદ્ધિ થાય છે તેથી સમાધિનું ઇશ્વરપ્રણિધાનથી
અનંતરભાવિપણું છતાં પણ તેપ્રતિ તેના અંતરંગપણાનો સ્વીકાર નથી,
કિંતુ જે સાધનનું સાધ્યથી સમાનવિષયપણું હોય તેનુંજ અંતરંગપણું
છે. અહિં તો બંને પ્રકારના અંતરંગપણાનો અભાવ હોવાથી ધારણાદિ
ત્રણનું અસંપ્રજ્ઞાતયોગપ્રતિ અંતરંગપણું નથી. વ્યુત્થાનરૂપ એ ત્રણનો,
સંપ્રજ્ઞાતયોગની પરિપક્વાવસ્થારૂપ વિવેકખ્યાતિના પુનઃ પુનઃ અભ્યાસથી
પ્રજ્ઞાની અત્યંતનિર્મલતારૂપ પરવૈરાગ્યની સ્થિરતાવડે નિરોધ થયે સં
પ્રજ્ઞાતયોગનો તથા વિવેકખ્યાતિનો પણ નિરોધ થાય છે ત્યારે નિર્બીજ-
સમાધિ અથવા અસંપ્રજ્ઞાતયોગ થાય છે. એવી રીતે ધારણાદિ ત્રણ
પરંપરાએ એટલે સંપ્રજ્ઞાતયોગદ્વારા તથા વિવેકખ્યાતિદ્વારા અસંપ્રજ્ઞાત-

યોગને ઉપકારક થાય છે તેથી તે ધારણાદિ ત્રણ અસંપ્રજ્ઞાતયોગનાં બહિરંગસાધન ગણાય છે, ને પરવૈરાગ્ય એ સાક્ષાત્ ઉપકારક હોવાથી તેનું અંતરંગસાધન ગણાય છે. આ સૂત્રપરની પદબોધિની ટીકા નહિ મળવાથી તે સ્થલે ચંદ્રિકા ટીકા મૂકવામાં આવી છે. ૮

એવી રીતે યોગનાં અંગોનું વિસ્તારથી નિરૂપણ કરી હવે અંગરૂપ સમાધિના તથા અંગિરૂપ યોગના સ્વરૂપભેદના નિશ્ચયમાટે તે તે અવસ્થામાં રહેલા વિશેષો કહેવાની અપેક્ષા છે. તે વિશેષોના કથનવડે સમાધિરૂપ અંગ તથા યોગરૂપ અંગી એ બંનેનું પ્રયોજન પણ પ્રતિપાદિત થશે. ગુણના વ્યાપારનું અસ્થિરપણું હોવાથી ત્રિગુણાત્મક ચિત્તની નિરોધક્ષણમાં પણ પરિણામધારા અવશ્ય હોવીજ જોઇએ. તે કાલે તે પરિણામધારા કેવી હશે એમ સાધકયોગીને શંકા થાય તો ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રથી તેનું ઉત્તર આપે છેઃ—

**व्युत्थाननिरोधसंस्कारयोरभिभवप्रादुर्भावौ निरोधक्षणचित्तान्वयो निरोधपरिणामः ॥ ९ ॥**

**पदबोधिनी टीकाः**—विशेषणोत्तिष्ठत्यस्मादिति व्युत्थानं सम्प्रज्ञातः। निरुध्यते येन स निरोधः परं वैराग्यं असम्प्रज्ञातः इति यावत् । व्युत्थानं क्षिप्तमूढविक्षिप्तमिति भूमित्रयम् । निरोधः प्रकृष्टसत्त्वस्याङ्गितया चेतसः परिणामः इति वार्तिककृद्व्याख्यानम्। ताभ्यां जनितौ यौ संस्कारौ तयोः संस्कार-

योर्यदा यथाक्रममभिभवप्रादुर्भावौ भवतः व्युत्थाननिरोध-संस्कारयोरभिभवप्रादुर्भावौ भवत इत्यर्थः। तदा चित्तं निरोधस्य असम्प्रज्ञातस्य क्षणेन अवसरेण युक्तं भवति। तस्य च निरोधक्षणचित्तस्य यः अन्वयः उभयान्वितया धर्मिमात्र-स्वरूपेणावस्थानं स निरोधपरिणामः। अस्य नामान्तराणि निर्बीजपरिणामः समाधिपरिणामः स्थैर्यं चेति दिक् ॥९॥

**સૂત્રાર્થ:**—વ્યુત્થાનસંસ્કારનો અને નિરોધસંસ્કારનો [ ક્રમથી ] અભિભવ અને પ્રાદુર્ભાવ [ જ્યારે થાય છે ત્યારે તે બંને ધર્મની સાથે જે ] નિરોધક્ષણવાળા ચિત્તનો અન્વય [ તે ] નિરોધપરિણામ [ છે. ] ૯

**વિવેચન:**—ચિત્તની ક્ષિપ્ત, મૂઢ ને વિક્ષિપ્ત એ ત્રણ ભૂમિકાઓ-જ વ્યુત્થાન નથી, કિંતુ અસંપ્રજ્ઞાતસમાધિની અપેક્ષાએ સંપ્રજ્ઞાત-સમાધિ પણ વ્યુત્થાન છે. આ સૂત્રમાં વ્યુત્થાનપદવડે સંપ્રજ્ઞાતસમાધિ જાણવાનો છે. જેવડે વૃત્તિઓનો નિરોધ થાય છે તે જ્ઞાનપ્રસાદ—પર-વૈરાગ્ય—નિરોધ છે. આ સૂત્રમાંના નિરોધપદવડે અસંપ્રજ્ઞાતયોગ ગ્રહણ કરાય છે, પણ તેસાથે સંપ્રજ્ઞાતયોગ ગ્રહણ કરાતો નથી.

વિવેકખ્યાતિના અનુષ્ઠાનવડે જ્યારે વ્યુત્થાનસંસ્કારનો ક્રમે કરીને અભિભવ તથા નિરોધસંસ્કારનો ક્રમે કરીને આવિર્ભાવ થાય છે ત્યારે નિરોધ અવસરવાળા ચિત્તરૂપ ધર્મીનો પૂર્વોક્ત બંને ધર્મની સાથે આશ્રયપણારૂપ અન્વય થાય છે તે ચિત્તનો નિરોધપરિણામ—નિરોધ-કાલનો પરિણામ—છે. સંપ્રજ્ઞાતાવસ્થામાં અને અસંપ્રજ્ઞાતાવસ્થામાં સંસ્કારના અભિભવવડે અને પ્રાદુર્ભાવવડે ચિત્ત સ્વરૂપે ભેદ પામતું નથી.

જેમ અસ્મિતાદિ ઉત્તરક્લેશો અવિદ્યારૂપ મૂલવાળા છે, ને અવિદ્યાની નિવૃત્તિમાં તેમની નિવૃત્તિ થાય છે, તેમની નિવૃત્તિમાં પૃથક્ પ્રયત્નાંતરની અપેક્ષા રહેતી નથી તેમ વ્યુત્થાનપ્રત્યય જેમનું મૂલ છે એવા સંસ્કારો પણ વ્યુત્થાનપ્રત્યયની નિવૃત્તિમાંજ નિવૃત્ત થાય છે, તેની નિવૃત્તિમાં નિરોધસંસ્કારની અપેક્ષા કરવાયોગ્ય નથી એમ શંકા થાય તો તેનું સમાધાન આ પ્રમાણે જાણવું:–નિમિત્તકારણની નિવૃત્તિ કાર્યની નિવૃત્તિમાં હેતુ નથી. નિમિત્તકારણની નિવૃત્તિથી જો કાર્યનો નાશ માનવામાં આવે તો કુંભારના નાશથી ઘડાનો નાશ અંગીકાર કરવો પડશે, જે અયુક્ત છે. માત્ર ઉપાદાનકારણની નિવૃત્તિમાંજ તેના કાર્યની નિવૃત્તિ થાય છે. અસ્મિતાદિ ઉત્તરક્લેશો અવિદ્યારૂપ ઉપાદાનકારણવાળા છે તેથી અવિદ્યાની નિવૃત્તિમાં તેમની નિવૃત્તિ સંભવી શકે છે, પણ સંસ્કારો પ્રત્યય( વૃત્તિ )રૂપ ઉપાદાનકારણવાળા નથી એમ પ્રત્યયનો ચિરકાલ નિરોધ કર્યા છતાં પણ વર્તમાનમાં સ્મરણના દર્શનથી સિદ્ધ થાય છે તેથી પ્રત્યયની નિવૃત્તિ થયા છતાં પણ સંસ્કારોની નિવૃત્તિમાટે નિરોધસંસ્કારોનો સમૂહજ અપેક્ષા કરવાયોગ્ય છે.

પરવૈરાગ્યવૃત્તિવડે સંપ્રજ્ઞાતવૃત્તિનો અને પરવૈરાગ્યસંસ્કારોવડે સંપ્રજ્ઞાતસમાધિના સંસ્કારોનો અભિભવ થયે પરવૈરાગ્યના સંસ્કારોનોજ જે કેવલ આવિર્ભાવ તે નિરોધપરિણામ કિંવા ચિત્તની સંસ્કારશેષા અવસ્થા છે. ૯

એ પ્રમાણે નિરોધપરિણામના સ્વરૂપને કહીને હવે સર્વ પ્રકારે વ્યુત્થાનસંસ્કારનો અભિભવ થયે બલવાન્ નિરોધસંસ્કારવડે જે નિરોધની સ્થિરતા થાય છે તેના સ્વરૂપને ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રથી કહે છે:—

## तस्य प्रशान्तवाहिता संस्कारात् ॥ १० ॥

पदबोधिनी टीका:—संस्कारात् निरोधवासनाप्रचयात् तस्य निरस्तसमस्तव्युत्थानसंस्कारमलस्य चित्तस्य प्रशान्तवाहिता सदृशपरिणामिता निरोधसंस्कारपरम्परामात्रवाहिता वा भवति । अयमेव निरोधः स्थैर्यमित्युच्यते ॥ १० ॥

**સૂત્રાર્થ:**—[ નિરોધના ] સંસ્કારથી તેની ( ચિત્તની ) પ્રશાંતવાહિતા [ થાય છે. ] ૧૦

**વિવેચન:**—નિરોધનો પુનઃ પુનઃ અભ્યાસ કરવાથી તે નિરોધના સંસ્કારની દઢતાથી જેમાંથી વ્યુત્થાનના સંસ્કારરૂપ મલની નિવૃત્તિ થઈ છે એવા ચિત્તની પ્રશાંતવાહિતા એટલે માત્ર નિરોધસંસ્કારની પરંપરાને વહન કરનારી સ્થિતિ થાય છે. નિરોધના અભ્યાસવડે તેના સંસ્કારની દઢતાથી ચિત્તની પ્રશાંતવાહિતા થાય છે તેથી અનુમાન થાય છે કે વ્યુત્થાનની પેઠે નિરોધથી પણ ચિત્તમાં સંસ્કાર પડે છે. નિરોધના યથાયોગ્ય અભ્યાસદ્વારા ક્રમે કરીને જેમ જેમ વ્યુત્થાનસંસ્કારનો અભિભવ તથા નિરોધસંસ્કારનો પ્રાદુર્ભાવ થતો જાય છે તેમ તેમ વ્યુત્થાનના હેતુભૂત વ્યુત્થાનસંસ્કાર અત્યંત ન્યૂનબલવાળા થવાથી ને નિરોધના કારણભૂત નિરોધસંસ્કારનું અત્યંત પ્રાબલ્ય થવાથી વિચ્છેદના અભાવે ચિત્તની નિરોધધારા સતત ચાલ્યા કરે છે. નિરોધસંસ્કારના મંદપણામાં વ્યુત્થાનધર્મવાળા સંસ્કારવડે નિરોધધર્મવાળા સંસ્કાર અભિભવ પામે છે. જે ક્ષણે ચિત્ત નિરોધસંસ્કારની પરંપરાને ધારણ કરે છે તે ક્ષણે પણ ચિત્ત ચલજ છે, તોપણ એવી પરિણામમાલાજ સ્થૈર્ય કહેવાય છે. ૧૦

એવી રીતે નિરોધપરિણામને તથા તેની સ્થિરતાને કહીને હવે સંપ્રજ્ઞાતસમાધિના સમયમાં ચિત્તનો કેવો પરિણામ થાય છે તેનું નીચેના સૂત્રથી નિરૂપણ કરે છેઃ—

**सर्वार्थतैकाग्रतयोः क्षयोदयौ चित्तस्य समाधिपरिणामः ॥ ११ ॥**

**पदबोधिनी टीकाः—सर्वार्थता नानाविधार्थग्राहिता चित्तस्य विक्षेपरूपो धर्म इति यावत्। एकाग्रता एकस्मिन्नेवालम्बने सदृशपरिणामिता । एतयोर्यदा यथाक्रमं क्षयोदयौ प्रथमोक्तस्य धर्मस्यात्यन्ताभिभवो द्वितीयस्य च प्रादुर्भावस्तदा चित्तस्य समाधिपरिणामो भवति ॥ ११ ॥**

**સૂત્રાર્થઃ—સર્વાર્થતાનો અને એકાગ્રતાનો [ ક્રમથી ] ક્ષય ને ઉદય [ તે ] ચિત્તનો સમાધિપરિણામ [ છે. ] ૧૧**

**વિવેચનઃ**—નાનાવિધ પદાર્થોને આકારે થવાનો ચિત્તનો ધર્મ જેને વિક્ષેપરૂપ ધર્મ કહેવામાં આવે છે તે ચિત્તની સર્વાર્થતા છે, અને નાનાપ્રકારના પદાર્થોને આકારે પરિણામ નહિ પામતાં ધ્યેયરૂપ એક પદાર્થને આકારે પરિણામ પામવાનો ચિત્તનો ધર્મ એકાગ્રતા છે. સર્વાર્થતા જેમ ચિત્તનો ધર્મ છે તેમ એકાગ્રતા પણ ચિત્તનો ધર્મ છે. સત્ વિનાશ પામતું નથી માટે ક્ષયનો અર્થ તિરોભાવ થાય છે, અને અસત્ ઉત્પન્ન થતું નથી માટે ઉદયનો અર્થ આવિર્ભાવ થાય છે. જ્યારે વિક્ષેપરૂપ ધર્મનો ક્રમથી તિરોભાવ અને એકાગ્રતારૂપ ધર્મનો આવિર્ભાવ

થાય છે ત્યારે તે બંને ધર્મોસાથે ધર્મીપણાવડે અનુગત ચિત્તનો સમાધિપરિણામ કહેવાય છે. ચિત્તના વિક્ષેપરૂપ ધર્મનો તિરોભાવ એકકાલેજ થઇ જતો નથી, તેમ ચિત્તમાં એકાગ્રતાધર્મનો આવિર્ભાવ પણ એકસમયેજ થતો નથી. લાંબા સમયસુધી યથાવિધિ અભ્યાસ કરવાથી ક્રમે કરીને ચિત્તના વિક્ષેપરૂપ ધર્મનો તિરોભાવ અને એકાગ્રતારૂપ ધર્મનો આવિર્ભાવ થાય છે. એવી રીતે ક્રમથી તિરોભાવ પામતા વિક્ષેપરૂપ ધર્મસાથે તથા આવિર્ભાવ પામતા એકાગ્રતારૂપ ધર્મસાથે જે કાલે ચિત્તનો ધર્મીપણાવડે સંબંધ હોય છે તે કાલે ચિત્તનો સમાધિપરિણામ છે એમ કહેવાય છે.

નિરોધપરિણામમાં ચિત્તનો વ્યુત્થાનસંસ્કારના અભિભવની સાથે અને નિરોધસંસ્કારના પ્રાદુર્ભાવની સાથે સંબંધ હોય છે, અને આ સમાધિપરિણામમાં ચિત્તનો વિક્ષેપરૂપ ધર્મના તિરોભાવસાથે અને એકાગ્રતારૂપ ધર્મના આવિર્ભાવસાથે સંબંધ હોય છે, એટલો એ બંનેમાં ભેદ હોવાથી તે બંને એક નથી. ૧૧

એ પ્રમાણે ચિત્તના સમાધિપરિણામના સ્વરૂપને કહીને હવે ચિત્તના એકાગ્રતાપરિણામના સ્વરૂપને કહે છેઃ—

**ततः पुनः शान्तोदितौ तुल्यप्रत्ययौ चित्तस्यैकाग्रतापरिणामः ॥ १२ ॥**

**पदबोधिनी टीकाः—शान्तः अतीतः । उदितः वर्तमानः । तुल्यौ एकविषयत्वेन सदृशौ । यर्हि चित्तस्य शान्तोदितौ तुल्यौ प्रत्ययौ क्रमेण भवतस्तदा तस्यैकाग्रतापरिणामः सिध्य-**

ति। अविच्छेदेनैकविषयकं वृत्तिद्वयमेकाग्रताख्यः परिणाम इत्यर्थः। इयमेकाग्रता द्वादशगुणा चेत् धारणा। तद्द्वादशगुणं ध्यानम्। तद्द्वादशगुणः समाधिस्तद्द्वादशगुणः सम्प्रज्ञातो योग इति भेदः॥ १२॥

**સૂત્રાર્થઃ**—[ વિક્ષિપ્તપણાનો નિઃશેષ તિરોભાવ થયા ] પછી પુનઃ અતીત અને વર્તમાન [ એ બંને ] સમાનપ્રત્યય [ થાય ત્યારે તે ] ચિત્તનો એકાગ્રતાપરિણામ [ છે. ] ૧૨

**વિવેચનઃ**—ચિત્તના વિક્ષિપ્તપણાનો નિઃશેષ તિરોભાવ થયા પછી તથા એકાગ્રતાની સારી રીતે સિદ્ધિ થયા પછી સમાહિતચિત્તનો પૂર્વપ્રત્યય (પ્રથમની વૃત્તિ) શાંત થાય, તથા ઉત્તરપ્રત્યય (અન્યવૃત્તિ) તેના જેવોજ ઉદય પામે, અને સમાહિતચિત્ત તે બંને વૃત્તિમાં સમાધિના ભ્રંશપર્યંત અનુગત રહે તે ધર્મી એવા ચિત્તનો એકાગ્રતાપરિણામ કહેવાય છે. એકાગ્રતાકાલે એટલે સંપ્રજ્ઞાતસમાધિના પરિપાકકાલે ચિત્તની જે પૂર્વવૃત્તિ અતીતાવસ્થાને પામી હોય તેના જેવીજ ઉત્તરવૃત્તિ વર્તમાન હોય છે. એમ પૂર્વપૂર્વ વૃત્તિથી ઉત્તરઉત્તર વૃત્તિનું તે સમાધિની નિવૃત્તિપર્યંત સાદૃશ્ય હોય છે, વચ્ચે વિજાતીય વૃત્તિવડે વિચ્છેદ હોતો નથી. એવી રીતે ચિત્ત સજાતીય વૃત્તિઓના અવિચ્છિન્ન પ્રવાહમાં અનુગત રહે છે ત્યારે તે ચિત્તનો એકાગ્રતાપરિણામ છે એમ કહેવાય છે. સમાધિપરિણામમાં વિક્ષેપરૂપ ધર્મના તિરોભાવસાથે અને એકાગ્રતારૂપ ધર્મના આવિર્ભાવસાથે ચિત્તનો સંબંધ હોય છે, અને આમાં અતીત તથા વર્તમાન એવી બે સજાતીય વૃત્તિઓસાથે ચિત્તનો સંબંધ હોય છે, એટલો બંનેમાં ભેદ છે, અર્થાત્ સમાધિપરિણામ એ

સંપ્રજ્ઞાતયોગના આરંભરૂપ છે, અને એકાગ્રતાપરિણામ તે સંપ્રજ્ઞાત-યોગના પરિપાકરૂપ છે. એવી રીતે ચિત્તના પરિણામોના કથનવડે યોગનું તથા તેના અંગરૂપ સમાધિનું વિલક્ષણપણું દેખાડયું. આ દિશાવડે વ્યુત્થાનકાલના ચિત્તના પરિણામોનું પણ વ્યાખ્યાન થઇ જાય છે.

યોગમણિપ્રભા, ભોજવૃત્તિ, ચંદ્રિકા અને પદબોધિનીમાં "**शान्तोदितौ तुल्यप्रत्ययौ चित्तस्यैकाग्रतापरिणामः ॥**" એવો સૂત્રપાઠ છે, અને તેમને મતે "અતીત તથા વર્તમાન સમાનપ્રત્યય તે ચિત્તનો એકાગ્રતાપરિણામ છે" એવો આ સૂત્રનો અર્થ છે. તેઓને મતે આ એકાગ્રતાપરિણામ ધારણાનું પૂર્વરૂપ છે, એટલે કે એકાગ્રતા દ્વાદશગુણી અધિક થાય તે ધારણા છે. ધારણા દ્વાદશગુણી અધિક થાય તે ધ્યાન, દ્વાદશગુણ ધ્યાન તે યોગાંગસમાધિ, અને દ્વાદશગુણ સમાધિ તે સંપ્રજ્ઞાતયોગ છે એમ તેઓમાં કાલવડે થનારો ભેદ છે. ૧૨

એની રીતે ત્રણ સૂત્રોથી યોગાંગ સમાધિનો અંગી એવા બંને પ્રકાર-ના યોગથી ભેદ દેખાડયો. હવે "**परिणामत्रयसंयमादतीतानागत-ज्ञानम् ॥**" એ આ પાદમાંના સોળમા સૂત્રમાંના **परिणामत्रय** એ પદનો અર્થ સમજાવવામાટે તથા સમગ્ર વિશ્વનું ક્ષણપરિણામીપણું દેખાડી વૈરાગ્યાગ્નિને પ્રજ્વલિત કરવામાટે ભગવાન્ સૂત્રકાર ચિત્તની પેઠેજ ભૂતોમાં અને ઇંદ્રિયોમાં અતિદેશવડે પરિણામોને દેખાડે છેઃ—

**एतेन भूतेन्द्रियेषु धर्मलक्षणावस्था-परिणामा व्याख्याताः ॥ १३ ॥**

**पदबोधिनी टीकाः**—एतेन चित्तपरिणामकथनेन भूतेषु

पृथिव्यादिषु इन्द्रियेषु च चक्षुरादिषु ये धर्मलक्षणा लक्षणलक्षणा अवस्थालक्षणाश्च परिणामाः सन्ति तेऽपि व्याख्याताः कथिताः । तथाहि—मृल्लक्षणस्य धर्मिणः पिण्डरूपधर्मपरित्यागेन घटरूपधर्मान्तरोत्पत्तिर्धर्मपरिणामः । लक्षयति कार्यरूपं धर्मं व्यावर्तयतीति लक्षणं कालत्रयम् । तच्च कालत्रयं अतीतोऽध्वा वर्तमानोऽध्वाऽनागतोऽध्वा चेति क्रमादुच्यते । तत्र यो घटस्यानागताध्वपरित्यागेन वर्तमानाध्वप्रवेशस्तत्परित्यागेन चातीताध्वपरिग्रहः स तस्य लक्षणपरिणामः । एवं लक्षणपरिणामस्य तदवच्छिन्नधर्मस्य वा या नवत्वपुरातनत्वादिव्यवहारहेतुता सोऽवस्थापरिणामः । एवं प्रतिक्षणपरिणामिनो भावा ऋते चितिशक्तेरिति योगशास्त्रमतम् ॥१३॥

**સૂત્રાર્થ:**—આવડે ( પૂર્વોક્ત પ્રતિપાદનવડે ) ભૂતોમાં અને ઇંદ્રિયોમાં ધર્મપરિણામ, લક્ષણપરિણામ અને અવસ્થાપરિણામનું વ્યાખ્યાન થઇ ગયું. ૧૩

**વિવેચન:**—નવમા સૂત્રથી માંડીને બારમા સૂત્રપર્યંત ચિત્તના પરિણામોનું જે પ્રતિપાદન કર્યું છે તે પ્રતિપાદનવડે પૃથિવી, જલ, તેજ, વાયુ ને આકાશ એ પાંચ ભૂતોમાં તથા પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ કર્મેંદ્રિયો ને મન એ એકાદશ ઇંદ્રિયોમાં ધર્મપરિણામ, લક્ષણપરિણામ અને અવસ્થાપરિણામનું વ્યાખ્યાન પણ થઇ જાય છે. યોગસિદ્ધાંતપ્રમાણે પુરુષથી ભિન્ન પ્રકૃતિ આદિ સર્વ પદાર્થો ક્ષણપરિણામી છે તેથી ભૂતો અને ઇંદ્રિયોની પેઠે પ્રકૃતિ, મહત્તત્ત્વ અને અહંકારમાં પણ પૂર્વોક્ત

ત્રણ પરિણામો રહેલા છે. ભૂતો અને ઇંદ્રિયો વિકારરૂપ હોવાથી ચોથો તત્ત્વાંતરપરિણામ તેમાં નથી, ને પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર ને તન્માત્રામાં તે પરિણામ છે; એ અસાધારણ આશયથીજ અહિં "પ્રકૃતિ આદિમાં" એમ કહ્યું નથી. ધર્મી પોતાને સ્વરૂપે વિદ્યમાન રહે, અને તેમાં પૂર્વધર્મનો તિરોભાવ થઇ અન્યધર્મનો પ્રાદુર્ભાવ થાય તે ધર્મીનો ધર્મપરિણામ કહેવાય છે. જેમ મૃત્તિકારૂપ ધર્મીમાં પિંડરૂપ પૂર્વધર્મનો તિરોભાવ થઇ ઘટરૂપ ધર્માતરનો પ્રાદુર્ભાવ થાય છે, પિંડરૂપ પૂર્વધર્મસાથે તથા ઘટરૂપ ઉત્તરધર્મસાથે મૃત્તિકારૂપ ધર્મી સંબંધયુક્ત છે તેથી તે મૃત્તિકારૂપ ધર્મીનો ધર્મપરિણામ કહેવાય છે. ધર્મ પોતાને સ્વરૂપે વિદ્યમાન રહી અનાગત અવસ્થામાંથી વર્તમાન અવસ્થાને પામે વા વર્તમાન અવસ્થામાંથી અતીત અવસ્થાને પામે તે ધર્મનો લક્ષણપરિણામ કહેવાય છે. જ્યારે મૃત્તિકાનો પિંડરૂપ ધર્મ તિરોભાવ પામી ઘટરૂપ ધર્મ આવિર્ભાવ પામે છે ત્યારે સત્નો વિનાશ ન હોવાથી પિંડરૂપ ધર્મનો અત્યંત નાશ થઈ જતો નથી, કિંતુ તે ધર્મ માત્ર તિરોભાવ પામે છે, અને અસત્ની ઉત્પત્તિનો અસંભવ હોવાથી ઘટરૂપ ધર્મ નવો ઉપજતો નથી, પણ પ્રાદુર્ભાવજ પામે છે. અહિં લક્ષણશબ્દનો અર્થ ત્રણ પ્રકારના અધ્વા ( કાલ ) એવો થાય છે. અનાગતાધ્વા, વર્તમાનાધ્વા ને અતીતાધ્વા એ ત્રણ પ્રકારના અધ્વાનાં નામ છે. પૂર્વોક્ત દૃષ્ટાંતમાં પિંડરૂપ ધર્મ પોતાના વર્તમાનાધ્વાને ત્યજીને અતીતાધ્વાને પામે છે, અને ઘટરૂપ ધર્મ પોતાના અનાગતાધ્વાને ત્યજીને વર્તમાનાધ્વાને પામે છે તેથી તે ધર્મનો લક્ષણપરિણામ ગણાય છે. લક્ષણપરિણામનો જે અવસ્થારૂપ પરિણામ તે અવસ્થાપરિણામ કહેવાય છે; જેમકે વર્તમાનાધ્વાયુક્ત ઘટરૂપ ધર્મમાં નવાપણારૂપ તથા જૂનાપણારૂપ જે અવસ્થાનો ભેદ થાય છે તે ઘટરૂપ ધર્મના

લક્ષણપરિણામરૂપ વર્તમાન અધ્વાનો અવસ્થાપરિણામ છે.

નવમા સૂત્રમાં ચિત્તનો જે નિરોધપરિણામ કહ્યો છે તે ચિત્તનો ધર્મપરિણામ જાણવો. એ સૂત્રમાં જોકે વ્યુત્થાનસંસ્કારનો તિરોભાવ ને નિરોધસંસ્કારનો પ્રાદુર્ભાવ કહ્યો છે, વ્યુત્થાનનો તિરોભાવ ને નિરોધનો પ્રાદુર્ભાવ કહ્યો નથી, કિંતુ અર્થથી તેમની પણ પ્રાપ્તિ થાય છે તેથી વ્યુત્થાનરૂપ ચિત્તનો ધર્મ તિરોભાવ પામે છે, અને નિરોધરૂપ ચિત્તનો ધર્મ આવિર્ભાવ પામે છે એમ પણ ગ્રહણ થાય છે. એવી રીતે એ બે ધર્મસાથે ચિત્તરૂપ ધર્મીનો સંબંધ છે તેથી તે સૂત્રમાં ચિત્તનો ધર્મપરિણામ કહેલો છે એમ સ્પષ્ટ સમજાય છે. વળી એજ સૂત્રમાં લક્ષણપરિણામ પણ દેખાડેલો છે. ચિત્તનો નિરોધરૂપ ધર્મ પ્રાદુર્ભાવકાલે અનાગત અધ્વાને ત્યજી વર્તમાન અધ્વાસાથે સંબંધ પામે છે એમ તે નિરોધરૂપ ધર્મનો બંને અધ્વાસાથે સંબંધ હોય છે, અને વ્યુત્થાનરૂપ ધર્મ પણ તિરોભાવકાલે વર્તમાન અધ્વાને ત્યજીને અતીત અધ્વાસાથે સંબંધ પામે છે તેથી તે વ્યુત્થાનધર્મનો પણ બંને અધ્વાસાથે સંબંધ હોય છે. એ પ્રમાણે વ્યુત્થાનરૂપ ધર્મ સ્વરૂપે વિદ્યમાન રહે છે, ને વર્તમાન તથા અતીત અધ્વાસાથે સંબંધ પામે છે, અને તે નિરોધરૂપ ધર્મ પણ સ્વરૂપે વિદ્યમાન રહી અનાગત તથા વર્તમાન અધ્વાસાથે સંબંધ પામે છે તેથી તે ધર્મોના તે લક્ષણપરિણામ છે એ સ્પષ્ટ છે. એવી રીતે એ સૂત્રવડે ચિત્તના ધર્મપરિણામ તથા લક્ષણપરિણામ દેખાડેલા છે. લક્ષણપરિણામના અવસ્થાપરિણામને "**तस्य प्रशान्तवाहिता संस्कारात् ॥**" એ સૂત્રમાં દેખાડેલ છે. નિરોધસંસ્કારનું બલવાન્પણું ને વ્યુત્થાનસંસ્કારનું દુર્બલપણું એ તેમની અવસ્થાઓ છે, નિરોધસંસ્કાર વર્તમાન અધ્વામાં રહીને બલવાન્પણારૂપ અવસ્થાસાથે સંબંધ પામે છે, અને વ્યુત્થાનસંસ્કાર વર્તમાન અધ્વામાં

રહીને દુર્બલપણારૂપ અવસ્થાસાથે સંબંધ પામે છે. એવી રીતે વર્તમાન અધ્વારૂપ લક્ષણપરિણામવાળા ચિત્તધર્મોનો અવસ્થાપરિણામ એ સૂત્રમાં દેખાડ્યો છે. એ પ્રમાણે ચિત્તના સમાધિપરિણામને કહેનારા સૂત્રની તથા ચિત્તના એકાગ્રતાપરિણામને કહેનારા સૂત્રની પણ નવમા સૂત્રપ્રમાણે વ્યવસ્થા જાણવી.

પૂર્વે કહ્યા પ્રમાણે પ્રકૃતિથી માંડીને સર્વ પ્રાકૃત પદાર્થો ધર્મ, લક્ષણ ને અવસ્થા પરિણામવાળા છે. તેમાં આ સૂત્રમાં પાંચ ભૂતો અને અગીઆર ઇંદ્રિયોમાં એ ત્રણ પરિણામો કેવી રીતે થાય છે તે નિરૂપણ કરવાનું છે. ભૂતનું જે કાર્ય હોય તે ભૌતિક કહેવાય છે. મનુષ્યાદિ પ્રાણીઓનાં શરીરો તથા ઘટાદિ પદાર્થો ભૌતિક છે. તે પૃથિવી આદિ ભૂતોરૂપ ધર્મીના ધર્મપરિણામ છે. ભૂતોનાં પરમાણુઓ જ્યારે પોતાને રૂપે હોય છે ત્યારે તેઓ એક પ્રકારના આકારવાળા તથા ગુણોવાળા હોય છે, અને જ્યારે તેઓ મનુષ્યાદિના શરીરરૂપે વા ઘટાદિરૂપે પરિણામ પામે છે ત્યારે તેઓ બીજા પ્રકારના આકારવાળા તથા ગુણોવાળા દેખાય છે તેથી મનુષ્યાદિનાં શરીરોના તથા ઘટાદિના ઉપાદાનકારણરૂપ પરમાણુઓનો મનુષ્યાદિનાં શરીરોરૂપ વા ઘટાદિરૂપ પરિણામ થવો એ તેમનો ધર્મપરિણામ કહેવાય છે, કારણકે તે પરમાણુઓ સ્વસ્વરૂપે વિદ્યમાન રહીને પોતાના પૂર્વધર્મનો ત્યાગ કરીને અન્ય ધર્મની સાથે સંબંધ પામેલા હોય છે. મનુષ્યાદિ વા ઘટાદિ આકારે થતા પહેલાં પરમાણુઓના જે ધર્મો હતા તે વર્તમાન અધ્વામાં હતા, તે તેમનો મનુષ્યાદિ વા ઘટાદિ આકાર થયા પછી અતીત અધ્વાસાથે સંબંધવાળા થયા, એ તેનો (ધર્મનો) લક્ષણપરિણામ છે. વર્તમાન અધ્વાસાથે સંબંધ પામેલાં મનુષ્યાદિનાં બાલ્ય, કૌમાર, યૌવન ને વાર્ધક્ય એ અવસ્થાપરિણામ છે. ઘટાદિ પદાર્થોનું ઉત્પન્ન થયા પછી અન્ય ક્ષણથીજ ક્રમે ક્રમે

નવાપણું મટીને જૂનાપણું થતું જાય છે તે ઘટાદિરૂપ ધર્મના વર્તમાન અધ્વરૂપ લક્ષણનો અવસ્થાપરિણામ છે. જલમાં રસશૈત્યાદિરૂપ ધર્મપરિણામનો, તે ધર્મના લક્ષણપરિણામનો ને તે લક્ષણપરિણામના અવસ્થાપરિણામનો; તેજમાં દાહપ્રકાશરૂપ ધર્મપરિણામનો, તે ધર્મના લક્ષણપરિણામનો ને તે લક્ષણપરિણામના અવસ્થાપરિણામનો; વાયુમાં સ્પર્શગતિરૂપ ધર્મનો, તે ધર્મના લક્ષણપરિણામનો ને તે લક્ષણપરિણામના અવસ્થાપરિણામનો; તથા આકાશમાં શબ્દરૂપ ધર્મપરિણામનો, તે ધર્મના લક્ષણપરિણામનો ને તે લક્ષણપરિણામના અવસ્થાપરિણામનો સદ્ભાવ જાણવો. ચક્ષુરાદિ ઇંદ્રિયોમાં પણ પોતપોતાના નીલાદિ વિષયનું જે આલોચન તે તેમનો ધર્મપરિણામ છે. તે ધર્મોનો અતીતાદિ અધ્વાસાથે ક્રમથી સંબંધ થાય તે તેમનો લક્ષણપરિણામ છે, ને તે ધર્મના વર્તમાન અધ્વરૂપ લક્ષણપરિણામમાં જે સ્ફુટપણું તથા અસ્ફુટપણું તે અવસ્થાપરિણામ છે. ચક્ષુરાદિ ઇંદ્રિયોમાં એ ત્રણ પ્રકારના પરિણામો ક્ષણે ક્ષણે થયા કરે છે. તન્માત્રાઓ, અહંકાર, મહત્તત્ત્વ અને પ્રકૃતિમાં પણ એ ત્રિવિધ પરિણામો વિદ્યમાન છે. તેમાં પાંચ ભૂતોનાં અણુઓ એ તન્માત્રાઓનો ધર્મપરિણામ છે, તન્માત્રાઓ અને અગીઆર ઇંદ્રિયો એ અહંકારનો ધર્મપરિણામ છે, અહંકાર એ મહત્તત્ત્વનો ધર્મપરિણામ છે, અને મહત્તત્ત્વ એ પ્રકૃતિનો ધર્મપરિણામ છે. ધર્મીના એ ધર્મપરિણામમાં પૂર્વની પેઠે લક્ષણપરિણામ તથા લક્ષણપરિણામમાં પૂર્વની પેઠે અવસ્થાપરિણામ જાણવો. " **चलं च गुणवृत्तम् ॥** " ( ગુણોનો સ્વભાવ ક્ષણપરિણામી છે ) એ યોગનો સિદ્ધાંત છે. તે સિદ્ધાંતપ્રમાણે પ્રકૃતિથી માંડીને સ્થૂલભૂત તથા તેમનાં કાર્યોપર્યંતના સર્વ પદાર્થોમાં ત્રણ પ્રકારના પરિણામો નિરંતર થયા કરે છે. જેમ રાજાના પ્રામાણિક દાસો પોતાના રાજાના કાર્ય-

માટે નિરંતર વ્યાપારવાળા રહે છે તેમજ પુરુષના દાસસ્થાનીય પૂર્વોક્ત સર્વ પદાર્થો પુરુષને માટે પ્રતિક્ષણે ત્રિવિધ પરિણામ પામ્યા કરે છે. એવી રીતે સકલ વિશ્વ ક્ષણે ક્ષણે પરિણામ પામનારું હોવાથી વિવેકીને તેમાં નિત્યપણાની બુદ્ધિ રાખવી યોગ્ય નથી.

લક્ષણપરિણામ અને અવસ્થાપરિણામ વસ્તુતાએ ધર્મીના હોવાથી તે બંનેનો ધર્મપરિણામમાં સમાવેશ થઇ શકે છે, છતાં આ સૂત્રમાં જે ત્રણ પરિણામો કહ્યા છે તે બ્રાહ્મણવસિષ્ઠન્યાયે કરીને વિશેષ સ્પષ્ટીકરણમાટે છે એમ જાણવું.

ધર્મપરિણામમાં ધર્મી એક ધર્મનો ત્યાગ કરીને બીજા ધર્મનો સ્વીકાર કરે છે તેથી તે ધર્મપરિણામમાં ધર્મી બંને વેલાએ સ્વસ્વરૂપે વિદ્યમાન હોય છે; જેમ પૂર્વકાલે કડાને આકારે રહેલું સોનું ઉત્તરકાલે કુંડલને આકારે પરિણામ પામે છે ત્યારે સોનારૂપ ધર્મીનો ધર્મરૂપ પરિણામ થયો કહેવાય છે. તે બંને વેલાએ ધર્મિરૂપ સોનું તો તેનું તેજ છે તોપણ તેમાં ક્ષણે ક્ષણે પરિણામ થયા કરે છે માટે તે ધર્મીઓ કિંવા અંતિમધર્મી જે પ્રકૃતિ તે કૂટસ્થનિત્ય નથી, માત્ર પુરુષજ કૂટસ્થનિત્ય છે; પ્રકૃતિ નિત્ય છે ખરી, પણ તે પરિણામિનિત્ય છે, કૂટસ્થનિત્ય નથી. પ્રકૃતિનાં કાર્યો અનિત્ય છે, છતાં તે આકાશપુષ્પનાં જેવાં અત્યંત અસત્ નથી, કેમકે તેમ હોય તો તેની પ્રતીતિ ન થવી જોઇએ.

ધર્મીની પેઠે ધર્મ પણ નિત્ય છે, કેમકે તેમ હોય તોજ તે ધર્મ સ્વસ્વરૂપે વિદ્યમાન રહીને અનાગત અધ્વાના સંબંધને ત્યજીને વર્તમાન અધ્વાસાથે, તથા વર્તમાન અધ્વાના સંબંધને ત્યજીને અતીત અધ્વાસાથે સંબંધ પામી શકે. જો તે ધર્મ આવિર્ભાવના સમયમાં નવોજ ઉત્પન્ન થયો હોય, અને તિરોભાવના સમયમાં નાશ પામી

જતો હોય તો તેનો બંને કાલસાથે સંબંધ સંભવી શકે નહિ. એવી રીતે લક્ષણપરિણામથી ધર્મનું પણ નિત્યત્વ સિદ્ધ થાય છે. ધર્મના નિત્યપણામાં ચિત્તધર્મોનું ઉદાહરણ લઈએ. યજ્ઞદત્તનું ચિત્ત જ્યારે કોઇ એક સ્ત્રીપ્રતિ રાગવાળું હોય છે ત્યારે તેનો તે રાગ વર્તમાનકાલ-સાથે સંબંધવાળો છે તેથી કાંઈ એમ સિદ્ધ થતું નથી કે તેનું ચિત્ત અન્ય સ્ત્રીઓપ્રતિ વૈરાગ્યવાળું છે. રાગ વર્તમાનકાલસાથે સંબંધવાળો હોવાથી તેના ચિત્તનો દ્વેષ ભવિષ્યત્કાલસાથે સંબંધવાળો નથી એમ પણ ન કહેવાય. એકજ ચિત્તમાં એકજ કાલે બે વૃત્તિઓ પ્રધાન ન હોઈ શકે તેથી જ્યારે રાગ પ્રધાનપણે વર્તતો હોય છે ત્યારે દ્વેષ અનાગત અવસ્થામાં રહેલો હોય છે, પણ તેનો અત્યંતાભાવ થયેલો હોતો નથી, કેમકે તેમ થયેલ હોય તો પુનઃ તેનો કોઇ કાલે પ્રાદુર્ભાવ થઇ શકે નહિ, કિંતુ અન્ય વેલાએ તેના ચિત્તમાં દ્વેષનો આવિર્ભાવ પણ જણાય છે. એવી રીતે એકની પ્રધાનાવસ્થારૂપ વર્તમાનાવસ્થા હોય ત્યારે કોઇની અતીતાવસ્થા ને કોઇની અનાગતાવસ્થા હોય છે.

લક્ષણપરિણામમાંના એક લક્ષણપરિણામની એક કાલે અભિવ્યક્તિ હોય છે, પણ સર્વની હોતી નથી. શ્રીપંચશિખાચાર્યે પણ નીચેના વચનથી એમજ કહ્યું છેઃ—

**" रूपातिशया वृत्त्यतिशयाश्च परस्परेण विरुध्यन्ते सामान्यानि त्वतिशयैः सह प्रवर्तन्ते ॥"**

**ભાવાર્થઃ**—રૂપના અતિશય અને વૃત્તિના અતિશય પરસ્પરવડે વિરોધ પામે છે, અને સામાન્યો તો અતિશયોસાથે પ્રવર્તે છે.

અવસ્થાપરિણામમાં પ્રતિક્ષણે તે અવસ્થાઓના ભેદની ધારા ચાલ્યા કરે છે, પણ ધર્મ તો તેનો તેજ રહે છે, તેનો ભેદ થતો નથી. ૧૩

એવી રીતે ત્રિવિધ પરિણામોને કહીને હવે જે ધર્મીના આ ત્રિવિધ પરિણામો થાય છે તે ધર્મીનું સ્વરૂપ નીચેના સૂત્રથી દેખાડે છેઃ-

# शान्तोदिताव्यपदेश्यधर्मानुपाती धर्मी ॥१४॥

पदबोधिनी टीका:—शान्ताः कृतव्यापारा अतीताः। उदिताः व्यापाराविष्टा वर्तमानाः। अव्यपदेश्याः शक्तिरूपेण धर्मिषु स्थिता अनागताः। एते पुनरत्यन्तसूक्ष्मतया धर्मिणो धर्मान्तराद्वा भेदेन व्यपदेष्टुमशक्याः। तदमुकमिति नामग्राहं वर्णयितुमशक्या इत्यर्थः। एतस्माच्च कारणात्सर्वं कार्यं कारणे शक्तिरूपेणावस्थितत्वादव्यपदेश्यं कारणमात्रसंभावितं चेति सर्वं कारणं सर्वकार्यशक्तिमदित्यनुमीयते। दृश्यते हि दाव-दग्धवेत्रबीजात् कदलीकाण्डोत्पत्तिः। न हि तत्रासत उद्भवः संभवति। देशकालाकारकर्मादीनामभिव्यञ्जकानां वैचित्र्या-देव क्वचित् किञ्चिदुद्भवति किञ्चिच्च नोद्भवतीति कार्यकारण-व्यवस्थायाः स्थितिर्दृढीयते। योगिनां तु देशादिप्रतिबन्धका-भावात् सर्वस्मादेव सर्वसमुद्भवः प्रख्यायते। तानेतान् शान्तोदिताव्यपदेश्यान् धर्मान् योग्यतावच्छिन्ना शक्तिरनिशं घटीयन्त्रवदनुपतति अन्वेति यः सोऽनुपाती धर्मीत्यनुभूय-ताम्। यथा मृत्सुवर्णादिश्चूर्णपिण्डघटरुचकाद्यन्वयी तथाऽन्येऽ-पीति द्रष्टव्यम्॥ १४॥

**સૂત્રાર્થ:—અતીત, વર્તમાન તથા અનાગત ધર્મમાં [આશ્રયરૂપે] અન્વય પામીને રહેનાર [તે] ધર્મી [ છે. ] ૧૪**

**વિવેચન:**—જે ધર્મ પોતાનો વ્યાપાર કરી ઉપરામ પામ્યો હોય છે તે શાંત વા અતીત કહેવાય છે, જે ધર્મ પોતાનો વ્યાપાર કરતો હોય છે તે ઉદિત વા વર્તમાન કહેવાય છે, અને જે ધર્મ પોતાના કારણમાં શક્તિરૂપે વિદ્યમાન હોય છે તે અવ્યપદેશ્ય અથવા અનાગત કહેવાય છે. અતીત, વર્તમાન ને અનાગત એ ત્રણ અવસ્થાવાળા ધર્મોમાં જે આશ્રયરૂપે અન્વય પામીને રહે છે તે ધર્મી એટલે ધર્મવાળો કહેવાય છે. મૃત્તિકા ચૂર્ણ, પિંડ અને ઘટાદિમાં આશ્રયરૂપે અનુગત થઇને રહે છે માટે તે મૃત્તિકા ધર્મી છે, અને ચૂર્ણાદિ ધર્મો છે, તથા સુવર્ણ કડા, કુંડલ અને હાર આદિમાં આશ્રયરૂપે અનુગત થઇને વર્તે છે તેથી તે સુવર્ણ ધર્મી છે, અને કડા આદિ ધર્મો છે. ઘટાદિવડે જલાદિને લાવવા આદિનું જે કાર્ય થાય છે તે કાર્ય કરવાનું સામર્થ્ય પણ તેનામાં પોતાના કારણમાંથી આવ્યું છે, આકસ્મિક ઉત્પન્ન થયું નથી. મૃત્તિકાદિ કારણમાં જે ધર્મો અવ્યક્તરૂપે હોય છે તેજ તેનાં ઘટાદિ કાર્યોમાં વ્યક્તરૂપે થાય છે એ તાત્પર્ય છે. અનાગતધર્મ અતિસૂક્ષ્મ હોવાથી ધર્મીથી કિંવા ધર્માંતરથી ભેદવડે વ્યવહાર કરવાને અશક્ય છે. તેથી સર્વ કાર્યો શક્તિરૂપે વ્યવહાર કરવાને અશક્ય છે, માત્ર કારણરૂપે તે સંભાવિત થાય છે. અવ્યક્ત અવસ્થાવડે કારણમાં જેમનું અવસ્થાન છે એવી યોગ્યતારૂપ ધર્મ એક ધર્મીમાં અનેકવિધ હોય છે.

વર્તમાન માટીના પિંડનો માટીના ચૂર્ણરૂપ અતીતથી તથા માટીના ઘટરૂપ અનાગતથી આ પ્રમાણે ભેદ છેઃ-માટીનો પિંડ જે કાલે વર્તમાનાવસ્થામાં હોઇને પોતાનો વ્યાપાર કરતો હોય છે ત્યારે માટીનું ચૂર્ણ અતીતાવસ્થાને પામેલું હોય છે, અર્થાત્ તે પોતાનો

વ્યાપાર કરવાથી ઉપરામ થયેલું હોય છે, અને તે પિંડમાંથી થનારા ઘડાએ હજી પોતાના વ્યાપારને આરંભ કર્યો હોતો નથી, પણ પિંડમાં હજી તે શક્તિરૂપે છે માટે તે ઘટની અનાગત અવસ્થા છે. અતીત અને અનાગત બંને અદશ્ય છતાં પણ અતીતધર્મમાં ઉદિત થવાની યોગ્યતા નથી, ને અનાગતધર્મમાં ઉદિત થવાની યોગ્યતા છે, એટલો એ બંનેમાં ભેદ છે. એવી રીતે એ ત્રણે ધર્મો પરસ્પર ભેદવાળા છે.

કોઇ પણ કાર્ય પ્રથમ પોતાના કારણમાં અનાગતાવસ્થામાં હોય છે, ત્યાંથી વર્તમાનાવસ્થામાં આવે છે, અને પછી તે પોતાનો વ્યાપાર સમાપ્ત કરી અતીતાવસ્થાને પામે છે. અતીતાવસ્થાને પામેલાની પુનઃ વર્તમાન અવસ્થા થતી નથી. જો તેમ થાય તો પૂર્વનો ઘડો આજ છે એમ પ્રત્યભિજ્ઞા થવી જોઇએ, પણ તેવી પ્રત્યભિજ્ઞા થતી નથી તેથી જણાય છે કે અતીતાવસ્થાને પામેલાનો પુનરુદ્ભવ નથી. એમ છે તેથીજ મુક્ત પુરુષોનાં અતીત અવસ્થાને પામેલાં અંતઃકરણો પુનઃ ઉત્પન્ન થતાં નથી.

નૈયાયિકો અતીત અને અનાગતની સત્તા સ્વીકારતા નથી એ યુક્ત નથી, કેમકે સાંખ્ય, યોગ તથા વેદાંતે સ્વીકારેલા સત્કાર્યવાદ-પ્રમાણે તથા યોગીઓના યોગજ પ્રત્યક્ષપ્રમાણપ્રમાણે અતીત અને અનાગતની ધર્મીમાં સ્થિતિ છે એમ સિદ્ધ થાય છે. જૈગીષવ્યમુનિએ પોતાના દશ કલ્પના પાછલા જન્મો જોયા, તથા શ્રીકૃષ્ણભગવાનના વિશ્વરૂપમાં અર્જુને કુરુસૈન્યના યોદ્ધાઓનાં ભવિષ્યમાં થનારાં મરણો જોયાં ઇત્યાદિ વર્ણનો પણ અતીત અને અનાગત ધર્મનો ધર્મીમાં સદ્ભાવ માનીએ ત્યારેજ સંભવી શકે છે, અન્યથા શાસ્ત્રોમાં નિરૂપણ કરેલાં એવાં વર્ણનો સંભવી શકે નહિ તેથી અતીત અને અનાગત ધર્મની ધર્મીમાં સ્થિતિ હોય છે એમ સ્વીકારવું એજ યુક્તિયુક્ત છે. વર્તમાન

અને અતીત શક્તિ તે તે કાર્યમાં નિયમિત રહે છે, પણ અનાગત સર્વ શક્તિ સર્વમાં છે. પ્રત્યેક પરિણામિપદાર્થમાં પ્રધાનરૂપ ધર્મીનો સદ્ભાવ છે, ને તે પ્રધાનમાં સર્વ પ્રકારની શક્તિઓ રહેલી હોવાથી તે પ્રધાન પ્રતિબંધક ન હોય તો સર્વરૂપે પરિણામ પામી શકે છે. પરિણામ પામનારી સર્વ વસ્તુઓમાં સૂક્ષ્મરૂપે સર્વ કાર્યને ઉત્પન્ન કરનારી શક્તિઓ રહેલી છે એ અર્થ પૂર્વાચાર્યોએ પણ નીચેના વચનથી સ્વીકાર્યો છે:—

**"जलभूम्योः पारिणामिकं रसादिवैश्वरूप्यं स्थावरेषु दृष्टं तथा स्थावराणां जङ्गमेषु जङ्गमानां स्थावरेषु ॥"**

**અર્થ:**—જલના અને ભૂમિના પરિણામરૂપ નિમિત્તથી રસાદિનું સર્વરૂપપણું સ્થાવરોમાં જોયું છે, તથા સ્થાવરોના પરિણામરૂપ નિમિત્તથી રસાદિનું સર્વરૂપપણું જંગમોમાં, અને જંગમોના પરિણામરૂપ નિમિત્તથી રસાદિનું સર્વરૂપપણું સ્થાવરોમાં જોયું છે.

**વિવેચન:**—વનસ્પતિ, લતા તથા ગુલ્મ આદિમાં જે મૂલ, ફલ તથા પુષ્પાદિના રસ અને ગંધાદિનું વિચિત્રપણું જોવામાં આવે છે તે રસાદિ ગુણવાળા જલના તથા ગંધાદિ ગુણવાળી ભૂમિના પરિણામરૂપ નિમિત્તથી છે. અન્ન અને તૃણાદિરૂપ સ્થાવરોના પરિણામરૂપ નિમિત્તથી મનુષ્યમાં અને પશુમાં રસરુધિરાદિનું વિચિત્રપણું જોવામાં આવે છે, અને મનુષ્યાદિનાં શરીરોરૂપ જંગમોના પરિણામરૂપ નિમિત્તથી વનસ્પતિ આદિરૂપ સ્થાવરોમાં રસગંધાદિનું વિચિત્રપણું જોવામાં આવે છે.

સર્વવસ્તુઓ સર્વશક્તિવાળી હોય તો સર્વવસ્તુઓમાંથી સર્વદા સર્વશક્તિઓનો પ્રાદુર્ભાવ થવો જોઇએ, પણ તેમ તો જોવામાં આવતું નથી તેથી સર્વવસ્તુઓને સર્વશક્તિવાળી માનવી યોગ્ય નથી એમ

શંકા થાય તો તેનું સમાધાન આ પ્રમાણે જાણવું:–દેશ, કાલ, આકાર અને નિમિત્તના પ્રતિબંધથી સર્વવસ્તુઓમાંથી સર્વશક્તિઓનો પ્રાદુર્ભાવ થઇ શકતો નથી. સર્વવસ્તુઓ સર્વશક્તિવાળી છતાં પણ જે કાર્યને માટે જે દેશ યોગ્ય હોય છે ત્યાં તેની અભિવ્યક્તિ થાય છે, અન્યત્ર તેની અભિવ્યક્તિ થતી નથી; જેમ કેશરરૂપ કાર્યની ઉત્પત્તિમાટે કાશ્મીરદેશ યોગ્ય છે તેથી તે દેશમાં તેની અભિવ્યક્તિ થાય છે, પાંચાલાદિ દેશમાં તે કાર્યનો સદ્ભાવ છતાં પણ ત્યાં તેની અભિવ્યક્તિ થતી નથી. ઉષ્ણકાલમાં વૃષ્ટિનો યથાયોગ્ય આવિર્ભાવ નથી તેથી તે કાલે શાળ પાકતી નથી. મૃગલી મનુષ્યને જણતી નથી, વા શિલામાંથી અંકુર ઉપજતા નથી, કારણકે મૃગલીમાં મનુષ્યના આકારનો અને શિલામાં કોમલ પાર્થિવ આકારનો આવિર્ભાવ નથી, અને અપુણ્યવાન્-માં પુણ્યરૂપ નિમિત્તનો આવિર્ભાવ નથી તેથી તે સુખરૂપ ફલને ભોગવ-તો નથી. એવી રીતે દેશ, કાલ, આકાર અને નિમિત્તના પ્રતિબંધથી સર્વત્ર સર્વકાર્યોની ઉત્પત્તિ થતી નથી તેથી કાર્યકારણની વ્યવસ્થાનો લૌકિક નિયમ બાધ પામતો નથી. સમર્થ યોગીને તો દેશકાલાદિકનો પ્રતિબંધ નથી તેથી માત્ર તેના પ્રબલસંકલ્પવડેજ સર્વકારણોમાંથી સર્વવસ્તુઓ ઉત્પન્ન થઇ શકે છે. ૧૪

એ પ્રમાણે ધર્મીના સ્વરૂપનું નિરૂપણ કરીને હવે એક ધર્મીના અનેક પરિણામ થવામાં જે કારણ છે તેને નીચેના સૂત્રવડે દર્શાવે છે:—

## क्रमान्यत्वं परिणामान्यत्वे हेतुः ॥ १५ ॥

**पदबोधिनी टीका—धर्माणां यः क्रमः नियतपूर्ववर्तिता पौर्वापर्यं वा तस्य यत् अन्यत्वं भेदः बहुविधत्वमिति यावत् ।**

तद्देव परिणामस्य प्रोक्तलक्षणस्य अन्यत्वे नानाविधत्वे हेतुः गमकम्। मृत्कणतो मृत्पिण्डस्ततः कपालानि तेभ्यश्च घट इत्येवंरूपेण नियतेनैव क्रमेण सर्वाणि द्रव्याणि व्यापारयोगात् प्रतिक्षणं परिणमन्त इति परिणामानामेव भेदो न तु द्रव्याणाम्। एतच्च क्वचिद्द्रष्टव्यं क्वचिच्चानुमातव्यम्। बाह्यवस्तुवत् चित्तमपि बहुपरिणामि। तत्र च केचित्परिणामाश्चित्तस्य कामसुखादयः प्रत्यक्षेणैवोपलभ्यन्ते केचिच्चानुमानगम्यास्तिष्ठन्ति। अनुमानगम्याश्चित्तधर्माः सप्त इत्युक्तम्। तथाहि—" निरोधकर्मसंस्काराः[1] परिणामोऽथ जीवनम्। चेष्टा शक्तिश्च चित्तस्य धर्मा दर्शनवर्जिताः ॥ " दर्शनवर्जिताः परोक्षाः। कर्म पापपुण्यनामधेयमपूर्वम्। जीवनं प्राणधारणम्। चेष्टा क्रिया। शक्तिः कार्याणां सूक्ष्मावस्था इति श्लोकपदानामर्थः ॥ १५ ॥

**સૂત્રાર્થ:**—[ ધર્મીના ] પરિણામના અન્યપણામાં ક્રમનું અન્યપણું જ્ઞાપક [ છે. ] ૧૫

**વિવેચન:**—એક ધર્મીનો ધર્મ, લક્ષણ ને અવસ્થારૂપ એકજ પરિણામ છે, વા તેના ધર્મ, લક્ષણ ને અવસ્થારૂપ બહુપરિણામો છે એમ સંશય થાય છે. પૂર્વપક્ષી કહે છે કે ધર્મીના એકપણાથી તેનો એકજ પરિણામ માનવો યોગ્ય છે, એક ધર્મીના અનેક પરિણામો માનવાથી આકસ્મિકપણાનો પ્રસંગ આવે છે માટે તેમ માનવું યોગ્ય નથી. એ

---

[1] निरोधधर्मसंस्काराः એવું પાઠાંતર છે.

પૂર્વપક્ષનું નિરાકરણ કરવા આ સૂત્રમાં ક્રમના ભેદથી પરિણામનો ભેદ દર્શાવ્યો છે. મૃત્તિકાની પ્રથમ ચૂર્ણાવસ્થા હોય છે, પછી જલના સંયોગ તથા મર્દનથી તેની પિંડાવસ્થા થાય છે, પશ્ચાત્ કુંભારાદિકના વ્યાપારથી તેની ઘટાવસ્થા થાય છે. ઘટાવસ્થાનો નાશ થવાથી કપાલાવસ્થા, કપાલાવસ્થાનો નાશ થવાથી કપાલિકાવસ્થા ને તેનો નાશ થવાથી કણાવસ્થા થાય છે. મૃત્તિકારૂપ ધર્મી એ સર્વ ધર્મોમાં અનુગત હોય છે. એવી રીતે પિંડાદિ અવસ્થાના પૂર્વાપરના ભાવરૂપ ક્રમનો જે ભેદ દેખાય છે તે એકજ મૃત્તિકારૂપ ધર્મીના ચૂર્ણાદિ ધર્મપરિણામના અન્યપણા–ભિન્નપણા–નો હેતુ ( લિંગ ) છે. ધર્મપરિણામની પેઠે અનાગત, વર્તમાન ને અતીત અધ્વાના ક્રમવડે લક્ષણપરિણામના ભેદ થાય છે, અને ક્ષણોની પરંપરાથી ઘટ, ડાંગર અને વસ્ત્રાદિના સૂક્ષ્મતમ, સૂક્ષ્મતર, સૂક્ષ્મ, બૃહત્, બૃહત્તર ને બૃહત્તમ પરિણામ-વડે તેમના ક્રમે કરીને નવાપણું તથા જૂનાપણું એવા અવસ્થા-પરિણામના ભેદ થાય છે. ઘટ બહુ વર્ષે જીર્ણ થઇ ચૂર્ણ થઇ જાય છે, કોઠીમાં પ્રયત્નવડે સંરક્ષણ કરેલી ડાંગર પણ બહુ કાલ વ્યતીત થવાથી હાથ લગાડતાંજ ચૂર્ણ થઇ જાય છે, અને સાચવીને રાખેલાં વસ્ત્ર પણ સમય જતાં સડી જાય છે એ પ્રસિદ્ધ છે. આ અવસ્થા-પરિણામ સર્વપદાર્થમાં થાય છે. એ ચૂર્ણાવસ્થા પ્રતિક્ષણે થનારા પરિણામના ક્રમવિના અકસ્માત્જ થઇ જતી નથી, કારણકે નવો ઘટ, નવી ડાંગર કે નવું વસ્ત્ર હાથના સ્પર્શમાત્રથીજ ચૂર્ણ થઇ જતાં નથી.

ચૂર્ણનું રૂપાંતર થઇ પિંડ ઉપજે છે, અને પિંડનું રૂપાંતર થઇ ઘટ ઉપજે છે તે ધર્મપરિણામનો ક્રમ છે. ઘટના અનાગતભાવથી વર્તમાનભાવનો ક્રમ, તથા પિંડના વર્તમાનભાવથી અતીતભાવનો

ક્રમ એ લક્ષણપરિણામનો ક્રમ છે. અતીતભાવનો ક્રમ નથી, કેમકે તેનાથી અનંતર અન્યભાવ નથી તેથી અનાગત અને વર્તમાન એ બે લક્ષણનોજ ક્રમ છે. ધર્મીના વર્તમાન અધ્વાવાળા ધર્મનો જે ક્ષણે ક્ષણે નવાપણારૂપ તથા જૂનાપણારૂપ પરિણામ થાય છે તે અવસ્થાપરિણામનો ક્રમ છે. એવી રીતે ક્રમનો ભેદજ ત્રિવિધ પરિણામના ભેદનો જ્ઞાપક છે.

મૃત્તિકાદિરૂપ ધર્મી એક છે, અને તેના ઘટાદિરૂપ ધર્મપરિણામોના અનાગત, વર્તમાન તથા અતીતરૂપ લક્ષણપરિણામો થાય છે, તેમજ લક્ષણપરિણામના નવત્વપુરાણત્વાદિરૂપ અવસ્થાપરિણામો થાય છે. એવી રીતે ધર્મો અનેક થયા છતાં પણ ધર્મી એકજ અનુગત રહેલો હોય છે. તેમાં પણ અન્ય આપેક્ષિકધર્મી છે, અને પ્રધાન નિરપેક્ષિકધર્મી છે, ને તે ધર્મીનાજ પરિણામરૂપ આ સમગ્ર જગત્ છે.

ચિત્ત પણ આપેક્ષિકધર્મી છે. તેના કેટલાક પરિણામો પ્રત્યક્ષ છે, જેવા કે પ્રમાણ, વિપર્યય, કામ ને સુખાદિક; તથા કેટલાક પરિણામો આગમ તથા અનુમાનવડે ગમ્ય છે. આગમ અને અનુમાનવડે જણાનારા ચિત્તના સાત પરિણામો નીચેની કારિકાવડે ભગવાન્ ભાષ્યકારે કહ્યા છે:—

" निरोधकर्मसंस्काराः परिणामोऽथ जीवनम् ।
चेष्टा शक्तिश्च चित्तस्य धर्मा दर्शनवर्जिताः ॥ "

અર્થ:—વૃત્તિનો નિરોધ, પુણ્યપાપરૂપ કર્મ, સંસ્કાર, પરિણામ, પ્રાણધારણ, ક્રિયા અને કાર્યોની સૂક્ષ્માવસ્થા આ ચિત્તના ધર્મો પ્રત્યક્ષ નથી.

વિવેચનઃ—વૃત્તિઓનો નિરોધ વા ચિત્તની અસંપ્રજ્ઞાત અવસ્થા આગમથી ને સંસ્કારશેષભાવ અનુમાનથી જણાય છે. પુણ્યપાપરૂપ

કર્મથી ઉપજેલું અપૂર્વ આગમથી અથવા સુખદુઃખના ઉપભોગના દર્શનવડે અનુમાનથી ગમ્ય છે. સંસ્કારનું સ્મૃતિવડે અનુમાન થાય છે. ચિત્તના ત્રિગુણપણાથી ને ગુણોનો સ્વભાવ પ્રતિક્ષણે પરિણામ પામવાનો હોવાથી ચિત્તના પ્રતિક્ષણપરિણામનું અનુમાન કરાય છે. જીવન એટલે પ્રાણધારણરૂપ પ્રયત્ન જે ચિત્તનો ધર્મ છે તે શ્વાસપ્રશ્વાસવડે અનુમાન કરાય છે. ચિત્તના સંચારરૂપ ક્રિયા જાગ્રત્, સ્વપ્ન ને સુષુપ્તિ આદિ હેતુવડે ચિત્તના ચક્ષુરાદિ દેશના સંયોગવિયોગથી અનુમાન કરાય છે, અને ઉદ્દ્ભૂતકાર્યોની સૂક્ષ્માવસ્થારૂપ ચિત્તનો ધર્મ સ્થૂલકાર્યના અનુભવથી ગમ્ય છે. ૧૫

એવી રીતે ત્રણ પ્રકારના પરિણામોનું, ધર્મીના સ્વરૂપનું અને પરિણામના ભેદોમાં ક્રમનો ભેદ લિંગરૂપ છે તેનું નિરૂપણ કરીને હવે આ પાદની સમાપ્તિપર્યંત ભિન્ન ભિન્ન સંયમના વશીકારને સૂચવનારી વિભૂતિઓ કહેશે. તેમાં મુમુક્ષુએ તો પરવૈરાગ્યમાટે સત્ત્વપુરુષના અન્યપણામાંજ સંયમ કરવો ઉચિત છે, અને જેમને વિભૂતિની કામના હોય તેમણે તે વિભૂતિની પ્રાપ્તિ કરનાર વિષયમાં સંયમ કરવો યોગ્ય છે. તે સિદ્ધિઓમાં પ્રથમ ત્રિવિધ પરિણામમાં સંયમ કરવાથી જે સિદ્ધિનો આવિર્ભાવ થાય છે તેને કહે છેઃ—

**परिणामत्रयसंयमादतीतानागतज्ञानम् ॥१६॥**

**पदबोधिनी टीकाः**—अस्मिन् धर्मिण्ययं धर्म इदं लक्षणमियमवस्था चेत्ययं चानागतादध्वनः समेत्य वर्तमानेऽध्वनि तिष्ठन्नतीताध्वानि प्रविशतीत्येवं परिणामत्रये परिहृतविक्षेपतया यदा संयमं करोति तदा तस्य यत्किञ्चिदतीतमना-

मनुत्पन्नं वा तत्सर्वं योगी जानातीत्यर्थः ॥ १६ ॥

**સૂત્રાર્થ:**—ત્રણુ પરિણામમાં સંયમ કરવાથી [ યોગીને ] અતીત અને અનાગતનું જ્ઞાન [ થાય છે. ] ૧૬

**વિવેચન:**—બુદ્ધિસત્ત્વ સર્વવસ્તુને જાણી શકે એવા સ્વભાવવાળું છે, પણ જ્યારે તે રજસ્તમોમલથી આવૃત્ત હોય છે ત્યારે તેનો તે સ્વભાવ તિરોધાન પામેલો હોય છે. જ્યારે સંયમના અભ્યાસથી તે મલ દૂર થાય છે ત્યારે તેનો સર્વપ્રકાશક સ્વભાવ પ્રાદુર્ભાવ પામે છે તેથી બાહ્યપ્રમાણુની અપેક્ષા રાખ્યા વિના સ્વતઃ તે સર્વને જાણી શકે છે. આવા બુદ્ધિના સ્વાભાવિક સામર્થ્યનું નામજ વિભૂતિઓ છે. મુમુક્ષુએ બુદ્ધિસત્ત્વના વિવિધ ઐશ્વર્યના મોહમાં નહિ પડતાં વિવેકખ્યાતિ સંપાદન કરવામાટેજ યત્ન કરવો ઉચિત છે. વાસ્તવિક મુમુક્ષુ હોય તે તો એમજ સમજે છે, અને આચરે છે, પણ સર્વ યોગાભ્યાસી વાસ્તવિક મુમુક્ષુ હોતા નથી તેથી તેવા મધ્યમ અધિકારીઓને રજોગુણુને લીધે વિભૂતિની પ્રાપ્તિમાં પુરુષાર્થ સમજાય છે તેમનો સંગ્રહ કરવા; તથા વિભૂતિઓ સંયમના પરિપાકની સૂચક હોવાથી કૈવલ્યના અંગરૂપ છે, પણુ અંગિરૂપ નથી એવો વિવેક કરવા; તેમજ કૈવલ્યપર્યંત અભ્યાસ સિદ્ધ ન થયે પણ યોગશાસ્ત્રોક્ત એકદેશીય વિષયમાં સંયમ કરવાથી સિદ્ધિનો સાક્ષાત્કાર થવાથી અત્યંતસૂક્ષ્મ કૈવલ્યમાં પણુ તે યોગીની પરિપૂર્ણ શ્રદ્ધા થાય છે તેથી તે યોગાનુષ્ઠાનમાં તત્પર રહી કૈવલ્યપર્યંત અભ્યાસ કરી કૃતાર્થ થાય છે. એવી રીતે તેમને કૈવલ્યભણી લઇ જવા આ શાસ્ત્રમાં સિદ્ધિઓનું નિરૂપણુ કર્યું છે. વળી શ્રવણુમનનમાં પોતાની પૂર્ણતાનો અથવા અપૂર્ણતાનો નિશ્ચય સાધક બીજાં સાધનોથી કરી શકે છે, પણુ નિદિધ્યાસનમાં ચિત્ત આરૂઢ

થયું છે કે નહિ તે જાણવાનું તેને અન્ય સાધન ન હોવાથી જ્યારે વિભૂતિનો આવિર્ભાવ થાય ત્યારે તેણે જાણવું કે હવે નિદિધ્યાસન સિદ્ધ થયેલ છે. એવી રીતે સંયમની સિદ્ધિને સૂચવનારી વિભૂતિઓ છે તેથી પણ ભગવાન્ સૂત્રકારે આ પાદમાં તેમનું નિરૂપણ કર્યું છે.

ધારણા, ધ્યાન ને સમાધિ એક વિષયમાં કરવામાં આવે તે સંયમ કહેવાય છે એમ પૂર્વે નિરૂપણ કરવામાં આવ્યું છે. ધર્મપરિણામ, લક્ષણપરિણામ ને અવસ્થાપરિણામ એવા ત્રિવિધ પરિણામોનું નિરૂપણ પણ પૂર્વે થઇ ગયું છે. આ ધર્મીનો આ ધર્મપરિણામ છે, તે ધર્મનો આ લક્ષણપરિણામ છે, અને તે લક્ષણપરિણામનો આ નવત્વપુરાણત્વાદિ અવસ્થાપરિણામ છે એમ કોઇ પણ ધર્મી આદિના ત્રિવિધ પરિણામમાં સંયમ કરી તેમનો સાક્ષાત્કાર કરવાથી તે યોગીને અતિક્રાંત અને અનુત્પન્ન વસ્તુનું જ્ઞાન થાય છે, અર્થાત્ તે ત્રિકાલજ્ઞ થાય છે. એક ધર્મી આદિના ત્રિવિધ પરિણામોનો સંયમવડે સાક્ષાત્કાર થાય તો પછી સંયમના સામર્થ્યને લીધે સંકલ્પમાત્રવડે અલ્પ પ્રણિધાનથી પણ અન્ય અતીત તથા અનાગત પદાર્થોનું જ્ઞાન તે યોગીને થઈ શકે છે. ૧૬

એ પ્રમાણે અતીત અને અનાગત વસ્તુના જ્ઞાનરૂપ સિદ્ધિને કહીને હવે અન્ય સંયમથી થનારી બીજી સિદ્ધિનું નિરૂપણ નીચેના સૂત્રથી કરે છેઃ—

**शब्दार्थप्रत्ययानामितरेतराध्यासात्सङ्करस्तत्प्रविभागसंयमात्सर्वभूतरुतज्ञानम् ॥ १७ ॥**

**पदबोधिनी टीकाः—शब्दः पदरूपो वाक्यरूपश्च वाणि-**

न्द्रियेणोत्पद्यमानः श्रोत्रग्राह्यः। अर्थः तद्वाच्यो द्रव्यजातिगुणक्रियादिः। प्रत्ययः तदाकारा बुद्धिः। भिन्नानामप्येतेषां व्यवहारकाले इतरेतराध्यासात् बुद्ध्यैकरूपतासंपादनादस्ति सङ्करः सङ्कीर्णत्वम्। न हि कश्चित् गामानयेत्युक्ते गोलक्षणमर्थं गोत्वजात्यवच्छिन्नं सास्नादिमत्पिण्डरूपं शब्दं तद्वाचकं ज्ञानं च तद्ग्राहकमिति भेदेनाध्यवस्यति। न वा अस्य गोशब्दो वाचकोऽयं गोशब्दस्य वाच्यस्तयोरिदं ग्राहकं ज्ञानमिति भेदेन व्यवहरति। अत एव तेषां यः शास्त्रयुक्तिभ्यां प्रविभागः वर्णव्यङ्ग्यं पदं पदव्यंङ्ग्यं वाक्यं शक्त्यादिवृत्त्या बोधकमिति शब्दतत्त्वं, अर्थो द्रव्यगुणजात्यादिर्वाच्यो लक्ष्यश्चेत्यर्थतत्त्वं, शब्दजन्योऽर्थविषयश्चित्तस्थप्रत्यय इति ज्ञानतत्त्वमित्येवंरूपः, तत्र संयमात् योगिनां सर्वशब्दादिवशीकारसूचकं सर्वेषां भूतानां पशुपक्ष्यादीनां रुतं शब्दस्तत्र ज्ञानमुत्पद्यते। इममेवार्थमेते वदन्तीति योगी जानातीत्यर्थः॥ १७॥

**સૂત્રાર્થઃ**—શબ્દ, અર્થ અને જ્ઞાનના પરસ્પરના અધ્યાસથી સંકર [ છે, ] તેમના ભેદમાં સંયમ કરવાથી સર્વ પ્રાણીઓના શબ્દોનું જ્ઞાન [ થાય છે. ] ૧૭

વિવેચનઃ—"**अष्टौ स्थानानि वर्णानामुरः कण्ठः शिरस्तथा। जिह्वामूलं च दन्ताश्च नासिकौष्ठौ तालु च॥**" (ઉર, કંઠ, શિર, જિહ્વામૂલ, દાંત, નાસિકા, હોઠ ને તાલુ એ આઠ વર્ણોનાં વ્યંજક

સ્થાનો છે, ) એ શ્લોકથી કહેલાં આઠ સ્થાનોથી વર્ણોનો ઉચ્ચાર થાય છે. એ વર્ણોવડે વાયુમાં બીજા સજાતીય વર્ણોની પરંપરા ઉપજે છે, ને તેમાંના છેલ્લા સજાતીય વર્ણોનો શ્રોતાના કાનની સાથે સંબંધ થાય છે તેથી શ્રોતાના અંતઃકરણમાં તે વર્ણોના સંસ્કારો પડે છે. એ સંસ્કારો સ્ફોટ કહેવાય છે, ને તેવડે શ્રોતાને અર્થનો બોધ થાય છે. અર્થનું સ્પષ્ટીકરણ કરે છે માટેજ તે સંસ્કારોને સ્ફોટ એવી સંજ્ઞા આપી છે. ગાય આ એક પદ છે એવો જે અબાધિત વ્યવહાર ચાલે છે તે સ્ફોટના સદ્ભાવમાં પ્રમાણ છે. સ્ફોટ ન સ્વીકારીએ તો વર્ણો અનેક હોવાથી તેઓવડે એકત્વનો વ્યવહાર થઇ શકશે નહિ. સ્ફોટ બે પ્રકારનો છે, પદસ્ફોટ ને વાક્યસ્ફોટ. ગાય આ એક પદ છે એમ ગ્રહણ કરાય છે તે પદસ્ફોટ, અને ગાય લાવ, આ એક વાક્ય છે એમ જે ગ્રહણ કરાય છે તે વાક્યસ્ફોટ છે.

ગાય એવો શબ્દ, ગાય એવો અર્થ અને ગાય એવું જ્ઞાન એ ત્રણેના–શબ્દ અર્થ ને જ્ઞાનના–પરસ્પરના અધ્યાસને લીધે એ ત્રણેનો પરસ્પર સંકર ( અવિભાગ ) બાલકથી માંડીને પંડિતપર્યંત પણ પ્રત્યક્ષ જણાય છે, પરંતુ આ શબ્દાદિકનો ભેદ છે એમ શાસ્ત્ર, યુક્તિ ને અનુભવથી સિદ્ધ થાય છે. વર્ણવડે વ્યંગ્ય પદ, ને પદવડે વ્યંગ્ય વાક્ય, શક્તિ લક્ષણા ને વ્યંજના વૃત્તિઓના જ્ઞાનથી અર્થનો બોધ કરે છે.

દ્રવ્ય, ગુણ, જાતિ ને કર્મ આદિ જે વાચ્ય, લક્ષ્ય ને વ્યંગ્ય તે અર્થ છે, અને સંનિકર્ષાદિથી ઉત્પન્ન થનારી અર્થને વિષય કરનારી ચિત્તવૃત્તિ એ જ્ઞાન છે. શબ્દ, અર્થ અને જ્ઞાનના સ્વરૂપનું તથા તેમના પરસ્પરના વિકલ્પનું નિરૂપણ પ્રથમપાદના બેંતાળીશમા સૂત્રમાં થઇ ગયું છે.

એવી રીતે કંઠાદિમાં વિદ્યમાન ગાય આદિ શબ્દ, ભૂમિપર સ્થિત ગાય આદિ અર્થ અને ચિત્તમાં સ્થિત ગાય આદિ જ્ઞાનના પરસ્પરના અધ્યાસથી વ્યવહારમાં તેમનો સંકર ( અવિભાગ ) જણાય છે, પણ વસ્તુતાએ તેમનો ભેદ છે. તેમના તે ભેદમાં સંયમ કરવાથી તે યોગીને સર્વપ્રાણીઓના શબ્દોનું જ્ઞાન થાય છે, અર્થાત્ આ શબ્દવડે તે પ્રાણી આ અર્થ કહે છે એમ તે સંયમી જાણે છે. ૧૭

હવે ત્રીજી સિદ્ધિનું નિરૂપણ કરે છેઃ—

**संस्कारसाक्षात्करणात्पूर्वजातिज्ञानम् ॥ १८ ॥**

**पदबोधिनी टीकाः—द्विधा खलु चित्तस्य वासनारूपाः संस्कारा अनुभवजाः कर्मजाश्च । तत्र अनुभवजाः स्मृतिफलाः कर्मजास्तु धर्माधर्मरूपाः सुखदुःखादिफलाः । तेषु श्रुतेष्वनुमितेषु वा संयमेन साक्षात्कृतेषु तद्धेतुत्वेन स्वीयपरकीयपूर्वजन्मपरम्परासाक्षात्कारो भवति । पूर्वजन्मवृत्तान्तं स्मरतीत्यर्थः ॥ १८ ॥**

**સૂત્રાર્થઃ**—[ સંસ્કારમાં સંયમ કરી તેવડે ] સંસ્કારને સાક્ષાત્ કરવાથી પૂર્વજન્મનું જ્ઞાન [ થાય છે. ] ૧૮

**વિવેચનઃ**—સંસ્કાર બે પ્રકારના છે, વાસનારૂપ ને ધર્માધર્મરૂપ. વાસનારૂપ સંસ્કારોમાંથી પ્રત્યક્ષાદિ પ્રમાણથી ઉપજેલા સંસ્કારો સ્મૃતિને ઉપજાવનારા છે, અને અવિદ્યાદિથી ઉપજેલા સંસ્કારો અવિદ્યાદિ ક્લેશોને ઉત્પન્ન કરનારા છે, તથા ધર્માધર્મરૂપ સસ્કારો જાતિ, આયુષ્ ને સુખદુઃખરૂપ ભોગને ઉપજાવનારા છે, એ બંને પ્રકારના

સંસ્કારો પુરુષે પૂર્વજન્મોમાં પોતપોતાનાં કારણોવડે સંપાદન કરેલા છે, ને તે ચિત્તમાં રહે છે. એ સંસ્કારો પરિણામ તથા ચેષ્ટાદિ ચિત્તના અન્ય અતીંદ્રિય ધર્મોની પેઠે અતીંદ્રિય—અપ્રત્યક્ષ—છે. આચાર્યના અને શાસ્ત્રના ઉપદેશદ્વારા તે સંસ્કારોનું સ્વરૂપ શ્રુત અને તદનુકૂલ યુક્તિવડે અનુમિત થાય છે. તે શ્રુત અને અનુમિત સંસ્કારોમાં સંયમ કરવાથી તે સંસ્કારોનો તે યોગીને સાક્ષાત્કાર થાય છે તેથી તેવા યોગીને પોતાના પૂર્વજન્મોનું તેમજ અન્યના સંસ્કારોમાં સંયમ કર્યો હોય તો અન્યના પૂર્વજન્મોનું જ્ઞાન થાય છે.

જે વિષયમાં સંયમ કરવામાં આવે તે વિષયનો સાક્ષાત્કાર થાય એવો નિયમ છે, છતાં સંસ્કારમાં સંયમ કરવાથી પૂર્વજન્મોનું જ્ઞાન કેવી રીતે થઇ શકે એમ શંકા કરવી નહિ, કારણકે પોતાના કે અન્યના સંસ્કારોમાં સંયમ કરવાથી માત્ર તે સંસ્કારોનોજ સાક્ષાત્કાર થતો નથી, કિંતુ તેની સાથે તે પૂર્વશરીરનાં માતા, પિતા, જન્મભૂમિ, સમય ને પૂર્વશરીરાદિનો પણ સાક્ષાત્કાર થાય છે, કેમકે તેમના અનુભવવિના એકલા સંસ્કારનો સાક્ષાત્કાર થઇ શકતો નથી.

સંસ્કારના સાક્ષાત્કારથી પૂર્વજન્મોનો અનુભવ થયાના સંબંધમાં શ્રીયોગભાષ્યમાં નીચેનું આખ્યાન કહ્યું છેઃ—

ભગવાન્ જૈગીષવ્યને પોતાના સંસ્કારોના સાક્ષાત્કારથી દશ મહાકલ્પપર્યંતના પોતાના પૂર્વજન્મો જે દેવ, મનુષ્ય, પશુ ને પક્ષી આદિરૂપે થયા હતા તે સર્વનો સાક્ષાત્કાર થયો. તે જન્મપરંપરાનો સાક્ષાત્કાર થયે સતે તેમના ચિત્તમાં વિવેકખ્યાતિનો પ્રાદુર્ભાવ થયો. પછી લિંગદેહવડે વિહાર કરતા ભગવાન્ આવટ્યે નિર્માણશરીર ધારણ કરી તેમની સમીપ આવી તેમની પરીક્ષામાટે તેમને પ્રશ્ન કર્યો કે "હે ભગવન્! આપે દશ મહાકલ્પપર્યંતના પોતાના પૂર્વજન્મો જોયા,

તેમાં નરકાદિમાં તો આપને દુઃખનોજ અનુભવ થયો હશે, પણ આપ પુનઃ પુનઃ દેવ તથા મનુષ્ય થયા હશો તેમાં આપે સુખ તથા દુઃખ એ બેમાંથી અધિક શું અનુભવ્યું ?" ત્યારે ખેદ પામીને ભગવાન્ જૈગીષવ્યે ઉત્તર આપ્યું કે " હે મુને ! દેવ તથા મનુષ્યની યોનિમાં પુનઃ પુનઃ ઉત્પન્ન થઇને મેં જે કાંઇ અનુભવ કર્યો હતો તે સર્વ દુઃખરૂપજ હતો એમ મને રજસ્તમોમલથી રહિત થયેલી બુદ્ધિથી જણાય છે." તે ઉત્તર સાંભળી ભગવાન્ આવટચે પુનઃ પ્રશ્ન કર્યો કે " હે આયુષ્મન્ ! ત્યારે શું પ્રધાનવશિત્વ પણ દુઃખરૂપ છે? એ પ્રધાનવશિત્વથી તો દિવ્યભોગો સંકલ્પમાત્રથીજ પ્રાપ્ત થાય છે, ને તેથી સંતોષરૂપ ઉત્તમ સુખનો લાભ થાય છે." તેના ઉત્તરમાં ભગવાન્ જૈગીષવ્ય બોલ્યા કે " આપ સત્ય કહો છો, લૌકિક સુખોકરતાં પ્રધાન-વશિત્વ–પ્રકૃતિજય–અતિઉત્તમસુખજનક છે, પરંતુ તે ચિત્તની વૃત્તિરૂપ હોવાથી ત્રિગુણાત્મક છે તેથી કૈવલ્યની અપેક્ષાએ તે દુઃખરૂપજ છે. વળી તેમાં તૃષ્ણાતંતુનો અત્યંત ઉચ્છેદ થયેલો હોતો નથી, ને તે તૃષ્ણા-તંતુ ભાવિ સર્વ દુઃખોનું ઉત્પત્તિસ્થાન છે તેથી જ્યારે આ તૃષ્ણાતંતુનો અત્યંત ઉચ્છેદ થાય છે ત્યારેજ પુરુષને પ્રસાદયુક્ત સર્વોત્તમ કૈવલ્ય-સુખ પ્રાપ્ત થાય છે, ને વિવેકીએ તેજ સંપાદન કરવાયોગ્ય છે." ૧૮

એવી રીતે ત્રીજી સિદ્ધિનું નિરૂપણ કરીને હવે નીચેના સૂત્રથી ભગવાન્ સૂત્રકાર ચોથી સિદ્ધિનું નિરૂપણ કરે છેઃ—

## प्रत्ययस्य परचित्तज्ञानम् ॥ १९ ॥

**पदबोधिनी टीकाः—प्रत्ययश्चित्तं परचित्तम् । तस्य सं-यमेन साक्षात्करणात् तस्य परचित्तस्य ज्ञानं साक्षात्कारो**

भवतीति शेषः। केनचित् मुखरागादिना लिङ्गेन परचित्तं गृहीत्वा तत्र चेत् संयमः क्रियते तर्हि तत्साक्षात्कारो भवतीति तात्पर्यम् ॥ १९ ॥

**સૂત્રાર્થઃ**—[ પર ]ચિત્તના [ સંયમવડે પરના ચિત્તનો સાક્ષાત્કાર થવાથી ] પરચિત્તનું જ્ઞાન [ થાય છે. ] ૧૯

**વિવેચનઃ**—મુખની પ્રસન્નતા આદિ લિંગવડે અન્ય પુરુષના ચિત્તના હર્ષાદિનું અનુમાન કરી તે અન્ય પુરુષના ચિત્તમાં સંયમ કરવાથી તે સંયમવડે તે પુરુષના ચિત્તનો તે યોગીને સાક્ષાત્કાર થાય છે તેથી તે પુરુષના ચિત્તનું તેને વાસ્તવિક જ્ઞાન થાય છે, અર્થાત્ તેના ચિત્તની વાસ્તવિક સ્થિતિ કેવા પ્રકારની છે તે તે યોગીના જાણવામાં આવે છે. યોગવાર્તિકકાર પ્રત્યયનો અર્થ પોતાના ચિત્તની વૃત્તિ એવો કરે છે તેથી તેમને મતે આ સૂત્રનો અર્થ આ પ્રમાણે થાય છેઃ—પોતાના ચિત્તની રાગાદિવાળી વૃત્તિમાં સંયમ કરવાથી તે વૃત્તિના આશ્રયરૂપ ચિત્તનો સાક્ષાત્કાર થવાથી તે યોગીને પોતાના ચિત્તનું તેમજ અન્યના ચિત્તનું જ્ઞાન થાય છે. ૧૯

જેમ સંસ્કારનો સાક્ષાત્કાર થાય તે સાથે પૂર્વજન્મનું જ્ઞાન થાય છે તેમ ચિત્તના જ્ઞાનથી તેના વિષયોનું જ્ઞાન થાય છે કે નહિ એમ શંકા થાય છે. એ શંકાની નિવૃત્તિ ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રથી કરે છેઃ-

**न च तत्सालम्बनं तस्याविषयीभूतत्वात् ॥ २० ॥**

**पदबोधिनी टीकाः**—च त्वर्थे। न तु परचित्तं सालम्बनं

आलम्बनेन सहितं साक्षात् क्रियते, कस्मात् ? तस्य आलम्बनस्य तदा योगिचित्तस्याविषयीभूतत्वात् अज्ञातत्वादित्यर्थः । अतः संयमेन परस्य चित्तमात्रं साक्षात्कृत्य अस्येदानीं किमालम्बनमिति स्वचित्तं यदा प्रणिधीयते योगी तदैव तस्य तात्कालिकमालम्बनं प्रतिभाति ॥ २० ॥

**સૂત્રાર્થઃ**-પણ તે ( પરચિત્ત ) આલંબનસહિત [ સાક્ષાત્ કરાતું ] નથી, તેના ( તે આલંબનના ) [ ત્યારે ] અજ્ઞાતપણાથી. ૨૦

**વિવેચન:**—પૂર્વોક્ત સંયમથી માત્ર પરચિત્તજ સાક્ષાત્ કરાય છે, પણ તે પરચિત્ત આલંબનસહિત સાક્ષાત્ કરાતું નથી, અર્થાત્ આનું ચિત્ત રાગવાળું છે એમ જણાય છે, પણ તે અમુક વિષયમાંજ રાગવાળું છે એમ જણાતું નથી, કારણકે લિંગના અજ્ઞાતપણાથી તે આલંબનનું યોગીને અજ્ઞાતપણું છે. લિંગાદિવડે જણાયેલા અર્થમાંજ સંયમની પ્રવૃત્તિ થાય છે, નહિ જણાયેલા અર્થમાં થતી નથી. બીજાના ચિત્તનો અમુક વિષય છે એમ જાણવાનાં સાધન લિંગાદિક ન હોય તો અન્યના ચિત્તનો વિષય જાણવો સુલભ નથી. અન્ય પુરુષના મુખપર જણાતા હર્ષાદિ લિંગવડે તેના ચિત્તનું સામાન્ય જ્ઞાન થાય છે. સંયમવડે તે ચિત્તનો સાક્ષાત્કાર કરવાથી તેનું વિશેષ જ્ઞાન થાય છે. સંયમવડે સાક્ષાત્કાર કરેલા ચિત્તનો વર્તમાનકાલમાં શો વિષય છે એમ વિષયસહિત ચિત્તમાં સંયમ કરવામાં આવે તો તેનો વર્તમાનમાં અમુક વિષય છે તે પણ જાણવામાં આવે છે, અર્થાત્ ધર્મરૂપે રાગાદિવૃત્તિઓનો ચિત્તથી અભેદ છે તેથી વિષયસહિત ચિત્તમાં સંયમ કરવાથી ચિત્તની સાથે વિષયનો પણ સાક્ષાત્કાર થાય છે. સંસ્કારમાં જે સંયમ

થાય છે તેનો જન્માદિ અનુબંધસહિત સંસ્કાર વિષય છે, અને આ સંયમનો માત્ર પરચિત્તજ વિષય છે.

કેટલાક ટીકાકારોએ "**न च सालम्बनं तस्याविषयीभूतत्वात्॥**" એવો સૂત્રપાઠ સ્વીકાર્યો છે. તેનો અર્થ પણ પૂર્વે કરેલા અર્થપ્રમાણેજ છે. યોગવાર્તિકકાર આ સૂત્રને ભાષ્યની પંક્તિ માને છે, અને વાચસ્પતિમિશ્ર, ભોજવૃત્તિકાર તથા યોગમણિપ્રભાકાર આદિ પ્રસિદ્ધ ટીકાકારો આને સૂત્રરૂપે સ્વીકારે છે તેથી અત્ર તેનું સૂત્રરૂપેજ ગ્રહણ કરેલું છે. ૨૦

એ પ્રમાણે બે સૂત્રોવડે ચોથી સિદ્ધિનું નિરૂપણ કરીને હવે પાંચમી સિદ્ધિનું નિરૂપણ નીચેના સૂત્રવડે કરે છેઃ—

## कायरूपसंयमात्तद्ग्राह्यशक्तिस्तंभे चक्षुःप्रकाशासम्प्रयोगेऽन्तर्धानम् ॥ २१ ॥

**पदबोधिनी टीकाः—पञ्चात्मकः कायः । स च रूपवत्तया चाक्षुषो भवति । तत्र यदा रूपे संयमविशेषः क्रियते नास्त्यस्मिन् काये रूपमिति तदा तद्ग्राह्यशक्तिः रूपवत्कायप्रत्यक्षताहेतुः स्तभ्यते । परकीयचक्षुःप्रकाशेनासंयोगो जायत इत्यर्थः । सति च तस्मिन्नन्तर्धानं परकीयचक्षुर्ज्ञानाविषयत्वं योगिकायस्य भवतीति शेषः । रूपान्तर्धानकथनेन शब्दादीनां श्रोत्रादिग्राह्यगुणानामन्तर्धानं पराग्राह्यता सिध्यतीति वेदितव्यम् ॥ २१ ॥**

**સૂત્રાર્થઃ**—[ પોતાના ] શરીરના રૂપમાં સંયમ કરવાથી તેની ( રૂપની ) [ અન્યથી ] ગ્રહણ થવાયોગ્ય શક્તિનો પ્રતિબંધ થયે [ તે રૂપ અન્યના ] નેત્રના જ્ઞાનનો અવિષય થયે સતે [ યોગી ] અંતર્ધાન [ થાય છે. ] ૨૧

**વિવેચનઃ**—પૃથિવી આદિ પાંચ ભૂતોનું બનેલું જે સ્થૂલશરીર છે તે રૂપવાળું હોવાથી નેત્રનો વિષય થાય છે, અર્થાત્ રૂપવડે તે શરીર તથા તેનું રૂપ નેત્રથી ગ્રહણ થઇ શકે છે. સ્થૂલશરીરના તે રૂપમાં સંયમ કરવાથી રૂપની ગ્રાહ્યશક્તિ–રૂપવાળા શરીરની પ્રત્યક્ષતાનો હેતુ જે શક્તિ છે તે–પ્રતિબંધ પામે છે, તે ગ્રાહ્યશક્તિનો પ્રતિબંધ થયે સતે યોગી અંતર્ધાન થઇ શકે છે તેથી તે યોગીનું શરીર અન્યના નેત્રથી ઉત્પન્ન થતા જ્ઞાનનો અવિષય થાય છે. પોતાના શબ્દ, સ્પર્શ, રસ ને ગંધમાં સંયમ કરવાથી તેમની ગ્રાહ્યશક્તિનો પ્રતિબંધ થયે સતે અન્યનાં શ્રોત્ર, ત્વચા, રસના ને ઘ્રાણના જ્ઞાનનો અવિષય થવાને લીધે તેમનું અંતર્ધાન થાય છે, અર્થાત્ તે યોગી બોલતો હોય, સ્પર્શ કરતો હોય, વા અન્ય કોઇ તેનો સ્પર્શ કરતું હોય, તે રસયુક્ત હોય, તથા તે શુભાશુભગંધયુક્ત હોય તોપણ તેના તે શબ્દ, સ્પર્શ, રસ ને ગંધ અન્યપુરુષનાં શ્રોત્ર, ત્વચા, રસના ને ઘ્રાણના જ્ઞાનના વિષય થતા નથી.

રૂપ, શબ્દ, સ્પર્શ, રસ ને ગંધ એ પાંચ વિષયો જેમની નેત્રાદિ ઇંદ્રિયો નિર્દોષ હોય તેમનાથી સ્વાભાવિકરીતે ગ્રહણ કરી શકાય છે. કોઇ યોગી જ્યારે પોતાના શરીરનાં રૂપાદિમાં સંયમ કરી તે સંયમનો પરિપાક થયે તેમને તિરોધાન કરી શકવાના સામર્થ્યવાળો થાય છે ત્યારે તે યોગી પોતાની ઇચ્છા થાય ત્યારે સંકલ્પમાત્રથી ઇચ્છેલા

સમયપર્યંત તે પોતાના શરીરનાં રૂપાદિને અંતર્ધાન કરી શકે છે તેથી તે યોગીના શરીરનાં રૂપાદિ અન્યપુરુષના નેત્રાદિના જ્ઞાનનો વિષય થઇ શકતાં નથી.

આ સૂત્રપરના ભાષ્યની છેલ્લી પંક્તિ "एतेन शब्दाद्यन्तर्धानमुक्तं वेदितव्यम् ॥" (રૂપના અંતર્ધાનના કથનવડે શબ્દાદિનાં અંતર્ધાનનું કથન થઇ ગયું એમ જાણવું,) એ પ્રમાણે છે, તેમાંનાં "एतेन शब्दाद्यन्तर्धानमुक्तम् ॥" એ પદોને ભોજવૃત્તિકારે સૂત્રરૂપે લીધાં છે. ૨૧

એવી રીતે પાંચમી સિદ્ધિને કહીને હવે નીચેના સૂત્રથી છઠ્ઠી સિદ્ધિનું નિરૂપણ કરે છેઃ—

## सोपक्रमं निरुपक्रमं च कर्म तत्संयमादपरान्तज्ञानमरिष्टेभ्यो वा ॥ २२ ॥

पदबोधिनी टीकाः—पूर्वजन्मकृतमिदानीं स्थितं कर्म द्विविधम् । सोपक्रमं निरुपक्रमं च । उपक्रमः प्रारंभस्तत्सहितं सोपक्रमम् । फलदानव्यापारयुक्तं शीघ्रविपाकमत्सोपक्रमम् । निरुपक्रमं तद्विपरीतम् । कालान्तरे फलप्रदमिदानीं च निर्व्यापारतया स्थितं चिरविपाकमिति यावत् । एतस्मिन् द्विविधे कर्मणि यः संयमं करोति तस्य योगिनोऽपरान्तः परस्य प्रजापतेरन्तोऽवसानं महाप्रलयस्तदन्येषामन्तो मरणं तस्मिन् ज्ञानं तद्विषयकं ज्ञानमुत्पद्यते । अमुष्मिन् देशे काले च मम

**मरणं भविष्यतीत्येवं साक्षात्कारो भवतीत्यर्थः । अरिष्टानि मरणज्ञापकानि चिह्नानि । तेभ्यो वा मरणज्ञानं भवतीति । वाशब्दः पक्षान्तरद्योतकः ॥ २२ ॥**

**સૂત્રાર્થ:**—ફલ આપવાનો જેણે પ્રારંભ કર્યો છે એવાં તથા જેણે ફલ આપવાનો પ્રારંભ કર્યો નથી એવાં [ જે ] કર્મ [ છે ] તેના સંયમથી અથવા મરણને જણાવનારાં ચિહ્નોથી મરણનું જ્ઞાન [થાય છે.] ૨૨

**વિવેચન:**—પૂર્વજન્મોમાં કરેલાં કર્મો જેનાં ફલ ભોગવાયાં ન હોય તે ચિત્તમાં સંસ્કારરૂપે આ જન્મમાં પણ સ્થિત હોય છે. તે કર્મોનો જાતિ, આયુષ્ ને ભોગ એ ત્રણ પ્રકારનો વિપાક થાય છે. તેમાં એકભવિક આયુષ્ ઉપજાવનારાં કર્મ બે પ્રકારનાં છે, સોપક્રમ ને નિરુપક્રમ. જેમ તડકામાં પ્રસારેલું ભીનું વસ્ત્ર શીઘ્ર સુકાઈ જાય છે તેમ જે કર્મો પોતાના ફલને આપીને શીઘ્ર સમાપ્ત થાય છે તે સોપક્રમ જાણવાં, ને જે કર્મો કાલાંતરે ફલ આપનારાં છે, તથા વર્તમાનમાં ફલ આપવાના શીઘ્ર વ્યાપારથી રહિત છે તે નિરુપક્રમ કર્મો જાણવાં. જેમ છાયામાં વીંટાળીને મૂકેલું ભીનું વસ્ત્ર બહુ સમય વ્યતીત થાય ત્યારે સુકાય છે તેમ નિરુપક્રમ કર્મ બહુ સમય વ્યતીત થાય ત્યારે પોતાના વિપાકરૂપ ફલને આપી સમાપ્ત થાય છે. પર એટલે હિરણ્યગર્ભ તેનો અંત તે પરાંત એટલે મહાપ્રલય કહેવાય છે. હિરણ્યગર્ભથી ભિન્ન અન્યપ્રાણીઓનો અંત તે અપરાંત એટલે મરણ કહેવાય છે. શીઘ્ર ફલ આપીને સમાપ્ત થનારાં તથા વિલંબે ફલ આપીને સમાપ્ત થનારાં એ બંને પ્રકારનાં કર્મમાં ધારણા, ધ્યાન ને સમાધિરૂપ સંયમ કરવાથી તેમના સાક્ષાત્કારવડે આયુષ્ની સમાપ્તિનું એટલે

સ્વમરણનું જ્ઞાન થાય છે, અર્થાત્ અમુક દેશમાં તથા અમુક કાલમાં પોતાનું શરીર પડશે એમ તે સંદેહરહિત જાણે છે.

અરિષ્ટ એટલે શાસ્ત્રોમાં કહેલાં મરણસૂચક ચિહ્નોથી પણ પુરુષને પોતાના મરણનું જ્ઞાન થાય છે. તે અરિષ્ટ મુખ્યત્વે ત્રણ પ્રકારનાં છે, આધ્યાત્મિક, આધિભૌતિક ને આધિદૈવિક. બંને હાથની મધ્યમા આંગળીથી બંને કાનનાં છિદ્રો સારી રીતે બંધ કરવાથી પ્રાણવાયુનો ઘોષ ન સંભળાવો, ચક્ષુને બંધ કરવાથી અગ્નિના કણજેવો પ્રકાશ ન દેખાવો, નાસિકાનો અગ્રભાગ ન દેખાવો, તથા જીભનો અગ્રભાગ ન દેખાવો ઇત્યાદિ **આધ્યાત્મિક** અરિષ્ટ છે; યમદૂતનું કે પોતાના કોઇ મરી ગયેલા સગાનું અકસ્માત્ દર્શન થવું ઇત્યાદિ **આધિભૌતિક** અરિષ્ટ છે; અને અકસ્માત્ સિદ્ધનું કે સ્વર્ગનું દર્શન થવું, સૂર્યમંડલમાં છિદ્ર દેખાવું, તથા અરુંધતિ તારો ન દેખાવો ઇત્યાદિ **આધિદૈવિક** અરિષ્ટ છે. ચિત્તની તથા શરીરની સ્થિતિમાં અકસ્માત્ અસાધારણ ફેરફાર થાય તે પણ અરિષ્ટ છે. આ મરણસૂચક ચિહ્ન અરિની પેઠે દુઃખ આપે છે માટે અરિષ્ટ કહેવાય છે. આ અરિષ્ટોથી અયોગીને પણ મરણનું જ્ઞાન થઇ શકે છે. અરિષ્ટોનું વિશેષ નિરૂપણ સ્વરોદયમાં કરાયું છે માટે જેમને એ સંબંધમાં વિશેષ વર્ણન વાંચવાની ઇચ્છા થાય તેમણે સ્વરોદયમાં જોવું. અરિષ્ટથી જે મરણનું જ્ઞાન થાય છે તે કાંઇ સિદ્ધિરૂપ નથી, છતાં પ્રસંગ આવતાં અહિં તેનું નિરૂપણ કર્યું છે. ૨૨

એવી રીતે મરણજ્ઞાનની સિદ્ધિને કહીને હવે પરિકર્મના સંયમવડે થનારી સાતમી સિદ્ધિનું નિરૂપણ કરે છેઃ—

## मैत्र्यादिषु बलानि ॥ २३ ॥

**पदबोधिनी टीकाः—मैत्रीकरुणामुदिताख्यास्तिस्रो भावना**

उक्ताः । तासु संयमं विधाय बलानि तत्तद्विषयवीर्याणि लभन्ते योगिनः । योगी तैरेव प्राणिमात्रस्य सुखदः सुहृत् दुःखापोद्धर्ता भवत्यपक्षपाती च स्यादिति फलितार्थः ॥ २३ ॥

**સૂત્રાર્થઃ**—મૈત્રી આદિમાં [સંયમ કરવાથી મૈત્રી આદિ] બલો [પ્રાપ્ત થાય છે.] ૨૩

**વિવેચનઃ**—પ્રથમપાદમાં મૈત્રી, કરુણા, મુદિતા ને ઉપેક્ષા એ ચાર ભાવના કહી છે. તેમાં સુખી પ્રાણીઓમાં મૈત્રીની ભાવનારૂપ સંયમ કરવાથી તે યોગીને મૈત્રીબલની પ્રાપ્તિ થાય છે, અર્થાત્ સર્વપ્રાણીઓ તેના મિત્ર થઇ જાય છે, ને તે સર્વને સુખકર પ્રતીત થાય છે તેથી તે જીવસમૂહને સુખી કરવામાં અવંધ્ય પ્રયત્નવાળો થાય છે. દુઃખી પ્રાણીઓમાં કરુણાની ભાવનારૂપ સંયમ કરવાથી તે સંયમીને કરુણાબલની પ્રાપ્તિ થવાથી અર્થાત્ દુઃખી પ્રાણીઓનાં દુઃખોની નિવૃત્તિ કરવાના સામર્થ્યવાળો થવાથી જીવસમૂહનો દુઃખથી વા દુઃખનાં કારણોથી ઉદ્ધાર કરવામાં અવંધ્ય પ્રયત્નવાળો થાય છે; અને પુણ્યશીલોમાં મુદિતાની ભાવનારૂપ સંયમ કરવાવડે તેને મુદિતાબલની પ્રાપ્તિ થવાથી અર્થાત્ ચિંતાયુક્ત ખિન્ન પુરુષોને આનંદયુક્ત કરવાના બલવાળો થવાથી તે જીવલોકનો મધ્યસ્થપણાને ધારણ કરે છે. પાપશીલોમાં ઉપેક્ષા—ઔદાસીન્ય—છે, પણ ભાવના નથી તેથી—મૈત્રી આદિના અભાવરૂપ ઉદાસીનપણું મૈત્રી આદિ પ્રતિયોગીથી ભિન્ન ન હોવાથી—તેમાં સંયમ થતો નથી માટે સંયમના અભાવથી ઉપેક્ષાબલની પ્રાપ્તિ કહી નથી. એવી રીતે મૈત્રી આદિમાં સંયમ કરવાથી યોગીને તે મૈત્ર્યાદિ બલોની એટલે તેમના અવંધ્યપ્રયત્નોની પ્રાપ્તિ થાય છે. ૨૩

એ પ્રમાણે સાતમી સિદ્ધિને કહીને હવે આઠમી સિદ્ધિને નીચેના સૂત્રથી કહે છેઃ—

## बलेषु हस्तिबलादीनि ॥ २४ ॥

पदबोधिनी टीकाः—बलेषु हस्त्यादिबलेषु । हस्तिबले वायुबले सिंहवीर्ये वा तन्मयीभावेन संयमं विधाय योगी तत्तत्सामर्थ्यवान् भवतीत्यर्थः ॥ २४ ॥

સૂત્રાર્થઃ—[હાથી આદિનાં] બલોમાં [સંયમ કરવાથી] હાથીનાં બલ આદિ [ પ્રાપ્ત થાય છે. ] ૨૪

વિવેચનઃ—હાથીના બલમાં સંયમ કરવાથી હાથીના બલની પ્રાપ્તિ થાય છે, ગરુડના બલમાં સંયમ કરવાથી ગરુડના બલની પ્રાપ્તિ થાય છે, ને વાયુના બલમાં સંયમ કરવાથી વાયુના બલની પ્રાપ્તિ થાય છે. એવી રીતે જેના બલમાં તે યોગી સંયમ કરે છે તેના બલની તે યોગીને પ્રાપ્તિ થાય છે. સૂત્રમાંના આદિપદવડે બલનો યથાયોગ્ય ઉપયોગ કરવાનું સામર્થ્ય જાણવું. ૨૪

એવી રીતે આઠમી સિદ્ધિનું પ્રતિપાદન કરીને હવે નવમી સિદ્ધિનું પ્રતિપાદન કરે છેઃ—

## प्रवृत्त्यालोकन्यासात्सूक्ष्मव्यवहितविप्रकृष्टज्ञानम् ॥ २५ ॥

पदबोधिनी टीकाः—प्रवृत्तिः ज्योतिष्मतीप्रवृत्तिर्या पूर्वप्रोक्ता सा । तस्या य आलोकः सात्त्विकप्रकाशप्रसरः सर्वतो विमसृतं निर्मलं बुद्धिसत्त्वमिति यावत् । तस्य सूक्ष्मे परमा-

ण्वादौ व्यवहिते भूम्याद्यन्तर्गतादौ विप्रकृष्टे मेरुपार्श्वस्थादौ न्यासात् प्रक्षेपात् तद्वासितानां तत्तद्द्रव्याणां भावनादित्यर्थः, तेषां सूक्ष्मादीनां ज्ञानं साक्षात्कारो भवतीति वाक्यशेषः ॥२५॥

**સૂત્રાર્થઃ**—[જ્યોતિષ્મતી] પ્રવૃત્તિના સાત્ત્વિકપ્રકાશના ન્યાસથી [ યોગીને ] સૂક્ષ્મ, વ્યવહિત ને વિપ્રકૃષ્ટનું જ્ઞાન [ થાય છે. ] ૨૫

**વિવેચનઃ**—પ્રથમપાદના છત્રીશમા સૂત્રમાં જ્યોતિષ્મતીપ્રવૃત્તિનું નિરૂપણ થઇ ગયું છે. એ જ્યોતિષ્મતીપ્રવૃત્તિના અભ્યાસના પરિપાકથી યોગીને મનના સાત્ત્વિકપ્રકાશનો અનુભવ થાય છે. એ સાત્ત્વિકપ્રકાશનો પરમાણુ આદિ સૂક્ષ્મપદાર્થોમાં, વ્યવહિત એટલે ભૂમિની અંતર રહેલા દ્રવ્યાદિમાં અને વિપ્રકૃષ્ટ એટલે અત્યંત દૂર રહેલા વિષયોમાં પ્રક્ષેપ કરવાથી ( સંકલ્પવડે જોડવાથી ) તે તે વસ્તુઓનું યોગીને યથાર્થ જ્ઞાન થાય છે, અર્થાત્ સૂર્યના પ્રકાશથી જેમ ઘટાદિક પદાર્થો મનુષ્યોને પ્રત્યક્ષ થાય છે તેમ આ સાત્ત્વિકપ્રકાશના પ્રક્ષેપથી તે યોગીને સૂક્ષ્મ, વ્યવહિત અને વિપ્રકૃષ્ટ વસ્તુઓ જેમનું ગ્રહણુ બાહ્યેંદ્રિયોથી થવું અશક્ય છે તેમનું અનાયાસે જ્ઞાન થાય છે. ૨૫

નવમી સિદ્ધિનું નિરૂપણ થઇ જવાથી હવે દશમી સિદ્ધિના સ્વરૂપને કહે છેઃ—

## भुवनज्ञानं सूर्ये संयमात् ॥ २६ ॥

**पदबोधिनी टीकाः**—सूर्ये मार्तण्डमण्डले सुषुम्णादिद्वारके संयमात् संयमं कृत्वा योगी भुवनज्ञानं भूरादिसप्तलोकान्तर्गतचतुर्दशभुवनविषयकं ज्ञानं लभत इति पूरणीयम्।

स्वभावत एव हि विश्वप्रकाशनसमर्थं बुद्धिसत्त्वं तमोमलावृतं सन् रजसा यत्र यत्रोद्घाट्यते तत्तदेव प्रकाशयतीति न त्वन्यत्। सूर्यद्वारोद्घाटितं तु तत्त भुवनमेव प्रकाशयतीति तात्पर्य-मुन्नेयम् ॥ २६ ॥

**સૂત્રાર્થ:**—સૂર્યદ્વારમાં સંયમ કરવાથી ભુવનોનું જ્ઞાન [ થાય છે. ] ૨૬

**વિવેચન:**—સૂર્યદ્વારમાં એટલે સુષુમ્ણાનાડીમાં સંયમ કરવાથી યોગીને ચૌદ ભુવનોનું જ્ઞાન થાય છે. ભૂર્લોક, ભુવર્લોક, સ્વર્લોક, મહર્લોક, જનલોક, તપલોક ને સત્યલોક એ એકએકથી ઊર્ધ્વ રહેલા સપ્તલોક, ને મહાતલ, રસાતલ, અતલ, સુતલ, વિતલ, તલાતલ ને પાતાલ એ સપ્તપાતાલ મળીને ચૌદ ભુવન કહેવાય છે. સપ્તપાતાલને ભૂર્લોકમાં ગણીને સપ્તલોક પણ કહેવાય છે. અવીચિનામના નરકથી માંડીને સુમેરુના પૃષ્ઠપર્યંત ભૂર્લોક છે. સુમેરુપૃષ્ઠથી આરંભીને ધ્રુવપર્યંત ગ્રહ, નક્ષત્ર ને તારાઓવડે વિચિત્ર જે અંતરિક્ષલોક છે તે ભુવર્લોક કહેવાય છે. તેના પર સ્વર્ગલોક છે. તે સ્વર્ગલોકને સ્વર્લોક અથવા માહેંદ્રલોક પણ કહેવામાં આવે છે. તે પર મહર્લોક વા પ્રાજાપત્યલોક છે. તે પરના જનલોક, તપલોક ને સત્યલોક એ ત્રણ બ્રહ્માના લોક કહેવાય છે. અવીચિથી ક્રમપૂર્વક ઉપર મહાકાલ, અંબરીષ, રૌરવ, મહારૌરવ, કાલસૂત્ર ને અંધતામિસ્ર એ છ મહાનરકો, જેઓમાં ક્રમથી કેવલ પૃથિવી–માટી–પાષાણ–કાંકરા, કેવલ જલ, કેવલ અગ્નિ, કેવલ વાયુ, કેવલ આકાશ ને કેવલ અંધકાર છે તે રહ્યાં છે. એ નરકોસાથે કુંભીપાકાદિ ઉપનરકો પણ રહ્યાં છે. એ નરકોમાં પોતાનાં કર્મોવડે સંપાદન કરેલાં દુઃખો ભોગવનારા પ્રાણીઓ કષ્ટરૂપ ફલને આપનારા

દીર્ઘ આયુષ્યને ગ્રહણ કરીને ઉપજે છે. તે નરકોની ઉપર સપ્તપાતાલો છે. તેના પર સપ્તદ્વીપવાળી પૃથિવી છે. જેના મધ્યમાં સુમેરુનામનો સુવર્ણનો પર્વતરાજ છે. તેનાં પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ ને ઉત્તરનાં શિખરો અનુક્રમે રૂપા, વૈદૂર્યમણિ, સ્ફટિકમણિ ને સુવર્ણનાં છે. તેમાં વૈદૂર્યમણિની નીલપ્રભાના અનુરાગથી આકાશનો દક્ષિણ ભાગ નીલકમલના દલજેવો શ્યામ છે. આકાશનો પૂર્વ ભાગ તે ભણીના શિખરની પ્રભાથી રૂપાજેવો શ્વેત છે. આકાશનો પશ્ચિમ ભાગ તે દિશાના શિખરની પ્રભાથી સ્ફટિમણિના જેવો સ્વચ્છ છે, અને આકાશનો ઉત્તર ભાગ તે ભણીના શિખરની પ્રભાથી સુવર્ણના રંગજેવો છે. આ સુમેરુની ઉપર દક્ષિણ ભાગમાં જંબૂનામનું વૃક્ષ છે, જે નામવડે આ જંબૂદ્વીપ કહેવાય છે. સુમેરુની આસપાસ સૂર્યની ગતિ હોવાથી તેના જે ભાગને સૂર્ય ત્યજે છે ત્યાં રાત્રિ થાય છે, અને તેના જે ભાગને તે અલંકૃત કરે છે ત્યાં દિવસ થાય છે. તે સુમેરુની ઉત્તરદિશામાં વિદ્યમાન બે સહસ્ર યોજન વિસ્તારવાળા નીલ, શ્વેત ને શૃંગવાન્ એ ત્રણ પર્વતો છે. તે પર્વતોના અવકાશમાં પ્રત્યેક નવ સહસ્ર યોજનના વિસ્તારવાળા રમણક, હિરણ્મય ને ઉત્તરકુરુ એ ત્રણ ખંડો છે. તેમાં નીલગિરિ સુમેરુની ઉત્તરદિશામાં છે. નીલગિરિના ઉત્તરભાગમાં રમણકખંડ છે, શ્વેતની ઉત્તરમાં હિરણ્મય છે, ને શૃંગવાન્‌ની ઉત્તરમાં સમુદ્રપર્યંત ઉત્તરકુરુ છે. સુમેરુની દક્ષિણદિશામાં વિદ્યમાન બે સહસ્ર યોજન વિસ્તારવાળા નિષધ, હેમકૂટ ને હિમશૈલ એ ત્રણ પર્વતો છે. તે પર્વતોના અવકાશમાં પ્રત્યેક નવ સહસ્ર યોજનના વિસ્તારવાળા હરિવર્ષ કિંપુરુષ ને ભારત એ ત્રણ ખંડો છે. તેમાં નિષધ મેરુની દક્ષિણમાં છે. નિષધના દક્ષિણભાગમાં હરિવર્ષખંડ છે. હેમકૂટની દક્ષિણમાં કિંપુરુષ છે, ને હિમશૈલની દક્ષિણમાં સમુદ્રપર્યંત ભારતવર્ષ છે. સુમેરુથી પૂર્વ-

દિશામાં માલ્યવાન્નામનો પર્વત છે. તેને સીમા કરીને સમુદ્રપર્યંત ભદ્રાશ્વનામનો દેશ છે. એ પ્રમાણે સુમેરુની પશ્ચિમદિશામાં ગંધમાદન-નામનો પર્વત છે, ને તેને સીમા કરીને સમુદ્રપર્યંત કેતુમાલનામનો દેશ છે. સુમેરુની ચાર દિશામાંના ચાર પર્વતો ને સુમેરુની મધ્યમાં ઇલાવૃત્તનામનો ખંડ છે. એ ઇલાવૃત્ત સુમેરુના અધોભાગમાં રહેલો છે, ને તેનો વિસ્તાર નવ સહસ્ત્ર યોજન છે. સુમેરુનો વિસ્તાર મૂલમાં સોળ સહસ્ત્ર યોજન છે. એવી રીતે લક્ષયોજનના વિસ્તારવાળો જંબૂદ્વીપ છે, ને તે જંબૂદ્વીપ સુમેરુના મધ્યબિંદુથી પ્રત્યેક દિશામાં પચાશ સહસ્ત્ર યોજનના વિસ્તારવાળો છે. આ જંબૂદ્વીપના ચારે ભણી કંકણાકારે વીંટાએલો બમણા વિસ્તારવાળો લવણોદધિ છે. પછી બમણા બમણા શાક, કુશ, ક્રૌંચ, શાલ્મલ, ગોમેદ ને પુષ્કર એવા છ દ્વીપો ને ઇક્ષુરસ, સુરા, સર્પિ (ઘૃત,) દધિમંડ, (જાડી છાશ) ક્ષીર ને સ્વાદૂદક એવા છ સમુદ્રો છે. એવી રીતે સપ્તદ્વીપ ને સપ્તસમુદ્ર છે. તેમાં પૂર્વોક્તરીતે પ્રથમદ્વીપથી તેના પછીનો સમુદ્ર બમણો, ને તે સમુદ્ર-પછી તેવડોજ અન્યદ્વીપ ને તે પછી તેનાથી બમણો સમુદ્ર એમ વિવેક જાણવો. આ સપ્તસમુદ્રસહિત સપ્તદ્વીપ, સપ્તમસમુદ્રથી બહાર રહેલી ભૂમિસાથે લોકાલોકપર્વતપર્યંત પચાશ કરોડ યોજનપરિમાણવાળા છે. દ્વીપ, વન, પર્વત, નગર ને સમુદ્રાદિસહિત એ ભૂમંડલ બ્રહ્માંડના એક-દેશમાં રહ્યું છે, અને આકાશમાં જેમ ખદ્યોત છે તેમ એ બ્રહ્માંડ પ્રધાનનો એક સૂક્ષ્મ અવયવ છે તેમાં પાતાલમાં, સમુદ્રમાં ને પર્વતો-માં દેવો, અસુરો, ગંધર્વો, કિન્નરો, યક્ષો, રાક્ષસો, ભૂતો, પ્રેતો, પિશાચો, અપસ્મારકો, અપ્સરાઓ, બ્રહ્મરાક્ષસો, કૂષ્માંડો ને વિનાયકો વસે છે. સર્વદ્વીપોમાં પુણ્યાત્મા એવા દેવો ને મનુષ્યો વસે છે. સુમેરુ એ દેવતાની ઉદ્યાનભૂમિ છે. તેમાં મિશ્રવન, નંદનવન, ચૈત્રરથ ને

સુમાનસ એ ચાર ઉદ્યાનો છે. સુધર્મા દેવસભા, સુદર્શન પુર ને વૈજયંત પ્રાસાદ છે. ભુવર્લોકમાં રહેલા મંગલાદિ ગ્રહ, અશ્વિન્યાદિ નક્ષત્રો ને અન્ય તારાઓ આકર્ષણદ્વારા ધ્રુવની સાથે સંબંધ પામી સેવડે ગતિયુક્ત હોઇ સુમેરુની ઉપરઉપરમાં રહી ભ્રમણ કરે છે. સ્વર્લોકમાં નિવાસ કરનારી છ દેવજાતિઓ છે, તેમનાં નામો આ પ્રમાણેઃ—ત્રિદશ, અગ્નિષ્વાત્ત, યામ્ય, તુષિત, અપરિનિર્મિતવશવર્તી ને પરિનિર્મિતવશવર્તી. એ સર્વે સંકલ્પમાત્રવડે વિષયોને સંપાદન કરનારા, અણિમાદિ ઐશ્વર્યવાળા, કલ્પપર્યંતના આયુષ્યવાળા, પૂજ્ય, ઔપપાદિકદેહવાળા, ( માતાપિતાના સંયોગવિના તે લોકના નિયમપ્રમાણે અકસ્માતજ ધર્મવિશેષથી અતિસંસ્કૃત થયેલાં ભૂતોનાં અણુઓમાંથી જેમનાં દિવ્ય શરીરોની ઉત્પત્તિ થઇ છે એવા, ) અને ઉત્તમ તથા અનુકૂલ એવી અપ્સરાઓના પરિવારવાળા છે. મહર્લોકમાં પાંચ પ્રકારની દેવજાતિઓ છે. કુમુદ, ઋભુ, પ્રતર્દન, અંજનાભ ને પ્રચિતાભ એ તેમનાં નામો છે. એ સર્વે મહાભૂતવશી, [તેમને જે જે વસ્તુ જોઇએ તે તે વસ્તુને આકારે તેમની ઇચ્છાથી તે મહાભૂતો પરિણામ પામે છે તેથી તે મહાભૂતને વશ વર્તાવનારા કહેવાય છે.] અન્નવિના ધ્યાનમાત્રથી તૃપ્ત તથા પુષ્ટ થનારા ને સહસ્રકલ્પના આયુષ્યવાળા છે. બ્રહ્માનો પ્રથમલોક જે જનલોક છે તેમાં ચાર પ્રકારની દેવજાતિઓ છે, બ્રહ્મપુરોહિત, બ્રહ્મકાયિક, બ્રહ્મમહાકાયિક ને અમર. તેઓ ભૂતોને તથા ઇંદ્રિયોને વશ વર્તાવનારા એટલે ભૂતો તથા ઇંદ્રિયોની પોતાની ઇચ્છાનુસાર સ્થિતિ કરાવવાના સામર્થ્યવાળા, તથા ક્રમથી બે સહસ્ર, ચાર સહસ્ર, આઠ સહસ્ર ને સોળ સહસ્ર કલ્પના આયુષ્યવાળા છે. બ્રહ્માનો બીજો લોક જે તપલોક છે તેમાં ત્રિવિધ દેવજાતિઓ છે, આભાસ્વર, મહાભાસ્વર ને સત્યમહાભાસ્વર. તેઓ મહાભૂતો, ઇંદ્રિયો ને તેમની પ્રકૃતિ

એટલે તન્માત્રાઓ, અહંકાર ને ચિત્ત એમને વશ વર્તાવનારા છે. પોતાની ઇચ્છાપ્રમાણે તન્માત્રાને કાયાને આકારે પરિણામ પમાડી શકાય એ તન્માત્રાને વશ વર્તાવવી કહેવાય છે, અને નિર્માણ અહંકાર તથા નિર્માણ ચિત્ત ઉત્પન્ન કરી શકાય તે તેમને વશ વર્તાવવાં કહેવાય છે. અમરથી આભાસ્વર, આભાસ્વરથી મહાભાસ્વર ને મહાભાસ્વરથી સત્યમહાભાસ્વર દ્વિગુણ દ્વિગુણ આયુષ્યવાળા છે. તે સર્વે ધ્યાનમાત્રથી તૃપ્ત તથા પુષ્ટ થનારા, ઊર્ધ્વરેતા, ( પ્રાણાયામના આરૂઢ અભ્યાસથી જેમનાં વીર્ય સૂક્ષ્મ થઇને ઊર્ધ્વ જાય છે, ને સ્ખલિત થતાં નથી એવા—અસ્ખલિતવીર્યવાળા. ) સત્યલોકના યથાર્થજ્ઞાનવિનાના ને અવીચિથી માંડીને તપલોકપર્યંતના સૂક્ષ્મ તથા વ્યવહિત સર્વને જાણનારા છે. બ્રહ્માનો ત્રીજો લોક સત્યલોક છે. તેમાં અચ્યુત, શુદ્ધનિવાસ, સત્યાભ ને સંજ્ઞાસંજ્ઞી એવા ચાર પ્રકારની દેવજાતિઓ વસે છે. તેઓ પોતાને માટે ગૃહ નિર્માણ નહિ કરતાં પોતપોતાના શરીરરૂપ ગૃહમાં સ્થિતિ રાખનારા, ક્રમાત્ એકએકથી ઉપર રહેનારા, પ્રધાનવશી એટલે સ્વેચ્છાનુસાર સત્ત્વ, રજસ્ ને તમસ્‌ને પ્રવૃત્તિ કરાવવાના સામર્થ્યવાળા ને સર્ગ એટલે દ્વિપરાર્ધપર્યંતના આયુષ્યવાળા છે. તેમાં અચ્યુતદેવો સ્થૂલવિષયના ધ્યાનવડે તૃપ્ત પામે છે, શુદ્ધનિવાસદેવો સૂક્ષ્મવિષયના ધ્યાનવડે તૃપ્તિ પામે છે, સત્યાભનામના દેવો ઇંદ્રિયરૂપ વિષયના ધ્યાનવડે તૃપ્તિ પામે છે, ને સંજ્ઞાસંજ્ઞીનામના દેવો અસ્મિતામાત્રના ધ્યાનવડે તૃપ્તિ પામે છે. એ સર્વે સંપ્રજ્ઞાતસમાધિને ઉપાસે છે, ને બ્રહ્માંડની અંતરજ સ્થિત છે, બ્રહ્માંડની બહાર ગયેલા નથી. બ્રહ્માના (હિરણ્યગર્ભના) લિંગદેહવડે સર્વ લોક વ્યાપ્ત હોવાથી તે સર્વલોકનું બ્રહ્માંડ એવું નામ આપ્યું છે. વિદેહ અને પ્રકૃતિલય સાધિકારચિત્તવાળા છતાં પોતપોતાના ઉપાસ્યની અધિકારી સ્થિતિમાં લીન થયેલા

હોય છે તેથી બુદ્ધિવૃત્તિવડે વિષયાનુભવ કરનારા ન હોવાથી કૈવલ્ય-જેવી સ્થિતિમાં હોય છે માટે તેમની લોકમાં સ્થિતિ કહી નથી. અવીચિથી માંડીને સત્યલોકપર્યંતના આ સર્વલોક સૂર્યદ્વારરૂપ સુષુમ્ણા-નાડીમાં સંયમ કરીને યોગીએ સાક્ષાત્ કરવાયોગ્ય છે. કાંઈ એવો નિયમ નથી જે સુષુમ્ણાનાડીમાં સંયમ કરવાથીજ તેમનો સાક્ષાત્કાર થાય, કિંતુ યોગશાસ્ત્ર જાણનાર યોગાભ્યાસી આચાર્યે ઉપદેશ કરેલા અન્યસ્થાનમાં સંયમ કરવાથી પણ આ ભુવનોનું જ્ઞાન થાય છે. જ્યાંસુધી એ સર્વનો સાક્ષાત્કાર થાય ત્યાંસુધી યોગીએ આ સંયમનો અભ્યાસ કરવો ઉચિત છે. બુદ્ધિસત્ત્વ સ્વભાવથીજ વિશ્વનો પ્રકાશ કરવામાં સમર્થ છે. તે તમોમલવડે આવૃત છે, તેમાં જ્યાં રજોગુણવડે તેનું ઉદ્‌ઘાટન થાય છે ત્યાં તે પદાર્થને તે પ્રકાશે છે. સુષુમ્ણાનાડીના કિંવા આચાર્યે ઉપદેશ કરેલા અન્યસ્થાનના સંયમવડે ઉદ્‌ઘાટિત તે બુદ્ધિ-સત્ત્વ ભુવનોને પ્રકાશે છે.

સુષુમ્ણાનાડી સૂર્યદ્વાર કહેવાય છે, કેમકે તે સૂર્યભણી જવાના દ્વારરૂપ છે. મૂલમાં જે સૂર્યશબ્દ છે તેનો અર્થ ભગવાન્ ભાષ્યકારે સૂર્યદ્વાર એવો કર્યો છે તે અન્ય યોગશાસ્ત્રોના આધારે છે એમ જાણવું. અહિં ભુવનોનું જ્ઞાન સંપાદન કરવાનો જે ઉપદેશ કરવામાં આવ્યો છે તે રાગદ્વેષની નિવૃત્તિમાટે છે.

પ્રધાનની મહત્તાઆગળ બ્રહ્માંડનું અણુરૂપ જાણવાથી મનુષ્યનું સ્થૂલશરીર અતિતુચ્છ છે એમ સમજાય, તથા દેવોનાં ઉત્તમોત્તમ ઐશ્વર્ય પણ કૈવલ્યસુખઆગળ કાંઇજ ગણનામાં નથી એમ જાણવા-માં આવે માટે આ સૂત્રમાં સૂર્યદ્વારના સંયમનો ઉપદેશ કર્યો છે, શરીરની બહાર ભુવનોની એજ પ્રમાણે સ્થિતિ છે એમ પ્રતિપાદન કરવા ઉપદેશ કર્યો નથી તેથી પુરાણમાં કોઇ સ્થલે દ્વીપોનું તથા સમુદ્રોનું

નિરૂપણ આનાથી વિલક્ષણ હોય, વા વર્તમાનકાલના ભૂગોલશાસ્ત્ર ને ખગોલશાસ્ત્રથી કાંઇ બીજી પ્રતીતિ થતી હોય તો તેથી વ્યામોહ પામવાનું નથી. ૨૬

હવે અન્ય સિદ્ધિને કહે છે:—

## चन्द्रे ताराव्यूहज्ञानम् ॥ २७ ॥

**पदबोधिनी टीकाः—चन्द्रे संयमं कृत्वा ताराणां व्यूहं विशिष्टसन्निवेशं विजानीयात्। सूर्यप्रकाशेन नक्षत्राणामभिभूततेजस्त्वात् सूर्यसंयमात्तज्ज्ञानं नोत्पद्यत इति पृथगुपदेशः ॥२७॥**

**સૂત્રાર્થ:—ચંદ્રમાં [ સંયમ કરવાથી ] તારાવ્યૂહનું જ્ઞાન [ થાય છે. ] ૨૭**

વિવેચનઃ—ચંદ્રમાં સંયમ કરવાથી તે યોગીને તારામંડલનું જ્ઞાન થાય છે, અર્થાત્ જ્યોતિઃશાસ્ત્રનો અભ્યાસ કર્યા વિના માત્ર સંયમથી અમુક તારો આકાશના અમુક ભાગમાં નિવાસ કરે છે એમ તે યોગીને તેમનું વિકલ્પરહિત વિશેષજ્ઞાન થાય છે. ૨૭

હવે નક્ષત્રાદિની ગતિના જ્ઞાનના ઉપાયને સૂચવે છે:—

## ध्रुवे तद्गतिज्ञानम् ॥ २८ ॥

**पदबोधिनी टीकाः—ध्रुवे निश्चलतारके संयमात् तासां तारकाणां गतिं विजानाति ॥ २८ ॥**

**સૂત્રાર્થ:—ધ્રુવમાં [ સંયમ કરવાથી ] તેની ( તારાઓની ) ગતિનું જ્ઞાન [ થાય છે. ] ૨૮**

**વિવેચન:**—ધ્રુવનામના નિશ્ચલ તારામાં સંયમ કરવાથી તે તારાઓની ગતિનું જ્ઞાન થાય છે, અર્થાત્ આ તારો આટલા કાલમાં આ રાશિમાં ગમન કરે છે એવી રીતે તે તારાઓની ગતિનું તેને વાસ્તવિક

જ્ઞાન થાય છે. આકાશમાં રહેલા બીજા ગતિવાળા મંડલમાં સંયમ કરવાથી તેની ગતિનું પણ યોગીને જ્ઞાન થાય છે. ૨૮

હવે શરીરની રચનાના જ્ઞાનના સાધનનું નિરૂપણ કરે છેઃ—

**नाभिचक्रे कायव्यूहज्ञानम् ॥ २९ ॥**

**पदबोधिनी टीकाः—**कायस्य मध्यभागे यन्नाभिसंज्ञकं चक्रं तत्र संयमं विधाय योगी कायस्य शरीरस्य व्यूहं सन्निवेशप्रकारं विजानाति ॥ २९ ॥

**સૂત્રાર્થઃ—**નાભિચક્રમાં [ સંયમ કરવાથી ] શરીરની રચનાનું જ્ઞાન [ થાય છે. ] ૨૯

**વિવેચનઃ—**આધાર તથા સ્વાધિષ્ઠાન ચક્રની ઉપર સુષુમ્ણામાં રહેલા નાભિચક્રમાં (મણિપૂરમાં) સંયમ કરવાથી તે યોગીને શરીરની રચનાનું જ્ઞાન થાય છે, તે આ પ્રમાણેઃ—વાત, પિત્ત ને કફ આ ત્રણ દોષ છે. ત્વચા, લોહી, માંસ, સ્નાયુ, અસ્થિ, મજ્જા ને શુક્ર એ સાત ધાતુઓ છે, તેમાં શુક્ર (વીર્ય) એ સર્વની અભ્યંતર છે, તેથી બહાર મજ્જા, મજ્જાથી બહાર હાડકાં, હાડકાંથી બહાર સ્નાયુ, સ્નાયુથી બહાર માંસ, માંસથી બહાર રક્ત ને રક્તથી બહાર ત્વચા છે. શરીરમાં નાભિચક્રની ઉત્પત્તિ પ્રથમ થયેલી છે, ને બીજા અવયવોની ઉત્પત્તિ પછીથી થયેલી છે તેથી નાભિચક્રમાં સંયમ કરવાથી સર્વ-શરીરની રચનાનું જ્ઞાન થાય છે. રક્તના તથા મજ્જાના જ્ઞાનસાથે તે રક્ત જે રક્તવહાઓમાં ફરે છે તેમનું તથા તે મજ્જાદ્રવ્ય જે મજ્જન-તંતુઓમાં (જ્ઞાનતંતુઓમાં તથા ગતિતંતુઓમાં) ભર્યું હોય છે તેમનું પણ જ્ઞાન થાય છે. ૨૯

નીચેના સૂત્રથી અન્ય સિદ્ધિનું પ્રતિપાદન કરે છેઃ—

**कण्ठकूपे क्षुत्पिपासानिवृत्तिः ॥ ३० ॥**

**पदबोधिनी टीकाः—कण्ठे गले जिह्वाया मूले जिह्वातन्तोरधस्तादित्यर्थः, कूपः गर्ताकारप्रदेशः, तत्र संयमात् क्षुत्पिपासादयो निवर्तन्ते ॥ ३० ॥**

**સૂત્રાર્થઃ**—કંઠકૂપમાં [ સંયમ કરવાથી ] ભૂખ તથા તરષની નિવૃત્તિ [ થાય છે. ] ૩૦

**વિવેચનઃ**—જીભના અધોભાગમાં વિદ્યમાન જે જિહ્વામૂલ છે તેને તંતુ કહે છે તે તંતુથી આગળ અધોભાગમાં કંઠપ્રદેશ છે, તે કંઠની સમીપ અધોભાગમાં વિદ્યમાન જે ગર્તાકાર (ખાડાની આકૃતિજેવો) પ્રદેશ છે તે કંઠકૂપ કહેવાય છે. તે કંઠકૂપમાં પ્રાણાદિકનો સ્પર્શ થવાથી પુરુષને ક્ષુધાતૃષા પીડા કરે છે. તે કંઠકૂપમાં **શ્રીસદ્‌ગુરુએ** ઉપદેશ કરેલી રીતે સંયમ કરવાથી પ્રાણાદિકના સ્પર્શની નિવૃત્તિદ્વારા યોગીને ક્ષુધા તથા તૃષા પીડા કરતાં નથી. ૩૦

હવે સ્થિરતાની પ્રાપ્તિ કરનાર ઉપાયને કહે છેઃ—

**कूर्मनाड्यां स्थैर्यम् ॥ ३१ ॥**

**पदबोधिनी टीकाः—कण्ठकूपस्याधस्तादुरसि सुदृढा कूर्मनाडी । तस्यां कृतसंयमस्य तत्प्रविष्टचित्तस्य योगिनः स्थैर्यं कायचित्तयोर्निश्चलत्वं सिध्यति ॥ ३१ ॥**

**સૂત્રાર્થઃ**—કૂર્મનાડીમાં [ સંયમ કરવાથી ] સ્થિરતાની [ પ્રાપ્તિ થાય છે. ] ૩૧

વિવેચન:—પૂર્વે કહેલા કંઠકૂપથી નીચેના ભાગમાં વિદ્યમાન એક કૂર્માકાર નાડી છે. તે ગુંચળું વાળીને પડેલા સર્પની પેઠે સ્થિત છે. તે નાડીમાં સંયમ કરવાથી યોગીનાં દેહ ને ચિત્ત નિશ્ચલ થાય છે. ૩૧

સિદ્ધના દર્શનની પ્રાપ્તિ કરનાર સાધનનું નિરૂપણ કરે છે:—

## मूर्धज्योतिषि सिद्धदर्शनम् ॥ ३२ ॥

पदबोधिनी टीकाः—मूर्धनि यज्ज्योतिः सात्त्विकप्रकाशः तत्र संयमात् सिद्धानां द्यावापृथिव्योरन्तरालवर्तिनां दिव्यपुरुषाणामितरप्राणिभिरदृश्यानां दर्शनं साक्षात्कारो भवति इदमत्र तात्पर्यम्—शिरःकपाले ब्रह्मरन्ध्राख्यं छिद्रमस्ति। यथा गृहाभ्यन्तरस्थमणेः प्रचरन्ती प्रभा कुञ्चिता तद्विवरप्रदेशे सङ्घटते तथा हृदयस्थः सात्त्विकप्रकाशः सुषुम्णयोगात् विप्रसृतस्तत्रैव पिण्डितत्वं प्राप्नोति। तदेव मूर्धज्योतिरित्याख्यायते योगिभिः। यदैतज्ज्योतिः संयमेन साक्षात्क्रियते तदा दिव्यपुरुषदर्शनं भवति ॥ ३२ ॥

**સૂત્રાર્થ:**—મૂર્ધામાં રહેલી જ્યોતિમાં [સંયમ કરવાથી] સદ્ધનું દર્શન [ થાય છે. ] ૩૨

વિવેચન:—શિરની અને કપાલની મધ્યે રહેલા બ્રહ્મરંધ્રનામના છિદ્રમાં રહેલી પ્રકાશરૂપ જ્યોતિમાં સંયમ કરવાથી આકાશના અને પૃથિવીના મધ્યભાગમાં વિચરનારા સિદ્ધ ( દિવ્ય ) પુરુષોનાં દર્શન તે યોગીને થાય છે. ૩૨

હવે સર્વજ્ઞતાના ઉપાયનું કથન કરે છે:—

## प्रातिभाद्वा सर्वम् ॥ ३३ ॥

पदबोधिनी टीका:—प्रतिभा ऊहः । तद्भवं ज्ञानं प्रातिभम् । मनोमात्रजन्यमविसंवादकं झटित्युत्पद्यमानं ज्ञानमिति भोजः । तेन वा योगी सर्वं विजानाति । अत्रायं भावः—यथा उदेष्यति सवितरि पूर्वं प्रभा प्रादुर्भवति तद्वत् प्रसंख्यानहेतुसंयमवतो योगिनस्तत्प्रकर्षे जाते प्रसंख्यानोदयपूर्वसिद्धमूहमात्रेण जातं मनोमात्रजन्यं वा तारकं नाम ज्ञानमुत्पद्यते । सुतरां योगी संयमान्तरानपेक्षस्तेनैव हि सर्वं विजानाति । प्रसंख्यानसंनिधापनेन संसारात्तारयतीति तस्य तारकत्वम् ॥ ३३ ॥

સૂત્રાર્થ:—અથવા પ્રાતિભથી [ યોગી ] સર્વને [ જાણે છે. ] ૩૩

વિવેચન:—પૂર્વે કહેલા સંયમોમાંનો એક એક સંયમ કરવાથી જે જે ફલ થાય છે તે સર્વ ફલ એક પ્રાતિભજ્ઞાનથી પ્રાપ્ત થાય છે એમ જણાવવા સૂત્રમાં **वा** શબ્દ મૂક્યો છે. વિવેકજ્ઞાનના હેતુરૂપ સંયમના દૃઢ અભ્યાસથી મનમાં જે અતીત, અનાગત, સૂક્ષ્મ ને વ્યવહિત પદાર્થોના જ્ઞાનનું સ્વાભાવિક સામર્થ્ય રહેલું છે તે આવિર્ભાવ પામે છે તે **પ્રાતિભ** કહેવાય છે, કેમકે તે અન્યના ઉપદેશવિના પોતાની પ્રતિભાથી ઉત્પન્ન થયેલ છે. આ પ્રાતિભજ્ઞાનજ પ્રસંખ્યાનની સમીપતાના સંપાદનદ્વારા પુરુષોનો સંસારથી ઉદ્ધાર કરે છે તેથી એને તારકજ્ઞાન પણ કહે છે. આ પ્રાતિભજ્ઞાન વિવેકજન્ય જ્ઞાનનું પૂર્વરૂપ છે, કેમકે આની ઉત્પત્તિ થયા પછી વિવેકજ્ઞાન અવશ્ય ઉત્પન્ન થાય છે. જેમ સૂર્ય-

નો ઉદય થવાનું પ્રથમ જ્ઞાપક ચિહ્ન પ્રભા છે તેમ વિવેકજ્ઞાનનો ઉદય થવાનું પ્રથમ લિંગ પ્રાતિભજ્ઞાન છે. તે પ્રાતિભજ્ઞાન ઉત્પન્ન થવાથી યોગીને સર્વ પદાર્થનું જ્ઞાન થાય છે. પછી તેને અન્ય સંયમની અપેક્ષા રહેતી નથી. ૩૩

હવે ચિત્તના જ્ઞાનના ઉપાયનું પ્રતિપાદન કરે છેઃ—

**हृदये चित्तसंवित् ॥ ३४ ॥**

**पदबोधिनी टीकाः**—हृदये हृत्पद्मे संयमात् चित्तस्य सालम्बनस्य संवित् ज्ञानं भवति । स्वचित्तगता वासनाः परचित्तगतांश्च रागादीन् विजानातीत्यर्थः ॥ ३४ ॥

**સૂત્રાર્થઃ**—હૃદયમાં [ સંયમ કરવાથી ] ચિત્તનું જ્ઞાન [ થાય છે. ] ૩૪

**વિવેચનઃ**—બ્રહ્મપુરરૂપ હૃદયપ્રદેશમાં અધોમુખ સ્વલ્પ કમલ છે. તે ચિત્તના નિવાસનું સ્થાન છે. તેમાં સંયમ કરવાથી યોગીને વૃત્તિસહિત ચિત્તનો સાક્ષાત્કાર થાય છે. ૩૪

એવી રીતે ચિત્તના જ્ઞાનની સિદ્ધિનું નિરૂપણ કરીને હવે પુરુષના જ્ઞાનની સિદ્ધિનું નિરૂપણ કરે છેઃ—

**सत्त्वपुरुषयोरत्यन्तासङ्कीर्णयोः प्रत्ययाविशेषो भोगः परार्थत्वात्स्वार्थसंयमात्पुरुषज्ञानम् ॥ ३५ ॥**

**पदबोधिनी टीकाः**—सत्त्वं बुद्धिः । पुरुषश्चिदात्मा । तयो-

भोग्यभोक्तृत्वेनासङ्कीर्णयोर्भिन्नयोर्यः प्रत्ययाविशेषः बुद्धि-परिणामैः सुखादिभिः पुरुषप्रतिबिम्बग्राहिभिरविशेषः सारूप्यं प्रतिबिम्बद्वारा सुखाद्यारोप इति यावत् स भोग इत्युच्यते। स च दृश्यत्वात् भोग्यत्वात् बौद्धत्वाद्वा परार्थः परस्य पुरुषस्य भोक्तुः शेषभूतः। तस्मादन्यश्चित्स्वभावः प्रतिबिम्बः स च स्वार्थः नान्यशेष इत्यर्थः। एतस्मिन्नेव संयमं विधाय योगी पुरुषज्ञानं आत्मसाक्षात्कारं लभते ॥ ३५ ॥

**સૂત્રાર્થઃ**—અત્યંતવિલક્ષણ બુદ્ધિસત્ત્વનુ ને પુરુષનુ [જે] અભેદજ્ઞાન [ તે ] ભોગ [ છે. તે ભોગ બુદ્ધિના ] પરાર્થપણાથી [ પુરુષમાટે છે. તે ભોગથી ભિન્ન ] સ્વાર્થપ્રત્યયમાં સંયમ કરવાથી પુરુષનો સાક્ષાત્કાર [થાય છે.] ૩૫

**વિવેચનઃ**—બુદ્ધિ જોકે ત્રિગુણાત્મક પ્રધાનનું કાર્ય છે તોપણ તે બુદ્ધિના ઉપાદાનકારણમાં સત્ત્વગુણનું પ્રાધાન્ય છે માટે તે બુદ્ધિ સત્ત્વ પણ કહેવાય છે. રજોગુણની અથવા તમોગુણની પ્રધાનતાવાળી બુદ્ધિ પુરુષથી અત્યંતવિલક્ષણધર્મવાળી હોવાથી પુરુષથી અત્યંતભિન્ન છે એટલુંજ નહિ, પરંતુ જે બુદ્ધિ સત્ત્વગુણની સાથે સર્વદા સંબંધવાળા રજસ્તમસનો પરાભવ કરીને સત્ત્વગુણના પ્રધાનપણાવડે પ્રકાશસ્વભાવવાળી હોઇને વિવેકખ્યાતિરૂપે પરિણામ પામવાવડે અત્યંત નિર્મલ થયેલી હોવાથી પુરુષના જેવી પ્રતીત થાય છે તે બુદ્ધિ પણ ચૈતન્યમાત્ર પુરુષથી વિલક્ષણધર્મવાળી હોવાથી અત્યંત વિભિન્ન છે. બુદ્ધિ જડ તથા પરિણામી હોવાથી મલિન છે, અને પુરુષ ચેતન તથા

અપરિણામી હોવાથી શુદ્ધ છે. એવી રીતે બુદ્ધિ તથા પુરુષ તમસ્ અને પ્રકાશની પેઠે વિલક્ષણસ્વભાવવાળાં છે. બુદ્ધિની સુખ દુઃખ ને મોહરૂપ જે વૃત્તિઓ થાય છે તે વૃત્તિઓના પ્રતિબિંબદ્વારા સુખ, દુઃખ ને મોહનો પુરુષમાં આરોપ થાય છે તેથી પુરુષને હું સુખી, હું દુઃખી ને હું મૂઢ એવું મિથ્યા ભાન થાય છે તે ભોગ છે. એ ભોગ બુદ્ધિમાં રહેલો હોવાથી દૃશ્ય છે, ને ભોક્તાપુરુષનો ઉપકારક છે. તે ભોગથી વિલક્ષણ ચૈતન્યમાત્રને વિષય કરનારી જે પુરુષસંબંધી બુદ્ધિવૃત્તિ છે તે **સ્વાર્થપ્રત્યય** કહેવાય છે. આ સ્વાર્થપ્રત્યયમાં સંયમ કરવાથી પુરુષને વિષય કરનારી પ્રજ્ઞા ઉત્પન્ન થાય છે. આ સાક્ષાત્કાર પણ સ્વયંપ્રકાશ પુરુષને તો દૃશ્ય છે, કારણકે તે બુદ્ધિમાં રહેલો હોવાથી વસ્તુતાએ શુદ્ધપુરુષને વિષય કરવાને શક્તિમાન્ નથી, અર્થાત્ પુરુષ જે સર્વદા દ્રષ્ટા છે તે દ્રષ્ટાજ રહે છે, કદીપણ તે દૃશ્ય થતો નથી. તે બુદ્ધિની વૃત્તિ બે પ્રકારની છે, સુખદુઃખાદિનો આકાર ધારણ કરનારી, ને ચૈતન્યનો આકાર ધારણ કરનારી, તેમાં વ્યુત્થાનકાલે સુખદુઃખાદિનો આકાર ધારણ કરનારી વૃત્તિઓ હોય છે તેથી ચૈતન્યનો આકાર ધારણ કરનારી વૃત્તિનો અભિભવ થયેલો હોય છે. વિષયતૃષ્ણાને સારી રીતે નિવૃત્ત કરી યોગી જ્યારે સ્વાર્થપ્રત્યયના સંયમમાં તત્પર થાય છે ત્યારે ચિન્માત્રાકારા વૃત્તિ આવિર્ભાવ પામવા માંડે છે તેથી મનુષ્યને જેમ નિર્મલ દર્પણમાં પોતાનું પ્રતિબિંબ યથાર્થ પ્રતીત થાય છે તેમ ચિદાભાસને બુદ્ધિમાં સુખદુઃખાદિરહિત ચિન્માત્રપુરુષનું પ્રતિબિંબ પ્રતીત થાય છે. તેવા પ્રતિબિંબજ્ઞાનને અત્ર પુરુષજ્ઞાન કહેવામાં આવ્યું છે. એવી રીતે શુદ્ધપુરુષનું દૃશ્યપણું ન થવાથી “ **विज्ञातारमरे केन विजानीयात्** ॥ ” ( અરે મૈત્રેયિ ! સર્વને જાણનાર આત્માને પુરુષ કયા કરણવડે જાણે ? કોઇ કરણવડે ન જાણે, ) ઇત્યાદિ શ્રુતિઓની

સાથે વિરોધ આવતો નથી.

ભગવાન્ ભાષ્યકાર, શ્રીવાચસ્પતિમિશ્ર ને યોગમણિપ્રભાકાર ઉપર દર્શાવેલો સૂત્રપાઠ સ્વીકારે છે. યોગવાર્તિકમાં "**सत्त्वपुरुषयोरत्यन्तासङ्कीर्णयोः प्रत्ययाविशेषो भोगः परार्थात्स्वार्थसंयमात्पुरुषज्ञानम् ॥**" એવો સૂત્રપાઠ છે. તેમાંના **परार्थात्**પદનો પરાર્થથી એવો અર્થ થાય છે. ભોજવૃત્તિમાં તથા યોગચંદ્રિકામાં "**सत्त्वपुरुषयोरत्यन्तासङ्कीर्णयोः प्रत्ययाविशेषाद् भोगः परार्थान्यस्वार्थसंयमात्पुरुषज्ञानम् ॥**" એવો સૂત્રપાઠ છે. તેનો અર્થ આ પ્રમાણે થાય છેઃ- અત્યંત ભિન્ન બુદ્ધિસત્ત્વના તથા પુરુષના અભેદજ્ઞાનથી ભોગ છે, તે પરાર્થથી ભિન્ન સ્વાર્થમાં સંયમ કરવાથી પુરુષનું જ્ઞાન થાય છે. ૩૫

એવી રીતે પુરુષના જ્ઞાનની સિદ્ધિને પ્રતિપાદન કરીને હવે આ સ્વાર્થસંયમ જ્યાંસુધી પોતાના મુખ્યફલરૂપ પુરુષના જ્ઞાનને ઉત્પન્ન કરતો નથી ત્યાંસુધીમાં તેનાં જે ગૌણ ફલો ઉપજે છે તેમનું પ્રતિપાદન કરે છેઃ—

## ततः प्रातिभश्रावणवेदनादर्शास्वादवार्ता जायन्ते ॥ ३६ ॥

**पदबोधिनी टीकाः**—ततः स्वार्थसंयमात् प्रातिभं पूर्वोक्तं सर्वगोचरं ज्ञानं मनोमात्रेण योगजशुक्लधर्मानुगृहीतेन जायते। दिव्यानां शब्दस्पर्शरूपरसगन्धानां ग्राहकाणि श्रोत्रत्वक्चक्षुर्जिह्वाघ्राणानि क्रमेण श्रावणवेदनादर्शास्वादवार्तासंज्ञानि च जायन्ते। यदा योगिनो दिव्यशब्दग्राहकं श्रोत्रं

**भवति तदा तस्य श्रोत्रस्य श्रावणमिति तांत्रिकी संज्ञा भवति। तथा घ्राणस्य वार्तासंज्ञा । एवमन्यत्रोहनीयम् ॥ ३६ ॥**

**સૂત્રાર્થ:**—તેથી ( સ્વાર્થસંયમથી ) પ્રાતિભ, શ્રાવણ, વેદન, આદર્શ, આસ્વાદ ને વાર્તા [એ છ ઐશ્વર્ય] ઉપજે છે.૩૬

**વિવેચન:**—પૂર્વોક્ત સ્વાર્થસંયમથી તે યોગીમાં વ્યુત્થાનકાલમાં પણ પ્રાતિભ, શ્રાવણ, વેદન, આદર્શ, આસ્વાદ ને વાર્તા એ છ પ્રકારનું ઐશ્વર્ય ઉત્પન્ન થાય છે, અર્થાત્ યોગજધર્મવડે અનુગૃહીત તે યોગીનાં મન, શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિહ્વા ને નાસિકામાં વ્યુત્થાનસમયમાં પણ યથાનુક્રમે પ્રાતિભ, દિવ્યશબ્દશ્રવણ, દિવ્યસ્પર્શાનુભવ, દિવ્યરૂપનું દર્શન, દિવ્યરસના સ્વાદનું જ્ઞાન ને દિવ્યગંધનો અનુભવ પ્રાદુર્ભાવ પામે છે. અન્યસાહાય્યવિના યોગથી ઉપજેલા શુક્લધર્મયુક્ત મનમાં જે સૂક્ષ્મ, વ્યવહિત, વિપ્રકૃષ્ટ, અતીત ને અનાગત પદાર્થોને યથાર્થ જાણવાનું સામર્થ્ય આવિર્ભાવ પામે છે તે પ્રાતિભ કહેવાય છે. દેવોને ભોગવવાયોગ્ય જે સૂક્ષ્મશબ્દાદિ છે તે દિવ્ય કહેવાય છે. દિવ્યશબ્દને ગ્રહણ કરવાનું જે શ્રોત્રનું સામર્થ્ય તે શ્રાવણ, દિવ્યસ્પર્શને ગ્રહણ કરવાનું જે ત્વચાનું સામર્થ્ય તે વેદન, દિવ્યરૂપને ગ્રહણ કરવાનું જે નેત્રનું બલ તે આદર્શ, દિવ્યરસને ગ્રહણ કરવાનું જે રસનાનું સામર્થ્ય તે આસ્વાદ ને દિવ્યગંધને ગ્રહણ કરવાનું જે નાસિકાનું સામર્થ્ય તે વાર્તા છે. એ પ્રાતિભાદિ છ શબ્દોના અન્ય અર્થ પણ થઇ શકે છે, તે આ રીતે:-સૂક્ષ્મવ્યવહિતાદિ વસ્તુઓને જાણવાના સામર્થ્યવાળું મન તે પ્રાતિભ, દિવ્યશબ્દને ગ્રહણ કરવાના સામર્થ્યવાળું શ્રોત્ર તે શ્રાવણ, દિવ્યસ્પર્શને ગ્રહણ કરવાની શક્તિવાળી ત્વચા તે વેદન, દિવ્યરૂપને ગ્રહણ કરવાના બલવાળું નેત્ર તે આદર્શ, દિવ્યરસને

ગ્રહણ કરવાના સામર્થ્યવાળી રસના તે આસ્વાદ ને દિવ્યગંધને ગ્રહણ કરવાના બલવાળી જે નાસિકા તે વાર્તા છે. એ સર્વ યોગ-શાસ્ત્રકૃત સંકેતથી ગમ્ય છે.

પ્રાતિભના પ્રાદુર્ભાવથી સૂક્ષ્માદિ પદાર્થોનું જ્ઞાન, શ્રાવણથી દિવ્ય-શબ્દનું જ્ઞાન, વેદનથી દિવ્યસ્પર્શનું જ્ઞાન, આદર્શથી દિવ્યરૂપનું જ્ઞાન, આસ્વાદથી દિવ્યરસનું જ્ઞાન ને વાર્તાથી દિવ્યગંધનું જ્ઞાન જે તે યોગીમાં ઉત્પન્ન થાય છે તે સર્વ સ્વાર્થસંયમનું આનુષંગિક ફલ છે.

યોગવાર્તિકકારે **તતઃ**પદનો અર્થ " પુરુષના સાક્ષાત્કારથી " એવો કર્યો છે તે યોગ્ય જણાતો નથી, કેમકે આગામિસૂત્રના (૩૭મા સૂત્રના ) ભાષ્યમાં " **तद्दर्शनप्रत्यनीकत्वात् ॥** " (સમાહિત ચિત્તના પુરુષસાક્ષાત્કારના પ્રતિબંધકપણાથી) એ વચનવડે પ્રાતિભાદિનું પુરુષના સાક્ષાત્કારનું પ્રતિબંધકપણું કહેવાશે, તેથી પ્રાતિભાદિને પુરુષસાક્ષાત્કાર-નું ફલપણું સંભવતું નથી. જે જેનું પ્રતિબંધક હોય તે તેનું ફલ હોતું નથી એ અર્થ લોકપ્રસિદ્ધ છે. **ચ**કારાદિના અભાવવડે આ સ્વાર્થસંયમનું ફલ નથી એમ કહેવું પણ યોગ્ય નથી, કેમકે પ્રત્યવાયના અભાવથી અધ્યાહારવડે તેવો અર્થ થઈ શકે છે, તેથી આ સિદ્ધિઓ પુરુષ-સાક્ષાત્કારથી પહેલાં સ્વાર્થસંયમથી ઉત્પન્ન થનારી છે એમ નિશ્ચય થાય છે. ૩૬

સ્વાર્થસંયમના પ્રભાવથી યોગીને પૂર્વોક્ત સિદ્ધિઓ પ્રાપ્ત થાય તો તેણે પોતાને કૃતાર્થ માનીને તે સંયમથી ઉપરામપણાને પ્રાપ્ત થવું યોગ્ય નથી, પરંતુ આ સર્વસિદ્ધિઓને વિઘ્નરૂપ જાણીને પુરુષના સાક્ષાત્કારપર્યંત અવશ્ય તેણે સંયમનો અભ્યાસ કરવો જોઇએ, કેમકે આ સંયમનું આત્મસાક્ષાત્કારજ મુખ્ય ફલ છે, સિદ્ધિઓ એ મુખ્ય ફલ નથી, એ અભિપ્રાયથી ભગવાન્ સૂત્રકારે નીચેના સૂત્રનું અવ-

તરણ કર્યું છેઃ—

# ते समाधावुपसर्गा व्युत्थाने सिद्धयः ॥३७॥

पदबोधिनी टीकाः—ते प्रातिभादयः समाधौ समाधिकाले उत्पद्यमाना उपसर्गा उपद्रवा मोक्षविघ्नकरा इत्यर्थः । व्युत्थाने तु व्यवहारदशायामुत्पद्यमाना विशिष्टफलदायकत्वात् सिद्धयः ॥ ३७ ॥

સૂત્રાર્થઃ—તેઓ ( પૂર્વોક્ત પ્રાતિભાદિ ઐશ્વર્યો ) સમાધિમાં વિઘ્નો [છે, ને] વ્યુત્થાનમાં સિદ્ધિઓ [છે.] ૩૭

વિવેચનઃ—પૂર્વે કહેલાં પ્રાતિભાદિક છ પ્રકારનાં ઐશ્વર્યોનો યોગીને વ્યુત્થાનકાલમાં પણ લાભ થાય છે. તે ઐશ્વર્યો ચિત્તમાં રાજસ-દ્રવ્યની વૃદ્ધિ કરનારાં હોવાથી સમાધિની દઢતાનાં વિરોધી છે તેથી તેઓ સમાધિમાં વિઘ્નરૂપ છે. જેમ જે પુરુષ જન્મથીજ ધનહીન હોય તે પુરુષ અલ્પ ધનના લાભને અધિક ફલરૂપ માનીને પોતાને કૃતાર્થ સમજે છે તેમ વિક્ષિપ્તચિત્તનેજ પૂર્વોક્ત ઐશ્વર્યો સિદ્ધિઓ-રૂપ પ્રતીત થાય છે, પણ સમાહિતચિત્તને તે ઐશ્વર્યો સિદ્ધિઓરૂપ પ્રતીત થતાં નથી, તે યોગી તો તે સર્વને વિઘ્નરૂપ જાણે છે, કેમકે પુરુષના સાક્ષાત્કારમાં તે પ્રતિબંધક છે. તે ઐશ્વર્યોના ઉત્પન્ન થવાથી-જ પોતાને કૃતાર્થ માનનારા યોગીના સંયમનો શનૈઃ શનૈઃ નાશ થાય છે તેથી તે યોગીને તે જન્મમાં પુરુષનો સાક્ષાત્કાર થઇ શકતો નથી માટે વિવેકીએ પ્રાપ્ત થયેલા તે ઐશ્વર્યની દોષદૃષ્ટિદ્વારા ઉપેક્ષા કરી પુરુષના સાક્ષાત્કારમાટે સ્વાર્થસંયમનો દૃઢ અભ્યાસ કરવો જોઇએ. જેણે ત્રિવિધ તાપની આત્યંતિકનિવૃત્તિરૂપ પરમપુરુષાર્થ-

ની ઇચ્છા કરેલી છે તે યોગી પરમપુરુષાર્થની પ્રતિબંધક સિદ્ધિઓમાં કેમ રાગ પામે ? નજ પામે. સ્વસ્વરૂપાવસ્થાનવિના કૃતાર્થ થવાતું નથી, પછી અનેક પ્રકારની સિદ્ધિઓની પ્રાપ્તિ થાય તો તેથી પણુ શું ? એ સર્વ સિદ્ધિઓ પુરુષસાક્ષાત્કારની આગળ અત્યંત તુચ્છજ છે. સિદ્ધિઓ ઉત્પન્ન થયા છતાં તેમના સામીપ્યથી જે યોગીનું ચિત્ત તેના ભોગમાટે ક્ષોભ પામતું નથી તે યોગીનેજ આત્મસાક્ષાત્કારરૂપ મહાસિદ્ધિ પ્રાપ્ત થાય છે, ઐશ્વર્યના ભોગને ઇચ્છનાર અપક્વ યોગીને તે મહાસિદ્ધિની પ્રાપ્તિ થતી નથી. ૩૭

એવી રીતે પુરુષના સાક્ષાત્કારપર્યંતમાં થનારા સ્વાર્થસંયમના ફલને નિરૂપણ કરીને હવે ક્રિયારૂપ ઐશ્વર્યના નિરૂપણનો આરંભ કરે છે, તેમાં નીચેના સૂત્રથી પરકાયાપ્રવેશરૂપ ઐશ્વર્યનું પ્રતિપાદન કરે છેઃ—

**बन्धकारणशैथिल्यात्प्रचारसंवेदनाच्च चित्तस्य परशरीरावेशः ॥ ३८ ॥**

पदबोधिनी टीकाः—स्वभावतोऽप्रतिष्ठस्य सर्वगामिनश्चित्तस्य कर्माशयवशात् स्वशरीरमात्रे सङ्कोचेन स्थितिर्बन्धः । तस्य कारणं धर्माधर्मौ । संयमेन हि तयोः शैथिल्यं भवति । प्रचरत्यनेन चित्तमिति प्रचारो नाडीसङ्घः । तस्य संवेदनं सम्यग्ज्ञानं सम्मत्यनया नाड्या सञ्चरतीत्यादिविधं समाधिबलादेव भवति । तथा प्राणेन्द्रियमार्गनाडीज्ञानमपि । तथा च यथा बन्धकरज्जुनाशे पथज्ञस्य स्वपरवेश्मप्रवेशो भवति तथा

योगिचित्तस्यापि परशरीरे मृते जीविते वा प्रवेशो भवति। चित्ते प्रविष्टे इन्द्रियादीन्यपि तत्र प्रविशन्ति। ततश्च परशरीर-प्रविष्टो योगी तत्र स्वशरीरवत् व्यवहरति ॥ ३८ ॥

**સૂત્રાર્થઃ**—[ એકશરીરમાં ચિત્તની સ્થિતિરૂપ ] બંધના કારણના શિથિલપણાથી અને ચિત્તના ગમનાગમનના માર્ગરૂપ નાડીઓના યથાર્થ જ્ઞાનથી ચિત્તનો પરશરીરમાં પ્રવેશ [ થઇ શકે છે. ] ૩૮

**વિવેચનઃ**—ચિત્ત ચંચલસ્વભાવવાળું હોવાથી તેની એકસ્થાનમાં સ્થિતિ થવી સંભવતી નથી. તે ચિત્તની ધર્માધર્મના સંસ્કારોરૂપ અદૃષ્ટના બલથી જે એકશરીરમાં સ્થિતિ થવી તે બંધ કહેવાય છે. બંધ કરનાર અદૃષ્ટનું નામ બંધકારણ છે, અર્થાત્ ચંચલ હોવાથી ચિત્ત એકસ્થાનમાં સ્થિરતાથી રહી શકે એવું નથી, અને આત્મા પણ વ્યાપક હોવાથી સર્વત્ર વિદ્યમાન છે તેથી તે બંનેનું નિરંતર એકશરીરમાં સ્થિર થવું યદ્યપિ અસંભવરૂપ છે તથાપિ તે બંનેના ભોક્તૃભોગ્યભાવસંબંધથી તેમનું એકશરીરમાં સ્થિર થવું ધર્માધર્મના સંસ્કારોને લીધે થાય છે તેથીજ ધર્માધર્મ બંધનું કારણ કહેવાય છે. શ્રીસદ્ગુરુએ ઉપદેશ કરેલા સંયમદ્વારા જ્યારે યોગી તે ધર્માધર્મના સંસ્કારોને શિથિલ કરી દે છે, અર્થાત્ ધર્માધર્મના સંસ્કારના બંધન કરવાના સામર્થ્યને સંયમબલથી નિવૃત્ત કરી દે છે ત્યારે એકશરીરમાં ચિત્તની પ્રતિષ્ઠા કરનારા પ્રતિબંધકના અભાવથી સ્વતંત્રગતિવાળું થયેલું ચિત્ત સર્વશરીરમાં ગમન-આગમનની યોગ્યતાવાળું થાય છે; તેવી રીતે આત્મા પણ બંધ કરનારા અદૃષ્ટના અભાવથી સર્વશરીરોમાં સ્વતંત્રગતિવાળો થાય છે. માત્ર

અદૃષ્ટના સંયમથીજ યોગીમાં પરકાયાપ્રવેશનું સામર્થ્ય આવતું નથી, કિંતુ તે સંયમસાથે પ્રચારના સાક્ષાત્કારની પણ અપેક્ષા છે. ચિત્તને ગમનાગમન કરવાના માર્ગરૂપ જે નાડીસમૂહ છે તે પ્રચાર કહેવાય છે. તે પ્રચારમાં શ્રીસદ્‌ગુરુએ ઉપદેશ કર્યા પ્રમાણે સંયમ કરવાથી તે યોગીને તે નાડીસમૂહનું યથાર્થ જ્ઞાન થાય છે, અર્થાત્ સ્વપરશરીરમાં રક્તવહા તથા પ્રાણવહાથી ભિન્ન આ ચિત્તવહાનાડીઓ છે, હૃદયપ્રદેશથી નેત્રાદિ ઇંદ્રિયદ્વારા બહાર નીકળવાનો ચિત્તનો આ નાડીસમૂહરૂપ માર્ગ છે, પરશરીરમાં પ્રવેશ કરવાનો તથા ત્યાંથી નીકળવાનો ચિત્તનો આ નાડીઓરૂપ માર્ગ છે, તથા સ્વશરીરમાં પ્રવેશ કરવાનો ચિત્તનો આ નાડીચક્રરૂપ માર્ગ છે એમ સ્પષ્ટરીતે તે યોગી જાણે છે. બંધના કારણ ધર્માધર્મના સંસ્કારોની સંયમદ્વારા શિથિલતા, તથા સંયમવડે ચિત્તના ગમનાગમનના માર્ગરૂપ નાડીસમૂહનું યથાર્થ જ્ઞાન, એ બંને સાધનોવડે યોગી પોતાના ચિત્તને સ્વેચ્છાનુસાર સ્વશરીરમાંથી બહાર કાઢી અન્યના શરીરમાં પ્રવેશ કરાવી શકે છે. સૂત્રમાં જે च પદ છે તે બંને સાધનોનો સમુચ્ચય જણાવે છે. જે કાલમાં ચિત્ત અન્યના શરીરમાં પ્રવેશ કરે છે તે કાલમાં ચિત્તને અનુસરનારી હોવાથી ઇંદ્રિયો પણ તે શરીરમાં પ્રવેશ કરે છે. જેમ એક પુષ્પપરથી ઊડનારા મધુકરરાજની ( મધમાખીની રાણીની ) પછવાડે સર્વ મધમાખીઓ ઊડે છે, અને તે મધુકરરાજ જ્યારે અન્ય પુષ્પપર સ્થિતિ કરે છે ત્યારે તેની પછવાડે તે મધમાખીઓ પણ તે પુષ્પપર સ્થિતિ કરે છે તેમ ઇંદ્રિયો પણ ચિત્તના નીકળ્યા પછી પૂર્વશરીરમાંથી નીકળે છે, ને તે ચિત્તનો પરશરીરમાં પ્રવેશ થયા પછી તેઓ પણ પરશરીરમાં પ્રવેશ કરે છે. ૩૮

એવી રીતે પરકાયાપ્રવેશની સિદ્ધિનું નિરૂપણ કરીને હવે ઉદાન-

વાયુના જયથી થનારી સિદ્ધિનું નિરૂપણ કરે છેઃ—

**उदानजयाज्जलपङ्ककण्टकादिष्वसङ्ग उत्क्रान्तिश्च ॥ ३९ ॥**

**पदबोधिनी टीकाः—समस्तानामिन्द्रियाणां तुषज्वालावत् युगपदुत्थिता जीवनशब्दवाच्या वृत्तिरस्ति । तस्या एव प्राणादिलक्षणा पञ्चतयी क्रिया । तत्र उदानस्य जयात् संयमद्वारेणेतरेषां निरोधाच्चोर्ध्वगामित्वेन जले महानद्यादौ महति वा पङ्के कर्दमे तीक्ष्णेषु च कण्टकेषु न सज्जते योगी । लघुत्वमापन्न उपर्येव गच्छेदित्यर्थः । उत्क्रान्तिर्मरणमपि तेषां स्वेच्छया भवति ॥ ३९ ॥**

**સૂત્રાર્થઃ**—ઉદાનના જયથી [ યોગી ] જલ, કાદવ ને કંટકાદિમાં અસંગ [ થાય છે, ] તથા [ સ્વતંત્રપણે ] ઊર્ધ્વગમન [ કરી શકે છે. ] ૩૯

**વિવેચનઃ**—બુદ્ધિ, અહંકાર અને મન એ ત્રણ અંતઃકરણોની એકકાલે ઉત્પન્ન થનારી સાધારણવૃત્તિ જીવન ( પ્રાણ ) કહેવાય છે. તે જીવનવૃત્તિનો ક્રિયાના તથા સ્થાનના ભેદથી પ્રાણ, અપાન, સમાન, ઉદાન ને વ્યાનના નામથી વ્યવહાર થાય છે. પોતાની વૃત્તિવડે મુખ અને નાસિકાદ્વારા બહાર ગમન કરવાની તથા અંતર આવવાની ક્રિયા કરનારી અને નાસિકાના અગ્રભાગથી લઇને હૃદયપર્યંત રહેનારી જીવનવૃત્તિ છે તે પ્રાણ કહેવાય છે. ખાધેલાપીધેલા અન્નજલના

પરિણામરૂપ રસને પોતપોતાના સ્થાનમાં સમાનરૂપથી પહોંચાડનારી તથા હૃદયથી નાભિપર્યંત સ્થિતિવાળી જે જીવનવૃત્તિ છે તે **સમાન** કહેવાય છે; મૂત્ર, મલ તથા ગર્ભાદિને શરીરથી બહાર કાઢવાના સામર્થ્યવાળી અને નાભિથી માંડીને પગના તળાપર્યંત રહેનારી જે જીવનવૃત્તિ છે તે **અપાન** કહેવાય છે; ઉત્ક્રાંતિના હેતુરૂપ તથા નાસિકાના અગ્રભાગથી આરંભીને શિરપર્યંત સ્થિતિવાળી જે જીવનવૃત્તિ છે તે ઉદાન કહેવાય છે; અને બલવાન્ કાર્યના હેતુરૂપ તથા સર્વશરીરમાં વ્યાપ્ત થઇને રહેનાર જીવનવૃત્તિ વ્યાન કહેવાય છે. આ સર્વમાં પ્રાણ પ્રધાન છે, કેમકે પ્રાણના નીકળવાપછી અન્ય સર્વ નીકળી જાય છે. પૂર્વોક્ત ઉદાનમાં સંયમ કરવાથી અન્ય પ્રાણોના વ્યાપારના રોધસાથે ઉદાનનો જય થાય છે. તે ઉદાનના જયવડે તે યોગીનું શરીર અત્યંત લઘુ ( હલકું ) થવાથી તે યોગી નદી તથા સમુદ્રાદિના અગાધ જલપર, કાદવના સમૂહપર તથા તીક્ષ્ણ કાંટાઓપર પૃથિવીપર ચાલી શકે તેમ સુખપૂર્વક ચાલી શકે છે, ને તે જલાદિ તેને બાધ કરી શકતાં નથી. વળી તે યોગી સ્વચ્છંદ મૃત્યુવાળો થાય છે, અર્થાત્ તે સ્વેચ્છાવડે પોતાના શરીરનો ત્યાગ કરી દેવયાનમાર્ગવડે બ્રહ્મલોકમાં જઇ શકે છે. ૩૯

એવી રીતે ઉદાનના જયથી થનારી સિદ્ધિનું નિરૂપણ કરીને હવે સમાનના જયથી ઉત્પન્ન થનારી સિદ્ધિને કહે છેઃ—

## समानजयाज्ज्वलनम् ॥ ४० ॥

**पदबोधिनी टीकाः—नाभ्यग्निमावेष्ट्य व्यवस्थितस्य समानस्य जयात् संयमेन वशीकरणात् निरावरणस्याग्नेरद्भुततेजसा प्रज्वलन्निव दृश्यते योगी। एवं प्राणादिजयादपि तत्तत्क्रियासिद्धिर्ज्ञेया ॥ ४० ॥**

**સૂત્રાર્થઃ**—[સંયમદ્વારા] **સમાનના જયથી** [યોગીના શરીરમાં અગ્નિના જેવો] **પ્રકાશ** [થાય છે.] ૪૦

**વિવેચન:**—સમાનનામનો પ્રાણ નાભિસમીપ રહેલા જાઠરાગ્નિને ચારે બાજુથી વીંટીને સ્થિત છે તેથી તે સમાનવડે ઢંકાયેલો તે જાઠરાગ્નિ મંદતેજવાળો હોઇને શરીરની બહાર પ્રકાશવાળો થઇ શકતો નથી. યોગી જ્યારે સંયમદ્વારા તે સમાનનામના પ્રાણને સ્વાધીન કરી તે જાઠરાગ્નિને નિરાવરણ–સમાનના આચ્છાદનથી રહિત–કરે છે ત્યારે તે અગ્નિ ઉત્તેજિત થઇ જાય છે તેથી તે યોગીનું શરીર અગ્નિની પેઠે પ્રકાશયુક્ત થાય છે. જો તે યોગીની ઇચ્છા થાય તો તે અગ્નિવડે સતીની પેઠે તે પોતાના શરીરનો દાહ પણ કરી શકે છે.

પ્રાણ, અપાન ને વ્યાનનો સંયમવડે જય કરવાથી તે તે પ્રાણની ક્રિયાશક્તિ યોગીને અધીન થાય છે એમ તે ત્રણ પ્રાણોનો સંયમદ્વારા જય કરવાથી થનારી સિદ્ધિઓનું પણ સંયમવડે થનારા ઉદાનના અને સમાનના જયથી થનારી સિદ્ધિઓના નિરૂપણથી ગ્રહણ કરવું. ભોજવૃત્તિમાં તથા યોગચંદ્રિકામાં " **समानजयात्प्रज्वलनम् ॥** " એવો સૂત્રપાઠ છે. તેના અર્થમાં ભેદ નથી. ૪૦

હવે દિવ્ય શ્રોત્રની પ્રાપ્તિરૂપ સિદ્ધિનું પ્રતિપાદન કરે છેઃ—

**श्रोत्राकाशयोः सम्बन्धसंयमाद्दिव्यं श्रोत्रम् ॥ ४१ ॥**

**पदबोधिनी टीकाः**—श्रोत्रं शब्दग्राहकमिन्द्रियमहङ्कारभवम् । आकाशः व्योम । स च शब्दतन्मात्रप्रसूतः । तयोर्यः

सम्बन्ध आधाराधेयलक्षणस्तत्र संयमात् दिव्यमलौकिकं श्रोत्रं जायते । तेषां श्रोत्रेन्द्रियमलौकिकशब्दग्रहणक्षमं भवतीत्यर्थः ॥ ४१ ॥

**સૂત્રાર્થ:—શ્રોત્રના અને આકાશના સંબંધમાં સંયમ કરવાથી દિવ્ય શ્રોત્ર [થાય છે.] ૪૧**

**વિવેચન:—**અહંકારના કાર્યરૂપ તથા શબ્દ ગ્રહણ કરવાના સામર્થ્યવાળી જે ઇંદ્રિય તે **શ્રોત્રેંદ્રિય** કહેવાય છે, અને શબ્દતન્માત્રાનું કાર્ય તથા સર્વશબ્દોનો આધાર તે **આકાશ** કહેવાય છે. આકાશ શ્રોત્રના આધારરૂપ છે તેથી આકાશનો અને શ્રોત્રનો આધારઆધેયભાવસંબંધ કહેવાય છે. શ્રોત્રેંદ્રિયનો તથા આકાશનો જે આધારઆધેયભાવસંબંધ છે તે સંબંધમાં સંયમ કરવાથી તે સંબંધના સાક્ષાત્કારવડે યોગીને દિવ્યશ્રોત્રની પ્રાપ્તિ થાય છે. શ્રોત્રમાં સૂક્ષ્મશબ્દોને શ્રવણ કરવાનું સામર્થ્ય ઉત્પન્ન થાય તે દિવ્યશ્રોત્રની પ્રાપ્તિ કહેવાય છે.

ત્વચા, ચક્ષુ, રસના ને નાસિકા એ ચાર ઇંદ્રિયોનો અનુક્રમે વાયુ, તેજ, જલ અને પૃથિવીની સાથે આધારાધેયભાવસંબંધ છે. તે સંબંધમાં સંયમ કરવાથી તે ઇંદ્રિયો દિવ્ય થાય છે. શ્રોત્રાદિ પાંચે ઇંદ્રિયો જ્યારે દિવ્ય થાય છે ત્યારે તેમને પૂર્વે કહેલી શ્રાવણ, વેદન, આદર્શ, સ્વાદ ને વાર્તા એ સંજ્ઞાઓ થાય છે. ૪૧

એ પ્રમાણે દિવ્યશ્રોત્રની પ્રાપ્તિરૂપ સિદ્ધિનું નિરૂપણ કરીને હવે આકાશગમનરૂપ સિદ્ધિનું નિરૂપણ કરે છે:—

**कायाकाशयोः सम्बन्धसंयमाल्लघुतूलसमापत्तेश्चाकाशगमनम् ॥ ४२ ॥**

पदबोधिनी टीकाः—यत्र कायस्तत्राकाश इत्यस्त्यवकाशदानात्कायस्य तेन सह सम्बन्धः संयोगलक्षणः। तत्र संयमात् संयमेन हि तत्सम्बन्धं जित्वा लघुनि तूलादौ वा संयमेन समापत्तिं सुदृढां तन्मयीं भावनां विधाय प्राप्तलघुभावो योगी प्रथमं भुवि जलादौ क्रमेणोर्णनाभितन्तुषु पश्चादादित्यरश्मिषु अनन्तरं च यथेष्टमाकाशे गच्छतीति तात्पर्यार्थः॥ ४२॥

સૂત્રાર્થ:—શરીરના અને આકાશના સંબંધમાં સંયમ કરવાથી અથવા સૂક્ષ્મ [ એવા ] રૂ[ આદિક પદાર્થ ]માં સમાપત્તિ કરવાથી આકાશમાં ગમન [ થાય છે. ] ૪૨

વિવેચન:—જે જે સ્થાનમાં શરીરની સ્થિતિ થાય છે ત્યાં ત્યાં આકાશ વિદ્યમાન હોય છે, કેમકે અવકાશવિના શરીરની સ્થિતિ રહી શકતી નથી, અને કોઇ પણ મૂર્ત દ્રવ્યને અવકાશ આપવો એ આકાશનો ધર્મ છે. એમ હોવાથી શરીર વ્યાપ્ય છે, અને આકાશ વ્યાપક છે. એવી રીતે આકાશની સાથે શરીરનો વ્યાપ્યવ્યાપકભાવસંબંધ છે. તે વ્યાપ્યવ્યાપકભાવસંબંધમાં સંયમ કરવાથી યોગી તે સંબંધને સ્વાધીન કરી હલકા શરીરવાળો થઇ જાય છે; અથવા રૂ આદિ હલકા પદાર્થોથી માંડીને પરમાણુપર્યંતના અત્યંત હલકા પદાર્થમાં ચિત્તની સ્થિરતાદ્વારા તદાકારતા પ્રાપ્ત કરી તે હલકા શરીરવાળો થઇ જાય છે. એવી રીતે હલકો થયા પછી તે યોગી જલની ઉપર પૃથિવીની પેઠે ચરણોવડે ગમન કરી શકે છે. અનંતર કરોળીઆના તંતુપર સ્વચ્છંદ વિહાર કરી શકે છે. પછી સૂર્યનાં કિરણોમાં સુખપૂર્વક વિચરી શકે છે. પશ્ચાત્ તે યોગીને યથેષ્ટ આકાશગમનનો લાભ થાય છે. સૂત્રમાંનો વાશબ્દ

વિકલ્પાર્થે છે, તેથી ઉપર કહેલા બેમાંના કોઇ એક ઉપાયના અનુષ્ઠાનથી આકાશગમનની સિદ્ધિ પ્રાપ્ત થાય છે એમ જાણવું. ૪૨

હવે પરશરીરમાં પ્રવેશ કરવાના હેતુરૂપ તથા ક્લેશાદિનો ક્ષય કરવાના હેતુરૂપ અન્ય સંયમને કહે છેઃ—

**बहिरकल्पिता वृत्तिर्महाविदेहा ततः प्रकाशावरणक्षयः ॥ ४३ ॥**

**पदबोधिनी टीकाः—मनो मे शरीराद्बहिरास्त्विति कल्पनया मनसो या देहाद्बहिर्वृत्तिलाभो जायते सा कल्पिता विदेहाख्या धारणा । तया च देहेऽहंभावे त्यक्ते सति स्वत एव बहिर्वृत्तिर्लभ्यते । सेयमकल्पिता महाविदेहाख्या धारणा । तस्यां संयमात् सात्त्विकस्य चित्तस्य यः प्रकाश आलोकप्रसरः तस्य यदावरणं क्लेशकर्मादिलक्षणं तस्य क्षयो विनाशो भवति । सर्वं चित्तमलं क्षीयते ततः सर्वज्ञतालाभ इति संक्षेपः ॥ ४३ ॥**

**સૂત્રાર્થઃ**—[શરીરથી] બહાર [ શરીરની અપેક્ષારૂપ ] કલ્પનાથી રહિત વૃત્તિ મહાવિદેહા [છે.] તેથી [ચિત્તના] પ્રકાશના આવરણનો ક્ષય [ થાય છે. ] ૪૩

**વિવેચનઃ**—શરીરથી બહાર રહેલા સૂર્યચંદ્રાદિ કોઇ પણ પદાર્થમાં વૃત્તિની સ્થિતિ થવી તે વિદેહાનામની ધારણા છે. તે ધારણા બે પ્રકારની છે, કલ્પિતા તથા અકલ્પિતા. શરીરમાં મમતાના

ભાવસહિત રહેલા ચિત્તની વૃત્તિદ્વારા કોઈ પણ બાહ્ય દેશમાં સ્થિતિ થવી તે કલ્પિતાનામની ધારણા છે, અને શરીરની અપેક્ષાવિના એટલે શરીરમાં મમતાના ભાવથી રહિત સ્વતંત્ર ચિત્તની બહારના પદાર્થમાં સ્થિતિ થવી તે અકલ્પિતાનામની ધારણા છે. જોકે પ્રાકૃતપુરુષોનું ચિત્ત પણ શરીરમાં મમતાના ભાવસહિત સ્થિત રહીને બાહ્યદેશમાં વૃત્તિદ્વારા જઇ સ્થિર થઇ શકે છે તોપણ ઇંદ્રિયોના સંનિકર્ષદ્વારાજ તેમનું ચિત્ત બાહ્યપદાર્થોમાં ગમન કરી સ્થિર થાય છે, સ્વતંત્ર ગમન કરી સ્થિર થતું નથી, અને કલ્પિતાનામની ધારણા કરનાર યોગીનું ચિત્ત તો ઇંદ્રિયના સંનિકર્ષવિના પણ વૃત્તિદ્વારા બાહ્યપદાર્થમાં જઇ ત્યાં સ્થિતિ કરી શકે છે, એટલો એ બંનેમાં ભેદ છે. એ બે ધારણામાં કલ્પિતા વિદેહા ધારણા સાધન છે, અને અકલ્પિતા મહાવિદેહા ધારણા સાધ્ય છે, કેમકે કલ્પિતાના અભ્યાસથી અકલ્પિતા ધારણા સિદ્ધ થાય છે. આ અકલ્પિતાનામની ધારણા દૃઢ થવાથી યોગી ચિત્તના ગમનદ્વારા અન્યશરીરમાં પ્રવેશ કરી યથેષ્ટ વ્યવહાર કરી શકે છે, અને તેના ચિત્તના સ્વાભાવિક સાત્ત્વિકપ્રકાશને આચ્છાદન કરનારા જે રજસ્તમોગુણથી ઉત્પન્ન થનારા ક્લેશ, કર્મ ને વિપાક છે એ ત્રણે નાશ પામી જાય છે. ૪૩

એ પ્રમાણે અકલ્પિતા મહાવિદેહા ધારણાથી ઉત્પન્ન થનારી સિદ્ધિનું નિરૂપણ કરીને હવે અણિમાદિ સિદ્ધિઓના હેતુભૂત જે ભૂતજય છે તેના સાધનનું નિરૂપણ કરે છેઃ—

**स्थूलस्वरूपसूक्ष्मान्वयार्थवत्त्वसंयमाद्भूतजयः ॥ ४४ ॥**

पदबोधिनी टीकाः—स्थूलं च स्वरूपं च सूक्ष्मं चान्वयश्चार्थवत्त्वं चेति द्वन्द्वः। तेषु संयमात्तज्जयः स्यात्। इदमत्र तात्पर्यम्—पृथिव्यादीनां भूतानां स्थूलत्वादीनि पञ्चधा रूपाण्यवस्थाविशेषरूपा धर्माः सन्ति। तत्र तावत् भूतानां परिदृश्यमानं गन्धाद्याधारवत्तयाऽवस्थितं विशिष्टाकारवद्वा रूपं स्थूलम्। स्वरूपं चैषां यथाक्रमं काठिन्यस्नेहौष्ण्यप्रेरणासर्वगामित्वलक्षणम्। तृतीयमेषां रूपं यत्कारणत्वेनावस्थितत्वम्, यथा परमाणवस्तन्मात्राणि च। चतुर्थमेषां रूपमन्वयः। प्रकाशप्रवृत्तिस्थितिरूपतया सर्वत्रैवान्वेतीत्यन्वयः गुणत्रयम्। पञ्चममेषां रूपमर्थवत्त्वम्। भोगापवर्गप्रदानसामर्थ्यमिति यावत्। एतेषु भूतानां कार्यस्वरूपहेतुषु पञ्चसु रूपेषु स्थूलादिक्रमेण संयमात् संयमेन हि तत्तद्रूपसाक्षात्करणात् भूतानि योगिसङ्कल्पानुसारीणि भवन्ति वत्सानुसारिण्य इव गावः ॥ ४४ ॥

**સૂત્રાર્થઃ**—[ ભૂતોના ] સ્થૂલ, સ્વરૂપ, સૂક્ષ્મ, અન્વય ને અર્થવત્ત્વમાં સંયમ કરવાથી ભૂતજય [ થાય છે. ] ૪૪

**વિવેચનઃ**—પૃથિવી, જલ, તેજ, વાયુ ને આકાશ એ પાંચ ભૂતો છે. પૃથિવી આદિમાં યથાસંભવ રહેનારા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ એ નામવાળા વિશેષો તથા પૃથિવી આદિ પાંચ ભૂતોના શાસ્ત્રમાં જણાવેલા આકારાદિ ધર્મો એ પાંચ ભૂતોનાં સ્થૂલરૂપો છેઃ—

“ आकारो गौरवं रौक्ष्यं वरणं स्थैर्यमेव च ।
वृत्तिर्भेदः क्षमा कार्श्यं काठिन्यं सर्वभोग्यता ॥ १ ॥
स्नेहः सौक्ष्म्यं प्रभा शौक्ल्यं मार्दवं गौरवं च यत् ।
शैत्यं रक्षा पवित्रत्वं संधानं चौदका गुणाः ॥ २ ॥
ऊर्ध्वभाक् पावकं दग्धृ पाचकं लघु भास्वरम् ।
प्रध्वंस्योजस्वि वै तेजः पूर्वाभ्यां भिन्नलक्षणम् ॥ ३ ॥
तिर्यग्यानं पवित्रत्वमाक्षेपो नोदनं बलम् ।
चलमच्छायता रौक्ष्यं वायोर्धर्माः पृथग्विधाः ॥ ४ ॥
सर्वतो गतिरव्यूहोऽविष्टंभश्चेति ते त्रयः ।
आकाशधर्मा व्याख्याताः पूर्वधर्मविलक्षणाः ॥ ५ ॥”

ભાવાર્થ:—અવયવોની વ્યવસ્થારૂપ આકાર, ભારેપણું, રૂક્ષતા, આચ્છાદન, સ્થિરપણું, સર્વભૂતોનું આધારપણું, વિદારણ, સહનશીલતા, કૃશતા, કઠિનતા ને સર્વભોગ્યતા આ અગીઆર ધર્મો પૃથિવીના છે. ૧ સ્નેહ, સૂક્ષ્મતા, પ્રભા, શ્વેતપણું, મૃદુતા, ગૌરવ, શીતપણું, આવરણાદિવડે રક્ષકપણું, પવિત્રપણું ને સંમેલન આ દશ ધર્મો જલના છે. ૨ ઊર્ધ્વગમનશીલતા, પવિત્રતા, દાહશીલતા, પાચકતા, લઘુતા, ભાસ્વરતા, પ્રધ્વંસન અને બલશીલતા આ આઠ ધર્મો અગ્નિના છે. એ પૂર્વનાં બે તત્ત્વોથી અગ્નિનું ભિન્ન લક્ષણ છે. ૩ તિર્યગ્ગમન, પવિત્રતા, પાડી નાંખવું, કંપાવવું, બલ, ચંચલતા, આચ્છાદનનો અભાવ ને રૂક્ષતા આ આઠ ભિન્ન પ્રકારના ધર્મો વાયુના છે. ૪ વ્યાપકતા, સર્વ પદાર્થોના વિભાગ કરવા, ને અવકાશ આપવો આ આકાશના ત્રણ ધર્મો પૂર્વના તત્ત્વોથી વિલક્ષણરૂપે કહ્યા છે. ૫

ષડ્જ તથા ગાંધારાદિ શબ્દ, શીત તથા ઉષ્ણાદિ સ્પર્શ, નીલ તથા પીતાદિ રૂપ, કષાય તથા મધુરાદિ સ્વાદ અને સુગંધ તથા દુર્ગંધ એ ગંધ એ પાંચે, નામ રૂપ ને પ્રયોજનવડે પરસ્પરથી ભેદ પામે છે માટે તેઓ આકાશાદિ ભૂતોના વિશેષો છે. તેમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ એ પાંચ વિશેષો પૃથિવીમાં; શબ્દ, સ્પર્શ, રૂપ ને રસ એ ચાર વિશેષો જલમાં; શબ્દ, સ્પર્શ ને રૂપ એ ત્રણ વિશેષો અગ્નિમાં; શબ્દ ને સ્પર્શ એ બે વિશેષો વાયુમાં; ને શબ્દ એ એક વિશેષ આકાશમાં છે. એ વિશેષો તથા પૂર્વે કહેલા આકારાદિ ધર્મો એ બંને મળીને પાંચ ભૂતોનાં સ્થૂલરૂપો છે. સ્થૂલરીતે કહીએ તો ધર્માદિવિશિષ્ટ દૃશ્યમાન જે પાંચે ભૂતો તે તેમનાં સ્થૂલરૂપો છે.

કઠિનતાધર્મવાળી પૃથિવી, સ્નેહધર્મવાળું જલ, ઉષ્ણતાધર્મવાળો અગ્નિ, વહનશીલતાધર્મવાળો વાયુ અને સર્વત્ર (શબ્દતન્માત્રાથી ન્યૂનદેશમાં) વિદ્યમાનતારૂપ ધર્મવાળું આકાશ છે. એ પાંચે પાંચ ભૂતોનાં સ્વાભાવિક સ્વરૂપ છે તેથી તેઓ સ્વરૂપ કહેવાય છે. તેમને સ્વસ્વ-સામાન્ય પણ કહેવામાં આવે છે. કઠિનતાદિ સામાન્યધર્મવાળાં પૃથિવી આદિનો પરસ્પર ભેદ કરનારા ગંધાદિક છે તેથી ગંધાદિક સામાન્ય-ના વિશેષો કહેવાય છે. શ્રીપંચશિખાચાર્યે પણ નીચેના વચનથી એજ અર્થ પ્રતિપાદન કર્યો છે:—

**" एकजातिसमन्वितानामेषां धर्ममात्रव्यावृत्तिः ॥ "**

**ટીકા:**—એકજાતિવાળાં પૃથિવી આદિકની ખાટા તથા મધુરાદિ ધર્મથી વ્યાવૃત્તિ થાય છે. જોકે કઠિનતાદિકરૂપ અસાધારણધર્મોવડે પૃથિવી-નો જલાદિકથી ભેદ જણાઇ શકે છે તોપણ લિંબૂરૂપ પૃથિવીથી દ્રાક્ષરૂપ પૃથિવીનો જે ભેદ છે તે ભેદને કરનાર ખાટો તથા મધુર રસ છે એમ કહેવું પડશે તેથી રસાદિક વિશેષ ગણાય છે.

જેમ વૈશેષિકાદિ સામાન્યવિશેષના આશ્રયને દ્રવ્ય માને છે તેમ યોગિજનો માનતા નથી, કિંતુ પૂર્વોક્ત સામાન્ય તથા વિશેષના સમુદાયને દ્રવ્ય માને છે, કેમકે સાંખ્ય તથા યોગમતમાં સમુદાય અને સમુદાયી તથા ધર્મ અને ધર્મી અભિન્ન મનાય છે. સામાન્યવિશેષનો સમુદાય બે પ્રકારનો છે. એક તો અવાંતરવિભાગના બોધક શબ્દવડે જે અવયવોનો અવાંતરવિભાગ જણાવ્યો નથી તે અવયવોમાં અનુગત જે દ્રવ્ય છે તે, જેમકે શરીર, વૃક્ષ, યૂથ ને વન. એ સર્વસમુદાયોમાં અવાંતરવિભાગના બોધક શબ્દો ઉચ્ચારણ કર્યા નથી, કેવલ સમુદાયમાત્રનું ઉચ્ચારણ કર્યું છે તેથી તે પૂર્વોક્ત પ્રકારનો સમુદાય છે. હસ્તાદિ અવયવોનો સમુદાય શરીર કહેવાય છે, શાખાદિ અવયવોનો સમુદાય વૃક્ષ કહેવાય છે, ગાય બળદ આદિનો સમુદાય યૂથ કહેવાય છે, અને વૃક્ષાદિનો સમુદાય વન કહેવાય છે. જ્યાં અવાંતરવિભાગના બોધક શબ્દનું ઉચ્ચારણ કર્યું હોય છે તે બીજા પ્રકારનો સમુદાય છે, જેમકે "ઉભય દેવમનુષ્યો" અહિં જેના બે અવયવ હોય તે ઉભયશબ્દનો અર્થ છે. ત્યાં તે બે અવયવ કયા છે એવી આકાંક્ષામાં કહ્યું છે કે દેવ ને મનુષ્ય. અત્ર આ સમૂહનો એક ભાગ દેવ છે, અને બીજો ભાગ મનુષ્ય છે, તે બંને "દેવમનુષ્યો" આ શબ્દવડે ઉચ્ચારણ કરેલા છે તેથી આ સમુદાય બીજા પ્રકારનો છે. વળી આ સમુદાય ભેદ તથા અભેદને કહેવાની ઇચ્છાથી બે પ્રકારનો છે, ત્યાં ભેદને કહેવાની ઇચ્છાથી "આંબાઓનું વન" તથા "બ્રાહ્મણોનો સંઘ" આ બે પ્રકારના સમૂહ જાણવા, અને અભેદને કહેવાની ઇચ્છાથી "આમ્રવન" તથા "બ્રાહ્મણસંઘ" આ બે સમૂહ જાણવા. પુનઃ આ સમુદાય બે પ્રકારનો છે, યુતસિદ્ધ અવયવસમૂહ ને અયુતસિદ્ધ અવયવસમૂહ. ભિન્ન ભિન્ન વિરલ અવયવોવાળો સમુદાય યુતસિદ્ધ અવયવસમૂહ

કહેવાય છે, જેમકે વન તથા યૂથરૂપ સમુદાય છે, કેમકે અહિં વનના અવયવરૂપ વૃક્ષ ભિન્ન ભિન્ન ને વિરલ પ્રતીત થાય છે, અને યૂથના અવયવરૂપ ગાય તથા બળદ આદિ પણ પૃથક્ પૃથક્ પ્રતીત થાય છે. પૃથક્ પ્રતીતિથી રહિત મળેલા અવયવવાળો સમૂહ અયુતસિદ્ધ અવયવ-સમૂહ કહેવાય છે, જેમ શરીર, વૃક્ષ તથા પરમાણુરૂપ સમુદાય છે, કેમકે તેમના અવયવ મળેલા છે. આ બંને પ્રકારના સમૂહોમાંથી જે અયુતસિદ્ધાવયવસમૂહ છે તે શ્રીપતંજલિમુનિના મતમાં દ્રવ્ય કહેવાય છે. આજ ભૂતોનું દ્વિતીયરૂપ છે, ને સ્વરૂપપદનો પણ આજ અર્થ છે.

પાંચ ભૂતોનાં કારણો જે પાંચ તન્માત્રાઓ છે તે પાંચ ભૂતોનું સૂક્ષ્મનામનું ત્રીજું રૂપ જાણવું. આ તન્માત્રાઓ પણ પરમાણુઓના અયુતસિદ્ધ અવયવાનુગત સમુદાયરૂપ છે.

સર્વકાર્યોમાં કારણરૂપે અનુગત જે પ્રકાશ, પ્રવૃત્તિ તથા સ્થિતિ-શીલ ત્રણ ( સત્ત્વ, રજસ્ ને તમસ્ ) ગુણો છે તે અન્વયનામનું ચોથું રૂપ છે. પાંચ ભૂતોમાં પણ કારણરૂપે તે ગુણો અનુગત છે માટે તે ભૂતોનું અન્વયનામનું ચોથું રૂપ છે.

પુરુષોનો ભોગ તથા મોક્ષ સંપાદન કરવાનું ગુણોમાં જે સામર્થ્ય-વિશેષ છે તે પરંપરાવડે ભૂતોમાં પણ રહેલું છે તે સામર્થ્યવિશેષ અર્થવત્ત્વનામનું ભૂતોનું પાંચમું રૂપ છે. ત્રણ ગુણોમાં ભોગમોક્ષ સંપાદન કરવાનું સામર્થ્ય સાક્ષાત્ અનુગત છે, અને તન્માત્રા, ભૂતો તથા ભૌતિકોમાં પરંપરાથી એટલે ગુણોદ્વારા અનુગત છે. એવી રીતે સાક્ષાત્ અને પરંપરાથી સર્વપદાર્થો અર્થવત્ત્વવાળા છે.

આ પાંચ રૂપવાળાં પાંચ સ્થૂલભૂતોમાં સંયમ કરવાથી યોગીને ભૂતોના સમગ્ર સ્વરૂપોનું યથાર્થજ્ઞાન તથા તે ભૂતોનો જય પ્રાપ્ત થાય છે. એ પ્રમાણે ભૂતોનાં પાંચ રૂપોને સ્વાધીન કરી ભૂતજયી થવાથી યોગી

જેમ વાછડાને અનુસરે છે તેમ સમગ્ર ભૂતોના સ્વભાવો યોગીના સંકલ્પને અનુસરે છે, અર્થાત્ તે ભૂતો યોગીની ઇચ્છાપ્રમાણે પરિણામ પામે છે. ૪૪

એવી રીતે ભૂતજયનું નિરૂપણ કરીને હવે યોગીના સંકલ્પાનુસાર ભૂતોનો સ્વભાવ થવાથી યોગીને જે ફલ થાય છે તેનું નિરૂપણ કરે છેઃ—

## ततोऽणिमादिप्रादुर्भावः कायसम्पत्तद्धर्मानभिघातश्च ॥ ४५ ॥

पदबोधिनी टीकाः—ततः भूतजयात् । अत्रायं विभागः—स्थूलसंयमजयादणिमा लघिमा महिमा प्राप्तिश्चेति चतस्रः सिद्धयो भवन्ति । स्वरूपसंयमजयात् प्राकाम्यम् । सूक्ष्मसंयमजयात् वशित्वम् । अन्वयसंयमजयात् ईशित्वम् । अर्थवत्त्वसंयमजयात् यत्रकामावसायित्वम् । महानपि भवत्यणुरित्यणिमा । महानपि लघुर्भूत्वा तूल इवाकाशे विहरतीति लघिमा । अल्पोऽपि नागनगगगनपरिमाणो भवतीति महिमा गरिमा इति वा । इच्छामात्रेण सर्वे भावाः संनिहिता भवन्तीति प्राप्तिः । यथा भूमिस्थ एवाङ्गुल्यग्रेण स्पृशति चन्द्रमसम् । इच्छानभिघातः प्राकाम्यम् । नास्य भूतस्वरूपैर्मूर्त्यादिभिरिच्छा विहन्यते । भूमावुन्मज्जति च यथोदके । भूतानि भौतिकानि च वशीभूतानि भवन्तीति वशित्वम् । ते यानि यथा

व्यवस्थापयन्ति तानि तथैवावतिष्ठन्त इत्यर्थः। भूतानामुत्पत्तिविनाशव्यूहानामीष्टे नियमयतीतीशित्वम्। यस्मिन्विषयेऽस्य काम इच्छा जायते तस्मिन्नेवास्यावसायो भवतीति सत्यसङ्कल्पता एव यत्रकामावसायित्वम्। विजितार्थवत्त्वो योगी यत् यदर्थतया सङ्कल्पयति तत् तस्मै प्रयोजनाय कल्पते। यथा विषमप्यमृतकार्ये सङ्कल्प्य भोजयन् जीवयतीति। एतान्यष्टावैश्वर्याणि कायसम्पच्च तद्धर्मानभिघातश्च भवति। कायस्य ये धर्मा रूपादयस्तेषामनभिघातोऽनाशो भवति। नास्य रूपमग्निर्दहतीत्यादि यथायथमूहनीयम् ॥ ४५ ॥

સૂત્રાર્થઃ—તેથી (ભૂતજયથી) અણિમાદિનો પ્રાદુર્ભાવ, શરીરસંપત્તિ ને તેના ( ભૂતોના ) ધર્મોવડે અભિઘાતનો અભાવ [ થાય છે. ] ૪૫

વિવેચનઃ—પાંચ ભૂતોનાં પાંચ રૂપોનો જય થવાથી યોગીને અણિમા, લઘિમા, મહિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, વશિત્વ, ઈશિતૃત્વ ને યત્રકામાવસાયિત્વ એ આઠ સિદ્ધિઓની પ્રાપ્તિ થાય છે. અણુરૂપે થવાનું જે સામર્થ્ય તે અણિમાસિદ્ધિ છે તે અણિમાસિદ્ધિની પ્રાપ્તિ થવાથી મહાન્ પરિમાણવાળો યોગી પણ અણુપરિમાણવાળો થઇ જાય છે. આ અણિમાનામની સિદ્ધિના બલથીજ યોગી તથા દેવાદિ સૂક્ષ્મરૂપે સર્વત્ર વિચરી શકે છે, ને કોઈની દૃષ્ટિનો વિષય થતા નથી. અત્યંત હલકું થઇ જવાનું બલ તે લઘિમાસિદ્ધિ છે. તે લઘિમાસિદ્ધિના લાભથી યોગીનું શરીર આકડાના તૂલજેવું અત્યંત હલકું થઇ જવાથી તે

આકાશમાં ભ્રમણ કરી શકે છે. મોટા થઇ જવાનું જે સામર્થ્ય તે મહિમાસિદ્ધિ છે. તે મહિમાસિદ્ધિવડે અલ્પપરિમાણવાળો યોગી પણ હાથી, પર્વત કે નગરના જેવા મહાન્ પરિમાણવાળો થાય છે. દૂરના સર્વ પદાર્થો સમીપ થાય તે પ્રાપ્તિસિદ્ધિ છે. તે પ્રાપ્તિનામના ઐશ્વર્યના આવિર્ભાવવડે યોગી પૃથિવીપર છતાં પણ આંગળીના અગ્રભાગવડે ચંદ્રને સ્પર્શ કરી શકે છે. ઇચ્છાનો અભિઘાત ન થવો તે પ્રાકામ્યસિદ્ધિ છે. પ્રાકામ્યનામની સિદ્ધિના પ્રાદુર્ભાવવડે યોગીની ઇચ્છાનો પ્રતિઘાત થતો નથી, પરંતુ તેની ઇચ્છાપ્રમાણે સર્વ થાય છે તેથી તે જલની પેઠે ભૂમિમાંથી બહાર નીકળવાના તથા ભૂમિમાં ડુબકી મારવાના સામર્થ્યવાળો થાય છે. ભૂતો તથા ભૌતિકો, તેમનાં કારણ તન્માત્રાઓના તથા પરમાણુઓના વશીકારથી યોગીને અધીન થાય, અને તે યોગી તેમને અધીન ન રહે તે વશિત્વસિદ્ધિ છે. આ વશિત્વનામની સિદ્ધિના લાભથી યોગીને અનુસરવાના સ્વભાવવાળાં થયેલાં પૃથિવી આદિ ભૂતો તથા ગાયઘટાદિ ભૌતિકો યોગીની ઇચ્છાનુસાર પોતાના ધર્મનો પણ ત્યાગ કરી દે છે. ભૂતભૌતિકોની ઉત્પત્તિ સ્થિતિ ને નાશ કરવાનું જે સામર્થ્ય તે ઈશિતૃત્વનામની સિદ્ધિ છે. યત્રકામાવસાયિત્વનો અર્થ આ શાસ્ત્રની પરિભાષાવડે સત્યસંકલ્પતા થાય છે. આ યત્રકામાવસાયિત્વનામના ઐશ્વર્યની પ્રાપ્તિ થવાથી યોગીનો જેવો સંકલ્પ થાય છે તેવીજ ભૂતોના સ્વભાવોની સ્થિતિ થાય છે તેથી જો તે યોગી ઇચ્છે તો અમૃતને સ્થાને વિષનું ભક્ષણ કરાવીને પણ પુરુષને જીવતો રાખી શકે છે. જોકે તે યોગી સર્વસામર્થ્યવાન્ છે તોપણ તે પદાર્થોની શક્તિઓનોજ વિપર્યય કરે છે, પદાર્થોનો વિપર્યય કરતો નથી. પદાર્થોનો વિપર્યય કરવો એ નિત્યસિદ્ધ સત્યસંકલ્પ ઈશ્વરના "સૂર્ય, ચંદ્ર, અમૃત અને વિષ સર્વ પદાર્થો પોતપોતાને રૂપેજ રહે"

એવા સંકલ્પથી વિરુદ્ધ છે તેથી તેવો સંકલ્પ યોગીમાં ઉપજતો નથી. પદાર્થોની શક્તિઓ તો જાતિ, દેશ, કાલ અને અવસ્થાના ભેદવડે અનિયતસ્વભાવવાળી છે તેથી તેમનો વિપર્યય કરવામાં યોગી સ્વતંત્ર છે. યોગી કોઇ મરણ પામેલાના મુખમાં પ્રવાહી વિષ નાંખીને જીવાડે ત્યાં પણ વિષમાં જે પ્રાણવિયોગ કરવાનું સામર્થ્ય છે તેને નિવૃત્ત કરીને તેમાં જીવનશક્તિનો આવિર્ભાવ કરે છે, પણ વિષનું અમૃત કરતો નથી. આ આઠ પ્રકારનું ઐશ્વર્ય પૂર્વે કહ્યા પ્રમાણે ભૂતજયનું ફલ છે, પણ તેમાં આટલો વિશેષ છેઃ—ભૂતોના સ્થૂલરૂપમાં સંયમ કરવાથી યોગીને અણિમા, લઘિમા, મહિમા ને પ્રાપ્તિ એ ચાર સિદ્ધિઓની પ્રાપ્તિ થાય છે; ભૂતોના સ્વરૂપમાં સંયમ કરવાથી તે યોગીને પ્રાકામ્યસિદ્ધિનો લાભ થાય છે; ત્રીજા સૂક્ષ્મરૂપમાં સંયમ કરવાથી યોગીમાં વશિત્વનામના ઐશ્વર્યનો આવિર્ભાવ થાય છે; ચોથા અન્વયરૂપમાં સંયમ કરવાથી યોગીમાં ઈશિતૃત્વસિદ્ધિનો પ્રાદુર્ભાવ થાય છે; અને પાંચમા અર્થવત્ત્વરૂપમાં સંયમ કરવાથી તે યોગીને યત્રકામાવસાયિત્વનામની સિદ્ધિની પ્રાપ્તિ થાય છે. અન્યત્ર પણ આ આઠ સિદ્ધિઓનાં નામો આવાંજ પ્રતિપાદન કર્યાં છેઃ—

" अणिमा महिमा चैव लघिमा प्राप्तिरिन्द्रियैः ।
प्राकाम्यं श्रुतदृष्टेषु शक्तिप्रेरणमीशिता ॥
गुणेष्वसङ्गो वशिता यत्कामस्तदवस्यति ॥ "

ભાવાર્થઃ—અણિમા, મહિમા, લઘિમા, ઇંદ્રિયોવડે સર્વ પદાર્થોની સમીપમાં પ્રાપ્તિ, પ્રાકામ્ય, દૃષ્ટ અને શ્રુત પદાર્થમાં શક્તિની પ્રેરણારૂપ ઈશિતા, ગુણોમાં અસંગરૂપ વશિતા ને સત્યસંકલ્પતા.

કોઇ સ્થલે સત્યસંકલ્પતાનો પ્રાકામ્યમાં સમાવેશ કરી અણિમા,

મહિમા, લઘિમા, ગરિમા, ( સ્વશરીરને મહાન્ પર્વતના જેવું ભારે કરી દેવાનું સામર્થ્ય, ) પ્રાપ્તિ, પ્રાકામ્ય, વશિત્વ ને ઈશિતા આ આઠ સિદ્ધિઓ પણ કહેલી હોય છે.

શરીરસંપત્તિ પણ ભૂતજયનું ફલ છે. શરીરસંપત્તિનો અર્થ ભગવાન્ સૂત્રકાર શ્રીમુખેજ આગલ્યા સૂત્રથી કહેશે તેથી અત્ર તેના વિવરણની આવશ્યકતા નથી.

ભૂતોના ધર્મોવડે યોગીના શરીરનો અભિઘાત ન થવો તે પણ ભૂતજયનું ફલ છે. પૃથિવી પોતાના કઠિનતારૂપ ધર્મવડે યોગીના શરીરની ક્રિયાને રોકી શકતી નથી તેથી તે યોગી શિલાદિકોની અંતર પણ પ્રવેશ કરી શકે છે, તથા પાષાણાદિ કઠિન પદાર્થો પણ તેના શરીરનો ભેદ કરી શકતા નથી; સ્નેહસ્વભાવવાળું જલ યોગીના શરીરને ભીનું કરી કોહવરાવી શકતું નથી; ઉષ્ણસ્પર્શવાળો અગ્નિ યોગીના શરીરનો દાહ કરી શકતો નથી; વહનશીલ વાયુ યોગીના શરીરને કંપાવી શકતો નથી; અને આવરણથી રહિત સ્વભાવવાળા આકાશમાં પોતાના શરીરને આવૃત કરી યોગી અદશ્ય થઇ શકે છે. આ ભૂતોના ધર્મોવડે યોગીના શરીરનો અનભિઘાત કહેવાય છે. અણિમાદિ સિદ્ધિઓના પ્રાદુર્ભાવવડે ભૂતોના ધર્મોના અનભિઘાતનું કથન થઇ જાય છે, છતાં સ્થૂલાદિ પાંચ રૂપોમાં પ્રત્યેકના જયનું ફલવાળાપણું બોધન કરવામાટે અહિં કાયસંપતની પેઠે ભૂતોના ધર્મોના અનભિઘાતનું ગ્રહણ છે તેથી પુનરુક્તિદોષ નથી. ૪૫

હવે નીચેના સૂત્રથી ભગવાન્ સૂત્રકાર કાયસંપતનો અર્થ નિરૂપણ કરે છેઃ—

**रूपलावण्यबलवज्रसंहननत्वानि कायसम्पत् ॥ ४६ ॥**

**पदबोधिनी टीकाः—रूपं चक्षुःप्रियम् । लावण्यं सर्वाङ्गसौन्दर्यम् । बलं वीर्यम् । वज्रस्येव संहननमवयवव्यूहो दृढो निबिडो वा यस्य तस्य भावो वज्रसंहननत्वम् । एतानि कायस्य सम्पत् गुणाः ॥ ४६ ॥**

**સૂત્રાર્થ:**—રૂપ, લાવણ્ય, બલ ને વજ્રના જેવા દૃઢ અવયવયુક્તપણું [એ] શરીરસંપત્તિ [છે.] ૪૬

વિવેચન:—જોનારના નેત્રને પ્રિય થનારો શરીરનો ગુણ તે રૂપ, સર્વ અંગોની સુંદરતા અથવા મનોહરકાંતિ તે લાવણ્ય, અત્યંત શરીરસામર્થ્ય તે બલ, અને શરીરના અવયવોની વજ્રના જેવી સુદૃઢતા તે વજ્રસંહનનત્વ કહેવાય છે. ભૂતોનો જય થવાથી યોગીનું શરીર અત્યંતદર્શનીય, મનોહરકાંતિવાળું, બહુબલવાળું ને વજ્રના જેવું સુદૃઢ થાય છે. એ રૂપાદિ ચાર શરીરસંપત્તિ કહેવાય છે. ૪૬

એવી રીતે ફલસહિત ભૂતજયના ઉપાયનું નિરૂપણ કરીને હવે ઇંદ્રિયજયના ઉપાયનું નિરૂપણ કરે છેઃ—

**ग्रहणस्वरूपास्मितान्वयार्थवत्त्वसंयमादिन्द्रियजयः ॥ ४७ ॥**

**पदबोधिनी टीकाः—इन्द्रियाणां विषयाभिमुखी वृत्ति-**

ग्रहणम् । एतच्च तेषां प्रथमं रूपम् । प्रकाशकत्वं चैषां स्वरूपम् । तच्च तेषां द्वितीयं रूपम् । अहङ्कारानुगमोऽस्मिता । सा च तेषां तृतीयं रूपम् । अन्वयार्थवत्त्वे चतुर्थपञ्चमे व्याख्याते ॥ ४७ ॥

**સૂત્રાર્થઃ**—ગ્રહણ, સ્વરૂપ, અસ્મિતા, અન્વય ને અર્થવત્ત્વના સંયમથી ઇંદ્રિયોનો જય [ થાય છે. ] ૪૭

**વિવેચનઃ**—ગ્રહણ, સ્વરૂપ, અસ્મિતા, અન્વય અને અર્થવત્ત્વ આ ઇંદ્રિયોનાં પાંચ રૂપો છે. તે પાંચ રૂપોમાં સંયમ કરવાથી તેમના સાક્ષાત્કારદ્વારા યોગીને ઇંદ્રિયોના જયની પ્રાપ્તિ થાય છે. ષડ્જ, ઋષભ ને ગાંધારાદિ સ્વરરૂપ શબ્દ; શીતોષ્ણાદિ સ્પર્શ; શ્વેત, પીત ને નીલાદિક રૂપ; મધુર તથા કડવા આદિ રસ; ને સુગંધ તથા દુર્ગંધ ગંધ છે. તેમાં શબ્દાદિ સામાન્ય છે, અને ષડ્જાદિ વિશેષ છે. સામાન્યવિશેષરૂપ શબ્દાદિ બાહ્યવિષયોને આકારે પરિણામ પામેલી ઇંદ્રિયોની વૃત્તિઓ ગ્રહણ કહેવાય છે. શબ્દાદિ વિષયો ગ્રાહ્ય છે, અને શ્રોત્રાદિ ઇંદ્રિયોની વૃત્તિઓ તેની અપેક્ષાએ ગ્રહણ છે. શ્રોત્રાદિ ઇંદ્રિયોની વૃત્તિઓ કેવલ સામાન્યનેજ વિષય કરતી નથી, કિંતુ સામાન્યવિશેષ બંનેને વિષય કરે છે. જો વિશેષને વિષય કરનારી ઇંદ્રિયોની વૃત્તિઓ ન માનવામાં આવે તો ઇંદ્રિયોવડે નહિ ગ્રહણ થયેલા તે વિશેષો મનવડે કેમ નિશ્ચિત થઇ શકશે ? કેમકે બાહ્ય ઇંદ્રિયોને અધીન થઇનેજ મન બહારના વિષયોમાં નિશ્ચયવાળું થાય છે, સ્વતંત્ર નિશ્ચયવાળું થતું નથી તેથી સામાન્યવિશેષરૂપ વિષયાકારજ ઇંદ્રિયોની વૃત્તિઓ છે. આ વૃત્તિઓ ગ્રહણનામનું ઇંદ્રિયોનું પ્રથમરૂપ છે.

પ્રકાશરૂપ મહત્તત્ત્વનો પરિણામ જે અયુતસિદ્ધાવયવરૂપ સાત્ત્વિક

અહંકાર છે તેમાં કાર્યરૂપથી અનુગત જે સામાન્યવિશેષસમૂહરૂપ દ્રવ્ય તે ઇંદ્રિયોનું સ્વરૂપ છે, અર્થાત્ સાત્ત્વિક અહંકારનું કાર્ય જે પ્રકાશસ્વરૂપ દ્રવ્ય તે ઇંદ્રિયો છે. આ ઇંદ્રિયોનું સ્વરૂપનામનું બીજું રૂપ છે.

ઇંદ્રિયોનું કારણ જે અહંકાર છે તે ઇંદ્રિયોનું અસ્મિતાનામનું ત્રીજું રૂપ છે. વ્યવસાયરૂપ મહત્તત્ત્વના આકારથી પરિણામ પામેલ જે પ્રકાશ પ્રવૃત્તિ ને સ્થિતિશીલ ગુણો તે અન્વયનામનું ઇંદ્રિયોનું ચોથું રૂપ છે, અર્થાત્ અહંકારસહિત ઇંદ્રિયો મહત્તત્ત્વનો પરિણામ છે, અને મહત્તત્ત્વ ગુણોનો પરિણામ છે તેથી ત્રણે ગુણો ઇંદ્રિયોમાં અનુગત છે માટે ગુણોને અન્વયરૂપ કહેલ છે. વ્યવસાયાત્મકપણે ( ગ્રહણરૂપે ) તથા વ્યવસેયાત્મકપણે ( ગ્રાહ્યરૂપે ) ગુણોજ પરિણામ પામેલા છે. મહત્તત્ત્વ, અહંકાર ને ઇંદ્રિયો એ તેમનું વ્યવસાયરૂપ છે, અને પાંચ તન્માત્રા, ભૂતો ને ભૌતિકો એ તેઓનું વ્યવસેયરૂપ છે. ગુણોમાં અનુગત જે પુરુષના ભોગાપવર્ગના સંપાદનનું સામર્થ્ય તે અર્થવત્ત્વનામનું ઇંદ્રિયોનું પાંચમું રૂપ છે.

ભૂતોનો જય કર્યા પછી ઇંદ્રિયોનો જય કરવા ઇંદ્રિયોનાં આ પાંચે રૂપોમાં યોગીએ યથાનુક્રમે સંયમ કરવો જોઇએ. સંયમથી તે તે રૂપના જયદ્વારા પાંચે રૂપોનો યથાર્થ જય થવાથી યોગીને ઇંદ્રિયોનો જય પ્રાપ્ત થાય છે, અર્થાત્ સર્વ ઇંદ્રિયો યોગીને અધીન થાય છે. ૪૭

ઇંદ્રિયોનો જય થવાથી યોગીને જે ફલની પ્રાપ્તિ થાય છે તેનું નિરૂપણ નીચેના સૂત્રવડે કરે છે:—

**ततो मनोजवित्वं विकरणभावः प्रधानजयश्च ॥ ४८ ॥**

**पदबोधिनी टीकाः**—ततः इन्द्रियजयात् । मनोजवित्वं मनोवत् कायस्यानुत्तमगतिलाभः । विकरणभावः देहनिरपेक्षाणामिन्द्रियाणां दूरवाह्यार्थज्ञाने वृत्तिलाभः । प्रधानजयः प्रकृतिवश्यता ॥ ४८ ॥

**સૂત્રાર્થઃ**—તેથી ( ઇંદ્રિયોના જયથી ) મનોજવિત્વ, વિકરણભાવ ને પ્રધાનનો જય [ થાય છે. ] ૪૮

**વિવેચનઃ**—મનની પેઠે અતિશીઘ્રજ અનેક યોજન દૂર રહેલા દેશમાં જઇ પહોંચવાનું શરીરમાં સામર્થ્ય આવે તે મનોજવિત્વ કહેવાય છે. કાશ્મીર આદિ દેશ, અતીતાદિ કાલ અને સૂક્ષ્માદિ વિષય છે. જે દેશ, વા જે કાલ, વા જે વિષયમાં યોગીની અભિલાષા થાય તે દેશાદિકમાં શરીરની અપેક્ષાવિનાજ ઇંદ્રિયોની વૃત્તિઓ પોતપોતાનું કાર્ય કરી શકે, અર્થાત્ કાશીમાં રહેલો યોગી હરિદ્વારમાં રહેલા પ્રાણિપદાર્થને નેત્રથી જોઇ શકે, ને ભૂતકાલાદિના પદાર્થોને તથા સૂક્ષ્માદિ વિષયોને પણ જોઇ શકે તે વિકરણભાવ કહેવાય છે. અયોગીની ઇંદ્રિયો દેહનો આશ્રય રાખીને પોતપોતાની મર્યાદામાંજ પોતપોતાનો વ્યાપાર કરી શકે છે, શરીરની અપેક્ષાનો ત્યાગ કરી દૂરદેશાદિમાં પોતપોતાનો વ્યાપાર કરવા સમર્થ નથી, પણ ઇંદ્રિયજિત યોગીની નેત્રાદિ ઇંદ્રિયો તો વિકરણભાવના સામર્થ્યથી દેહની અપેક્ષા રાખ્યા વિના ઇચ્છિત દેશ, કાલ ને વિષયથી સંબંધ પામી ત્યાં સ્વતંત્રપણે પોતપોતાનો વ્યાપાર કરવા સમર્થ છે. પ્રકૃતિ આદિ સમગ્ર કારણ તથા તેમનાં કાર્યોને વશ કરવાનું જે સામર્થ્ય તે પ્રધાનજય કહેવાય છે. જોકે ઇંદ્રિયોમાં કરેલા સંયમથી ઇંદ્રિયજયદ્વારા યોગીને ઇંદ્રિયોજ વશ થવી જોઇએ, પ્રધાનાદિ વશ ન થવાં જોઇએ, તોપણ પંચરૂપવિશિષ્ટ ઇંદ્રિયો-

નો જય થવાથી પ્રધાનનો જય પણ થાય છે એમ જાણવું. ઇંદ્રિયોનાં પાંચ રૂપોના જયથી ઉત્પન્ન થનારી આ ત્રણ સિદ્ધિઓ યોગમતમાં મધુપ્રતીકા કહેવાય છે. ૪૮

એવી રીતે ઇંદ્રિયજયના ફ્લોનું નિરૂપણ કરીને હવે જે વિવેકખ્યાતિને માટે જ્ઞાનક્રિયારૂપ ઐશ્વર્યના હેતુભૂત આ સર્વ સંયમોનું* નિરૂપણ કરવામાં આવ્યું છે તે વિવેકખ્યાતિના અવાંતરફલનું નિરૂપણ કરે છે:—

**सत्त्वपुरुषान्यताख्यातिमात्रस्य सर्वभावाधिष्ठातृत्वं सर्वज्ञातृत्वं च ॥ ४९ ॥**

**पदबोधिनी टीकाः—सत्त्वं बुद्धिः । पुरुष आत्मा अन्यता भेदः । ख्यातिर्ज्ञानम् । पूर्वोक्तस्वार्थसंयमेन यद्बुद्ध्यात्मनोर्भेदज्ञानमुत्पद्यते वर्णितगुणकर्तृत्वाभिमानत्यागरूपं, तन्मात्रस्य तत्रैव स्थितस्य तदावृत्तिपरस्य वा योगिनः सर्वभावाधिष्ठातृत्वं गुणगुणपरिणामानां प्रति स्वामिवदाक्रमणसामर्थ्यं सर्वज्ञातृत्वं च शान्तोदिताव्यपदेश्यत्वेनावस्थितानां तेषां यथावद्विज्ञानम् ॥ ४९ ॥**

* સ્વાર્થસંયમાદિનું નિરૂપણ સાક્ષાત્ વિવેકખ્યાતિને માટેજ છે, અને અણિમાદિ સિદ્ધિઓના જનક અન્ય સંયમોનું નિરૂપણ તો તેમાં શ્રદ્ધા ઉપજાવવામાટે છે માટે તેઓ પરંપરાવડે વિવેકખ્યાતિમાટે છે તેથી સર્વસંયમોનું નિરૂપણ વિવેકખ્યાતિને માટે કરવામાં આવ્યું છે એમ કહ્યું છે,

સૂત્રાર્થ:—બુદ્ધિના તથા પુરુષના ભેદજ્ઞાનમાં નિષ્ઠાવાળાને સર્વપદાર્થોનું સ્વામીપણું અને સર્વનું જ્ઞાતાપણું [ પ્રાપ્ત થાય છે. ] ૪૯

વિવેચન:—સાધકયોગીનું ચિત્ત જ્યારે રજસ્તમોરૂપ મલથી યુક્ત થાય છે ત્યારે તે ચિત્ત તેને વશ હોતું નથી, પણ જ્યારે તેનું ચિત્ત મૈત્રી આદિ ભાવનાની સ્થિરતાથી તથા આ પાદના પાંત્રીશમા સૂત્રમાં કહેલા સ્વાર્થસંયમના અભ્યાસથી રજસ્તમોમલથી રહિત થઈ પરવૈશારદ્યમાં ( સ્વચ્છતાના તથા એકાગ્રતાના પ્રવાહમાં ) વર્તમાન થાય છે ત્યારે વશીકારનામના વૈરાગ્યથી દૃઢતાવાળું તે ચિત્ત યોગીને અધીન થાય છે. બુદ્ધિસત્ત્વ અને પુરુષ પરસ્પર વિલક્ષણસ્વભાવવાળાં હોવાથી અત્યંત ભિન્ન છે. એ બંનેના ભેદના યથાર્થસાક્ષાત્કારને અન્યતાખ્યાતિ વા વિવેકખ્યાતિ કહે છે. ચિત્ત વશ થવાથી તે વિવેકખ્યાતિમાં નિષ્ઠાવાળા એટલે સ્થિરતા પામેલા તે યોગીને સર્વ પદાર્થોના સ્વામીપણાને લાભ થાય છે, અર્થાત્ પ્રધાનથી માંડીને ઘટાદિપર્યંતના જેટલા ગુણમય પદાર્થો છે તે સર્વે યોગીએ સંકલ્પ કરેલા ભોગ્યપદાર્થને આકારે પરિણામ પામીને ક્ષેત્રજ્ઞરૂપ સ્વામીની સમીપમાં આવે છે. સેવકની પેઠે સર્વ ભૂતભૌતિક તેવા યોગીના સંકલ્પપ્રમાણે ચેષ્ટાવાળાં થાય છે, તેના સંકલ્પનું અતિક્રમણ કરતાં નથી તેથીજ તે યોગી સમગ્ર પ્રપંચનો સ્વામી કહેવાય છે. વળી તે યોગીને ભૂત, વર્તમાન ને ભાવિ વસ્તુરૂપથી પરિણામ પામેલા જે ત્રણ ગુણો છે તે સર્વનો એકકાલેજ યથાર્થ સાક્ષાત્કાર થાય છે તેથી તે સર્વજ્ઞ કહેવાય છે.

આ સર્વપદાર્થોના સ્વામીપણારૂપ ક્રિયાઐશ્વર્યનું તથા સર્વપદાર્થોના જ્ઞાતાપણારૂપ જ્ઞાનઐશ્વર્યનું વિશોકા એવું નામ યોગિજનોમાં પ્રસિદ્ધ

છે, કેમકે આ બંને ઐશ્વર્યના હોવાથી યોગી શોકરહિત, સર્વજ્ઞ, અવિદ્યાદિક્લેશરૂપ બંધનથી રહિત, અને સર્વનો સ્વામી થઈ સર્વત્ર વિહાર કરે છે. ૪૯

અન્ય સર્વસંયમો પુરુષાર્થભાસરૂપ ફલવાળા હોવાથી વિવેકખ્યાતિ-સંયમજ મુખ્યપુરુષાર્થરૂપ ફલવાળો છે એ અર્થને દેખાડવામાટે હવે પરવૈરાગ્યની ઉત્પત્તિદ્વારા વિવેકખ્યાતિનું જે મુખ્ય ફલ છે તે કહે છે:—

## तद्वैराग्यादपि दोषबीजक्षये कैवल्यम् ॥५०॥

**पदबोधिनी टीका:**—तस्यां तादृश्यां सिद्धौ यत् वैराग्यं तस्मात् दोषाणां रागादीनां यद्बीजमविद्यादयस्तेषां क्षयात् नाशात् कैवल्यं आत्मनो गुणवियुक्तत्वं जायत इति शेषः॥५०॥

**સૂત્રાર્થઃ**—તેમાં ( વિવેકખ્યાતિમાં ) વૈરાગ્ય થવાથી દોષબીજનો ( અવિદ્યાનો ) ક્ષય થયે [ પૂર્વોક્ત ફલની ઉપરાંત ] કૈવલ્ય પણ [ થાય છે. ] ૫૦

**વિવેચનઃ**—અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ ને અભિનિવેશ એ પાંચ ક્લેશો તથા શુભ અશુભ ને મિશ્ર એ ત્રણ કર્મો શિથિલ થવાથી યોગીને જ્યારે "આ વિવેકખ્યાતિરૂપ જે ધર્મ છે તે બુદ્ધિનો છે, અને તે બુદ્ધિ જડ તથા પરિણામી હોવાથી તેનો હેયપક્ષમાં સમાવેશ થાય છે, અને પુરુષ ચૈતન્યમાત્ર તથા અપરિણામી હોવાથી પૂર્વોક્તબુદ્ધિથી અત્યંત ભિન્ન છે, તથા તે પુરુષજ ઉપાદેય છે," એવી રીતના વિવેકથી તે વિવેકખ્યાતિમાં તથા તેનાથી ઉત્પન્ન થતી વિશોકા-સિદ્ધિમાં પરવૈરાગ્ય ઉત્પન્ન થાય છે ત્યારે તે પરવૈરાગ્યવાળા પુરુષના

ચિત્તમાં વિદ્યમાન જે રાગાદિ દોષોના બીજરૂપ અવિદ્યા તથા તેના સંસ્કારો છે તે અસંપ્રજ્ઞાતયોગના પુનઃ પુનઃ અનુષ્ઠાનથી દગ્ધશાલિબીજની પેઠે પોતાના અંકુરોત્પાદનમાં અસમર્થ થઇને ચિત્તની સાથે નાશ પામી જાય છે. તે સંસ્કારોનો નાશ થવાથી પુનઃ આ પુરુષ આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક એ ત્રણ તાપોને ભોગવતો નથી, અને ક્લેશ, કર્મ અને વિપાકરૂપે ચિત્તમાં રહેલા ગુણોનો પ્રતિપ્રસવ એટલે ચરિતાર્થ ( ભોગાપવર્ગરૂપ પોતાનું કર્તવ્ય જેણે સમાપ્ત કર્યું છે એવા ) થયેલા ગુણોનો ચિત્તની સાથે પોતાના કારણમાં આત્યંતિકલય થઇ જાય છે. આજ પુરુષનો આત્યંતિકગુણવિયોગ છે, અને આનેજ યોગશાસ્ત્રમાં કૈવલ્ય કહે છે. આ સ્થિતિમાં ચિતિશક્તિરૂપ પુરુષ સ્વરૂપમાં પ્રતિષ્ઠાવાળો કહેવાય છે, અને તેજ યોગનો પરમ અવધિ છે. વિવેકખ્યાતિનું માત્ર વિશોકાસિદ્ધિજ ફલ નથી, કિંતુ પરવૈરાગ્યદ્વારા અસંપ્રજ્ઞાતયોગના લાભથી અનુભવમાં આવતું પરમ ઉત્કૃષ્ટ એવું પૂર્વોક્ત કૈવલ્ય પણ તેનુંજ ફલ છે. ૫૦

એવી રીતે પરવૈરાગ્યની ઉત્પત્તિદ્વારા વિવેકખ્યાતિના મુખ્યફલનું નિરૂપણ કરીને હવે કૈવલ્યના સાધનોમાં પ્રવૃત્ત થયેલા યોગિજનોને જે વિઘ્ન પ્રાપ્ત થાય છે તેનું તથા તેના નિવારણના ઉપાયનું નીચેના સૂત્રથી નિરૂપણ કરે છેઃ—

**स्थान्युपनिमन्त्रणे सङ्गस्मयाकरणं पुनरनिष्टप्रसङ्गात् ॥ ५१ ॥**

**पदबोधिनी टीकाः—तादृश्यां सिद्धावस्थायां स्थानिभिः**

स्वर्गादिस्थानस्वामिभिरुपनिमन्त्रणं आह्वानादिकं प्रार्थनं वा भो इह स्थीयतां अस्मिन्स्थाने रम्यतामित्यादिविधं क्रियते। पुनरनिष्टप्रसङ्गात् तत्र सङ्गः कामः स्मयो विस्मयः। अहो ममायं योगप्रभाव इत्यादिविधस्तयोरकरणं कर्तव्यमेव। नापि सङ्गो नापि स्मयः कर्तव्य इत्यर्थः सङ्गकरणे पुनर्विषयभोगे पतति स्मयकरणे तु कृतकृत्यमात्मानं मत्वा न समाधावुत्सहत इत्यभिप्रायः ॥ ५१ ॥

**સૂત્રાર્થઃ**—દેવોની સત્કારપૂર્વક પ્રાર્થનામાં સંગ ( આસક્તિ ) તથા સ્મય ( ગર્વ ) ન કરવાં, પુનઃ અનિષ્ટની પ્રાપ્તિથી. ૫૧

**વિવેચનઃ**—જ્યારે દેવો અપ્સરાઓસહિત યોગીની સમીપ આવે અને તેની સત્કારપૂર્વક પ્રાર્થના કરે કે " તમે સ્વર્ગના ઉત્તમભોગો ભોગવવામાટે સ્વર્ગમાં ચાલો " ત્યારે યોગી તે ભોગોમાં આસક્તિ ન કરે, અને દેવાદિની પ્રાર્થનાથી અભિમાન પણ ન કરે, કેમકે તેમ કરવાથી તેને પુનઃ જન્મમરણરૂપ દુઃખની પ્રાપ્તિ થાય છે.

યોગીઓ ચાર પ્રકારના છે, પ્રથમકલ્પિક, મધુભૂમિક, પ્રજ્ઞાજ્યોતિ અને અતિક્રાંતભાવનીય. જે યોગાભ્યાસી માત્ર સંયમમાંજ પ્રવૃત્ત થયો છે, અને જેને પરચિત્તજ્ઞાનાદિ સિદ્ધિઓ પ્રાપ્ત થઈ નથી તે યોગી પ્રથમકલ્પિક કહેવાય છે; સંપ્રજ્ઞાતસમાધિદ્વારા જેણે ઋતંભરાપ્રજ્ઞાની પ્રાપ્તિ કરી છે, અને જે ભૂતજય તથા ઇંદ્રિયજયદ્વારા ઉપજતી સિદ્ધિઓ સંપાદન કરવાની ઇચ્છાવાળો છે તે યોગી મધુભૂમિક કહેવાય છે; ભૂતોનાં પાંચ રૂપોમાં સંયમ કરી જેણે ભૂતોનો તથા

ઇંદ્રિયોનાં પાંચ રૂપોમાં સંયમ કરી જેણે ઇંદ્રિયોનો જય કર્યો છે, અને મધુપ્રતીકાનામની સિદ્ધિ જેને પ્રાપ્ત થઇ છે, તથા વિશોકાસિદ્ધિમાટે જે યત્નશીલ છે તે યોગી પ્રજ્ઞાજ્યોતિ કહેવાય છે; અને જે યોગીને અસંપ્રજ્ઞાતસમાધિદ્વારા કેવલ ચિત્તના વિલયરૂપ કર્તવ્યજ અવશિષ્ટ છે, બીજું કાંઇ પણ કર્તવ્ય અવશેષ રહ્યું નથી, ને તેથી જે બીજા પાદના સત્તાવીશમા સૂત્રમાં કહેલી સાત પ્રકારની પ્રાંતભૂમિપ્રજ્ઞાવાળો છે તે યોગી **અતિક્રાંતભાવનીય** કહેવાય છે. એ ચાર પ્રકારના યોગીઓમાં જે પ્રથમકલ્પિકયોગી છે તેની સમીપ ઇંદ્રાદિ દેવો આવી તેની પ્રાર્થના કરતા નથી, કેમકે તે હજી યોગમાં માત્ર પ્રવૃત્તજ થયેલો છે, અને તેણે જોઇએ તેટલી યોગ્યતા સંપાદન કરેલી નથી. ત્રીજો જે પ્રજ્ઞાજ્યોતિ (ભૂતેંદ્રિયજયી) યોગી છે તે અણિમાદિ ઐશ્વર્યવાળો હોવાથી દેવો તેને લોભાવી શકતા નથી, અને ચોથો જે અતિક્રાંતભાવનીય યોગી છે તે પરવૈરાગ્યશીલ હોવાથી આરૂઢ અસ્પૃહાવાળો છે તેથી તેને પણ દેવો સ્વર્ગના ભોગ દેખાડી લુબ્ધ કરી શકતા નથી, પરિશેષથી બીજો જે ઋતંભરાપ્રજ્ઞાવાળો યોગી છે તેનીજ દેવો સત્કારપૂર્વક પ્રાર્થના કરે છે એમ જાણવું, કેમકે તેને ઐશ્વર્યની પ્રાપ્તિ સિદ્ધ નથી, અને પરવૈરાગ્ય પણ નથી. આ મધુમતીભૂમિનો સાક્ષાત્કાર કરનારા બીજા પ્રકારના યોગીની બુદ્ધિની શુદ્ધિને જોઇને ઇંદ્રાદિ દેવો તે યોગીની સમીપ આવી સ્વર્ગનાં વિમાન તથા અપ્સરાદિ દેખાડીને તેને લોભાવવામાટે આવી રીતે સત્કારપૂર્વક પ્રાર્થના કરે છેઃ—

**“भो इहास्यताम्, इह रम्यताम्, कमनीयोऽयं भोगः, कमनीयेयं कन्या, रसायनमिदं जरामृत्युं बाधते, वैहायसमिदं यानम्, अमी कल्पद्रुमाः, पुण्या मन्दाकिनी, सिद्धा महर्षयः,**

**उत्तमा अनुकूला अप्सरसः, दिव्ये श्रोत्रचक्षुषी, वज्रोपमः कायः, स्वगुणैः सर्वमिदमुपार्जितमायुष्मता, प्रतिपद्यतामिदमक्षयमजरममरं स्थानं देवानां प्रियम् ॥ "**

**ભાવાર્થઃ**—હે યોગિન્ ! આપ અહિં ( સ્વર્ગમાં ) સ્થિત થાઓ, અહિં રમણ કરો, આ ભોગ બહુ સુંદર છે, આ કન્યા કમનીય છે, આ રસાયન ( અલૌકિક ઔષધવિશેષ ) જરામૃત્યુને દૂર કરે છે, આ આકાશમાં વિચરનારું વિમાન છે, આ ઇચ્છિત ભોગ આપનારાં કલ્પદ્રુમો છે, આપને સ્નાન કરવામાટે આ પવિત્ર મંદાકિની ( સ્વર્ગગંગા ) છે, આ સિદ્ધો અને મહર્ષિઓ આપના સત્કારમાટે ઉપસ્થિત છે, આ ઉત્તમ અને અનુકૂલ અપ્સરાઓ આપની સેવામાં સ્થિત છે, અહિં આપનાં શ્રોત્ર તથા નેત્ર દિવ્ય થશે, શરીર વજ્રજેવું સુદૃઢ થશે, આ સર્વ આપે આપના યોગાભ્યાસાદિ ગુણોવડે સંપાદન કર્યું છે તેથી દેવોને પ્રિય જે આ અવિનાશી, સર્વદા અભિનવ તથા અમર સ્થાન છે તેને આપ પ્રાપ્ત થાઓ.

એવી રીતનાં દેવોનાં કથનો સાંભળી તે યોગી સ્વર્ગના ભોગોમાં લોભયુક્ત થઇ તેમની વાતોમાં વિશ્વાસ કરી તેમાં આસક્તિ ન કરે, કિંતુ તે ભોગાસક્તિમાં રહેલા દોષોની પોતાના મનમાં નીચે પ્રમાણે ભાવના કરેઃ—

આ ઘોરસંસારરૂપ અંગારાઓમાં બળતા અને વારંવાર જન્મમરણરૂપ અંધકારમાં ભ્રમણ કરતા મેં પૂર્વના કોઇ મોટા પુણ્યના ઉદયથી મહાયત્ને ક્લેશરૂપ અંધકારનો નાશ કરનારો આ યોગરૂપ દીપક પ્રાપ્ત કર્યો છે, તે યોગરૂપ દીપકનો આ વિષયરૂપ વાયુ વિરોધી છે, કેમકે આ વિષયરૂપ વાયુ વાસનાથી ઉત્પન્ન થનારા અનેક પ્રકારના

વિષયભોગ અને તૃષ્ણાને ઉત્પન્ન કરે છે, એવી રીતની સમજવાળો હું હવે યોગજ્ઞાનરૂપ પ્રકાશને પ્રાપ્ત થઇને પુનઃ શામાટે વિષયરૂપ મૃગતૃષ્ણાથી વંચિત થઈ આ સંસારરૂપ અગ્નિના ઈંધનરૂપ થઉં ? હે દેવગણ ! આપને તથા તુચ્છજનોવડે પ્રાર્થના કરવાયોગ્ય આ સ્વપ્નના જેવા અપ્સરાદિ વિષયોને હું નમસ્કાર કરું છું. આપનું કલ્યાણ થાઓ. આપ મારા પર કૃપા કરો.

પૂર્વોક્તરીતે નિશ્ચિત બુદ્ધિવાળો થઇને પુનઃ સમાધિના અનુષ્ઠાનમાં તત્પર થાય. એવી રીતે વિષયોમાં દોષદૃષ્ટિદ્વારા તેમાં આસક્તિનો અભાવ કરી તે યોગી "હું મહાપ્રભાવવાળો યોગી છું તેથી મનુષ્યોને જેમનાં દર્શન પણ દુર્લભ છે એવા દેવો પણ મારી સમીપ આવી મારી પ્રાર્થના કરે છે" એવો ગર્વ પણ ન કરે, કેમકે એવો ગર્વ કરવાથી તે યોગી પોતાને કૃતાર્થ માની પોતે હજુ વિવેકખ્યાતિમાં આરૂઢ નહિ થયેલો હોવાથી મૃત્યુવડે પકડાયેલો છે એમ નહિ જાણીને સમાધિથી ઉપરામ થઇ જશે, ત્યારે નિરંતર યોગીનાં છિદ્ર જોનારો અને મહાન્ યત્નથી નિવૃત્ત થઇ શકે એવો જે પ્રમાદ છે તે સમાધિથી ઉપરામતા-રૂપ છિદ્રને જોઇને પુનઃ તે યોગીના ક્લેશોને પ્રબલ કરી દેશે, તેથી તે યોગી યોગથી ભ્રષ્ટ થઇને અનેક સંકટોમાં પડશે જો પૂર્વોક્ત વિચારવડે આસક્તિ અને ગર્વ ન કરે તો તેનાં પરચિત્તજ્ઞાનાદિ દૃઢ થઇ જશે, અને ક્રમે કરીને તેને મધુપ્રતીકા, વિશોકા ને પરવૈરાગ્યાદિ સર્વ પ્રાપ્ત થશે તેથી તેવા યોગીએ સંગ અને સ્મયનો ત્યાગ કરી નિરંતર યોગાનુષ્ઠાનમાંજ તત્પર રહેવું જોઇએ, કે જેથી તે પરવૈરાગ્યદ્વારા અસંપ્રજ્ઞાતસમાધિનો લાભ મેળવી શોકરહિત થઇ જીવન્મુક્તપણાને પામે, કેમકે જીવન્મુક્તાવસ્થા યોગની પરમસીમા છે.

**ભોજવૃત્તિમાં સ્થાન્યુપનિમન્ત્રણે એ પદને સ્થાને સ્વામ્યુપ-**

मिमन्त्रणे એ પદ છે, એ બંને પદોનો અર્થ એકજ છે. ૫૧

એ પ્રમાણે બીજા પ્રકારના યોગીને ઉપજતાં વિઘ્ન તથા તેના ઉપાયનું નિરૂપણ કરીને હવે નિઃશેષરૂપથી સર્વજ્ઞતાના કારણભૂત જે વિવેકજન્ય જ્ઞાન છે તેના સાધનભૂત સંયમને કહે છેઃ—

## क्षणतत्क्रमयोः संयमाद्विवेकजं ज्ञानम् ॥ ५२ ॥

पदबोधिनी टीकाः—परमाणुवत् परमापकर्षपर्यन्तः कालः क्षणः । पौर्वापर्येण तत्प्रवाहाविच्छेदः क्रमः । तत्र संयमात् संयमेन तत्साक्षात्करणात् विवेकजं ज्ञानमुत्पद्यते । योगी सूक्ष्मं परमाण्वादिकं अन्यदपि महदादिकं विवेकेन जानातीत्यर्थः ॥ ५२ ॥

**સૂત્રાર્થઃ**—ક્ષણ અને તેના ક્રમમાં સંયમ કરવાથી [ યોગીને ] વિવેકજ જ્ઞાન [ પ્રાપ્ત થાય છે. ] ૫૨

**વિવેચનઃ**—જેમ માટીના ઢેફા આદિના અનુક્રમે વિભાગ કરતાં કરતાં જે અવયવનો વિભાગ નજ થઇ શકે એવું જે અત્યંતસૂક્ષ્મ અપકર્ષપર્યંત દ્રવ્ય તે પરમાણુ કહેવાય છે તેમ પરમ અપકર્ષપર્યંત જે અતિસૂક્ષ્મ નિર્વિભાગ કાલ છે તે ક્ષણ કહેવાય છે; અથવા જેટલા સમયમાં પરમાણુ ગતિ પામીને પૂર્વદેશનો પરિત્યાગ કરી ઉત્તરદેશને પ્રાપ્ત થાય છે તેટલો કાલ ક્ષણ કહેવાય છે. તે ક્ષણોની જે ઉત્તરોત્તર-ભાવરૂપે સ્થિતિ થવી તે પ્રવાહ, ને તે પ્રવાહનું જે નિરંતરપણું

( અવિચ્છેદ ) તે ક્રમ કહેવાય છે. આ ક્રમ વાસ્તવિક નથી, કિંતુ કાલ્પનિક છે, કેમકે એકકાલમાં એકત્રિત નહિ થનારી ક્ષણોના સમાહારનો (એકકાલમાં સ્થિતિનો ) અસંભવ હોવાથી ક્ષણોના સમાહારરૂપ ક્રમનો સંભવ સ્વીકારવો એ યુક્તિથી વિરુદ્ધ છે. જેવી રીતે ક્ષણના સમાહારરૂપ ક્રમ અવાસ્તવ છે તેવી રીતે ક્ષણના સમાહારરૂપ જે વિપલ, પલ, ઘડી, મુહૂર્ત, પ્રહર, અહોરાત્ર, પક્ષ, માસ, ઋતુ, અયન ને સંવત્સરાદિરૂપ કાલ છે તે પણ અવાસ્તવ છે, અર્થાત્ ક્ષણજ અવિવેકિજનોને વિકલ્પવૃત્તિથી ( શબ્દમાત્રથી પ્રતીત થનાર અર્થશૂન્ય અર્થને આકારે થયેલી વૃત્તિથી ) વિપલ આદિ પદવડે વ્યવહારનો વિષય થાય છે; વસ્તુતાએ તો ક્ષણથી ભિન્ન વિપલ આદિ કાલનો સંભવજ નથી, તેથીજ કાલના વાસ્તવરૂપને જાણનારા યોગિજનો વર્તમાનક્ષણનેજ મુખ્ય કાલ માને છે, અન્યને એટલે પૂર્વોત્તરક્ષણને તથા તેમના સમાહારને મુખ્ય કાલ માનતા નથી. સંક્ષેપમાં કહીએ તો ક્ષણોના નિરંતરપણારૂપ જે ક્રમ છે તેનો આશ્રય કરનાર જે ક્ષણ છે તે વાસ્તવ છે, અને તે ક્ષણોનો જે ક્રમ છે તે અવાસ્તવ છે, કેમકે પૂર્વના ક્ષણથી જે ઉત્તરના ક્ષણના અવિચ્છેદરૂપ અનંતરપણું છે તે ક્રમ કહેવાય છે, અને તે ક્રમ એ ક્ષણોની એકકાલમાં સ્થિતિરૂપ જે સમાહાર છે તેને અધીન છે, અને એ ક્ષણોનો સમાહાર થવો અસંભવરૂપ છે તેથી એક વર્તમાન ક્ષણજ વાસ્તવ છે, પૂર્વોત્તર ક્ષણ તથા તેનો સમાહાર વાસ્તવ નથી. જેવી રીતે સમાહારના અસંભવથી ક્રમ કલ્પિત છે તેવી રીતે સમાહારના અભાવથી વિપલ આદિ પણ કલ્પિત છે એમ યોગશાસ્ત્રનો સિદ્ધાંત છે.

એવી રીતે યોગસિદ્ધાંતમાં એક વર્તમાનક્ષણજ અર્થક્રિયામાં સમર્થ હોવાથી સર્વવ્યવહારનો આશ્રય છે, અને તે ક્ષણવડેજ સર્વ

લોક નવાપણાજૂનાપણારૂપ કાલકૃત પરિણામનો અનુભવ કરે છે, તથા પૂર્વોત્તર જે ક્ષણ છે તે સર્વ સામાન્યથી તેમાં અનુગત છે એમ સિદ્ધ થયું. પૂર્વોક્ત ક્ષણ અને ક્રમમાં સંયમ કરવાથી યોગીને ક્ષણ તથા ક્રમનો સાક્ષાત્કાર થાય છે, અને તેથી વિવેકજ જ્ઞાનનો પ્રાદુર્ભાવ થાય છે. સંસારથી તારનારો સર્વ પદાર્થોનો એકસાથે સાક્ષાત્કાર તે વિવેકજ જ્ઞાન કહેવાય છે.

ભોજવૃત્તિમાં **विवेकजं ज्ञानम्**ને સ્થાને **विवेकज्ञानम्** એવો પાઠ છે, તે બંને પાઠોનો અર્થ એકજ છે. ૫૨

એ પ્રમાણે વિવેકજ જ્ઞાનના લાભના ઉપાયને કહીને હવે તે વિવેકજ જ્ઞાનનું ઉદાહરણ દેખાડતા છતા વિવેકજ જ્ઞાનના અવાંતરફલનું નિરૂપણ કરે છે:—

## जातिलक्षणदेशैरन्यतानवच्छेदात्तुल्ययो-स्ततः प्रतिपत्तिः ॥ ५३ ॥

**पदबोधिनी टीकाः**—जातिलक्षणदेशादिभिस्तुल्ययोः पदार्थयोर्यत्र जात्या लक्षणेन देशेन वा अन्यतानवच्छेदो भिन्नतावधारणं न भवति तत्रापि ततः क्षणसंयमजविवेकज्ञानात् तत्प्रतिपत्तिः तत्तुल्यवस्तूनां भेदेन ज्ञानं योगिनां भवतीति शेषः ॥ ५३ ॥

**સૂત્રાર્થઃ**—[ જાતિ આદિવડે ] તુલ્ય[વસ્તુ]ના જાતિ, લક્ષણ અને દેશવડે ભેદના નિશ્ચયના અસંભવથી [ ત્યાં-

તેવી વસ્તુઓમાં-ભેદનું ] જ્ઞાન તેથી ( વિવેકજ જ્ઞાનથી ) [ થાય છે. ] ૫૩

**વિવેચનઃ**—જે બે પદાર્થો જાતિ, દેશ અને લક્ષણવડે સમાન હોય છે તે બે પદાર્થોના ભેદનો નિશ્ચય જાતિ, દેશ ને લક્ષણવડે થઈ શકતો નથી, કિંતુ તેવા બે પદાર્થોના ભેદનું જ્ઞાન વિવેકજ જ્ઞાનથી થાય છે. લોકમાં બે પદાર્થોના પરસ્પરના ભેદનું જ્ઞાન ત્રણ કારણોથી થાય છે. કોઈ સ્થલે જાતિના ભેદથી, કોઇ સ્થલે લક્ષણના ભેદથી અને કોઇ સ્થલે દેશના ભેદથી ભેદજ્ઞાન થાય છે. અનેક વ્યક્તિઓમાં અનુગત જે સામાન્યધર્મ તે જાતિ કહેવાય છે, રક્તાદિ ગુણરૂપ વ્યક્તિનો અ-સાધારણધર્મ લક્ષણ કહેવાય છે, અને પૂર્વપણા ને ઉત્તરપણારૂપ અધિ-કરણપ્રદેશ તે દેશ કહેવાય છે. પૂર્વત્વાદિ સમાનદેશમાં સ્થિત અને રક્ત આદિ સમાનવર્ણવાળી જે ગાય તથા ઘોડી છે તે બંનેના ભેદજ્ઞાનનો હેતુ ગોત્વાદિ જાતિનો ભેદ છે. જ્યાં ગોત્વરૂપ જાતિ પણ સમાન હોય, અને પૂર્વત્વરૂપ દેશ પણ સમાન હોય ત્યાં જે કાલાક્ષી ( કાલા નેત્રવાળી ) તથા સ્વસ્તિમતી ( મસ્તકપર અર્ધચંદ્રાદિક ચિહ્નવાળી ) ગાયનો પરસ્પર ભેદ છે તેનો હેતુ કાલાક્ષિત્વરૂપ તથા સ્વસ્તિમત્ત્વરૂપ લક્ષણનો ભેદ છે. જ્યાં આમલકત્વરૂપ જાતિ તથા વર્તુલત્વરૂપ ( ગોલા-કારરૂપ ) લક્ષણ સમાન છે ત્યાં બંને આમળાંઓનો જે પરસ્પર ભેદ છે તેનો હેતુ પૂર્વત્વાદિ દેશભેદ છે. એવી રીતે લોકમાં જાતિભેદ, લક્ષણ-ભેદ ને દેશભેદ આ ત્રણ પદાર્થોના ભેદના હેતુ છે, પરંતુ જ્યાં આ ત્રણે ભેદના હેતુ નથી ત્યાં જે ભેદજ્ઞાન થવું તે વિવેકજ જ્ઞાનનું ફલ છે, અર્થાત્ જ્યાં પ્રથમ તુલ્ય જાતિ અને લક્ષણવાળું એક આમળું યોગીના પૂર્વદેશમાં સ્થિત હોય, અને બીજું ઉત્તરદેશમાં સ્થિત હોય, પછી તે યોગીની દૃષ્ટિ તથા મન તે આમળાંઓમાંથી નીકળી અન્યપદાર્થભણી

ગયાં હોય તે સમયે કોઈ પુરુષે ઉત્તરદેશમાં રહેલા આમળાને ત્યાંથી ઊઠાવી લઇને તે દેશમાં પૂર્વદેશમાં રહેલા આમળાને સ્થાપન કરી દીધું, ત્યાં તે આમળાનું ઊઠાવી લીધેલા આમળાથી જે ભેદજ્ઞાન છે તે લૌકિકપ્રાજ્ઞને ( યોગબલવિના અન્યપ્રમાણુથી વ્યવહાર કરનારને ) થવાનો અસંભવ છે, કેમકે ત્યાં ભેદનાં કારણુ જાતિ, લક્ષણુ ને દેશનો ભેદ નથી, અને યોગી તો સંદેહરહિતજ્ઞાનવાળા છે તેથી ત્યાં પણુ ભેદને જાણી શકે છે. એવી રીતે એવાં સ્થલોમાં જે ભેદજ્ઞાનનું થવું તે વિવેકજ જ્ઞાનનું ફલ છે.

પૂર્વોક્ત જ્ઞાન થવાનો પ્રકાર આ પ્રમાણે છેઃ—પૂર્વ આમળાની સાથે ક્ષણુની પરિણામમાલાવાળો જે દેશ છે તે ઉત્તર આમળાસાથેના ક્ષણુની પરિણામમાલાવાળા દેશથી ભિન્ન છે, અને તે બંને આમળાંઓના સ્વદેશસહિતના ક્ષણુની પરિણામમાલાના જ્ઞાનથી તે બંને આમળાંઓ પણુ ભિન્ન છે. ત્યાં યોગબલદ્વારા તે આમળાના અન્યદેશસહિતના ક્ષણુનું જે યથાર્થ જ્ઞાન છે તે આમળાના ભેદજ્ઞાનનું કારણુ છે. જેવી રીતે યોગીને આમળાંઓના ભેદનું જ્ઞાન થાય છે તેવી રીતે સમાન જાતિ, લક્ષણુ ને દેશવાળાં જે પરમસૂક્ષ્મ પરમાણુ છે તેમના ભેદનું જ્ઞાન પણુ ક્ષણુની પરિણામમાલાના સાક્ષાત્કારથી થાય છે.

સાવયવ દ્રવ્યોના ભેદનું જ્ઞાન અવયવના ભેદથી થાય છે, પણુ નિરવયવ દ્રવ્યોના ભેદનું જ્ઞાન વિશેષનામના પદાર્થથી થાય છે એમ કહી વૈશેષિકો નિત્યદ્રવ્યમાં રહેનારો તે વિશેષનામનો પદાર્થ પરમાણુ આદિ નિરવયવ દ્રવ્યોનો ભેદક છે એમ માને છે તે તેમનું માનવું અયુક્ત છે, કેમકે વૈશેષિકમતમાં પણુ જાતિ, લક્ષણુ, દેશ, મૂર્તિ અને વ્યવધાન આદિથી ભેદજ્ઞાનનો સંભવ હોવાથી નિરર્થક એક વિશેષનામનો પદાર્થ માનવામાં ગૌરવ છે. જાતિ, લક્ષણુ ને દેશનાં સ્વરૂપ તથા તેવડે

જણાનારા ભેદનાં ઉદાહરણ પૂર્વે કહ્યાં છે. અવયવરચનાનું નામ મૂર્તિ છે, અને અંતરાયનું નામ વ્યવધાન છે. વિશુદ્ધ, ન્યૂન વા વક્ર અવયવવાળા પદાર્થનું જે મલિન, અધિક અને સરલ અવયવવાળા પદાર્થથી ભેદજ્ઞાન છે તેનો હેતુ અવયવોની રચના છે, તેમજ કુશદ્વીપનો ને પુષ્કરદ્વીપનો જે પરસ્પર ભેદ છે તેનો હેતુ વ્યવધાન છે. એવી રીતે જાતિ, લક્ષણ, દેશ, મૂર્તિ ને વ્યવધાન આ પાંચ ભેદનાં કારણ છે. તેમાં મૂર્તિ કેવલ સાવયવ દ્રવ્યની ભેદક છે, અને જાતિ આદિ સાવયવ-નિરવયવનાં સાધારણભેદક છે; જેમકે જલીય તથા પાર્થિવ પરમાણુનો પરસ્પર ભેદ કરનાર જાતિ તથા લક્ષણ છે, અને પાર્થિવપરમાણુઓનો પરસ્પર ભેદ કરનાર દેશભેદ છે તેથી તેમને મતે પણ વિશેષને સ્વીકારવાની આવશ્યકતા રહેતી નથી.

જાતિ આદિકના ભેદથી પદાર્થોના ભેદનું જ્ઞાન થવું તે સર્વલોકસાધારણ છે, અને ક્ષણના ભેદથી ભેદનું જ્ઞાન થવું તે કેવલ યોગીના જ્ઞાનવડે ગમ્ય છે. જ્યાં તે ભેદોનાં કારણ જાતિ આદિકનો અભાવ હોય છે ત્યાં લોકોને ભેદજ્ઞાન થતું નથી તેથીજ **શ્રીવાર્ષગણ્ય** આચાર્યે પ્રધાનના સંબંધમાં નીચે પ્રમાણે કહ્યું છે:—

**“ मूर्तिव्यवधिजातिभेदाभावान्नास्ति मूलपृथक्त्वम् ॥ ”**

**ભાવાર્થ:**—મૂર્તિ, વ્યવધાન અને જાતિ આદિ ભેદના કારણનો પ્રધાનમાં અભાવ હોવાથી જગત્‌ના મૂલભૂત પ્રધાનનો ભેદ જાણી શકાતો નથી.

સાધનપાદના બાવીશમા સૂત્રમાં “ વિવેકીની દૃષ્ટિમાં યદ્યપિ પ્રધાન નષ્ટ છે તથાપિ અવિવેકીની દૃષ્ટિમાં તે અનષ્ટ છે ” એવા આશયનું જે કહ્યું છે ત્યાં જે નષ્ટ અને અનષ્ટ પ્રધાનનો પરસ્પર ભેદ છે તે જાતિ આદિકથી જાણી શકાતો નથી, કિંતુ શાસ્ત્રીય વિવેકથીજ

જાણી શકાય છે. એવા સૂક્ષ્મ વિષયોમાં લૌકિકહેતુઓથી ભેદજ્ઞાન થતું નથી, કિંતુ વિવેકબલથી વા યોગબલથી તે થાય છે. ૫૩

એવી રીતે વિવેકજ જ્ઞાનનું અવાંતરફલ કથન કરીને હવે તેના લક્ષણના કથનદ્વારા મુખ્યફલને દેખાડે છે:—

**तारकं सर्वविषयं सर्वथा विषयमक्रमं चेति विवेकजं ज्ञानम् ॥ ५४ ॥**

पदबोधिनी टीकाः—संयमबलादन्त्यायां भूमिकायामुत्पन्नं विवेकजं ज्ञानं तारयत्यगाधात्संसारसागराद्योगिनमिति तारकमित्युच्यते। तच्च सर्वविषयं सर्वाणि वस्तुरूपाणि विषया यस्य तत्तथाविधम् । सर्वथा सर्वप्रकारं सर्वप्रकारविषयं सर्वावस्थावबोधकमित्यर्थः। अक्रमं चेति युगपदेव करामलकवत् सर्वसमूहावलम्बनमित्यर्थः ॥ ५४ ॥

સૂત્રાર્થ:—[ સંસારસાગરથી ] તારનાર, સર્વને વિષય કરનાર, સર્વપ્રકારથી વિષય કરનાર, અને ક્રમરહિત એવું [ જ્ઞાન ] વિવેકજ જ્ઞાન [ કહેવાય છે. ] ૫૪

વિવેચન:—બુદ્ધિના તથા પુરુષના ભેદના યથાર્થ સાક્ષાત્કારદ્વારા અથવા ક્ષણ અને તેના ક્રમના યથાર્થ સાક્ષાત્કારદ્વારા ઉપજેલી યથાર્થ જ્ઞાનના સામર્થ્યરૂપ પ્રતિભાદ્વારા ઉપજેલું આ વિવેકજ જ્ઞાન કૈવલ્યની પ્રાપ્તિ કરાવી યોગીને અગાધ સંસારસાગરથી તારે છે માટે તે તારક કહેવાય છે; સર્વ વસ્તુઓને યથાર્થ નિરૂપણ કરનારું હોવાથી સર્વને

વિષય કરનાર કહેવાય છે; અવાંતર વિશેષધર્મોસહિત ભૂત, વર્તમાન, ભાવિ, સૂક્ષ્મ, વ્યવહિત ને વિપ્રકૃષ્ટ સર્વપદાર્થોને વિષય કરનારું હોવાથી સર્વપ્રકારથી વિષય કરનારું કહેવાય છે; ને હથેળીમાં રાખેલા નિર્મલ જલની પેઠે વિશ્વનું ક્રમવિના એકકાલમાં પ્રકાશક હોવાથી ક્રમરહિત કહેવાય છે. આ વિવેકજ જ્ઞાન પરિપૂર્ણ જ્ઞાન કહેવાય છે. સંપ્રજ્ઞાત-યોગ જે યોગપ્રદીપ કહેવાય છે તે પણ આ સૂર્યજેવા જ્ઞાનનો એક અંશ છે. આ જ્ઞાનનેજ યોગસિદ્ધાંતમાં તારક કહેવામાં આવે છે. ઋતંભરા-પ્રજ્ઞાજ મોદના કારણપણાથી મધુ છે, તે મધુવાળી ચિત્તભૂમિ તે મધુમતી કહેવાય છે. મધુમતીભૂમિથી આ જ્ઞાનનો પ્રારંભ થાય છે, અને પૂર્વે નિરૂપણ કરેલી સાત પ્રકારની પ્રજ્ઞાનો પ્રાદુર્ભાવ થવાથી તે સમાપ્ત થાય છે. આવું જ્ઞાન થવાથી યોગી કર્તવ્યથી રહિત થઇ યોગ-વિદ્વરિષ્ઠ વા બ્રહ્મવિદ્વરિષ્ઠ કહેવાય છે.

સૂત્રમાંનાં **विवेकजं ज्ञानम्** એ પદો લક્ષ્યના નિર્દેશરૂપ છે, અને બીજાં સર્વે પદો તેના લક્ષણરૂપ છે. ૫૪

એવી રીતે સાક્ષાત્ તથા પરંપરાવડે કૈવલ્યના હેતુભૂત સંયમોનું તથા તે સંયમોથી ઉપજતા ઐશ્વર્યોનું નિરૂપણ કરી હવે બુદ્ધિસત્ત્વ તથા પુરુષના અન્યપણાનું જ્ઞાન તથા તે બંનેની શુદ્ધિનું તુલ્યપણું એ કૈવલ્યનાં સાક્ષાત્ સાધન છે એમ નિરૂપણ કરે છેઃ—

## सत्त्वपुरुषयोः शुद्धिसाम्ये कैवल्यमिति ॥ ५५ ॥

**प्रबोधिनी टीकाः**—सत्त्वस्य बुद्धिद्रव्यस्य वृत्ति-

शून्यता शुद्धिः । पुरुषस्यापि तदा कल्पितभोगशून्यता शुद्धिः । एवं तयोः शुद्धिसाम्ये सति कैवल्यं मोक्षो भवतीति शेषः ॥ ५५ ॥

इति श्रीपातञ्जले साङ्ख्यप्रवचने योगशास्त्रे पदबोधिन्यां टीकायां विभूतिपादस्तृतीयः ॥ ३ ॥

**સૂત્રાર્થઃ—બુદ્ધિની અને પુરુષની શુદ્ધિના સમાન**-પણામાં કૈવલ્ય [ થાય છે. ] ઇતિ. ૫૫

**વિવેચનઃ**—બુદ્ધિસત્ત્વ અને પુરુષ એ બંનેની શુદ્ધિની તુલ્યતા થવાથી ક્રિયારૂપ અને જ્ઞાનરૂપ ઐશ્વર્યની પ્રાપ્તિવિના પણ પુરુષને કૈવલ્યની પ્રાપ્તિ થાય છે. સૂત્રમાંનો **ઇતિ**શબ્દ પાદની સમાપ્તિનો બોધક છે.

વિવેકખ્યાતિની પ્રાપ્તિ થવાથીજ પુરુષ કૈવલ્યને પ્રાપ્ત થાય છે, પછી તેને પૂર્વોક્ત વિવેકજ જ્ઞાન તથા અન્યસિદ્ધિઓ પ્રાપ્ત થઇ હોય વા ન થઇ હોય. જ્યારે બુદ્ધિસત્ત્વ રજસ્તમોરૂપ મલથી રહિત થઇને કેવલ વિવેકખ્યાતિમાત્રમાં તત્પર થયેલું હોય છે, તથા તેના અવિદ્યાદિ ક્લેશનાં બીજો દગ્ધ થઇ ગયાં હોય છે ત્યારે તે બુદ્ધિસત્ત્વ શુદ્ધ થયું કહેવાય છે. આજ પુરુષની શુદ્ધિના સમાન બુદ્ધિની શુદ્ધિ છે, અને અવિવેકદશામાં ઔપાધિકરૂપથી પુરુષમાં પ્રતીત થતા બુદ્ધિના ધર્મરૂપ ભોગોનો અભાવ થઇ જવો તે પુરુષની શુદ્ધિ છે. આવી રીતે બુદ્ધિ-સત્ત્વનું તથા પુરુષનું એકસરખી રીતે શુદ્ધ થઇ જવું તેનું નામ શુદ્ધિ-સામ્ય છે. આ અવસ્થાની પ્રાપ્તિ થવાથી યોગી કૈવલ્યને પ્રાપ્ત થાય છે. પછી તે યોગી ઈશ્વર ( ઐશ્વર્યવાળો ) હોય વા અનીશ્વર ( ઐશ્વર્ય-વિનાનો) હોય, અર્થાત્ પૂર્વોક્ત સંયમોના સામર્થ્યથી જે યોગી ઐશ્વર્ય-

વાળો છે, અને તે સંયમોના અભાવથી જે યોગી ઐશ્વર્યથી રહિત છે, તે બંનેને કૈવલ્યનો હેતુ કેવલ વિવેકખ્યાતિજ છે, સંયમજન્ય સિદ્ધિરૂપ ઐશ્વર્ય નથી, કેમકે વિવેકજ્ઞાનરૂપ અગ્નિથી અવિદ્યાદિ ક્લેશોનાં બીજ દગ્ધ થઇ ગયા પછી અન્ય સિદ્ધિ આદિકની મુક્તિમાટે વિવેકીને અપેક્ષા નથી. જો પૂર્વોક્ત વિભૂતિઓની કૈવલ્યમાં અપેક્ષા નથી તો આ પાદમાં તેમનું નિરૂપણ શામાટે કર્યું છે? એવી શંકા થાય તો તેનું સમાધાન આ પ્રમાણે છેઃ—આ વિભૂતિપાદમાં અનેક પ્રકારનાં ઐશ્વર્યરૂપ તથા અલૌકિકજ્ઞાનરૂપ સિદ્ધિઓનું જે નિરૂપણ કર્યું છે તે પરંપરાથી અંતઃકરણની શુદ્ધિદ્વારા તથા વિશ્વાસદ્વારા કૈવલ્યમાં ઉપયોગી છે એમ જાણીને કર્યું છે. એ ઐશ્વર્ય વસ્તુતાએ કૈવલ્યનો હેતુ નથી, કેમકે યોગશાસ્ત્રનો એવો સિદ્ધાંત છે કે જ્ઞાન—પ્રસંખ્યાન—ની પ્રાપ્તિ થવાથી અજ્ઞાનની નિવૃત્તિ થાય છે, અને અજ્ઞાનના નિવૃત્ત થવાથી રાગાદિ ક્લેશોનો અભાવ થાય છે, અને ક્લેશોના અભાવથી કર્મ અને વિપાકનો અભાવ થઇ જાય છે. પછી આ અવસ્થામાં જેનો ભોગમોક્ષ દેવાનો અધિકાર સમાપ્ત થયો છે એવા ગુણો પુરુષની સંમુખ દૃશ્યત્વરૂપથી વા ભોગ્યરૂપથી પરિણામને પ્રાપ્ત થઇને ઉપસ્થિત થતા નથી, કેમકે વિવેકખ્યાતિની પ્રાપ્તિ થવાથી ગુણોનો અધિકાર સમાપ્ત થાય છે. જ્ઞાન થવાથી અવિદ્યાના નાશપૂર્વક ગુણોના અધિકારની સમાપ્તિ થઈ જવી તે પુરુષનું કૈવલ્ય છે. કૈવલ્ય, અપવર્ગ, મુક્તિ, મોક્ષ, નિર્વાણ, ગુણાધિકારની સમાપ્તિ, સ્વરૂપાવસ્થિતિ, વાસ્તવ આત્મસ્વરૂપની અભિવ્યક્તિ, મહાપદ, પરમધામ ને પરમપદ એ સર્વશબ્દો એક અર્થને જણાવનારા છે. કૈવલ્યાવસ્થા પ્રાપ્ત થવાથી પુરુષ ચૈતન્યસ્વરૂપમાત્ર તથા મલરહિત થઇને કેવલી થઇ જાય છે. એવી રીતે માત્ર વિવેકખ્યાતિજ કૈવલ્યનું કારણ છે, અન્ય સિદ્ધિ આદિક કૈવલ્યનું કારણ નથી એમ સિદ્ધ થયું. ૫૫

આ પાદમાં કથન કરેલા અર્થનો સંગ્રાહક શ્લોક નીચે પ્રમાણે છે:-

" अत्रान्तरङ्गान्यङ्गानि परिणामाः प्रपञ्चिताः ।
संयमाद्भूतिसंयोगस्तासु ज्ञानं विवेकजम् ॥ "

**ભાવાર્થ:**—આ ત્રીજા પાદમાં ધારણા ધ્યાન ને સમાધિ આ ત્રણ યોગનાં અંતરંગસાધનોનું, સંયમનાં લક્ષણાદિનું, ધર્મ લક્ષણ ને અવસ્થા આ ત્રણ પ્રકારના પરિણામાદિનું, વિવિધ સંયમોવડે ઉત્પન્ન થનારી વિવિધ સિદ્ધિઓનું, તથા વિવેકખ્યાતિનું ને તેના ફલ કૈવલ્યનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

ઇતિ શ્રીપાતંજલયોગદર્શનના વિભૂતિપાદનામના તૃતીય-
પાદની શ્રીરહસ્યપ્રદીપિકાનામની ટીકા સમાપ્ત થઈ. ૩



# ॥ श्रीपातंजलयोगदर्शन ॥



## ૪ કૈવલ્યપાદ.

આ ગ્રંથના પ્રથમપાદમાં સમાધિનું તથા બીજા પાદમાં સમાધિનાં સાધનોનું પ્રધાનપણે નિરૂપણ કરવામાં આવ્યું છે, અને પ્રસંગથી પ્રાપ્ત ક્ષણિકવાદ તથા પરમાણુપુંજ આદિનું ખંડન તથા ઉપોદ્ઘાતથી પ્રાપ્ત વૃત્તિભેદાદિ અન્યનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. તૃતીયપાદમાં ચાર સૂત્રપર્યંત સંયમનામવાળાં ધારણા, ધ્યાન ને સમાધિ એ યોગનાં અંતરંગસાધનોનું નિરૂપણ કરી, ચોથા સૂત્રથી પંદરમા સૂત્રપર્યંત સંયમની ભૂમિઓ તેમજ ધર્મ, લક્ષણ, અવસ્થા ને ધર્મીનું સ્વરૂપ જણાવી, સોળમા સૂત્રથી ચોપનમા સૂત્રપર્યંત સંયમવડે ઉત્પન્ન થનારી સિદ્ધિઓનું પ્રતિપાદન કરી, છેલ્લા સૂત્રમાં કૈવલ્યની પ્રાપ્તિનો સાક્ષાત્ ઉપાય દર્શાવ્યો છે. એ પાદમાં વિભૂતિઓનું નિરૂપણ કરેલું હોવાથી તેનું વિભૂતિપાદ એવું નામ રાખવામાં આવ્યું છે. તે પાદમાં જણાવેલી સિદ્ધિઓમાંની કેટલીક ભૂતભવિષ્યવસ્તુના જ્ઞાન આદિની સિદ્ધિઓ શ્રદ્ધા-

દ્વારા કૈવલ્યના અંગરૂપ છે, અને ઇંદ્રિયજયાદિ કેટલીક સિદ્ધિઓ સાક્ષાત્ અપવર્ગના અંગરૂપ છે. વિવેકજ્ઞાનદ્વારા કૈવલ્યલાભ થવો એ યોગનું મુખ્ય ફલ છે. એવી રીતે એ ત્રણ પાદોવડે હેય, હેયનો હેતુ અને હાનનો ઉપાય એ સર્વનું વિસ્તારથી નિરૂપણ કર્યું છે. હવે માત્ર હાન-રૂપ સમાધિજન્ય કૈવલ્યનું વિસ્તારથી નિરૂપણ કરવું અવશિષ્ટ છે, પરંતુ જ્યાંસુધી કૈવલ્યની યોગ્યતાવાળું ચિત્ત, તથા પરલોકમાં ગમન કરનારો અને ક્ષણિકવિજ્ઞાનથી ભિન્ન સ્થાયી આત્મા, અને પ્રસંખ્યાન-વિવેકજ્ઞાન-ની પરાકાષ્ઠા એ આદિ વિષયોનું પ્રતિપાદન ન કરવામાં આવે ત્યાંસુધી કૈવલ્યના સ્વરૂપનું યથાર્થ નિરૂપણ થઇ શકે નહિ તેથી તે સર્વના તથા પ્રસંગથી પ્રાપ્ત પૂર્વજન્મનો સદ્‌ભાવ, ચિત્તપરીક્ષા અને પ્રકૃતિનો અનુપ્રવેશ ઇત્યાદિના નિરૂપણમાટે આ ચોથા કૈવલ્યપાદનો ભગવાન્ સૂત્રકાર આરંભ કરે છે. આ પાદમાં પ્રધાનપણે કૈવલ્યનું નિરૂપણ કરવાનું છે તેથી આનું નામ કૈવલ્યપાદ રાખ્યું છે. તેમાં પ્રથમ પાંચ પ્રકારનાં સિદ્ધચિત્તોમાંથી કૈવલ્યની યોગ્યતાવાળા ચિત્તનો નિર્ણય કરવામાટે પાંચ પ્રકારની સિદ્ધિઓનું નિરૂપણ કરે છેઃ—

## जन्मौषधिमन्त्रतपःसमाधिजाः सिद्धयः॥१॥

**पदबोधिनी टीकाः**—जन्मसमनन्तरं जायन्त इति जन्मजाः, यथा पक्ष्यादीनामाकाशगमनादयः यथा वा कपिलादीनां ज्ञानादयः। औषधिविशेषसेवया जायन्त इति औषधिजाः, यथा माण्डव्यादीनाम्। मन्त्रजपादेव जायन्त इति मन्त्रजाः, यथा गालवादीनाम्। तपसा एव जायन्त इति

तपोजाः, यथा विश्वामित्रादीनाम् । एताश्चतस्त्रः सिद्धयः पूर्वजन्माभ्यस्तयोगजा एव जन्मादिनिमित्तेन व्यज्यन्ते । अत एवात्र विश्वासेन प्रवृत्तिः, इह सिद्ध्यदर्शनेऽपि जन्मान्तरे तत्साफल्यात् । समाधिजाः सिद्धयः कायेन्द्रियाणां पूर्वोक्ता एव ॥ १ ॥

**સૂત્રાર્થ:**—જન્મ, ઔષધિ, મંત્ર, તપ ને સમાધિ[ એ પાંચ ]થી ઉપજેલી [ પાંચ પ્રકારની ] સિદ્ધિઓ [ છે. ] ૧

**વિવેચન:**—જેમ પક્ષીઓને જન્મથીજ આકાશગમનાદિ સામર્થ્ય પ્રાપ્ત હોય છે તેમ સ્વર્ગનાં સાધનભૂત કર્મોના અનુષ્ઠાનથી મનુષ્યદેહની પછી દેવયોનિરૂપ દેહાંતરની પ્રાપ્તિમાત્રથી તે કર્મ કરનારને જે આકાશગમનાદિ સામર્થ્યની પ્રાપ્તિ થવી તે જન્મજન્ય સિદ્ધિ કહેવાય છે, કિંવા પૂર્વજન્મમાં કરેલા યોગાભ્યાસથી વર્તમાનજન્મમાં જન્મથીજ ઐશ્વર્યની પ્રાપ્તિ હોય તે જન્મજા સિદ્ધિ કહેવાય છે; કોઇ નિમિત્તથી અસુરભુવનને પ્રાપ્ત થયેલા પુરુષને કમનીય અસુરકન્યાએ આપેલા રસાયનથી, વા યોગ્ય પારદના વિધિપૂર્વક ભક્ષણથી, વા લોહગુગ્ગુલુ* આદિ

---

*"अयः पलं गुग्गुलुरत्र योज्यः पलत्रयं व्योषपलानि पञ्च ।
पलानि चाष्टौ त्रिफलारजश्च कर्षं लिहन् यात्यमरत्वमेव ॥"

ભાવપ્રકાશ, ઉત્તરખંડ, રસાયનાધિકાર.

**ભાવાર્થ:**—એક પલ લોહચૂર્ણ, ત્રણ પલ ગૂગળ, પાંચ પલ વ્યોષ (શુંઠ, મરી ને પીપર) અને આઠ પલ ત્રિફલાનું (હરડાં, બેડાં ને આમળાંનું) ચૂર્ણ, તેમને મેળવીને નિત્યપ્રતિ એક કર્ષ સેવન કરવાથી પુરુષ દેવભાવને પામે છે. [ સોળ માસાનો (૧⅓ તોલાનો) કર્ષ, ને ચાર કર્ષનો પલ જાણવો.]

અન્ય રસાયનના સેવનથી દેવજેવા સામર્થ્યના લાભદ્વારા જરાવ્યાધિથી રહિત થવું તથા અન્ય સિદ્ધિઓને પ્રાપ્ત થવું તે ઔષધિજન્ય સિદ્ધિ છે; મંત્રવિદ્ ગુરુએ ઉપદેશ કરેલા મંત્રોના યથાવિધિ અનુષ્ઠાનથી આકાશગમનનો કિંવા અણિમાદિનો લાભ થવો તે મંત્રજન્ય સિદ્ધિ છે; શ્રીગુરુશાસ્ત્રે કહેલા ને વિધિપૂર્વક કરેલા તપના બલથી સત્યસંકલ્પવાળા થવાથી ઇચ્છિત રૂપ ધારણ કરવાનું તથા ઇચ્છિત પ્રદેશમાં ગમન કરવાનું સામર્થ્ય પ્રાપ્ત થાય તે તપોજન્ય સિદ્ધિ છે; અને તૃતીયપાદમાં જે સિદ્ધિઓનું નિરૂપણ કરવામાં આવ્યું છે તે સર્વ સમાધિજન્ય સિદ્ધિઓ છે. એવી રીતે સિદ્ધિઓના પાંચ ભેદ હોવાથી સિદ્ધોના પણ પાંચ ભેદ છે.

જન્મ, ઔષધિ, મંત્ર ને તપથી જે સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે તે પૂર્વજન્મમાં કરેલા યોગથીજ પ્રાપ્ત થાય છે, ને તે જન્માદિક નિમિત્તોથી પ્રકાશિત કરાય છે, તેથીજ વિવેકીની યોગાભ્યાસમાં વિશ્વાસપૂર્વક પ્રવૃત્તિ થાય છે. યોગાભ્યાસ કરતાં છતાં આ જન્મમાં કદાચ તેની સિદ્ધિ ન થાય તોપણ જન્માંતરમાં તેનું ફલ થયા વિના રહેતું નથી એમ જાણી સમજુ સાધકે શ્રદ્ધા અને ઉત્સાહથી યોગાભ્યાસ કર્તવ્ય છે. ૧

પૂર્વોક્ત પાંચ પ્રકારના સિદ્ધોમાંના કેટલાકને મંત્રતપાદિના પ્રભાવથી તે જન્મમાંજ તેનાં શરીરઇંદ્રિયો બદલાઇ જઇ અન્યજાતિનાં નૂતન અલૌકિક શરીરઇંદ્રિયોનો લાભ થયાનું પુરાણોમાં સંભળાય છે, જેમકે નંદીશ્વરને શ્રીમહેશ્વરના કૃપાકટાક્ષથી તે કાલેજ મનુષ્યશરીરમાંથી દેવશરીરરૂપ પરિણામ થયો. ત્યાં મનુષ્યશરીર દેવશરીરનું ઉપાદાનકારણ નથી માટે તે મનુષ્યશરીરમાંથી દેવશરીરરૂપ અન્ય પરિણામ ન થવો જોઇએ. મનુષ્યશરીરનો નાશ થઇ દેવશરીરની ઉત્પત્તિ થાય છે એમ કહેવામાં આવે તો તે પણ સંભવી શકતું નથી, કેમકે નાશ

પામેલો પદાર્થ કોઇની ઉત્પત્તિમાં કારણ થઇ શકતો નથી, તેમજ મનુષ્યશરીરના સૂક્ષ્મ અવયવો પણ મનુષ્યશરીરના ઉપાદાનકારણરૂપ છે, દેવશરીરના ઉપાદાનકારણરૂપ નથી તેથી તે અવયવોવડે પણ મનુષ્ય-શરીરથી વિલક્ષણ એવું દેવશરીરરૂપ કાર્ય થઇ શકે નહિ. એવી રીતે વર્તમાન મનુષ્યશરીરમાંથી દેવશરીર કયા હેતુથી થતું હશે એમ શંકા થાય છે, તે શંકાના નિવારણમાટે ભગવાન્ સૂત્રકાર નીચેનું સૂત્ર રચે છે:—

## जात्यन्तरपरिणामः प्रकृत्यापूरात् ॥ २ ॥

पदबोधिनी टीकाः—अन्या जातिर्जात्यन्तरम् । तद्रूपः परिणामः । तिर्यग्जातिपरिणतानां मनुष्यजातित्वे परिणामः अथवा मनुष्यजातिपरिणतानां कायेन्द्रियाणां देवादिजातित्वे परिणामः । सोऽयं जात्यन्तरपरिणामः प्रकृत्यापूरात् । कायस्य हि प्रकृतिः पृथिव्यादीनि । इन्द्रियाणां च प्रकृतिरस्मिता । तदवयवानुप्रवेशः आपूरः । स च तस्मात्तस्माद्भवतीति शेषः । अयं भावः—प्रधानादयः पृथिव्यन्ताः प्रकृतयः । तासां सर्वत्र सत्त्वात् नरादिदेहावयवेषु धर्मादिनिमित्तानुरोधेन तदवयवानु-प्रवेशाद्भवति जात्यादिपरिणामोऽग्निकणवत् । यथा अग्निकणस्य प्रकृत्यनुप्रवेशात् वनादौ बहुतृणादिमण्डलव्यापित्वं दृष्टं तद्वदित्यर्थः ॥ २ ॥

સૂત્રાર્થ:—[મનુષ્યાદિ જાતિરૂપથી પરિણામ પામેલાં

શરીરઇંદ્રિયોનો જે ] અન્યજાતિરૂપે પરિણામ [ થાય છે તે ] પ્રકૃતિના અનુપ્રવેશથી [ થાય છે. ] ૨

વિવેચન:—"**तत्र कायेन्द्रियाणामन्यजातीयपरिणतानाम् ॥**" એ યોગભાષ્યનાં પદોને આ સૂત્રના આદિમાં લઇને આ સૂત્રનો અર્થ કરવાનો છે. તે પદોનો " તેમાં મનુષ્યાદિ જાતિરૂપથી પરિણામને પ્રાપ્ત થયેલાં શરીર અને ઇંદ્રિયોનો" એવો અર્થ થાય છે. ઔષધિ આદિ સાધનોના અનુષ્ઠાનથી પ્રથમ જે મનુષ્યાદિ જાતિરૂપથી પરિણામને પ્રાપ્ત શરીર અને ઇંદ્રિયો છે તેમનો પ્રાપ્ત સિદ્ધિના સામર્થ્યથી પૂર્વના પરિણામના ત્યાગ-પૂર્વક જે નૂતન દેવાદિ જાતિરૂપ પરિણામ થાય છે તે પોતપોતાના ઉપા-દાનકારણના અવયવોના અનુપ્રવેશથી થાય છે. સ્થૂલશરીરના ઉપાદાન-કારણરૂપ પાંચ ભૂતો છે, અને ઇંદ્રિયોના ઉપાદાનકારણરૂપ અહંકાર છે. એ સર્વ પોતપોતાનાં કાર્યોપર નૂતન તથા સ્વચ્છ એવા પોતાના અવયવોના અનુપ્રવેશદ્વારા અનુગ્રહ કરે છે. આવી રીતનો જે અનુગ્રહ કરવો તેનું નામજ પ્રકૃતિનો અનુપ્રવેશ છે. પ્રકૃતિનો આ અનુપ્રવેશ પૂર્વોક્ત મંત્રાદિ સાધનથી ઉપજેલા ધર્માદિ નિમિત્તની અપેક્ષાવાળો છે, નિરપેક્ષ નથી, તેથી સર્વને આનો લાભ થતો નથી. જ્યાં મહિમાદિ સિદ્ધિરૂપ પરિણામ થાય છે ત્યાં પ્રકૃતિના નૂતન અવયવોનો પ્રવેશ જાણવો, અને જ્યાં અણિમાદિરૂપ પરિણામ થાય છે ત્યાં પ્રકૃતિના અવયવોનો અપગમ ( નીકળી જવું ) જાણવો. શ્રીઅગસ્ત્યમુનિ જે સમુદ્રનું પાન કરી શક્યા હતા તે પણ પ્રકૃતિના અપગમથી કરી શક્યા હતા એમ જાણવું. એવી રીતે વામનઅવતારના શરીરનો ક્ષણમાત્રમાં ત્રિભુવનવ્યાપિત્વરૂપ જે પરિણામ છે, અને શ્રીકૃષ્ણના શરીરનો જે વિશ્વરૂપત્વાદિ પરિણામ છે, તથા એકજ બાલકના શરીરનો જે કૈમાર-યૌવનાદિરૂપ પરિણામ છે, અને એકજ વટબીજાદિનો જે વટવૃક્ષાદિ-

રૂપ પરિણામ છે તે સર્વેમાં પ્રકૃતિનો અનુપ્રવેશ હેતુ છે એમ જાણવું.

નંદીશ્વરના મનુષ્યજાતિના શરીર ને ઇંદ્રિયોનો દેવજાતિના શરીર ને ઇંદ્રિયોરૂપે જે પરિણામ થયો તે પાંચ ભૂતોના તથા અહંકારના નૂતન દિવ્ય અવયવોનો મનુષ્યશરીરમાં તથા ઇંદ્રિયોમાં અનુપ્રવેશ થવાથી થયો. તેમ થવાથી તેનું મનુષ્યરૂપ બદલાઇને દેવરૂપ થયું.

એ સર્વ ઉપરથી એ સિદ્ધ થયું કે કોઇને મંત્રાદિના અનુષ્ઠાનવડે તેમના વર્તમાન શરીરનો તથા ઇંદ્રિયોનો જે દેવાદિ વિલક્ષણજાતિના શરીર અને ઇંદ્રિયોરૂપે પરિણામ થાય છે તેમાં તેનું ઉપાદાનકારણ કાંઇ તે શરીર વા તેના અવયવો નથી, કિંતુ તેની પ્રકૃતિ એટલે ઉપાદાનકારણ છે. જ્યાં અધર્મરૂપ નિમિત્તથી નહુષાદિની પેઠે મનુષ્યશરીરનો સર્પાદિરૂપ પરિણામ થાય છે ત્યાં પણ તેમના અધર્મને લીધે મનુષ્યનું શરીર ને ઇંદ્રિયો દૂર થઈ તેમના ઉપાદાનકારણથી સર્પાદિનું શરીર તથા તે શરીરને યોગ્ય એવી ઇંદ્રિયોરૂપ પરિણામ થાય છે. એવી રીતે ઉપાદાનકારણના અવયવોનો યથાયોગ્ય અનુપ્રવેશ તથા અપગમ થવાથી વિલક્ષણજાતિનાં શરીરાદિની પ્રાપ્તિ તથા અણિમાદિ સિદ્ધિઓનો આવિર્ભાવ થાય છે એમ સિદ્ધ થયું. ૨

આ ઉપાદાનકારણના અવયવોનો જે અનુપ્રવેશ તથા અપગમ થાય છે તે શું ઉપાદાનકારણના સ્વાભાવિકધર્મથી થાય છે? વા ધર્માધર્મરૂપ નિમિત્તથી થાય છે? જો તે સ્વાભાવિકધર્મથી થતા હોય તો પ્રાણિમાત્રને પ્રકૃતિના અનુપ્રવેશની વા અપગમની અકસ્માત્ પ્રાપ્તિ થવી જોઇએ, પણ તેમ તો જોવામાં આવતું નથી. જો તે ધર્માધર્મરૂપ નિમિત્તથી થાય છે એમ માનવામાં આવે તો ભોગ અને અપવર્ગરૂપ પુરુષાર્થ પ્રકૃતિનો પ્રવર્તક છે એવો જે યોગનો સિદ્ધાંત છે તેનો ત્યાગ થઇ જાય છે. એવી શંકા પ્રાપ્ત થતાં તેનું નિરાકરણ કરવા

ભગવાન્ સૂત્રકાર નીચેનું સૂત્ર રચે છેઃ—

## निमित्तमप्रयोजकं प्रकृतीनां वरणभेदस्तु ततः क्षेत्रिकवत् ॥ ३ ॥

पदबोधिनी टीकाः—निमित्तं धर्मादि । तच्च प्रकृतीनां अप्रयोजकं अर्थान्तरपरिणामे प्रयोजकं न भवति तत्कार्यत्वात् । न हि कारणं कार्यं प्रवर्तयतीति दृष्टम् । ततस्तु निमित्तात् तु वरणभेदः वरणस्य प्रतिबन्धकस्य भेदः बाधः क्षयो वा भवतीति शेषः । अत्र क्षेत्रिकवदिति दृष्टान्तः । यथा क्षेत्रिकः कृषीवलः जलस्योन्नतदेशाद्विवरणभेदनमात्रं करोति ततश्च जलं स्वयमेव केदारान्तरे प्रवर्तते तद्वदित्यर्थः । धर्मेणाधर्मनिरासे प्रकृतयः स्वयमेव देवादिपरिणामे प्रवर्तंते पापातिशयेन च पुण्यपरिणामप्रतिबन्धे तिर्यगादिपरिणामः प्रवर्तत इति दिक् ॥ ३ ॥

સૂત્રાર્થઃ—[ ધર્માદિક ] નિમિત્ત પ્રકૃતિઓનાં પ્રયોજક નથી, કિંતુ તે[ ધર્માદિક ]થી પ્રતિબંધકની નિવૃત્તિ [ થાય છે, ] ખેડુતની પેઠે. ૩

વિવેચનઃ—જેમ ખેડુત જલથી ભરેલા એક ક્યારામાંથી સમાન, નિમ્ન વા નિમ્નતર અન્ય ક્યારામાં જલ લઇ જવાને ઇચ્છતો હોય તો તે પોતાના હાથવડે તે જલને ખેંચીને તે ક્યારામાં લઇ જતો

નથી, કિંતુ જલના સ્વાભાવિકગમનને પ્રતિબંધ કરનાર જે ક્યારાની પાળ છે તેને ત્રોડે છે, પછી પાળના ત્રુટવાથી જલ પોતેજ પોતાના સ્વભાવાનુસાર બીજા ક્યારામાં પ્રવેશ કરે છે તેમ ધર્મ પણ ઉપાદાન-કારણોના અવયવોના અનુપ્રવેશનો પ્રયોજક (સ્વતંત્રકારણ–હેતુ) નથી, કિંતુ તે અવયવોના અનુપ્રવેશના પ્રતિબંધક ( અનુપ્રવેશ નહિ થવા દેનાર ) અધર્મનો ભેદક એટલે નિવર્તક છે. તે પ્રતિબંધકની નિવૃત્તિ થવાથી પ્રકૃતિ, મહત્તત્ત્વ અને અહંકારાદિરૂપ ઉપાદાનકારણો પોતેજ પોતપોતાના સ્વભાવથી પોતપોતાનાં કાર્યોના ઉપર અવયવોના અનુ-પ્રવેશદ્વારા અનુગ્રહ કરે છે, ધર્મ કાંઇ તેમનો પ્રયોજક નથી, કિંતુ તે તો માત્ર નિમિત્ત છે, કેમકે કારણજ કાર્યનું પ્રયોજક થાય છે, પણ કાર્ય કાંઇ કારણનું પ્રયોજક થઇ શકતું નથી. ધર્માદિક પ્રકૃતિનાં કાર્ય છે તેથી તેઓ પ્રકૃતિનાં પ્રયોજક થઈ શકતાં નથી. એવી રીતે અનુ-પ્રવેશ એ પ્રકૃતિનો સ્વાભાવિકધર્મ છે, અને ધર્માદિક માત્ર પ્રતિબંધકની નિવૃત્તિદ્વારા તેમાં નિમિત્ત છે એમ સિદ્ધ થયું. ભોગમોક્ષરૂપ પુરુષાર્થ પણ પ્રકૃતિનો પ્રયોજક નથી, કિંતુ તે પુરુષાર્થના ઉદ્દેશવડે શ્રીઇશ્વર પ્રકૃતિની સામ્યાવસ્થાનો ભંગ કરે છે, તેથી ઉદ્દેશતામાત્રવડે તે પુરુષાર્થ પ્રકૃતિનો પ્રવર્તક છે. એવી રીતે સર્વ નિમિત્તો પ્રકૃતિઓના અવયવોના અનુપ્રવેશમાં તથા અપગમમાં સ્વતંત્રકારણ નથી, પણ તેમના સ્વભાવજ સ્વતંત્ર કારણ છે.

અથવા " ખેડુતની પેઠે " એ પદોનો આ પ્રમાણે અન્ય અર્થ જાણવોઃ—જેમ ખેતરમાં વાવેલાં ધાન્યાદિકના મૂલમાં જલના વા ભૂમિના રસનો પ્રવેશ થાય છે. તેમાં ખેડુત સ્વતંત્રકારણ નથી, કિંતુ ધાન્યાદિ-કના મૂલમાં તે રસને જવાનો પ્રતિબંધ કરનાર જે ધાન્યાદિકના મૂલની સમીપમાં ઊગેલાં ધરો આદિ ક્ષુદ્રતૃણો છે તેમને ત્યાંથી ઊપાડી

લઇ તે દૂર કરી દે છે, તેમને ઊપાડી લેવાથી તે રસ પોતેજ ધાન્યાદિકના મૂલોમાં પ્રવેશ કરે છે તેમ ધર્મ પણ પ્રકૃતિની પ્રવૃત્તિને પ્રતિબંધ કરનાર અધર્મની નિવૃત્તિમાત્રમાં કારણ છે, પણ પ્રકૃતિની પ્રવૃત્તિમાં કારણ નથી. શુદ્ધિને અને અશુદ્ધિને પરસ્પર વિરોધ હોવાથી ધર્મ પોતાના વિરોધી અધર્મને નિવૃત્ત કરી દે છે, પછી પ્રતિબંધકની નિવૃત્તિ થવાથી પ્રકૃતિ પોતેજ પોતાના અવયવોપર અનુગ્રહ કરે છે. તે અનુગ્રહનો હેતુ ધર્મ નથી, ધર્મ તો માત્ર તેમાં નિમિત્ત છે.

જેવી રીતે ધર્મ પ્રકૃતિના અનુપ્રવેશમાં નિમિત્ત છે તેવી રીતે અધર્મ પણ પ્રકૃતિના અનુપ્રવેશમાં નિમિત્ત છે. તેમાં એટલો વિશેષ છે કે જ્યાં નિકૃષ્ટ યોનિમાંથી ઉત્તમ યોનિરૂપ શુદ્ધપરિણામની પ્રાપ્તિ થાય છે ત્યાં ધર્મ અધર્મની નિવૃત્તિદ્વારા નિમિત્ત છે, અને જ્યાં ઉત્તમ યોનિથી નિકૃષ્ટ યોનિરૂપ અશુદ્ધ પરિણામની પ્રાપ્તિ થાય છે ત્યાં અધર્મ ધર્મની નિવૃત્તિદ્વારા નિમિત્ત છે, અર્થાત્ સત્ત્વગુણબહુલ શરીરઇંદ્રિયોના પરિણામમાં ધર્મ નિમિત્ત છે, અને તમોગુણબહુલ શરીરઇંદ્રિયોના પરિણામમાં અધર્મ નિમિત્ત છે. ધર્મદ્વારા અધર્મની નિવૃત્તિથી શુદ્ધ પરિણામમાં નંદીશ્વરનું ઉદાહરણ છે, અને અધર્મદ્વારા ધર્મની નિવૃત્તિથી અશુદ્ધ પરિણામમાં નહુષનું ઉદાહરણ છે. ૩

એવી રીતે ઉપાદાનકારણોના અવયવોના અનુપ્રવેશમાં ધર્માધર્મનું નિમિત્તપણું દર્શાવી હવે જ્યારે યોગી અનેક શરીરોદ્વારા કોઇ વ્યવહાર કરવાની ઇચ્છાવાળો થઇને સ્વશરીરના જેવાં અનેક શરીરોને રચે છે ત્યારે તે સર્વ નિર્માણ કરેલાં શરીરો એક મનવાળાં હોય છે ? વા અનેક મનવાળાં હોય છે ? અર્થાત્ અનેક શરીરોને નિર્માણ કરનારો જે યોગી છે તેના શરીરમાં વર્તનારા ચિત્તથીજ અન્ય સર્વ શરીરોમાં સંકલ્પાદિ વ્યવહાર થાય છે? વા સર્વ શરીર ભિન્ન ભિન્ન ચિત્તવાળાં થાય છે ?

એમ વિકલ્પ થાય છે. તેમાંના છેલ્લા વિકલ્પને ભગવાન્ સૂત્રકાર યોગના સિદ્ધાંતરૂપે સ્વીકારે છેઃ—

## निर्माणचित्तान्यस्मितामात्रात् ॥ ४ ॥

**पदबोधिनी टीका:**—योगप्रभावात् निर्मीयन्ते इति निर्माणानि । तानि चित्तानि योगिनां अस्मितामात्रात् प्रादुर्भवन्तीति वाक्यशेषः । अयं भावः—योगी यदा युगपद्भोगार्थं कायव्यूहान् बहून् कायान् निर्मिमीते तदा तस्य सङ्कल्पाधीनप्रकृत्यापूरात् कायवत् अस्मितामात्रात् अङ्गाराख्यप्रकृतेर्वह्निकणवत् बहूनि चित्तानि प्रसरन्ति ॥ ४ ॥

**સૂત્રાર્થઃ**—અહંકાર[રૂપ ઉપાદાનકારણ]માત્રથી નિર્માણ-ચિત્તોને [ યોગી રચે છે. ] ૪

**વિવેચનઃ**—યોગીએ પોતાના સંકલ્પમાત્રથી જે ચિત્તો (મનો) ઉત્પન્ન કર્યાં હોય તે નિર્માણચિત્તો કહેવાય છે. એ નિર્માણચિત્તોને યોગી પોતાના શુદ્ધસંકલ્પવડે મનનું ઉપાદાનકારણ જે અહંકાર છે તેમાંથી રચે છે. **अस्मितामात्रात्** એમાં જે **मात्र**શબ્દ છે તે અહંકારથી મનની વ્યાવૃત્તિ કરવામાટે છે.

શરીરના ને ઇંદ્રિયોના ઉપાદાનકારણરૂપ પાંચ ભૂતોમાંથી ને અહંકાર-માંથી યોગીના સંકલ્પવડે તેનાં અન્યશરીરો ને ઇંદ્રિયો ઉપજે છે, અને નિર્માણ કરેલાં તે શરીરોમાંના પ્રત્યેક શરીરમાં મન પણ તે યોગી પોતાના સંકલ્પવડે અહંકારરૂપ ઉપાદાનકારણમાંથી રચે છે. સૂત્રમાં **चित्त**-શબ્દ છે તે મનના અર્થમાં છે, પણ મહત્તત્ત્વના અર્થમાં નથી, કેમકે

મહત્તત્ત્વનું ઉપાદાનકારણુ અહંકાર નથી. નવાં મનો યોગીના પ્રથમના ( નિર્માતા ) મનમાંથી ઉત્પન્ન થતાં નથી, પણુ તેમના ઉપાદાનકારણુ અહંકારમાંથી ઉત્પન્ન થાય છે. જેમ ઘરમાં રહેલા એક દીવાથી ઘરમાં સર્વત્ર અજવાળાનો વિસ્તાર થાય છે તેમ યોગીના પ્રથમના મનની વૃત્તિઓના વિસ્તારથી નિર્માણુ કરેલાં સર્વ શરીરોની ક્રિયા થઇ શકશે એમ શંકા કરવી નહિ, કારણુકે એક મન માનવાથી તે મનવડે પરસ્પર વિરોધી એવી ક્રિયા એકકાલે સંભવી શકતી નથી. એકજ કાલે એક મનથી ઉગ્ર તપશ્ચર્યા, સમાધિ અને વિવિધવિષયોપભોગ કેમ સંભવી શકે? નજ સંભવી શકે. પ્રારબ્ધનો એકકાલે ભોગ કરી લેવા નિર્માણુ કરેલાં નાનાવિધ શરીરોમાંથી કોઈ શરીરની અજ્ઞાનવાળી પ્રવૃત્તિ ને કોઇ શરીરની જ્ઞાનવાળી પ્રવૃત્તિ થવાની હોય તો એકજ મન એવી પરસ્પર વિરોધી ક્રિયા તે બે શરીરોમાં કેમ કરી શકે ? નજ કરી શકે, તેથી નિર્માણુ કરેલા પ્રત્યેક શરીરમાં નિર્માણુ કરેલું પૃથક્ પૃથક્ મન છે એમ સ્વીકારવું એજ યોગ્ય છે. જે યુક્તિથી મનની પ્રત્યેક તેવા શરીરમાં પૃથક્તા માનવાની આવશ્યકતા છે તેજ યુક્તિથી તેવા પ્રત્યેક શરીરમાં અહંકારની અને બુદ્ધિની પણુ પૃથક્તા માનવાની આવશ્યકતા છે. યોગી સ્વતંત્ર હોવાથી પ્રસંગવશાત્ એકજ મનથી ભિન્ન ભિન્ન શરીરોમાં એકજ કાલે અવિરોધી વ્યાપાર કરી શકે છે તેથી પૂર્વોક્ત પ્રતિપાદનવડે આવી રીતના યોગીના સામર્થ્યનું નિરાકરણુ થાય છે એમ ન જાણુવું.

નિર્માણુ કરેલાં શરીરોમાંનાં કેટલાંક શરીરોથી ભોગ ને કેટલાંક શરીરોથી ઉગ્ર તપ યોગીઓ કરે છે એ અર્થ સ્મૃતિમાં પણુ કહ્યો છેઃ—

“ योगीश्वरः शरीराणि करोति विकरोति च ।

प्राप्नुयाद्विषयान् कैश्चित्कैश्चिदुग्रं तपश्चरेत् ॥
संहरेच्च पुनस्तानि सूर्यो रश्मिगणानिव ॥ "

**ભાવાર્થઃ**—યોગીશ્વર શરીરોને નિર્માણ કરે છે, અને પાછાં અદૃશ્ય કરે છે. નિર્માણ કરેલાં કેટલાંક શરીરોવડે તે વિષયોને ભોગવે છે, અને કેટલાંક શરીરોવડે ઉગ્ર તપ આચરે છે. પુનઃ સૂર્ય જેમ અસ્તકાલે કિરણસમૂહને આકર્ષી લે છે તેમ તે શરીરોને તે યોગી પાછાં નિવૃત્ત કરી દે છે.

જોકે ભગવાન્ સૂત્રકારે પ્રકટરીતે અનેક ચિત્તો કહ્યાં નથી તોપણ **निर्माणचित्तानि** એ બહુવચનથી અનેક ચિત્તો કહેવાને ઇચ્છિત છે એમ સિદ્ધ થાય છે. ૪

જો અનેક ચિત્ત માનવામાં આવશે તો તે ભિન્ન ભિન્ન ચિત્તનો અભિપ્રાય ભિન્ન ભિન્ન હોવાથી એક અભિપ્રાયપ્રમાણે વ્યવહાર નહિ થઇ શકે, અર્થાત્ ભિન્ન ભિન્ન ચિત્તોના ભિન્ન ભિન્ન અભિપ્રાય હોવાથી યોગીથી યથેષ્ટ વ્યવહાર થઈ શકશે નહિ, તેથી અનેક શરીરોમાં એકજ ચિત્ત માનવું ઉચિત છે, એ આક્ષેપનું નિરાકરણ ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રથી કરે છેઃ—

## प्रवृत्तिभेदे प्रयोजकं चित्तमेकमनेकेषाम् ॥ ५ ॥

**पदबोधिनी टीकाः**—अनेकेषां तेषां निर्मितानां चित्तानां प्रवृत्तिभेदे अभिप्रायनानात्वे एकं एव योगिनश्चित्तं प्रयोजकं प्रेरकं भवतीति शेषः । स यथा स्वीये शरीरे मनश्चक्षुःप्राणादीनि यथेष्टं प्रेरयति तथा कायान्तरेष्वपीति तात्पर्यमुन्नेयम् ॥ ५ ॥

**સૂત્રાર્થઃ**—અનેક[ ચિત્તો ]ની પ્રવૃત્તિના ભેદમાં એક ચિત્ત પ્રેરક [ છે. ] ૫

**વિવેચનઃ**— પ્રારબ્ધકર્મનો સ્વલ્પકાલમાં ભોગ કરી લેવા યોગી જે કાયવ્યૂહ રચે છે તેમાં નિર્માણ કરેલાં અનેક ચિત્તોની ભિન્ન ભિન્ન પ્રવૃત્તિ ન થતાં તે સર્વની એક ચિત્તના અભિપ્રાયપ્રમાણે પ્રવૃત્તિ થાય એવા વિચારથી તે યોગી સંકલ્પવડે એકચિત્તને અન્ય સર્વ ચિત્તોનું નિયામક બનાવે છે, અર્થાત્ યોગીના શરીરમાં પ્રથમ વર્તમાન જે ચિત્ત છે તે પૂર્વસિદ્ધ ચિત્તને તે યોગી અન્ય સર્વ ચિત્તોનું પ્રેરક કરે છે, પછી તે પ્રેરક ચિત્તના અભિપ્રાયાનુસારજ નિર્માણ કરેલાં અન્ય સર્વ ચિત્તોની પ્રવૃત્તિ થાય છે, સ્વતંત્ર પ્રવૃત્તિ થતી નથી, તેથી અનેક ચિત્ત માનવામાં દોષ નથી. શ્રીઈશ્વરના અંશાવતારો પણ યોગીના કાયવ્યૂહજેવા જાણવા. અહિં નીચે પ્રમાણે પુરાણવાક્યો છેઃ—

" एकस्तु प्रभुशक्त्या वै बहुधा भवतीश्वरः ।
भूत्वा यस्मात्तु बहुधा भवत्येकः पुनस्ततः ॥
तस्माच्च मनसो भेदा जायन्ते चैत्त एव हि ।
एकधा स द्विधा चैव त्रिधा च बहुधा पुनः ॥"

**ભાવાર્થઃ**—એકજ ઇશ્વર પોતાની પ્રભુશક્તિવડે બહુ પ્રકારે થાય છે. તે શક્તિવડે બહુ પ્રકારે થઇને પુનઃ તેજ શક્તિથી એક થાય છે. તેમાંથી-તે શક્તિના કાર્ય અહંકારમાંથી—મનના ભેદો ઉત્પન્ન થાય છે, ને મુખ્ય મન અન્ય મનોસાથે સંબંધ રાખનારું હોય છે. તે એક પ્રકારે, બે પ્રકારે, ત્રણ પ્રકારે ને પુનઃ બહુપ્રકારે થાય છે.

મનુષ્ય જેમ પોતાના મનવડે સ્વશરીરમાંની નેત્રાદિ ઇંદ્રિયોને

પોતાની ઇચ્છાપ્રમાણે પ્રેરણા કરે છે તેમ યોગી અન્યશરીરોમાં રહેલાં મનોને પોતાના મનથી પ્રેરણા કરે છે એમ જાણવું. ૫

એવી રીતે પ્રાસંગિક વિચારને સમાપ્ત કરીને હવે પૂર્વોક્ત પાંચ પ્રકારનાં સિદ્ધ ચિત્તોમાંથી કૈવલ્યની યોગ્યતાવાળું જે સિદ્ધ ચિત્ત છે તેનો નિશ્ચય કરે છેઃ—

## तत्र ध्यानजमनाशयम् ॥ ६ ॥

**पदबोधिनी टीकाः—तत्र तेषु तेषु चित्तेषु मध्ये समाधिजं चित्तं अनाशयं कर्मवासनाशून्यं मोक्षाय योग्यमित्यर्थः । जन्मादिपञ्चप्रभवत्वात्सिद्धीनां चित्तमपि तत्प्रभवं पञ्चविधमिति विभाव्यम् ॥ ६ ॥**

**સૂત્રાર્થઃ**—તેમાં ધ્યાનજન્ય [ સિદ્ધ ચિત્ત ] વાસના-રહિત [ છે. ] ૬

**વિવેચનઃ**—પાંચ પ્રકારની સિદ્ધિઓના ભેદથી પાંચ પ્રકારના સિદ્ધો છે, અને પાંચ પ્રકારના સિદ્ધોના ભેદથી પાંચ પ્રકારનાં સિદ્ધ ચિત્તો છે. જન્મસિદ્ધ, મંત્રસિદ્ધ, ઔષધસિદ્ધ, તપઃસિદ્ધ ને સમાધિ-સિદ્ધ એ પાંચ પ્રકારનાં સિદ્ધ ચિત્તોમાંથી સમાધિવડે સિદ્ધ થયેલું જે ચિત્ત છે તે ચિત્તજ કર્મની અને ક્લેશોની વાસનાથી રહિત છે. સમાધિ-જન્ય સિદ્ધિવાળા યોગીનું જે ચિત્ત છે તેજ કૈવલ્યની યોગ્યતાવાળું છે, અન્ય ચાર પ્રકારનાં સિદ્ધ ચિત્તો તેવી યોગ્યતાવાળાં નથી, કેમકે અન્ય સિદ્ધ ચિત્ત રાગાદિના કારણરૂપ વાસનાથી વાસિત હોવાથી પુણ્યપાપના સંબંધવાળાં છે, અને યોગીનું ચિત્ત ક્ષીણક્લેશ હોવાથી

વાસનાથી વિમુક્ત છે તેથી તે પુણ્યપાપના સંબંધવાળું નથી. જોકે યોગી પણ ધ્યાનસમાધિ આદિ કર્મોનું અનુષ્ઠાન કરે છે તોપણ તે કર્મ પુણ્યજનક નથી, કેમકે રાગાદિપૂર્વક કરેલું કર્માનુષ્ઠાન પુણ્યનું વા પાપનું જનક થાય છે, એકલું કર્માનુષ્ઠાન પુણ્યનું વા પાપનું જનક થતું નથી, એ સર્વે આ ગ્રંથના દ્વિતીયપાદના તેરમા સૂત્રના વિવેચનમાં નિરૂપણ થઇ ગયું છે. જન્મસિદ્ધ, મંત્રસિદ્ધ ઔષધિસિદ્ધ ને તપઃસિદ્ધ એ ચાર પ્રકારના સિદ્ધો પણ જો સમાધિને સંપાદન કરી જ્ઞાન મેળવે તો તેમનાં ચિત્તો પણ પરંપરાવડે કૈવલ્યની યોગ્યતાવાળાં ગણાઇ શકે છે, માત્ર સિદ્ધિઓમાંજ અનુરાગ રાખે તો તેમનાં ચિત્તોમાં તેવી યોગ્યતા આવતી નથી ૬

એ પ્રમાણે સમાધિસિદ્ધ ચિત્તનું કર્મક્લેશની વાસનાથી રહિતપણું દર્શાવી હવે તે સમાધિસિદ્ધ ચિત્તવાળા યોગીને પુણ્યપાપનો સંબંધ નથી, અને બીજાઓને પુણ્યપાપનો સંબંધ છે તેમાં જે હેતુ છે તે કહે છેઃ—

**कर्माशुक्लाकृष्णं योगिनस्त्रिविधमितरेषा-
म् ॥ ७ ॥**

**पदबोधिनी टीकाः**—योगिनः कर्म अशुक्लाकृष्णं शुक्लकृष्णादिविलक्षणम् । इतरेषां अयोगिनां तु कर्म त्रिविधं शुक्लं कृष्णं शुक्लकृष्णं चेत्यर्थः । वाङ्मनःसाध्यं सुखैकफलकं शुक्लम् । तच्च तपःस्वाध्यायशीलानां भवति । दुःखोत्तरफलकं कृष्णम् । तच्च दुरात्मनां भवति । सुखदुःखमिश्रफलकं कर्म शुक्ल-

कृष्णम् । तच्च यागरतानां भवति । योगिनां तु संन्यासिनां बाह्यसाधनसाध्यकर्मत्याभावाच्च शुक्लकृष्णं क्षीणक्लेशत्वाच्च कृष्णं फलमनभिधाय कृतत्वादीश्वरार्पितत्वाच्च न शुक्लमिति द्रष्टव्यम् ॥ ७ ॥

**સૂત્રાર્થ:**—યોગીનાં કર્મ અશુકલઅકૃષ્ણ [ છે, અને ] બીજાઓનાં ત્રણ પ્રકારનાં [ છે. ] ૭

**વિવેચન:**—કૃષ્ણ, શુકલકૃષ્ણ, શુકલ ને અશુકલઅકૃષ્ણ એવા ભેદોથી કર્મ ચાર પ્રકારનાં છે. તમોગુણરૂપ મૂલવાળાં, પાપની ઉત્પત્તિ કરનારાં, તથા દુઃખરૂપ ફલ દેનારાં, જે બ્રહ્મહત્યા, ચોરી ને વ્યભિચારાદિરૂપ દુરાત્માઓનાં કર્મ છે તે કૃષ્ણ કહેવાય છે; રજોગુણરૂપ મૂલવાળાં, પુણ્યને અને પાપને ઉપજાવનારાં, તથા દુઃખમિશ્રિત સુખરૂપ ફલ દેનારાં, બાહ્યસાધનોવડે (વ્રીહિ, યવ, ઘૃત, પશુ ને સ્ત્રી આદિ યજ્ઞનાં સાધનોવડે) સાધ્ય, સોમયાગાદિમાં નિરત યાજ્ઞિકોનાં જે યજ્ઞાદિકર્મ છે તે શુકલકૃષ્ણ કહેવાય છે, કેમકે તે યજ્ઞાદિકર્મ પશુવધાદિરૂપ પરપીડાદ્વારા પાપનાં તથા બ્રાહ્મણોપ્રતિ દક્ષિણાદાનાદિરૂપ પરાનુગ્રહદ્વારા પુણ્યનાં જનક છે; સત્ત્વગુણરૂપ મૂલવાળાં, માત્ર પુણ્યની ઉત્પત્તિ કરનારાં, સુખરૂપ ફલ આપનારાં, મનવાણીવડે સાધ્ય જે ઇંદ્રિયોના નિગ્રહરૂપ તપ, વેદાદિના અધ્યયનરૂપ સ્વાધ્યાય ને ધ્યાનાદિ કર્મ છે તે શુકલ કહેવાય છે, કેમકે અન્યને પીડા કરનાર નહિ હોવાથી તપ આદિ કેવલ પુણ્યમાત્રને ઉપજાવનાર છે; અને ગુણરૂપ મૂલવિનાનાં, પુણ્યપાપને નહિ ઉપજાવનાર, તથા સુખદુઃખરૂપ ફલથી રહિત, જે સંપ્રજ્ઞાતસમાધિ આદિ કર્મ છે તે અશુકલઅકૃષ્ણ કહેવાય છે. ક્ષીણક્લેશવાળા તથા ચરમદેહવાળા જે યોગી છે તેમનાં કર્મ અશુકલ-

અકૃષ્ણ છે. જોકે યોગીઓ પણ યમનિયમાદિ શુભકર્મોનું અનુષ્ઠાન કરે છે તોપણ ફલકામનાના અભાવથી તે કર્મ શુક્લ નથી, અને નિષિદ્ધકર્મોથી ભિન્ન હોવાથી તે કૃષ્ણ પણ નથી, કિંતુ તે અશુક્લ-અકૃષ્ણ છે. એવી રીતે પુણ્યપાપના સંબંધવાળું ન હોવાથી યોગીનું ચિત્ત કૈવલ્યની યોગ્યતાવાળું છે, અન્યજનોનાં ચિત્ત કૈવલ્યની યોગ્યતા-વાળાં નથી, કેમકે અન્યજનોનાં ત્રણ પ્રકારનાં પૂર્વોક્ત ચિત્તો યથાનુ-ક્રમે પાપ, પુણ્યપાપ ને પુણ્ય એ ત્રણેથી સંબંધવાળાં છે. હું કર્તા છું એવા અભિમાનનો ભાવ ત્યજીને તથા ફલેચ્છાનો ત્યાગ કરીને જે કર્મ કરાય છે તેના પુણ્યપાપના સંસ્કાર ચિત્તમાં પડતા નથી તેથી તેવો યોગી પોતાના પ્રાપ્તકર્તવ્યરૂપે કોઇ ક્રિયા કરે તોપણ તે અકર્તાજ છે, એ અર્થ શ્રીભગવદ્‌ગીતામાં પણ કહ્યો છેઃ—

**“ त्यक्त्वा कर्मफलासङ्गं नित्यतृप्तो निराश्रयः ।**
**कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किञ्चित्करोति सः ॥**
**यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।**
**हत्वाऽपि स इमान् लोकान् न हन्ति न निबध्यते ॥”**

**ભાવાર્થઃ**—જે પુરુષ કર્મફલની આસક્તિનો ત્યાગ કરીને નિત્ય-તૃપ્ત તથા ફલના આશ્રયથી રહિત છે તે કર્મમાં સારી રીતે પ્રવૃત્ત થયા છતાં પણ કાંઇજ કરતો નથી. જેને હું કર્તા છું એવો ભાવ નથી, અને જેની બુદ્ધિ લેપાતી નથી તે પોતાના પ્રાપ્ત કર્તવ્યને અનુસરી આ લોકોને હણીને પણ હણતો નથી, ને બંધનને પામતો નથી. ૭

એવી રીતે યોગીના ચિત્તનું વાસનારહિતપણું દર્શાવીને હવે અન્યજનોનાં ચિત્તોનું વાસનાસહિતપણું દેખાડે છેઃ—

**ततस्तद्विपाकानुगुणानामेवाभिव्यक्ति-र्वासनानाम् ॥ ८ ॥**

पदबोधिनी टीकाः—ततः तस्मात् त्रिविधात् कर्मणः तस्य विपाकस्य जात्यायुर्भोगरूपस्य एव अनुगुणानां अनुरूपानां वासनानां अभिव्यक्तिर्न विरुद्धानाम् । इत्थमत्रावधेयम् :—द्विविधाः खलु कर्मवासनाः स्मृतिमात्रफलाः जात्यायुर्भोगफलाश्च भवन्तीति शेषः । तत्र ये मरणकाले संभूय एकं जन्मारभन्ते जात्यायुर्भोगफलास्ते एकानेकजन्मभवाः । ये तु स्मृतिफलाः तास्तु ततः येन कर्मणा यादृक्शरीरमारब्धं तदनुरूपा एव वासनास्तासामेव तस्माद्भवत्यभिव्यक्तिः । देवत्वप्राप्तौ चित्ते प्रसुप्ता एव नरकभोगवासना भवन्ति तासामभिव्यक्तौ दिव्यभोगायोगादिति भावः ॥ ८ ॥

સૂત્રાર્થઃ—તેથી (પૂર્વોક્ત ત્રણ પ્રકારનાં કર્મોથી) તેના ( તે કર્મોના ) ફલને અનુરૂપ વાસનાઓનોજ પ્રાદુર્ભાવ [ થાય છે. ] ૮

વિવેચન:—યોગીથી ભિન્ન જે ત્રણ પ્રકારના મનુષ્યો છે તેમનાં ત્રણ પ્રકારનાં કર્મોથી તે કર્મોના જાતિ, આયુષ્ ને ભોગરૂપ ફલને અનુકૂલ વાસનાઓનોજ પ્રાદુર્ભાવ થાય છે, પ્રતિકૂલ વાસનાઓનો પ્રાદુર્ભાવ થતો નથી. યોગીનું ચિત્ત કૃષ્ણ, શુક્લકૃષ્ણ ને શુક્લ એ ત્રણ

પ્રકારનાં કર્મોથી રહિત છે તેથી તેમને પુનર્જન્મની પ્રાપ્તિ થતી નથી, તેમજ પુનર્જન્મના અભાવથી તેમને ભોગની વાસના સ્ફુરવાનો પણ સંભવ નથી.

જે પુણ્ય વા પાપનું સ્વર્ગમાં થનારા વા નરકમાં થનારા જન્માદિરૂપ જે ફલ થાય છે તે ફલને અનુકૂલજ વાસના તે કર્મથી પ્રકટ થાય છે, પ્રતિકૂલ વાસના પ્રકટ થતી નથી. એમ કદીપણ સંભવી શકતું નથી કે દેવયોનિની પ્રાપ્તિ કરાવનારું કર્મ ફલ દેવાને તત્પર થયું છતું નરક તિર્યક્ વા મનુષ્યના ભોગની ભાવનાનું નિમિત્ત થાય, કિંતુ દેવયોનિમાં થનારા જે ભોગ છે તે ભોગમાં ઉપયોગી જે વાસના છે તેનુંજ તે કર્મ વ્યંજક થાય છે. એમ ન માનવામાં આવે તો જેને મનુષ્યજન્મના અંતપછી ગાયના જન્મની પ્રાપ્તિ થઇ હોય તેની તૃણભક્ષણમાં પ્રવૃત્તિ નહિ થવી જોઇએ. તેથી એમ અવશ્ય માનવું જોઇએ કે ગાયના જન્મની પ્રાપ્તિ કરાવનારું જે ફલ દેવાને તત્પર થયેલું કર્મ છે તે ગાયના જન્મપછી તે જાતિના ભોગમાં ઉપયોગી વાસનાનું નિમિત્ત છે. કર્મોનાં બે ફલ છે, એક તો દેવાદિયોનિની પ્રાપ્તિ કરાવી દેવી, અને બીજું તે જાતિના ભોગોને અનુકૂલ વાસના ઉત્પન્ન કરવી. નરકને પ્રાપ્ત કરાવનારાં જે કર્મ છે તે નારકીય ભોગાનુકૂલ વાસનાનું નિમિત્ત છે. એવી રીતે જે જીવને ફલ દેવાને સંમુખ થયેલાં જે કર્મથી મનુષ્યયોનિની પછી ગાય વા અશ્વની યોનિની પ્રાપ્તિ થાય તે જીવના ચિત્તમાં તે કર્મથી ગાય વા અશ્વની યોનિના ભોગને ઉપયોગી હોય એવી વાસના પ્રકટ થાય છે, અન્યયોનિના ભોગમાં ઉપયોગી હોય એવી વાસના ઉત્પન્ન થતી નથી, તેથી મનુષ્યયોનિપછી તે જે જાતિમાં ઉત્પન્ન થાય છે તે જાતિના ઉચિત ભોગમાં તે ઉત્પન્ન થતાંજ પ્રવૃત્ત થઇ જાય છે. ૮

અહિં કોઇ એમ આક્ષેપ કરે કે "ઘણા જન્મના વ્યવધાનવાળા ગાય તથા અશ્વના જન્મ જે પૂર્વે થઇ ગયા છે તેની વાસના અભિવ્યક્ત થાય છે, અને અવ્યવહિત જે મનુષ્યજન્મ છે તેની વાસના પ્રકટ થતી નથી એમ કહેવું સમીચીન નથી, કિંતુ અવ્યવહિત જે મનુષ્યજન્મ છે તેની વાસના પ્રકટ થાય છે એમ માનવું સમીચીન છે, કેમકે દશ વર્ષની પહેલાં અનુભવ કરેલા પદાર્થોનું સ્મરણ પ્રાયશઃ નથી થતું, અને પૂર્વ દિવસમાં અનુભવ કરેલા પદાર્થનું સ્મરણ થાય છે," તો તે આક્ષેપનું ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રથી નિવારણ કરે છેઃ—

## जातिदेशकालव्यवहितानामप्यानन्तर्यं स्मृतिसंस्कारयोरेकरूपत्वात् ॥ ९ ॥

पदबोधिनी टीकाः—इह अनादौ संसारे येन कर्मणा यज्जन्मनि भोगैर्वासनाः सञ्चिताः तासां जन्मकोटया देशेन कल्पशतेन च कालेन व्यवहितानामपि तज्जातीयेन कर्मणा तज्जन्मनि पुनः प्राप्ते सति तेनैव कर्मणा जन्मना वा अभिव्यक्तानामानन्तर्यं अव्यवहितत्वं स्मृतिद्वारा भोगहेतुत्वमिति यावत् भवतीति शेषः। अत्र हेतुमाहः—स्मृतिसंस्कारयोरेकरूपत्वादिति। एतन्मते अनुभव एव संस्कारः स एव स्मृतिरूपेण परिणमते सुतरां यः संस्कारः सा स्मृतिरिति दिक् ॥९

સૂત્રાર્થઃ—જાતિ, દેશ ને કાલવડે વ્યવધાનવાળી-

**[ વાસનાઓ ]નું પણ અવ્યવધાન [ જાણવું, ] સ્મૃતિ અને સંસ્કારના એકરૂપપણાથી. ૯**

**વિવેચનઃ**—અનુભવથી ઉપજેલા સ્મૃતિના હેતુરૂપ જે સંસ્કારો છે તે વાસના કહેવાય છે. ગાય અથવા અશ્વના જન્મને પ્રાપ્ત કરનારાં જે કર્મો છે તે જ્યારે પોતાનાં ફલો દેવાને ઉન્મુખ થાય છે ત્યારે પૂર્વના ગાય અથવા અશ્વના જન્મના સંસ્કારોને લઇનેજ ઉન્મુખ થાય છે, તેથી તે કર્માશય ગમે તો શતજન્મના વ્યવધાનવાળો, વા શતકલ્પના વ્યવધાનવાળો હોય તોપણ પૂર્વે અનુભવ કરેલો વ્યવધાનવાળો જે ગાય અથવા અશ્વનો જન્મ છે તેના સંસ્કારોને લઇનેજ ઉદય થાય છે, અન્ય અવ્યવહિત સંસ્કારોને લઇને ઉદય થતો નથી, કેમકે ગાય વા અશ્વના જન્મનું પ્રાપક જે કર્મ છે તે તે સંસ્કારોનું નિમિત્ત છે, તેથી જોકે તે વાસના વ્યવહિત છે તોપણ સમાનકર્મજન્ય હોવાથી ફલદષ્ટિથી તેમનું અવ્યવધાન જાણવું. પ્રાણીને જેવો અનુભવ થય છે તેવો તેના ચિત્તમાં સંસ્કાર પડે છે, અને તે સંસ્કારથી તેના જેવુંજ તેને સ્મરણ થાય છે. એવી રીતે સ્મૃતિ અને સંસ્કારોનું એકરૂપ હોવાથી અર્થાત્ તે બંને સમાનવિષયક હોવાથી જાતિ આદિવડે વ્યવહિત તે પૂર્વના સંસ્કારોનો—વાસનાઓનો—જ પ્રાદુર્ભાવ થાય છે, અન્ય અવ્યવહિત સંસ્કારોનો પ્રાદુર્ભાવ થતો નથી. જો મનુષ્યજન્મની વાસનાનોજ પ્રાદુર્ભાવ માનવામાં આવે તો ગાયના ભોગનું સ્મરણ નહિ થાય, કેમકે તે બંનેનું ભિન્ન રૂપ છે, તેથી પૂર્વોક્તજ સમીચીન છે, અર્થાત્ ગાયની જે સ્વજાતિને ઉચિત તૃણભક્ષણાદિમાં પ્રવૃત્તિ થાય છે તે ગાયની જાતિના ભોગોના સ્મરણથી થાય છે. જો ગાયની જાતિના ભોગનું સ્મરણ નહિ થાય તો ગાયની સ્વજાતીય ભોગોમાં પ્રવૃત્તિ નહિ થઇ શકે, અને પ્રવૃત્તિ તો થાય છે, તેથી ગાયના સંસ્કારોનોજ પ્રાદુ-

ર્ભાવ થવો યુક્ત છે, અન્યના સંસ્કારોનો પ્રાદુર્ભાવ થવો યુક્ત નથી. જોકે મનુષ્યની વાસના અવ્યવહિત છે તોપણુ તેના વ્યંજક—ઉદ્બોધક-કર્મનો અભાવ હોવાથી તે પ્રકટ થઇ શકતી નથી, અને ગાય આદિની વાસનાનાં તો ગાય આદિના જન્મનાં પ્રાપક જે કર્મ છે તે વ્યંજક છે તેથી વ્યંજકના સદ્ભાવથી ગાય આદિની વાસનાનીજ અભિવ્યક્તિ થાય છે, અવ્યવહિત મનુષ્યવાસનાની અભિવ્યક્તિ થતી નથી. એવી રીતે વ્યવહિત કર્મવાસનાઓનો પણ નિમિત્તનૈમિત્તિકભાવ હોવાથી તેમનું અવ્યવધાન છે. ગાયના જન્મનાં પ્રાપક જે કર્મ છે તે નિમિત્ત છે, અને ગાયના જન્મને ઉચિત એવા ભોગની વાસનાનો પ્રાદુર્ભાવ તે નૈમિત્તિક છે. ૯

અહિં કોઇ એવી આશંકા કરે કે "જે જીવને પ્રથમ કોઇ સમય-માં ગાયના જન્મની પ્રાપ્તિ થઇ હોય, અને પશ્ચાત્ ઘણા જન્મની પછી ગાયના જન્મની પ્રાપ્તિ થાય ત્યાં તો એમ કહી શકાય કે પૂર્વના ગાયના જન્મના સંસ્કારોનો આ વર્તમાનજન્મમાં પ્રાદુર્ભાવ થાય છે, પણુ પ્રથમ જે ગાયના જન્મની પ્રાપ્તિ થઇ હશે ત્યાં કેવી રીતે સંસ્કારોનો પ્રાદુર્ભાવ માનવામાં આવશે ? કેમકે તેની પૂર્વે તો ગાયના જન્મના સદ્ભાવમાં પ્રમાણુનો અભાવ છે, " તો તે આશંકાની નિવૃત્તિ કરવામાટે ભગવાન્ સૂત્રકાર સંસારને અનાદિ કહેતા છતા વાસનાનું પણુ અનાદિપણું કહે છેઃ—

## तासामनादित्वं चाशिषो नित्यत्वात् ॥१०॥

**पदबोधिनी टीकाः—न केवलं तासां वासनानां आनन्तर्यं किन्त्वनादित्वमपि । कुतः ? आशिषः सदाऽहं भूयासमेवेति**

प्रार्थनाविशेषस्य मरणत्रासस्य वा नित्यत्वात् सर्वजनेष्वव्यभिचारादित्यर्थः । इदमत्राकूतं :—जातमात्रस्य कम्पाद्यनुमितो मरणत्रासो द्वेष्यदुःखस्मृतिमव्यभिचारात् कल्पयति । सा च वासनाम् । साऽपि मरणजदुःखानुभवम् । सोऽस्मिन् जन्मन्यसंभाव्यमानो जन्मान्तरसद्भावं कल्पयतीत्यनादित्वसिद्धिः ॥ १० ॥

**સૂત્રાર્થઃ**—તેઓનું (વાસનાઓનું) અનાદિપણુંજ [છે,] પ્રાર્થનાનું નિત્યપણું હોવાથી. ૧૦

**વિવેચનઃ**—" મારો અભાવ કદીપણ ન થાઓ, કિંતુ હું સર્વદા વિદ્યમાન રહું " એવી પોતાના સંબંધની પ્રાર્થના સર્વપ્રાણીઓને સર્વદા હોવાથી વાસનાનું અનાદિપણું સિદ્ધ થાય છે. જો પૂર્વપૂર્વજન્મના મરણદુઃખની વાસના ન માનવામાં આવે તો તુરતના જન્મેલા પ્રાણીને " મારો અભાવ કદીપણ ન થાઓ " આવી રીતનું મરણનું ભય અથવા ભયંકર પદાર્થ દેખવાથી જે ત્રાસપૂર્વક કંપ થાય છે તે ન થવાં જોઇએ, અને તેવું ભય તથા કંપ તો થાય છે તેથી વાસનાનું અનાદિપણું તથા પૂર્વપૂર્વજન્મનું હોવું એ અવશ્ય સ્વીકારવાં જોઇએ. અહિં આ તાત્પર્ય છેઃ—તુરતના જન્મેલા પ્રાણીને ભયંકર પદાર્થના દર્શનથી જે શરીરકંપાદિ થાય છે તેવડે અનુમાન કરાતો જે મરણત્રાસ છે તે દ્વેષ્ય એવા પૂર્વે અનુભવ કરેલા દુઃખની સ્મૃતિનું સૂચન કરે છે, તે સ્મૃતિ વાસના( સંસ્કાર )વિના સંભવતી નથી, તેથી સ્મૃતિવડે સંસ્કારનું અનુમાન થાય છે, સંસ્કાર અનુભવવિના પડતા નથી, માટે તે પૂર્વના દુઃખાનુભવને સિદ્ધ કરે છે. એ દુઃખાનુ-

ભય તુરતના જન્મેલા પ્રાણીને વર્તમાનજન્મમાં થવો સંભવતો નથી, તેથી તે પૂર્વજન્મમાં થયો હશે એમ અનુમાન કરાય છે. એવી રીતે કહેલો દુઃખાદિનો અનુભવ પ્રાણીના પૂર્વજન્મને સિદ્ધ કરે છે, અને તેથી વાસનાનું અનાદિપણું સિદ્ધ થાય છે. વાસનાનું તે અનાદિપણું પ્રમાણુસિદ્ધ હોવાથી તેમાં અનવસ્થાદોષ આવતો નથી. " જેમ કમલનો સંકોચ અને વિકાસ સ્વાભાવિક છે તેમ તુરતના જન્મેલા પ્રાણીને ઇષ્ટવસ્તુના દર્શનથી જે હર્ષ અને ભયંકરવસ્તુના દર્શનથી જે શોક થાય છે તે પણ સ્વાભાવિક છે, કિંતુ વાસનારૂપ નિમિત્તથી ઉપજેલો નથી," એમ પૂર્વજન્મના અભાવને માનનાર નાસ્તિકલોક કહે છે, તેમને પૂછવું જોઇએ કે " જો તે સ્વાભાવિક છે તો તે સર્વદા કેમ થતો નથી ?" કેમકે જે સ્વાભાવિક હોય છે તે કોઇ નિમિત્તની અપેક્ષા કરતું નથી. કમલનો વિકાસ અને સંકોચ પણ સૂર્યનાં કિરણોના સંબંધ અને સંબંધાભાવરૂપ નિમિત્તથી ઉપજે છે, તેથી તે સ્વાભાવિક નથી, પણ નૈમિત્તિક છે. જો હર્ષ અને શોક સ્વાભાવિક હોય તો તે ઇષ્ટ તથા ભયંકર વસ્તુના દર્શનવિના પણ થવા જોઇએ, પણ તેમ તો થતા નથી, તેથી વાસનાજન્ય હોવાથી મરણત્રાસ નૈમિત્તિકજ છે, સ્વાભાવિક નથી, અને એમ હોવાથી વાસના અનાદિ છે એમ પણ સિદ્ધ થઇ જાય છે. જોકે અનાદિ અનેક જન્મોની વિલક્ષણ વાસનાઓથી જીવનું ચિત્ત યુક્ત છે તોપણ સર્વ વાસના અભિવ્યક્ત થતી નથી, કિંતુ જે કર્મ ફલ દેવાને ઉન્મુખ થાય છે તે કર્મ જેનું વ્યંજક થાય છે તે વાસના ઉદય પામીને પુરુષના ભોગમાં નિમિત્ત થાય છે, અન્ય સર્વ વાસના નિમિત્ત થતી નથી.

અહિં એવો સંદેહ થાય છે કે તે વાસનાઓનો આશ્રય જે ચિત્ત છે તે મીમાંસકસંમત મહત્પરિમાણવાળું હોવાથી વિભુ છે ? વા નૈયા-

યિકસંમત અણુપરિમાણુવાળું હોવાથી અણુ છે? વા સાંખ્યાદિસંમત મધ્યમપરિમાણુવાળું હોવાથી અણુ અને વિભુથી વિલક્ષણ છે ? એ સંદેહનું સમાધાન આ પ્રમાણે છેઃ—પ્રકૃતિથી ભિન્ન જેટલો કાર્યસમૂહ છે તે સાંખ્યમતમાં પરિચ્છિન્ન છે તેથી ચિત્ત પણ પરિચ્છિન્ન એટલે મધ્યમપરિમાણુજ છે. " **हेतुमदनित्यमव्यापिसक्रियमनेकमाश्रितं लिङ्गम् ॥** " ( કારણવાળું-કાર્યરૂપ, સર્વદા નહિ રહેનાર, સર્વસ્થાનમાં નહિ રહેનાર, ક્રિયાવાળું, પ્રતિશરીરમાં ભિન્ન ભિન્ન હોનારું અને પોતાના અવયવોમાં નિવાસ કરનાર લિંગ—પ્રકૃતિને જણાવનારાં મહત્તત્ત્વાદિ–કાર્ય-છે,) એ સૂત્રથી **શ્રી**કપિલમુનિએ મહત્તત્ત્વાદિ સર્વ કાર્યસમૂહને અવ્યાપક કહેલ છે, જોકે **પ્ર**ભાકરે મનની વ્યાપકતામાં " મન વિભુ છે, નિત્યેંદ્રિય હોવાથી, જે જે નિત્યેંદ્રિય હોય છે તે તે વિભુ હોય છે, શ્રોત્રની પેઠે, " આ અનુમાન કહ્યું છે તોપણ તે અનુમાન અપ્રમાણરૂપ જાણવું, કેમકે " **एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च ॥** " (આ પરમાત્માથી પ્રાણ, મન અને સર્વ ઇંદ્રિયો ઉત્પન્ન થાય છે, ) આ શ્રુતિથી મન અને શ્રોત્ર આ બંનેને જન્ય માનવાથી નિત્યેંદ્રિયપણારૂપ હેતુ અને શ્રોત્રની પેઠે એ દૃષ્ટાંત અસંગત છે, તેથીજ **શ્રી**કપિલમુનિએ " **न व्यापकत्वं मनसः करणत्वादिन्द्रियत्वाद्वा॥** " (મનનું વ્યાપકપણું નથી, કરણપણાથી વા ઇંદ્રિયપણાથી,) તથા " **सक्रियत्वाद्गतिश्रुतेः॥** " ( મનનું વ્યાપકપણું નથી, ક્રિયાવાળાપણાથી ને પરલોકમાં ગમનની શ્રુતિ હોવાથી,) એ બંને સૂત્રોવડે મનના વિભુપણાનું નિરાકરણ કરીને " **न निर्भागत्वं तद्योगाद् घटवत् ॥** " ( ચિત્તનું નિરવયવપણું નથી, એક સમયમાં અનેક ઇંદ્રિયોની સાથે સંયોગ હોવાથી, કિંતુ તેનું ઘટની પેઠે સાવયવપણું છે,) એ સૂત્રથી અણુપરિમાણુનું ખંડન કરી પરિશેષથી મધ્યમપરિમાણુવાળું-

જ મન માન્યું છે. જેમ ઘટ અને રાજમંદિરરૂપ અલ્પ અને મહાન્ આશ્રયના ભેદથી દીવાનો પ્રકાશ સંકોચવાળો અને વિકાસવાળો થાય છે તેમ કીડી અને હાથીરૂપ અલ્પ અને મહાન્ આશ્રયના ભેદથી ચિત્ત પણ સ્વલ્પ અને મહત્પરિમાણવાળું થાય છે, તેથી તે તે શરીરના પરિમાણના સમાન પરિમાણવાળું ચિત્ત છે. ચિત્તને શરીરપરિમાણ માનવાથી તેનું પરલોકમાં ગમન અને ત્યાંથી પુનઃ અહિં આગમન સંભવી શકે છે.

ચિત્ત સંકોચવિકાસવાળું હોવાથી મધ્યમપરિમાણવાળું કહ્યું, પરંતુ તે ચિત્ત પોતાના સંકોચ અને વિકાસમાં તથા શુભાશુભવાસના પ્રકટ કરવામાં સ્વતંત્ર નથી, કિંતુ ધર્માધર્મરૂપ નિમિત્તની અપેક્ષાળું છે તેથી તેના સંકોચવિકાસ ક્યારેક થનારા છે. ધર્માધર્મરૂપ જે નિમિત્ત છે તે પણ બે પ્રકારનું છે, એક તો બાહ્ય ને બીજું આધ્યાત્મિક. તેમાં શરીર, ઇંદ્રિય ને ધનાદિવડે સાધ્ય જે નમસ્કાર, સ્તુતિ, દાન તથા નિષ્ઠુરભાષણ ને હિંસાદિ છે તે બાહ્યધર્માધર્મરૂપ નિમિત્ત છે, અને કેવલ ચિત્તવડે સાધ્ય જે શ્રદ્ધા, મૈત્રી તથા રાગદ્વેષાદિ છે તે આધ્યાત્મિકધર્માધર્મરૂપ નિમિત્ત છે. મૈત્રી આદિ આધ્યાત્મિકધર્મ છે એ અર્થ શ્રીપંચશિખાચાર્યને પણ સંમત છે:—

"ये चैते मैत्र्यादयो ध्यायिनां विहारास्ते बाह्यसाधननिरनुग्रहात्मानः प्रकृष्टं धर्ममभिनिर्वर्तयन्ति ॥"

**ભાવાર્થ:**—યોગીઓના જે આ મૈત્રી આદિ અયત્નસાધ્ય વ્યાપાર છે તે બાહ્યસાધનની અપેક્ષાથી રહિત છતા શુક્લધર્મને ઉત્પન્ન કરે છે.

એ બે પ્રકારના ધર્મોમાંથી બાહ્યધર્મની અપેક્ષાથી માનસધર્મ અતિબલવાન્ છે, કેમકે જ્ઞાનવૈરાગ્યાદિ જે માનસધર્મ છે તેથી અધિક

પ્રબલ કોઇ બાહ્યધર્મ જોવામાં આવતો નથી, તેથી જે અસાધ્યકાર્ય મનાય છે તે પણ માનસધર્મના બલથી સાધ્ય થઈ જાય છે, જેવાં કે ઇંદ્રે સાત દિવસ શિલાની વૃષ્ટિવડે દંડકારણ્યને નિર્જન કરી દીધું, તથા અગસ્ત્યમુનિએ સમુદ્રનું પાન કર્યું. માનસબલવિના કેવલ શારીરિકબલથી તે કાર્ય થઇ શકે એવાં નથી તેથી માનસધર્મનું બલજ સર્વથી પ્રબલ જાણવું.

ભોજવૃત્તિમાં તથા ચંદ્રિકામાં " **तासामनादित्वमाशिषो नित्यत्वात् ॥** " એવો સૂત્રપાઠ છે, તેનો અર્થ પૂર્વના પાઠજેવો છે. ૧૦

એવી રીતે વાસનાના અનાદિપણાનું કથન કર્યું, તથા પ્રસંગથી અન્યવિચારનો પણ ઉપન્યાસ કર્યો. અહિં એવી શંકા થાય છે કે જો વાસના અનાદિ હોય તો તેનો ઉચ્છેદ–નાશ–ન થવો જોઇએ, કેમકે જે અનાદિ હોય છે તે નાશરૂપ ધર્મથી રહિત હોય છે, જેવો કે પુરુષ. એવી રીતે વાસનાના અવિનાશીપણાની શંકા થતાં તે શંકાનું નિરાકરણ ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રથી કરે છેઃ—

## हेतुफलाश्रयालम्बनैः सङ्गृहीतत्वादेषामभावे तदभावः ॥ ११ ॥

**पदबोधिनी टीकाः—वासनानामनन्तरानुभवो हेतुः । तस्याप्यनुभवस्य रागादयस्तेषामविद्येति साक्षात् पारम्पर्येण च हेतुत्वम् । फलं शरीरादि स्मृत्यादयश्च । आश्रयश्चित्तम् । आलम्बनं यदेवानुभवस्य तदेव वासनानाम् शब्दादिकमिति यावत् । एतैः सङ्गृहीतत्वात् सङ्कलितत्वाद्धेतोरेषां हेत्वादीनां**

अभावे ज्ञानयोगाभ्यां दग्धबीजकल्पत्वे विहिते सति तदभाव-
स्तेषां वासनानामभाव उच्छेदः स्यात् । निर्मूलत्वात् वासना
न प्ररोहन्ति न कार्यमारभन्त इति तेषामभावः ॥ ११ ॥

**સૂત્રાર્થઃ**—હેતુ, ફલ, આશ્રય અને આલંબનવડે [ વાસનાઓના ] સંગૃહીતપણાથી તેઓના ( તે ચારેના ) અભાવમાં તેનો ( વાસનાનો ) અભાવ [ થાય છે. ] ૧૧

**વિવેચન:**—વાસના પુરુષના જેવી અનાદિ નથી, કિંતુ કાર્યરૂપ છે. વાસનાઓને જાગ્રત્ કરનાર જે અવિદ્યાદિક છે તેમનો વિવેકખ્યાતિવડે નાશ થવાથી તે વાસનાઓ પોતાની મેળેજ નિવૃત્ત થઈ જાય છે. અનાદિ હોવું એજ નાશના અભાવનું નિમિત્ત નથી, કિંતુ વિનાશના કારણનો અભાવ હોવો એજ નાશના અભાવનું નિમિત્ત છે. તેમાં પુરુષના નાશના કારણનો અભાવ છે તેથી પુરુષનો નાશ થતો નથી, અને વાસનાના નાશનું કારણ તો અવિદ્યાદિનો નાશ વિદ્યમાન છે તેથી વાસના નષ્ટ થઈ જાય છે.

જીવને ધર્મથી સુખ અને અધર્મથી દુઃખ થાય છે. સુખથી સુખ અને સુખનાં સાધનોમાં રાગ, અને દુઃખથી દુઃખ અને દુઃખનાં સાધનોમાં દ્વેષ થાય છે. રાગદ્વેષથી પ્રયત્ન અર્થાત્ મન, વાણી ને શરીરની ચેષ્ટાદ્વારા પરાનુગ્રહ ને પરપીડા થાય છે. અનુગ્રહ અને પીડાથી ધર્મ અને અધર્મ ઉપજે છે, પુનઃ ધર્માધર્મથી સુખદુઃખ થાય છે, સુખદુઃખથી રાગદ્વેષ ઉપજે છે, અને રાગદ્વેષથી પરાનુગ્રહ તથા પરપીડા થાય છે. એવી રીતે અનાદિકાલથી પ્રવૃત્ત જે ધર્મ, અધર્મ, સુખ, દુઃખ,

રાગ ને દ્વેષરૂપ છ આરાવાળું સંસારચક્ર છે તે વાસનાનો હેતુ છે. પ્રતિક્ષણ ફર્યા કરતું જે આ સંસારચક્ર છે તે સ્વતંત્ર નથી, કિંતુ સર્વક્લેશોનું મૂલ જે અવિદ્યા છે તે કુંભારનો દંડ જેમ તેના ચક્રનો પ્રેરક છે તેમ આ સંસારચક્રની પ્રેરક છે. વાસનાનો હેતુ સંસારચક્ર, અને સંસારચક્રનો હેતુ અવિદ્યા હોવાથી સંસારચક્રદ્વારા અવિદ્યાજ વાસનાનો હેતુ છે એમ સિદ્ધ થયું. જે પુરુષાર્થરૂપ ફલની ઇચ્છાથી ધર્માદિક વર્તમાન અવસ્થાવાળા* થાય છે તે વાસનાનું ફલ જાણવું. વિવેકખ્યાતિના અભાવવાળું જે સાધિકાર ચિત્ત છે તે વાસનાનો આશ્રય છે. વિવેકખ્યાતિવાળું જે સમાપ્તાધિકાર ચિત્ત છે તે વાસનાનો આશ્રય નથી, કેમકે જેનો ભોગમોક્ષરૂપ અધિકાર સમાપ્ત થયો છે એવા ચિત્તમાં વાસનાઓની સ્થિતિ થવાનો અસંભવ છે. જે વસ્તુ સંમુખ ઉપસ્થિત થઇ જે વાસનાને જાગ્રત્ કરનારી થાય છે તે તે વાસનાનું આલંબન છે, અર્થાત્ કામિનીનો સ્પર્શ ઇત્યાદિ વાસનાઓનાં આલંબન છે.

એવી રીતે અવિદ્યારૂપ હેતુ, ધર્માધર્મની વર્તમાનાવસ્થા તથા તેવડે થનારાં જાતિ આયુષ્ ને ભોગરૂપ ફલ, સાધિકાર ચિત્તરૂપ આશ્રય, અને કામિની આદિના સ્પર્શાદિરૂપ આલંબન આ ચારવડે વાસના સંગૃહીત છે, અર્થાત્ એ ચારને અધીન વાસના છે. જ્યારે વિવેકખ્યાતિના ઉદયથી એ ચારેનો અભાવ થઇ જાય છે ત્યારે સર્વ વાસનાઓનો પોતાની મેળેજ અભાવ થઈ જાય છે. એવી રીતે વાસનાઓ પ્રવાહરૂપે અનાદિ છતાં પણ કાર્યરૂપ હોવાથી તેમના કારણના અભાવવડે તેમનો અભાવ સંભવી શકે છે. ૧૧

અસત્‌ની ઉત્પત્તિ થતી નથી, અને સત્‌નો વિનાશ થતો નથી

---

* ધર્માધર્મ અનુષ્ઠાનથી નવા ઉત્પન્ન થતા નથી, કિંતુ વર્તમાન અવસ્થાવાળા થાય છે, કેમકે સત્કાર્યવાદમાં અસત્‌ની ઉત્પત્તિનો નિષેધ છે.

આ યોગનો સિદ્ધાંત છે તો સદ્રૂપથી વિદ્યમાન વાસનાઓની નિવૃત્તિ કેમ થઈ શકે ? નજ થઇ શકે, એમ શંકા થાય તો તેનું નિવારણુ ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રથી કરે છેઃ—

## अतीतानागतं स्वरूपतोऽस्त्यध्वभेदा-द्धर्माणाम् ॥ १२ ॥

**पदबोधिनी टीकाः**—यदतीतत्वेन यच्चानागतत्वेन व्यज्यते तत् स्वरूपतः स्वरूपेण धर्मित्वेनैव रूपेण स्वत्वसम्बन्धेन वा अस्ति विद्यत एव। यतोऽसतामुत्पत्तिः सतां च नाशो न सम्भवति यतश्च धर्माणामेवाध्वभेदो विपरिणामता दृश्यते न धर्मिणस्ततस्तदस्त्येवेत्यवधारणीयम् । तस्माच्चापवर्ग-पर्यन्तमेकमेव चित्तं धर्मितयाऽनुवर्तमानं तिष्ठतीति सिध्यति।१२

**સૂત્રાર્થઃ**—ભૂતભવિષ્યત્ [ વસ્તુ ] પોતાના રૂપથી [વિદ્યમાન ] છે, ધર્મોના કાલના ભેદથી [ તેમના વિરોધનો અભાવ છે. ] ૧૨

**વિવેચનઃ**—જે વસ્તુની અભિવ્યક્તિ આગળ થનારી હોય તે અનાગત કહેવાય છે, જેની અભિવ્યક્તિ પૂર્વે થઈ ગઇ છે તે અતીત કહેવાય છે, અને જે વસ્તુ પોતાના વ્યાપારમાં ઉપારૂઢ થઇ અભિવ્યક્ત થઇ રહી છે તે વર્તમાન કહેવાય છે. એ ત્રણેને અનુક્રમે અવ્યપદેશ્ય, શાંત ને ઉદિત પણ કહેવામાં આવે છે. તે ત્રણે પ્રકારની વસ્તુ યોગીના પ્રત્યક્ષજ્ઞાનનો વિષય છે એમ યોગસિદ્ધાંતમાં સ્વીકારેલું છે.

જો ભૂત તથા ભવિષ્યત્ વસ્તુનું અસ્તિત્વ સ્વરૂપથી ન માનવામાં આવે તો યોગીને ત્રણે કાલના પદાર્થોના સંબંધનું યોગજ પ્રત્યક્ષજ્ઞાન થઇ શકશે નહિ, કેમકે વિષયની સત્તાવિના પ્રત્યક્ષજ્ઞાન થઇ શકવાનો અસંભવ છે તેથી અતીત ને અનાગત વસ્તુ પણ સ્વરૂપથી વિદ્યમાન હોય છે એમ માનવું યોગ્ય છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં ભગવાને પણ "**वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन । भविष्याणि च भूतानि**" ( હે અર્જુન ! હું થઇ ગયેલાં, વર્તમાન ને ભવિષ્યમાં થનારાં ભૂતોને જાણું છું.) એ વચનવડે પોતાનું ત્રણે કાલની વસ્તુઓને જાણવાનું સામર્થ્ય બતાવી વસ્તુઓનો ત્રણે કાલમાં યથાયોગ્ય સદ્‌ભાવ રહે છે એમ સૂચવ્યું છે. જો અતીત, અનાગત અને વર્તમાનતારૂપ ત્રણે ધર્મોની એક કાલમાં સમાનસત્તા માનવામાં આવે તોજ વિરોધ થઇ શકે, પણ યોગસિદ્ધાંતમાં તેવો સ્વીકાર નથી, કિંતુ જે કાલમાં ઘટ વિદ્યમાન થઇ વર્તમાનતારૂપ ધર્મવાળો થાય છે તે કાલમાં વર્તમાનતારૂપ ધર્મ તો વર્તમાનકાલવાળો છે, અતીતતારૂપ ધર્મ અનાગતકાલવાળો (ભવિષ્યમાં થનારો) છે, અને અનાગતતારૂપ ધર્મ અતીતકાલવાળો ( પૂર્વે થઇ ગયેલો ) છે એવો સ્વીકાર છે. એવી રીતે ત્રણે ધર્મો ભિન્ન ભિન્ન કાલવાળા હોવાથી એકકાલમાં ત્રણે ધર્મોનું રહેવું વિરુદ્ધ નથી. વળી આગળ થનારાં સ્વર્ગ અને અપવર્ગરૂપ ફલ સાધનના અનુષ્ઠાનકાલમાં જો અત્યંત અસત્ માનવામાં આવે તો સસલાના શિંગડાની પેઠે તેમની ઉત્પત્તિનો અભાવ થવાથી તેમના ઉદ્દેશથી નિપુણ પુરુષોની સાધનોમાં પ્રવૃત્તિ ન થવી જોઇએ, અને પ્રવૃત્તિ તો થાય છે, તેથી અનાગતવસ્તુને માનવાની આવશ્યકતા છે. દંડાદિક જે કારણ છે તે કાંઇ અપૂર્વ અસત્ ઘટને ઉત્પન્ન કરતાં નથી, કિંતુ અવ્યક્ત-સૂક્ષ્મ-અવસ્થાથી કારણમાં વિદ્યમાન જે ઘટાદિ કાર્ય છે તેમને વર્તમાન

અવસ્થાવાળાં કરી દે છે. તેમાં એટલો વિશેષ છે કે વર્તમાન અવસ્થાવાળું જે કારણ છે તેજ કાર્યની વ્યક્ત-સ્થૂલ-અવસ્થાના સંપાદનમાં સમર્થ થાય છે, અતીતાદિ અવસ્થાવાળું સમર્થ થતું નથી તેથી અતીત અવસ્થાવાળા કારણથી કોઇ કાર્યનો આવિર્ભાવ થતો નથી. જેમ વર્તમાન વસ્તુ અભિવ્યક્તિને પ્રાપ્ત થઇને દેખાય છે તેમ અતીત અને અનાગતવસ્તુ અભિવ્યક્તિને પ્રાપ્ત થઇને દેખાતી નથી, કિંતુ ભવિષ્યમાં થનારા સ્પષ્ટ-રૂપથી અનાગતવસ્તુ છે, અને પૂર્વે જેનું સ્પષ્ટ રૂપ હતું એવા રૂપથી અતીતવસ્તુ છે, તેથી વર્તમાનકાલમાંજ વસ્તુના સ્વરૂપની સ્પષ્ટ પ્રતીતિ થાય છે, અતીત અને અનાગતકાલમાં વસ્તુના સ્વરૂપની સ્પષ્ટ પ્રતીતિ થતી નથી, પરંતુ એટલું તો નક્કી છે કે એક અધ્વાના વર્તમાન-સમયમાં બીજા બે અધ્વા પણ ધર્મીમાં સમનુગત છે, અત્યંત અભાવ-વાળા નથી, કેમકે પૂર્વે ન હોઇને અસ્તિત્વમાં આવવું એ યોગ-સિદ્ધાંતથી વિરુદ્ધ છે, અર્થાત્ જે સમયમાં ઘટરૂપ ધર્મીમાં વર્તમાનતા-રૂપ ધર્મ પ્રકટ થાય છે તે સમયમાં અતીત તથા અનાગતતારૂપ બંને ધર્મોનો પણ ઘટમાં અનભિવ્યક્ત-સૂક્ષ્મ-રૂપથી સમન્વય માનવો જોઇએ, તેમજ જે વેલાએ અનાગતતારૂપ ધર્મ પ્રકટ હોય છે તે સમયે અન્ય બંને ધર્મોનો સૂક્ષ્મરૂપથી સમન્વય સ્વીકારવો જોઇએ, અને અતીતાવસ્થાવાળા ધર્મીમાં પણ અન્ય બંને ધર્મોનો અંગીકાર કરવો જોઇએ.

એવી રીતે કાલભેદથી ધર્મોની વ્યવસ્થા હોવાથી અતીત અને અનાગત વસ્તુ પણ સ્વરૂપથી વિદ્યમાન છે, અત્યંત અસત્ નથી એમ સિદ્ધ થયું. એમ થવાથી પૂર્વસૂત્રમાં જે વાસનાનો નાશ કહ્યો હતો તે નાશ વાસનાના અત્યંતાભાવરૂપ ન જાણવો, કિંતુ વાસનાઓની અતીતાવસ્થારૂપ જાણવો. ૧૨

હવે એકરૂપવાળા પ્રધાનથી અનેક વિચિત્રરૂપવાળો પ્રપંચ કેવી રીતે આવિર્ભાવ પામે છે એમ શંકા કરી તેના નિવારણમાટે નીચેનું સૂત્ર રચે છેઃ—

## ते व्यक्तसूक्ष्मा गुणात्मानः ॥ १३ ॥

**पदबोधिनी टीकाः**—व्यक्ताः वर्तमानाध्वानः । सूक्ष्माः अतीतानागतात्मानः । ते च सर्वे भावा महदादयो घटादिविशेषान्ताः गुणात्मानः सत्त्वरजस्तमःस्वरूपा इत्यर्थः ॥ १३ ॥

**સૂત્રાર્થઃ**—વ્યક્ત (વર્તમાન) અને સૂક્ષ્મ ( અતીત-અનાગત ) [ જે અનેક પ્રકારના ધર્મ છે ] તે [ સર્વે ત્રણે ] ગુણોનાં સ્વરૂપ [ છે. ] ૧૩

**વિવેચનઃ**—અતીત, અનાગત ને વર્તમાનમાંની કોઈ પણ અવસ્થામાં રહેલું કાર્ય તેના ઉપાદાનકારણથી ભિન્ન હોતું નથી. સર્વ કાર્યો સર્વદા પોતાના ઉપાદાનકારણરૂપજ હોય છે. તે કાર્ય અત્યંત અસત્ નથી, કિંતુ કાર્યનો અને કારણનો ભેદાભેદ છે. પરિણામ એટલે રચનારૂપે ભેદ છે, અને વસ્તુ એટલે દ્રવ્યરૂપે અભેદ છે. સર્વ પ્રપંચનું ગુણસ્વરૂપપણું છે. ઘટપટાદિ ભૌતિકપદાર્થો પૃથિવી આદિ પંચભૂતસ્વરૂપ છે, પૃથિવી આદિ પાંચ ભૂતો પંચતન્માત્રસ્વરૂપ છે, પાંચ તન્માત્રાઓ તથા એકાદશ ઇંદ્રિયો અહંકારસ્વરૂપ છે, અહંકાર મહત્તત્ત્વસ્વરૂપ છે, મહત્તત્ત્વ પ્રધાનસ્વરૂપ છે, અને પ્રધાન ત્રણ ગુણસ્વરૂપ છે. એવી રીતે સાક્ષાત્ વા પરંપરાથી સમગ્ર પ્રપંચ ગુણસ્વરૂપ છે. શ્રીવાર્ષગણ્યાચાર્યે પણ નીચેના શ્લોકથી એમજ કહ્યું છેઃ—

" गुणानां परमं रूपं न दृष्टिपथमृच्छति ।
यत्तु दृष्टिपथं प्राप्तं तन्मायेव सुतुच्छकम् ॥ "

**ભાવાર્થ:**—ગુણોનું પરમ વાસ્તવરૂપ જે પ્રધાન છે તે અતીંદ્રિય હોવાથી દૃષ્ટિગોચરતાને પ્રાપ્ત થતું નથી, અને જે અનેક પ્રકારનો પ્રપંચ દેખાય છે તે સર્વ ઇંદ્રજાલના જેવો તુચ્છ છે.

સાક્ષાત્ વા પરંપરાવડે સર્વપદાર્થોમાં સુખ, દુઃખ ને મોહરૂપ સત્ત્વ, રજસ્ ને તમસ્ એ ત્રણ ગુણો અનુગત છે તેથીજ સર્વ પદાર્થો સુખ, દુઃખ ને મોહરૂપ જણાય છે.

મહત્તત્ત્વથી માંડીને ઘટપટાદિપર્યંતનાં સર્વ કાર્યો પ્રતિક્ષણે પરિણામ પામનારાં ને અનિત્ય છે. સત્ત્વાદિ ત્રણ ગુણો પરિણામિનિત્ય છે, અને પુરુષ અપરિણામિનિત્ય છે.

યોગસિદ્ધાંતમાં કારણની અવસ્થાવિશેષ તેજ કાર્ય છે, ન્યાયની પેઠે કારણથી ભિન્ન કાર્યનો આ તંત્રમાં સ્વીકાર નથી તેથી વસ્તુતાએ આ સર્વ પ્રપંચ ત્રણ ગુણરૂપ પ્રધાનનું સ્વરૂપજ છે, પ્રધાનથી પૃથક્ નથી, અને અનાદિ વિચિત્રવાસનાથી યુક્ત વિચિત્ર ત્રણ ગુણોનું સ્વરૂપ હોવાથી પ્રપંચ પણ વિચિત્રરૂપ છે એમ સિદ્ધ થયું. ૧૩

સર્વ પ્રપંચ ગુણોનો પરિણામ હોવાથી વસ્તુતાએ ગુણસ્વરૂપજ છે એમ કહ્યું, તેમાં શંકા થાય છે કે જો આ સર્વ પ્રપંચ તે ત્રણ ગુણોનો પરિણામ હોય તો તે મહદાદિરૂપ એક પરિણામવાળો ન જોઇએ. જેમ પૃથક્ પૃથક્ સ્વભાવવાળાં મૃત્તિકા, તંતુ ને દૂધ એ ત્રણ દ્રવ્યોનો એક પરિણામ થઇ શકતો નથી તેમ પૃથક્ પૃથક્ સ્વભાવવાળા એ ત્રણ ગુણોનો પણ એક પરિણામ થઇ શકે નહિ. એ શંકાનું નિરાકરણ ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રથી કરે છે:—

**परिणामैकत्वाद्वस्तुतत्त्वम् ॥ १४ ॥**

**पदबोधिनी टीकाः**–यद्यपि त्रयो गुणास्तथापि तेषामङ्गाङ्गिभावगमनलक्षणो यः परिणामस्तस्य एकत्वात् वस्तुनस्तत्त्वं एकत्वं ज्ञातव्यम् । रुमास्थले क्षिप्तानां गजाश्वादीनां यथैको लवणपरिणामो यथा वा वर्तितैलादीनामेको दीपपरिणामो दृष्टस्तथाऽत्राप्यङ्गाङ्गित्वेन परिणामैकत्वं ज्ञेयम् ॥ १४ ॥

**સૂત્રાર્થઃ**–પરિણામના એકપણાથી વસ્તુનું એકપણું [છે.] ૧૪

**વિવેચનઃ**—મીઠાની ખાણમાં નાંખી દીધેલા પરસ્પર વિજાતીય અશ્વ, મહિષ, ઉંટ અને હાથી આદિકનો જેમ એક મીઠારૂપ પરિણામ થાય છે, તથા પરસ્પર વિરુદ્ધ તેલ, વાટ અને અગ્નિનો જેમ એક દીવારૂપ પરિણામ થાય છે તેમ વિજાતીય ત્રણ ગુણોનો પણ એક મહત્તત્ત્વરૂપ પરિણામ સંભવી શકે છે. મૃત્તિકા, તંતુ અને દૂધ એ ત્રણનો કાર્યને ઉપજાવવામાં પરસ્પર અંગાંગિભાવ નથી તેથી તેમનો એકપરિણામ થતો નથી, ને સત્ત્વાદિ ત્રણ ગુણો તો પરસ્પર અંગાંગિભાવવાળા હોવાથી એકપરિણામને પામી શકે છે તેથી તે ત્રણ ગુણોનું એકપણું યુક્તજ છે. તેમાં સત્ત્વગુણ જેમાં પ્રધાન છે એવા ત્રણ ગુણોથી એક મહત્તત્ત્વ થાય છે. તે મહત્તત્ત્વ જ્યારે રજોગુણપ્રધાન થાય છે ત્યારે તેમાંથી એક અહંકારની ઉત્પત્તિ થાય છે, અને જ્યારે તમોગુણપ્રધાન થાય છે ત્યારે તેમાંથી શબ્દાદિક પાંચ તન્માત્રાઓ ઉપજે છે. સત્ત્વપ્રધાન અહંકારથી શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયો, રજઃપ્રધાન અહંકારથી વાગાદિ પાંચ કર્મેંદ્રિયો, અને સાત્ત્વિકરાજસ ઉભય અહંકારથી મન

ઉપજે છે. કઠિનતાધર્મપ્રધાન પંચતન્માત્રાઓનો સૂક્ષ્મ અને સ્થૂલરૂપ પૃથિવીપરિણામ છે, સ્નેહધર્મપ્રધાન ગંધવિનાની ચાર તન્માત્રાઓનો સૂક્ષ્મ અને સ્થૂલરૂપ જલપરિણામ છે, ઉષ્ણતાધર્મપ્રધાન ગંધ અને રસ તન્માત્રાવિનાની અન્ય ત્રણ તન્માત્રાઓનો સૂક્ષ્મ અને સ્થૂલરૂપ અગ્નિપરિણામ છે, વહનધર્મપ્રધાન શબ્દસ્પર્શ બે તન્માત્રાઓનો સૂક્ષ્મ અને સ્થૂલરૂપ વાયુપરિણામ છે, અને અવકાશદાનધર્મવાળી શબ્દતન્માત્રાનો સૂક્ષ્મ અને સ્થૂલરૂપ આકાશપરિણામ છે. એવી રીતે મહદાદિ પરિણામના એકપણાથી તેમના કારણરૂપ ત્રણ ગુણ આદિરૂપ વસ્તુઓનું પણ અંગાંગિભાવવડે એકપણું છે એમ સિદ્ધ થાય છે. ૧૪

ક્ષણિકવિજ્ઞાનવાદીઓ માને છે કે બહાર જે જડપદાર્થો છે તેઓ સ્વપ્રકાશપણાના અભાવથી પોતાના જ્ઞાનને માટે વિજ્ઞાનની અપેક્ષાવાળા છે તેથી વિજ્ઞાનકાલમાંજ પદાર્થોની પ્રતીતિ થાય છે, વિજ્ઞાનના અભાવકાલમાં તેમની પ્રતીતિ થતી નથી. જેમ મૃત્તિકાના સત્ત્વકાલમાં ઘટનું સત્ત્વ હોવાથી, અને મૃત્તિકાના અસત્ત્વકાલમાં ઘટનું અસત્ત્વ હોવાથી, મૃત્તિકાથી ભિન્ન ઘટને વાસ્તવિક માનવામાં આવતો નથી તેમ વિજ્ઞાનના સત્ત્વઅસત્ત્વને અધીનજ બાહ્ય પદાર્થોની સત્તાઅસત્તા હોવાથી વિજ્ઞાનથી ભિન્ન કોઇ બાહ્યતત્ત્વ નથી. વળી જેમ સ્વપ્નમાં બાહ્ય પદાર્થનો અભાવ છતાં પણ વિજ્ઞાનજ અનેક પદાર્થાકારરૂપે પ્રતીત થાય છે એમ સ્વીકારવામાં આવે છે તેમ જાગ્રતૂકાલમાં પણ વિજ્ઞાનજ અનેકાકારે પ્રતીત થાય છે, અન્ય બાહ્ય વિષય નથી એમ માનવું ઉચિત છે, એ તેમનું માનવું સમીચીન નથી, કેમકે **इदन्ता**-(આપણાના)રૂપથી પ્રતીત થનારા બાહ્ય પદાર્થોના અસ્તિત્વનો કેવલ અસ્વીકાર કરવો પ્રમાણોથી વિરુદ્ધ હોવાથી અયુક્ત છે. જો વિજ્ઞાનમાત્રજ તત્ત્વ હોય તો "આ ઘડો છે" એવી રીતે **इदन्ता**રૂપથી

જે બાહ્યપ્રતીતિ થાય છે તે તેમના મતમાં ન થવી જોઇએ, કારણકે વિજ્ઞાન આંતર હોવાથી તેમને મતે "હું ઘડો છું" એવી આંતર-પ્રતીતિ થવી ઉચિત છે. "જે અંતરમાં વાસ્તવરૂપથી જ્ઞેય છે તેજ બાહ્યપદાર્થની પેઠે પ્રતીત થઇ રહેલ છે" એમ જે તેમનું કહેવું છે તે પણ યોગ્ય નથી, કારણકે જો કોઇ બાહ્યપદાર્થ સ્વીકારવામાં ન આવે તો "બાહ્યપદાર્થની પેઠે" આ ઉપમાકથન અસંગત થાય છે, કેમકે ઉપમા વિદ્યમાન પદાર્થની દેવાય છે, અવિદ્યમાન પદાર્થથી દેવાતી નથી. આ રાજકુમાર વંધ્યાપુત્રના જેવો સુંદર છે એમ કદી-પણ કહેવાતું નથી એ પ્રસિદ્ધ છે. એવી રીતે તેમના કથનથીજ બાહ્યપદાર્થની સત્તા સિદ્ધ થવાથી બાહ્યપદાર્થનો અભાવ માનવો યુક્ત નથી. તેમણે "**सहोपलंभनियमादभेदो नीलतद्धियोः ॥**" (નીલવિષય અને નીલજ્ઞાનના સહોપલંભ-સાથે પ્રતીતિ-નો નિયમ હોવાથી જ્ઞાનનો વિષયથી અભેદ છે, ) એ વાક્યવડે જ્ઞાનનો વિષયથી અભેદ કહ્યો છે, અર્થાત્ જેમ બીજા ચંદ્રનું જ્ઞાન વાસ્તવ એક ચંદ્રના જ્ઞાન-કાલમાંજ હોવાથી બીજા ચંદ્રને ભિન્ન માનવામાં આવતો નથી તેમ જ્ઞાનકાલમાંજ વિષયનું ભાન હોવાથી વિષય પણ જ્ઞાનથી ભિન્ન નથી એમ સ્વીકારવું જોઇએ, એવી રીતે તેઓ પ્રતિપાદન કરે છે. તેમનું એ કથન ત્યારે સંગત ગણાય કે જ્યારે અભેદસ્થલમાંજ સહોપલંભના સદ્‌ભાવનો નિયમ હોય, અને અન્યત્ર ન હોય, પરંતુ તેમ તો છે નહિ, કેમકે ભેદસ્થલમાં પણ સહોપલંભનો સદ્‌ભાવ છે, જેમ નેત્રના વિષય ઘટાદિમાં રહેલું રૂપ પ્રકાશકાલમાંજ નિયમવડે પ્રતીત થાય છે, છતાં પણ તેને પ્રકાશથી ભિન્ન અંગીકાર કરવામાં આવે છે તેમ જ્ઞાનકાલમાં વિષયનું ભાન થાય છે, છતાં વિષયને જ્ઞાનથી ભિન્નજ માનવો ઉચિત છે, અભિન્ન માનવો ઉચિત નથી. જેમ પ્રકાશ અને

રૂપનો ઉપાયઉપેયભાવ-સાધનસાધ્યભાવ-રૂપ નિમિત્તને લઇનેજ સહોપલંભ થાય છે, કાંઇ તે બંનેના અભેદને લઇ તેમનો સહોપલંભ થતો નથી તેમ જ્ઞાન અને વિષયનો પણ ઉપાયઉપેયભાવવડેજ સહોપલંભ થાય છે, કાંઇ અભેદવડે તેમનો સહોપલંભ થતો નથી. વળી જાગ્રત્કાલના જ્ઞાનને સ્વપ્નકાલના જ્ઞાનના જેવું નિરાલંબન માનવું તે પણ અયુક્ત છે, કેમકે સ્વપ્નકાલના જ્ઞાનના વિષય બાધિત થાય છે, અને જાગ્રત્કાલના જ્ઞાનના વિષય વ્યાવહારિકસત્તામાં અબાધિત રહે છે. એનું વિશેષ સ્પષ્ટીકરણ "**वैधर्म्याच्च न स्वप्नादिवत्** ॥ (અને વિધર્મપણાથી સ્વપ્નાદિની પેઠે નહિ, ) એ શ્રીવેદાંતદર્શનના બીજા અધ્યાયના બીજા પાદના ઓગણત્રીશમા સૂત્રના વિવેચનમાં કર્યું છે, એટલે અત્ર તેનો વિસ્તાર કર્યો નથી.

પૂર્વોક્ત યુક્તિઓથી ક્ષણિકવિજ્ઞાનવાદ અયુક્ત છે. હવે અન્ય યુક્તિઓથી ભગવાન્ સૂત્રકાર પણ તે મત અયુક્ત છે એમ પ્રતિપાદન કરે છેઃ—

## वस्तुसाम्ये चित्तभेदात्तयोर्विभक्तः पन्थाः ॥१५॥

**पदबोधिनी टीकाः—तयोः चित्तवस्तुनोः विभक्तः पन्थाः भिन्नो मार्गः भेद इति यावत् । विविक्तः पन्था इति पाठोऽपि दृश्यते । हेतुमाहः—वस्तुनः स्त्रीपिण्डादेः साम्येऽपि एकत्वेऽपि चित्तस्य भेदात् विज्ञानभेदादित्यर्थः । अयं भावः—एकस्यां नार्यां पत्युः सुखविज्ञानं सपत्न्या दुःखविज्ञानं तदलाभे कामुकस्य मोहविज्ञानं वा विषादविज्ञानं निष्कामस्योपेक्षा-**

विज्ञानमिति यां त्वया दृष्टा सा मयाऽपि दृष्टा इत्यबाधितप्रत्यभिज्ञानादिकं च विज्ञानविज्ञेययोर्भेदं प्रमाणयत्येवेति दिक् ॥ १५ ॥

સૂત્રાર્થઃ—વસ્તુના એકપણામાં [પણ] જ્ઞાનના ભેદથી તે બંનેના ( જ્ઞાનના અને વસ્તુના ) ભિન્ન માર્ગ [છે.] ૧૫

વિવેચનઃ—જ્યાં અનેક ચિત્તોના વિષયરૂપ એક વસ્તુ સ્થિત છે ત્યાં તે વસ્તુ કોઇ પણ એક ચિત્તવડે કલ્પિત નથી તેમ અનેક ચિત્તોવડે પણ તે કલ્પિત નથી, કિંતુ તે સ્વરૂપવડેજ સ્થિત છે એમ માનવું યોગ્ય છે. તે વસ્તુ જો ચિત્તવડે કલ્પિત માનવામાં આવે તો ચિત્ત–વિજ્ઞાન–અનેક હોવાથી વસ્તુ પણ અનેકરૂપવાળી થવી જોઇએ, પણ તેમ તો થતી નથી. એવી રીતે વસ્તુ એક છતાં પણ ચિત્તો અનેક હોવાથી વસ્તુ અને ચિત્ત ભિન્ન છે એમ સિદ્ધ થાય છે. વળી જો બાહ્ય વસ્તુ વિદ્યમાન હોય તોજ વિજ્ઞાન શ્વેતપીતાદિ આકારયુક્ત થઇ શકે, પણ બાહ્ય વસ્તુને અભાવે તેમ થઇ શકે નહિ, તેથી પણ વિજ્ઞાન અને વસ્તુનો ભેદ માનવો ઉચિત છે. વિજ્ઞાનને બાહ્ય વસ્તુનું ઉપાદાનકારણ માનીએ તો કાર્યની પૂર્વે કારણની સ્થિતિ અવશ્ય હોવી જોઇએ એવો જે કારણકાર્યભાવનો સિદ્ધ નિયમ છે તેનો બાધ થાય છે, તેથી ક્ષણિકવિજ્ઞાનને બાહ્ય વસ્તુઓના ઉપાદાનકારણરૂપે માનવું યોગ્ય નથી. વાસ્તવિકરીતે તો બાહ્ય વસ્તુને વિજ્ઞાનનું પ્રયોજકપણું સંભવે છે, કારણકે તે વિજ્ઞાનને શ્વેતપીતાદિ આકારતાયુક્ત કરવામાં હેતુ થાય છે. વિષયવાસના વિજ્ઞાનના ભિન્ન ભિન્ન આકારોમાં હેતુ છે એમ પણ વિજ્ઞાનવાદીથી કહી શકાય નહિ, કારણકે નાશ પામેલો પદાર્થ કોઇ કાર્યમાં હેતુ થઇ શકતો નથી. વિજ્ઞાનવાદીનું ક્ષણિકવિજ્ઞાન તો

નિરાશ્રયક્ષણિક છે, એટલે તેમાં પૂર્વની વિષયવાસનાઓનો સદ્ભાવ નથી.

પોતાની રૂપગુણસંપન્ન સ્ત્રીમાં જેને રાગ છે એવો તેનો પતિ, તે સ્ત્રીનો દ્વેષ કરનારી તેની સપત્ની, ( શોક, ) તે સ્ત્રીના લાભના અભાવથી મોહયુક્ત અન્ય કામિપુરુષ, અને રાગદ્વેષમોહથી રહિત ઉદાસીન એ ચારેને દૃશ્યમાન એકજ સ્ત્રીશરીરના સંબંધમાં ધર્મ, અધર્મ, અજ્ઞાન ને તત્ત્વજ્ઞાનરૂપ નિમિત્તોની અપેક્ષાથી તેમના ચિત્તમાં યથાનુક્રમે સુખ, દુઃખ, મોહ ને માધ્યસ્થજ્ઞાન એટલે કે ધર્મરૂપ નિમિત્તની અપેક્ષાથી રાગવાળા પતિના ચિત્તમાં પોતાની સ્ત્રીના સંબંધમાં સુખનું જ્ઞાન, અધર્મરૂપ નિમિત્તથી દ્વેષ કરનારી સપત્નીને તેના સંબંધમાં દુઃખનું જ્ઞાન, અજ્ઞાનરૂપ નિમિત્તથી મોહ પામેલા કામીને તેના સંબંધમાં મોહજ્ઞાન, અને તત્ત્વજ્ઞાનરૂપ નિમિત્તથી ઉદાસીનને સામાન્ય-પણે માત્ર વસ્તુનું જ્ઞાન થાય છે. તે જ્ઞાન થયા પછી " જે સ્ત્રીને તમે જોઇ હતી તેજ સ્ત્રીને હું જોઉં છું " એવી રીતનું જે અનુસંધાન થાય છે તે કોના ચિત્તવડે કલ્પિત માનવામાં આવશે ? અર્થાત્ કોઇના પણ ચિત્તવડે કલ્પિત સંભવી શકે નહિ, કેમકે જો કલ્પિત માનવામાં આવે તો જે ચિત્તવડે તે કલ્પિત મનવામાં આવે તેનેજ તે વિષય પ્રતીત થશે, અન્યને નહિ પ્રતીત થાય, કારણકે અન્યના સ્વપ્ન-જ્ઞાનના વિષયભૂત પદાર્થ અન્યના જ્ઞાનના વિષય થઇ શકતા નથી એમ અનુભવ અને સંભવથી જણાય છે, તેથી ચિત્ત અને વિષય પૃથક્ છે એમાં સંશય રહેતો નથી. યોગસિદ્ધાંતમાં સર્વ વસ્તુઓ ત્રિગુણાત્મક અને ચલ હોવાથી તે તે નિમિત્તપ્રમાણે એક વસ્તુમાં પણ અનેક પ્રકારના જ્ઞાનનો સંભવ વિરોધ પામતો નથી, અર્થાત્ સ્ત્રીમાં રજો-ગુણસહિત જે સત્ત્વગુણ છે તે ધર્મસાપેક્ષ થઇને પતિને સુખના જ્ઞાનનો જનક થાય છે, રજોગુણસહિત જે તમોગુણ છે તે અધર્મસાપેક્ષ

થયો છતો સપત્નીના દુઃખજ્ઞાનનો જનક થાય છે, જે કેવલ તમોગુણ છે તે અજ્ઞાનસાપેક્ષ થઇને કામીના મોહજ્ઞાનને ઉપજાવનારો થાય છે, અને જે વિશુદ્ધસત્ત્વગુણ છે તે તત્ત્વજ્ઞાનસાપેક્ષ થઇને ઉદાસીનના સામાન્યજ્ઞાનનો જનક થાય છે. એવી રીતે એકજ વસ્તુ ધર્માદિ નિમિત્ત-પ્રમાણે સત્ત્વાદિ ગુણોના આવિર્ભાવદ્વારા અનેક જ્ઞાનની જનક થઇ શકે છે.

યોગમણિપ્રભાટીકામાં "**वस्तुसाम्येऽपि चित्तभेदात्तयोर्विभक्तः पन्थाः ॥**" એવો સૂત્રપાઠ સ્વીકાર્યો છે, અને ભોજવૃત્તિમાં તથા યોગચંદ્રિકાટીકામાં "**वस्तुसाम्ये चित्तभेदात्तयोर्विविक्तः पन्थाः ॥**" એવો સૂત્રપાઠ સ્વીકાર્યો છે. એ પાઠાંતરોનો અર્થ તો પૂર્વવતજ થાય છે. ૧૫

પૂર્વોક્ત યુક્તિઓથી જોકે પદાર્થ જ્ઞાનથી ભિન્ન છે તોપણ જ્ઞાનના સમાનકાલમાંજ તેનું ભાન થવાથી સુખાદિની પેઠે જ્ઞાનકાલમાંજ તેની સત્તા માનવી ઉચિત છે, અન્યકાલમાં તેની સત્તા માનવી યોગ્ય નથી એમ વિજ્ઞાનવાદીનો કોઇ એકદેશી માને છે. તે કહે છે કે જેને જે વિષયનું જ્ઞાન થાય તેની દૃષ્ટિમાં તે વિષય છે, અન્યની દૃષ્ટિમાં તે નથી. એવી રીતે અન્ય પુરુષોની અપેક્ષાથી વિષયના અભાવ-દ્વારા જ્ઞાનથી પૂર્વ અને ઉત્તર ક્ષણોમાં બાહ્ય પદાર્થોનો અસદ્ભાવ છે. તેના તે મતનું ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રથી નિરાકરણ કરે છેઃ-

**न चैकचित्ततन्त्रं वस्तु तदप्रमाणकं तदा किं स्यात् ॥ १६ ॥**

**टीकाः-शङ्ककनये वृत्त्याख्यज्ञानातिरिक्तचित्तस्याभावादत्र चित्तपदं ज्ञानार्थकं, तथाच न वस्त्वेकज्ञानाधीनमित्य-**

र्थः । तत्र हेतुमाह :-तदप्रमाणकं इति, तज्ज्ञानं न प्रमाणं यस्मिन् तत्तदप्रमाणकं, यदेत्यस्याध्याहारः । ज्ञानैकनियतं चेद्वस्तु स्यात्तर्हि यदा ज्ञानेन न विषयीकृतं वस्तु तदा किं स्यादित्यर्थः ॥ १६ ॥

**સૂત્રાર્થઃ**—[ બાહ્ય ] પદાર્થ એક ચિત્તને અધીન [ સત્તાવાળો ] નથીજ, [ જો જ્ઞાનકાલમાંજ વસ્તુની સત્તા માનવામાં આવે તો જે સમયમાં કોઇ વસ્તુ ] તે [ જ્ઞાન-રૂપ ] પ્રમાણનો વિષય નહિ થાય ત્યારે [ તે વસ્તુનું ] શું થશે ? ૧૬

**વિવેચનઃ**—આ પ્રકરણમાં જ્ઞાન, વિજ્ઞાન તથા ચિત્ત એ સર્વનો એક અર્થ જાણવો. જો માત્ર જ્ઞાનને અધીનજ વસ્તુની સત્તા માનવામાં આવે, અને પૂર્વ તથા ઉત્તર ક્ષણમાં તે વસ્તુનો અભાવ માનવામાં આવે તો જે સમયમાં ઘટને વિષય કરનારું ચિત્ત ઘટથી નિવૃત્ત થઇને પટાદિ કોઇ પણ અન્ય પદાર્થમાં આસક્ત થઇ જાય, અથવા વિવેકજ્ઞાનવડે નિરુદ્ધ થઇ જાય તે સમયમાં તે વસ્તુના સ્વરૂપને ચિત્તની વિષયતાનો અભાવ થવાથી તે ઘટરૂપ વસ્તુનું શું થશે ? અર્થાત્ તેના મતમાં તો તેનો નાશજ થઇ જશે, કેમકે અન્યત્ર આસક્ત અને નિરોધ પામેલા ચિત્તનો તો તે ઘટની સાથે સંબંધજ નથી, અને અન્ય કોઇ ચિત્તનો પણ તે વિષય થએલો નથી, તેથી અગૃહીતસ્વભાવ-જેના સ્વરૂપનું ગ્રહણ કરેલું નથી એવો-હોવાથી તેના મતમાં તે અપ્રમાણક છે. વળી કેટલાક સમયપછી પુનઃ જ્યારે તે ઘડો અન્યચિત્તની સાથે સંબંધવાળો થાય ત્યારે તે નાશ પામેલો ઘડો ક્યા

કારણુથી ઉત્પન્ન થયો એમ માનવું? કેમકે કારણુવિના કાર્યની ઉત્પત્તિ માનવી અયુક્ત છે. કદાચ વાદી એમ કહે કે જ્ઞાનજ ઘડાનું કારણુ છે તો તેણે આશામોદક–જ્ઞાનથી કલ્પેલા લાડુ–અને પણ્યમોદક–કંદોઇના હાટમાં વેચાતા લાડુ–ને સમાનબલવીર્યના જનક તથા પુષ્ટિકારક માનવા પડશે, જે ઉચિત નથી. એવી રીતે તે મતમાં જ્ઞાનના અભાવકાલમાં વિષયનો નાશ અને પુનઃ જ્ઞાનકાલમાં કારણુવિના વિષયની ઉત્પત્તિ એ બંને પ્રકારનો સ્વીકાર છે, જે સર્વના અનુભવથી વિરુદ્ધ છે તેથી એ મત અસંગત છે. વળી જો જ્ઞાનાધીનજ વસ્તુનો સદ્‌ભાવ માનવામાં આવે તો ઘટનો જે ભાગ નેત્રની સંમુખ છે તેજ ઇંદ્રિય-સન્નિકર્ષદ્વારા ચિત્તનો વિષય હોવાથી જ્ઞાત થશે, અને અન્ય જે મધ્ય તથા પૃષ્ઠભાગ છે તે જ્ઞાત થશે નહિ, ને એમ થવાથી અજ્ઞાત જે ઘટનો મધ્ય તથા પૃષ્ઠભાગ છે તેનો તેના મતમાં અભાવ થવાથી તેવડે વ્યાપ્ત જે નેત્રની સંમુખનો ભાગ છે તેનો પણુ તેને અભાવ માનવો પડશે, કેમકે વ્યાપકના અભાવથી વ્યાપ્યનો અભાવ સર્વસંમત છે, અર્થાત્ જેમ વહ્નિરૂપ વ્યાપકના અભાવથી ધૂમરૂપ વ્યાપ્યનો અભાવ સિદ્ધ થાય છે તેમ મધ્ય અને પૃષ્ઠભાગરૂપ વ્યાપકના અભાવથી નેત્રની સંમુખના ભાગરૂપ વ્યાપ્યનો પણુ અભાવ અવશ્ય સ્વીકારવો પડશે. એમ હોવાથી તેના મતમાં ઘટરૂપ વસ્તુના અભાવની પ્રાપ્તિ થશે, માટે જ્ઞાનાધીન વિષયનો સદ્‌ભાવ માનનાર ક્ષણિકવિજ્ઞાન-વાદીનો મત યુક્ત નથી. જેને જ્ઞાન થાય છે તેની દૃષ્ટિમાંજ બાહ્ય-પદાર્થ છે એમ નહિ, કિંતુ સર્વ પુરુષને સાધારણુ સ્વતંત્ર બાહ્ય પદાર્થ છે, અર્થાત્ બાહ્ય વિષયો જ્ઞાનાધીન નથી, પણુ પ્રત્યેક પુરુષના ચિત્તનો સ્વતંત્રજ તે વિષયોની સાથે સંબંધ થાય છે, તેથી વિષય તથા ચિત્તના સંબંધથી જે શબ્દાદિ વિષયોનું જ્ઞાન તે પુરુષનો ભોગ છે એવો

જે સાંખ્યનો તથા યોગનો સિદ્ધાંત છે તેજ યુક્ત છે, વિજ્ઞાનવાદીનો પૂર્વોક્ત મત યુક્ત નથી.

ભોજવૃત્તિ, પદબોધિની તથા યોગચંદ્રિકામાં આ સૂત્ર નથી તેથી તેની સંસ્કૃતટીકા નવી મૂકી છે. યોગવાર્તિકકારે "**न चैकचित्ततन्त्रं वस्तु तत्प्रमाणकं तदा किं स्यात्॥**" એવો સૂત્રપાઠ સ્વીકાર્યો છે. તેનો અર્થ આ પ્રમાણે થાય છેઃ—[ બાહ્ય ] વસ્તુ એકચિત્તને અધીન નથીજ, [ કેમકે જો તેમ હોય તો ] તે [ ચિત્તે ] પ્રમાણ કરેલી [ વસ્તુનું ] ત્યારે ( તે ચિત્ત અન્યત્ર ગયું હોય તે સમયમાં ) શું થશે ? ૧૬

જો બાહ્ય પદાર્થ સ્વતંત્ર હોય તો તે જડસ્વભાવવાળા હોવાથી કદીપણ જ્ઞાત ન થવા જોઇએ, પણ જ્ઞાત તો થાય છે; અને જો તેમને પ્રકાશસ્વભાવવાળા માનવામાં આવે તો તે સર્વદાજ જ્ઞાત થવા જોઇએ, પણ સર્વદા તો જ્ઞાત થતા નથી, ક્યારેક જ્ઞાત થાય છે, માટે બાહ્ય પદાર્થને સ્વતંત્ર માનવા યુક્ત નથી, પણ વિજ્ઞાનાધીન માનવા યુક્ત છે એમ વિજ્ઞાનવાદીનો આક્ષેપ થતાં તેના પરિહારમાટે ભગવાન્ સૂત્રકાર નીચેનું સૂત્ર રચે છેઃ—

## तदुपरागापेक्षित्वाच्चित्तस्य वस्तु ज्ञाताज्ञातम् ॥ १७ ॥

**पदबोधिनी टीकाः**—चित्तस्य तदुपरागापेक्षत्वात् वस्तुप्रतिबिम्बनसापेक्षत्वात् वस्तु ज्ञाताज्ञातं ज्ञातं अज्ञातं च भवतीति वाक्यशेषः । इदमत्र तात्पर्यम्ः—यद्यप्याहङ्कारिकत्वात्

चित्तं इन्द्रियाणि च विभूनि तथापि तेषामहङ्कारे सुप्तानां सम्बन्धो विषयस्य स्फूर्तावहेतुः किन्तु कर्मणा अभिव्यक्तानां देहस्थानाम् । तथा च इन्द्रियद्वारा येनार्थेन चित्तस्योपरागस्तस्मिन्नर्थे चित्तं स्वनिष्ठचित्प्रतिबिम्बरूपां स्फूर्तिं धत्ते तमर्थं स्वाकारवृत्तिद्वारा बुद्धिस्थप्रतिबिम्बद्वारा वा पुरुषश्चेतयते नान्यमिति वस्तु ज्ञाताज्ञातं भवति । अत एव चित्तं तत्तदर्थोपरागमपेक्ष्य कदाचित् किञ्चित् जानाति कदाचिच्च न जानाति ॥ १७ ॥

**સૂત્રાર્થ:**—પદાર્થ જ્ઞાતઅજ્ઞાત [ છે, ] ચિત્તને તેના ( તે વસ્તુના ) ઉપરાગનું અપેક્ષાયુક્તપણું હોવાથી. ૧૭

**વિવેચન:**—બાહ્ય વસ્તુઓ જડ છે, પ્રકાશરૂપ નથી. કાલભેદે કરીને તે બાહ્યવસ્તુઓ ચિત્તને જ્ઞાત તથા અજ્ઞાત થાય છે, અર્થાત્ જે સમયમાં બાહ્ય વસ્તુનો અને ચિત્તનો ઇંદ્રિયદ્વારા સંબંધ થાય છે તે સમયમાં તે પદાર્થ જ્ઞાત થાય છે, અને અન્ય સમયમાં તે અજ્ઞાત રહે છે. ઇંદ્રિયના સંબંધદ્વારા બાહ્ય વસ્તુઓનું ચિત્તમાં પ્રતિબિંબ પડવું તે ઉપરાગ કહેવાય છે. અયસ્કાંતમણિ-લોહચુંબક-ના જેવા ક્રિયારહિત વિષયો પોતાના મહિમાવડે ઇંદ્રિયસંબંધદ્વારા લોહજેવા ક્રિયાયુક્ત ચિત્તનો પોતાની સાથે યોગ કરીને તે ચિત્તનો પોતાના જેવો આકાર કરી દે છે. એવી રીતે જે વિષયનું ચિત્તમાં પ્રતિબિંબ પડે છે તે વિષય ચિત્તને જ્ઞાત થાય છે, અને જે વિષયનું ચિત્તમાં પ્રતિબિંબ પડતું નથી તે વિષય તેને અજ્ઞાત રહે છે. જોકે વસ્તુતાએ જ્ઞાન એ જડ ચિત્તનો ધર્મ નથી, પણ પુરુષનો સ્વભાવ છે, તોપણ તપેલા લોહના ગોળામાં

જેમ અગ્નિનો વ્યવહાર થાય છે તેમ અહીં પુરુષના પ્રતિબિંબવાળા ચિત્તસત્ત્વના પ્રકાશમાં જ્ઞાનનો વ્યવહાર કર્યો છે તેથી વિરોધ નથી. એ પ્રમાણે વિષયો જ્ઞાત તથા અજ્ઞાત હોવાથી ચિત્તને પરિણામી માનવામાં આવે છે, અર્થાત્ ક્યારેક વિષયાકાર અને ક્યારેક અવિષયાકાર હોવાથી ચિત્ત અપરિણામી નથી, પણ પરિણામી છે એમ સિદ્ધ થાય છે.

યોગવાર્તિકકારે "**तदुपरागापेक्षित्वादस्य वस्तु ज्ञाताज्ञातम्॥**" એવો સૂત્રપાઠ સ્વીકાર્યો છે. બંને પ્રકારના પાઠનો અર્થ એકજ છે. ૧૭

એવી રીતે વિષયો ચિત્તથી ભિન્ન છે એમ સિદ્ધ કરીને ચિત્તનું પરિણામીપણું દેખાડ્યું. હવે અપરિણામીપણારૂપ હેતુથી આત્માને ચિત્તથી ભિન્ન દેખાડવામાટે ભગવાન્ સૂત્રકાર નીચેનું સૂત્ર રચે છેઃ-

## सदा ज्ञाताश्चित्तवृत्तयस्तत्प्रभोः पुरुषस्यापरिणामित्वात् ॥ १८ ॥

**पदबोधिनी टीकाः—सर्वाश्चित्तवृत्तयः तत्प्रभोः तस्य चित्तस्य ग्रहीतुः पुरुषस्य सदा सर्वकालमेव ज्ञाताः प्रकाश्याः विषयीभूता वा भवन्ति। अत्र हेतुमाह :-अपरिणामित्वात् तस्य चिद्रूपतया परिणामित्वाभावादित्यर्थः ॥ १८ ॥**

**સૂત્રાર્થઃ**—[ જે પુરુષનો વિષય તે વિષયાકાર ચિત્ત થાય છે] તેના (તે ચિત્તના) સ્વામી પુરુષને સર્વદા [તે] ચિત્તની વૃત્તિઓ જ્ઞાત[ જ છે, ] પુરુષના અપરિણામીપણાથી. ૧૮

**વિવેચનઃ**—ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત ને એકાગ્ર એ ચારે અવસ્થાઓ-

માં ચિત્ત પ્રમાણાદિ વૃત્તિઓવાળું હોય છે. એ અવસ્થાઓની સર્વ ચિત્તવૃત્તિઓનો પુરુષ સર્વદા જ્ઞાતા છે. બહારના ઘટાદિ વિષયો ચિત્તને ક્યારેક જ્ઞાત અને ક્યારેક અજ્ઞાત હોય છે તેથી બહારના ઘટાદિ વિષયોને આકારે ચિત્ત ઇંદ્રિયોદ્વારા પરિણામ પામે છે એમ સિદ્ધ થાય છે, પુરુષ તો જપાપુષ્પના સંસર્ગથી જેમ સ્ફટિક રક્ત પ્રતીત થાય છે તેમ ચિત્તવૃત્તિના સંસર્ગથી ચિત્તવૃત્તિના જેવો જણાય છે, ચિત્તની પેઠે તે પરિણામ પામતો નથી. જો ચિત્તનો સ્વામી તથા સાક્ષી પુરુષ પણ એકરસ નહિ રહીને ચિત્તની પેઠે પરિણામને પ્રાપ્ત થતો હોત તો પુરુષની પ્રકાશ્ય જે ચિત્તવૃત્તિઓ છે તે પણ ચિત્તના વિષય ઘટાદિકની પેઠે જ્ઞાત અને અજ્ઞાત રહેત, પણ તેમ થતું નથી, કિંતુ પુરુષને ચિત્તની સર્વે વૃત્તિઓ પૂર્વે કહ્યા પ્રમાણે સર્વદા જ્ઞાતજ છે, કોઇ પણ વૃત્તિ તેને અજ્ઞાત નથી. શ્રીઅનુગીતામાં પણ પુરુષને સર્વદા ચિત્તનો જ્ઞાતા કહ્યો છે:—

**" पुरुषो विषयी नित्यं सत्त्वं च विषयः स्मृतः ॥ "**

**ભાવાર્થ:**—પુરુષ સર્વદા વિષયી અને ચિત્ત સર્વદા વિષય કહેવાય છે.

જો ચિત્તવૃત્તિ કદાચિત્ પુરુષને જ્ઞાત ન થતી હોય તો " હું સુખી છું, " ને " હું દુ:ખી છું " ઇત્યાદિ રીતનો નિશ્ચય નહિ થાત, કિંતુ " હું સુખી છું, વા સુખી નથી, " ને " હું દુ:ખી છું વા દુ:ખી નથી " ઇત્યાદિ રીતનો સંશયજ રહેત, પણ તેમ તો થતું નથી તેથી પુરુષ સર્વદા સર્વ વૃત્તિઓનો જ્ઞાતા છે એમ સિદ્ધ થાય છે. અપરિણામી હોય તેજ સર્વદા જ્ઞાતા હોઇ શકે, તેથી પુરુષનું અપરિણામીપણું પણ સિદ્ધ થાય છે. એવી રીતે પરિણામી ચિત્તથી ભિન્ન અપરિણામી પુરુષ છે એમ સિદ્ધ થયું.

ભોજવૃત્તિ, યોગવાર્તિક ને યોગચંદ્રિકામાં "**सदा ज्ञाताश्चित्तवृत्तयस्तत्प्रभोः पुरुषस्यापरिणामात् ॥**" એવા સૂત્રપાઠ છે. બંને રીતના પાઠનો અર્થ એકજ છે. ૧૮

અહીં ક્ષણિકવિજ્ઞાનવાદી આ પ્રમાણે શંકા કરે છેઃ—"જેમ અગ્નિ પોતાને તથા અન્યને પ્રકાશે છે તેથી તે સ્વપ્રકાશ છે તેમ ચિત્ત પણ પોતાને તથા અન્યને પ્રકાશનારું હોવાથી સ્વપ્રકાશ છે, માટે ચિત્તથી ભિન્ન આત્મા માનવો અયુક્ત છે," એ શંકાના નિરાકરણમાટે નીચેનું સૂત્ર પ્રવર્તે છેઃ—

## न तत्स्वाभासं दृश्यत्वात् ॥ १९ ॥

**पदबोधिनी टीकाः—तत् चित्तं स्वाभासं स्वप्रकाशं न भवति पुरुषवेद्यं भवतीति यावत् । हेतुमाह :—दृश्यत्वात् पुरुषवेद्यत्वात् । यत् किल दृश्यं तत् द्रष्टृवेद्यं यथा घटादिः । वेद्यं च चित्तं तस्मान्न तत् स्वाभासं पुरुषवेद्यमेवेत्यर्थः ॥ १९ ॥**

**સૂત્રાર્થઃ**—તે (ચિત્ત) સ્વપ્રકાશ નથી, દશ્યપણાથી. ૧૯

**વિવેચનઃ**—જેમ અન્ય શ્રોત્રાદિ ઇંદ્રિયો અને શબ્દાદિ વિષયો દશ્ય હોવાથી સ્વયંપ્રકાશ નથી તેમ ચિત્ત પણ દશ્ય હોવાથી સ્વયંપ્રકાશ નથી, કિંતુ સાક્ષિભાસ્ય છે. જે વસ્તુ દશ્ય હોય છે તે સ્વપ્રકાશ હોતી નથી, પણ તેનો પ્રકાશક તેનાથી ભિન્નજ હોય છે. અહીં ચિત્ત દશ્ય છે તેથી તેનો પ્રકાશક તેનાથી ભિન્ન પુરુષ સ્વીકારવોજ જોઇએ. અગ્નિનું જે ઉદાહરણ આપ્યું તે પણ અગ્નિ સ્વપ્રકાશ ન હોવાથી અસંગત છે. ઘટાદિ જેમ પ્રકાશના સંબંધવડે પ્રકાશિત થાય છે તેમ અગ્નિ અન્ય અગ્નિવડે પ્રકાશિત થતો નથી, પણ વિજ્ઞાનવડે

તે પ્રકાશિત થાય છે તેથી તે પરપ્રકાસ્યજ છે, સ્વપ્રકાશ નથી. ઘટાદિની પેઠે સ્વરૂપના પ્રકાશમાટે તેને બીજા પ્રકાશની અપેક્ષા નથી તેથી પ્રકાશાંતરના અપેક્ષારહિતપણાવડે તે પ્રકાશક કહેવાય છે, છતાં તે વિજ્ઞાનવડે વેદ્ય થવાથી તેમાં વાસ્તવિક સ્વપ્રકાશપણું નથી, કેમકે જે અવેદ્ય હોઇને અપરોક્ષવ્યવહારને યોગ્ય હોય તે સ્વયંપ્રકાશ કહેવાય છે. "દેવદત્ત ગામભણી ગમન કરે છે" એ વાક્યમાં જેમ ગમનક્રિયાનું કર્મભૂત જે ગંતવ્ય ગ્રામ છે તે ભિન્ન છે, અને ગમનક્રિયાનો કર્તા જે ગંતા દેવદત્ત છે તે ભિન્ન છે તેમ "સમગ્ર જગત્‌ને સૂર્ય પ્રકાશે છે" એ વાક્યમાં પણ પ્રકાશક્રિયાનું કર્મભૂત જે પ્રકાસ્ય જગત્ છે તે ભિન્ન છે, અને પ્રકાશક્રિયાનો પ્રકાશક જે સૂર્ય છે તે ભિન્ન છે. વળી અગ્નિ અને વિજ્ઞાન પણ પોતાના પ્રકાસ્ય પદાર્થોથી ભિન્ન છે તેથી એકજ વસ્તુને પ્રકાસ્ય અને પ્રકાશક માનીને સ્વપ્રકાશ માનવી અયુક્ત છે. જેમ પોતાના સ્કંધપર આરોહણ કરીને ભ્રમણ કરવાનું કુશલમાં કુશલ નટથી પણ બની શકે નહિ તેમ એકજ પદાર્થમાં કર્મત્વ અને કર્તૃત્વરૂપ વિરુદ્ધ ધર્મ પણ સંભવી શકે નહિ. જોકે વેદાંતી પણ જ્ઞાનરૂપ પરમાત્માને સ્વપ્રકાશ માને છે, તથાપિ તે પોતાને પોતે પ્રકાશે છે એમ માનતા નથી, કિંતુ કોઇ પ્રકારના જ્ઞાનની વિષયતાને નહિ પ્રાપ્ત થઇને અપરોક્ષપણે ભાન થવારૂપ સ્વપ્રકાશપણાને માને છે તેથી તેમના મતમાં એકજ પદાર્થમાં કર્મત્વ તથા કર્તૃત્વરૂપ વિરુદ્ધધર્મની પ્રાપ્તિ થતી નથી. વળી જેમ "**स्वात्मप्रतिष्ठमाकाशम् ॥**" એ શબ્દોનો અર્થ "આકાશ અન્યનો આશ્રિત નથી" એવો માનવામાં આવે છે તેમ જો "**स्वाभासं चित्तम् ॥**" એ શબ્દોનો અર્થ પણ "ચિત્ત અન્યવડે વિષય કરાતું નથી" એવો માનવામાં આવે તો પ્રાણીઓની જે અનેક પ્રકારની પ્રવૃત્તિ થાય છે તે તેના મતમાં અ-

સંગત થશે, કેમકે પુરુષ "મારું ચિત્ત ક્રોધયુક્ત છે," "મારું ચિત્ત ભય-યુક્ત છે," "મારું ચિત્ત અમુક વિષયમાં રાગવાળું છે" એમ પોતાના ચિત્તનો વ્યાપાર ન્યૂનાધિક જાણીને પ્રવૃત્ત થાય છે, પણ પોતાના ચિત્તનો વ્યાપાર જાણ્યા વિના પ્રાયશઃ પ્રવૃત્ત થતો નથી તેથી "વૃત્તિ-વિશિષ્ટ જે ચિત્ત છે તે ચેતનપુરુષવડે ગ્રાહ્ય છે" આ સાંખ્ય, યોગ અને વેદાંતનો મતજ સંગત છે. ૧૯

હવે "ચિત્ત વિષયોને પણ પ્રકાશે છે, તથા પોતાને પણ પ્રકાશે છે" એમ જે ક્ષણિકવિજ્ઞાનવાદીનું માનવું છે તે તેના પોતાના મતથી પણ વિરુદ્ધ છે એમ પ્રતિપાદન કરે છેઃ—

## एकसमये चोभयानवधारणम् ॥ २० ॥

**पदबोधिनी टीकाः—एकस्मिन्नेव क्षणे उभयोश्चित्त-चैत्त्ययोरवधारणं न संभवतीत्यर्थः ॥ २० ॥**

**સૂત્રાર્થઃ**—વળી એક સમયમાં બંનેનું અગ્રહણ [ છે. ] ૨૦

**વિવેચનઃ**—"મેં ઘડાને જોયો હતો" એવું જે સ્મરણ થાય છે તે પૂર્વકાલના અનુભવને લીધે થાય છે, કેમકે પૂર્વના અનુભવવિના સ્મૃતિ થવી સંભવતી નથી તેથી અનુભવકાલે ચિત્ત તથા ઘટ એકજ ક્ષણમાં વિદ્યમાન હતાં એમ જણાય છે. વળી "હું ઘડાને જોઉં છું" એ અનુભવમાં પણ ચિત્ત તથા ઘડાની સ્થિતિ એક ક્ષણમાં છે એમ પ્રતીતિ થાય છે. ક્ષણિકવિજ્ઞાનવાદી યોગાચારના મતમાં ચિત્તને ક્ષણિક માનેલું છે તેથી તેના મતપ્રમાણે એકજ ક્ષણમાં વિષય-રૂપ ચૈત્યનું તથા પોતાનું એટલે ચિત્તનું જ્ઞાન થવાનો અસંભવ છે. તેના મતમાં જે વસ્તુની ઉત્પત્તિ છે તેજ ક્રિયા તથા કારક છે,

ઉત્પત્તિથી ભિન્ન ક્રિયા તથા કર્તાદિ કારક નથી એમ તેમના નીચેના વચનથી જણાય છે:—

"भूतिर्येषां क्रिया सैव कारकं सैव चोच्यते ॥"

**ભાવાર્થઃ**—વસ્તુઓની જે ઉત્પત્તિ છે તેજ ક્રિયા તથા તેજ કારક કહેવાય છે.

જેમ અન્ય મતોમાં " પ્રથમ ક્ષણમાં પદાર્થની ઉત્પત્તિ થાય છે, બીજા ક્ષણમાં તે પદાર્થ ક્રિયાવાળો થાય છે, અને ત્રીજા ક્ષણમાં કોઇ કાર્યના કરવાથી કર્તારૂપ કારક થાય છે" એવો નિયમ છે તેવો નિયમ ક્ષણિકવિજ્ઞાનવાદીના મતમાં નથી, કિંતુ જે વસ્તુની ઉત્પત્તિ છે તેજ તેના મતમાં ક્રિયા છે, અને તેજ કારક છે, કેમકે દ્વિતીય ક્ષણમાં વસ્તુનો નાશ થવાથી ભિન્ન ભિન્ન ક્ષણમાં એ ત્રણેનું હોવું તેમના મતથી વિરુદ્ધ છે. જે વ્યાપારથી ચિત્ત ઘડાને વિષય કરે તે વ્યાપારથીજ પોતાના સ્વરૂપને વિષય કરે તે સંભવી શકતું નથી, કેમકે એક પ્રકારના વ્યાપારથી ભિન્ન પ્રકારના કાર્યનું ઉપજવું સંભવિત નથી તેથી એક અન્ય વ્યાપાર તેમને માનવો પડશે, પણ તે તેમના મતમાં સંભવી શકતો નથી, કેમકે ઉત્પત્તિથી ભિન્ન અન્ય વ્યાપારનું થવું તેમના મતથી વિરુદ્ધ છે. એવી રીતે એક ક્ષણમાં ચિત્ત તથા ચૈત્ય એ બંનેના ગ્રહણનો તેમને મતે અસંભવ છે. એ ઉપરથી સિદ્ધ થાય છે કે કૂટસ્થનિત્ય સાક્ષિપુરુષથી પોતાના પ્રતિબિંબદ્વારા ચિત્ત અને ચૈત્ય એ બંનેનો અનુભવ કરાય છે. ૨૦

કદાચ ક્ષણિકવિજ્ઞાનવાદી એમ કહે કે "જોકે દ્વિતીય ક્ષણમાં વિનાશસ્વભાવવાળું હોવાથી ચિત્ત પોતે પોતાને ગ્રહણ કરી શકતું નથી તોપણ નાશ પામેલા ચિત્તથી અવ્યવહિત ઉત્તર ક્ષણમાં નવા

ઉપજેલા અન્ય દ્વિતીય ચિત્તવડે તે ગ્રાહ્ય માનવામાં આવશે તેથી અમારે મતે ચિત્ત અગ્રાહ્ય નહિ, કિંતુ ગ્રાહ્યજ છે," તો તેમાં દોષ દેખાડવા નીચેના સૂત્રની પ્રવૃત્તિ થાય છેઃ—

## चित्तान्तरदृश्ये बुद्धिबुद्धेरतिप्रसङ्गः स्मृतिसङ्करश्च ॥ २१ ॥

पदबोधिनी टीकाः—बुद्धिर्यदि बुद्ध्यन्तरेण वेद्यते तदा साऽपि बुद्धिः स्वयमबुद्धा बुद्ध्यन्तरं प्रकाशयितुमसमर्थेति तस्या अपि ग्राहकं बुद्ध्यन्तरं कल्पनीयं तस्या अप्यन्यत् इत्यनवस्थानात् पुरुषायुषेणाप्यर्थप्रतीतिर्न स्यात् । न हि प्रतीत्यप्रतीतायामर्थः प्रतीतो भवति । अपि च स्मृतिसङ्करो भवति । तथाहि :–रूपे रसे वा समुत्पन्नायां बुद्धौ तद्ग्राहिकानामनन्तानां बुद्धीनां समुत्पत्तेः बुद्धिजनितैः संस्कारैर्यदा युगपत् बह्व्यः स्मृतयः क्रियन्ते तदाऽर्थबुद्धेरपर्यवसानात् बुद्धिस्मृतीनां युगपदुत्पत्तेः कस्मिन्नर्थे स्मृतिरियमुत्पन्नेति ज्ञातुमशक्यत्वात् स्मृतीनां सङ्करात् इयं रूपस्मृतिरियं च रसस्मृतिरिति न भेदेन ज्ञायेत इति दिक् ॥ २१ ॥

સૂત્રાર્થઃ—અન્ય ચિત્તવડે દૃશ્યમાં ચિત્તચિત્તની (ચિત્તને વિષય કરનારા ચિત્તની) અનવસ્થા તથા સ્મૃતિના સંકર [ થાય છે. ] ૨૧

વિવેચન:—ઘટાદિને વિષય કરનારું ચિત્ત જો કોઇ અન્ય ચિત્તવડે ગ્રાહ્ય માનવામાં આવે તો તે અન્ય ચિત્તને પછી કોનાવડે ગ્રાહ્ય માનવું ? જો તેને સ્વગ્રાહ્ય માનવામાં આવે તો એકમાં કર્તૃત્વકર્મત્વરૂપ વિરુદ્ધધર્મના અસંભવરૂપ પૂર્વોક્ત દોષ એમનો એમ રહે છે, અને તેને જો કોઇ અન્ય ચિત્તવડે ગ્રાહ્ય માનવામાં આવે તો તે ચિત્ત અન્ય ચિત્તવડે, વળી તે અન્ય ચિત્ત અન્ય ચિત્તવડે, એમ ગ્રાહ્યગ્રાહક ચિત્તની ધારારૂપ અનવસ્થાદોષ આવશે. બે, ત્રણ, ચાર કિંવા પાંચ ચિત્તજ ગ્રાહ્ય થાય છે એમ માનવાથી અનવસ્થાદોષ નહિ થાય એમ પણ કહી શકાય નહિ, કેમકે ગ્રાહક ચિત્તનો નિશ્ચય નહિ થવાથી ગ્રાહ્ય ચિત્તનો પણ નિશ્ચય થઇ શકતો નથી તેથી ચિત્તથી ભિન્ન ચિત્તનો જ્ઞાતા આત્મા (પુરુષ) તેમને અવશ્ય અંગીકાર કરવો જોઇએ. વળી એક ચિત્તને અન્ય ચિત્તવડે ગ્રાહ્ય માનવાથી વિષયના અનુભવકાલમાં તેમને પ્રથમ ઘટજ્ઞાન, પુનઃ ઘટના જ્ઞાનનું જ્ઞાન, ને પુનઃ ઘટના જ્ઞાનના જ્ઞાનનું જ્ઞાન ઇત્યાદિક અનંત જ્ઞાનની ધારા માનવી પડશે, ને તેમ થવાથી તે વિષયના સ્મૃતિકાલમાં પણ તે અનંત જ્ઞાનોની એક કાલમાં સ્મૃતિ માનવી પડશે, કેમકે જેવો અનુભવ થયો હોય તેવી સ્મૃતિ થવી જોઇએ એમ સર્વ મતવાળાને સંમત છે, તેથી ઘડાને મેં જાણ્યો હતો, એવી રીતની માત્ર એક આકારવાળી સ્મૃતિ થવી યોગ્ય હતી તે તેમને મતે નહિ થાય, કિંતુ ઘડાને મેં જાણ્યો હતો, ઘડાના જ્ઞાનને મેં જાણ્યું હતું, ઘડાના જ્ઞાનના જ્ઞાનને મેં જાણ્યું હતું, તથા તેના જ્ઞાનને પણ મેં જાણ્યું હતું, એવી રીતે અનંત આકારવાળી સ્મૃતિઓનો સંકર થઇ જશે, જે સર્વના અનુભવથી વિરુદ્ધ છે. સ્મૃતિકાલે માત્ર અર્થનીજ સ્મૃતિ થાય છે, પણ તેની સાથે અસંખ્યજ્ઞાનની સ્મૃતિ થતી નથી એ સર્વને અનુભવસિદ્ધ છે. સર્વના અનુ-

ભવથી વિરુદ્ધ કહેનાર, તથા ચિત્તથી ભિન્ન સર્વેના અનુભવવડે સિદ્ધ બુદ્ધિના સાક્ષિભૂત પુરુષનો સ્વીકાર નહિ કરનાર જે ક્ષણિકવિજ્ઞાનવાદી છે તે ભ્રાંત છે તેથી તેનો કોઈ પણ સિદ્ધાંત સ્થિર નથી. ક્ષણિકવિજ્ઞાનવાદી ક્ષણિકવિજ્ઞાનરૂપ ચિત્તને આત્મા માનીને પુનઃ જે સાંસારિક મલિન પંચસ્કંધોનો[1] ત્યાગ કરી મુક્ત થઇને શુદ્ધ પંચસ્કંધોનો અનુભવ કરે છે તે આત્મા છે એમ માને છે તે પણ પોતાના ક્ષણિકવાદથી ભય[2] પામીને સ્વસિદ્ધાંતથી વિરુદ્ધ માને છે, કેમકે કોઇ સ્થાયી પદાર્થવિના મલિન પંચસ્કંધોનો ત્યાગ તથા શુદ્ધ પંચસ્કંધોનું ગ્રહણ થવાનો અસંભવ છે. એ પ્રમાણે બંધમોક્ષના એક અધિકરણપણાના અભાવરૂપ[3] દોષ તેના મતમાં સુસ્થિર થાય છે.

---

૧ વિજ્ઞાન, વેદના, સંજ્ઞા, રૂપ ને સંસ્કાર એ પાંચ સ્કંધોનાં નામ છે. હું હું એવા આકારવાળો જે આલયવિજ્ઞાનનો પ્રવાહ છે તે વિજ્ઞાનસ્કંધ છે; સુખાદિકનો અનુભવ વેદનાસ્કંધ છે; હું ગૌર છું, હું બ્રાહ્મણ છું ઇત્યાદિ આકારવાળું જે સવિકલ્પજ્ઞાન છે તે સંજ્ઞાસ્કંધ છે; વિષયોસહિત ઇંદ્રિયો રૂપસ્કંધ છે; અને રાગ, દ્વેષ, ધર્મ ને અધર્મ આ સંસ્કારસ્કંધ છે. એ બૌદ્ધલોકોના સંકેત છે. તેમાં નીલપીતાદિ અનેક પ્રકારના મલિનસ્કંધોનો ત્યાગ કરીને વિશુદ્ધવિજ્ઞાનાકાર પ્રવાહ થવો એ તેના મતમાં મુક્તિ છે.

૨ પ્રથમ આત્માને ક્ષણિક માન્યો, પુનઃ મોક્ષકાલમાં વિશુદ્ધપ્રવાહવાળો સ્થિર માન્યો એ તેના મતમાં ભય છે, જો મોક્ષકાલમાં પણ આત્માને ક્ષણિક માને તો તે ઉત્પત્તિનાશવાળો થવાથી અનિત્ય ઠરશે, ને તેથી મોક્ષનાં સાધનોનો ઉપદેશ નિરર્થક થશે.

૩ ક્ષણિકવિજ્ઞાનવાદીના મતમાં નીલપીતાદિ મલિનવિજ્ઞાનપ્રવાહવાળું ચિત્ત બદ્ધ છે, ને તેની પછી અન્ય ક્ષણમાં નૂતન ઉપજેલું વિશુદ્ધવિજ્ઞાનપ્રવાહવાળું ચિત્ત મુક્ત છે. એવી રીતે બંધમોક્ષનો એક આશ્રય ન હોવાથી બંનેનું ભિન્ન ભિન્ન અધિકરણપણું જાણવું.

શૂન્યવાદી શૂન્યનેજ પરમતત્ત્વ માનીને પુનઃ સ્કંધોના સંબંધના મહાનિર્વેદનામના વૈરાગ્યમાટે તથા પુનર્જન્મના અભાવરૂપ પ્રશાંતિમાટે જીવન્મુક્ત ગુરુની સમીપ જઇને બ્રહ્મચર્યના અભ્યાસદ્વારા તત્ત્વનો સાક્ષાત્કાર કરવો જોઇએ એમ માને છે તે પણ ન્યાયવિરુદ્ધ છે, કેમકે જ્યારે તેના મતમાં કાંઇ છેજ નહિ તો પછી ભોક્તા, મોક્ષ તથા બ્રહ્મચર્ય આદિ સાધનોની સત્તાનો સ્વીકાર કરવો એ અયુક્ત છે. એવી રીતે પુરુષની સત્તા નહિ સ્વીકારનારા ક્ષણિકવિજ્ઞાનવાદીઓનો તથા શૂન્યવાદીઓનો મત અયુક્ત છે, અને ચિત્તના સ્વામી, દ્રષ્ટા અને ભોક્તારૂપ સ્થિર પુરુષને માનનારા સાંખ્યોનો તથા યોગીઓનો મત ન્યાયયુક્ત છે.

" **चित्तान्तरदृश्ये** " એવા પાઠને સ્થાને કોઇ ટીકાકારે " **चित्तान्तरग्राह्ये** " એવો પાઠ સ્વીકાર્યો છે. તેનો અર્થ પૂર્વે કરેલા અર્થપ્રમાણે જાણવો. " **चित्तान्तरदृश्यत्वे** " એવું પાઠાંતર પણ જોવામાં આવે છે, તેનો અર્થ અન્યચિત્તવડે દશ્યપણામાં એવો થાય છે. ૨૧

"જો ચિત્ત સ્વપ્રકાશ પણ નથી, અને તે કોઈ અન્ય ચિત્તવડે ગ્રાહ્ય પણ થઇ શકતું નથી, કિંતુ તે આત્માવડેજ ગ્રાહ્ય થાય છે એમ તમે માનો છો તો અસંગ અને નિર્વિકાર આત્મા પણ ચિત્તનો દ્રષ્ટા અને ભોક્તા કેમ સંભવી શકે ? ચિત્ત જેમ વિષયની સાથે સંબંધ પામીને વિષયને પ્રકાશે છે તેમ અસંગ અને નિર્વિકાર સ્વભાવવાળો આત્મા ચિત્તની સાથે સંબંધ પામીને તેને પ્રકાશી શકશે નહિ, ને તેથી ચિત્તનું જ્ઞાન નહિ થવાનો પ્રસંગ આવશે," એવા ક્ષણિકવિજ્ઞાનવાદીના આક્ષેપનો પરિહાર ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રથી કરે છે-

# चितेरप्रतिसङ्क्रमायास्तदाकारापत्तौ स्वबुद्धिसंवेदनम् ॥ २२ ॥

पदबोधिनी टीकाः—नास्ति प्रतिसङ्क्रमोऽन्यत्रगमनं यस्याः सा तथोक्ता अनेनासङ्कीर्णा इति यावत् । चिद्रूपत्वात् चितिः पुरुषः तस्यास्तदाकारापत्तौ सति सूर्यस्य जले प्रतिबिम्बवत् चित्ते प्रतिबिम्बे सतीत्यर्थः, स्वस्य संवेदनं भोग्याया बुद्धेः संवेदनं साक्षात्काराख्यं भवतीति शेषः । चिच्छायाग्राह्यत्वसम्बन्धेन चिदुपरक्तं चित्तं चिद्वेद्यमिति फलितार्थः । अप्रतिसङ्क्रमायाश्चितेः सान्निध्यात् तस्याश्चितेराकारश्छाया यत्र तद्भावापत्तौ सत्यां स्वभोग्यबुद्धिसंवेदनमिति योजना ॥२२

સૂત્રાર્થઃ—[ ઇંદ્રિયોની પેઠે ] પ્રચારથી રહિત ચેતનની તેના ( સ્વપ્રતિબિંબિત ચિત્તના ) આકારની પ્રાપ્તિમાં [ તેને ] પોતાની બુદ્ધિનું જ્ઞાન [ થાય છે. ] ૨૨

વિવેચનઃ—નેત્ર તથા શ્રોત્ર જેમ પોતપોતાની વૃત્તિવડે પોતપોતાના વિષયની સમીપ જઇ તેને આકારે પરિણામ પામે છે, ને અંતઃકરણ જેમ પોતાની વૃત્તિવડે ઇંદ્રિયોદ્વારા તે તે ઇંદ્રિયોના વિષયોને આકારે તથા અંતરમાં સુખાદિને આકારે પરિણામ પામે છે તેમ પુરુષ ચિત્તને આકારે પરિણામ પામતો નથી. તેથી વસ્તુતાએ તે ચિત્તનો દ્રષ્ટા નથી. અસંગ તથા નિર્વિકાર પુરુષ કોઇ પણ વિષયસાથે

સંબંધવાળો થતો નથી, તથાપિ વિષયાકાર થયેલી પરિણામી બુદ્ધિમાં પ્રતિબિંબિત થઇ તેને આકારે પ્રતીત થવાથી તે તે બુદ્ધિની વૃત્તિને અનુસરનારો જણાય છે. એવી રીતે ચૈતન્યના પ્રતિબિંબને ગ્રહણ કરનારી બુદ્ધિવૃત્તિને અનુસરનારો પ્રતીત થવાથીજ બુદ્ધિવૃત્તિથી અભિન્ન થયેલાજેવો તે પુરુષ જ્ઞાનવૃત્તિવાળો કહેવાય છે, વસ્તુતાએ તો તે જ્ઞાતા નથી. અથવા ચેતનના પ્રતિબિંબનો આધાર હોવાથી ચિત્તનો જે ચેતનાકાર થાય છે તે તદાકારાપત્તિ છે. તે તદાકારાપત્તિ થવાથી ચિત્તમાં જે દર્શનકર્તૃત્વ છે તેને લીધેજ ચેતનને દ્રષ્ટા કહેવામાં આવે છે, વાસ્તવમાં તે દ્રષ્ટા નથી, અર્થાત્ ઔપાધિકભેદને લઇને વિષયાકાર ચિત્ત દૃશ્ય છે, અને ચેતનના પ્રતિબિંબવાળું ચિત્ત દ્રષ્ટા છે. જેમ નિર્મલ જલમાં પડેલું ચંદ્રનું પ્રતિબિંબ પોતાની ક્રિયાવિનાજ કેવલ પ્રતિબિંબના આધાર જલના ચંચલ થવાથી ચંચલ પ્રતીત થાય છે તેમ ચિત્તમાં પડેલું ચેતનનું પ્રતિબિંબ પણ પોતાના વ્યાપારવિના પ્રતિબિંબના આધાર ચિત્તના આકારજેવું પ્રતીત થાય છે. એવી રીતે ચેતનના પ્રતિબિંબવાળું ચિત્તજ ચિદાકાર થયું છતું પોતાને દૃશ્ય અને ચેતનને દ્રષ્ટા કરી દે છે તેથી વાસ્તવિકરીતે પુરુષને દ્રષ્ટા કહી શકાય નહિ એ સિદ્ધ થયું. ચિત્ત અને ચેતનની અભિન્નરૂપથી પ્રતીતિ થવાથીજ નીચેના શાસ્ત્રવાક્યમાં ચેતનને બુદ્ધિવૃત્તિથી અભિન્ન કહેલું છેઃ–

> " न पातालं न च विवरं गिरीणां,
> नैवान्धकारं कुक्षयो नोदधीनाम् ।
> गुहा यस्यां निहितं ब्रह्म शाश्वतं,
> बुद्धिवृत्तिमविशिष्टां कवयो वेदयन्ते ॥"

**ભાવાર્થઃ**—શ્રુતિઓમાં નિત્ય બ્રહ્મ જે ગુહામાં સ્થિત કહેલું

છે તે ગુહા કાંઇ પાતાલ, વા પર્વતનું વિવર, વા અંધકાર, વા સમુદ્રનું ઉદર નથી, કિંતુ પ્રતિબિંબિત ચેતનથી અભિન્નજેવી જે બુદ્ધિવૃત્તિ છે તેજ ગુહા જાણવી, કેમકે સર્વજ્ઞમુનિઓ તેનેજ બ્રહ્મગુહા કહે છે.

વૃક્ષાદિનું જેમ જલાદિમાં પ્રતિબિંબ પડે છે તેમ પુરુષનું ચિત્તમાં પ્રતિબિંબ પડતું નથી, પણ પુરુષના ચેતનસ્વભાવની ચિત્તમાં પ્રતીતિ થાય છે તે પુરુષનું ચિત્તમાં પ્રતિબિંબ જાણવું. એવા પ્રતિબિંબથીજ જડ ચિત્ત ચેતનના જેવું પ્રતીત થાય છે. ૨૨

ચિત્તજ ચેતનથી અભિન્નજેવું થઇને વિષય અને વિષયીનું ઉપ-સ્થાપક છે એમ માનવું ઉચિત છે, કેમકે લોકોમાં એવો અનુભવ સર્વત્ર પ્રસિદ્ધ છે, એ આશયથી ભગવાન્ સૂત્રકાર ચિત્તને નીચેના સૂત્રવડે સર્વાર્થ એટલે સર્વ પદાર્થને વિષય કરનાર કહે છે:—

**द्रष्टृदृश्योपरक्तं चित्तं सर्वार्थम् ॥ २३ ॥**

**पदबोधिनी टीकाः—द्रष्टुपरक्तं दृश्योपरक्तं चेति सम्बन्धः। द्रष्टा पुरुषश्चेतनः तेनोपरक्तं तत्सन्निधाने तद्रूपतामिव प्राप्तं दृश्योपरक्तं गृहीतविषयाकारपरिणामं यदा भवति चित्तं तदा तत् सर्वार्थग्रहणक्षमं भवति। सर्वे चेतनाचेतनं अर्थो विषयो यस्य तत् सर्वार्थमिति विग्रहः ॥ २३ ॥**

**સૂત્રાર્થઃ**—પુરુષ તથા વિષયથી સંબંધવાળું ચિત્ત સર્વાર્થ [ છે. ] ૨૩

**વિવેચનઃ**—જેમ શબ્દાદિ અચેતન વિષયો ચિત્તમાં પ્રતિબિંબિત

થાય છે તેમ ચેતનરૂપ પુરુષ પણ ચિત્તમાં પ્રતિબિંબિત થાય છે તેથી ચિત્ત બંનેસાથે સંબંધવાળું છે. એમ હોવાથીજ લોકમાં "હું ઘડાના જ્ઞાનવાળો છું" ઇત્યાદિ પ્રત્યક્ષરૂપ જ્ઞાન વિષય અને વિષયીને પ્રતીત કરાવનારાં થાય છે, કેવલ દૃશ્ય અર્થનેજ પ્રતીત કરાવનાર થતાં નથી. જેમ એકજ સ્વચ્છ સ્ફટિકમણિ પોતાના બંને ભાગમાં સ્થિત રક્તપુષ્પ અને નીલપુષ્પના પ્રતિબિંબથી અને પોતાના શુદ્ધ રૂપથી એમ ત્રણ રૂપવાળો પ્રતીત થાય છે તેમ એકજ ચિત્ત વિષયના અને વિષયીના ( આત્માના ) પ્રતિબિંબથી અને પોતાના રૂપથી ગ્રહીતાગ્રહણ-ગ્રાહ્યસ્વરૂપ થયું છતું ત્રણ રૂપવાળું થાય છે, અર્થાત્ ચિત્ત આત્માના પ્રતિબિંબથી ગ્રાહકાકાર, પોતાના રૂપથી ગ્રહણાકાર અને વિષયના પ્રતિબિંબથી ગ્રાહ્યાકાર પ્રતીત થાય છે તેથીજ તે ચિત્ત સર્વાર્થ એટલે ચેતનઅચેતન સર્વને વિષય કરનારું કહેવાય છે. પૂર્વોક્તરીતે ચિત્ત સર્વાર્થ હોવાથી તે ચિત્તનું અને ચેતનનું સારૂપ્ય પ્રતીત થાય છે. એ સારૂપ્યની પ્રતીતિથીજ ભ્રાંતિ પામેલા ક્ષણિકવિજ્ઞાનવાદીઓએ ચિત્તને આત્મા માનેલ છે, અને તેમણે જે ચિત્તથી ભિન્ન બાહ્યપ્રપંચનો અભાવ કહ્યો છે તે પણ આ અવિવેકમૂલક ભ્રમથી છે તેથી પૂર્વોક્ત યુક્તિઓવડે ચિત્તથી ભિન્ન આત્માનો તેમને ઉપદેશ કરી પુનઃ આત્માના સાક્ષાત્કારમાટે અષ્ટાંગયોગદ્વારા સમાધિમાં તેમની વિશ્વાસપૂર્વક પ્રવૃત્તિ કરાવીને તેમને બોધ કરવો ઉચિત છે કે સમાધિકાલમાં જે સવિકલ્પપ્રજ્ઞા થાય છે તે પ્રજ્ઞામાં અર્થ ભિન્ન છે, અને જેમાં વિષયનું પ્રતિબિંબ પડે છે તે પ્રજ્ઞા ભિન્ન છે, તથા પ્રતિબિંબિત પદાર્થયુક્ત પ્રજ્ઞાને અવધારણ કરનાર જે પુરુષ છે તે ભિન્ન છે, સર્વ ચિત્તમાત્રજ નથી, કેમકે જો બાહ્યપદાર્થને ચિત્તમાત્રજ માનવામાં આવે તો ચિત્ત પોતે પોતાનેજ ગ્રહણ કરે છે એમ માનવું પડશે,

પણ તેમ માનવું સમીચીન નથી, કારણકે ગ્રહીતા, ગ્રહણ ને ગ્રાહ્ય આ ત્રણ ભિન્ન ભિન્નજ માનવામાં આવે છે, અભિન્ન માનવામાં આવતાં નથી. સાંખ્ય, યોગી અને વેદાંતી જેમણે વિવેકદ્વારા ગ્રહીતા, ગ્રહણ ને ગ્રાહ્ય એ ત્રણેને પરસ્પર વિજાતીયરૂપથી પૃથક્ પૃથક્ માનેલ છે તેઓજ સમ્યગ્દર્શી છે, તથા તેમણેજ સ્વરૂપને જાણ્યું છે, અને અન્ય જે અવિવેકી છે તે સર્વ ભ્રાંત છે.

ચિત્ત ભોગ્ય છે તેથી તેનાથી ભિન્ન અન્ય ભોક્તા અવશ્ય માનવો જોઇએ. તે ભોક્તા નિત્યોદિતા ચિતિશક્તિરૂપ છે. ચિતિશક્તિ બે પ્રકારની છે, નિત્યોદિતા, ( નિત્ય ઉદય પામેલી, ) અને અભિવ્યંગ્યા. ( ચિત્તના સંનિધાનથી ચિત્તમાં પ્રતિબિંબરૂપે ઉદય પામેલી. ) તેમાં કૂટસ્થ પુરુષ નિત્યોદિતા ચિતિશક્તિ છે, અને ચિત્તસત્ત્વમાં પ્રતિબિંબરૂપ ચિતિશક્તિ તે અભિવ્યંગ્યા છે. તે અભિવ્યંગ્યા ચિતિશક્તિ જે સુખાદિના સારૂપ્યને પામેલી હોય છે તે ભોગ કહેવાય છે. આ ભોગ દ્વિવિધ છે, ચિદવસાનતારૂપ—સ્વાર્થચિન્માત્રપ્રતિબિંબરૂપ, અને શબ્દાદિપરિણામરૂપ. તેમાં પહેલો પરભોગ કહેવાય છે, અને ચૈતન્યના પ્રતિબિંબથી યુક્ત બુદ્ધિના સુખાદિપરિણામરૂપ બીજો અપરભોગ કહેવાય છે. પુરુષથી બુદ્ધિની ભિન્નતારૂપ વિવેકનો સાક્ષાત્કાર કરવાથી જ્યારે બીજસહિત અવિદ્યાદિ ક્લેશો નાશ પામે છે, અને વાયુવિનાના સ્થાનમાં રાખેલા દીપકની પેઠે ચિત્ત નિશ્ચલ થાય છે ત્યારેજ દૃશ્ય ચિત્તાદિકથી સાક્ષિપુરુષ અન્ય છે એમ પુરુષની સત્તાનું યથાર્થ જ્ઞાન થાય છે. ૨૩

ચિત્તથી અતિરિક્ત આત્મા માનવામાં પૂર્વોક્ત હેતુઓથી ભિન્ન નવા હેતુને ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રથી કહે છેઃ—

**तदसङ्ख्येयवासनाभिश्चित्रमपि परार्थं संहत्यकारित्वात् ॥ २४ ॥**

पदबोधिनी टीकाः—तत् चित्तं सङ्ख्यातुमशक्याभिर्वासनाभिश्चित्रं नानारूपमपि परस्य स्वामिनो भोक्तुर्भोगापवर्गौ साधयतीति परार्थम्। चित्तं भोग्यमेव न तु भोक्ता इति यावत् । हेतुमाह :—संहत्यकारित्वात् । संहत्य देहेन्द्रियादिभिर्मिलित्वा भोगादिकार्यकारित्वात् । यत्किल मिलित्वा कार्यकारि तत्परार्थं यथा गृहादि । न हि स्तंभादिभिः संहत्य गृहं स्ववसतिं करोति किन्तु परस्मै देवदत्तायेति। एवं गुणा अपि बुद्ध्यादिकं परार्थं कुर्वन्तीत्येवमनुसन्धातव्यम् ॥ २४ ॥

સૂત્રાર્થ:—તે ( ચિત્ત ) અસંખ્ય વાસનાઓવડે વિચિત્ર [ છતાં ] પણ પરને ( પુરુષને ) માટે [ છે, દેહ તથા ઇંદ્રિયાદિથી ] મળીને [ કાર્ય ] કરનારપણાથી. ૨૪

વિવેચન:—જોકે ક્લેશ, કર્મ અને વિપાકની અનેક વાસનાઓવડે નાનારૂપવાળું હોવાથી ચિત્તનેજ ભોક્તા માનવું ઉચિત છે, કેમકે જે વાસનાઓનો આશ્રય હોય છે તેજ ભોગનો આશ્રય હોવાથી ભોક્તા સંભવી શકે છે, અન્ય ભોક્તા સંભવી શકતો નથી, તોપણ તે ચિત્ત સ્વાર્થ નથી, કિંતુ પુરુષના ભોગમોક્ષમાટે છે. જે જે જડ પદાર્થ અન્યની સાથે મળીને કોઈ કાર્યને સંપાદન કરે છે તે લોકમાં

પરાર્થજ—બીજાને માટેજ—માનવામાં આવે છે, સ્વાર્થ—પોતાના પ્રયોજન-માટે—માનવામાં આવતો નથી. જેમ શય્યા, આસન ને ગૃહાદિ જડ પદાર્થો અન્યસાથે મળીને પુરુષના ભોગનાં સાધન હોવાથી પુરુષને માટે ગણાય છે તેમ ચિત્ત પણ ક્લેશ, કર્મ, વાસના તથા વિષયઇંદ્રિયાદિથી મળીને પુરુષનું પ્રયોજન સંપાદન કરવાથી પુરુષને માટેજ છે, પોતાને માટે નથી, તાત્પર્ય કે સુખાકાર જે ચિત્ત છે તે ચિત્તના ભોગમાટે નથી, અને તત્ત્વજ્ઞાનાકાર જે ચિત્ત છે તે ચિત્તના અપવર્ગમાટે નથી, કિંતુ એ બંને પ્રકારનું ચિત્ત પરાર્થજ છે, અને આ ભોગ તથા અપ-વર્ગરૂપ અર્થથી જે અર્થવાળો છે તેજ અસંહત કેવલ પુરુષ છે. જે જે એકત્ર થઇને કામ કરે છે તે પરને માટે હોય છે આ યુક્તિ-થી સઘળા સામાન્ય પદાર્થોને પર નહિ માનવા, કેમકે જો કોઇ પણ સામાન્ય પદાર્થને પર માનવામાં આવે તો તે પણ એકત્ર મળીને કાર્ય કરનાર હોવાથી પરાર્થજ કહેવાશે તેથી જે એકત્ર થઇને કાર્ય કરનાર નથી એવા પુરુષનેજ પર માનવો જોઇએ, તથા તેના પ્રયોજનમાટે ચિત્ત છે એમ સ્વીકારવું જોઇએ. જે પુરુષ છે તે કોઇનો શેષભૂત નથી, કેમકે ભોક્તાનો પણ ભોક્તા માનવાથી–તેને પરાર્થ સ્વીકારવાથી—અનવસ્થાદોષ આવે છે તેથી પુરુષથી પર કંઇ નથી, તે પરમ અવધિરૂપ છે એમ સ્વીકારવું ઉચિત છે. " **पुरुषान्न परं किञ्चित्सा काष्ठा सा परा गतिः ॥**" ( પુરુષથી પર કાંઇ નથી, તે અવધિ છે, તે પરા ગતિ છે, ) એ શ્રુતિ પણ પુરુષથી પર કાંઇ નથી એમ કહે છે.

કેટલાક ટીકાકારો સૂત્રમાંના **चित्र**પદને સ્થાને **चित्त**પદનો સ્વીકાર કરે છે, પણ એ પાઠાંતર યોગ્ય જણાતું નથી, કારણકે સૂત્રમાંના **तत्**પદવડે ચિત્તના ગ્રહણનો લાભ થઇ શકે છે. ૨૪

એવી રીતે યુક્તિઓવડે ચિત્તથી ભિન્ન આત્માના સ્વરૂપનું પ્રતિપાદન કરીને હવે તે આત્માના ઉપદેશદ્વારા તેનો સાક્ષાત્કાર કરવાની યોગ્યતાવાળા જે અધિકારી છે તેનો અન્ય અધિકારી પુરુષોથી વિશેષ કહે છેઃ—

## विशेषदर्शिन आत्मभावभावनाविनिवृत्तिः ॥ २५ ॥

पदबोधिनी टीकाः—य एवं तयोर्बुद्धिपुरुषयोर्विशेषं पश्यति अहमस्मादन्य इत्येवं तस्य विज्ञातचित्तस्वरूपस्य चित्ते या आत्मभावभावना सा निवर्तते । अथवा बुद्ध्यादेरन्यश्चिन्मात्रः पुरुषोऽहमिति विशेषदर्शिन आत्मभावे आत्मतत्त्वे या भावना जिज्ञासा क्वाऽहं कस्य कुतो वा इत्यादिरूपा सा निवर्तते इच्छायाः स्वविषयलाभनिवर्त्यत्वादिति भावः ॥२५॥

સૂત્રાર્થઃ—વિશેષદર્શીની ( ચિત્તથી ભિન્ન આત્માને જાણનારા પુરુષની ) આત્મભાવની ભાવનાની વિનિવૃત્તિ [ થાય છે. ] ૨૫

વિવેચનઃ—પૂર્વજન્મોમાં કરેલાં અનેક પુણ્યોના પરિપાકથી અનેક મનુષ્યોમાંથી કોઇ એક શ્રેષ્ઠ પુરુષને વર્તમાનજન્મમાં આત્મસ્વરૂપને જાણવાની ઇચ્છા થાય છે. પૂર્વજન્મમાં હું કોણ હતો ? ક્યાં હતો ? કેવી રીતે સ્થિત હતો ? ને મારું વાસ્તવિક સ્વરૂપ શું શરીર, ચિત્ત વા જીવ હશે? આ શરીર ભૂતોનું કાર્ય હશે? વા ભૂતોનો સમૂહ હશે?

વા ભૂતોથી ભિન્ન હશે? ભવિષ્યમાં મને કયા જન્મની પ્રાપ્તિ થશે? કયે સ્થલે મારો જન્મ થશે? અને ત્યાં મારી કેવી રીતે સ્થિતિ થશે? એવી રીતના જે પોતાના સંબંધના વિચાર છે તે આત્મભાવની ભાવના કહેવાય છે. આ આત્મભાવની ભાવના જ્યાંસુધી વિવેકજ જ્ઞાનનો ઉદય થતો નથી ત્યાંસુધીજ વિદ્યમાન રહે છે. કરુણાલુ આચાર્યના ઉપદેશદ્વારા જ્યારે સમાધિના અનુષ્ઠાનથી આ અધિકારીને અનેક પ્રકારની જે આ સર્વ ભાવનાઓ છે તે સર્વ ચિત્તનોજ વિચિત્ર પરિણામ છે, અને હું તો અવિદ્યાના સંબંધથી રહિત, અને ચિત્તના ધર્મોથી વિયુક્ત હોવાથી શુદ્ધ અને નિર્વિકાર છું એવું વિવેકજ્ઞાન ઉદય થાય છે ત્યારે તે યોગીની તે આત્મભાવભાવના સારી રીતે નિવૃત્ત થઇ જાય છે. પોતાના વિષયની સિદ્ધિ થવાથી ઇચ્છાની નિવૃત્તિ થવી સ્વાભાવિક છે. અહીં ભગવાન્ સૂત્રકારે વિશેષદર્શીની ( વિવેકીની ) આત્મભાવભાવનાની નિવૃત્તિ કહી છે તેથી અર્થથી એમ બોધન કરેલ છે કે તેના ચિત્તમાં પહેલાં આત્મભાવભાવનાનો ઉદય હતો, કેમકે તે ભાવનાના ઉદયવિના અસત્ની નિવૃત્તિ થવાનો અસંભવ છે. જે પુરુષના ચિત્તમાં આ ભાવના થાય છે તેજ આત્મજ્ઞાનના ઉપદેશનો અધિકારી છે, અને તેજ યોગાભ્યાસદ્વારા વિવેકજ્ઞાનને સંપાદન કરી શકે છે, તથા વિવેકજ્ઞાનથી તેનીજ આ આત્મભાવભાવના નિવૃત્ત થાય છે, અને જેમને આ આત્મભાવભાવના નથી તેમને તો આત્મોપદેશનો અધિકાર નથી, તેમજ તેમને વિવેકજ્ઞાન પણ થતું નથી, અને તેમના આત્મભાવની ભાવનાની નિવૃત્તિ પણ થતી નથી.

જેમ વર્ષાઋતુમાં તૃણોનાં અંકુરોનો પ્રાદુર્ભાવ જોઇને તે તૃણોનાં બીજોની સત્તાનું અનુમાન કરવામાં આવે છે તેમ જે પુરુષને

વૈરાગ્યબોધક વચનોથી યુક્ત સાંખ્ય, યોગ ને વેદાંતરૂપ મોક્ષમાર્ગના શ્રવણથી રોમાંચ તથા હર્ષપુરસ્સર અશ્રુપાત થાય તે પુરુષને વિવેકજ્ઞાનના બીજભૂત તથા અપવર્ગના સાધનરૂપ જે યમનિયમાદિક કર્મ છે તે પૂર્વજન્મમાં અનુષ્ઠિત છે, અને તેના ચિત્તમાં આત્મભાવભાવનાનો ઉદય પણ છે એમ અનુમાનથી જાણવું; અને જે પુરુષોની, પૂર્વજન્મમાં શુભકર્મોનું અનુષ્ઠાન નહિ કરેલું હોવાથી, શરીર વા ચિત્તથી ભિન્ન આત્મા કેમ સંભવી શકે ? પરલોક કેમ સંભવી શકે ? નિરાકારનું ધ્યાન શી રીતે સંભવે ? ઈશ્વર હોય તો તે સર્વને કેમ દેખાતા નથી ? ઇત્યાદિ પૂર્વપક્ષરૂપ તર્કોમાંજ રુચિ હોય, અને તત્ત્વનિર્ણયરૂપ સિદ્ધાંતમાં જેમની અરુચિ હોય તે પુરુષોના ચિત્તમાં આત્મભાવભાવનાનો ઉદય નથી એમ અનુમાનથી જાણવું.

ભોજવૃત્તિમાં તથા યોગચંદ્રિકામાં "**विनिवृत्तिः ॥**" એ પદને સ્થાને "**निवृत्तिः ॥**" એવું પદ છે, બંને પ્રકારના પાઠનો અર્થ એકજ છે. ૨૫

હવે નીચેના સૂત્રવડે વિવેકજ્ઞાનના ઉદયકાલમાં તે વિવેકીના ચિત્તનું સ્વરૂપ કેવું હોય છે તે દેખાડે છેઃ-

## तदा विवेकनिम्नं कैवल्यप्राग्भारं चित्तम् ॥ २६ ॥

**पदबोधिनी टीका:-तदा तस्मिन् काले निवृत्तभ्रमस्य योगिनश्चित्तं विवेकनिम्नं दृग्दृश्ययोर्भेदो विवेकः स एव निम्नः आलम्बनभूमिर्यस्य तत्तथाविधं कैवल्यप्राग्भारं कैवल्य-**

मेव प्राग्भारोऽवधिर्यस्य तत्तथाविधं च कैवल्यफलावसानं धर्ममेघाख्यध्यानरतं भवतीत्यर्थः ॥ २६ ॥

**સૂત્રાર્થઃ**—ત્યારે ( વિવેકજ્ઞાનના ઉદયકાલમાં ) [ વિવેકીનું ] ચિત્ત વિવેકભણી નમેલું [ તથા ] કૈવલ્યને અભિમુખ [ થાય છે. ] ૨૬

**વિવેચનઃ**—વિવેકજ્ઞાનના ઉદયની પૂર્વે દ્રષ્ટૃદૃશ્યના અવિવેકરૂપ અજ્ઞાનદશામાં જે ચિત્તનો પ્રવાહ અવિવેકરૂપ માર્ગમાં વહન કરતો છતો વિષયભોગપર્યંત વિશ્રાંતિવાળો હતો તે ચિત્ત દ્રષ્ટૃદૃશ્યના ભેદજ્ઞાનરૂપ વિવેકજ્ઞાનનો ઉદય થવાથી આત્માનાત્મવિવેકરૂપ માર્ગમાં વહન કરવાના સ્વભાવવાળું થયું છતું ધર્મમેઘસમાધિમાં રત રહી કૈવલ્યપર્યંત વિશ્રાંતિવાળું થાય છે. ૨૬

યોગીનું ચિત્ત સર્વદા વિવેકનિષ્ઠ રહે છે એમ સ્વીકારવામાં આવે તો તે ચિત્ત કદીપણ વ્યુત્થાનવાળું એટલે સ્થિરતાના અભાવરૂપ વિક્ષેપાકાર થતું નથી એમ માનવું પડશે, અને જો એમ સ્વીકાર થશે તો વિવેકીના ભિક્ષાટન, સ્નાન તથા શૌચાદિ જે વ્યવહાર જોવામાં આવે છે તે સંભવી શકશે નહિ, કેમકે વ્યુત્થાનવિના ભિક્ષાટનાદિ વ્યવહાર થવાનો અસંભવ છે. એ આક્ષેપનો પરિહાર ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રથી કરે છેઃ—

## तच्छिद्रेषु प्रत्ययान्तराणि संस्कारेभ्यः ॥२७॥

**पदबोधिनी टीकाः**—तस्य छिद्रेषु अन्तरालेषु प्रत्ययान्तराणि अहं ममेत्यादिव्युत्थानरूपाणि भवन्ति संस्कारेभ्यः प्राक्तनेभ्यः ॥ २७ ॥

**સૂત્રાર્થઃ—[ પૂર્વના વ્યુત્થાનના ] સંસ્કારોથી તેના ( તે વિવેકનિષ્ઠના ચિત્તના ) અંતરાલોમાં ( વિવેકાભાવરૂપ અવકાશોમાં ) અન્ય વૃત્તિઓ [ પણ ઉત્પન્ન થતી રહે છે. ] ૨૭**

વિવેચનઃ—જોકે વિવેકીનું ચિત્ત માત્ર વિવેકખ્યાતિના પ્રવાહવાળું હોવાથી વિવેકમાર્ગમાંજ વહન કરનારું છે, તથાપિ વિવેકાભ્યાસરૂપ અગ્નિથી નહિ દગ્ધ થયેલા પૂર્વના વ્યુત્થાનના અનુભવથી ઉપજેલા સંસ્કારોથી કયારેક ક્યારેક મધ્યમાં વિવેકજ્ઞાનના શિથિલ થવાપર "આ હું છું," "આ મારું છે," "આ હું જાણું છું," "આ હું જાણતો નથી," આવી રીતની અનેક વૃત્તિઓ ચિત્તમાં ઉદય થયા કરે છે, કેમકે અનાદિકાલથી પ્રવૃત્ત વ્યુત્થાનસંસ્કાર પ્રબલ છે, અને વિવેક હજી દુર્બલ છે. વ્યુત્થાનવૃત્તિઓના પ્રાદુર્ભાવવડે વિવેકનિષ્ઠની ભિક્ષાટનાદિમાં પ્રવૃત્તિ થાય છે. બુદ્ધિસત્ત્વ અને પુરુષની અન્યતાખ્યાતિમાટે અનુષ્ઠાન કરેલા સંપ્રજ્ઞાતયોગમાં સંપૂર્ણપણાની બુદ્ધિ નહિ કરતાં અન્ય વૃત્તિઓના નિરોધમાટે પરવૈરાગ્યની પ્રાપ્તિથી ઉપજનારા અસંપ્રજ્ઞાતયોગના લાભસારુ વિવેકનિષ્ઠે યત્ન કરવો જોઇએ એમ આ સૂત્રવડે સૂચવ્યું છે. ૨૭

જો વિવેકજ્ઞાનની પ્રાપ્તિ થયા છતાં પણ વ્યુત્થાનસંસ્કારો મધ્યે મધ્યે અન્ય વૃત્તિઓનો ઉદય કરતા રહે છે તો તેનો નાશ કરવાનો કયો ઉપાય છે કે જેથી નાશ પામેલા એ વ્યુત્થાનસંસ્કારો પુનઃ અન્ય વૃત્તિઓને ન ઉપજાવી શકે ? એ આકાંક્ષાની નિવૃત્તિ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું સૂત્ર કહે છેઃ—

## हानमेषां क्लेशवदुक्तम् ॥ २८ ॥

**पदबोधिनी टीकाः—यथा क्लेशानामविद्यादीनां हानं पूर्वमुक्तं तथा संस्काराणामपि कर्तव्यम् ॥ २८ ॥**

**સૂત્રાર્થઃ**—એમનો ( એ વ્યુત્થાનસંસ્કારોનો ) નાશ ક્લેશોની ( ક્લેશોના નાશની ) પેઠે કહ્યો [ છે. ] ૨૮

**વિવેચનઃ**—"**ध्यानहेयास्तद्‌वृत्तयः** ॥" તથા "**ते प्रतिप्रसवहेयाः सूक्ष्माः**॥" એ આ ગ્રંથના દ્વિતીયપાદના અગીઆરમા તથા દશમા સૂત્રમાં સ્થૂલ તથા સૂક્ષ્મ અવિદ્યાદિ ક્લેશોનો નાશ કરવાના ક્રમથી વિવેકજ્ઞાન તથા અસંપ્રજ્ઞાતયોગરૂપ જે ઉપાય કહ્યા છે તેજ ઉપાયવડે આ વ્યુત્થાનસંસ્કારોનો પણ નાશ થઇ શકે છે. જેમ વિવેકાભ્યાસરૂપ પ્રસંખ્યાનઅગ્નિથી દગ્ધબીજભાવ પામેલા અવિદ્યાદિ ક્લેશો પોતાના અંકુરોત્પાદનમાં અસમર્થ થઇ જાય છે તેમ વિવેકાભ્યાસરૂપ પ્રસંખ્યાનઅગ્નિથી દગ્ધબીજભાવને પામેલા પૂર્વના વ્યુત્થાનસંસ્કારો પણ અન્ય પ્રત્યયોને ઉત્પન્ન કરવામાં સમર્થ થતા નથી. અપરિપક્વ વિવેકજ્ઞાનનિષ્ઠ ચિત્તમાંજ વ્યુત્થાનસંસ્કારોનો પ્રાદુર્ભાવ થાય છે, પરિપક્વ વિવેકજ્ઞાનનિષ્ઠ ચિત્તમાં તેમનો પ્રાદુર્ભાવ થતો નથી. યોગાભ્યાસી પ્રથમ વિવેકજ્ઞાનના અભ્યાસથી વિવેકજ્ઞાનના સંસ્કારોને સંપાદન કરીને વ્યુત્થાનસંસ્કારોનો નિરોધ કરે, પછી નિરોધસંસ્કારોથી વિવેકજ્ઞાનના સંસ્કારોનો ક્ષય કરે, પુનઃ નિરોધસંસ્કારોનો પણ અસંપ્રજ્ઞાતસમાધિથી લય કરે, માત્ર વિવેકજ્ઞાનની પ્રાપ્તિ કરવાનો યત્ન કરી પોતાને કૃતાર્થ ન માને. ૨૮

એવી રીતે વ્યુત્થાનના નિરોધનો ઉપાય કહીને હવે પ્રસંખ્યાનના નિરોધનો ઉપાય કહેતા છતા જીવન્મુક્તિની પરમકાષ્ઠારૂપ ધર્મમેઘસમાધિના સ્વરૂપને કહે છેઃ—

**प्रसंख्यानेऽप्यकुसीदस्य सर्वथा विवेकख्यातेर्धर्ममेघः समाधिः ॥ २९ ॥**

**पदबोधिनी टीकाः**—तत्त्वानि परिभावयतो योगिनो या सत्त्वपुरुषान्यताख्यातिर्जायते सर्वाधिष्ठातृत्वाद्यवान्तरफला तत्प्रसंख्यानम्। तस्मिन् सति तत्रापि अकुसीदस्य कुत्सितेषु विषयेषु सीदतीति कुसीदो रागस्तद्रहितस्य सर्वथा सर्वात्मना सर्वप्रकारिका वा विवेकख्यातिः पुष्यति तस्माच्च धर्ममेघसंज्ञः समाधिर्भवति। स खल्वशुक्लकृष्णं धर्मं कैवल्यफलं मेहति सिञ्चतीति धर्ममेघः॥ २९॥

**સૂત્રાર્થ:**—વિવેકજ્ઞાનમાં પણ ફલેચ્છારહિતને સર્વથા વિવેકજ્ઞાનથી ધર્મમેઘસમાધિ [ પ્રાપ્ત થાય છે. ] ૨૯

**વિવેચન:**—જ્યારે બ્રહ્મનિષ્ઠ યોગી વિવેકખ્યાતિરૂપ પ્રસંખ્યાનનું અવાંતરફલ જે સર્વભાવનું અધિષ્ઠાતાપણું તથા સર્વજ્ઞપણું છે તેમાં પણ પરવૈરાગ્યદ્વારા વિરક્ત થઇ જાય છે ત્યારે તે પરવૈરાગ્યશીલ યોગીને નિરંતર વિવેકખ્યાતિનો લાભ થાય છે; કેમકે સંસ્કારોનો ક્ષય થવાથી અન્ય વૃત્તિઓની ઉત્પત્તિનો તે કાલમાં અભાવ હોય છે. વિવેકખ્યાતિના દૃઢ અભ્યાસદ્વારા તથા પરવૈરાગ્યદ્વારા વ્યુત્થાનસંસ્કારોના ક્ષયપૂર્વક નિરંતર માત્ર વિવેકખ્યાતિરૂપે ચિત્તની સ્થિતિ થવી તે ધર્મમેઘસમાધિ કહેવાય છે, અને આજ સંપ્રજ્ઞાતયોગની પરાકાષ્ઠા છે.

“ **अयं तु परमो धर्मो यद्योगेनात्मदर्शनम्॥** ” ( યોગવડે જે આત્મદર્શન કરવું તેજ પરમ ધર્મ છે, ) એ **શ્રીયાજ્ઞવલ્ક્યના** વચનથી આત્મસાક્ષાત્કારનું નામ ધર્મ છે, અને તે ધર્મની નિરંતર વૃષ્ટિ કરનાર જે યોગ છે તે ધર્મમેઘસમાધિ કહેવાય છે. પ્રસંખ્યાનના અવાંતરફલમાં જેમને વૈરાગ્ય થતો નથી તેમને ધર્મમેઘસમાધિનો લાભ થતો નથી. ૨૯

ધર્મમેઘસમાધિની પ્રાપ્તિ થવાથી જે ફલ થાય છે તેનું નીચેના સૂત્રથી નિરૂપણ કરે છે:—

## ततः क्लेशकर्मनिवृत्तिः ॥ ३० ॥

**पदबोधिनी टीका:—ततः तस्माद्धर्ममेघात् क्लेशानां पूर्वोक्तानां कर्मणां च पूर्वोक्तानां निवृत्तिर्भवति ॥ ३० ॥**

**સૂત્રાર્થ:—તેથી ( તે ધર્મમેઘસમાધિના લાભથી ) કલેશની તથા કર્મની નિવૃત્તિ [ થાય છે. ] ૩૦**

**વિવેચન:**—ધર્મમેઘસમાધિના લાભથી અવિદ્યાદિ કલેશોના સંસ્કારોસહિત અવિદ્યાદિ કલેશો નાશ પામી જાય છે, તથા કલેશમૂલક પ્રારબ્ધથી ભિન્ન જે શુભાશુભકર્માશય છે તે પણ નાશ પામી જાય છે. કલેશોનો તથા કર્માશયનો ક્ષય થવાથી ત્રિવિધદુ:ખના બાધવડે તે વિદ્વાન્ જીવન્મુક્ત થાય છે. જન્મમરણનો હેતુ વિપર્યયજ્ઞાન છે, તે વિપર્યયજ્ઞાનનો વિવેકખ્યાતિના પરિપાકરૂપ ધર્મમેઘસમાધિવડે ક્ષય થવાથી તે વિદ્વાન્ જન્મમરણના અભાવદ્વારા સમગ્ર બંધનોથી મુક્ત થઈ જાય છે, કેમકે જેનો વિપર્યય ક્ષીણ થઇ ગયો છે તેની પુન: ઉત્પત્તિ સંભવતી નથી. ભગવાન્ અક્ષપાદે પણ "**वीतरागजन्मादर्शनात् ॥**" ( વીતરાગના જન્મના અદર્શનથી ) એ સૂત્રથી વીતરાગના જન્મનો અભાવ કહ્યો છે.

જીવન્મુક્તિની પ્રાપ્તિ થયા પછી કૈવલ્યની પ્રાપ્તિમાટે પ્રારબ્ધનો ક્ષય કરવો અવશેષ રહે છે. જો તે જીવન્મુક્તને શીઘ્ર કૈવલ્ય સંપાદન કરવાની ઇચ્છા થાય તો અસંપ્રજ્ઞાતયોગના અનુષ્ઠાનવડે તે પ્રારબ્ધનો ક્ષય કરે છે, અને જો તેનો નાશ કરવાની તેને ઇચ્છા ન થાય તો તે ભોગથી તેની નિવૃત્તિ થવા દે છે. ૩૦

હવે ધર્મમેઘસમાધિનિષ્ઠ જીવન્મુક્તના ચિત્તનું અન્યના ચિત્તથી વિલક્ષણપણું કહે છેઃ—

**तदा सर्वावरणमलापेतस्य ज्ञानस्या-
नन्त्याज्ज्ञेयमल्पम् ॥ ३१ ॥**

पदबोधिनी टीकाः—तदा तस्मिन्काले। आव्रियते चित्तमेभिरित्यावरणानि क्लेशादयस्तेभ्योऽपेतस्य तद्विरहितस्य ज्ञानस्य बुद्ध्यालोकस्य शरद्गगनप्रतिमस्य आनन्त्यात् अनवच्छेदात् ज्ञेयं चेतनाचेतनात्मकं सर्वं अल्पं गणनास्पदमेव भवति। अक्लेशेनैव सर्वं ज्ञेयं जानातीत्यर्थः ॥ ३१ ॥

સૂત્રાર્થઃ—ત્યારે ( જીવન્મુક્તિની પ્રાપ્તિના સમયમાં ) સર્વ આવરણમલથી રહિત થયેલા ચિત્તના અનંતપણાથી વિષય અલ્પ [ થાય છે. ] ૩૧

વિવેચનઃ—ચિત્તમાં રહેલા સત્ત્વગુણને આચ્છાદન કરનાર જે ક્લેશકર્મરૂપ મલ છે તેમનો જીવન્મુક્તિની પ્રાપ્તિના સમયમાં ધર્મમેઘસમાધિના અનુષ્ઠાનદ્વારા ક્ષય થવાથી ચિત્ત અપરિચ્છિન્ન થાય છે, અને બહારના સર્વ જ્ઞેયપદાર્થ પરિચ્છિન્ન થાય છે. યદ્યપિ ચિત્તસત્ત્વ સત્ત્વગુણપ્રધાન હોવાથી સ્વભાવથીજ સર્વ પદાર્થોને ગ્રહણ કરવાના સામર્થ્યવાળું છે તથાપિ તમોગુણવડે આવૃત થવાથી મૂઢ થયું હતું તે સમગ્ર પદાર્થોને ગ્રહણ કરી શકતું નથી, કિંતુ ક્રિયાશીલ રજોગુણવડે પ્રવૃત્ત કરાયું હતું તમોગુણનો થોડોક તિરસ્કાર કરીને કોઈ કોઈ વિષયને ગ્રહણ કરે છે તેથી ધર્મમેઘસમાધિની પૂર્વે ચિત્તનો પ્રકાર

અલ્પ હોય છે, અને જ્ઞેય પદાર્થો અનંત પ્રતીત થાય છે, પુનઃ જ્યારે ધર્મમેઘસમાધિના અનુષ્ઠાનથી તે ચિત્ત રજસ્તમોમૂલક ક્લેશકર્મરૂપ આવરણથી રહિત થાય છે ત્યારે એવો કોઇ પદાર્થ રહેતો નથી કે જેને તે ચિત્ત વિષય ન કરે, તેથી તે કાલમાં ચિત્ત અપરિચ્છિન્ન થઇ જાય છે, અને જ્ઞેય પદાર્થ આકાશમાં ખદ્યોતના જેવા પરિચ્છિન્ન થઇ જાય છે, અર્થાત્ પચીશ તત્ત્વોથી ભિન્ન અન્ય કોઇ પણ તત્ત્વ હોત તો તેને પણ યોગીનું ચિત્ત વિષય કરત, પણ અન્ય કોઇ તત્ત્વ નથી તેથી જ્ઞેયનીજ સીમા છે, યોગીના ચિત્તની સીમા નથી. અહીં યોગીના ચિત્તની જે અપરિચ્છિન્નતા કહી તે આપેક્ષિક અપરિચ્છિન્નતા જાણવી.

ધર્મમેઘસમાધિનિષ્ઠ યોગીનું ચિત્ત વાસનારહિત તથા મલરહિત હોવાથી કૈવલ્યચિત્ત કહેવાય છે, અને આ ચિત્તના પ્રભાવથીજ ધર્મમેઘસમાધિવાળાને પુનર્જન્મ થતો નથી. એ સમાધિથી ક્લેશકર્મનો ક્ષય થયા પછી યોગી પુનર્જન્મરહિત થઇ કૃતાર્થ થાય છે. શ્રુતિ પણ એમજ કહે છેઃ—

“ अन्धो मणिमविन्दत् तमनङ्गुलिरावयत् ।
अग्रीवः प्रत्यमुञ्चत् तमजिह्वोऽसश्चत् ॥ ”

**ભાવાર્થઃ**—ચક્ષુરાદિ ઇંદ્રિયોનો નિષેધ કરીને બાહ્યવિષયોમાં અંધ થયો છતો યોગી ઋતંભરાપ્રજ્ઞાથી મણિના જેવા પ્રકાશસ્વરૂપ આત્માને પ્રાપ્ત થાય છે, હાથ આદિનો નિષેધ કરીને બાહ્યવિષયોના ગ્રહણમાં આંગળીઓવિનાનો થયો છતો તે પ્રજ્ઞાથી સ્વરૂપનિશ્ચયરૂપ તે આત્મમણિનું ગ્રહણ કરે છે, અભિમાનરૂપ ગ્રીવાનો નિષેધ કરીને અનાત્માભિમાનરહિત થયો છતો સ્વરૂપમાં સ્થિરતારૂપ આત્મમણિને

ધારણ કરે છે, અને મૌનભાવવાળો છતાં કૃતકૃત્યતાના લાભરૂપ આત્મ-મણિની પ્રશંસા કરે છે.

ઉપાદાનકારણનો ઉચ્છેદ થવાથી કાર્યનો અભાવ થાય છે એ અર્થ સર્વત્ર પ્રસિદ્ધ છે. તે નિયમાનુસાર ક્લેશકર્મનો નાશ થયા પછી યોગીના પુનર્જન્મનો અભાવ થાય એ યોગ્યજ છે. ૩૧

પૂર્વોક્ત પ્રકારથી ધર્મમેઘસમાધિના લાભથી ક્લેશકર્મનો ક્ષય થયા પછી પણ ગુણો વિદ્યમાન હોવાથી તે ગુણો યોગીના શરીરને પુનઃ કેમ ઉત્પન્ન કરી શકતા નથી ? એમ શંકા થાય તો તેનું સમાધાન ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રથી કરે છેઃ—

**ततः कृतार्थानां परिणामक्रमसमाप्ति-गुणानाम् ॥ ३२ ॥**

**पदबोधिनी टीकाः—कृतो निष्पादितो भोगापवर्ग-लक्षणः पुरुषार्थो यैः ते कृतार्था गुणाः तेषां परिणामक्रमः सृष्टावानुलोम्येन प्रलये प्रातिलोम्येन च वक्ष्यमाणरूपस्तस्य समाप्तिर्भवतीति शेषः ॥ ३२ ॥**

**સૂત્રાર્થઃ**—તેથી ( ધર્મમેઘસમાધિનો ઉદય થવાથી ) કૃતાર્થ [ થયેલા ] ગુણોના [ કાર્યોત્પાદનરૂપ ] પરિણામક્રમની સમાપ્તિ [ થાય છે. ] ૩૨

**વિવેચનઃ**—જ્યાંસુધી ભોગ તથા અપવર્ગરૂપ બંને કાર્યો પુરુષને માટે સંપાદન નહિ કરીને અકૃતાર્થ હોય એટલે કે પોતાના તે

કાર્યને કરી રહેવારૂપ તેમના અધિકારની સમાપ્તિ થઇ ન હોય ત્યાં-સુધીજ તે ત્રણે ગુણો પરિણામક્રમવાળા રહે છે. જ્યારે એ બંને કાર્યોને કરીને તેઓ કૃતાર્થ—સમાપ્તાધિકાર—થાય છે ત્યારે તે ગુણો તે પુરુષપ્રતિ પરિણામક્રમથી રહિત થઇ જાય છે. ગુણોનું કાર્યની ઉત્પત્તિની અભિમુખ થવું, તેમનું વિષમપણું થવું, અને મહત્તત્ત્વાદિરૂપે પરિણામ પામવું એ ગુણોનો પરિણામક્રમ છે. પરિણામક્રમનું લક્ષણ ભગવાન્ સૂત્રકાર આગલ્યા સૂત્રવડે કહેશે તેથી તેનું વિશેષ વિવેચન ત્યાં કરવામાં આવશે. પોતાના પૂર્વોક્ત કાર્યની સિદ્ધિ થયા પછી ક્ષણભર પણ તે ગુણો પરિણામક્રમને માટે સ્થિત થઇ શકતા નથી, અને વિવેકખ્યાતિની પરાકાષ્ઠારૂપ ધર્મમેઘસમાધિનો ઉદય થવાથી જેમનું કર્તવ્ય સમાપ્ત થયું છે એવા સત્ત્વાદિ ત્રણે ગુણો યોગીના શરીરના આરંભક થતા નથી. જે કુશલ પુરુષના પ્રતિ આ ગુણો કૃતાર્થ થયા છે તેમના પ્રતિજ આ ગુણો પરિણામક્રમથી રહિત થાય છે, અન્ય પુરુષોના પ્રતિ તેઓ પરિણામક્રમથી રહિત થતા નથી.

ભોગમોક્ષરૂપ પુરુષાર્થ સિદ્ધ કર્યા પહેલાં મહત્તત્ત્વથી માંડીને ઘટાદિ-પર્યંતના જે પરિણામો છે તેમનો સર્ગમાં અનુક્રમે આવિર્ભાવ, અને પ્રલયમાં-ઘટાદિ પૃથિવીમાં, પૃથિવી પાર્થિવતન્માત્રવિશિષ્ટ જલમાં, જલ તેજમાં, તેજ વાયુમાં ને વાયુ આકાશમાં એમ કાર્યનો પોત-પોતાના કારણમાં પ્રધાનપર્યંત તિરોભાવ, એવી રીતે અનુલોમ-પ્રતિલોમપરિણામની ધારા હતી તેની ધર્મમેઘસમાધિના ફલભૂત પર-વૈરાગ્યપછી પરિસમાપ્તિ થાય છે; કેમકે પુરુષાર્થરહિત થયેલા તે ગુણો પછી પુરુષને ઉપકારક થતા નથી તેથી તેઓની તે કૃતાર્થપુરુષપ્રતિ આત્યંતિકનિવૃત્તિ થાય છે.

પુરુષને ઈશભાવની પ્રાપ્તિ થયા પછીજ ગુણોના પરિણામક્રમની

સમાપ્તિ થાય એવો નિયમ નથી, વિવેકજ્ઞાનવડે અભિમાનની શિથિલતા થવાથી ઈશભાવની પ્રકટરીતે પ્રાપ્તિ થયા વિના પણ ગુણોના પરિણામક્રમની સમાપ્તિ થાય છે એ અર્થ આ ગ્રંથના તૃતીયપાદના પંચાવનમા સૂત્રમાં નિરૂપણ થઇ ગયો છે તેથી અત્ર તેનું વિશેષ નિરૂપણ કર્યું નથી. ૩૨

હવે પરિણામક્રમના જ્ઞાનનો ઉપાય કહેતા છતા ભગવાન્ સૂત્રકાર પરિણામક્રમનું લક્ષણ કહે છેઃ—

## क्षणप्रतियोगी परिणामापरान्तनिर्ग्राह्यः क्रमः ॥ ३३ ॥

पदबोधिनी टीकाः—पूर्वोक्तक्रमशब्दार्थमाह :-क्षणेति । क्षणप्रतियोगी क्रम इति स्वरूपनिर्देशः क्षणयोः पौर्वापर्यं क्रम इति तल्लक्षणम् । क्षणौ प्रतियोगिनौ निरूपकौ यस्य स क्षणप्रतियोगी । एवं क्षणिकपरिणामक्रमो ज्ञेयः। अत्र प्रमाणमाह :-परीति । हेतुगर्भितविशेषणमिदम् । अयमर्थः—मृदि पिण्डघटकपालचूर्णकणानां प्रत्यक्षपरिणामानां पूर्वान्तः पिण्डः अपरान्तः कणः इति पूर्वोत्तरावधिग्रहणेन क्रमो निश्चित्य ग्राह्यो भवति । पिण्डानन्तरं घट इति क्रमोऽत्र प्रत्यक्ष एव । कचिच्च सुरक्षितवस्त्रादौ पुरातनतादर्शनेन पूर्वान्तनवत्वपरिणाममारभ्य क्षणे क्षणे पुरातनतायाः सूक्ष्मतम-सूक्ष्मतर-सूक्ष्म स्थूल-स्थूलतर-स्थूलतमत्वेन जायमानाया भेदं ज्ञात्वा

नवत्वानन्तरं सूक्ष्मतमपुरातनता तदनन्तरं सूक्ष्मतरपुराणतेति क्रमोऽनुमेयः ॥ ३३ ॥

**સૂત્રાર્થ:**—ક્ષણોના સંબંધવાળી [ તથા ] પરિણામના અંતવડે જણાનારી [ જે ગુણોની અવસ્થાવિશેષ તે ] ક્રમ [ કહેવાય છે. ] ૩૩

**વિવેચનઃ**—કાલનું સૂક્ષ્મતમરૂપ તે ક્ષણ કહેવાય છે. એકજ ક્ષણમાં ક્રમ સંભવી શકતો નથી તેથી અનેકક્ષણોનો આશ્રય કરનાર ક્ષણોના પૂર્વાપરપણારૂપ જે પરિણામપ્રવાહ છે તે પરિણામક્રમ ગણાય છે. આ ક્રમ પરિણામના અવસાનવડે જ્ઞાત થાય છે. પ્રથમ સ્થૂલવસ્તુઓમાં તે ક્રમનો નિશ્ચય કરીને પછી સૂક્ષ્મવસ્તુઓમાં તેનો નિશ્ચય કરવો જોઇએ. પ્રયત્નપૂર્વક સાચવી રાખેલા નવા વસ્ત્રમાં અનેક વર્ષો પછી જે જીર્ણતા જોવામાં આવે છે તે પરિણામનો અંત કહેવાય છે. પરિણામનો એ અંત ક્રમને જણાવનાર છે. અવયવોના અત્યંતશિથિલ થવારૂપ વસ્ત્રમાં જે જીર્ણતા પ્રતીત થઇ તે એકવાર એકજ દિવસમાં થઇ નથી, કિંતુ પ્રથમ સૂક્ષ્મતમજીર્ણતા, પછી સૂક્ષ્મતર, પછી સૂક્ષ્મ, પછી સ્થૂલ, પછી સ્થૂલતર ને પછી સ્થૂલતમ એવી રીતે ક્રમથી થઇ છે. આ જે જીર્ણતારૂપ પરિણામનો અંત છે તેજ પૂર્વોક્તરીતે પરિણામક્રમમાં પ્રમાણ છે. આ પરિણામક્રમ કેવલ અનિત્ય પદાર્થોમાંજ થાય છે એવો નિયમ નથી, કિંતુ નિત્ય પદાર્થમાં પણ એ ક્રમ છે. અનિત્ય પદાર્થો સ્વભાવથીજ અંતવાળા હોવાથી તેમાં ક્રમ જણાય છે, અને ગુણોનો કાર્યમાત્રમાં અન્વય હોવાથી કાર્યના અંતદ્વારા ગુણોમાં ક્રમનું અનુમાન થઇ શકે છે.

નિત્યતા બે પ્રકારની છે, એક કૂટસ્થનિત્યતા, અને બીજી પરિ-

ણામિનિત્યતા. તેમાં પુરુષમાં કૂટસ્થનિત્યતા છે, અને ગુણોમાં પરિણામિનિત્યતા છે. જોકે સ્વસ્વરૂપથી રૂપાંતરરહિત હોવાથી કૂટસ્થરૂપ પુરુષજ નિત્ય સંભવી શકે છે, ગુણો નિત્ય સંભવી શકતા નથી, કેમકે તે સ્વરૂપથી પૂર્વરૂપના ત્યાગપૂર્વક અન્ય રૂપને પામનાર હોવાથી પરિણામી છે, તથાપિ " **यस्मिन् परिणम्यमाने तत्त्वं न विहन्यते तन्नित्यम् ॥** " ( જેનું પરિણામ થયા છતાં પણ સ્વરૂપનો વિઘાત ન થાય તે નિત્ય કહેવાય છે, ) એ યોગભાષ્યમાં કહેલું નિત્યનું લક્ષણ પુરુષ તથા ગુણ એ બંનેમાં વિદ્યમાન છે, કારણકે બંનેના સ્વરૂપના વિઘાતનો અભાવ છે. તાત્પર્ય કે અતીતાવસ્થાથી રહિત હોવું તેજ નિત્યનું સામાન્ય લક્ષણ છે, પરિણામીઅપરિણામીનો તેમાં પ્રવેશ નથી. તે અતીતાવસ્થાની પ્રાપ્તિથી રહિત ગુણ અને પુરુષ બંને છે, કેમકે ધર્મ, લક્ષણ ને અવસ્થાજ ઉદયનાશવાળાં છે, ધર્મીભૂત ગુણ ઉદયનાશવાળા નથી તેથી તે બંને નિત્ય કહેવાય છે. અનિત્ય બુદ્ધિ આદિ કાર્ય, પરિણામિનિત્ય ગુણસ્વરૂપ પ્રધાન, અને કૂટસ્થનિત્ય પુરુષ એ ત્રણેમાં પૂર્વોક્ત ક્રમનો સંબંધ છે. તેમાં બુદ્ધિ આદિક જે ગુણોનાં અનિત્ય કાર્ય છે તેઓમાં તો પરિણામના અંતવડે ગ્રહણ થવાયોગ્ય ક્રમ લબ્ધપર્યવસાન ( અતીતાવસ્થારૂપ ધર્મને પામનાર ) છે, અને કારણરૂપ જે નિત્યગુણ છે તેમાં આ ક્રમ અલબ્ધપર્યવસાન ( અતીતાવસ્થારૂપ ધર્મને નહિ પામનાર ) છે, અને કૂટસ્થરૂપ જે નિત્યપુરુષ છે તેમાં પણ આ ક્રમ અલબ્ધપર્યવસાન છે. યદ્યપિ પુરુષમાં વાસ્તવક્રમનો સદ્ભાવ સંભવતો નથી, તથાપિ અસ્તિ( છે )ક્રિયાને લઇને અર્થાત્ પુરુષ પૂર્વકાલમાં પણ હતો, વર્તમાનકાલમાં પણ પુરુષ છે, તથા ભવિષ્યત્કાલમાં પણ પુરુષ હશે, એવી રીતે સર્વકાલસંબંધરૂપ નિત્યતા તેમાં છે. આ અસ્તિક્રિયાને લઇને અવાસ્તવક્રમનો પુરુષમાં પણ

સંબંધ જાણવો, તાત્પર્ય કે બદ્ધપુરુષોનો ચિત્તથી અવિવેક હોવાથી ચિત્તના પરિણામક્રમનો તેમને પુરુષમાં અધ્યાસ જાણવો, અને મુક્ત-પુરુષોને અસ્તિક્રિયાને લઇને કલ્પિતક્રમનો સંબંધ જાણવો.

**શંકાઃ**—સૃષ્ટિપ્રલયપ્રવાહરૂપથી ગુણોમાં વર્તમાન જે આ સંસાર-ક્રમ છે તે ક્રમની સમાપ્તિ થાય છે વા નહિ ? જો થાય છે એમ કહો તો પૂર્વે એ ક્રમ અલબ્ધપર્યવસાન કેમ કહ્યો ? અને જો સમાપ્તિ થતી નથી એમ કહો તો પૂર્વસૂત્રમાં ગુણોના પરિણામક્રમની સમાપ્તિ કેમ કહી ?

**સમાધાનઃ**—આ શંકા નિયમવડે અવચનીય છે, અર્થાત્ એક-વારજ હા અથવા ના એવું ઉત્તર કહી દેવાય એવી નથી, કિંતુ તેનો વિભાગપૂર્વક ઉત્તર કહી શકાય એવી છે. પ્રશ્ન બે પ્રકારના હોય છે, એક તો એકાંતવચનીય-નિયમવડે એકજ સમાધાનરૂપ ઉત્તર દેવાયોગ્ય, અને બીજો વિભજ્યવચનીય-વિભાગપૂર્વક ઉત્તર દેવાયોગ્ય. તેમાં "જે ઉત્પન્ન થયેલ છે તે સર્વ શું મૃત્યુ પામશે ?" આ જે પ્રશ્ન છે તે એકાંત-વચનીય છે, અર્થાત્ અવશ્ય મૃત્યુ પામશે, એવી રીતે એકજ ઉત્તર આપવાની યોગ્યતાવાળો છે; અને "જે મૃત્યુ પામશે તે શું પુનઃ જન્મ પામશે ?" આ જે પ્રશ્ન છે તે વિભજ્યવચનીય છે, અર્થાત્ જેને વિવેકખ્યાતિની પ્રાપ્તિ થઇ છે એવો તૃષ્ણારહિત કુશલ પુરુષ નહિ જન્મે, અને અન્ય અવિવેકી જન્મશે, એવી રીતે વિભાગપૂર્વક ઉત્તર દેવાયોગ્ય છે, તથા "મનુષ્યજાતિ શ્રેષ્ઠ છે વા અશ્રેષ્ઠ છે ?" આ જે પ્રશ્ન છે તે પણ વિભજ્યવચનીય છે, અર્થાત્ પશુ આદિકની અપેક્ષાથી મનુષ્ય શ્રેષ્ઠ છે, અને દેવ તથા ઋષિઓની અપેક્ષાથી તે અશ્રેષ્ઠ છે એવું ઉત્તર આપવાને યોગ્ય છે. એવી રીતે "સંસારક્રમ સમાપ્તિ-વાળો છે ? વા સમાપ્તિરહિત છે ?" આ પ્રશ્ન પણ નિયમવડે અવચનીય હોવાથી વિભજ્યવચનીય છે, અર્થાત્ જો સંસારક્રમનો ( સૃષ્ટિપ્રવાહનો )

ઉચ્છેદ માનવામાં આવે તો સંસારને અનાદિઅનંત બોધન કરનારાં શાસ્ત્રો બાધિત થશે, અને જો આનો ઉચ્છેદ નહિ માનવામાં આવે તો કોઇની પણ મુક્તિ નહિ થવાથી મોક્ષપ્રતિપાદક યોગશાસ્ત્ર વ્યર્થ થશે તેથી નિયમવડે સંસારનો ઉચ્છેદ અથવા અનુચ્છેદ નક્કી કરવો દોષયુક્ત હોવાથી અશક્ય છે; કિંતુ કુશલ ( ધર્મમેઘસમાધિનિષ્ઠ ) પુરુષમાં સંસારક્રમની સમાપ્તિ છે, અને અકુશલ ( અવિવેકી ) પુરુષમાં સંસારક્રમની સમાપ્તિ નથી, એવી રીતે વિભાગપૂર્વક આનો નિશ્ચય કરવો યુક્ત છે.

**શંકાઃ**—મુક્તપુરુષોને માટે પ્રધાનના પરિણામક્રમની સમાપ્તિ થાય છે તો ક્રમશઃ પ્રત્યેક જીવ મુક્ત થતાં થતાં કોઇ કાલે સર્વ જીવો મુક્ત થઇ જવાથી પ્રધાનના ક્રમની સમાપ્તિ થઇ જશે, અને તેમ થવાથી સંસારનો ઉચ્છેદ અને પ્રધાનની અનિત્યતા થઇ જશે.

**સમાધાનઃ**—જીવ અસંખ્યાત છે તેથી સંસારનો ઉચ્છેદ નહિ થાય. અનંતકાલ વ્યતીત થયા છતાં પણ સંસારનો ઉચ્છેદ થયો નથી તો હવે પછી તેનો ઉચ્છેદ થઇ જશે એમ માનવું યુક્ત નથી. વળી પશુ, પક્ષી, મત્સ્ય, કૃમિ, કીટ, મશક, જૂ, સર્પ, વૃશ્ચિક, કાકીડા, ગુલ્મ, વનસ્પતિ, ઓષધિ અને વૃક્ષાદિરૂપ પ્રભેદથી અનંત ચરાચર જીવ છે તે સર્વને શીઘ્ર વિવેકખ્યાતિના લાભના અભાવથી સર્વપ્રાણીને મુક્ત થવાનો સંભવ નથી. ૩૩

ગુણોના અધિકારની સમાપ્તિદ્વારા પરિણામની સમાપ્તિ થવાથી પુરુષને કૈવલ્યની પ્રાપ્તિ થાય છે એમ ઉપરનાં બે સૂત્રોવડે નિરૂપણ કરી હવે તે કૈવલ્યના સ્વરૂપનો ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રવડે નિશ્ચય કરી આ પાદની તથા આ ગ્રંથની સમાપ્તિ કરે છેઃ—

## पुरुषार्थशून्यानां गुणानां प्रतिप्रसवः कैवल्यं स्वरूपप्रतिष्ठा वा चितिशक्तिरिति ॥ ३४ ॥

पदबोधिनी टीकाः—पुरुषार्थशून्यानां समाप्तभोगापवर्गाणां गुणानां यः प्रतिप्रसवः प्रतिलोमपरिणामस्तस्य समाप्तौ विकारानुद्भवः यदि वा चितिशक्तेर्वृत्तिसारूप्यनिवृत्तौ स्वरूपप्रतिष्ठा स्वरूपमात्रेणावस्थानं बुद्ध्याद्यनर्थेनात्यन्तिकवियोग इति यावत् तत् कैवल्यमित्युच्यते। अत्रायं क्रमः —व्युत्थानसमाधिपरवैराग्यसंस्कारा मनसि लीयन्ते। मनश्चास्मितायां। सा च महति। तच्च गुणेष्विति। सूत्रे इतिशब्दः शास्त्रसमाप्त्यर्थः ॥ ३४ ॥

इति श्रीपातञ्जले सांख्यप्रवचने योगशास्त्रे पदबोधिन्यां टीकायां कैवल्यपादः चतुर्थः समाप्तः ॥ ४ ॥

સૂત્રાર્થઃ—પુરુષાર્થરહિત ગુણોનો પ્રતિપ્રસવ ( પોતપોતાના કારણમાં લયદ્વારા પ્રધાનમાં લય ) [તે] કૈવલ્ય [છે,] અથવા ચેતનશક્તિ સ્વરૂપમાં સ્થિતિ [ પામે તે કૈવલ્ય છે. ] ઇતિ. ૩૪

વિવેચનઃ—પુરુષના ભોગ તથા અપવર્ગરૂપ પુરુષાર્થના સંપાદન-

થી કૃતાર્થ થયેલા પુરુષાર્થશૂન્ય કાર્યકારણસ્વરૂપ ગુણોનો જે પ્રતિપ્રસવ અર્થાત્ વ્યુત્થાન, સમાધિ ને નિરોધ આ ત્રણેના સંસ્કારોનો મનમાં લય, મનનો અહંકારમાં લય, અહંકારનો લિંગરૂપ બુદ્ધિમાં લય, અને બુદ્ધિનો ગુણરૂપ પ્રધાનમાં લય થવો એ પુરુષનું કૈવલ્ય છે; અથવા બુદ્ધિસત્ત્વની સાથે પુનઃ કદીપણ સંબંધ ન થવાથી પુરુષનું નિરંતર કેવલ ચિતિશક્તિરૂપથી અવસ્થાન જે સ્વરૂપપ્રતિષ્ઠા એટલે વાસ્તવરૂપથી સ્થિતિ તે કૈવલ્ય છે.

જેમ વેદાંતમતમાં અજ્ઞાનની નિવૃત્તિનો અને પરમાનંદસ્વરૂપ બ્રહ્મની પ્રાપ્તિનો સમકાલ છતાં પણ “ **भूयश्चान्ते विश्वमायानिवृत्तिः ॥** ” (પુનઃ અંતે વિશ્વમાયાની નિવૃત્તિ થાય છે, ) તથા “ **तरति शोकमात्मवित् ॥** ” ( આત્મવેત્તા શોકને તરે છે,) ઇત્યાદિ શ્રુતિઓમાં અજ્ઞાનની નિવૃત્તિને મુક્તિ કહેલી છે, અને “ **स यो ह वै तत्परमं ब्रह्म वेद ब्रह्मैव भवति ॥** ” (જે તે પરમબ્રહ્મને જાણે તે બ્રહ્મજ થાય છે, ) ઇત્યાદિ શ્રુતિઓમાં બ્રહ્મની પ્રાપ્તિને મુક્તિ કહેલી છે તેમ અહીં પણ ગુણોનો પ્રતિપ્રસવ અને સ્વરૂપપ્રતિષ્ઠા આ બંને સમકાલે થાય છે, છતાં પણ તાત્પર્યની એકતાથી કૈવલ્યનાં બે લક્ષણ કહ્યાં છે, લક્ષણના ભેદથી કૈવલ્યનો ભેદ નથી. સૂત્રની અંતે આવેલો **इति**શબ્દ ચોથા પાદની તથા આ શાસ્ત્રની પરિસમાપ્તિનો બોધક છે. ૩૪

આ પાદમાં પ્રતિપાદન કરેલા વિષયનો સંગ્રાહક શ્લોક નીચે પ્રમાણે છેઃ—

**“मुक्त्यर्हचित्तं परलोकमेयप्रसिद्धयो धर्मघनः समाधिः ।**
**द्वयी च मुक्तिः प्रतिपादिताऽस्मिन्पादे प्रसङ्गादपि चान्यदुक्तम्॥”**

**ભાવાર્થ:**—અન્ય ચિત્તોથી વિલક્ષણ મુક્તિની યોગ્યતાવાળું ચિત્ત છઠ્ઠા સૂત્રથી કહ્યું, પૂર્વજન્મોના સદ્‌ભાવના પ્રતિપાદનવડે પરલોકની સિદ્ધિ દશમા સૂત્રથી કહી, બાહ્યવિષયની સિદ્ધિ પંદરમા ઇત્યાદિ સૂત્રોવડે કથન કરી, ચિત્તથી અતિરિક્ત દ્રષ્ટા પુરુષની સિદ્ધિ ઓગણીશમા ઇત્યાદિ સૂત્રોથી નિરૂપણ કરી, ધર્મમેઘસમાધિનું નિરૂપણ ઓગણત્રીશમા સૂત્રથી કર્યું, ત્રીશમા સૂત્રથી જીવન્મુક્તિનું ને ચોત્રીશમા સૂત્રથી વિદેહ-મુક્તિનું નિરૂપણ કર્યું, અને પ્રસંગથી પ્રકૃતિનો અનુપ્રવેશ તથા વાસનાનું અનાદિપણું ઇત્યાદિકનું પણ નિરૂપણ કર્યું.

આ દર્શનના ચાર પાદના અર્થનો સંગ્રાહક શ્લોક આ પ્રમાણે છેઃ-

**“ निदानं तापानामुदितमथ तापाश्च कथिताः,**
**सहाङ्गैरष्टाभिर्विहितमिह योगद्वयमपि ।**
**कृतो मुक्तेरध्वा गुणपुरुषभेदः स्फुटतरो,**
**विविक्तं कैवल्यं परिगलिततापा चितिरसौ ॥”**

**ભાવાર્થ:**—આ ગ્રંથના પ્રથમપાદમાં આધ્યાત્મિક, આધિ-ભૌતિક ને આધિદૈવિક એ ત્રણ દુઃખોનું કારણ જે ગુણ અને પુરુષનો સંયોગ તેનું કથન કર્યું, તથા ત્રિવિધતાપોનું પણ પ્રકારાંતરે નિરૂપણ કર્યું; બીજા પાદમાં સંપ્રજ્ઞાત તથા અસંપ્રજ્ઞાતયોગનું યોગનાં આઠ અંગોસહિત વર્ણન કર્યું; ત્રીજા પાદમાં મુક્તિનો માર્ગ જે ગુણ તથા પુરુષનો ભેદ તે વિશેષ સ્ફુટ કર્યો; અને ચોથા પાદમાં આ ચેતનશક્તિ ત્રિવિધતાપથી અત્યંતરહિત છે એમ કૈવલ્યના કથનવડે સ્પષ્ટ કરી દેખાડયું.

टीकेयं योगसूत्राणां कृता रहस्यदीपिका ।
अनया प्रीयतां देवो दक्षिणाशामुखः शिवः ॥

ભાવાર્થ:—શ્રીયોગસૂત્રોની આ શ્રીરહસ્યદીપિકાનામની ટીકા યથામતિ કરી, આ ટીકાના પ્રયત્નવડે સર્વદિશાભણી જેમની દૃષ્ટિ છે એવા મહેશ્વરરૂપ પરમાત્મા પ્રસન્ન થાઓ.

ઇતિ શ્રીપાતંજલયોગદર્શનના કૈવલ્યપાદનામના ચોથા પાદની શ્રીરહસ્યદીપિકાનામની ટીકા સમાપ્ત થઈ. ૪

श्रीपातंजलयोगदर्शन समाप्त.

॥ ॐ ॥

# ॥ श्रीपातंजलयोगदर्शननां सूत्रोनो वर्णानुक्रम ॥